# વૈષ્ણવજન

વર્ષ ૯ ]    એપ્રિલ – ૧૯૭૦    [ અંક ૧

## અનુક્રમણિકા





## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલ્લકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [લેખકોને]

વૈષ્ણવજનમાં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

### લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક, મુદ્રક, માલિક : વીરેન ગાંધી   સંપાદક : નવીન ગાંધી   ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ—પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ

# વૈષ્ણવજન

વર્ષ : ૯ ]  એપ્રિલ – ૧૯૭૦  [ અંક : ૧

## અનુક્રમણિકા





## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

### લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ

# પરિભ્રમણ

'આશુતોષ'

### કુદરતને ખોળે

અમેરિકન LIFE સામયિકમાં રજૂ થએલી વાતો માનવાની હોય તો કુદરતને ખોળે જવામાં ભારતવાસીઓ કરતાં અમેરિકનો આગળ છે. ત્યાં હવે સામાન્ય જનમત જાગૃત અને તકેદારી રાખતો થઈ ગયો છે. કુદરતના સૌંદર્યનો જે નાશ માનવીના હાથે થઈ રહ્યો છે તેમજ જલ, સ્થળ, આકાશ અને વાયુને કલુષિત કરતા માનવજાતના વૈજ્ઞાનિક આયુધો, સર્વનાશના અગ્નિમાં જવતલ હોમી રહ્યા છે તેનો પ્રતિકાર અમેરિકામાં થઈ રહ્યો છે. યુનિવર્સિટી કેમ્પસનું મેદાન વિશાળ કરવા, આડે આવતા વૃક્ષોને કાપતા રોકવા, વિદ્યાર્થી ૧૦ ફૂટ ઊંચા વૃક્ષના ઠૂંઠા ઉપર આસન જમાવીને બેસી જાય છે અને કહે છે વૃક્ષ કાપવા નહિ દઈએ; હજારોની સંખ્યામાં મોટર ગાડીઓ પેટ્રોલનો નકામો ધૂમાડો હવામાં છોડીને વાતાવરણની શુદ્ધિ જોખમાવે છે માટે મોટર હોવા છતાં તેને નહીં ચલાવવા પ્રતિજ્ઞાઓ લેવડાવાય છે; એક જર્મન કંપનીએ અમેરિકાના શહેરમાં કેમિકલ કારખાનું નાખવાની જાહેરાત કરી તેની સામે આખા ગામે સત્યાગ્રહ શરૂ કર્યો છે; બુલડોઝરો જમીન સરખી કરવા ત્યાં આવશે ત્યારે નાનાં બાળકો રસ્તા આડે સૂઈ જશે હશે! અમેરિકામાં દરિયાકાંઠાને (Sea Beach) કૃત્રિમ રીતે સુશોભિત કરી, સહેલાણીઓ માટે નહાવાની, સુવાની, સૂર્યસ્નાનની સુવિધાઓ ઊભી કરવામાં આવે છે. આનાથી માનવીની દૃષ્ટિએ ઉપયોગિતા વધતી હશે પરંતુ પ્રાકૃત કુદરતી સૌંદર્ય તો જોવા મળતું નથી. આની સામે જેહાદ કરનારાઓ દરિયાકાંઠાની ચોકી કરી, ઝાડી ઝાંખરા પણ ખેસવવાની ના પાડે છે! અને આને માટે જનમત જાગૃત કરાય છે—ચોપાનિયાં વહેંચાય છે— ઝુંબેશ ચાલે છે અને બધા જ પક્ષના લોકો તેમાં સાથ આપે છે. સાચી વાત હોય તો વિરોધપક્ષીઓ પણ સહકારની ના પાડતા નથી.

વાહ રે વાહ, અમેરિકા! એક બાજુ ચંદ્રને હથેળીમાં રમાડે છે અને બીજી તરફ એક વૃક્ષ છેદન ન થાય તેની કાળજી રાખે છે! કોમ્પ્યુટરની મદદથી બ્રહ્માંડના ભેદ ઉકેલે છે તો દરિયાકાંઠે ઉગેલા ઝાડીઝાંખરાની પણ ચિંતા કરે છે. અફસોસ ફક્ત એટલો જ છે કે ભારત જ્યાં જલ, વાયુ, પૃથ્વીને દેવ સ્વરૂપ કલ્પીને મોમાં કોળિયો મૂકતાં પહેલાં, પ્રથમ ગ્રાસ અર્પણ થાય છે ત્યાં કોઈને કોઈ વાતની પડી નથી. લાખોના હિસાબે વૃક્ષો કપાય છે. ગંગા અને જમુનાના પાણીમાં રિફાઈનરીઓનો કચરો ઠલવાય છે અને પ્રાકૃતિક સૌંદર્યની ચિંતા ગળચાગાંઠયા, ગાંદનું ગોપીચંદન ઘસતા કવિઓ સિવાય કોઈ કરતું નથી. કેવો શતમુખી વિનિપાત!

### અલિયાબેટ

ભાવનગરથી ૪૫ કિલોમિટર દૂર ખંભાતના અખાતમાં અલિયાબેટ ખાતે સાગરના પેટાળમાંથી કાળું પ્રવાહી સોનું શોધવાનો પુરુષાર્થ ૧૯ મી માર્ચે મ.ડ.યો અને ઇન્દિરા ગાંધીના હસ્તે શારકામનું મુહૂર્ત થયું તે બનાવ, જો તેલ સંશોધન આ દરિયાઈ વિસ્તારમાં મળી આવે તો, શકવર્તી બની રહેશે. દરિયામાંથી તેલ કાઢવું સહેલ નથી. જમીનમાંથી પણ તેલ કાઢતાં ભલભલા રાષ્ટ્રો હાંફી જાય છે. સદ્‌ભાગ્યે દક્ષિણ ગુજરાતની 'બોમ્બેહાઈ' નામે ઓળખાતી પટ્ટી વિપુલ શકયતાથી ભરેલી છે અને તેથી જ આ વિરાટ સાહસ હાથ ધરાયું છે. દરેક પુરુષાર્થના પરિણામ તો હરિને હાથ હોય છે. દરિયામાં પાણી અને મોજાંઓના રાક્ષસી બળ વચ્ચે પ્લેટફોર્મ બનાવીને શારકામ કરવું કેટલું કઠિન છે તેની માહિતી તો 'ઓપરેશન શીપ ફોગ' વિષે બોલતાં વાયુપંચના અધ્યક્ષ જોન્સન સાહેબે આપી જ છે. ભારતના ઈજનેરો આવું કાર્ય પાર પાડી શકે છે તે અવશ્ય ગૌરવને પાત્ર છે. ખરેખર જો આ ક્ષેત્રમાંથી તેલ મળી આવે તો એક નવી જ શકયતા

## નજર કરું છું △ હસિત બૂચ

નજર કરું છુ ચોગમ : ઊભી ઊંચી ઊંચી વાડ,
અહીં છે ડગલે ડગલે આડ !

રોજ સવારે સૂરજનો સંકેત મળે છે જૂદો.
નીડ છોડતા પંખીનો કલશોર ઢળે છે જૂદો.
સ્વપ્નના જૂદા જૂદા લાડ !

અહીં હોઠ અડતું આવેલુ રહું હંમેશાં ખોવુ;
અહીં ચાલતાં થયુ કુડાગું ગળે વળગતું જોવું,
મળે ના પારખનારું નાડ !

એક વાવતા ઉખડે બીજું હસતી ઊભી વાડ !
હવાના ખડ ખડ હસતા હાડ !



## સ્ત્રીઓ △ હરબન્સ પટેલ

સ્વપ્ન
નિર્વસ્ત્ર વિચારો
ફૂટપાથે સુનારની
સ્લીપીંગ પીલ્સ
શિખરેથી ફેંકે તળેટીમાં–

શૈશવ
ઘરઘરની રમત
રાક્ષસ–રાજકુમારની વારતા
આપણે પીંજરમાં એ ડાઘે બેઠું ગાય

## ફોરમની જેમ △ ભાનુપ્રસાદ પંડયા

ફોરમની જેમ કરે ગુફતેગો દૂરથીય ઝંખું છુ એક એવા ક્હેણને,
આખા યે અંગને ભિંગે રોમાંચ એવા જોવા દો નીરવના વ્હેણને !
સુણી સુણી થાકું અહંકેરા બોલ જે થભ્યા સમજને સીમાડે,
એવા તે સૂર હવે સાંભળવા તલખું જે આગળા અલખના ઉઘાડે !
ઝગમગતો દીવો ના માગું દિયોને એક આગિયો જે અજવાળે રેણને
ફોરમની જેમ.

છેટેના પગરવમાં પ્રોવીને રાખવા રણઝણતા તાર તલસાટના
મિલનને કૂપ નથી પૂરવા અગાધ પેલાં ખળભળતાં નીરને ઉચાટના
શ્રવણોના અશ્વો સૌ ઊપડો છલાંગીને સરહદ બાંધીને ઊભા વેણને
ફોરમની જેમ કરે ગુફતેગો દૂરથી ય ઝંખુ છુ એક એવા ક્હેણને

## અંધકાર △ હસમુખ પટેલ 'શૂન્યમ્'

અંધકાર આ કેટલો મ્હોરે છે અંધકારમાં;
ફૂલડાં થઈને કેટલો ફોરે છે અંધકારમાં !
તૃણ બનીને પી શકાય તો પીઉં છું,
થમ થમે ગગામાં ને સંભળાય ગનકારમાં !
રાતવરત શોધ્યો એને થાકી ગયો છુ,
માનળો થઈને કેટલો ચૂસાયો તુસારમાં !

રાતમાં ઘુરડ તણી આંખમાં છાને ચળકે,
સહેજમાં નમીને મારા ખેંચાઈ આવશે પુકારમાં
ધરતી ભલે દાટે એને કોઈ અમાપ ઊંડાણમાં,
જોઈ લો રંગ એનો કેવો બદલાય બહારમાં !
કબરમાં સાથ લઈ અંધકારનો પોઢી લાશ,
એકનું એકનું અંધકારથી મરણાય મઝારમાં !

*

# પરિભ્રમણ

'આશુતોષ'

## કુદરતને ખોળે

અમેરિકન LIFE સામયિકમાં રજૂ થએલી વાતો માનવાની હોય તો કુદરતને ખોળે જવામા ભારતવાસીઓ કરતાં અમેરિકનો આગળ છે ત્યાં હવે સામાન્ય જનમન જાગૃત અને તકેદારી રાખતો થઈ ગયો છે. કુદરતના સૌંદર્યનો જે નાશ માનવીના હાથે થઈ રહ્યો છે તેમજ જલ, સ્થળ, આકાશ અને વાયુને કલુષિત કરતા માનવજાતના વૈજ્ઞાનિક આયુધો, સર્વનાશના અગ્નિમાં જવતલ હોમી રહ્યા છે તેનો પ્રતિકાર અમેરિકામાં થઈ રહ્યો છે. યુનિવર્સિટી કેમ્પસનું મેદાન વિશાળ કરવા, આડે આવતા વૃક્ષોને કાપતા રોકવા, વિદ્યાર્થી ૧૦ ફૂટ ઊંચા વૃક્ષના ઠૂંઠા ઉપર આસન જમાવીને બેસી જાય છે અને કહે છે વૃક્ષ કાપવા નહિ દઇએ, હજારોની સંખ્યામાં મોટરગાડીઓ પેટ્રોલનો નકામો ધુમાડો હવામાં ઉડાડીને વાતાવરણની શુદ્ધિ જોખમાવે છે માટે મોટર હોવા છતાં તેને નહી ચલાવવા પ્રતિજ્ઞાઓ લેવડાવાય છે, એક જર્મન કંપનીએ અમેરિકાના શહેરમાં કેમિકલ કારખાનું નાખવાની જાહેરાત કરી તેની સામે આખા ગામે સત્યાગ્રહ શરૂ કર્યો છે બુલડોઝરો જમીન સરખી કરવા ત્યાં આવશે ત્યારે નાનાં બાળકો રસ્તા આડે સૂઇ ગયા હશે! અમેરિકામાં દરિયાકાંઠાને (Sea Beach) કૃત્રિમ રીતે સુશોભિત કરી, સહેલાણીઓ માટે નહાવાની, સૂવાની, સૂર્યસ્નાનની સુવિધાઓ ઊભી કરવામાં આવે છે. આનાથી માનવીની દૃષ્ટિએ ઉપયોગિતા વધતી હશે પરંતુ પ્રાકૃત કુદરતી સૌંદર્ય તો જોવા મળતું નથી. આની સામે જેહાદ કરનારાઓ દરિયાકાંઠાની ચોકી કરી, ઝાડી ઝાંખરા પણ ખેસવવાની ના પાડે છે! અને આને માટે જનમત જાગૃત કરાય છે—ચોપાનિયાં વહેંચાય છે— ઝુંબેશ ચાલે છે અને બધા જ પક્ષના લોકો તેમાં સાથ આપે છે સાચી વાત હોય તો વિરોધપક્ષીઓ પણ સહકારની ના પાડતા નથી

વાહ રે વાહ, અમેરિકા! એક બાજુ ચંદ્રને હથેળીમાં રમાડે છે અને બીજી તરફ એક વૃક્ષ છેદન ન થાય તેની કાળજી રાખે છે! કોમ્પ્યુટરની મદદથી બ્રહ્માંડના ભેદ ઉકેલે છે તો દરિયાકાંઠે ઉગેલા ઝાડીઝાંખરાની પણ ચિંતા કરે છે અફસોસ ફક્ત એટલો જ છે કે ભારત જ્યાં જલ, વાયુ, પૃથ્વીને દેવ સ્વરૂપે કલ્પીને મોમાં કોળિયો મૂકતાં પહેલાં, પ્રથમ ગ્રાસ બ્રહ્માર્પણ થાય છે ત્યાં કોઇને કોઇ વાતની પડી નથી લાખોના હિસાબે વૃક્ષો કપાય છે ગંગા અને જમુનાનાં પાણીમાં રિફાઇનરીઓનો કચરો ઠલવાય છે અને પ્રકૃતિક સૌંદર્યની ચિંતા ગજવાઆઠમાં, ગાંઠનું ગોપીચંદન ઘસતા કવિઓ સિવાય કોઇ કરતું નથી કેવો શતમુખી વિનિપાત!

## અલિયાબેટ

ભાવનગરથી ૪૫ કિલોમિટર દૂર ખંભાતના અખાતમા અલિયાબેટ ખાતે સાગરના પેટાળમાથી કાળું પ્રવાહી સોનું શોધવાનો પુરુષાર્થ ૧૯ મી માર્ચે મંડયો અને ઇન્દિરા ગાંધીના હસ્તે શારકામનું મુહૂર્ત થયું તે બનાવ, જો તેલ સંશોધન આ દરિયાઇ વિસ્તારમાં મળી આવે તો, શકવર્તી બની રહેશે દરિયામાંથી તેલ કાઢવું સહેલ નથી જમીનમાથી પણ તેલ કાઢતાં ભલભલા રાષ્ટ્રો હાંફી જાય છે સદ્‌ભાગ્યે દક્ષિણ ગુજરાતની 'બોમ્બેહાઇ' નામે ઓળખાતી પટ્ટી વિપુલ શક્યતાથી ભરેલી છે અને તેથી જ આ વિરાટ સાહસ હાથ ધરાયું છે દરેક પુરુષાર્થના પરિણામ તો હરિને હાથ હોય છે દરિયામાં પાણી અને મોજાઓના રાક્ષસી બળ વચ્ચે પ્લેટફોર્મ બનાવીને શારકામ કરવું કેટલું કઠિન છે તેની માહિતી તો 'ઓપરેશન લીપ ફ્રોગ' નિબંધના વાયુપ્રચના અંગ્રેજી સાપ્તાહિકે આપી જ છે ભારતના ઇજનેરો આવું કાર્ય પાર પાડી શકે છે તે અવશ્ય ગૌરવને પાત્ર છે ખરેખર જો આ ક્ષેત્રમાંથી તેલ મળી આવે તો એક નવી જ શક્યતા

ખૂલી જશે અને દરિયાના વધુ ઊંડા પાણીમાં વધુ મોટા શાહસો ભારતે હાથ ધરવા પડશે. પછી ભલે માની લઈએ કે દેશની જરૂરિયાત પૂરતું ખનીજતેલ આ ભૂમિમાંથી પ્રાપ્ત થાય તેવી શક્યતા છે તો પણ તે એક વિરાટ સિદ્ધિ ગણાશે. સ્વાવલંબનની બાબતમાં જે અનેક ક્ષેત્રોમાં પુરૂષાર્થ ચાલી રહ્યો છે તેમાં ત્રણ મુખ્ય છે-અન્ન, શસ્ત્રો અને તેલ

અર્લ સ્ટેન્લી ગાર્ડનર

'પેરી મેસન' પાત્ર દ્વારા અમરત્વ પ્રાપ્ત કરનાર જાસૂસી કથા લેખક ગાર્ડનર અવસાન પામ્યા છે. મશહૂર વકીલ તરીકે ભેજું લડાવતા, આ તીક્ષ્ણ બુદ્ધિના ધારાશાસ્ત્રી કલમ પકડીને લખતા થઈ ગયા અને પછી તો તેમના સર્જક ભેજામાંથી અખૂટ સરવાણીઓ ફૂટતી રહી. લખવા માટે તેમણે સહીચારો રોકવા પડ્યા. લખનારાઓ થાકે પણ બોલનારની પાસે સામગ્રી ખૂટે જ નહિ! તેમના પુસ્તકોનું સર્જન સેંકડોના હિસાબે થતું. અને નકલોની ગણત્રી કરવા પણ ખાસ ગણિતશાસ્ત્રીને રોકવા પડે તેમનાં પાત્રો કેવળ જાસૂસી પૂરતાં મર્યાદિત ન હતા, અસાધારણ બુદ્ધિના ચમકારા તેમાંથી નીકળતા 'પેરી મેસન'ના નામથી તેમની ગેબી જગમશહૂર બની. આ મહાન લેખકના સમાચાર પણ ઓચિંતા ટપકી પડયા. તેમની માંદગી વિષે દુનિયાને કાંઈ સાંભળવા મળ્યું નહી. તેમની જ નવલકથાઓના કોઈ ગૂઢ પાત્ર જેવા તેઓ અંત સમયે બની રહ્યા ઈતિહાસમાં આ લેખકનું સ્થાન લેનાર બીજો કોઈ

...કોને ખબર, બહુરત્ના વસુંધરા!

ધન્યવાદ

મુંબઈની રોટરી કલબને ધન્યવાદ ઘટે છે કેમ કે તેણે ધન્યવાદ આપવા જે પાત્રની વરણી કરી તે એક સમાજવાદી પાત્ર છે માટે નહી પણ દોષરહિત કારકીર્દી ધરાવતા મુંબઈના એક ટેક્સી ડ્રાઈવર શ્રી નારાયણ કામટ છે જેણે ૪૫ વર્ષ સુધી મુંબઈમાં ટેક્સી ચલાવી છે છતાં એક પણ અકસ્માત કર્યો નથી મુંબઈમાં ટેક્સી ચલાવવી એટલું સમજવા બે વાતનું જ્ઞાન જરૂરી છે. એક તો મુંબઈ શહેર અને પૈડા ઉપર ચાલતા તેના ટ્રાફીકનું જ્ઞાન અને બીજું મુંબઈગરાઓનો મિજાજ આ બે ઉપરાંત અસાધારણ ટેક્સી ચલાવવાની અદ્‌ભુત નિપુણતા હોવી જોઈએ પરદેશના જે મહેમાનો ભારતમાં આવે છે તે મુંબઈના રસ્તાઓ ઉપરના ટ્રાફીકથી ડઘાઈ જાય છે. એમ કહેવાય છે કે મુંબઈમાં જે કોઈ વાહન ચલાવી શકે તેને પછી દુનિયાના કોઈ શહેરમાં વાંધો આવતો નથી ટેક્સી ડ્રાઈવરે પિસ્તાલીસ વર્ષ સુધી ટેક્સી ચલાવી હોય તેથી ઇતિહાસ રચાતો નથી પણ એકપણ અકસ્માત વિના, મુંબઈ શહેરમાં ૪૫ વર્ષ ટેક્સી કોઈ ચલાવે તો તેને વિરલ સિદ્ધિ ગણવી જોઈએ મુંબઈમાં તો ટ્રાફીકના અનેક કોયડાઓ હોય છે, અને ઘણીવાર તો આગળના વાહનને ધક્કો ન મારવામાં આવે તો ટ્રાફીક 'જામ' થઈ જાય છે. ભાઈ નારાયણે આ સિદ્ધિ શી રીતે મેળવી તે તેમની પાસેથી જાણવું રહ્યું. અને જાણીને સૌને તેની જાણ કરવી રહી. કેમકે મુંબઈ તો શું, રાજકોટ જેવા શહેરમાં પણ અકસ્માત કર્યા વિના આટલો સમય ટેક્સી ચલાવવી સહેલ નથી.

ત્રીજો વર્ગ – રેલવેનો

રેલવેના બજેટમાં શ્રી નંદાજીએ ત્રીજા વર્ગની ટિકિટો ઉપરનો વધારો પાછો ખેંચી લીધો. પ્લેટફોર્મ પાસના પાંચ પૈસા પણ પાછા ખેંચી લીધા. આમ જોઈએ તો નંદાજી લાગણીશીલ આદમી છે. વળી બજેટ કાંઈ તેમણે તૈયાર કર્યું ન હતું માત્ર રજૂ જ કર્યું હતું. ત્યારબાદ ત્રીજાવર્ગના મુસાફરોને પડતી હાલાકીનો અભ્યાસ કરવા તેમણે ત્રીજા વર્ગમાં અચાનક મુસાફરી કરવાનો કાર્યક્રમ રાખ્યો છે તાજેતરમાં મુંબઈની પરાની ગાડીઓનો સ્વાદ તેમણે ચાખ્યો હતો. ખરી રીતે રેલવે પ્રધાને આવા જાહેર દેખાવથી દૂર રહેવું જોઈએ. ત્રીજા વર્ગના મુસાફરોની મુશ્કેલીઓનો ખ્યાલ જોવાથી પણ આવી શકે છે પરાની ટ્રેઈનો ચાલી જતી હોય અને સેંકડો લોકો પાટિયા ઉપર ઊભા હોય તે દૃશ્ય તો કાયમનું છે. તે સિવાય મુખ્ય લાઈનો ઉપર મેઈલ ટ્રેઈનોમાં ત્રીજાવર્ગમાં ઊભા રહેવાની જગા પણ મળવી મુશ્કેલ છે. અરે અંદર દાખલ

થવાની તો વાત કરો ! ખરેખર તો આ પરિસ્થિતિનો અંત આણવા શું થઇ શકે તેમ છે, અને જે કંઇ થઇ શકે તેનો અમલ કરવાની વધુ જરૂર છે દા. તરીકે પરાંની ગાડીઓ વધુ ડબા ઉમેરવા શક્ય છે ? ગાડીઓની સંખ્યા વધારી શકાય તેમ છે ? વળી આમાં વાંક રેલવે પ્રધાનનો કે રેલવેનો પણ ઘણીવાર નથી હોતો. વધતી જતી વસ્તિ જે અનેક કોયડાઓ સર્જે છે તેમાં અન્ન, વસ્ત્ર અને રહેઠાણના પ્રશ્નો તો અણઉકેલ ઊભા જ છે જેવી રીતે બેરોજગારીનો પ્રશ્ન હલ કરવો સહેલ નથી કેમકે દરવર્ષે નવા બેકારો ઉમેરાતા જાય છે તેવી જ રીતે પ્રતિવર્ષ મુસાફરી કરનારાઓ વધ્યે જ જાય છે તેમા ન દાજી કરી કરીને શું કરી શકે ? જ્યાં એક લાઇન છે ત્યા ડબલ લાઇનો ન ખાય, નેરો ગેઇજ છે ત્યા બ્રોડગેઇજ થાય તો કાંઈ રાહત થાય પણ આને માટે નાણા ક્યા ? નાણા વિના નર નીમાણા!

## શિવસેના

શિવસેનાએ એક દિવસ મુબઇ બંધ રખાવ્યું તેનુ મહત્ત્વ સવિશેષ અંકાવુ જોઇએ કાયદો અને વ્યવસ્થા જાળવવાની જવાબદારી જેને શિરે છે તે મહારાષ્ટ્ર સરકાર એક દિવસ માટે મુબઈ શહેરનો હવાલો શિવસેનાને કરી દે એટલે આવી બધી જ સેનાઓ આ વાતમાથી ધડો લેશે બગાળમાં અને મદ્રાસમા આનું પુનરાવર્તન નકારી શકાય નહિ, દેહશત એવી રહે છે કે કેન્દ્ર એક માળાને મણકે બધા રાજ્યોને સાચવી શકશે નહિ અને આ મણકા જુદા પડી જ જવાના. આના મૂળમા કેન્દ્રની સત્તા કેન્દ્રીય નીતિજ રહી છે કેન્દ્રે ટકી રહેવુ હોય તો દ્રવીડમુ-નેત્રનો ટેકો જોઇએ-માર્કસવાદીઓનો પણ જોઇએ વળી કેન્દ્રને અણગમતાં રાજ્યોમાં સત્તાપલ્ટો કરવા કેન્દ્ર જ ઢિલચાલ કરાવે, અને સ્થિરતા હોય ત્યાં પણ અસ્થિરતા આણવાના પ્રયત્નો કરે તે કોઇ હતાશ અને અસ્થિર માનસનું દ્યોતક છે એમ લાગે છે કે વમળો ઊભાં કરી કરીને ઇન્દિરાજી સૌની તાવણી કરી રહ્યાં છે કેટલાક એમ માને છે કે કોંગ્રેસના બે ભાગના પડયા તે સારૂ થયુ પણ વાસ્તવમા વ્યક્તિઓ જ બે ભાગમાં વહેચાઇ ગઇ છે અને તેઓ પોતાની અંગત પસંદગીના ધોરણે પક્ષીય રાજકારણને ખેંચી રહી છે આને ધ્રુવીકરણની તદુરસ્ત પ્રક્રિયા કહેવાય કે કેમ તે પણ એક પ્રશ્ન નથી. નહીતર 'શિવસેના'નો રાજકીય ઉપયોગ કેમ થઈ શકે ?

## સિંધુના પાણી !

ફરાકકાના પ્રશ્ને પાકિસ્તાન વધુ અને વધુ ચગતું જાય છે. ગગાનું પાણી પૂર્વપાકિસ્તાનમાં અમુક અંશે જરૂરી હશે જ્યાં સુધી સામાન્ય જાણકારી છે ત્યાં સુધી ત્યાં કોઇ બનાસકાંઠા, કચ્છ, કે રાજસ્થાનની જેમ કમોતે મરતુ નથી અને પાણી વિના વલવલતુ નથી.

પશ્ચિમ પાકિસ્તાન અને ભારતની સરહદો જ્યાં મળે છે ત્યાં પાકિસ્તાનની બાજુ સિંધુની નહેરના પાણીથી ધરતી લીલીછમ રહે છે અને ખેતીની આબાદી છે. જ્યારે ભારતના પક્ષે અત્યંત બિહામણું ચિત્ર છે. લાખો ઢોરઢાંખર મૃત્યુને શરણ થાય છે અને લોકો બેહાલ સ્થિતિમાં, સરકારની દયા ઉપર જેમતેમ કરીને દિવસો ગાળે છે. અહી વરસાદનું પ્રમાણ નહીવત છે. કચ્છ, બનાસકાંઠા, રાજસ્થાન કાયમને માટે અછતની પરિસ્થિતિનો ભોગ બનતા રહ્યા છે. હવે સવાલ એ છે સિંધુનાં પાણી કોઈ ઉપાયે આમાના કોઇ પ્રદેશને આપી શકાય તેમ છે ? થોડે ઘણે અંશે પણ ? તો આ એક માનવતાવાદી સૂચન છે દક્ષિણમા કચ્છને એ લાભ ભૌગોલિક રીતે મળી શકતો હોય તો તપાસવા જેવો મુદ્દો છે. ફરાકકા કરતાં ભારત માટે આ કેઈસ ઘણો મજબૂત બની શકે તેમ છે. અને વિશ્વનું ધ્યાન ફરાકકા ઉપરથી સિંધુના દક્ષિણ પ્રદેશ તરફ દોરવા ભારત સરકારે ચક્રો ગતિમાન કરવા જરૂરી છે જેમ પાકિસ્તાને એક નીતિ અપનાવી છે કે ભારત જપ વાળીને બેસી શકે નહિ તેમ ભારતે કાંઈક પદાર્થપાઠ ભણવો-ભણાવવો જોઈએ.

## એક્સ્પો-૭૦

જપાનને આપણે હમણાં જ યાદ કર્યું હતુ- આ જ કટારોમાં. કેમકે ત્યાંની ઉદ્યમી અને સાહસ-

પ્રિય પ્રજાએ આ નાનકડા ટાપુને વિશ્વમાં જે સ્થાન અપાવ્યું છે તે ભારત જેવડા વિશાળ દેશે અને તેની વિરાટ પ્રજાએ સહસ્ત્રાંશ અપાવ્યું નથી જાપાનને આગણે ૧૫ મી માર્ચે જે અનન્ય વિશ્વમેળો Expo 70 શહેનશાહ હીરોહીટોએ ખુલ્લો મુક્યો તેના વિગતની વિગતો અખબારોમાં આવી ચૂકી છે ઓસાકામાં જે સ્થળે આ મેળો ભરાયો છે ત્યાં એક આધુનિક નગરીનું સર્જન થઈ ચૂકયુ છે અને દરેક રાષ્ટ્રની અજાયબીઓ ત્યાં ખડકાઈ છે સગવડોની કોઈ ખામી ત્યા રહેવા દીધી નથી ખાવાપીવા માટે તેમજ મનોરંજન માટે અનેક સુવિધાઓ દેશદેશના લોકો માટે રાખવામા આવી છે

આ મેળાનો ઉલ્લેખ એટલા માટે કરવો પડયો છે ભારતે પણ તેમાં ભાગ લીધો છે પરંતુ ઉદ્‌ઘાટન વિધિ થઇ ત્યારે ભારતનું પેવેલિયન તૈયાર થયું ન હતુ–તેનો એક ભાગ જ ખુલ્લો મૂકવામા આવેલો બાકીનું કામ ચાલે છે રામેતામુજબ, ભારતીય રીતરસમ મુજબ ભાગ લેવાનું નક્કી કર્યા પછી, આ પ્રકારની ઢીલ શોભાસ્પદ નથી કે નથી ગૌરવપ્રદ એશિયાના એક મહાનરાષ્ટ્ર તરીકે, એશીયાના દેશમા ભરાતા અને સમગ્ર વિશ્વનું ધ્યાન ખેંચી રાખનાર મેળામાં સંપૂર્ણ તૈયારી સાથે જ જવુ જોઇએ

ભાઇ નરોત્તમ !

તમારુ નામ સાંભળીને જ અમને પુરાણો ઈતિહાસ યાદ આવી જાય છે શિયામ, કમ્બોજ, અને જાવા અહી બધે જ ભારતીય સંસ્કૃતિ રેલાતી હતી અને ભિખ્ખુઓ શાંતિસંદેશ ચોમેર ફેલાવતા હતા એક નાનકડા દેશના તજે તટસ્થ રહેવા મથતા રાષ્ટ્રપતિ–મહાગતાઓની ખેંચતાણ અને યુદ્ધની વચ્ચે એ ઝંડો ફરકતો રાખવો સહેલ નથી મહારાજાયોનું પડખુ વસમુ હોય છે તે ક્યારે દગાડી દે તે કહી શકાતુ નથી ઘાનાના અનક્રુમાની પેરે તમને પણ પાછળથી જે તત્વોએ સત્તાસ્થાનેથી ખસેડયા છે તે દુનિયાના દરક દેશમા પડઘા પાથર્યા રહે છે અમારા દેશને પણ તેવો અનુભવ થઈ રહ્યો છે રશિયાએ અમને શસ્ત્રો આપ્યા છે, અને હવે તે પાકિસ્તાનને આપી રહ્યુ છે અમેરિકાના કટ્ટર દુશ્મન ચીન સામે અમે નજર પણ માંડીએ નહિ છતાં ચીનની જુગલબંધી કરનાર પાકિસ્તાનને ૧૦૦ ટેંકો આપવાનું અમેરિકન ષડ્યંત્ર કર્યા અજાણ્યું છે ! આ તો દુનિયાના રંગ છે અને તમે યોગ્ય રીતે જ ફિલસુફની છટાથી ઉચ્ચારણ કરો છો કે 'હુ જ હતો તે હવે નથી !' તમારે હવે પછી જવાં દો ત્યાથી ભારતીય સાંખ્યદર્શનનું સૂત્ર જ ઉચ્ચારવુ—સોહમ્ સોહમ્

*

હું જે ગીત ગાવા આવ્યો હતો તે મારુ ગીત તો હજી ગાવાનું રહી ગયું છે !

મારો ઘણો સમય તો મારા વજિંત્રના તાર મજાવવામાં જ ચાલ્યો ગયો હજી ગીતની એ પળ મને આવી મળી નથી, હજી એ શબ્દો હૈયામાં ઊગ્યા નથી માત્ર હૃદયમાં ઊંડુ ઊંડુ દર્દ છે,–પણ ન ગવાયેલા ગીતનું !

પરિમલનો ભંડાર તો અણુઉઘડયો રહ્યો છે માત્ર પવનની ઓછાડ બે લેરખીના નિઃશ્વાસ જ આવ્યા છે !

મે એ સૌંદર્ય સાગરની તો ઝાંખી પણ ક્યા કરી છે ? કે એના શબ્દો–એમને પણ ક્યાં સાંભળ્યા છે ? કેવળ મારા ઘર પાસેથી પસાર થતા એના આછા પદધ્વનિને જ મે ક્યારેક સાંભળ્યો છે !

સારા દિવસ પસાર થવા આવ્યો છે સંધ્યાનાં આછાં અંધારાં આ બાજુ ઢળે છે માત્ર એની બેઠકની તૈયારીમાં જ આટલો બધો વખત વીતી ગયો ! પણ હજી ગાડુ કોડિયુ પ્રગટયું નથી, ઘરમાં અજવાળુ આવ્યુ નથી એને અંદર આવ ! હું કયે મોએ કહું ?

કોઈક દિવસ, અનંતતાને પથ કોઈક દિવસ હુ એને મળીશ, એ દૂર દૂરની આશામા હુ જીવુ છુ, પણ હજી એ ઝાંખીની પળ દેખાતી નથી ! ગીતાંજલિ ભાવાનુવાદ ધૂમકેતુ

# ગાંધી યુગનું ગદ્ય

વિહારી મહેતા

ગાધીજી જીવનના મહાન કલાકાર હતા જીવન-ના કલાકાર સાહિત્યના કલાકાર ગણી શકાય નહિ તેમણે પોતાના જીવનને ઉપનિષદ્ અને ગીતાની દષ્ટિએ જોયુ છે, કેવળ જોયુ નથી, અનુભવ્યુ છે.

ગુજરાતી ગદ્યમાં તેમણે સાદી ભાષા માટે ખૂબ આગ્રહ કર્યો છે સાદી ભાષા આવશ્યક છે, પરંતુ તેના શણગાર ન જોઈએ. આથી પ્રતીતિ થાય છે કે ગાધીયુગમા શબ્દોની ચાતુરી નથી શ્રી રા વિ પાઠકે તો એટલે સુધી કહ્યુ છે કે: 'પડિતયુગના પ્રાસાદની ભૂમિકા સુધી નોંધવાને ગાધીયુગને વાર છે'

હવે વિષય પર આવીએ.

સમસ્ત દેશનાં ઈતિહાસમાં ગાધીયુગ શરૂ થયો તેની સાથે જ આપણા ગુજરાતી સાહિત્યમાં પણ 'ગાધીયુગ'નો આરભ થયો. ૧૯૧૪માં બે બનાવો બન્યા. એક સસ્કૃતિની દષ્ટિએ મહાન, બીજો સાહિત્ય ની દષ્ટિએ મહત્ત્વનો પહેલો બનાવ હતો ગાંધીજીના હિંદ-આગમનનો અને બીજો બનાવ હતો મુનશીની નવલકથા પ્રગટવાનો. એકમાં જગતના સસ્કૃતિકાર નીવડવાનુ અદ્ભુત વર્ચસ, બીજામાં છે ગુજરાતની અસ્મિતા જગાડવાની તમન્ના સત્ત્વગુણી ગાંધીજી અને રજોગુણી મુનશીએ પોતપોતાની રીતે ગુજરાતી સાહિત્યમા નવો યુગ પ્રવર્તાવ્યો છે ગાધીજીએ ભારતવર્ષને જે જીવનદષ્ટિ સપડાવી તે આર્ય-સંસ્કારિતાની વિજયસિદ્ધિ છે. શુદ્ધ સ્વરૂપનું ગાધી-દર્શન એટલે આત્મૌપમ્ય, જીવનનું ઉદાત્ત દર્શન ગાંધી-દર્શન એ બન્ને ગોર્યાની સંસ્કૃતિના શ્રેષ્ઠ તત્ત્વોનો અપ્રતિમ કર્મવીરે સાધેલો સમન્વય છે

પ્રજાના ઉત્કર્ષ માટે, તેને કેળવવા માટે સાહિત્યની ઉપયોગિતા કેટલી છે તે આ લોકનાયકની દષ્ટિએ બરાબર જોઈ લીધુ હતુ, પરંતુ જ્યારે તેઓ ગુજરાતમાં આવ્યા ત્યારે તેમણે ગુજરાતી સાહિત્ય જોયુ ગુજરાતી સાહિત્ય અને જનતા વચ્ચેનું સામ્ય જોયુ તે બન્ને વચ્ચેનુ અંતર ખૂબ હતુ. બન્ને એકમેકને સમજી શકતાં ન હતાં ગાંધીજી જેવા ઉપ-યુક્તતાવાદીને આવુ અસામ્ય સાહિત્ય અપૂર્ણ લાગે, કાચુ લાગે એમાં નવાઈ નથી, સ્વાભાવિક છે. વસ્તુની ઉપયોગિતા પરથી વસ્તુનું મૂલ્યાંકન કરવામાં ગાંધીજી માનતા હતા આકાશના તારાઓ સુંદર ખરા, પણ જો તેઓ ઈશ્વરનો મહિમા ન ગાય તો તે તારાઓના સૌન્દર્યની ગાંધીજીને કઈ જ વિસાત નહિ, પરિણામે 'ગુજરાતી સાહિત્ય પરિષ'ના પ્રમુખપદેથી કૌશિક સુધી પહોચે એવા સાહિત્યની તેમણે સાહિત્યકારો સમક્ષ માગણી કરી આ પછી ગાંધીજીની પ્રચંડ શક્તિએ સાહિત્ય સર્જક પર અણદીઠો માનસિક અંકુશ મૂકયો અને સાહિત્યનુ વલણ ઉપદેશ, પીડિત-ઉદ્ધાર અને અને પ્રાસંગિક વિષયો તરફ વળ્યુ ઈતિહાસમા આવા અનુભવો નવા નથી.

મહાપ્રતાપી વ્યક્તિના અનિવાર્ય પ્રભાવનું આ પરિણામ છે ગાંધીજીના સાહિત્યિક પ્રયાસોના પરિણામે નૂતન સૌન્દર્ય ઝખતી કલાકારની કામનાનુ દલિતો અને પીડિતોનો ઉદ્ધાર કરવાને, મનુષ્યનુ નૈતિક ધોરણ ઊચે લાવવાનુ અને વહી જતા યુગના ક્ષણજીવી પ્રશ્નો પર ધ્યાન એકત્ર કરવાની ભાવનામાં પરિવર્તન થયુ, એથી સ્વાભાવિક રીતે સાહિત્યકારની સૌન્દર્ય-ભાવનાનો અવરોધ ગાધીયુગમા થયો

ગાંધીજીએ કદી સાક્ષર કે લેખક હોવાનો દાવો કર્યો નથી એટલે તે સાક્ષર કે લેખક મટી જતા નથી એમણે જે કાંઈ પ્રસંગવશાત્ લખ્યુ છે તે પોતાની પ્રવૃત્તિ અને ભાવના સ્પષ્ટ કરવા અને ફેલાવવાની દષ્ટિએ લખ્યુ છે કલાકારને ઈષ્ટ સર્જના નંદ એમણે બીજે ગમે ત્યાંથી શોધ્યો હોય, છતાં એકલી સ્વીકૃત મર્યાદામા રહીને પણ તેમણ ઉત્તમ ગુજરાતી ગદ્ય ખેડયુ છે એમનું ગદ્ય પણ એમની પ્રવૃત્તિની સાથે જ વિકસ્યુ છે શરૂઆતમા શબ્દોનુ ભડોળ થોડુ હોવાના કારણે તેમણે પોતાના લેખનમાં

તળપદા અને ઘરાળુ શબ્દોનો ઉપયોગ શરૂ કર્યો. આ શબ્દોના ઉપયોગ દ્વારા તેમણે એ શબ્દોની સાચી શકિત પ્રગટ કરી છે સાદી, સત્યપૂત, અહિંસાત્મક વાણી માટેના આગ્રહને લીધે એમણે ભાષા–પ્રયોગ કરતા સાવધ રહેવાની જે ટેવ પાડી હતી તેથી જ હૃદયના ભાવનુ સ્વચ્છ પ્રતિબિંબ એમની ભાષામાં નજરે પડે છે હૃદયના ગુણો તે ભાષાના પણ ગુણો બની જાય છે કવચિત્ ગંભીર, મર્મયુક્ત પણ હમેશા સાદી, સીધી મુદ્દાસર અને સૌજન્યયુકત સત્યનિષ્ઠાથી અનાયાસે સધાતી તત્ત્વની સૂક્ષ્મતાવાળી અને છતાં વિચાર કે ભાવને ઊચવવાને બદલે એને સ્પષ્ટ કરે તેવી તેમની ભાષા છે તેમની ભાષાની મુખ્ય વિશેષતાઓ એ છે કે એ વાંચતાં આપણે એક જીવંત વ્યકિતને પ્રત્યક્ષ સાંભળી રહ્યા હોઈએ એવો અનુભવ થાય છે લેખક અને વાચક વચ્ચે સધાતો આવો જીવંત સંબંધ બંધાયાના બહુ જ ઓછા દાખલા આપણા ગુજરાતી-ગદ્ય સાહિત્યમાંથી મળશે

ગાંધી–યુગમાં કાકાસાહેબ કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા રા વિ પાઠક નરહરિ પરીખ, મહાદેવભાઈ દેસાઈ વગેરે નાના–મોટા લેખકો ગાંધીજીના સાક્ષર-સંઘમાં ભળ્યા હતા

આ સર્વ લેખકોને પોતપોતાની લાક્ષણિક શૈલી છે તેઓની દષ્ટિ પણ ગાંધીજીની દષ્ટિ સાથ ખૂબ જ સામ્ય ધરાવે છે ભાષાને અકારણ અઘરી ન બનાવવી સહજ અને સ્વાભાવિક બનાવવી અર્થ કે તત્ત્વ પર ધ્યાન એકાગ્ર કરી આડંબરથી દૂર રહેવુ, મિથ્યા વાણુવિલાસમાં સરી ન જવુ વગેરે હકીકતોમા તેઓ ગાધીજીથી ખૂબ નિકટમાં છે એમ કહીએ તો ખોટુ નહિ કે તે બાબતોમાં તેઓ સર્વનો આગ્રહ ગાંધીજીને મળતો છે અર્થ કલક્ષિતા અને સરળતાની દિશામાં એ સર્વનું પ્રમાણ ખુબ જાણીતુ છે શ્રી કાલેલકરે આ મર્યાદામાં રહીને પણ પ્રસાદયુક્ત ઉત્તમ ગદ્યનો રસાસ્વાદ ગુજરાતને કરાયો છે અને ગદ્યને પણ આપણે પદ્યમા મૂકી શકીએ એટલુ સ્વાભાવિક છે આ હકીકત વિશે 'સમસંવેદન'કાર કહે છે કે 'કાકાસાહેબે પ્રાસવાળી કે પ્રાસરહિત સમ ખાવા જેટલી બે લીટી પણ પદ્યની ગુજરાતીમાં લખી નથી એ વાત બરોબર ખ્યાલમાં છે છતાં કાકાસાહેબની સાહિત્યપ્રવૃત્તિને કંઈ લેબલ લગાડવુ હોય તો તે 'કવિતા' સિવાય બીજુ શુ લગાડવુ ?' ગાંધી–દર્શનના એકનિષ્ઠ વિચારકોમાં તેમનુ સ્થાન 'સવાઈ ગુજરાતી તરીકેનુ છે ગુજરાતી ગદ્યસ્વામીઓમાંના તે એક છે રાષ્ટ્રભાષા, રાજ્ય પ્રકરણ, ઈતિહાસ, સમાજ વિકાસ, કેળવણી, કુદરત, કલા, સાહિત્ય આ સર્વ વિષયો પર તેમણે વ્યાપક દષ્ટિથી વિચારો કર્યા છે તે પોતાના વિચારોને, અનુભવોને આસાદિત, પ્રસન્ન–ગંભીર અને લલિત શૈલીમાં કેટલીકવાર મર્મવેધક કે મૃદુ કટાક્ષથી રજૂ કરે છે તે જીવનના કલાકાર પણ છે, અને તેથી જ સંસ્કારી વાચકોના તે પ્રિય લેખક છે તે પ્રત્યેક વસ્તુને કાવ્યદષ્ટિથી જુએ છે, તેથી તે ગમે તેવી સામાન્ય વસ્તુના કલેવરમાં પણ સુંદરતા અને રસ ભરી સાથે તેને હૃદયંગમ બનાવે છે તેમનુ ગદ્ય સરળ છતાં સમૃદ્ધ છે એમનું ગદ્ય પ્રૌઢ છે છતાય ભાવવાહી છે વિશદતા (Lucidity) અને પ્રસાદ એમની વાણીનાં મુખ્ય લક્ષણો છે તેમનુ ગદ્ય માત્ર વિદ્વદ ભોગ્ય ન રહેતાં લોકભોગ્ય પણ રહે છે કાકાને કુદરતી કવિ કહીએ તો ખોટુ નથી તે પ્રાણવાન સાહિત્યના સૃષ્ટા છે સમાજના સાચા સેવક છે તેમની પ્રસન્ન ગંભીર શૈલી હિમગિરિના સાહિત્યપ્રદેશમાં વહેતી ગંગા સમી છે

શ્રી મશરૂવાળા અઘરા શબ્દો પ્રયોજે છે તેમના ગદ્યમા તત્ત્વલક્ષી, તર્કબદ્ધતા, વિશદતા અને સચોટતા વગેરે ખાસ લક્ષણો જોવામાં આવે છે શ્રી કાકાસાહેબે એક સ્થળે લખ્યુ છે કે ગાંધીજીની શૈલીનો પ્રભાવ આધુનિક કાળના બધા જ લેખકો ઉપર સરખો પડયો છે વિચાર કરવાની રજૂઆત કરવામાં સત્યને વળગી રહેવાની શૈલી સર્વ લેખકોએ ગાંધીજી પાસેથી જ મેળવી છે અને પછી એ સર્વ પ્રકારે જીવનનો ઉપયોગ કરવામાં માનનારા મુનશી હો કે પગલે પગલે જીવનનું સંશોધન કરનારા મશરૂવાળા હો

શ્રી રા વિ પાઠકની પ્રવૃત્તિ પોતાના કથયિતવ્યને બુદ્ધિ ગ્રાહ્ય બનાવવાની હોવાથી એમનું ગદ્ય તર્કબદ્ધ અને સ્વસ્થ શૈલીમાં વિષયનું પ્રતિપાદન કરે છે

વિશદતા એમના ગદ્યનો પ્રધાન ગુણ છે પોતાના વિષયની ઊંડી સમજ અને તેને પ્રગટ કરવાનો ઉત્સાહ એ બે કારણે એમનું ગદ્ય ઉચ્ચ પ્રકારનો બૌદ્ધિક આનંદ આપે છે.

શ્રી નરહરિભાઈનાં લખાણોમાં પણ ગાંધીજીની પ્રતિચ્છાયા ખૂબ સ્વચ્છ દેખાય છે. નાનામાં નાના વિષયની ખૂબ ઝીણવટભરી ચર્ચા તથા દરેક પ્રસંગને અનુરૂપ ન્યાય આપવાની આવડત માનને યોગ્ય છે. 'મહાદેવભાઈની ડાયરી'નું તેમણે કરેલ સંપાદન તેમની યોગ્યતાની સાક્ષી પૂરે છે.

ગુજરાતના અહેવાલ-લેખકોમાં શ્રી મહાદેવભાઈને અગ્રસ્થાન આપવું જોઈએ. જો કે તેમનું મૌલિક લખાણ ખૂબ જ થોડું છે, પરંતુ ગાંધીજીના જીવનપ્રસંગો, તેમનો પ્રવાસ, તેમના વાર્તાલાપો અને જે રીતે મહાદેવભાઈએ આપ્યાં છે તેવાં હિંદુસ્તાનમાં બીજા કોઈની કલમમાંથી બહાર આવેલાં જોયાં નથી.



## ભગવાનની ધરતી

'મારામાં જો થોડીક વધારે શક્તિ હોત તો મારા ઊના-ઊના નિશ્વાસથી હું ચોપાસ વિસ્તરેલા આ બરફને ઓગાળી દેત, પૃથ્વી પર જ્યાં મન ફાવે ત્યાં ચાલ્યો જાત, ને એમાં હળ નાખીને ખેડવા લાગત.

'ભવ્ય શહેરો ને નગરોના હું પાયા નાખત, દેવળો બંધાવત, વાડી-બગીચા રોપાવત, ને આ ધરતી એક સ્વરૂપવાન સોહામણી કન્યાકા-શી શોભી ઊઠત!

'હું એને નવવધૂની જેમ મારા આલિંગનમાં લેત, એ ધરતીને મારી છાતી સરની ચાંપત, એને મારા બાવડાંમાં ઊંચકી લઈ, પ્રભુ સામે નૈવેદ્ય રૂપે ધરી દેત.

'આમ જો પ્રભુ! આ દુનિયા સામે દૃષ્ટિ તો માંડ, જો તો ખરો, મેં એને કેટલી સુંદર બનાવી દીધી છે હવે! તેં તો એને સ્વર્ગમાંથી એક પથરો ફેંકતો હોય એમ ફેંકી દીધેલી.

'એમાંથી મેં એને ઘડીને મૂલ્યવાન ઝવેરાત બનાવી દીધી!

'એની સામે જો તો ખરો, —તારા હૈયાને આનંદ-હિલ્લોલ બનવા દે. જો તો ખરો એની લીલી કાચ જેવી હરિયાળી, સૂર્યના પ્રકાશ હેઠળ કેવી ઝગમગી રહી છે! મેં ખુશ થઈને એ તને આપી ય દીધી હોત! —પણ ના, મારાથી એ નહીં બને —એ મને એટલી બધી વહાલી છે!'

વાસિલી ખુસ્લાયેવ

# દેવતાનાં વરદાન

પહેલી વાત-બીજાઓની સાથે તમારો સબંધ કેવા પ્રકારનો છે? તેઓ કોણ છે? દુનિયામાં એક બીજાને મદદ કરવા માટે જ આપણે પેદા થયા છીએ. જેમ ગાયોના ધણને દોરતો સાંઢ એમની આગળ ચાલે છે, તેમ બીજાઓને રસ્તો બતાવતાં આગળ ચાલવાને બદલે તમે એમના પર ક્રોધ શા માટે કરો છો? આ સંસારની રચના કેવી રીતે થઇ? ભગવાન એક છે કે નહી? નાના મોટાને અને મોટા નાનાને મદદ કરે, એટલા માટે જ બધા પેદા થયા છે

બીજી વાત-જેમના ઉપર તમે નારાજ થયા છો તેમના સ્વભાવને તમે શું નથી જાણતા? એમના ખાન-પાન, આચાર-વિચાર, એમની અલ્પબુદ્ધિ એ બધું તો તમે જાણો છો?

ત્રીજી વાત-ખરી રીતે એમણે જે કાંઈ કર્યું એ ઉચિત હતું કે અનુચિત? જો ઉચિત હતું તો પછી ક્રોધ કરવાનો પ્રશ્ન જ ઊઠતો નથી જો અનુચિત હતું તો પણ એટલું તો નક્કી જ કે એ લોકોએ જાણીજોઈને ભૂલ કરી હશે તો પણ અનિચ્છાપૂર્વક જ કરી હશે. આથી તમે એમના પર દોષ ઢોળી શકો નહી ખરી રીતે તો જે કારણોથી તેઓ ભૂલ કરવા માટે પ્રેરાયા એ કારણો જ દોષપાત્ર હોવા જોઈએ.

ચોથી વાત-શું તમે કયાર ય કોઈ પણ જાતની ભૂલ કરી જ નથી? સંભવ છે કે તમ કાંઈ ખરાબ કામ ન કર્યું હોય, પણ તમે એવો દાવો નહી કરી શકો કે તમારા મનનાં કયારે ય ખરાબ વિચારો પણ ન આવ્યા હોય બીજા લોકો નિન્દા કરશે એ ડરથી, કાયરતાથી કે બીજા કોઈ કારણે તમે તમારા એ ખરાબ વિચાર અમલમાં ન મૂકી શકયા હો તો એમાં એવી કઈ મોટી વાત છે?

પાંચમી વાત-તમને શી ખબર કે એણે ભૂલ કરી છે? દરેક કામમાં અનેક કારણ હોય છે પૂરી રીતે વિચાર કર્યા વિના આપણે કોઈ કામને ખોટું ખરાબ કેવી રીતે માની શકીએ?

છઠ્ઠી વાત-જ્યારે ક્રોધના આવેશમાં આવીને તમે સહનશીલતા ગુમાવવા માંડો ત્યારે તમે વિચાર કરો કે માણસનું આયુષ ટૂંકું છે અમુક દિવસો પછી આ દુનિયામાં કોઇ રહેનારૂં નથી-તમે ય નહી રહો અને જેના ઉપર તમને ગુસ્સો આવ્યો છે એ ય નહી રહે.

ક્રોધ કરવો એ પૌરૂષ કે વીરતાનું ચિહ્ન નથી. મીઠાશથી બોલવામાં અને સહનશક્તિમાં જ બહાદુરી છે મનને જેટલું સ્થિર રાખશો એટલું તમારામાં બળ આવશે ક્રોધને જે કાબૂમાં રાખતો નથી એ કાયર અને નિર્બલ હોય છે એ જરૂર દુખી થાય છે

બીજા ઉપર ક્રોધ કરવો એ જેટલું ખરાબ છે, એટલું જ-કોઈની ખોટીખોટી પ્રશંસા કરવી એ પણ ખરાબ છે

સાતમી વાત-ખરી રીતે બીજાઓના વર્તનથી તમારે દુખી થવાની જરૂર નથી એમને વિષે તમે જે કાંઈ વિચાર્યું છે એ વિચારો જ તમને હેરાન કર્યા કરે છે આથી એવા વિચારોને મનમાંથી કાઢી નાખવાનો પ્રયત્ન કરો એથી તમને ક્રોધ કરવાની ય જરૂર નહી રહે અને બીજાઓનાં કાર્યોના પરિણામથી દુખ પણ નહી થાય

આઠમી વાત-જે વસ્તુને તમે દુખજનક માનો છો એથી કેટલુંય વધુ નુકસાન તમને તમારા પોતાના ક્રોધથી થાય છે

નવમી વાત-પ્રેમ એ જ સફળતા છે પ્રેમ અજેય છે જો એ સાચો હોય તો જો તમારો પ્રેમ માત્ર દેખાવ પૂરતો જ હોય તો એમાં કોઈ જાતની તાકાત હોઈ શકે નહી.

તમારા હૃદયમાં કયારેય પ્રેમની ઊણપ ન રહે. જ્યારે જ્યારે તમને તક મળે ત્યારે મીઠી વાણીથી બીજાને સમજાવો, ભલે એ માણસ ગમે તેટલું અપ્રિય કાર્ય કરતો હોય સમજાવટમાં પરિહાસ કે કટુતા ન આવી જાય એવો ભાસ ન થઈ જાય કે તમે ભાષણ કરો છો એવા ખ્યાલથી તમે ઉપદેશ દેશો મા કે લોકો તમારો વખાણ કરે એને એક તરફ બોલાવીને એની સાથે એવી રીતે વાત કરો કે જાણે તમે પોતાના અંતર સાથે વાત કરતા હો

ઉપર જણાવેલી આ નવ વાતો કોઈ દેવતાએ દીધેલાં વરદાન જેવી માનજો. —ઓરેલિયસ

# કવિતા અને ગણિત

દિલીપ ગાંધી

સરસ મજાનું ભોજન કર્યા પછી ખરેખર હું માનવતાવાદી થઈ જાઉં છું. પોતાનું પેટ ભરીને માનવતાવાદી બનવામાં સગવડતા પણ છે બીજાના ઘેર ભોજન કર્યા પછી તો બહુ જ ઊંચા અને પવિત્ર વિચાર મારા મનને આવે છે ભુખ્યો હોઉં છું તો ભોજન સિવાયનું ચિંતન આગળ વધતું જ નથી ખેર ! એટલું તો નિશ્ચિત છે કે વિચાર પેટથી જ પેદા થાય છે તે પછી ભલે એ ખાલી હોય કે ભરેલું ! મુખ્ય વાત છે પોતાના પેટને ઓળખવું. નહિ તો ભૂલ થઈ શકે છે

પરંતુ એ બતાવવું હું ભૂલી જાઉં છું કેવા સારા વિચારોનું ચિંતન મારા મનમાં ચાલી રહ્યું હતું મારા એક મિત્રના લગ્નની મિજબાની હતી. મે એને અભિનંદન આપ્યા પછી ત્યાં ભોજન થયું જેવું આજકાલ બીજા કોઈનાં ઘેર ભોજનમા જે સુખ મળે છે તેવું ક્યાય નથી મળતું ખાઈપીને હું પાછો ફર્યા મહિનાઓથી અટકેલા ઊંચા વિચારો હવે ઊમટવા લાગ્યા મે વિચાર્યું ! 'હું કઈ રીતે દુનિયાનું ભલું કરું ? ઈચ્છું છું બધાં સુખી રહે—બધા પતિપત્ની સુખી રહે, એકબીજાનો પરસ્પર વિશ્વાસ અટલ રહે—કોઈને ત્રણથી વધુ બાળકો ન હો !'

આના ઊંચા સંકલ્પોમા ડૂબ્યો હતો ત્યાં એક સજ્જન માણસ પધાર્યા જે લેખક નોકરી કરતો એ એવી ગાય છે કે જેને બધા નાથવા માગતા હોય છે હું સમજી ગયો કે આ સજ્જનને ગાયની એટલે કે મારી જરૂરત પડી છે એમના હાથમાં એક પાઠ્ય પુસ્તક હતું કહેવા લાગ્યા

'થોડી તકલીફ આપું છું આમાંથી કબીર-દાસના પદોનો જરા અર્થ સમજાવી દયો !'

'શું તમે કોઈ પરીક્ષામાં બેસવા માગો છો ?' મે પૂછ્યું

'જી નહિ મારી વાઈફ બેસી રહી છે' તેઓ બોલ્યા

મે કહ્યું 'પણ અર્થ તો તમે સમજવા આવ્યા છો ?'

હું સમજી લઈશ પછી ઘેર જઈને મારી પત્નીને સમજાવી દઈશ' એમણે કહ્યું.

'તમારી પત્ની જ અહીં આવી કેમ સમજી નથી લેતાં ?' મે કહ્યું.

તે સજ્જન ચૂપ થઈ ગયા મે વિચાર્યું કાં એ મને લંપટ અથવા પોતાની પત્નીને કુલટા માને છે એને ડર છે કે કબીરનાં પદો સમજાવતાં સમજાવતાં ક્યાંક વિદ્યાપતિનાં પદો સમજાવવા ન લાગું !

હું બોલ્યો જુઓ, તમે સાહિત્યના વિદ્યાર્થી ક્યારેય રહ્યા નથી હું જે સમજાવીશ તેમાંથી ૫૦ ટકા તમારી પાસે રહેશે એમાંથી તમે તમારી પત્નીને ૨૫ ટકા સમજાવી શકશો પાસ થવા માટે ૩૩ ટકા જરૂરી છે એટલે મારા અર્થ સમજાવતા છતાં પણ તમારી પત્ની ફેલ થઈ જશે'

એ થોડીવાર મૂંગા રહ્યા પછી બોલ્યા 'તમે ઠીક કહો છો એને જ સમજવા આવવું જોઈએ'

કબીર પર તો તે રાજી થઈ ગયા હું ધીરેથી બોલ્યો 'આ પુસ્તકમાં વિદ્યાપતિનાં પદો પણ છે'

તેઓ સાવધાન હતા તુરત ઉત્તર આપ્યો 'ના, ના, એ ન સમજાવશો એ તો અશ્લીલ છે'

હું સમજી ગયો મનમાં કહ્યું 'તું શું કબીરને ભલો માણસ સમજે છે ? અરે, જો કોઈ કબીરને સૂક્ષ્મ રીતે સમજી લે તો એ વિદ્યાપતિથી પણ વધારે ખતરનાક થઈ શકે છે અને જો તારી પત્ની એ પ્રમાણે સમજી શકી તો તારો ગૃહસંસાર તૂટ્યો જ સમજો !'

મને એક બીજી વાત પણ યાદ આવી રહી છે ત્યારે હું એક માસિક બહાર પાડતો હતો એક

દિવસ એક સજ્જન થોડી કવિતા લઈને મ રી પાસે આવ્યા. એ કવિતા તેમણે મને બતાવી મેં પૂછ્યું : તમે લખી છે ?'

તેઓ બોલ્યા : ' ના, મારી વાઈફે લખી છે. જરા જેઈ આપો. '

મેં જેયા પછી કહ્યું : ' ઠીક છે. '

' તો તમારા માસિકમાં છાપી નાખો. ' તેઓ બોલ્યા,

' છાપી નહિ શકાય. '

' કેમ ? ' એમણે પૂછ્યું.

' થોડી નબળી છે. ' મેં કહ્યું.

તેઓ બોલ્યા : 'તો જે આ કવિતામાં નબળાઈ હોય એ મને બતાવી દો. જે સુધારવાનું હશે તે મારી વાઈફને બતાવીશ, એટલે તે સુધારી લેશે.'

'આ કવિતા છે, ગણિત નથી કે સવાલ કરવાની રીત ઉત્તર કાઢી આપું જે આપ સમજી લો. આને તો જે લખે તે જ સમજી શકે, સમજ્યા ?

તેઓ ફરી ફરીને એ જ આગ્રહ કરવા લાગ્યા

'હું તમારી પત્નીને જ બતાવી શકું ' હું બોલ્યો.

'તે કેવી રીતે આવી શકે ?' કંઈક પરેશાન થતાં તે બોલ્યા

'કેમ ?' મેં પૂછ્યું.

'વાત એમ છે કે એ સ્ત્રી મારી જરા .. વાઈફ છે ને..' એમણે ચોથવાતાં જવાબ આપ્યો.

'એ જરા... મારી વાઈફ છે ને. ' સાંભળી ચકરાવાનો હવે મારો વારો આવ્યો. મારા મનને થયુ આવા પુરુષો શા માટે પરણતા હશે ? અને આવી સ્ત્રીઓ શા માટે કવિતાઓ લખતી હશે ?

મેં એમને કહ્યું : 'જુઓ ભાઈ, આ કવિતાઓ લઈ જાઓ પતિવ્રતાઓને આવી ઝંઝટોમાં ન પડવું જેઈએ.'

પુરુષ જાત ખરેખર મુશ્કેલીમાં પડી ગઈ છે. દરવાજા ખુલ્લા છે, સામે જ એવા ઘણા રસ્તા દેખાય છે, પણ તે પર આગળ વધવું કે કેમ એ તેના માટે કઠિન સવાલ છે. સ્ત્રીઓને આગળ વધારવા માટે હોં'ક અતિ ઉત્સાહી લોકોને હું ઓળખું છું. ને એમની બધી પરેશાની પણ સમજું છું, એટલે તેઓ ઉપર સહાનુભૂતિ પણ રાખું છું. પરંતુ આગળ વધેલી સ્ત્રીના પતિ કહેવડાવવાનો તેઓ ગૌરવ અનુભવતા નથી કે નથી સ્વસ્થ રહી શકતા !

કયારેક એવા માણસોની સાથે થતી વાતચીતમાં હું એમને જે ખરા અર્થમાં સ્ત્રી સ્વતંત્રતાની વાત કરું છું તો તેઓ 'હા'માં હા મેળવે છે. પણ અંદરથી નારાજ જ હોય છે.

એક સાંસ્કૃતિક કાર્યક્રમનો વાર્ષિકોત્સવ હતો. ત્યાં હું ગયો હતો. સંગીત, નાટકો થયાં. એ પછી સંસ્થાના લોકોની સાથે ચા પીતી વખતે મેં પૂછ્યું: વર્ષમાં કેટલા નાટકો ભજવો છો ?'

'વધુ નથી ભજવી શકતા. વાત એમ છે. કે સ્ત્રી પાત્ર ભજવવાને માટે સ્ત્રીઓ મળવી બહુ મુશ્કેલ બને છે.'

'તમે તમારી પત્નીને સ્ટેજ પર લઈ આવોને ?' મે કહ્યું 'જે નાટકમાં તમારા લોકોની પત્નીઓ કામ કરવા લાગશે તો બીજી પણ સ્ત્રીઓ આવશે. તમારામાંથી કોની પત્નીઓ સ્ટેજ પર આવે છે?'

'કોઈની નહિ' એકે કહ્યું.

' આપણી મુશ્કેલી જ આ છે કે આપણે હમેશાં બીજાઓની પત્નીની શોધ કરતા ફરીએ છીએ. બીજાઓની પત્ની સ્ટેજ પર આવે, આપણી નહિ, બીજાઓની સ્ત્રી નથી આવતી તો આપણે કહીએ છીએ કે તેઓ ઊતરતી કક્ષાના છે. તો શું આપણે પણ એજ વર્ગના નથી ? '

મારી સ્પષ્ટ વાતથી તે લોકો નારાજ થયા ઉપર ઉપરથી જરૂર એમ કહ્યું કે ' તમે બિલકુલ સાચુ કહો છો ' પણ એમની આંખો કહી રહી હતી : ' તે કેમ આવી શકે ? તે તો જરા... વાઈફ છે ને !'

વાત કયાંથી કયાં પહોંચી ગઈ ને હવે બંધ પણ નથી કરી શકાતી. બધો દોષ પેલા કબીરના પદો સમજાવવાવાળાનો છે. એણે આવીને મારા મનને બહેકાવી દીધું.

મને લાગે છે કે આ બધી ગૂંચવણો સાથે મારે શું મતલબ ? અને–અને એને સમજાવવી શું સહેલ છે? ભલભલાં લોકો એ મામલાઓને સમજવામાં આખી જિંદગી ગુજારી દીધી તો પણ નથી સમજી શકયા. તો પછી વળી મારી શી વિસાત ?

હરજીવન થાનકી

પ્રાર્થના પૂરી થઈ શિક્ષક ભાઈ–બહેનો વિખેરાઈ, પોતપોતાના વર્ગમાં ચાલ્યા ગયાં કાર્યાલયમાં પોતાનું સત્તાસ્થાન શોભાવવા હજી તો આચાર્ય શ્રી પ્રવેશે છે, ત્યાં 'મે આઈ કમ ઈન સર!' ના સ્વરે તેમના કાન ચમક્યા અનાયાસ, 'યસ' પ્રત્યુત્તર વાળતા કાનની ચમક દષ્ટિ દ્વારા વ્યકત થયા વગર ન રહી રોફભેર એક યુવક કાર્યાલયમાં પ્રવેશ્યો, રૂપિયા એક વીસની નોટ સાથે પીન કરેલી ચીઠ્ઠી ટેબલ પર મૂકી તેમા લખ્યુ'તુ : "ઈન્ડીપેન"નાં સાભાર પરત! 'મારે એ ન જોઈએ!' આચાર્ય સરોષ તાડુકયા "બારી પાછળ છે" કહી યુવાન ચા યો ગયો. અત્યાર સુધી મહામહેનતે રોકી રાખેલો શ્વાસ નિ શ્વાસ રૂપે છોડતા આટનુ ઋણ અદા કર્યાનો પરમ સતોષ થયો ત્યાં બીજી બાજુ આચાર્ય પોતાના ખુરશીના આચરણની વિમાસણમાં વિચારી રહ્યા "હે ઈશ્વર, તું પણ કેવા દા'ડા દેખાડી રહ્યો છે! વિદ્વાનોએ સાચુ જ કહ્યુ છે ને કે 'પુત્રત્ શિષ્યાત્ પરાજયેત્ ' પણ ના, ના એ કયાં મારો પુત્ર કે શિષ્ય હતો? કે પછી તેના ગુરુ થવાની યોગ્યતા મારામાં નહોતી! તેનું કુણુ મન કઠોર વાત વિચારી રહ્યુ. હું શુ વિચારૂ છુ! ના, ના ઉચ્છ ખલ કહી નો! આ તે કાંઈ એની રીત છે? હવે પાછો આવે ત્યારે તેની વાત છે આજે ઈન્ડીપેનના પૈસા પાછા વાળવા આવ્યો તો કાલે જરૂર ઘડિયાળના પૈસા પાછા વાળવા આવશે ત્યાર કહીશ કે મને તારા પૈસા ની જરૂર નથી તો શેની જરૂર છે એ પૂછશે? તો? હું શો ઉત્તર દઈશ? "સત્તા કીર્તિ–કાંચન?" ના ના કીર્તિની કોને પડી છે! કયા જીવતા માણસને તે વરી છે? Fame is a food that dead men eat હા! ગાંધીને વરી હતી પણ, કયાં ગાંધી ને કયાં હુ? –ઉપરથી પાણીના બે ટીપાં પડયાં ફાગમાં-ના ગાંધીજી રડી રહ્યા હતા સપશ્ચાતાપ મનોમન બોલ્યા. 'ગાંધીજીની સાથે હુ મારી સરખામણી કયા કરી બેઠો.? એ તો ફકીર હતો, જ્યારે હુ તો કેવળ સત્તાની ફીકર કરનારો!"

કદાચ એ મને પૂછે કે, 'પ્રેમની?–તો?"

પ્રેમ? હા ..હા હા! એ હસી પડયો! પ્રેમ કયાં છે? પ્રેમ તો ત્યાગ માગે, શુ મે તેના માટે ઓછો ત્યાગ કર્યો છે? ત્યાગ કર્યો, પણ તેનો ઉદ્દેશ? મોટો પ્રશ્નાર્થ શરીરને હચમચાવી ગયો ઉદ્દેશ શુ હોય? તેને ઉપયોગી થવાનો 'લાઈન' ઉપર ચડાવવાનો મારા કુટુબનો એક સબધ કરવાનો" શું ખરેખર મારો ઉદ્દેશ એ જ હતો? પ્રશ્નાર્થોએ પરપરા સર્જી–જેનો ઉત્તર મેળવવા તેઓ પોતાના મનનું વિશ્લેષણ એક માનસશાસ્ત્રીની અદાએ કરી રહ્યા –કરવુ પડે તેમ હતું

—એ યુવાનને આચાર્ય ઠીક બાળપણથી ઓળખતા એટનુ જ નહી પણ તેના વિષે અનેક આશા, આકાંક્ષા અને મનોકામના સેવેલી એ યુવાન ભણે, ગણે, આગળ વધે અને પોતાની જેમ તેનું નામ રોશન કરે, એમ એમની અભિલાષા હતી. પણ.... અહમ્‌ને કોઈ જીતી શકયુ છે?

એક તોફાન આવ્યુ, તેમાં પેલા યુવકનું જીવન નાવ સપડાયુ, ડગમગ્યુ, પણ ડૂબ્યુ નહી–શા માટે? એને બચાવનાર પેલા આચાર્ય હતા તેની પ્રેરણાએ તેનામા નવયુગનુ ચેતન રેડાયુ. ભણેલ–ગણેલ યુવક શાળાના ઉબરે આવી રહ્યો આચાર્યે સસ્મિત તેને આવકાર્યા તેની પીઠ થાબડતાં બોલ્યા, "સરસ! હવે શુ વિચાર છે!"

'બી ઈડી થવુ છે' યુવકે પોતાની મહત્ત્વાકાંક્ષા વર્ણવી

"બી ઇડી?" આચાર્ય પૂછયુ "એ તો બહુ અઘરુ!"

"કોના માટે?" પ્રશ્ન આવી પડયો.

"ઓહ, સમજયો" વાત ગળતાં આચાર્ય બો યા, 'તો કસો કમ્મર!"

યુવક ચાલ્યો ગયો

બી ઈડી થઈ આવ્યો,

"અદર આવુ?"–એજ મૃદુ સ્વરની ઘટડી રણકી

'ખુશીથી' વિનયશીલ આચાર્યે પ્રત્યુત્તર વાળતા બોલ્યા,

"બોલો, શું કામ છે?"

"નોકરી કરવી છે!" યુવકે ગંભીરતા પૂર્વક દરખાસ્ત મૂકી.

"બોલો, ક્યારથી આવશો?"

"સર, આજથી, અત્યારથી જ... કહો તો હમણાંથી જ"

"બેસો" સત્તાની ટકોરી રણકી પ્યૂન દાખલ થયો, યુવકને દફતર પીરસણ તરફ લઈ જતાં બોલ્યો, "અંગ્રેજીનો અવર છે."

અવર શરૂ થયો, પૂરો થયો, ફરી શરૂ થઈને ફરી પૂરો થયો ત્યાં બરાબર પાંચ વર્ષનો ગાળો વીતી ગયો.

*

બરાબર અગિયારને ટકોરે પેલો યુવક પ્રવેશ્યો ત્યાં પ્યૂને શુભ સમાચાર આપ્યા 'સાહેબ, બોલાવે છે'

"મને?" પેલા યુવકે સાશ્ચર્ય પૂછ્યું યુવક કાર્યાલયમાં પ્રવેશ્યો

"તમે શું ભણાવો છો?" સત્તા બોલી, ખુરશી ધ્રુજી

"અંગ્રેજી" યુવકે પ્રત્યુત્તર આપ્યો

"શું ધૂળ અંગ્રેજી! ધરતી ધ્રુજી ઊઠી

'કેટલા વર્ષથી કામ કરો છો?"

"પાંચ વર્ષથી."

"પાણીમાં ગયા, જાવ"

પેલો યુવક કંઈ ન સમજ્યો. કેટલાક વિદ્યાર્થીઓએ કરેલી ફરિયાદ ઉપરથી યુવાન શિક્ષકને પાણીચું મળ્યું અધકચરા અંગ્રેજી શિક્ષણનો ભોગ પેલો યુવક બન્યો યુવાન શિક્ષક શરમનો માર્યો નતમસ્તકે ઊભો કંઈ વિચારે તે પહેલાં સત્તા તાડૂકી, "તૈયારી કરીને આવતા હો તો? ફરિયાદ શેની આવે?" છેલ્લું વાક્ય સાંભળી પેલા યુવકે ચાલવા માંડ્યું. ત્યાં તેના કાને શબ્દો પડ્યા, "આજથી તમને છૂટા કરવામાં આવે છે"

—પેલો યુવક આંસુ ન સારી શક્યો કારણ કે ક્રોધ અને બેકારીની ગરમીએ તેની ક્યારની વરાળ બનાવી દીધી હતી

*

જીવનની વાસ્તવિકતામાં અથડાતો-કૂટાતો યુવાન શિક્ષક ત્યાંથી ચાલ્યો ગયો. કારણ કે તેના માથે ભારતનું ભાવિ ઘડવાની જવાબદારી ઠોકાઈ ચૂકી હતી તેમાંથી ઊડેલા છાંટા એ આ યુવાન શિક્ષકના ભવ્ય ભાલે તિલક કોતર્યું. ગમગીન બનેલા હૃદય, મને તેને ઘરે જંપવા ન દીધો પરિણામે પોતાના સ્વભાવથી કંટાળીને પ્રકૃતિનો પ્રભાવ જોવા સાગર કિનારે ગયો સાગરની વિશાળતાએ તેને નવી દૃષ્ટિ અને નવી સૃષ્ટિ બક્ષ્યાં કાંઠે અથડાતા-કૂટાતા મોજામાં તેણે પોતાના જીવનનું સામ્ય જોયું

ઘરે જઈને વર્તમાનપત્રો ઊથલાવ્યા, બે-ત્રણ જાહેરખબરો ઉપર આંખ ઠરતાં પાંચ સાત અરજીઓ ઘસડી કાઢી. 'ઈન્ટરવ્યુ'માં પગદંડી થઈ ગઈ તેમાં લગભગ અઢારેક વીત્યું પણ એ અઢારાદિરે તેના મનનું જે વિશ્લેષણ કર્યું. તે અજોડ હતું જેમ કાંચન તાપથી તેમ માનવીનું મન દુઃખરૂપી તાપથી જ શુદ્ધ, સાત્વિક અને નિર્મળ બને છે તેની અનુભૂતિ કરી

નવું જીવન શરૂ થયું તેમાં નવચેતન રેડાયું ભૌતિક વાતાવરણની ભીંસમાંથી છટકી આધ્યાત્મિક વાતાવરણના પ્રવેશ તેની સ્વપ્નસૃષ્ટિ ફેરવી નાખી અહીં આનંદ, શાંતિ, પવિત્રતા અને સંતોષ હતા

—દિવસ, માસ, વર્ષ અને દાયકાઓ વીત્યા શરીર, સાથે મન-હૃદયના વિકાસે નૈતિકતા અને ચારિત્ર્ય આપ્યાં સુખચેન-આનંદપ્રમોદમાં સમય પસાર થવા લાગ્યો કહેવત છે ને કે સુખમાં સૌ કોઈ યાદ આવે

જે ઈન્ડીપેનને પ્રતાપે તે આટલું ભણ્યો ગણ્યો અને સુખી-સમૃદ્ધ થયો તેને કેમ ભુલાય?

બચપણમાં-પાંચ વર્ષની વયે ઈન્ડીપેન લેવા માટે આપેલા રૂપિયા એકત્રીશ મામાને પાછા વાળી ભાણેજ સંસારનું વિષ ઘોળીને પી ગયો.

# સ્વ. ધૂમકેતુની થોડીક કવિતા

દક્ષિણકુમાર ગો જોશી

ફેબ્રુઆરી અંકનું સંધાણ કરીને ત્રણેક કાવ્યો વીસમીસદીના પ્રથમ બે દશકામાં લખાયેલા અહી આપ્યા છે

પ્રથમ કાવ્ય ગઝલના ઢાળમાં લખાએલુ છે પહેલા વિશ્વ યુદ્ધમાં બ્રિટન વિજયી બન્યુ તે સમયનું ૧૯૧૯ નું છે સ્વ ધૂમકેતુના મોટાભાઈ રામજીભાઈ કાઠિયાવાડના નાના ગામની તાલુકા સ્કુલના તે સમયે મહેતાજી હતા નિશાળના વિદ્યાર્થીઓને લડાઈમા બ્રિટન વિજયી બન્યું તેની વધાઈ આપવા નાનાભાઈ 'ધૂમકેતુ"ને કાવ્ય જોડી આપવાનું કહેલુ. "ધૂમકેતુ" જાણે શીઘ્ર કવિ કેમ ન હોય, એ રીતે થોડાક કલાકેમાં આ કાવ્ય લખી નાખેલુ. બીજુ કાવ્ય તૂટક તૂટક કપાએલી કાપલીઓમા મળી આવ્યુ છે તે "ધૂમકેતુ"નું પ્રથમ સંતાન–પુત્રી સંધ્યાનું નાનપણમા જ અવસાન થયેલું ત્યારે જે વિરહ વેદના અનુભવેલી તેની થોડીક ઝાખી કરાવી જાય છે કલાકારના મનોમંથનમાંથી જ જગતના ઉત્કૃષ્ટ સર્જનો જન્મ્યા છે એ સનાતન સત્યને તપાસીએ તો "ધૂમકેતુ ની વિશ્વખ્યાતિ પામી ચૂકેલી વાર્તા 'પોસ્ટ ઓફિસ' જેનું અંગ્રેજી ભાષાંતર 'The Letter' નામે પ્રગટ થયું છે તેમા અલી ડોસાનો પુત્રી મરિયમ પ્રત્યેનો પ્રેમ એ લેખકના જીવનની જ અનુભૂતિ છે તેમ લાગ્યા વગર રહેતું નથી ત્રીજુ કાવ્ય ૧૯૧૫–૧૬ના સમયમાં બહાઉદ્દીન કૉલેજ–જૂનાગઢ હતા ત્યારે કૉલેજના વિદ્યાર્થી જીવનમા મિત્રને લખેલુ છે મિત્ર–પ્રેમ–સાચો મિત્ર પ્રેમ–હૃદયની લાગણીને વાચા આપતુ હોય તેમ આ કાવ્યનું પરિશીલન કરતાં અનુભવ થાય છે

(૧)

ઉડે છે વાવટા આજે વિજયી બ્રિટીશના કાજે
ધ્વનિ અતિ તોપના ગાજે બધુ ઉત્સવથી રાજે
વિવિધ વાજીંત્રના સૂરથી મધુર બાલો મૃદુરવથી
ભર નભ હર્ષના પૂરથી લલિત કંઠાનુપૂર સ્વરથી
છુટી સહુ કેદી બંધનથી, મળી ભેટી સહોદરથી
વર્ષે હર્ષ પરસ્પરથી છુટ્યા આજે બ્રિટીશ જયથી
બ્રિટીશનું વીર્ય સ્થળ સ્થળમાં, પ્રકાશ્યું શાંતિ સહુ જગમાં
હરાવ્યો શત્રુને રણમાં હટાવ્યો દુષ્ટ કૃત્યોમાં
બ્રિટીશના રાક્ષસી બળનું વલણ હમેશ ન્યારીનું
સહન ના તેથી કરવાનું દમન કો પક્ષ સ્નેહીનું
નીતિના એ અમરપંને, ધરી કઠાગ્ર નર વર્ગે
દીધી આહુતિ નિજ જનને, અતિ હર્ષથી હોમીને!
જગતના સર્વ ઈતિહાસે નવીન આ સત્ય જોડાશે
તથા નીતિક્રમ માટ, સદા દૃષ્ટાંત આ રહેશે
યૂરપના સર્વબળ સાથે વિજયમાળા લઈ હાથે
ધર છે હિંદ નિજનાથે પુરણભક્તિ અને આશે!
વિજયના ભવ્ય ગાનમાં પુર છે હિન્દ સૂર સૂરમાં
ભજાવ્યો પાઠ રણ સ્થળમાં સદાની ભક્તિ મોતીમાં!

(૨)

## છેલ્લી સલામ!

(ધૂમકેતુએ કૉલેજ જીવનમાં મિત્રને લખેલ એક અપ્રગટ પત્રમાંથી)

મળ્યો મીઠા, પણ અરર, ચાર કે પાંચ દિનો,
સીમા આવી બસ અટકનું પ્રેમનો તાર તૂટ્યો!

*

છેલ્લી સલામ હરે તવ રાખજે ને
ક્યાંક લાવી સ્મૃતિમા મમ નામ લેજે!
ક્યારક તું સુહૃદ સાથ કથા ચલાવી
મ્હારી મુખે ધરીશ આસુ જરાક લાવી!
છેલ્લી સલામ! સ્મરજે મૂકી જે વિતાવી
આનંદમાં ગભીર પર્વતને નિહાળી
ન ત્હારી સાથ કરતા કંઈ વાત રાત
ચાલી જતી પૂરી થતી નહિ તોય વાત
છેલ્લા પ્રણામ ધરજે દિન વાત આવી
ત્હારી જ સાથ ફરતો તુજ સંગ શોધી!
થાયે ન થાય કદી જો મળવુ હવે તો
મ્હારૂં ન નામ ભૂલજે દીન ન્હાનુ તું હા!

ધૂમકેતુએ કૉલેજ દિવસો દરમિયાન ૧૯૧૫–૧૬ માં મિત્રને લખેલ એક પત્રમાંથી

(૩)

વ્હાલી દુહિતા! વિરલભવમાં ભાવિએ અ લખેનું !
'ત્હાર હસવુ રમવુ ન્યારૂ' વિશ્વથી છેક ન્યારૂ !

•

વ્હાલી તનુયા મલીનહૃદયો વિશ્વમા છે રમેલા!
ત્હેમાં ત્હારા ઉચ્ચહૃદયને ડાઘ લાગે રખે ના!
વ્હાલી પુત્રી વિશુદ્ધ થઈને વિશ્વથી ન્યારી રહેજે
લાગે ત્હારા વિશુદ્ધ દિલને ડાઘ નુ ચેતજે હો!
પુત્રી વ્હાલી કમલવત્ થઈ વિશ્વમાં જો રહે તો
ધન્યો હું આ જનક ત્હારા માની લેશે હૃદયમાં

ત્હારી લગની રહેજો ન્યારી પુત્રી સધ્યાકુમારી!
'વિહારીની અમરઆશા સિદ્ધ પુરી કર તુ

( વિહારી એ ધૂમકેતુનું કવિતામાં વપરાએલુ ઉપનામ છે)

*

## ઉદ્યમનું ઓજસ

એક નાનો બાળક સસ્કૃતનુ પુસ્તક લઈને વાંચવા બેઠો હતો પણ દિલ ચાટતુ નહેતું વ્યાકરણનાં રૂપો ગોખતાં તેને કંટાળો આવતો તેથી તે તો માત્ર જમીનમાંથી નીકળીને એક ઉપર એક માટીના કણો ગોઠવતી ઉધઈને જ જોયા કરતો

સવાર થયુ નિશાળે ગયો શિક્ષકે તને ઊભો કરીને રૂપો પૂછયા પણ ન આવડયાં

કેમ ભાઈ! કાલે તા મે તને કહ્યુ હતુ કે બરાબર તૈયાર કરી લાવજે ને આજે એમજ પાછો આવ્યો? શિક્ષકે તેને કહ્યુ

"સાહેબ! હુ આખી રાત જાગ્યો હતા

તો તારુ ધ્યાન બીજે કયાંક હશે' શિક્ષકે કહ્યુ બાળક જૂઠુ બોલવાનુ જાણતા જ ન હતો

'હા સાહેબ! જમીનમાથી નીકળી માટીનો રાફડો બનાવતી ઉધઈને હુ જોઈ રહ્યો? બાળકે સ્પષ્ટ કહ્યુ

જો ભાઈ! જેને અક્કલ નથી એવી ઉધઈ સતત મહેનત કરી પોતાનુ ઘર બનાવી શકતી હોય તો તુ સમજુ બાળક છે મહેનત કરે ને ધ્યાન દઈને પાઠ તૈયાર કર તો તને પાઠ કેમ ન આવડે? એકાગ્રતાથી કરેલી જાતમહેનત ફળ્યા વગર રહેતી નથી

શિક્ષકના શબ્દો બાળકના હૃદય સોંસરવા નીકળી ગયા બળકે તનમનથી મહેનત કરવા માંડી ને આગળ જતા સસ્કૃતનો મોટા પડિત બની ગયો આ બાળક તે આપણા માજી રાષ્ટ્રપતિ ડો રાધાકૃષ્ણન

# આયુર્વેદ અને એલોપથી–

## બે ઔષધીય વિજ્ઞાનનો સમન્વય શક્ય છે ખરો ?

લેખક : ડૉ. મહેન્દ્ર એમ. જોષી

ઔષધોના કાર્યની ચકાસણી અર્થે અમુક પ્રકારના પ્રાણીઓ પર વિદેશમા અખતરા કરીને પછી જ માનવ જાત માટે ઔષધો ઉપયોગમાં લેવામા આવે છે પરંતુ આપણા દેશમા તો વિવિધ ઔષધીય વિજ્ઞાનને સમાંતર અભ્યાસક્રમમા ગોઠવી દેશના યુવાનો પર અખતરો કરવામાં આવે છે અને તે જ ક્રમમાં આપણું યુગજૂનું આયુર્વેદ અને એલોપથીના સમન્વય કરતા મિશ્ર અભ્યાસક્રમો અલગ અલગ પ્રાંતમાં કરાયા અને કોર્સમાં તે તે વખતના પ્રધાનોના મત મુજબ ફેરફાર કરવામાં આવેલ પરંતુ આ કોર્સનું ભાવિ, તેમાં જતી યુવા પેઢીનું ભાવિ તે વિષે કોઈએ દરકાર ન કરી. પરીણામે અસંતુષ્ટ એવા આ મિશ્ર તબીબોએ આંદોલનો ચલાવ્યા ગુજરાતમા આ મિશ્ર કોર્સ કાયમ માટે ગયો છે અને મિશ્ર તબીબોનું શુદ્ધિકરણ કરવા વિધિઓ થઇ. હાલ પુરતું આ પ્રકરણ ગુજરાતમા અસ્ત થયું છે આ લેખ પાછળનો આશય તે છે કે મિશ્ર વિજ્ઞાન શકય છે ખરૂ ? અને જો હોય તો તેને વધુ લોકભોગ્ય કેમ કરવુ ?

આયુર્વેદના મહાન સર્જક શ્રી સુશ્રુતે પણ કહેલુ છે કે આરોગ્યને ઉપકારક દરેક વસ્તુ ગ્રહણ કરવી આમ સુશ્રુત ખૂબ જ વિચક્ષણ અને ક્રાંતિકારી (Foreward) હતા તેમના જમાનામાં કે જ્યારે આજ મળે છે તેટલી સુવિધાઓ, યંત્રસામગ્રીઓ ન હતી ત્યારે પણ તેમણે વિવિધ રોગોનું લક્ષણાત્મક વર્ણન કરેલ છે જે આજે પણ હુબહુ મળતું આવે છે જે તેમની સિદ્ધિઓ બતાવે છે આમાંથી ઘણુ ગ્રહણ કરી શકાય છે આમ આયુર્વેદના મહાન દ્રષ્ટાઓએ આપેલ વર્ણનો વૈજ્ઞાનિક તો છે જ પરંતુ તે લોકો પાસે યંત્રસામગ્રીના અભાવે તે વિજ્ઞાન અધુરૂ રહ્યુ હશે તે પછી ભારતમા મુસ્લીમોનું રાજતંત્ર આવ્યું તે બાદ વિદેશીઓની ગુલામીમાં દેશ આવી પડયો પરીણામે વિજ્ઞાન ક્ષેત્રે આપણો વિકાસ અટકયો અને આપણું વિજ્ઞાન પણ પુરાણની પોથી બની ગયુ

આધુનિક વિજ્ઞાનની ચડતી શરૂ થઈ અને માનવ કે જે બુદ્ધિજીવી પ્રાણી છે તેણે અનેક અખતરાઓ દ્વારા આધુનિક વિજ્ઞાનનું સર્જન કર્યુ. માનવીની બુદ્ધિમાંથી વિરાટ સર્જાઈ રહ્યો છે આજે જેમ વાહનના જુદા જુદા ભાગો બદલી શકાય છે તેવી જ રીતે હૃદય, મુત્રપીંડ વિ. બદલાવવાના પ્રયોગો થાય છે. અરે ! કદાચ કાચની નળીમાં ઔષધો દ્વારા જીવન નિર્માણ કરવાનું શકય બને તો પણ ના ન કહેવાય લાખો માઇલ પર અવકાશ સફર કરી ચંદ્રલોક કે જે કવિઓની કલ્પિત માનસ ભૂમિ હતી તેના પર એ પગો માનવી પદારોપણ કરી આવ્યા છે–અરે મશીન માનવ બનાવી તેને કાર્યરત રાખવામા પણ આવે છે–આ માનવીની બુદ્ધિની સુઝ છે. આમાંથી શું નવુ સર્જન શકય નથી તે જ આશ્ચર્ય છે.

આમ આધુનિક વિજ્ઞાનની ચડતી કળામા આયુર્વેદ ભૂલાયું છતાં વંશપરંપરાગત જ્ઞાનના દાન મુજબ ઘણાયે ખ્યાતનામ દેશી વૈદો આપણા દેશમા થયા હતા અને છે પરંતુ વણિકબુદ્ધિ જેવા વેપારી જેવો આપણો દેશ છે દેશી અનેક નુસખાઓ આવા જાણકારોની સાથે જ અસ્ત પામ્યા અને ફકત પુસ્તકીયુ જ્ઞાન રહી ગયુ છે આ પણ આપણી પડતી માટે જવાબદાર છે

આ બે વિજ્ઞાન કે જેમા એક તેની ટોચ પર છે અને બીજુ કે જેમાં ઘણુ જ સંશોધન છુપાયેલુ છે તેનો સમન્વય કેમ કરવો ? આ વિષય તો તેના નિષ્ણાતો ચર્ચીને નિર્ણય કરી જ શકે પણ મારી દ્રષ્ટિએ તો આધુનિક વિજ્ઞાનના યંત્ર સામગ્રીઓનો પુર્ણ લાભ લઇ રોગનું નિદાન કરી જ લેવુ જોઈએ અને આયુર્વેદના દ્રવ્યગુણ શાસ્ત્ર

(ફાર્મોકોપીયા) નો સંપૂર્ણ અભ્યાસ કરી તે તે વનસ્પતિ ખનીજ તથા પ્રાણીજ દ્રવ્યોનું આધુની કરણ કરી તેનો સર્વાંગ ઉપયોગ કરવામાં પીછેહઠ ન જ કરવી જોઈએ અને આપણા જ દેશમા આ સંશોધન અર્થે આગળ આવતા યુવાનોને યોગ્ય વળતર આપી તેમનામા ચેતન આપવુ જોઈએ આવા સમકક્ષ દ્રવ્યોમાંથી ઔષધો બનાવી જો તેનું યોગ્ય તેચાણ થાય તો જરૂર લાભદાયી નીવડે તદુપરાંત દેશી દવા બનાવતી ફાર્મસીઓને પણ યોગ્ય કાયદાઓ દ્વારા દવાના મિશ્રણ બાબતમા સચેત કરવા જોઈએ અને ગમે તેમ ઔષધો બનાવતી કંપનીઓ પર કાયદેસર કામ કરવુ જોઈએ યોગ્ય ઔષધો સરકારી હોસ્પિટલો વિ મા 'આઉટડોર' તથા 'ઈનડોર' દર્દીઓને આપવા જોઈએ ફક્ત પૂર્વજોએ લખ્યું છે માટે તેમ જ તથી જૂની પ્રણાલીકાગત ઘરેડમાંથી આપણા વિજ્ઞાનને કાઢવુ જોઈએ અને આધુનિક સંક્રાંતિકાળમા વિજ્ઞાનને પણ અવનવા પ્રયોગો દ્વારા નવીનતમ બનાવી આપણી વનસ્પતિઓનો યોગ્ય ઉપકારક ઉપયોગ કરીને મનુષ્ય જાતિને ઉપયોગી થઈ શકાશે કોઈ પણ વિજ્ઞાનને રાજકીય રંગે ન રંગતા તેની ઉપયોગીતાને વિશેષ લક્ષમા લઈ તેની ઉણપો દૂર કરવા પ્રયોગો કરવા જોઈએ તેમા યે ઔષધ વિજ્ઞાન તો માનવ જાતના કલ્યાણ અર્થે રચાયું છે કોઈ રાજકીય નેતાના તખતા માટે નથી. કમનશીબે આજે આપણા દેશના નેતાઓ તેમને સમજ ન પડે તે । વિષયમાં પણ માથું મારે છે પરીણામે વિજ્ઞાનના જગતમા તેની હાંસી થવા પૂરતો સંભવ છે અને તેથી જ આપણુ આયુર્વેદ આજે પાછળ પડી ગયુ છે તેને બદલે યોગ્ય સંશોધનકારોને તેનુ કાર્ય સોંપાય તો જરૂર પ્રગતિ સાધી શકાય ભારતીય ઔષધીઓ આજે હૃદય રોગમાં 'હાઈબ્લડપ્રેસર' માટે વપરાય છે તેવીજ રીતે 'લીવર' ના દર્દો માટે પણ દેશી ઔષધીઓ કારગત નીવડતાં તે વિદેશમાં પણ વપરાવા લાગી છે આ આપણું સદ્ભાગ્ય છે હજુ તાજેતરમા જ હૃદયરોગ માટે એક બીજી ઔષધી દેશી વિજ્ઞાનમા મળી આવતા તેનું ઉત્પાદન એક જર્મન કંપનીના સહકારથી ટુંક સમયમાં શરૂ થશે તો જો વિજ્ઞાને પાંગરવા દેવા માટે જો આવા પ્રયોગાત્મક પગલાઓ લેવાય તો જરૂર મિશ્ર પદ્ધતિ લાભદાયી નીવડશે મારી દષ્ટિએ તો પદ્ધતિ કદી મિશ્ર હોતી જ નથી જે દર્દ મટાડવામા ઉપયોગી નીવડે તે જ ઔષધી અને આ વલણ જો અપનાવાય તો આયુર્વેદ પણ તેની પ્રગતિના સોપાન ચડશે જ તે નિ:શંક છે

*

## દીવાદાડી બનવા માટે.

જેલ જીવનની કાળી સખત સજા લાયક બનાવવા માટે મોતીલાલજી નેહરુ સખત ફર્સ પર સુવાની ટેવ પાડી રહ્યા હતા

સ્વરૂપરાણીએ પૂછ્યુ "આ શુ કરી રહ્યા છે?"

મોતીલાલજી હસતાં હસતાં કહે

'જેલ જનારાઓના માટે નેતા બનવાનુ છે તો નેતા બનનારે પ્રથમ પોતાની જાતનુ નેતૃત્વ કરવુ જોઈએ ને? તેની પ્રેકટિસ કરી રહ્યો છુ '

પ્રકાશ પાથરવા ઇચ્છનારે પ્રથમ પોતાના દિલમાં જ દીવો પેટાવવો જોઈએ ને!

# થોડાં સ્મરણો

એક અંતેવાસી

સેવાગ્રામ, ૧૯૪૪, બાપુનો મૌનદિવસ.

સાંજે બાપુએ એક સ્ત્રી અને એક પુરુષ કાર્યકર્તાને વાત કરવાનો સમય આપ્યો હતો. વાતો નિર્વિઘ્ને પુરી કરવા તેમણે આશ્રમની પાછળની કેડી પર ફરવાનું પસંદ કર્યું. બંને મુલાકાતીઓ અને બીજા બેત્રણ માણસો સાથે હતા.

બાપુએ સ્ત્રીના ખભે હાથ મૂક્યો અને વાતો સાંભળતા સાંભળતા ચાલવા લાગ્યા. એક જગ્યાએ કેડી સાંકડી હતી. બંને બાજુ કાંટાની વાડ હતી. વાત કરનાર સ્ત્રી અત્યંત નિષ્ઠાવાન, વળી દક્ષિણ ભારતીય, તેથી પગમાં ચંપલ ન હોવાનું વધુ સ્વભાવિક. બાપુ કેડીની વચ્ચે ચાલી રહ્યા હતા. એમને કષ્ટ આપવાનું સ્ત્રીને ન ગમ્યું. તે પોતે ઉઘાડા પગે કાંટા પર ચાલવા લાગી, પરંતુ કાંટા દયા ખાય એવા ન હતા. બે-ચાર ડગલાં ચાલી ત્યાં પગમાં એટલા બધા કાંટા પેસી ગયા કે લંગડાયા વગર ચાલવું અશક્ય થઈ ગયું. બાપુનું એ તરફ ધ્યાન ગયું. તેઓ ચૂપચાપ કાંટા પર ચાલવા લાગ્યા અને સ્ત્રીને કેડી પર ચાલવા દીધી.

સાથેની એક બહેને કહ્યું. "બાપુ આપ કાંટા પર ચાલી રહ્યા છો!" બાપુએ ચૂપચાપ પોતાની આંગળીથી પેલી સ્ત્રીના પગ તરફ નિર્દેશ કર્યો, પછી પોતાના પગ તરફ ધ્યાન ખેંચ્યું. અર્થ એ હતો કે એ બહેને ચંપલ નથી પહેર્યાં તેથી પગમાં કાંટા લાગે છે અને મેં ચંપલ પહેર્યાં છે. પછી ફરવું ચાલુ રહ્યું. બાપુએ મૌન જાળવી બધી વાત સાંભળી અને આ પ્રસંગથી કેટલું બધું કહી દીધું!

*

ઈ. સ. ૧૯૪૪ના અંત સમયની વાત છે. બાપુ કંઈક અસ્વસ્થ હતા તેથી આરામ મળે તે હેતુથી વર્ધા આવી શ્રીમન્નારાયણજીને ઘરે ઉતર્યા હતા. નિયમાનુસાર રોજ સવાર-સાંજ ત્યાં જ પ્રાર્થના થતી હતી. ઠંડીના દિવસો હોવા છતાં પણ સવારની પ્રાર્થનામાં લગભગ સાડાચાર વાગે પચાસથી સો માણસો ભેગા થઈ જતા હતા. પાસેના મહિલા આશ્રમના વિદ્યાર્થીઓ અને શિક્ષક-શિક્ષિકાઓ તો તેમાં હોય જ.

એક દિવસ ૫-૬ માઈલ દૂર વિનોબાજીના પૌનાર આશ્રમથી શ્રી વલ્લભસ્વામીના આવવાની રાહ જોવાતી હતી. પ્રાર્થના બરાબર સાડા ચારે શરૂ થવાની હતી. ફક્ત બે-ત્રણ મિનિટ બાકી હતી. બાપુ પ્રાર્થનાના સ્થાન પર ક્યારના બેસી ગયા હતા, પરંતુ તેઓ વલ્લભસ્વામીની રાહ જોતા હતા. કોઈએ કહ્યું: 'તેઓ આવતા દેખાતા નથી. પ્રાર્થના શરૂ કરીએ તો કેમ?'

બાપુએ કહ્યું. 'ના, એમણે આવવાનો વાયદો કર્યો છે. આજ તેઓ જ ગીતાપાઠ કરવાના છે. હજી બે-ત્રણ મિનિટ બાકી છે. તેઓ જરૂર આવશે. તેમની રાહ જોવી જ જોઈએ.'

સમય આગળ ગયો. અરધી મિનિટ બાકી રહી, પરંતુ બાપુએ હજી પણ પ્રાર્થના શરૂ કરવાની આજ્ઞા ન આપી. એ જ સમયે કોઈએ કહ્યું: 'આ આવ્યા વલ્લભસ્વામી.' તેઓ પ્રાર્થનાના સ્થળ પર આવ્યા ત્યારે માંડ થોડી સેકંડો બાકી રહી હશે.

બાપુએ કહ્યું. 'મેં કહ્યું હતું ને કે તેઓ જરૂર આવશે. જલદી આવવાની શી જરૂર હતી?'

અને પછી તરત પ્રાર્થના શરૂ થઈ.

*

એ જ દિવસોની વાત છે. બાપુ સૂર્યોદય થતાં જ ફરવા નીકળી જતા. હંમેશાં મહિલા આશ્રમના મેદાનો પાર કરી સેવાગ્રામની દિશામાં જતા. મેદાનમાં મોટું મોટું ઘાસ હતું. ત્યાં પશુઓ ચરાવવાની મનાઈ હતી, કારણ કે પશુઓના ચરવાથી બાલિકાઓને બહુ મુશ્કેલી પડતી. ક્યારેક તેમના કામમાં વિઘ્ન પણ આવતું. બાલિકાઓ ને કાર્યકર્તાઓ

પોતાના કામના સ્થળોમાં સહાય તો જાતે જ કરી લેતા, પણ એટલા મોટા મેદાનનું બધું ઘાસ કાઢવું અશક્ય હતું. એ વર્ષે ઘાસ કાપવાવાળાઓ પણ સમય પર નહોતા મળ્યા અને કોણ જાણતું હતું કે બાપુ આવશે ને આજ ઘાસ પરથી ફરવા જવા નીકળશે?

એ જગ્યામાં સાપ પણ ઓછા નહોતા. અમુક જાતના ભયાનક સાપ ત્યાં બહુ દેખાતા હતા. કહે છે કે એ જાતના સાપ બહુ જોરથી કરડે છે અને પૂંછડી મારીને પણ માણસને ઘાયલ કરી શકે છે. આમ પરિસ્થિતિ બહુ જોખમી હતી. બાપુ એ ઘાસને પાર કરીને નીકળતા ત્યારે કાર્યકર્તાઓના મન બહુ ઊંચા રહેતા.

એક દિવસ પાસેથી જતી આગગાડીએ આ ભયનો નાશ કર્યો. એમાંથી થોડી ચિનગારીઓ નિકળી ઘાસ પર પડી અને જોતજોતામાં આખા મેદાનનું ઘાસ બળી ગયું. આશ્રમની આસપાસનું એ મોટું મેદાન ઘાસના બળી જવાથી એક વિશાળ કાળા તખ્તા જેવું લાગવા માંડ્યું.

બીજે દિવસે સવારે જ્યારે બાપુ ફરવા નીકળ્યા તો સહેરાતા ઘાસની જગ્યાએ કાળી રાખ જોઈ સમસમી ગયા, વ્યથિત થઈ ગયા. પૂછ્યું પણ નહીં કે શું થયું! બોલ્યા 'કેટલા પશુઓનો ચારો બરબાદ થઈ ગયો! કેટલા જીવ બળીને મરી ગયા હશે!'

મહિલા આશ્રમના મંત્રી સાથે હતા, તેમણે આગ લગાવવાનો અપરાધ જ્યારે રેલવે એંજિન પર ઢોળ્યો ત્યારે બાપુએ કહ્યું. એંજિન તો જડ છે માણસ જડ નથી એણે તો હંમેશા જાગૃત રહેવું જોઈએ. હું તો એને બચાવવાની બધી કોશિશ કરું. વળી મહિલા આશ્રમમાં તો આગથી બચાવાનું શિક્ષણ વિશેષ પ્રયત્નથી મળવું જોઈએ. જુઓ કેટલીયે સ્ત્રીઓ આપણા દેશમાં કપડાંને આગ લાગવાથી મરી જાય છે, અને જ્યારે ઘરમાં આગ લાગે છે ત્યારે હાય-હાય સિવાય કંઈ કરી શકતી નથી. ઘરમાં જો પુરુષો ન હોય તો આગ હંમેશા વધે છે. મારો કહેવાનો આશય એ નથી કે પુરુષ બધું જ જાણે છે અને માત્ર સ્ત્રીઓ જ અજ્ઞાનમાં ડૂબેલી છે, પણ શારીરિક બળ અને સમાજમાં હરવા ફરવાની સ્વતંત્રતાને લીધે તેમની સ્થિતિ કંઈક જુદી હોય છે તેથી તેનો કંઈક ઉપાય કરે છે. સ્ત્રીઓને નાની ઉંમરમાં બધું શીખવાનો બહુ શોખ હોય છે એમના શોખને જ્યાં તક મળે ત્યાં વધારવો જોઈએ.'

તે દિવસે અને ત્યારબાદ બે-ત્રણ દિવસ સુધી મહિલા આશ્રમમાં આગ બુઝાવવાની અને આગથી બચવાના ઉપયોગની તાલીમ અપાતી રહી. પાછળથી આ તાલીમ થોડેપણે અંશે નિયમિત પણ થઈ ગઈ.

*

એ જ દિવસોની બીજી એક સ્મૃતિ. એક દિવસ શ્રીમન્‌જીએ મહિલા આશ્રમના મંત્રીને કહ્યું: બાપુ માટે કોઈ મનોરંજન કાર્યક્રમ કરવો જોઈએ. જો કન્યાઓ કોઈ નાનું નાટક કરી શકે તો સારું.' મંત્રીએ કહ્યું 'થોડા વખત પહેલાં તેમણે 'રક્ષાબંધન' નામનું નાટક કર્યું હતું. એ હમણાં તેમને યાદ છે. જો તમને એ પસંદ હોય તો તે જલદી કરી શકાય.' નાટકની વાતમાં મૂંઝવણ હતી કે મુખ્ય પાત્ર મહાત્મા ગાંધી હતા, અને એમની પ્રશંસા પણ એમાં હતી. આવું નાટક બાપુની સામે શી રીતે રજૂ કરાય? પણ શ્રીમન્‌જીએ એને પસંદ કર્યું, અને લોકો તરફથી પણ ટેકો મળ્યો. બાલિકાઓનો પણ ઉત્સાહ હતો, બીજે દિવસે જ બાપુને બતાવવાનું નક્કી થયું.

એ દિવસને પ્રેક્ષકો કેમ ભૂલી શકે? રાત્રે લગભગ સાડાઆઠે બાપુ શ્રીમન્‌જીના ઘરેથી ખેતરોની કેડીના રસ્તે મહિલા આશ્રમ તરફ જવા લાગ્યા. મંત્રી એક ફાનસ લઈને તેમની સામે, તેમના પગ પર પ્રકાશ પડે તે રીતે સંભાળીને ચાલતા હતા, પરંતુ બાપુને આ મદદગતિ કેમ ગમે? તેમણે કહ્યું 'તમે મને પ્રકાશ આપવાની મહેનત ન કરો, જલદી ચાલો' અને એ અંધારામાં, જે સ્થળ સાપ માટે ખાસ જાણીતું હતું ને બંને બાજુની કેડી ઝાડી-

અંધારાથી ભરપૂર હતી, તેને પોતાની સાધારણ ટોચ તાથી પસાર કરી બાપુ આશ્રમમાં પહોંચ્યા જે સ્વયં પ્રકાશિત છે તે ફાનસના પ્રકાશની પરવા કરે ખરા ?

નાટક વિદ્યાલયના સભાભવનમાં કરવાનું ગોઠવ્યું હતુ. સૌથી સારી જગ્યા પસંદ કરી ત્યાં બાપુ માટે ગાદી-તકીયા મૂકયા હતા બાપુ પોતાની લાકડી પોતાની પાસે રાખી આરામથી બેઠા

નાટક લગભગ ચાળીસ મિનિટનું હતુ બાલિકાઓએ પોતાના અભિનયમા કોઈ ખામી ન રાખી બધા પ્રેક્ષકો મુગ્ધ ભાવે એ જોઈ રહ્યા બાપુએ પણ બાલિકાઓના અભિનયમા ખૂબ રસ લીધો

હવે 'મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી'ને રંગમંચ પર ઉપસ્થિત થવાનું હતુ એ પ્રસંગ આવ્યો બાપુ પોતાની લાકડી લઈ ઉઠવાની તૈયારી કરવા લાગ્યા પાસે બેઠેલા મંત્રીએ પૂછ્યું "બાપુ આપ ઊઠો છો ?" એ જ વખતે રંગમંચ પર નાટકના મહાત્મા ગાંધી આવી પહોંચ્યા બાપુ જોરથી હસી પડયા અને પોતાની જગ્યા પર બેસતાં બોલ્યા હુ તો સમજ્યો કે મારે 'સ્ટેજ' પર જવુ પડશે, પણ હવે તો તમને બીજા બાપુ મળી ગયા છે હવે મારી જરૂર નથી રહી"

બાપુના શબ્દો બહુ થોડાએ સાંભળ્યા હશે, પરંતુ તેમનું હાસ્ય આખી નાટયશાળામા ગૂંજી ઊઠયુ

બીજા-ત્રીજા દિવસે બાપુ સેવાગ્રામ પાછા ગયા એકાદ દિવસ બાદ જ્યારે રવિવારે આશ્રમના મંત્રી અને આચાર્ય એમને મળવા ગયા ત્યારે બાપુએ ફરતી વખતનો બધો સમય નાટકની વાતમા જ ગાળ્યો

બાપુએ કહ્યુ નાટકમાં ચર્ચિલ અને રૂઝવેલ્ટ સાથે ઈન્દ્રના હાથ મેળવ્યા તે યોગ્ય નહોતુ' મંત્રીએ કહ્યુ 'બાપુ લેખકે એ બંનેના સ્વભાવ દર્શન માટે એ યોગ્ય માન્યુ.' બાપુએ વાત આગળ ન વધારી, પરંતુ તેઓ સંતુષ્ટ નહોતા થયા એવુ લાગ્યું

બીજી વાત એમણે કહી કે યમરાજના કાળા પોશાકને જોઈને મને બાળપણમાં જોયેલા પારસી નાટક કંપનીના 'ઈન્દ્રસભા' નાટકની યાદ આવી, પણ એમા તો લાલદેવ, કાળાદેવ હતા આ નાટકમાં તેઓ નહોતા એથી કંઈક અધૂરૂ લાગતુ હતુ મંત્રીએ જવાબ આપ્યો આ 'ઈન્દ્રસભા' નાટક તો નહોતુ ૪ દસભામાં રક્ષાબંધન રૂપક તૈયાર કરવામા આવ્યુ હતુ

'પણ રંગમંચ પર તો ઇન્દ્રસભાનું પાટિયુ લગાવ્યુ હતુ ને!'

'હા, કદાચ બાલિકાઓએ એમ માન્યુ હશે કે પાટિયું લગાવ્યા વિના લોકો કલ્પી નહી શકે કે આ દ્રશ્ય ઈન્દ્રસભાનું છે'

આના પર બાપુ ખડખડાટ હસી પડયા ત્યાર બાદ એમણે નાટકોની, ખાસ કરીને શેકસપીઅરના નાટકોની ચર્ચા કરી અને આજુબાજુ સાહિત્ય અને કલાનુ વાતાવરણ રચાઈ ગયુ

વિવેચન સમાપ્ત થતાં તેમણે પૂછયુ 'નાટક લખ્યુ છે કોણે?' આચાર્યે મંત્રી તરફ ઈશારો કર્યો બાપુ ફરી એક વાર જોરથી હસીને બોલ્યા 'અરે! ત્યારે તો હુ લેખકની સામે જ વિવેચન કરી રહ્યો હતો!' અને તે પછી પ્રશંસાનો વારો આવ્યો બાપુએ કહ્યુ 'મને એકંદરે બહુ સારુ લાગ્યુ' અમણે પાત્રોના પોશાક, પડદા તથા અન્ય સામગ્રી વિશે વિસ્તારથી ચર્ચા કરી

મંત્રીએ ઉત્સાહમા આવી કહ્યુ 'છાપામાં નાટકના સમાચાર ખૂબ ઠાઠમાઠથી છપાયા છે મુંબઈના 'ફ્રી પ્રેસ જર્નલે' તો ચાર કોલમનું શીર્ષક આપ્યુ છે 'ધી રિહર્સલ ઘેર ચર્ચિલ મિસ્ડ' બાપુ આ સાંભળી ખુશ ન થયા એમણે કહ્યુ 'છાપાઓની પ્રશંસામાં ખુશ ન થવુ એનાથી પર રહેવુ સારુ છે' અને પછી એકવાર ફરી હસીને કહ્યુ 'અને જો છાપામા છપાયુ તો એમાં તમારુ શુ પરાક્રમ? અમણે તો એટલા માટે છાપ્યું કે હુ તે જોવા ગયો હતો, એ તો મારુ પરાક્રમ થયુ ને?'

અને હાસ્યનું મોજુ ફરી વળ્યું

*

# નંદલાલ બોઝ

ગુરુદયાળ મલ્લિકજી

ત્રણ વર્ષ પહેલા આજ મહિનામા એક એવા કલાકારે આપણી વચ્ચેથી વિદાય લીધી જે પોતે તો ભારતીય હતો પરંતુ પોતાની કલાકૃતિઓમાં પણ ભારતના આત્માની ઝાંખી કરાવી તે હૃદયથી માનતો હતો કે આત્મા વ્યકિતનો હોય, સમષ્ટિનો હોય પણ કલાનો આત્મા અને આત્માની કલા ભિન્ન નથી અને અસ્તિત્વનું કોઈ સ્થાયી તત્ત્વ હોય તો આજ છે મહમદ પયગમ્બરે પણ કહ્યું હતું 'અલ્લાહ સર્વત્ર સ્મિત વેરી રહ્યો છે!'

આ કલાકારનું નામ છે નંદલાલ બોઝ. આ સદીના પહેલા દસકામા કલાગુરુ અવનીન્દ્રનાથ ટાગોરે કલાના મૌલિક સ્વરૂપની જ્યોત જગાવી અને પચાસ પચાસ વર્ષો સુધી નંદલાલે જાત નિચોવીને તેમા દીવેલ પૂર્યું. અને નૂતન કલાચાર કરી રહેલા સન્માન્ય આદ્યપુરુષના દૈવપ્રેરિત પુરસ્કર્તા બની રહ્યા. તે સમયના જે કલાકારો અવનિબાબુની અસર નીચે આવ્યા તે બધા જ માટે તેમણે ચીંધ્યુ જીવનદર્શન શ્રદ્ધાનું પ્રતીક બની રહ્યુ. નંદબાબુએ જીવન વિષેની વ્યાખ્યા આ પ્રમાણે શબ્દબદ્ધ કરી હતી

'અગમભણી આપણે સૌ જઈ રહ્યા છીએ વર્તમાનનું જ આપણે માટે મહત્ત્વ છે–ભૂત અને ભવિષ્યનું નહિ

'આપણે ભારતીય એટલા માટે છીએ કે ભારતનો આત્મા ધબકતો રાખવા આપણે ઉદ્યુક્ત છીએ–શૈલી અને સાધનનું ઝાઝું મહત્ત્વ નથી ચેતનથી સભર દરેક વસ્તુ આપણને ખપે છે જેમની પાસે આપવા જેવું કાંઈ છે તેમના પ્રતિ હમેશાં હાથ લંબાવીએ છીએ

'એટલે જ સાધનને અદકેરૂ મહત્ત્વ આપતા નથી. જીવન અને જીવનજીવવાની કલાને ભક્તિભાવે પૂજીએ છીએ

'કુદરત પ્રેરણા આપે છે અને તેવી જ રીતે આપણો ભૂતકાળ જગતનો ભૂતકાળ આપણને દોર વણી આપે છે

'કલા આનંદની અભિવ્યકત છે અને જીવનનો આનંદ આપણે એ રીતે વ્યકત કરીએ છીએ'

અને તેથી જ, જીનિવા ખાતેના આંતરરાષ્ટ્રીય કલા સંમેલનમાં નંદલાલ બાબુનું ચિત્ર પ્રદર્શનમાં પ્રથમવાર જ જોઈ એક સાચા કલાપારખુના મોંમાંથી શબ્દો સરી પડે છે કે 'આ તો એક આખી સંસ્કૃતિનું દર્શન છે.' ત્યારે આપણને જરાયે નવાઈ લાગતી નથી.

આ મહાન કલાકારના ક્રાંતદર્શનની સફળતા રહી છે સમષ્ટિના અને વ્યકિતના આત્માના ઐક્યમાં–નંદબાબુમા રહેલો કલાકાર વ્યકિતથી જુદો ન હતો–એ બન્નેનું સંપૂર્ણ મિલન, અને જે એકમ થયું–તેવી એકવાક્યતા નંદબાબુના જીવનમાં હતી અનંતના મૌનની તેમણે આરાધના કરી અને તેમને લાધ્યુ મૌનનું અનંત સાન્નિધ્ય મૌનનો મહિમા તેમના સ્વભાવનુ આગવુ લક્ષણ અનુકંપાથી પ્રેરાઈ બહુજનના પરિતોષ માટે, સંગાથીઓના જીવનબોજ હળવો કરવા જ્યારે પણ જમણો હાથ કાર્યરત બન્યો છે તેની ડાબા હાથને ખબર પણ ન પડે તેટલી કાળજી તેમણે રાખી છે અને તેથી જ તેમના અસંખ્ય ચિત્રો, રેખાંકનો, કલાકૃતિઓ કરતાં પણ તેમના જીવનમાંથી ઉપલબ્ધ સંદેશ વધુ મૂલ્યવાન વારસો બની રહે છે જે કલાકારની પેઢી આજે વિદાય લઈ રહી છે તેમની પીંછીમા નંદબાબુનો જીવનસ્પર્શ જોઈ શકાય છે પરંતુ અનંતને અભિવ્યક્ત કરનાર નંદબાબુ અને તેમની કલા જીવંત છે, બને તેમના આદર્શને વરેલાઓને પ્રેરણા આપે છે, અથવા કહો શ્રદ્ધાની પરંપરા સર્જે છે ત્યાં સુધી સૌંદર્યની આરાધના અમર છે અને તેથી જ કવિવર રવીન્દ્રનાથ ટાગોરે તેમને બિરદાવતા અને આશિર્વચન કહ્યુ "તમારી રેખાઓમાં અનંત કુતૂહલને તમે બદ્ધ કરો છો તમારી પીંછી પૂર્જટિની જટારૂપે બની રહો જેથી જીવનનાં વારિનું તે ઉદ્ભવસ્થાન બની રહે!"

જીવનની સ્વાદિતા અને તેમાં ભાતીગળ રંગોળી પૂરનાર ઓ અજબ ઈલમબાજ, તને શતવંદન હજો!

# અનોખી સ્વપ્ન સૃષ્ટિ

કુમારી પરિક્રમા પારેખ

ગેલેરીમાં ઊભી ઊભી એ નવી દુનિયા તરફ જોતાં જોતાં કુસુમ ચમકી-બીની! જાણે એની સુંવાળી પીઠપર કોઈએ અચાનક જોરથી ધક્કો ન માર્યો હોય, એવી તેને લાગણી થઈ હતી.

કોઈ અજ્ઞાન બાળક સ્લેટપર રેખાઓની ભુલભુલામણી રચે, એવી જ ત્યાં મકાનોની અને રસ્તાઓની ભુલભુલામણી રચાઇ હતી. રસ્તા પર માણસોની હાર ચાલી જતી. કર્કશ અવાજોના મિશ્રણમાંથી ઉત્પન્ન થતો કોઈ અદ્ભુત પ્રકારનો કોલાહલ અખંડપણે ચાલુ હતો. ઝગઝગાટ જાહેરાતો નિષ્કારણ ધ્યાન દોરવાનો પ્રયત્ન કરતી હતી. ચળકતી મોટરો અને શણગારેલી સ્ત્રીઓ નજરને ભરી દેતી હતી. વિચારોની અનિયમિત આવતી તૂટક તૂટક લહરો મગજને સ્પર્શ-ન સ્પર્શ ત્યાં સરી જતી હતી. અને પૈસાનો છનછનાટ અહીં અવિચ્છિન્નપણે વહ્યા જ કરે છે એવી લાગણી આ બધું જોઈને ઊઠયા વગર નહોતી રહેતી.

એટલામાં એક ઊંચી જગ્યાએ ચડી બેસેલા એક ચહેરાવાળા ઘડિયાળે હચુડચાટ કર્યો ..

—જાણે ખિજવાયેલા દાદા ખોંખાર્યા!

અને ત્યાર પછી રસ્તા પરની દોડાદોડ અને ગિરદી ખૂબ જ વધી હોવાનો ભાસ થયો.

એક સરખું, એનું એ જ! ગૂંગળાવતી ગિરદી! કંટાળાજનક દોડધામ!

વળી એ ઉપરાંત એક માખી ક્યારની કુસુમના મોં પર બેઠી બેઠી તેને ત્રાસ દેતી હતી! પણ તેને ખબર નહોતી કે તેના મનમાં પણ એવા જ પ્રકારની એક અસ્વસ્થતા તેને એવો જ ત્રાસ દે છે!

અત્યાર સુધીના તેના જીવનના તેર વર્ષ તેને કેવી નિરાળી દુનિયામાં કાઢવાં હતાં? ઉપર ન આંબી શકાય તેવું નીલું ખુલ્લું આકાશ, દૂર ખરબચડા ડુંગરા, વાત્સલ્યભર્યાં વૃક્ષો, રમતિયાળ સાદાં, સુંદર અને શાંત ઘર, અને ચોખ્ખી મજાની વાડી. રાતે લપકદિયાં મારતા દીવા અને ભસતાં કૂતરા—આ બધાંની એ દુનિયા હતી. ત્યાં સહિયરોની ગરબડ હતી, છાતી સરસી ચાંપતી બાની ગોદ હતી અને બાપુજીની હમેશની પ્રેમાળ પણ કોઈવાર ખિજવાતી આંખો હતી.

પ્રેમના એ બધા બંધ તૂટીને અત્યારે તો કોઈ ઊંડા દરિયામાં આવી પડી હોય એવું કુસુમને લાગ્યું. અને તેના કંઠમાં ડૂમો ભરાઈ આવ્યો.

તેને થયું: 'કોણ જાણે શા રીતે તેના બાપુજીની બીજે દૂરની જગ્યાએ બદલી થઈ હશે, અને તેને શા માટે આટલે દૂર માસીને ઘેર ભણવા માટે આવવું પડયું હશે?'

હમેશ પોતાની ઇચ્છા મુજબ જ વર્તનારી, ગમે તે ભોગે પોતાની ઇચ્છા પૂરી કરનારી એ બોલકી આનંદી 'કુસમી'ને પોતાને અત્યારે આટલું બધું એકાકીપણું કરી જ નચાઇ લાગતી હતી.

આ પહેલાં એકવાર તે મુંબઈ આવી હતી. ત્યારે તો તેને અહીં કેવી મજા પડી હતી! પણ અત્યારે—?

અત્યારે તો જાણે તેના સમગ્ર માનસનો જ પલટો થયો જણાતો હતો. વાદળાંથી ઘેરાયેલા આકાશની જેમ મનોવૃત્તિ પણ કશાકથી ઘેરાઇ ગઇ હતી. કોઇ ગાઢા અરણ્યમાં કાંઇ વિચિત્ર ભયાનક અવાજ થાય, પણ એ શાથી થાય છે તેની ખબર ન પડે અને સાંભળનારને લાગણી થાય, એમ તેના મનમાં ચલતી કોઈ નવી પ્રવૃત્તિની હિલચાલના અણસાર તેને જણાતા હતા, પણ એનું કોઇ નિશ્ચિત સ્વરૂપ તેને સમજાતું ન હતું.

અકારણ જ તેને બીક લાગતી, દુઃખ થતું

કે આનંદની ભરતી આવતી. બીજા સાથે વાત કરતા તે ગભરાઈ જતી, અને કોઈની સામે આંખ માંડવાની તેની હિંમત જ ચાલતી નહિ

અને કોઈ અજાણ્ડ બુદ્ધિનો બળવાન ગુંડો તેને બળજબરીથી ઉપાડી જતો હોય એવાં તેને સ્વપ્નાં આવતાં, અને તે ભયભીત બની જતી

પણ એ ઘેલીને ખબર નહોતી કે તે હવે યૌવનની સીમારેખા પર આવીને ઊભી હતી અને યૌવનની પ્રથમ અવસ્થામાં જે સંકોચ, જે કોમળતા, અને લાગણીની જે અંતર્મુખતા આવે છે તેની આછી છાયા તેને ખબર ન પડે એમ તેની મનોવૃત્તિ પર પડવા લાગી તેને તો હવે ભાવનાનાં અતિ અગમ્ય આંદોલનો અનુભવવાનાં હતાં,

વિચારોના ત્રાસમાંથી છૂટવા માટે કુસુમ ઘરમાં ગઈ ત્યાં માસીના દીકરાઓ કેરમ રમતા હતા કુસુમ મૂંગી મૂંગી એમની પાસે બેસીને એ રમત જોવા લાગી તેને લાગ્યું કે એ લોકો તેને પોતાની સાથે રમવા માટે કહેશે, પણ ઘણીવાર સુધી બેઠા પછી પણ જ્યારે એ લોકોએ તેને એમ ન કહ્યું ત્યારે તેને લાગ્યું કે એ લોકો બહુ જ બેપરવા છે—એમને મન પોતાની કાંઈ જ કિંમત નથી અને તેના મનમાં ખૂબ જ વિષણ્ણતા વ્યાપી ગઈ

સાંજના તે દીવાનખાનામાં બેઠી હતી સહજ જ તેણે કાકાના ટેબલ પરના સુંવાળા લીલા ટેબલક્લોથ પર હાથ ફેરવ્યો અને તેને હાથે કોઈ અદ્ભુત આનંદ આપતા મજાનાં ગલગલિયાં થયાં! તેણે ફરીફરીને ત્યાં હાથ ફેરવ્યા કર્યો માસીની સુધા ત્યાં નજીક જ બેઠી હતી તેણે ઉત્સાહથી સુધાને કહ્યું 'આ કપડા પર હાથ ફેરવવાની કેવી મજા પડે છે, જો તો ખરી!'

પણ તેની એ કલ્પનામાં સુધાને કાંઈ મજા પડી નહિ ઊલટું તેણે પોતાની ધૂનમાં સામું પૂછ્યું 'મારા ડૉક્ટરકાકાને ઓળખે છે કે તું?'

કુસુમે ભમર ઊંચી કરીને પૂછ્યું 'કયા ડૉક્ટરકાકા? હું તો નથી ઓળખતી'

સુધા એની પોતાની ધૂનમાં જ મસ્ત હતી 'વાહ! એવા ગમ્મતી છે, એ તો? ખાદીનાં કપડાં પહેરે છે, અને કવિતા પણ લખે છે પરમ દિવસે જ અહીં આવ્યા હતા, હવે પાછા આવશે બે-ત્રણ મહિનામાં '

કુસુમે તેના મગજનો દરવાજો સજ્જડ બંધ કરી દીધો ડૉક્ટરકાકા વિષેનો કોઈ પણ સારો વિચાર અંદર ન પેસવા દેવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો જાણે!

કોણ જાણે શાથી, પણ મનને થનારાં ઝીણાં ઝીણાં દુઃખો સહન કરવાની તેની શક્તિ જાણે કે સમૂળી નષ્ટ થઈ ગઈ હતી

બીજે દિવસે શાળામાં પણ તેને એવો જ અનુભવ થયો

નિબંધનો સમય હતો શિક્ષકે છોકરીઓને વિષય સૂચવવા કહ્યું કુસુમે ઉત્સાહમાં આવી જઈ વિષય સૂચવ્યા 'ચાંદની રાત, જૂનો કિલ્લો વર્ષા '

શિક્ષકે કહ્યું 'એ બધા વિષયો પર પુષ્કળ નિબંધ લખાઈ ચૂક્યા છે હવે આપણે જરા ગંભીર વિષય લઈએ 'દુષ્કાળ નિવારણ યોજના'

એ વિષય સાંભળીને કુસુમ ખિજવાઈ તેનો જીવ બળી ગયો તેને આખીયે દુનિયા પર દાઝ ચડી આવી કેવા બબૂચક જેવા છે આ શિક્ષક! આ શબ્દામાંયે કંઈ ધડા નથી—દુનિયા કેવી રુક્ષ થઈ ગઈ છે '

તેના મનમાં કોઈ અનેરી કડવાશ વ્યાપી ગઈ હતી તેના મનના દ્વાર આપોઆપ બંધ થઈ ગયાં હતાં 'બસ, આ બાહ્ય જગત સાથે કોઈ જાતનો સંબંધ નથી રાખવો ' તેણે નિશ્ચય કર્યો

આ જગતમાં તેની સાથે પ્રેમપૂર્વક વર્તનાર કોઈ નહોતું. તેને માટે રુજાના મગજના લાડ તૈયાર રાખે એવું આ ઘરમાં કોઈ નહોતું દૂધમાંથી મલાઈ તારવીને ખાઈ જવાનો તેનો હક્ક અહીં માન્ય

રહેવો અશક્ય હતો...

આ બધી વાતો કેવી તુચ્છ હતી! અને જગતની વિરુદ્ધ મંડાયેલો આ જંગ કેવો હાસ્યાસ્પદ લાગે છે! પણ મજાની વાત જ એ છે કે જે કોઈ પણ માણસો અમુક ચોક્કસ ધ્યેય પાછળ મંડાયેલા નથી હોતા, એ બધાયની જગતની વિરુદ્ધની ફરિયાદો હમેશા આવી ક્ષુદ્ર અને હાસ્યાપદ જ હોય છે.

આવી રીતે કુસુમ આ નવી દુનિયા પર રિસાઇ. આ નવી દુનિયા કઠોર અને અન્યાયી છે એવો તેનો મત બંધાઈ ચુક્યો હતો. તેનું મન નિરુત્સાહ થઇ ગયું હતું. રોજિંદા જીવનમાં તેને આનંદ નહોતો પડતો. શાળાએ જતાં કે લોકો સાથે ભળતા તેને કોઇ અસ્પષ્ટ બીક લાગતી. એવે વખતે ગભરાઇ જતી અને ગોટાળા કરી બેસતી. આથી નાની નાની બાબતોમા પણ તેની ભૂલો થતી અને આ નવી દુનિયાની કઠોરતા અને કડવાશનો તેને વધુ તીવ્ર અનુભવ થતો. તેના મનનાં દ્વાર તે વધુ સખ્તાઈથી બંધ કરતી.

એમ ને એમ તેણે જીવનમાં એક પ્રકારનું એકાકીપણું કેળવ્યું. બહાર ફરતુ તેનુ મન એક પ્રકારની અંગચોરી કરતુ, અને તે હમેશા સ્વપક્ષી વિચારો જ કરતી પોતાના નાનાં નાનાં સુખદુઃખ તેને ખૂબ મોટા જણાતા અને જગતની સારી બાજુ તેને બહુ જ થોડી દેખાતી

અને એક માનવીના જીવનમા એકાકીપણાથી વધુ મોટું દુ:ખ બીજુ શુ હોઈ શકે? આ દુઃખમાંથી તેના મને એક નવો જ રસ્તો કાઢયો તે સ્મૃતિ અને કલ્પનાની દુનિયામા વિહરવા લાગી. પોતાની પસંદગીની નવી દુનિયા તે કલ્પનામાં જ સર્જતી.

એ સર્વાંગસુંદર સ્વપ્નસૃષ્ટિમા તેની સહિયરો આવીને તેને ભેટતી અને તેને ગળે વળગીને પોતની ખાનગી વાતો કહેતી તે બાની ગોદમાં ભરાતી અને બાપુજી ઉપર રિસાતી. કવચિત તેણે વાંચેલી વાર્તાઓમાંનો એકાદો સુંદર રાજકુમાર ઊડતા ઘોડા પર બેસીને ડોલતો ડોલતો એ સૃષ્ટિમા પ્રવેશતો. એ સ્વપ્નનાં ઘેનમાં વીતેલી ક્ષણો કેટલી સુખદાયક હોય છે!

એવી જ રીતે એક દિવસ તે એક જૂના માસિકના અંક ઉથલાવતી બેઠી હતી. એમાં એક ચિત્ર જોતાં તે એકદમ થભી ગઇ.

એક હસમુખો તરુણ! ભૂરા વાળ! મદભર્યા નયનો! દમામદાર સુરેખ ડોક! ચિત્રકારે એને જાણે તરુણીઓના હૃદય જીતવા જ ન સર્જ્યો હોય!

એને જોઇને તેની આંખો ખીલી ઊઠી. ઘડીક તેનાં હૃદયસ્પંદન અટકી ગયા, શ્વાસ રોકાઇ ગયો. પળ એક તો આખું શરીર, બધી ઇચ્છાઓ મૂઢ થઇ ગઇ કાળની ગતિ જ જાણે કે અટકી ગઇ, જાણે કે કોઇ ઊંચી દીવાલ પરથી બીજી બાજુના રમ્ય પ્રદેશમા કૂદતા કાળનો થોડો ક્ષણેક રોકાઇ ગયો!

અને પહેલાં એકવાર કાંઈક અસ્પષ્ટપણે તેણે અનુભવેલો એક ભાવ ફરીથી તેના હૃદયમા જાગી ગયો અને તે એમા જ ખૂંચી ગઇ–ડૂબી ગઇ. પહેલા એ ભાવનો ઝાંઝરનો આછો ઝંકાર કોઇ પરદા પાછળથી આવતો કવચિત તેને સાંભળાતો. હવે એના ઉત્તુંગ નૃત્યવિલાસ અચાનક તેની નજરે પડયા કોઇક સુંદર ઉન્મત્ત કંપારી તેના આખા શરીરની આરપારથી છેક મસ્તક સુધી જઇ પહોંચી, અને બાહ્ય જગતની મર્યાદાનું ભાન તેણે ભુલવી દીધુ.

પછી આભલેભર્યાં વસ્ત્રો પહેરેલી બે પરીઓ આવી અને તેને ઊંચે સ્વર્ગીય વાતાવરણમાં લઇ ગઈ.

ત્યાં મધુર વાદ્યો વાગતાં હતા. હાસ્ય લહેરાતાં હતા ઉલ્લાસનાં ફૂલ ખીલતાં હતાં અને સુવાળા રૂપેરી વાદળ પણ ડગલાં માંડતો ને હસતો એક યુવાન આવ્યો અને એમનો હસ્તમેળાપ થયો!

આ પછીનું તેનુ જીવન એટલે નિર્જન ભયાનક અરણ્યો અને રમ્ય ઉદ્યાનો. નાના નાનાં ઘર અને વિલાસ–સાધનાને યોગ્ય મ્હેલ. કાવાદાવા કરતાં નિર્દય ખલ પુરુષો હતાં અને તેના હૃદયના ઝીણામાં ઝીણાં ભાવોને પણ ઝીલી લેતી, ઘેલી હઠોને પૂરી પાડતી પ્રેમાળ સહિયરો હતી નાજુક પ્રસંગોયે બનતા અને

મહા રોમાંચક ઘટનાઓ પણ બનતી

અને આ બધુ યે તેની ઇચ્છા મુજબ વિવિધ સ્વરૂપ ધારણ કરતુ !

જેમ જેમ તે આ સ્વપ્ન સૃષ્ટિમાં ગૂંથાતી ગઇ તેમ તેમ બહારનું જગત તેને વધુને વધુ રૂક્ષ અને કઠોર જણાવા લાગ્યુ દિવસભર તેને રુદન સાધારણ વાતો કરતાં પણ ડૂસકાં આવવા લાગ્યા કયાંય જવુ નહિ આવવુ નહિ વાત નહિ, ચીત નહિ, એવુ એનું માનસ થઈ ગયું અને અભ્યાસ કરતી વખતે એકાદ વિષય પર મન કેન્દ્રિત કરીને વાંચેલુ થોડુ ઘણુ યાદ રાખવુ એ તેને મહામુશ્કેલીનું અને લગભગ અશકય જેવુ લાગવા માંડયુ

અને મદિરાનો કેફ રખેને ઊતરી જશે એ બીકે જેમ દારૂડિયો વધુને વધુ પીતો જાય તેમ તે પોતાની જાતને સ્વપ્ન સૃષ્ટિમાં વધુ ને વધુ ગૂંથી રાખવા લાગી

પણ પછી આ સૃષ્ટિના બદલે જીવનમાં પણ તેને સુખ મળતુ નહિ ભાવનાના જે તીવ્ર અને રોમિષ્ટ આંદોલનો આ સ્વપ્નસર્જનમાં તેને અનુભવવાં પડતાં એની તેના મન પર વિલક્ષણ છાપ પડતી, અને પછી તેનુ શરીર તપી જતું, માથુ ભમવા લાગતુ

તેને કદીક લાગતું કે પોતે એ ધુમાડાથી ભરેલી ઓરડીમાં છે કાં તો પોતે અમણાં બહાર નીકળી જવુ જોઇએ અથવા એકાદ બારી ખોલી નાખવી જોઈએ

કશીક અસ્વસ્થતા તેને એક સરખી ડંખ્યા કરતી તે નખ કરડયા કરતી એક પગ સાથે બીજો પગ ઘસ્યા કરતી, અને કેટલીયે વાર કોઇ ન સમજાતી તીવ્ર વેદના તેને થતી હોય એવા ભાવો તેના મોં પર જણાતા

કેટલીયે વાર તે તેના દિવાસ્વપ્નમાં એકાદ પડતર, અંધારા અને બિહામણા કિલ્લામાં આવી પડતી અને પછી એક સફેદ ઘોડા પર સવાર થઇને એક તરુણ આવતો અને એકદમ ચિકૃતથી તેને ઉઠાવી જતો

એને વળગીને ઘોડા પર જતા એક સરખા વાતા ઠંડા પવનની લહરીઓથી તેના મનને અપૂર્વ આનંદ થતો અને ઘોડાની દોડને લીધે તેના હૃદયમાં જે સ્પંદનો થતા એ કેવા સુખદાયક હતા!

તેને એવી રીતે કયાંક ભાગી છૂટવું હતુ. કદી તેને થતુ કે આ સ્વપ્નસૃષ્ટિ એ એક ચૂડેલ જેવી છે અને સિંદબાદના ખભા પર પેલો બુઢ્ઢો જેવી રીતે ચઢી બેઠા હતો, એમ તે એના ઉપર બેઠી છે

પોતે એનાથી દૂર નાસી છૂટવુ જોઈએ તેના મનના એક ખૂણામાં છૂપાઈ બેઠેલી ચોક્ખી, તોફાની અને આનંદી કુસમી તેને કહેતી 'અરે, જરા બહાર તો ચાલ રમ મજા કર! આમ બાધા જેવી બેસી શુ રહે છે?'

અને ખૂબ ઉત્સાહથી તે બીજા સાથે બોલવાનો, રમવાનો પ્રયત્ન કરતી, પણ એ તેને ફાવતુ જ નહી પછી પાણી પર તરતું લાકડ જેમ ભરતીના પ્રવાહ સાથે કિનારે ફેંકાઈ જાય છે એ રીતે તે અસહાયપણે પાછી એ સ્વપ્નસૃષ્ટિમાં ખેંચાઇ આવતી

શુ કરવુ એ તેને સમજાતુ નહિ! બાહ્ય જગત અને તેના કલ્પનાના જગત વચ્ચે જે અકળ સંઘર્ષણ તેના દિલમાં ચાલત ચાલ્યા કરતુ એમાંથી કઇ રીતે મુક્ત થવુ એ તેને સૂઝતું જ નહોતુ

અને કેટલીયે વાર તેને એમ થતું કે અલાદિનને જેવુ જાદુઇ ફાનસ મળી ગયુ હતું એવુ જો પોતાને મળી જાય, અને આ સ્વપ્નસૃષ્ટિને સત્યમાં ફેરવી શકાય તો કેવી મજા પડી જાય!

એ ગાંડી કલ્પનામાં એણે માસીના ઘરનું એક જૂનું ફાનસ ઘસી પણ જોયુ!

દિવસ જડ પગલે પગલે પસાર થતો હતો સહેજ ધુમાડો નીકળતાં કોઇ ઓલવાયેલા લાકડા જેવુ જીવન લાગતુ હતુ

એવા જ એક દિવસે કુસુમ શૂન્યપણે કલ્પના ચિત્રો દોરતી બેઠી હતી. એટલામાં સુધા હાથમાં એક પત્ર લઇને દોડતી આવી. પોતાના આનંદનો ઊભરો ક્યાંક પણ ઠાલવવાની તીવ્ર ઇચ્છા તેને હતી.

અને તેથી કુસુમને ઢંઢોળીને તેણે કહ્યું 'સાંભળ્યું કે કુસુમ? મેં તને પહેલાં કહ્યું હતું ને તે કાકા આવવાના છે આવતીકાલે! હવે એવી મજા પડશે, બસ!'

પણ કુસુમ પર આની કંઇ વિશેષ અસર થયેલી જણાઇ નહિ, તેથી તે દોડતી બીજા કોઇને એ ખબર દેવા ગઇ.

કુસુમને જાણે આ ઘટના કાંઇ વિશેષ મહત્ત્વની લાગી નહિ. કારણ તેની સ્વપ્નસૃષ્ટિમાંની પ્રેમકથામાં ત્યારે કાંઇ નવો જ રંગ પૂરાતો હતો–

હસશો મા, હો! –વાત એવી છે કે અત્યારે કુસુમ એક પ્રતિષ્ઠિત દેશનેતા સાથે પ્રેમમાં પડી હતી !.....

એ ઘટના કેટલી કલ્પનારમ્ય હતી, વારુ!

છેવટે આટલા વખતથી વાજતા–ગાજતા'તા એ કાકા આવ્યા.

કાળામેશ, સુકલકડી અને હસતા એવા હતા એ. એ આવ્યા એવી જ હસવા–બોલવાની એવી ગડબડ મચી ગઇ કે કુસુમે કપાળે કરચલી પાડી અને તેણે હોઠ ખૂબ જ સખત બીડી દીધા–જાણે કે આ ભૂમિ પર ઇ આનંદને પોતાના હૃદયમાં ન જ પેસવા દેવાનો તેણે કડક બંદોબસ્ત કર્યો હતો.

પણ એ ગરબડમાં જ વચ્ચે કાકાએ એમના હાથમાંનું પુસ્તક કુસુમના બરડે મારીને પૂછ્યું: 'આ નવું પિલ્લું કોણ છે? અને એ મૂંગું કેમ છે.'

માસીએ કહ્યું: 'એ મારી ભત્રીજી કુસુમ. જરા મૂંગી જ છે.

કાકાએ જરા નીરખીને તેની સામે જોયું. પછી એ વિષય એટલેથી જ અટક્યો અને કુસુમે નોંધ કરી કે એ કાકા પણ બીજાંઓ જેટલા જ બેફિકર છે.

પણ તેની નોંધ ખોટી ઠરી. કારણ બીજે દિવસે સવારે તે ઇતિહાસનું પુસ્તક લઇને પોતાની સ્વપ્નસૃષ્ટિમાં ડૂબકી મારતી હતી ત્યાં કાકાએ તેના બરડા પર એકદમ ટપલી મારી, અને એ મોટેથી હસીને બોલ્યા 'તું બહુ બોલકી છો હો!'

કુસુમ આશ્ચર્યથી એમની સામે જોતી રહી. હસતા હસતા એ બોલ્યા '.. પણ તું માત્ર તારી જાત સાથે જ બોલે છે, એટલું જ.'

કુસુમના મનના દ્વાર ખળભળી ઊઠયા અને ઠંડા પવનની એક લહર અંદર આવી, તે એકદમ ઉલ્લાસથી બોલી : 'તમને કેવી રીતે ખબર પડી?'

કાકાએ કહ્યું 'તે જ કહ્યું છે ને!'

'મેં ક્યારે?'

'ગઇકાલથી કહે છે. મારી પાસે એક રેડિયો છે. એમાં બીજાના મનના બધા વિચાર જાણી શકાય છે.'

કુસુમને એ રેડિયોની કલ્પના ગમી.

કાકાએ કહ્યું: 'તું બહુ જ એકલપેટી છે. પોતાની સાથે આવી સુંદર વાતો કરે છે તે બીજાને કેમ કહેતી નથી?'

અને જતાં જતાં એમણે સંતરાની એક ચીરી તેના મોંમાં ખોસી દીધી.

એમની આ ક્રિયાથી કુસુમના મનના ખૂણામાં બેઠેલી ચેષ્ટાખોર, તોફાની અને આનંદી કુસમી જાગી ગઇ. અને તે એકદમ મોટેથી હસી પડી.

કાકાનાં વાણી અને વર્તનની કુસુમના સંવેદનશીલ મગજ પર બહુ જ અસર થઇ.

તેની સ્વપ્નસૃષ્ટિની ભાષા કાકા સત્યસૃષ્ટિમાં વાપરતા હતા તેના મનની વાત કાકા સમજતા હતા અને એટલે કાકા પર તેનું લક્ષ્ય ખૂબ જ કેન્દ્રિત થયું. સતત સ્વપ્નસૃષ્ટિમાં ગૂંથાયેલી રહેતી કુસુમ એમની હિલચાલ તરફ બોલવા તરફ લક્ષ્યપૂર્વક જોવા લાગી.

સાંજે કાકા એકલા જ ગેલેરીમાં બેઠા હતા.

કેટલીયે વાર સુધી કુસુમ એમના તરફ જોતી રહી અને પછી તેને અચાનક એક વિચાર આવ્યો

એ કહેવો કે ન કહેવો એ વિશે તેના મનમાં મહાન સંગ્રામ ચાલ્યો કારણ બીજા સાથે છૂટથી બોલવાની તેની વૃત્તિ જ કેટલાક વખતથી નષ્ટ થઇ ગઇ હતી પણ એ વિચારને સરસ યુક્તિથી બહાર પાડવો જ એમ નક્કી કર્યું, અને તે કાકાની નજીક જઈને એકદમ બોલી 'હવે તમે પણ જાત સાથે જ બોલો છો ને?'

કાકાએ એકદમ તેની સામે જોયું અને બોલ્યા 'વાહ, હું તો મારી પોતાની સાથે ખૂબ જ વાતો કરું છું, પણ મારે વિશે જ ફક્ત નથી બોલતો તું જ જો આપણે કેટલાં નાના, ક્ષુદ્ર અને મર્યાદિત છીએ! અને આ દુનિયા કેવી વિશાળ અને રસભરી છે! પછી તું જ કહે, કે પોતાના માટે વિચાર કરવાના હોય કે દુનિયાને માટે?'

કુસુમને આ શબ્દો નવા લાગ્યા પણ એ ભાષા તો તેની જ હતી. તેણે કહ્યું 'કેવા મજાના છે તમારા વિચાર, વાહ!'

'વાહ, બહુ જ મજાના! આ દુનિયા એટલે એક મોટા રાક્ષસોથી અને હિંસક પશુઓથી ભરેલું જંગલ છે અજ્ઞાન, દારિદ્ર્ય, રોગચાળો કેવા ભયંકર રાક્ષસો છે એ! એમની સાથે હું અને મારા મિત્રો ખૂબ લડાઇઓ કરીએ છીએ, અમને પુષ્કળ જખમો પડે છે, પણ એથી કંઇ અમે પાછા હઠીએ કે? છટ! અમે એક ડગલું પણ પાછા ન જ પડીએ. અમારા પગ હમેશા આગળ જ વધે

કુસુમને આ વિચારો નવા અને ચમત્કારી લાગ્યા દેશસેવા–લોકસેવા કરવી જોઇએ એવું તેણે કેટલીય વાર વાચ્યું હતુ. પણ બધે જ સેવા એટલે એકદમ ખરબચડ, કંટાળાભર્યું વ્રત છે એમ જ કહેલુ હતુ. આ કાકાને તો સેવા એટલે કંઇ સાહસભરી, રોમાંચકારક મોટી લડાઇ લાગતી તેથી તેને આશ્ચર્ય થયુ

કાકાએ તેના મૂંઝાયેલા ચહેરા સામે જોયું, અને એ બોલ્યા 'તારા માનવામાં નથી આવતીને મારી વાત? હજુ થોડીવાર લાગશે, પણ હું કહું છું તે તદ્દન ખરું છે'

અને જાણે એ ગંભીર વિષયને હળવો કરવા તેની પીઠપર એક ધબ્બો મારીને જોરથી હસ્યા

માનવીનું જીવન એક મોટી વિચિત્ર ગૂંથણી છે એમાં નીતિ અને અનીતિ, પ્રેમ અને વાસના, શરીર અને મન, પવિત્ર અને ગલીચ–એ બધાંની બહુ નજીક નજીક સબંધ હોય છે, અને તેથી તેમાં કેટલીયે વાર મહાન ગૂંચવણો ઊભી થાય છે

આ અત્યારે જ જુઓને! અત્યાર સુધી કાકાના બોલવાથી જે ન થયું તે એમણે તેના બરડા પર ધબ્બો મારવાથી થયું એ ધબ્બાથી તેના શરીરમાં એક પ્રકારની ગલીપચી થઇ અને જાદુના ખેલમાં એક ધડાકો થાય અને કંઇક અવનવું નીકળી પડે એમ એકદમ તેની કલ્પનસૃષ્ટિ જાગી ગઇ એમાં નાયકનું સ્થાન મળ્યું કાકાને!

અને આ બનાવથી કુસુમના જીવનમાં બહુ મજાની ઊથલપાથલ થઈ ગઇ. તેની કલ્પનસૃષ્ટિ અને સત્યસૃષ્ટિ વચ્ચે બહુ જ નજીકનો સબંધ સ્થપાયો

એ પછી કોઈ ભૂખે મરતો માણસ જેમ અકરાંતિયો થઇને ખાધા જ કરે, એવી તેના મનની સ્થિતિ થઇ પોતાની પ્રિય વ્યક્તિની વાણી, એની ઝીણી ઝીણી હિલચાલ, મનોવૃત્તિની નાની નાની રગો, એ સર્વ તરફ તે ખૂબ જ બારીક નજર રાખવા લાગી તેની આજુબાજુની સત્યસૃષ્ટિમા બનતા બનાવોથી તેને આનંદ, દુઃખ અને મત્સર થવા માંડ્યાં

તેના મનમાં ઊઠતાં આ આંદોલનો જરા ત્રાસદાયક હોવા છતા મૂઢ માર મારતાં કે ગૂંગળાવી નાખતા નહોતા એટલું જ નહિ પણ કાકા સાથે બોલવા કે એમની સાથે રહેવા માટે તે પડાપડી કરવા લાગી આ માટે તેને કેટલીયે નાનીમોટી યુક્તિઓ સૂઝવા લાગી.

અને આ બધાંથી તેને એકદમ મોકળાશ અને આનંદ લાગતા હતા.

સુન્દર દેખાવા માટે તે વારવાર કપડા બદલતી, સરસ મજાનું બોલવા માટે તે ખૂબ વાતો કરતી, અને હસતી અને છેવટે પોતે આ બધી કેવી મૂર્ખાઈ કરે છે એવો વિચાર આવતા ઓશિયાળી થઈ જતી.

પણ તોયે તેના પ્રયત્નો અટકયા નહિ અતિ વિલક્ષણ અને ચમતકારી સયોગ છે આ પણ કોઇ કૂતરાનું બચ્ચું જેવી હઠથી મોમાં પકડેલી વસ્તુ મૂકે નહિ, એવી જ રીતે તેનુ મન એ પડાપડી છોડવા તૈયાર નહોતુ.

અને રાતે બિછાનામાં પડયા પછી જ્યારે તેની સ્વપ્નસૃષ્ટિ હળવેથી જાગૃત થઈ ત્યારે આટલી વાર પોતે તેને છેક ભૂલી કેમ ગઇ હશે એનુ તેને આશ્ચર્ય થયુ

અને કાકા – છટ્! પોતના પ્રિયતમનુ આવુ નામ હોય તેને અસહ્ય લાગ્યુ – પણ કેટલા સારા હતા! કેવુ મજાનુ અને સાચું બોલે છે એ!

સાંજે બાગમાં ફરતાં તે રોજ માળીની નજર ચૂકવીને ફૂલ તોડતી હતી આજ કાકા તેની સામે જોઇને હસ્યા

કુસુમે એમને કહ્યું 'આમ ચોરી છૂપીથી ફૂલ તોડવાની કેવી મજા આવે છે, નહિ!'

કાકા બોલ્યા 'હા, મજા પડે છે ખરી, પણ આપણા ચોર મનને દબાવીને ફૂલ તોડવા જ નહિ એમ નક્કી કરવામાં જુદી જ મજા નથી? પોતાની ચોરી, લુચ્ચાઈ, એકલપેટાપણુ–એ બધાંને દાબી દેવા જેવી મજા બીજી એકે નથી એવુ તને નથી લાગતું?'

એમનું કહેવુ કુસુમને સમજાયુ નહિ પણ એ ભાષા કુસુમની જાણીતી નજીકની હતી આથી જાણે કાકાની અને પોતાની વચ્ચે કાંઈક નવુ જ સધાણ થયુ હોય એવા ભાવથી કુસુમે એમની સામે જોયું

એ નજર એમણે જોઈ, ઓળખી અને કુસુમને ખૂબ જ આનદ થયો.

આ અને એવા બીજા કેટલાયે પ્રસંગોથી તેનું મન ઉલ્લાસ પામ્યું. બીજે દિવસે સ્કૂલે ગઇ ત્યારે તે ખૂબ આનદમાં હતી તેની બેનપણીને તેનો આનદ સમજાયો નહિ, છતાંયે એ ઓછો ન થયો.

આથી તેને જ નવાઈ લાગી. પછી તેને એકદમ નવો જ વિચાર સૂઝયો કે, આવી ઝીણી-ઝીણી બાબતોમા મનનો આનદ ગુમાવવો એ કેવી મૂર્ખાઇ છે! ને આટલો પ્રૌઢ અને શાણો વિચાર પોતાને આવ્યો તેથી તેણે પોતાની જાતને શાબાશી આપી

ફરી નિબધનો સમય હતો અને શિક્ષકે વિષય આપ્યો 'ધધાદારી શિક્ષણ.'

પણ આ વખતે કુસુમ મૂઝાઈ ગઇ નહિ ઊલટુ આવા રૂક્ષ વિષય પર પણ તેણે ઉલ્લાસપૂર્વક પોતાના સ્વતત્ર વિચારો દર્શાવ્યા. ધધાદારી શિક્ષણ એ આપણા શિક્ષણક્ષેત્ર પરની પનોતી છે એવા દૃષ્ટિકોણથી તેણે વિષય તરફ જોવાનો પ્રયાસ કર્યો

એ દિવસે સાંજે ઘેર આવીને તેણે ઉમગ ભેર કાકાને પૂછ્યું 'ચાલો! આપણે ફરવા જવુ છે ને?

એમણે કહ્યું 'ના રે, મારે હમણાં જ તાર આવ્યો છે, અને એક મહત્ત્વના કામે મારે વર્ધા જવાનું છે

અને રાતના એ નીકળી પણ પડયા જતી વખતે એ બોલ્યા. 'કુસુમ, જેનુ મન સાથે બોલે છે, એ મને કહેતી જા હો!–અને મને જ શા માટે? બધાંને કહેતી જાને '

કુસુમનું મન વિષણ્ણતાથી ભરાઇ ગયું. અત્યાર સુધી તેના પર ચેષ્ટાખોર, તોફાની અને આનંદી કુસુમીનું સામ્રાજ્ય ચાલતું હતુ; હવે વળી પાછી ગભીર, અબેલ અને નિરુત્સાહી કુસુમ દુનિયા પર જીવવા લાગી

ખીલતી પ્રીતિનાં ભાંગી પડવાથી દિલમાં જે કાંઈ વેદના થાય તે બધી કુસુમે અનુભવી સ્વપ્નસૃષ્ટિની દીવાલમાં જે ગાબડું હતું તે પાછું પુરાઈ ગયું અને અભેદ્ય દીવાલ રચાઈ ગઈ. તેણે એ બધુ યે અનુભવ્યું વળી પાછાં ચાર-પાંચ દિવસ તેણે સ્વપ્નસૃષ્ટિમાં ગાળ્યા.

તેને થયું 'મારા મનની મોકળાશ જતી રહી વળી એનું એ જ....'

પણ થોડા દિવસમાં વળી તેનું મન હળવુ પડયું. દુઃખ દૂર કરવાની ઇચ્છા છતાં એ થઈ શકે નહિ. કાકા તેને પહેલાંના જેટલા જ ગમતાં હતા, પણ હવે આ ગમવામાં એક પ્રકારની બેલદિલી રમતિયા જાગતિ હતી. એકાદ સુંદર પુસ્તકની જેમ જ કાકા પણ તેને ગમતા.

પણ આ ફરક તેના મનમાં પડે છે, એ કબૂલ કરવા જ એ તૈયાર નહોતી. એટલે તે હજુ પણ ગંભીર અને અબોલ રહી

એવી જ રીતે તે એક દિવસ વર્ગમાં મૂગી બેઠી હતી ત્યાં શિક્ષક નિબંધની નોટબૂકો લઈને આવ્યા બધી નોટબૂકો વહેંચી દીધાં પછી એક નોટબુક હાથમાં લઈને એ ઊભા થયા એક ખોંખારો ખાધો અને પછી વર્ગમાં કંઈક શોધતાં હોય તેમ નજર ફેરવી એમની માનીતી છોકરીની ડમ્મી ઉધાડતી વખતે એ ડમ્મી તરફ કાંઈક આવી જ નજરે જુએ છે

કુસુમે એ નોટબુક ઓળખી એ તેની જ હતી અને તે ચમકી

પછી માસ્તરે એમાંથી નિબંધ વાંચી સંભળાવ્યો અને વખાણ પણ કર્યાં.

બધી છોકરીઓ ટીકીટીકીને કુસુમ તરફ જોવા લાગી. આગળની હારમાં બેઠેલી પહેલા નંબરની છોકરી તો પાછળ વળીને બોલી: અરે, કેવું સુંદર લખે છે ને તું તો!' અને પછી તે જે હસી એ તો તેના શબ્દ કરતાં પણ સુંદર હતુ.

વચ્ચેની છુટ્ટીમાં એ બે થોડીવાર સુધી વાતે વળગ્યાં એ બેની એટલી બધી તો મૈત્રી જામી કે કુસુમ પોતાના મનના ઝીણાં ઝીણાં વિચારો કોઈને યે કદી નહોતી બતાવતી એ તેણે તેની નવી બેનપણીને કહ્યા અને મજાની વાત તો એ થઈ કે તે એ બધું સમજી પણ ખરી!

આથી તે તેની નવી બેનપણી સાથે બહુ જ હળી ગઈ. તે એટલી બધી કે રાતે પથારીમાં સૂતા સુધી તેને સ્વપ્નસૃષ્ટિની યાદ સુદ્ધાં ન આવી

રાતે તેની સ્વપ્નસૃષ્ટિની બેનપણી તેને મળવા આવી ત્યારે પણ તે તેની સાથે ન બોલતાં પોતાની નવી બેનપણી સાથે જ બોલવા લાગી. ત્યારે એ સ્વપ્નસૃષ્ટિની બેનપણીએ રિસાઈને કહ્યું: 'તને તો કોઈ નવી બેનપણી મળી લાગે છે, હું તો જાઉં છું ત્યારે.'

કુસુમે તેને કહ્યું: ઊભી રહે ને; તું પણ મને એટલી જ ગમે છે–રિસાઈશ નહિ..'

પણ કંઈ જ નિકાલ આવતાં પહેલાં જ નિદ્રાનું સામ્રાજ્ય તેના પર છવાઈ ગયુ

*

એક વખત નૂરજહાં જંગલમાં શિકાર કરવા ગઈ હતી ત્યાં નૂરજહાંની બંદૂકની ગોળી ભૂલથી એક ધોબીને વાગી. ધોબી પોતાની જિંદગીનો મેલ ધોવા પરલોક સિધાવ્યો. ધોબણ જહાંગીર પાસે ન્યાય માગવા ગઈ. આખો બનાવ સાંભળી જહાંગીર એક બંદૂક લઈ આવ્યો અને કહ્યું, 'મારી બેગમે તને વિધવા બનાવી છે. તને પણ નૂરજહાંને વિધવા બનાવવાનો હક છે. માટે લે આ બંદૂક ને આ મારી છાતી!' ધોબણનું દિલ આ સાંભળી પીગળી ગયું. એણે નૂરજહાંને માફી આપી. નૂરજહાંએ ધોબણના જીવનનિર્વાહનું કામ પ્રેમપૂર્વક માથે લીધું—न पापे प्रति पापः स्यात् ।

# શિક્ષણમાં ઉદ્યોગ

## એક નિર્દેશક તપાસ

મોહનભાઈ શંકરભાઈ પટેલ

બુનિયાદી તાલીમ નિષ્ફળ ગઈ છે એવો ઊહાપોહ હમણાં હમણાં છાપાઓમાં ઠીક ઠીક આવી ગયો ગુજરાતમાં પણ અગ્રગી કેળવણીકારોએ[1] આ વિશે છાપાઓમાં સભાઓમાં જ્યાં અને જ્યારે જે ફાવ્યું તે ત્યાં અને ત્યારે ઘણું કહ્યું છે સામાન્ય પ્રજાની સમજની કક્ષાથી એ ઘણું અનિકટ હતું. તેથી અમારા શિક્ષણ સંશોધન ભવનમાં એ વિશે એક સેમિનાર યોજ્યો હતો. એમાં ભાગ લેનારાના વર્ગ અને સંખ્યા નીચેના કોઠામાં આપ્યા છે.

કોઠો ૧

| વર્ગ | કુલ સંખ્યા | ભાગલેનારની સંખ્યા | હાજર ટકા |
|---|---|---|---|
| ૧. વિદ્યાર્થીઓ | ૫૦ | ૩૯ | ૭૮ |
| ૨ અધ્યાપકો | ૧૦ | ૧૦ | ૧૦૦ |

ઉપરનો કોઠો જોતા સમજાય છે કે સેમિનાર વિશે વિદ્યાર્થીઓની ૨૨ ટકાની ગેરહાજરી ચિંત્ય છે. તેથી ભવનના ડીને ગેરહાજર રહેલા વિદ્યાર્થીઓ કયા કારણે ગેરહાજર રહ્યા હતા તેની તપાસનું કામ એક-માનવી સમિતિને સોંપ્યું હતું. તે સમિતિએ તેનો રીપોર્ટ એક સપ્તાહમાં ડીનને પેશ કરી દીધે. તેનું તારણ નીચે પ્રમાણે છે.

| સંખ્યા | માંદગી | નીરસતા | બહારગામ જવું | ઉપયોગી ઉદ્યોગમાં વ્યસ્તતા |
|---|---|---|---|---|
| ૧૧ | ૧ | ૪ | ૩ | ૩ |

કુલ અગિયારમાથી ૯ ૯ ટકા વિદ્યાર્થી માંદગીને કારણે ૨૭ ૪ ટકા કાંઈક ઉપયોગી ઉદ્યોગમાં વ્યસ્ત હોવાને કારણે અને ૩૫ ૩ ટકા નીરસતાને કારણે ગેરહાજર રહ્યા હતા આમાં ૨૭.૪ ટકા તો ઉદ્યોગમાં જ વ્યસ્ત હતા તેથી બુનિયાદી શિક્ષણના હાર્દને એ તો વ્યવહારમાં મૂર્ત કરતા હતા. જો કે જે ઉદ્યોગોમાં તેઓ વ્યસ્ત હતા તેના નામ આપવાની તેમણે તૈયારી બતાવી નહિ.* નીરસતાને કારણે ગેરહાજર રહેનારો વર્ગ ચિંતા ઉપજાવે તેટલો છે. પણ શિક્ષણની બુનિયાદ સમજનારા શિક્ષણ સંસ્થાના ચાલકો તેથી નિરાશ થાય તેમ નથી એ એક આશાસ્પદ ઘટના છે.

દસ અધ્યાપકોમાંથી દસે જણે ભાગ લીધો એ હકીકત તરફ ઝટ ધ્યાન જાય તેવું છે. કેમ કે સારા અને બુનિયાદી શિક્ષણમાં રસ હોય તેવા અધ્યાપકોનો અભાવ એ પણ આ શિક્ષણની નિષ્ફળતાઓનું એક કારણ છે એમ કહેવામાં આવે છે. ભવનના અધ્યાપકોને તો એમાં સારો રસ હતો એમ દેખાયું પરંતુ સમગ્ર પ્રજાવતી બોલવું હોય ત્યારે કેવળ એકાદ શિક્ષણ સંસ્થાના અધ્યાપકો ઉપરથી નિશ્ચિત રૂપનો અભિપ્રાય બાંધવો તે અવૈજ્ઞાનિક છે તેથી, ડીને અધ્યાપકોની સભા કરી આ સમસ્યાનું વ્યાપક અને ઊંડું સંશોધન કરવાનો પ્રસ્તાવ મૂક્યો. તેથી એમ નક્કી થયું કે એક નિર્દેશક તપાસયોજના આ શહેરના અધ્યાપકોને આવરી લે તેવી-હાથ ધરવી એના અનુભવો અને પરિણામોની ચકાસણી કરીને વિસ્તૃત સર્વેક્ષણ, તે પછી, હાથ ધરવું.

અધ્યાપકો બુનિયાદી તાલીમના તત્ત્વને કેટલું સમજ્યા છે, એમાં એમની કેટલી ગતિ થઈ છે અને તેનો વ્યવહાર તે પોતાનાં જીવનમાં કેવી રીતે કરે છે તેની તપાસ કરવાની હતી શિક્ષણ એક

---

૧ રક્ષોરમેદઃ એવું સૂત્ર છે. પણ અહીં રાગનો અભેદ યુક્ત નથી. શબ્દ છે તેમ જ વાંચવો અને સમજવો

* આ તપાસ તૈયાર થઈ ત્યારે જાણવા મળ્યું કે નમૂનાના બે જણના ખીસામાંથી મેટિની શોની ટિકિટ મળી આવી અને રની ચોપડામાંથી તે દિવસની બાલ વાટિકાની ટિકિટ મળી આવી છે.

સાંગોપાંગ અને અવિભાજ્ય પ્રક્રિયા છે. વર્ગોમાં મેળવેલા શિક્ષણનો અનુરૂપ જીવન સાથે કેટલે અંશે સાંધી શકાયો છે એના ઉપર જ બુનિયાદી શિક્ષણની સફળતાનો આધાર ગણાય બુનિયાદી શિક્ષણનું પાયાનું અને કેન્દ્રવર્તી તત્ત્વ છે શરીરશ્રમ શ્રમ કરવાની માનસિક અને શારીરિક સજ્જતા ઉપર જ ઉદ્યોગ નિર્ભર ગણાય. ગાંધીજીએ ઉદ્યોગને શિક્ષણના માધ્યમ તરીકે સ્વીકાર્યો છે, અને સ્વાવલંબન તેની યથાર્થતાની કસોટી છે એમ કહ્યું છે તો જ ઉદ્યોગદ્વારા સમગ્ર મનુષ્યનો વિકાસ સાધી શકાય અને તો જ શિક્ષણ એક સાંગોપાંગ અને અવિભાજ્ય પ્રક્રિયા છે એમ ગણાય

શ્રી કિશોરલાલ મશરૂવાળા તા ૧૨-૯-૩૭ના હરિજનબંધુમાં લખે છે

"ઉદ્યોગ એ શિક્ષણનું કેવળ સાધન કે વાહન નથી, પણ, જેટલે અંશે માનવજીવન માટે તે અનિવાર્ય છે તેટલે અંશે, એ કેળવણીનું સાધ્ય પણ છે"

અધ્યાપક શિક્ષણના આ અભિજાત તત્ત્વદર્શનને જેટલે અંશે અનુસરે તેટલે જ અંશે શિક્ષણ સફળ થાય વિદ્યાર્થી માટે નહિ તો નિદાન અધ્યાપક માટે તો એમ જ ગણવું જોઈએ જો કે અહીં એક હકીકત, જરા વ્યથિત હૈયે પણ, લખવી પડે છે કે આજે વિદ્યાર્થીએ અધ્યાપકને નહિ પણ અધ્યાપકે વિદ્યાર્થીને અનુસરવાનું હોય છે જો અધ્યાપકો આમાં ચૂકે છે તેઓની સેવાઓ નિરાધાર બની જાય છે આ એક જુદો સંશોધનનો વિષય છે એને આંકડાઓમાં મૂકી સિદ્ધ કરી ન શકાય ત્યાં સુધી આ વિધાન શાસ્ત્રપૂત ગણી શકાય નહિ *

પ્રસ્તુત વાત તો શિક્ષકો બુનિયાદી શિક્ષણને જીવનમાં કેટલે અંશે ઉતારી રસ પ્રકટ કરી શક્યા છે તેની નિદર્શક તપાસયોજનાની છે બુનિયાદી શિક્ષણનાં હાર્દ વિગે ઉપર જે થોડામાં બતાવ્યું છે એને લક્ષમાં રાખીને રાજ્યના અધ્યાપકોની તપાસ કરવાનું હાથ ધર્યું રાજ્યની કુલ શિક્ષણ સંસ્થાઓ અને તેમાં કામ કરતા કુલ અધ્યાપકો કેટલા તેની પ્રારંભિક તપાસ કરવાને ભવનના સંશોધન-મદદનીશોની એક ટુકડી તરત જ કામે લાગી ગઈ તેમની તપાસ પરથી તારણ નીચે પ્રમાણે છે

કોઠો ૩

| સંસ્થાઓ | સંખ્યા | અધ્યાપકો પુરુષ | અધ્યાપકો સ્ત્રી | અધ્યાપકો કુલ | વિદ્યાર્થી સંખ્યા |
|---|---|---|---|---|---|
| માત્ર સ્ત્રીઓની | ૭ | ૫૬ | ૨૧ | ૭૭ | ૩૫૦૦ |
| માત્ર પુરુષોની | ૨ | ૧૨ | ૪ | ૧૬ | ૬૦૦ |
| પુરુષ-સ્ત્રીઓની ભેગી | ૨૭ | ૨૯૭ | ૨૭૦ | ૫૬૭ | ૨૭૦૦૦ |
| કુલ | ૩૬ | ૩૬૫ | ૨૯૫ | ૬૬૦ | ૩૧,૧૦૦ |

આ કોઠા ઉપરથી નીચેના તારણો કાઢી શકાય

માત્ર સ્ત્રીઓની સંસ્થાઓમાં ૭૨.૭ ટકા અધ્યાપકો પુરુષો છે, જ્યારે ૨૭.૩ ટકા અધ્યાપકો સ્ત્રીઓ છે સાધારણ રીતે માત્ર સ્ત્રીઓની સંસ્થામાં સ્ત્રીકાર્યકરોની સંખ્યા વિશેષ હોવી જોઈએ, પણ અહીં તેથી જુદું જણાયું છે સ્ત્રીઓને માત્ર સ્ત્રીઓની સંસ્થાઓમાં કામ કરવામાં વિશેષ રસ પડતો હોય, અગર પુરુષ કાર્યકરોને તેવી સંસ્થાઓમાં કામ કરવામાં વિશેષ રસ પડતો હોય, અગર પુરુષ કાર્યકરોની ભરતી તરફ વધારે લક્ષ અપાતું હોય જ્યાં સુધી આ કારણોની તપાસ થાય નહિ ત્યાં સુધી કેવળ અનુમાનો સિવાય આ વિધાનોનું વધારે મૂલ્ય નથી

માત્ર પુરુષોની સંસ્થાઓમાં ૫૫ ટકા જેટલી જ છે, સ્ત્રીઓની ૧૮.૫ ટકા જેટલી છે આ બે પરિસ્થિતિની તુલના કરવા જેવી છે એકલા પુરુષોની સંસ્થાઓ ઝાઝું નભી શકે તેમ લાગતું નથી તેમ એકલી સ્ત્રીઓની સંસ્થાઓ પણ બહુ પ્રેરક નથી એની સાથે સહ-શિક્ષણની સંસ્થાઓની સંખ્યા મૂકીને

---

*જણાવતાં આનંદ થાય છે કે આ મુદ્દો વિદ્યાર્થી આલમે ઉપાડી લીધો છે, અને યુવકસંમેલનની સાથે મળીને ઉક્ત વિષયની તપાસ તેમણે હાથ ધરી છે

જોવાથી આ બહુ સ્પષ્ટ દેખાય છે. વળી વિદ્યાર્થી સંખ્યાની દૃષ્ટિએ જોઈશું તો પણ ૧, ૨, અને ૩માં જોતા સરાસરી વિદ્યાર્થી સંખ્યા સંસ્થાદીઠ અનુક્રમે ૫૦૦, ૭૦૦ અને ૧૦૦૦ છે. સ્ત્રી અને પુરુષ એકબીજાથી સાવ જુદાં ન રહી શકે તેમ આ આંકડાઓ ઉપરથી તો જણાય છે

આ આંકડાઓ ઉપરથી બીજા તારણો પણ નીકળી શકે તેમ છે પરંતુ આ તપાસ નિબંધમાં એ અપ્રસ્તુત હોઈ તેને અહીં હેય ગણ્યા છે

સ્ત્રી–અધ્યાપકો અને પુરુષ–અધ્યાપકો મળીને શહેરની ૩૬ જેટલી સંસ્થાઓમાં કુલ ૬૬૦ અધ્યાપકો છે. આવતી કાલના નાગરિકો જ નહિ પણ મિનિસ્ટરો, ગવર્નરો, રાષ્ટ્રપતિઓ વગેરેની તાલીમનું દાયિત્વ જેને માથે છે તેવા દેશના ૬૬૦ અદના સેવકોએ પોતાના અધ્યાપન કાર્યની સાથે સાથે કયા ઉદ્યોગને પોતાના જીવનમાં ઉતાર્યા છે તે મુદ્દો આ તપાસનું કેન્દ્રબિંદુ છે. સંશોધન મદદનીશોએ ભરી આણેલા પત્રકો પરથી જે જાણવા મળ્યું તેથી ભ્રનના કાર્યનિયતો સેવકગણ ખૂબ પ્રસન્ન થયો હતો અધ્યાપકોએ અપનાવેલા ઉદ્યોગોમાં મુખ્યત્વે આડ-શિક્ષણ* સ્ટેશનરી ઉદ્યોગ, પ્રુફવાચન, ગાઈડ લેખન, ઈજીયેર અને શોર્ટકટ્સ, પ્રકાશન, કલર કેમિકલ્સ, હોઝિયરી, કાપડ, પ્રસાધનસામગ્રી, ખાદ્યપદાર્થો, આઈસ્ક્રીમ-પીણાં વગેરે છે

આ બધા ઉદ્યોગો અધ્યાપનના મુખ્ય કાર્યનો જે સમય હોય છે તે સિવાયના સમયમાં, મોટે ભાગે જ થતા હોય છે, તેથી સમયનો સદ્વ્યય થાય છે, અને જીવનને એની અભિલાષમાં જોઈ જાણી શકાય છે આમાંના કેટલાક ઉદ્યોગો અધ્યાપન કાર્યને પોષક લાગે, તો કેટલાકને એની સાથે નિસ્બત જ ન હોય તેવું લાગે પણ શિક્ષણગિરિ જેણે ગંભીરતાથી સ્વીકાર્યું છે તેવાઓને સાચું શું છે તે સમજતાં વાર નહિ લાગે ૧-૮-૧૯૩૭ના 'હરિજનબંધુ'માં નોંધ છે કે

*કેળવણી એટલે બાળક કે મનુષ્યના શરીર, મન અને આત્મામાં જે ઉત્તમ અંશો હોય તેનો સર્વાંગી વિકાસ સાધીને તેને બહાર આણવા. અક્ષરજ્ઞાન એ કેળવણીનું અંતિમ ધ્યેય નથી, તેમ તેનો આરંભ પણ નથી એ તો સ્ત્રી અને પુરુષને કેળવણી આપવામાં અનેકમાંનું એક સાધન માત્ર છે

તપાસમાં એમ પણ જણાયું છે કે દેખાવ ઉપરથી શિક્ષણને અપોષક લાગે તેવા ઉદ્યોગો કરનાર અધ્યાપકોનું અધ્યાપનકાર્ય સારું નહિ થતું હોય પણ હકીકતે તેથી ઊલટું છે. એવા અધ્યાપકોનો અનુભવ વ્યાપક હોઈ તે તેમના કામમાં બરકત પૂરે છે. અને અક્ષરજ્ઞાનમાં જ કેળવણીના આદિઅંત કર્યા છે!

કોઠો ૪

| ઉદ્યોગ | અધ્યાપકો | | | માથાદીઠ સરેરાશ માસિક આવક |
|---|---|---|---|---|
| | પુરુષ | સ્ત્રી | કુલ | |
| ૧ આડશિક્ષણ | ૨૦૩ | ૧૩૭ | ૩૪૦ | ૨૦૬.૫૦ |
| ૨. સ્ટેશનરી | ૨૯ | — | ૨૯ | ૭૫.૨૫ |
| ૩ પ્રુફવાચન | ૧૧ | — | ૧૧ | ૧૦૦.૮૯ |
| ૪ ગાઈડલેખન | ૫૧ | ૪૯ | ૧૦૦ | ૨૧૧.૬૭ |

*યુનિવર્સિટીએ પરિભાષા માટે નીમેલી સમિતિએ પ્રયોજેલો શબ્દ અધ્યાપકનું મુખ્ય કાર્ય શિક્ષણનું છે તે તો શાળાઓમાં થતું હોય છે પણ વિદ્યાર્થીઓને ઘેર જઈ તેમને ભણાવવા તે પણ શિક્ષણ જ છે. તેથી શાળામાં થતું શિક્ષણ તે education અને ઘેર થતું શિક્ષણને bye education શિક્ષણ અને આડશિક્ષણ; જેમ, પેદાશ અને આડપેદાશ

*'મોટે ભાગે' એટલા માટે કે પ્રુફવાચન કે ગાઈડ આદિ લેખનના ઉદ્યોગો તો શાળાના સમય દરમ્યાન પણ, અધ્યાપન કાર્યના અવિરોધે, થઈ શકે ઊલટું, તેમ કરવાથી અધ્યાપન-કાર્ય નક્કરપણે થયાનાં પ્રેરક દૃષ્ટાંતો પણ નોંધાયાં છે

| | | | | |
|---|---|---|---|---|
| ૫. ધંઝીચેર અને શોર્ટકટસ | ૧૯ | ૫૭ | ૭૬ | ૧૧૯.૦૯ |
| ૬. કલર કેમિકલ | ૧૭ | — | ૧૭ | ૧૬૭ ૦૫ |
| ૭. હોઝિયરી | ૧૪ | ૩૩ | ૩૭ | ૮૯ ૦૩ |
| ૮. કાપડ | ૪ | ૬ | ૧૦ | ૧૦૭.૦૨ |
| ૯. પ્રસાધન સામગ્રી | — | ૧૦ | ૧૦ | ૯૧.૧૭ |
| ૧૦. ખાદ્ય પદાર્થો | ૪ | ૧૩ | ૧૭ | ૫૬.૧૯ |
| ૧૧. આઇસ્ક્રીમ વગેરે | ૭ | — | ૭ | ૬૮ ૨૧ |
| ૧૨. સ્પોર્ટસના સાધનો | ૬ | — | ૬ | ૧૭ ૭૭ |
| કુલ | ૩૬૫ | ૨૯૫ | ૬૬૦ | |

ઉપરનો કોઠો જોતા જણાશે કે તમામ અધ્યાપકોએ ઉદ્યોગને જીવનમાં મહત્વનો ગણ્યો છે કેળવણીની ક્રિયાત્મક બાજુ ઠીક ઠીક વિકસેલી જણાય છે. ઉદ્યોગ નં ૨,૬ થી ૧૨ જોતાં જણાય છે કે અધ્યાપકોએ અક્ષરજ્ઞાનને કેળવણીનું અંતિમ ગણ્યું નથી. એવા ઉદ્યોગોમા ૧૩૩ જેટલા અધ્યાપકો રોકાયા છે. એ કેટલું મોટું શુભ ચિહ્ન ગણાય ! સૌથી વધારે આવક ગ્રાઈંડ લેખનથી થાય છે, તે પછી આડ–શિક્ષણ આવે છે સ્ટેશનરી, મુદ્રણાચન કલરકેમિકલ્સ, આદિ જેવા ઉદ્યોગોમાં કેવળ પુરુષ અધ્યાપકો જ પડયા છે; તો પ્રસાધનસામગ્રીના ઉદ્યોગમાં માત્ર સ્ત્રી અધ્યાપકો છે. કેટલાક ઉદ્યોગોમા પુરુષો કરતા સ્ત્રીઓ વધારે દેખાય છે. ૫૦ ટકા કરતાં વધુ અધ્યાપકો આડશિક્ષણમા રોકાયેલા છે. આવકની દૃષ્ટિએ પણ તે ઉદ્યોગ ઠીક લાગે છે. એ ઉદ્યોગમા કેટલાકની આવક તો એમના પગાર કરતાં ચારગણી નોંધાઈ છે અપવાદ તરીકે તેમાં એક અધ્યાપકની માસિક આવક રૂ. ૧૦૦૦] નોંધાઈ છે. મુદ્રણાચનના ઉદ્યોગમાં ઝાઝો શરીરશ્રમ નથી હોતો; થોડો ઉજાગરો કરવાનો હોય છે. પ્રકાશકનો માણસ સાંજે પ્રુફ્સ ઘેર પહોંચાડે, સવારમાં આવીને લઈ જાય. આથી કદાચ એમ લાગે કે અધ્યાપક પોતાના સ્વાધ્યાયના ભોગે તે કરી રહ્યો હશે પણ તે બરાબર નથી. ઊલટું, જે પુસ્તકો હજી તો પ્રસિદ્ધ પણ થયા નથી હોતાં તેનાથી અધ્યાપકને વાકેફ થવાનું પ્રાપ્ત થાય છે. તેનો કેવડો મોટો લાભ વિદ્યાર્થીઓને મળે ? એક રીતે કહો ને કે અધ્યાપકને કોદાવિદ્યા જ જાણવાની મળે છે. !

આ ઉદ્યોગોમાં થતી ઓછામા ઓછી આવક ૫૬ ૧૯ છે અને વધારેમાં વધારે આવક ૨૧૧.૬૭ છે. અધ્યાપકને નિયમિત જે પગાર મળે છે તેની સાથે આ આંકડા સરખાવી જોવા જેવા છે

આમ, એકંદરે જોતાં જણાય છે કે અધ્યાપકો તો ઉદ્યોગને જ કેન્દ્રમાં રાખીને શરીરશ્રમ કરતાં કરતા શિક્ષણની પ્રક્રિયાની અવિભાજ્યતા સિદ્ધ કરે છે તેથી ઉદ્યોગમાં રસ ન હોય તેવા શિક્ષકોનો અભાવ છે તે વિધાન સત્યથી વેગળું છે. અહીં તો જાણ્યું છે કે એક પણ શિક્ષક બુનિયાદી તાલીમના હાર્દરૂપ ઉદ્યોગને વીસરતો નથી. તેથી પરિસ્થિતિ આશાજનક છે. નિરાશાનું કોઈ કારણ નથી.*

---

*આ તપાસ યોજનામા કેન્દ્રસરકારે ૭૦ ટકા, રાજ્ય સરકારે ૨૫ ટકા ગ્રાન્ટસ આપી છે ભવનને ૫ ટકા ખર્ચવા પડયા છે.–જે ખર્ચ સ્ટેશનરી આદિનો છે. તે ભવનના ખર્ચમા નાખવામાં આવશે એટલે એના ઉપર પણ સરકારી ગ્રાન્ટસ મળશે આ માટે, ફીન વતી સરકારોને હાર્દિક આભાર માનું છું.

*

# સંત શિરોમણિ—પુરંદરદાસ

અમૃત મોદી

કર્ણાટકના અઢાર વિશિષ્ઠ સંતોમાં 'દાસ—શ્રેષ્ઠ' મનાતા શ્રી પુરંદરદાસનું કાર્ય બહુમુખી છે. જેવા તે સંત—ભક્ત હતા તેવા જ સાહિત્યકાર પણ હતા. સંગીતના એ મર્મજ્ઞ હતા. કર્ણાટક સંગીતના તો એ કર્ણધાર ગણાય છે એમના ભજનોની સેંકડો પંક્તિઓ આજે યે કન્નડ ભાષાના સુભાષિત તરીકે ગવાય છે.

એમને વિશેની નિશ્ચિત માહિતી બહુ ઓછી મળે છે કન્નડ સંત સાહિત્યના વિદ્વાન લેખક શ્રી રંગનાથ રામચંદ્ર દિવાકર શ્રી પુરંદરદાસનો જન્મ ઈ. સ ૧૪૦૨ માં થયેલો માને છે તેમના ભજનોનો શક્ય તેટલો સંગ્રહ કરીને, શ્રી બાબુરાવ કુમઠેકરે શ્રી પુરંદર—ભજન—સાહિત્યનો અનુવાદ ભેટ ધરીને હિંદી જગતની ભારે સેવા કરી છે. સંત શિરોમણી પુરંદર-દાસના જીવન અને કવન વિશેની ઉપલબ્ધ માહિતી એના આધારે મેળવીને સંત—સમાગમ કરીશું

શ્રી પુરંદરદાસ તથા તેમના સમકાલીન સંતોના ભજનો પરથી જાણવા મળે છે કે દાસ—દીક્ષા અંગીકાર કરતાં પહેલા તેઓ સ્માર્ત અથવા શૈવ વૈષ્ણવ હતા. એમનું ઘર 'નવકોટિ નારાયણ'નું ઘર ગણાતું હતું. કેમકે એ કરોડાધિપતિ શેઠ હતા. કહેવાય છે કે વિજયનગરના સમ્રાટ પણ એમની પાસેથી ઋણ લેતા હતા. એમના પિતાનું નામ વરદપ્પ નાયક. અને એમનું પૂર્વાવસ્થાનું નામ હતુ શ્રિનપ્પ નાયક એમને ચાર દીકરા અને એક દીકરી હતી. શ્રિનપ્પ નાયક કહેવાય છે કે, ખૂબ કંજુસ અને કઠોર સ્વભાવના હતા

એક વેળાની વાત છે. એક બ્રાહ્મણે તેમની પાસે દીકરાના ઉપનયન સંસ્કાર માટે મદદ માગી. એ કરોડપતિ નાયકે તેને 'આવતી કાલે આવવા' કહ્યું પણ પછી તો કાલ, કાલને કાલ જ રહ્યું, આવતી કાલનું 'આજ' થયું જ નહી ને! એમને એમ છ માસ વીતી ગયા. રોજ પેલો બ્રાહ્મણ આવે અને કરોડપતિ શેઠ એને 'કાલે આવવાનું' કહે. જો કે બન્નેની લગન સરખી હતી! ન તો યાચક થાકયો કે ન તો કૃપણ ધનિક એને ટાળતાં થાકયો!!

આખરે એ લોભી ધનિકની મુઠ્ઠી ખુલી અને અત્યંત ઉદારતા પૂર્વક 'તાંબાનો એક કાવડિયો બ્રાહ્મણ સામે ધર્યો બ્રાહ્મણે એ એક પૈસો લઈ લીધો અને ગયો શેઠને ઘેર. શેઠાણીને પોતાની પૂરી રામકહાણી કહી સંભળાવી પતિદેવની કંજુસી જોઇને બિચારીને શરમ આવી બ્રાહ્મણ—દેવતાની એણે ક્ષમા માગી અને પોતાના નાકની નથની, જે હજારો રૂપિયાની કીમતી હતી, આપી દીધી

પણ એ બ્રાહ્મણ વળી માથાનો નીકળ્યો. પત્નીની નથની લઈને એ લોભી શેઠની પાસે ગયો. પતિએ પત્નીની નથની ઓળખી નથની લઈ લીધીને 'હમણાં નવરાશ નથી. કાલે આવજો' કહીને બ્રાહ્મણને ટાળ્યો. પછી તો ક્રોધથી રાતાપીળા થતા શેઠ ઘેર ગયા. પત્નીને નથની વિષે પૂછ્યુ બિચારી પત્ની! પતિના અપમાનના ભયથી આત્મહત્યા કરવા તૈયાર થઈ. અંદરના ઓરડે જઈ ઝેર ઘોળ્યુ ઝેર પીવા જાય છે ત્યાં જ સામે નથની આવીને પડી!

અત્યંત આશ્ચર્ય થયું. ચૂપચાપ નથની લાવીને પતિના હાથમાં મૂકી. નથની જોઈને શ્રિનપ્પ નાયક વિચારમાં પડી ગયા આ શુ? નથની તો દુકાનમાં મૂકેલી હતી. અહીં કયાંથી આવી? શી રીતે આવી?

પત્ની પાસેથી બધી હકીકત જાણી બ્રાહ્મણની પ્રતીક્ષા કરવા લાગ્યા પણ પછી પેલો બ્રાહ્મણ પાછો આવ્યો જ નહી શ્રિનપ્પ નાયકને વિશ્વાસ થયો કે, 'તે બ્રાહ્મણ અન્ય કોઇ નહિ પણ સ્વયં પરમાત્મા જ હતા. પંઢરપુરના પાંડુરંગ જ હતા.'

આ પ્રસંગ એમના વૈરાગ્યનું નિમિત્ત બન્યો. ઘરબાર છોડીને એ નીકળી પડ્યા. નશ્વર સંપત્તિ

હોઈને શાશ્વત સંપત્તિની શોધમાં નીકળી પડ્યા. લક્ષ્મીનો ત્યાગ કરીને, લક્ષ્મીપતિને પામવા એ નીકળી પડ્યા ને એમની પત્ની ! સીતા-સાવિત્રીનો આદર્શ એમની સામે હતો ! એણે પતિનું અનુસરણ કર્યું. પુત્રોએ માતા-પિતાનું અનુકરણ કર્યું બહેને ભાઈ એનું ને સેવકે સ્વામીનું અનુકરણ કર્યું શ્રીનપ્પ નાયક પત્ની, ચાર પુત્ર ને એક પુત્રી તથા એક સેવક ! સહુ સાચી સંપત્તિની શોધમાં નીકળી પડ્યા

પરિક્રમા કરતાં કરતાં એ વિજયનગર ગયા. તેમનો વૈરાગ્ય જોઈને વ્યાસમુનિ ચકિત થઈ ગયા એમણે એમને વૈષ્ણવ દીક્ષા આપી ને 'પુરંદરદાસ' નામ આપ્યુ. આમ, પુરંદરદાસના વૈરાગ્ય-ગુરુ એમનાં પત્ની બન્યાં તુલસીદાસનાં પત્નીની જેમ ! તુલસીદાસ કામોન્મત્ત હતા જ્યારે પુરંદરદાસ ધનોન્મત્ત હતા !

દાસ-દીક્ષા લીધા પછી પુરંદરદાસે મરતા સુધી અર્થાત્ ૮૪ વર્ષની ઉંમર સુધી એમણે ભારતનું ભ્રમણ કર્યુ અને 'ભિક્ષા દેહિ'ની વૃત્તિ અપનાવી એને દક્ષિણમાં 'મધુકર વૃત્તિ' કહે છે કહેવાય છે કે, ભ્રમણ કરતાં કરતાં એમણે ૪,૭૫ ૦૦૦ ભજનો ગાયાં હતા જો કે અત્યારે એમનાં એ હજાર ભજનો ઉપલબ્ધ છે આ વિધાનમાં કદાચ અતિશયોક્તિ હશે, કેમ કે પુરંદરદાસનું સાહિત્ય શ્રુતિ-સાહિત્ય છે. કૃતિ-સાહિત્ય નથી એટલે એમના પછી ભક્તોએ રચેલાં પદો પણ કદાચ એમના નામે ચાલતાં હોય !

પણ એટલું તો નિશ્ચિત કે એ મહાપુરુષની ઘણી મોટી સાહિત્યિક દેણ કન્નડ સાહિત્યને મળી છે પુરંદર સાહિત્યનું એક મહત્ત્વપૂર્ણ કાર્ય છે—અને વસ્તુત એ ક્રાંતિકારી કાર્ય છે, કન્નડ ભાષામાં લખાયેલા ધાર્મિક સાહિત્યને તેમણે બ્રાહ્મણોની માન્યતા અપાવી તે એમણે કેવળ-ભક્તિ તત્ત્વોનું જ નિરૂપણ નથી કર્યું, પરંતુ બ્રાહ્મણોના કર્મકાંડ નિયમો વગેરેનું નિરૂપણ કર્યું છે પરિણામસ્વરૂપ બ્રાહ્મણ-વિદ્વાનોને પુરંદર-સાહિત્યનો ધાર્મિક સાહિત્યના સ્વરૂપમાં સ્વીકાર કરવો પડ્યો ! એ યુગના વિદ્વાન આચાર્યોએ પુરંદર સાહિત્યને 'પુરંદરોપનિષદ્' કહીને એનું ગૌરવ કર્યું છે એ રીતે પુરંદર-સાહિત્ય કન્નડ ઉપનિષદ્ બન્યુ છે !!

શ્રી પુરંદરદાસ વિશે કર્ણાટકની જનતાનો વિશ્વાસ 'છે કે એ 'નારદાંશ' સંભૂત —નારદના અવતાર હતા એ કર્ણાટક સંગીતના પિતામહ કહેવાય છે મદ્રાસની મ્યુઝીક એકેડેમીનું એક ત્રિમાસિક લખે છે

—'શ્રી પુરંદરદાસનું વ્યક્તિત્વ મહાન છે જે અધ્યાત્મ, કલા ને સંસ્કૃતિના સંગમમાંથી ઉદ્ભવેલું છે એ કર્ણાટક-સંગીતના પિતા છે જે સંગીત પદ્ધતિ દુનિયાની વિકસિત પદ્ધતિઓ સાથે ઊભી રહે છે'

એમના જીવન-કાળ દરમિયાન લગભગ પોણાં પાંચ લાખ ભજનો ગાઈને એમણે પરમાત્મા-સાક્ષાત્કાર સંબંધી પોતાના અનુભવો અને વિવિધ મનોભાવોની અભિવ્યક્તિ કરી છે વિચારોની આંતરિકતા, સૂક્ષ્મતા ને વિવિધતાની દૃષ્ટિએ એ ભજનોનું સંત-સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન છે

કર્ણાટક સંગીતના પંડિતો કહે છે કે પુરંદરદાસે 'માયા માલવ' જેવા રાગ રચ્યા પાંચ પ્રકારના કે સાત પ્રકારના (?) તાલની રચના કરી. રાગ વિરતા રના નિયમ ઘડ્યા અને 'સુવાદિ' નામના અત્યંત ક્લિષ્ટતમ રાગોની રચના કરી સંગીત-શાસ્ત્રીઓ માને છે કે શ્રી પુરંદરદાસની સંગીત પ્રતિભાનો સર્વોચ્ચ માપદંડ એમનાં ભજન 'સુવાદિ' છે આજેય સુવાદિ' ગાઈ શકનારા સંગીતજ્ઞો વિરલ છે કર્ણાટકી સંગીતના વિદ્વાનો કહે છે કે કર્ણાટક સંગીતનો પ્રચલિત પાઠ્યક્રમ શ્રી પુરંદરદાસે ઘડ્યો એમણે રાગ ને તાલની વ્યવસ્થા કરી અને એ અનુસાર હજારો ભજનો ગાયાં

એમણે માનવી હૃદયનો દીવો બનાવ્યો સાહિત્યની વાટ બનાવી ને સંગીતનું તેલ પૂર્યું અને ભગવત્-પ્રેમની જ્યોતિ જલાવી સમાજમાં સંગીતની પ્રતિષ્ઠા વધારી ! અને જ્ઞાન ભક્તિ, વૈરાગ્ય જેવા દૈવી ગુણો સંગીતમય બનાવી દીધા નટ વિટ ને ગણિકાગૃહે ફસાયેલી સંગીત સરસ્વતીને એમણે ઘરની-ગૃહમાતાઓના કંઠમાં વિરાજમાન કરી આજેય કર્ણાટકની ગૃહમાતાઓ પ્રાતઃકાળમાં ઊઠતાં જ 'એનુ નારાયણ એનુ લક્ષ્મી રમણ એલ્લુ શ્રી ગિરિદેવ શ્રી

નિવાસા–હે નારાયણ ઊઠ, લક્ષ્મીરમણ ઊઠ, ઊઠો શ્રી સ્વામી વેંકટેશા–' ગાતાં ગાતા બાળકોને ઉઠાડે છે, ઘરકામ કરે છે, આજે આપણા મોટા શહેરોમાં રસ્તે ચલતાં ચાલતા બાળકો બેતાલ ને બેસૂર રાગે 'મૈંને પીના સીખ લિયા,' 'મુઝે બુઢ્ઢા મિલ ગયા' કે 'પ્યાર કિયા તો ક્યા કિયા' જેવાં સિનેમાના ગાયનો ગાતાં હોય છે, ત્યારે કર્ણાટકનાં ઘરોમાં નાની નાની બહેનો ગાતી હોય છે 'યારે રંગન કરેય બદવનુ યારે કૃષ્ણન કરેય બદવલુ! –કોણ રંગને બોલાવવા આવી? કોણ કૃષ્ણને બોલાવવા આવી!'

આ છે કન્નડ જનતાને શો પુરંદરદાસ અને અન્ય હરિદાસોની દેન! એમણે કન્નડ જન–જીવનના હૃદયની દીવડીમાં સુવિચાર ને સદાચારની બત્તી મૂકીને, સંગીતનું તેલ પૂરીને, હરિપ્રેમની જ્યોતિ જલાવી હતી તે અખંડ રૂપે નંદાદીપની જેમ આજે ય ઊજળી રહી છે!!

*

આ બધી માળા ને પ્રાર્થના ને 'રઘુપતિ રાઘવ'ની ભજનધૂનો હવે બંધ કરો. અહીં આ એકાંત ખૂણામાં બારણાં બંધ કરીને તમે ક્યા ઇશ્વરને શોધી રહ્યા છો? કહેશો જરા? તમારાં આંતરચક્ષુ ઉઘાડો. ખબર પડશે કે જે ઇશ્વરના સન્નિધાનની તમે વાતો કરો છો, તે તો ત્યાં નથી.

એ ઇશ્વર તો ત્યાં છે, જ્યાં પેલો ખેડૂત પરસેવો પાડીને હળ ખેડે છે, જ્યાં પેલો માળી ઝાડ રોપે છે, જ્યાં પેલો મજૂર રસ્તો સુધારે છે

ઈશ્વર ત્યાં બેઠો છે અને અહીં શોધો છો! એ તો ત્યાં એમની સાથે તડકામાં અને વરસાદમાં બેઠો છે એ ઇશ્વરનાં વસ્ત્રો પણ ધૂળથી ભરેલાં છે, એને ધરતી અને ધૂળ વહાલાં છે!

આ પૂજાના અર્ચનને એક બાજુ મૂકો. ધરતીની પૂજા શરૂ કરો, એટલે ઈશ્વરની પૂજા થશે!

મુક્તિ? શું કહ્યું? મુક્તિ માટે આ તમે કરી રહ્યા છો? મુક્તિને બીજે ક્યાં શોધતી એમ? અરે! ભલા માણસ, ચૌદ લોકનો નાથ પોતે, આનંદપૂર્વક, સર્જનના આટલાં બધાં બંધનો ઉપાડી રહ્યો છે, ને તમે બંધનથી ધ્રુજો છો? ભગવાનની સાથે આપણે ને આપણી સાથે ભગવાન–હમેશના બંધનથી આપણે આમ બંધાયા નથી કે તમે બંધનમાંથી છૂટવા માટે ફાંફાં મારો છો?

આ શા ભાઈ? બંધનથી મુક્ત થવાનું નથી બંધનથી ન બંધાવાનું રાખો એટલે ઘણું!

એટલે હવે તમારા ધ્યાનમાંથી બહાર આવો, એ પુષ્પોને ત્યાં જ છોડો. ધૂપદીપ બલે ત્યાં ત્યાં આપણાં લૂગડાં ધૂળથી મેલાં થાય તો શું વાંધો છે? આપણે સૌ શ્રમ કરીએ, સૌ મહેનત કરીને સૌ પરસેવો પાડીએ, તો જ પછી ઇશ્વરની કાંઈક ઝાંખી પામીએ

—ગીતાંજલિ ભાવાનુવાદ ધૂમકેતુ

# પરણવું જરૂરી છે?

(કટાક્ષિકા) ન પ્ર બુચ

પરણવા ઇચ્છનારાઓ પરણ્યા પહેલાં એટલું સમજી રાખે કે મનોહર મોજણી કે ફાઇન ફોટોગ્રાફ ભ્રામક ન હોય એવું નથી જાહેરખબરથી સારો માલ મળે, સરુ માણસ ન મળે એટલે લગ્ન માત્ર અમુક અંશે સાહસ જ છે–પછી તે સ્મૃતિકાળના આઠ પ્રકારો પૈકી એ લે કે બ્રાહ્મ કે આર્ષ વિવાહથી માંડી ગાંધર્વ કે પૈશાચ લગ્ન હોય કે આથમતી પેઢીનું વડીલ યોજિત લગ્ન હોય કે પછી આજે પ્રચલિત થતાં જતાં પ્રેમલગ્ન હોય।

લગ્નની બાબતમા પ્રેમલગ્ન દ્વારા પોતાનું ભાગ્ય પોતે ઘડવા ઇચ્છતાં યુવકયુવતીઓ બીજી વાત, એ પણ સમજીને પરણે કે લગ્નજીવન પ્રથમ પદ્યપ્રધાન, ગદ્યપ્રધાન અને પછી વિવેચન પ્રધાન એવા ક્રમમાં વહે છે લગ્ન પછીના શરૂશરૂના કાળમાં દામ્પત્યમા કવિતાની માત્રા વધારે રહે છે પછી ધીમે ધીમે જીવનની નક્કર વાસ્તવિકતાઓરૂપી ગદ્યની માત્રા વધે છે કાવ્યની માત્રા ઘટે છે અને એ ગદ્ય પ્રધાનતા છેલ્લે સુધી રહે છે પછીથી કાવ્યનો સમૂળ લોપ થાય છે ને વિવેચન ભળે છે જે ખટમધુરાથી કટુતમ સુધીની કક્ષાનું હોય છે લગ્નજીવનમાં પદ્ય એ મિષ્ટાન્નો જેવું આહ્લાદક પણ અલ્પ માત્રામાં રુચતું હોય છે, જ્યારે ગદ્ય એ રોજ ખાવાની રોટલી જેવું આવશ્યક અને ચિરસ્થાયી રહે છે અને વિવેચન અથાણાં–રાયતાંની માફક ક્યારેક કાનની ધાક ઉઘાડે તેવું, ક્યારેક આંખમાં પાણી લાવે તેવું ક્યારેક સિસકારા લેવરાવે તેવું ને ક્યારેક લાંબા સમય સુધી તમતમ્યા કરે તેવું હોય છે આ ત્રણેય અનિવાર્ય છે અને યોગ્ય માત્રામાં ઇચ્છનીય પણ છે લગ્ન જીવનમાં એકલું પદ્ય એકલા મિષ્ટાન્નની માફક મો ભાંગી નાખે, એકલું ગદ્ય જીવનને લૂખું, વૈવિધ્ય-હીન બનાવે ને એકલું વિવેચન તેને કેવળ કડુ-તીખું–ખટ્ટુ બનાવે પણ આ બધાનો સુભગ સમન્વય, ષડ્રસપૂર્ણ ભોજનની જેમ લગ્ન જીવનને રોચક બનાવે, એટલું સમજીને પરણજો।

આપણી એક પુરાણી પ્રચલિત કહેવતને સ્વલ્પ ભાષામાં મૂકું તો એમ કહેવાય કે વૈધવ્ય વ્યાપ્તિ પછીનું શાણપણ નિરર્થક છે પણ વધારે સાચી અને આજ સુધરેલા યુગમાં પણ મહત્વની વાત જે પુરુષ અને સ્ત્રી બન્નેને સરખી લાગુ પડે તે તો એ છે કે લગ્ન થઈ ગયા પછીનું ચાણપણ સાવ નકામું છે આ હકીકત પણ આજના યુવક યુવતીઓ સમજીને પરણે તો સારું. એ બાબતમાં મારા એક મિત્રની વાત કહી દઉં

મારા એ મિત્ર પાંત્રીશ–ચાળીશ વર્ષ સુધી અપરિણીત રહ્યા પછી રહી રહીને તેમને પરણવાનું મન થયું અનુભવી તરીકે મારી સલાહ પૂછી મે કહ્યું 'સૈદ્ધાન્તિક રીતે તો ધર્મની પેઠે લગ્ન કરવા માટે કોઈ અકાલ નથી પણ હવે રહી રહીને એ વિચાર કરવો રહેવા દો નાની ઉંમરમાં એક બીજા સાથે ગોઠવાવું સરળ બને છે પણ તમારી આ ઉંમરે પાકે ઘડે કાંઠા ચડાવવા નહિ ફાવે વળી લાડીપાડીનાં નીવડે વખાણ, શાદી કા લડ્ડુ ઐસા લડ્ડુ હૈ નહિ ખાયગા વહ ભી પછતાયેગા, ખાયગા વહ ભી પછતાયેગા'

મારા મિત્રે જરા અપ્રસન્ન થઈ કહ્યું 'ભાઈ, હવે આજ સુધી ન ખાઈને પસ્તાયો, તો હવે ખાઈને પસ્તાવા દો મે કહ્યું 'વારુ ત્યારે, કરો કંકુના પણ જોજો, પેલે સસલાનુ છ છ માસ વિચાર કરીને આખર બેસવાનાં શિંગડામાં ભરાયો ને પછી સલવાયો, તેમ તમને કોઈ ભારાડી ભેંસ ન ભેટી જાય, એટલું જોઈ સમજીને પરણજો વધુ શુ કહું?'

ભાઈસાહેબ પરણ્યા વિનોદી ખરા એટલે લગ્ન પછી થોડે વખતે મને એક પત્ર લખ્યો જેમાં તેમણે બે જ લીટી કવિતા રૂપ લખી હતી

'રહી રહી ચાળીશ વર્ષનો થૈ,
શીંગે ભરાયો મહિષી તણે જૈ'

આજ લીટી નીચે આ પ્રમાણે બીજી બે લીટી ઉમેરી મુક્તક પૂરું કરી મે તેને પત્ર પાછો મોકલ્યો

હવે વિમાસવે નવ કાંઇ અર્થ
પરણ્યા પછી ડા'પણ છેક વ્યર્થ!'

# છોકરો છોકરી જોવા આવ્યો

ઇન્દુલાલ ગાંધી

મહેશ : અરે વંદના, એ વંદના ! નહાવાનું પાણી ગરમ થઇ ગયું? મારો ટુવાલ કયાં છે? ધોતિયું ને ગંજી તો બાથરૂમમાં મૂકયાં ને?

વંદના : સોનલને પૂછો. ઘરમાં છોકરી કામ કરવા જેવડી થઈ તો ય હજુ મને નિરાંત ન આવી. ભલા થઈને હવે જરાક જંપવા દેશો!

મહેશ : પણ તું એટલી બધી કયાં કામમાં ઘેરાઇ ગઇ છે કે તને કાંઇ પૂછી શકાય જ નહિ? સોનલ તો સાસરે જશે—પછી તો પહેલાંની જેમ બધું તારે જ કરવાનું છે ને?

વંદના : અરે હા, તમે સોનલનું સાસરું ઠીક યાદ કરાવ્યું. નિલમણિપ્રસાદ કરીને એક મુરતિયો સાંજે સોનલને જોવા આવવાનો છે.

મહેશ : તને કોણે કહ્યું ?

વંદના : મારા ભાઇનો કાગળ છે, એમાં લખે છે કે મેં નિલમણિપ્રસાદને સોનલ વિષે બધી વાત તો કરી રાખી છે, પણ એ વિલાયત જઈ આવેલા છે એટલે એની સરભરામાં જરાક સંભાળ રાખજો.

મહેશ : પણ—નિલમણિ—શું કહ્યું તેં ? પૂરું નામ બોલ જોઈએ—કોણ આવે છે?

વંદના : (ચીપીને) : નિલમણિ પ્રસાદ ખાંખાખોળિયા આવે છે.

મહેશ : નામ જરાક અટપટું છે. હશે, હં વંદના, હું એમ પૂછતો' તો કે પ્રસાદજી કે જે હોય તે, જેમ સોનલની પરીક્ષા લેવા આવે છે તેમ એ ભાઈસાહેબ વિલાયત જઇ આવ્યા છે કે કામસૂત્રાટકા જઇ આવ્યા છે તેની આપણે પણ તપાસ કરવી પડશે ને?

વંદના : તમે તો ચીકણા લાખ જેવા છો. શું એની તપાસ મારા ભાઇએ નહિ કરી હોય?

મહેશ : ચીકણો કહેવો હોય તો ચીકણો કહે, તારા ભાઇએ ભલે બધી તપાસ કરાવી હોય, છતાં આપણે પણ સો ગળણે ગળીને પાણી પીવું. સમજી !

વંદના : તે પીજોને ! સો શું કામ પાંચસો ગળણે ગળીને પીજો ત્રેવડ હોય તો !

મહેશ : કેમ તું આમ છણકાથી બોલે છે? આમાં ત્રેવડની વાત જ કયાં આવી ?

વંદના : એક તો મારો ભાઈ બિચારો આપણા તરફની લાગણીને લીધે મુરતિયો શોધી મોકલે, એમાં તમારી ચાપચીપનો પાર નહિ. આમાં ગાડી પાટા પર ચડે કયાંથી ?

મહેશ : નીચેના સ્લીપાટ સાબૂત હશે તો ગાડી પાટા ઉપર ચડવાની જ છે. તું શા માટે આટલી ચિંતા કરે છે ?

વંદના : મા છું એટલે તો ચિંતા કરું છું. તમારા પેટમાં તો પાણીયે નથી હાલતું. તમને ખબર છે સોનલને અત્યારે કેટલામું વરસ ચાલે છે?

મહેશ : ઘરની તમામ ચીજ—વસ્તુનો હિસાબ જેમ તું રાખે છે તેમ આ ઘરમાં કોણ કેટલા વરસનું થયું એનો હિસાબ પણ તારે જ રાખવાનો છે. મારી પાસે તો ચોપડા જ કયાં છે કે એમાં કોઈના જન્માક્ષર લખેલા હોય !

વંદના : ચોપડા તમારે રાખવા છે જ કયાં કે લખવાની તરદી લેવી પડે.

મહેશ : જો વંદના, મારા કહેવાનું તાત્પર્ય તું બરાબર સમજી નહિ. ચોપડા રાખવાનું કામ આપણું નહિ પણ આપણા લેણદારોનું છે, કારણ કે ઉઘરાણી માટે ધક્કા એને ખાવાના હોય છે.

વંદના : તમારે ખાચ કરવામાં પાછું વાળી જોવું નહિ પછી ઉઘરાણીવાળા ન આવે તો શું

મનીઓર્ડરવાળા આવે ?

મહેશ : ખરચ વધુ કરવાનો આરોપ તું મારા ઉપર મૂકે છે ? દર મહિને સાડીઓ તો તું વધારે ખરીદ કરે છે.

વંદના : જો તમને મારી સાડીઓની અદેખાઈ આવતી હોય તો હું હવે ચીંથરા પહેરીને ફરું.

મહેશ : ચીંથરા પહેરવાની વાત નથી વંદના, પણ જો આપણે જરૂરિયાત પ્રમાણે ચીજો ખરીદતાં હોઈએ તો ભાડું ન ભરી શકવાને કારણે જે છ મહિને મકાન બદલાવવું પડે છે તે ન બદલાવવું પડે, ને આવા કબૂતરખાનામાં ન રહેવું પડે

વંદના : મને તો એની કાંઈ નવાઈ નથી. પહેલાં આપણે છાપરામાં રહેતાં હતાં. ત્યાંથી બંગલામાં રહેવા ગયાં, ફરી પાછાં કબૂતરખાનામાં આવી ગયાં–આવી ફેર બદલી મને તો બહુ ગમે છે.

મહેશ પણ તને ખબર છે, મહેમાનોને આ મકાન શોધતાં આકાશ પાતાળ એક કરવા પડે છે ! મને તો બીક લાગે છે વંદના, કે આપણા પેલા નવા મહેમાન–શું નામ એનું ?

વંદના : નિલમણિપ્રસાદ

મહેશ : હા, એ પ્રસાદજીને આ મકાન શોધવા માટે કોઈ સંશોધન મંડળને જાણ કરવી પડશે. ને કદાચ એમ પણ બને કે મકાન ન મળવાને કારણે મહેમાનને પાછી મુંબઈની ગાડી પણ પકડવી પડે.

વંદના : હાય, હાય, એવું થાય તો તો આપણી આબરૂ જ જાયને ! મુંબઈથી મારા ભાઈનો ટપાલનો કાગળ આવે એ નફામાં.

મહેશ : પણ ત્યારે થાય શું ? તારી ઇચ્છા થતી હોય તો એને લેવા માટે સ્ટેશને સામો જાઉં.

વંદના : તમે એકલા શા માટે ? હું પણ સાથે આવું છું. મારા ભાઈનો કાગળ છે કે વિલાયતથી પાછા ફરેલા નિલમણિપ્રસાદના સ્વાગતમાં જો જો જરાય ખામી ન આવે !

મહેશ : ખામી આવે એવું આપણે થવા જ કેમ દઈએ ?

વંદના : ના, પણ આ તો વિલાયતથી પાછા ફરેલા નિલમણિપ્રસાદ–

મહેશ : હા ભાઈ હા, પણ આ એકને એક વાત તારે ક્યાં સુધી કરવી છે ? જો ગાડીનો વખત થવા આવ્યો છે, ચાલ સાડી બદલાવી લે, પછી મોડું થશે.

વંદના : હું તો તૈયાર જ છું. આપણે જરાક સોનલને કહી દઈએ કે 'અમે સ્ટેશને જઈએ છીએ. (બૂમ પાડી) સોનલ ! એ સોનલ !'

(બારણું ઊઘડવાનો અવાજ)

સોનલ : કેમ શું છે બા ? અરે, મારા બાપુજી ને તમે તો ક્યાંક બહાર જતાં હો એમ લાગે છે !

મહેશ . હા, સોનલ, અમે સ્ટેશને જઈએ-છીએ મહેમાનને લેવા.

સોનલ : મહેમાનને લેવા ? હું કાંઈ સમજી નહિ.

વંદના : તેં મામાનો કાગળ નથી વાંચ્યો ? વિલાયતથી પાછા ફરેલા નિલમણિપ્રસાદ મુંબઈથી તને જોવા માટે આવે છે, સમજી !

સોનલ : ભલે આવે, આવનારને કે જનારને આપણે ક્યાં રોકીએ છીએ ?

મહેશ : ના, પણ આ મહેમાનને તો રોકવા જ પડશે. (તાળી પાડી) કારણ કે આતો વિલાયતથી પાછા ફરેલા શ્રીમાન નિલમણિ પ્રસાદ છે.

વંદના : લ્યો હવે ચાલો, ખૂબ મોડું થઈ ગયું.

*

(બારણે ટકોરા)

નિલમણિ : અરે, કોઈ ઘરમાં છે કે ? (જોરથી ટકોરા) છે કોઈ ઘરમાં કે અંદરથી તાળું મારીને બહાર ચાલ્યાં ગયાં છે ?

(બારણું ઊઘડવાનો અવાજ)

સોનલ : ખરે બપોરે આટલી બૂમો કોણ

પાડે છે ?– ઓહ, તમે–તમે કોણ છો ? કોનું કામ છે તમારે ?

નિલમણિ : મારે મહેશભાઈનું કામ છે. આ જ એમનું ઘર છે કે મારે હજી વધારે બારણાં ભભડાવવાં પડશે ?

સોનલ : મહેશભાઈનું ઘર આ જ છે. આવો અંદર આવો–બૅગ અને વિસ્તરો પણ સાથે છે ને શું ? એઈ મજૂર, તું એ બધો સામાન પેલા ખૂણામાં મૂકી દે–હં, શું તમારું નામ ? બેસો, બેસો, બહુ આઘેથી આવતા લાગો છો ?

નિલમણિ : પણ મહેશભાઈ ક્યાં છે? વંદના-બહેન ક્યાં છે? મુંબઈથી મારો કાગળ નહોતો મળ્યો કે શું !

સોનલ : કામળો તો અમને ઘણા મળે છે. પણ તમારું નામ શું?

નિલમણિ : મારું નામ કુમાર નિલમણિ પ્રસાદ. હું તાજેતરમાં જ વિલાયતથી પાછો ફર્યો છું.

સોનલ : (હસીને) હં, ઓળખ્યા ! તમને લેવા માટે જ મારા બા–બાપુજી સ્ટેશને ગયાં છે. તમને સ્ટેશન ઉપર કોઈ ન મળ્યું?

નિલમણિ : મને લેવા માટે સ્ટેશને ગયાં છે ! આજે ?

સોનલ : એમ કેમ બોલો છો ? શું તમે આજ નહોતા આવવાના ?

નિલમણિ : અરે, હું તો ગઈકાલનો આ ગામમાં ગૂંચાણો છું–તમારું મકાન શોધતાં પૂરા ચોવીસ કલાક લાગ્યા.

સોનલ : આવો અનુભવ અમારાં બધાં મહેમાનોને થયો છે. તમને નવાઈ લાગશે નિલમણિ પ્રસાદ, પણ અમને ઘરના માણસોને પણ – જો બહાર ગયા હોઈએ તો આ મકાન શોધતાં સહેજે બે–પાંચ કલાક થઈ જાય છે.

નીલમણિ : તમને ઘરના માણસોને ? બે–પાંચ કલાક ! શી વાત કરો છો ?

સોનલ : આમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. અપવાદરૂપે બે વર્ગો એવા છે કે જેમને અમારું મકાન શોધવા માટે આટલી તકલીફ નથી પડતી.

નીલમણિ : બે વર્ગો ? કોણ કોણ ?

સોનલ : એક ઉઘરાણીવાળા ને બીજા ટપાલી.

(બન્નેનું ખડખડાટ હાસ્ય)

નિલમણિ : તમે તો ખૂબ કરી...હં, પણ માફ કરજો, હું તમારું શુભ નામ પૂછી શકું ?

સોનલ : શુભ કે અશુભ–જે નામ પૂછવું હોય તે પૂછો. બાકી સોનલ સિવાય બીજા કોઈ નામથી હું ઓળખાતી નથી.

નિલમણિ : હં, ત્યારે તમે પોતે જ છો એ સોનલ કુમારી. તમારા મામા તમારાં ખૂબ વખાણ કરતાં હતાં.

સોનલ : અમારી પાસે મૂડીમાં 'વખાણ' સિવાય બીજું કાંઈ જ નથી. હં, પણ તમે ઊભા કેમ રહ્યા ? બેસોને !

નિલમણિ : હું પણ બેસવાનો જ વિચાર કરું છું–પણ બેસવું ક્યાં ? તમે આટલા વરસથી અહીં રહો છો છતાં કાંઈ ફર્નિચર વસાવ્યું નથી ?

સોનલ : આ ચટાઈ પાથરી છે ને ! શું તમને ચટાઈ ઉપર બેસતાં નહિ ફાવે ?

નિલમણિ : ના, ના, એવું તો શું–પણ–હા, અમારે વિલાયતમાં તો–

સોનલ : વિલાયતમાં શું કામ ? અમારા આ ગરીબ દેશમાં પણ લોકોને ખુરશી–ટેબલ વિના બેસવું ફાવતું નથી.

નિલમણિ - હા, મને પણ એવું જ છે. ચટાઈ ઉપર બેસવાની મને ટેવ જ નથી. નીચે બેસવાથી પાટલૂનની 'ક્રીઝ' બગડી જાય. સમજો છો ને 'ક્રીઝ' એટલે ?

સોનલ : ક્રીઝ એટલે ઘડી. કોટ–પાટલૂનની ઘડી ન બગડી જાય એટલા માટે કેટલાક માણસો

ઊભાં ઊભાં ઊભી જતાં પણ મે જોયા છે અરે આધે ક્યાં જવું ? અમારા પાડોશમાં જ એક ભાઈ રહે છે પાટલૂન એકાદ મહિને માંડ ધોતાં હોય તે—પણ એ મેલા પાટલૂન ઉપર સવાર-સાંજ ઈસ્ત્રી ફેરવતાં હોય છે

નીલમણિ પણ વધારે નહિ તો એકાદ ખુરશી તમારે—

સોનલ હા, એક જૂની-પુરાણી ખુરશી છે ખરી, લ્યો લઇ આવું પણ જરાક જાળવીને બેસજો

(ખુરશી લાવવાનો ને મૂકવાનો અવાજ)

લ્યો બેસો-પણ જરાક—

નિલમણિ તમે ચિંતા ન કરો ખુરશી ઉપર કેમ બેસવું એ હું જાણું છું, પણ સોનલ કુમારી, હજી તમારા બા-બાપુજી આવ્યા નહિ

સોનલ આવશે એ તો !—લ્યો , તમારા આ મૂકુ

નિલમણિ આટલી ગરમીમાં અત્યારે ચાની કશી જ જરૂર નથી એટલે આપણે થોડી ચોખવટ કરી લઇએ

સોનલ ચોખવટ ? મારી સાથે ?

નિલમણિ એમાં આશ્ચર્ય શુ પામો છો ? આખી જિંદગી સાથે વિતાવવી હોય તો એકમેકનો સ્વભાવનો પરિચય મેળવી લેવો જોઇએ

સોનલ સ્વભાવનો પરિચય એટલે ?

નીલમણિ જુઓને, નવલકથામાં પણ પ્રસ્તાવના આવતી હોય છે– ને આ તો છે આપણા ભાવિ સંસારની લાંબી નવલકથા

સોનલ તમે અહીં શા માટે આવ્યા છો તેની મને ખબર છે પણ એ બધી વાતચીત તમારે મારા બા-બાપુજી સાથે કરવી જોઇએ મે તો તમને આ ઘરમાં એક મહેમાન તરીકે જ આવકાર આપ્યો છે એ સિવાય તમારો વધારે પરીચય પામવાની મારી ઇચ્છા નથી

નિલમણિ ત્યારે-ત્યારે તમારી વાત ઉપરથી તમે ખૂબ જૂનવાણી લાગો છો !

સોનલ જૂનવાણી લાગવાનો આરોપ વહોરીને પણ એક વાત તો મારે સ્પષ્ટ કરવી જ જોઇએ કે સગપણ કે લગનની વાત એ સાતતાળીની રમત નથી

નિલમણિ પણ વિલાયતમાં તો છોકરાંને છોકરીઓ—

સોનલ ( વચ્ચે) જો તમે વિલાયત જઈને આવું જ શીખી લાવ્યા હો તો મારે કહેવું જોઇએ કે તમે પરદેશ જઈને આપણી પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડી છે ત્યાંના સભ્ય સમાજની નજરે તમે ખૂબ જ પામર લાગ્યા હશો

નિલમણિ હું પામર લાગ્યો હોઇશ! સોનલ

સોનલ પામર, મારા સાહેબ, પામર પોતાના તોલમાપ લઇને ભાવિ પત્નીને માપવા નીકળેલા પુરુષ માટે બીજો કોઈ શબ્દ જ ધ્યાનમાં નથી

નિલમણિ આ તો તમે મા । સ્વભાવ ઉપર આક્ષેપ મૂકો છો હું તો માત્ર સોનલ કુમારી, હું તો માત્ર તમારી પરીક્ષા કરતો હતો

સોનલ શું સ્ત્રી એ કાચનું વાસણ છે કે ટકોરા મારીને એના ખરા-ખોટાંનું માપ નીકળી શકે ? શું વધારે ભણીને કે પરદેશ જઇને તમે તમારી જાતને એટલી બધી મહાન માની લીધી છે કે ઓછું ભણેલી મધ્યમ વર્ગની કન્યાની તમે ઊંચે આસને બેસીને પરીક્ષા કર્યા કરો ?

નિલમણિ શું એકમેકને અંતર સુધી ઓળખવાનો પ્રયત્ન કરવો એ ગુનો છે ? તો પછી એનો સંસાર સરળ રીતે ચાલે ક્યાંથી ?

સોનલ જો સંસારને સરળ રીતે ચાલવા દેવો હોય તો પતિપત્નીએ એકબીજાને ઓળખવાનો પ્રયત્ન કરવો જોઈએ જ નહિ

નિલમણી આ તમે કેવી વિચિત્ર વાત કરો છો ? એકબીજાનાં અંતરનો તાગ લીધા વિના

સોનલ (વચ્ચે) તાગ લેવાની જિજ્ઞાસા એવી અનુચિત છે કે એને લીધે સ્ત્રી-પુરુષના હૃદયમાં ને પુરુષ સ્ત્રીના હૃદયમાં હંમેશાં ડૂબતો

પેઢીના અને યુવાન ભાઈબહેનોએ ધડો લેવા જેવું, જીવનમાં મૂકવા જેવું અને અનુકરણ કરવા જેવું ગાંધીજીના જીવનમાં ઠેરઠેર ડગને અને પગલે મળી આવે છે ગાંધી શતાબ્દી વર્ષમાં શ્રી છગનભાઈએ ગાંધીજીને લગતાં જે પુસ્તકો આપ્યાં છે તેનું મૂલ્ય, ખાસ કરીને ગાંધીજીના દેહવિલય પછી જન્મેલી પેઢી માટે તો, પાવનકારી બની રહેશે અન્યથા સર્વ કોઈને માટે પણ

(૪) પૂર્ણયોગમાં પ્રાણ

શ્રી અરવિંદ અનુવાદ શ્રી સુંદરમ્
પ્રકાશક શ્રી અરવિંદ સોસાયટી, પોંડિચેરી
પાનાં ૧૬૨, કિ. રૂા ૩–૫૦

'મનુષ્યને મળેલો પ્રાણ એ એક મહાશક્તિ છે એ પ્રાણને લીધે જ જીવનની સભરતા, વેગ, તીવ્રતા, ઉત્કટતા અને આનંદની અને શક્તિની મહાસમૃદ્ધિ સર્જાયેલી છે આ શક્તિએ માનવને જડતાના તમસમાંથી ખેંચી કાઢી સંવેદનોથી ધબકતા જીવનમાં લાવી આપ્યો છે તો એ શક્તિની અજ્ઞાત જેવી વૃત્તિઓએ તેને ત્યાંથી આગળ જતાં અટકાવ્યો પણ છે શ્રી અરવિંદે પૂર્ણયોગની સાધનામાં પ્રાણની આ મહાશક્તિને જીવનની પરમ સિદ્ધિ–દિવ્ય રૂપાંતરના કાર્યમાં કેવી રીતે યોજી શકાય તેમ છે તેનું સંશોધન કરી પ્રાણનું પૂર્ણ વ્યાકરણ ઘડી આપ્યું છે' પ્રસ્તાવનામાં જે વાત શ્રી સુંદરમે કહી છે તેની અનુભૂતિ આ પુસ્તક વાંચતાં થતી જ રહે છે સાધના એક ગહન વિષય છે અને શ્રી અરવિંદ તથા શ્રી માતાજીનાં વક્તવ્યો–લખાણોમાં અહીં વિરલ અને ચિરંતન સામગ્રી તૈયાર પ્રસાદીરૂપે મળે છે અઘરી વાતને સરલ રીતે સમજાવતું શ્રી અરવિંદ ગ્રંથમાળાનું પુષ્પ શાંત, સ્વસ્થ, આહ્લાદક રીતે માણી શકાય તો મનને પ્રસન્નતાથી ભરી દે તેવું છે

(૫) 'નગરી વૈશાલી'

શ્રી ધૂમકેતુ પ્રકાશક ગૂર્જર ગ્રન્થરત્ન, અમદાવાદ
પાનાં ૩૨૧ કિંમત ૭ રૂપિયા

ગુપ્તયુગ ગ્રંથાવલિમાં 'આમ્રપાલી' પછીનું આ બીજું પુસ્તક છે અને પહેલી આવૃત્તિનું ત્રીજું પુનર્મુદ્રણ છે ચૌલુક્ય પછી શ્રી ધૂમકેતુએ ગુપ્તયુગની ગ્રંથમાળા શરૂ કરેલી અને તેમાં બાર નવલકથાઓ આપેલી તેરમી કથા ધ્રુવદેવી પૂર્ણ કરે તે પહેલાં કાળભગવાને તેમને ગોદમાં લઈ લીધા આમ્રપાલીએ ભારતભરમાં એક ઐતિહાસિક પાત્ર તરીકે ધ્યાન ખેંચ્યું છે મહારાજ બિંબિસારના મૃત્યુ સુધી આ કથા આપણને લઈ જાય છે અજાતશત્રુ અને બિંબિસારની બે વિચારસરણી વિરુદ્ધ દિશામાં કામ કરતી જોઈ શકાય છે– એક છે શ્રમણ ગૌતમની–ભગવાન તથાગતના પંથની–ભિખ્ખુઓનો–ત્યાગીઓનો એ પંથ, બીજી તરફ પેઢી દર પેઢી ચાલી આવતી રાજ્યગૌરવની પરંપરા આવી આકર્ષક પાર્શ્વભૂમાં કવિ ધૂમકેતુની કલમે રાજમંત્રી કાક, રાજકુમાર જીવક કૌમારભૃત્ય, મહાઅમાત્ય વર્ષકાર જેવાં અભૂતપૂર્વ અને સ્વપ્નસેવી પાત્રો રજૂ થાય છે ભિષગ્વર જીવકકુમારનું પાન આ નવલકથાનું આગવું આકર્ષક છે અને અજાતશત્રુની ઉગ્રતા સામે, અને રાજવંશી મહેચ્છા સામે સુંદર વિરોધાભાસ ઊભો કરે છે હવે પછી જે વિરાટ અને મહાન પાત્રો આ નવલશ્રેણીમાં આવવાનાં છે ચાણાક્ય, ચંદ્રગુપ્ત, અશોક, સમુદ્રગુપ્ત– તેનો અણસાર આ નવલકથામાંથી જ મળી રહે છે જીવનભરના ચિંતનનું નવનીત દરેક પ્રકરણમાં શ્રી ધૂમકેતુ એક કવિની છટાથી પીરસી રહે છે 'ધૂળમાં સૂઈ જવાની મજા, એક શિશુને આવે છે બીજી જ્ઞાનીને આવે છે ત્રીજી જેણે તમામ જોઈ લીધું છે તેને આવે છે' 'કેટલાક જીવનમાં જીત મેળવે છે કેટલાક મૃત્યુમાં જીત મેળવે છે બન્નેમાં જીત મેળવનારા વિરલ હોય છે આવી ઉક્તિઓ ઠેરઠેર પથરાયેલી છે એટલું જ નહીં પણ જે સંદર્ભમાં રજૂ થઈ છે તેનાથી વક્તવ્યને સહઅંગણું બળ મળી રહે છે આજની માંદલી, પોચટ ફિક્કી, આદર્શવિહીન ચોકઠાબંધ સર્જાતી નવલકથાના યુગમાં શ્રી ધૂમકેતુની નવલશ્રેણી ધનમધર તે શુકતારિકાની જેમ ચમકી રહે છે.

શિ.

(૧) વૈષ્ણવજન તો તેને કહીએ
લેખક શ્રી છગનલાલ જોશી
પ્રકાશક નવજીવન, અમદાવાદ.
પાના ૧૦૪, કિંમત રૂ ૧–૫૦

નરસિંહ મહેતા રચિત પણ ગાંધીજી દ્વારા વિશ્વભરમા પ્રચલિત થએલ ભજન વૈષ્ણવજન તો તેને કહીએ' ના વીસ લક્ષણોને શ્રી છગનલાલભાઇ જોશીએ બાપુના જીવનમાંથી દૃષ્ટાન્તો અને ઉદ્ગારો આપી, સાચા વૈષ્ણવજન તરીકે બાપુની છબી અહીં ઉપસાવી છે એ તો સુવિદિત છે કે ગાંધીજીના અંતેવાસીઓમાં છગનભાઇનું સ્થાન અદકેરૂ અને મહત્ત્વનું હતુ તેમજ તેમને સાબરમતી આશ્રમનું સંચાલન પણ સોંપવામાં આવ્યુ હતું એક જ વર્ષમાં આ પુસ્તકની બે આવૃત્તિઓ બહાર પડે છે તે તેની લોકપ્રિયતાનો પુરાવો છે શ્રી કાલેલકર કહે છે તેમ 'બાપુજીના અંતેવાસીઓમાંથી દરેક જણ ધારે તો એવા જ જુદા જુદા પ્રસંગો તેમના જીવનમાંથી તારવી કાઢી હવે પછી આવનાર લોકો માટે એક ઉત્તમ જીવનપાથેય પૂરૂ પાડી શકે' એક જ વ્યક્તિમાં અટલા બધા ગુણો હેઇ શકે તેનો ખયાલ આ પુસ્તક વાંચ્યા પછી આવે છે અને તે વાતની પ્રતીતિ આપણને આશ્ચર્યમા ગરકાવ કરી મૂકે છે શ્રી છગનભાઇએ અહીં જે પ્રસંગો ચૂંટ્યા છે તે ભજનની લીટીઓને મૂર્ત સ્વરૂપ આપવામા નક્કર પૃષ્ઠભૂમિ બની રહે છે અને તેના ઉપર ઉભી થતી બાપુની પ્રતિમા એક વિરાટ સ્વરૂપ ધારણ કરીને પ્રેરણામૂર્તિ બની રહે છે, અને યુગયુગો સુધી આને એવી ચિરંતન એ પ્રેરણા છે

(૨) સત્યાગ્રહ આશ્રમના સંભારણા
લેખક શ્રી છગનલાલ જોશી
પ્રકાશક: નવજીવન, અમદાવાદ
પાનાં ૧૬૮, કિંમત રૂ ૩–૦૦

અમદાવાદનો સાબરમતી આશ્રમ ગાંધીજીના જીવન અને કર્મયોગનું ઉજ્જવળ દૃષ્ટાન્ત છે. આ આશ્રમમાં રહીને જ ગાંધીજીએ પોતાના ભવિષ્યના સફળ જીવનની ભૂમિકા રચી હતી–સેંકડો સ્ત્રીઓ પુરુષોને આશ્રમમાં રાખી ભવિષ્યની નેતાગીરી પૂરી પાડી હતી–અને અહીંથી જ તેમની વિશ્વવિખ્યાત દાંડી કૂચ આરંભાઇ હતી શ્રી છગનભાઇ જોશીનું આ પુસ્તક એક 'ડોકયુમેન્ટ' છે કેમકે આ આશ્રમમા એક અણઘડ નવા આગંતુક તરીકે તેમણે પગ મૂક્યો ત્યાંથી શરૂ કરી તેના સંચાલક બન્યા ત્યાં સુધીનો ઇતિહાસ તો છે જ પણ આ બધામાં કે દરસ્થાને ગાંધીજીનુ વ્યક્તિત્વ છાવરી ગએલુ જોઇ શકાય છે સૌથી વિશેષ અગત્યની વાત આશ્રમવાસીઓના અને ગાંધીજીના જીવન વચ્ચેના ફરકની છે–એ અંતરને ઘટાડવા સતત થઇ રહેતા પુરુષાર્થની છે–સાદગી અને શ્રમની છે–જાત સમર્પણની છે અહીં જે ૩૮ પ્રકરણો રજૂ થયા છે તેવી દુર્લભ માહિતી અન્યત્ર મળવી મુશ્કેલ છે આજની પેઢી માટે તો આ પુસ્તક અભુતપૂર્વ લેખવુ જોઈએ.

(૩) ગાંધી દીક્ષા, આશ્રમમા અને જેલમા
લેખક શ્રી છગનલાલ જોશી
પ્રકાશક નવજીવન અમદાવાદ
પાનાં ૧૧૫, કિંમત બે રૂપિયા

ગાંધીજીના જીવનને અત્યંત નજીકથી નિહાળી તેનું બારીક Microscopic પૃથક્કરણ કરતાં શ્રી છગનભાઇએ ગાંધીદીક્ષાની જે વાતો કહી છે તેમા મોટેભાગે તેમના દીનચર્યાની હકીકત આવે છે અને તેથી જ તે મહત્ત્વની બની રહે છે જે વાતો ગાંધીજીની આત્મકથામાંથી નથી મળતી તે શ્રી છગનભાઇ પાસેથી મળે છે અને આધારભુત હોવાથી ગાંધીજીનું વ્યક્તિત્વ સમજવામાં મદદગાર બને છે વાત નાની હોય છતાં ગાંધીજીના વિચારસ્પર્શથી કેવી બદલાઈ જાય છે અને નવો વ્યાપ ધારણ કરે છે તેના અનેક દૃષ્ટાન્તો અહીં વાંચવા મળે છે આજની

પેઢીના અને યુવાન ભાઈબહેનોએ ધડો લેવા જેવું, જીવનમાં મૂકવા જેવું અને અનુકરણ કરવા જેવું ગાંધીજીના જીવનમાં ઠેરઠેર ડગલે અને પગલે મળી આવે છે. ગાંધી શતાબ્દી વર્ષમાં શ્રી છગનભાઈએ ગાંધીજીને લગતાં જે પુસ્તકો આપ્યાં છે તેનું મૂલ્ય, ખાસ કરીને ગાંધીજીના દેહવિલય પછી જન્મેલી પેઢી માટે તો, પાવનકારી બની રહેશે અન્યથા સર્વ કોઈને માટે પણ.

(૪) પૂર્ણયોગમાં પ્રાણ

શ્રી અરવિંદ: અનુવાદ: શ્રી સુંદરમ્
પ્રકાશક: શ્રી અરવિંદ સોસાયટી, પોંડિચેરી
પાનાં ૧૬૨, કિં. રૂ. ૩–૫૦

'મનુષ્યને મળેલો પ્રાણ એ એક મહાશક્તિ છે; એ પ્રાણને લીધે જ જીવનની સભરતા, વેગ, તીવ્રતા, ઉત્કટતા અને આનંદની અને શકિતની મહાસમૃદ્ધિ સર્જાયેલી છે. આ શક્તિએ માનવને જડતાના તમસમાંથી ખેંચી કાઢી સંવેદનોથી ધબકતા જીવનમાં લાવી આપ્યો છે રે. એ શક્તિની ઝંઝાવાત જેવી વૃત્તિઓએ તેને ત્યાંથી આગળ જતાં અટકાવ્યો પણ છે. શ્રી અરવિંદે પૂર્ણયોગની સાધનામાં પ્રાણની આ મહાશક્તિને જીવનની પરમ સિદ્ધિ–દિવ્ય રૂપાંતરના કાર્યમાં કેવી રીતે યોજી શકાય તેમ છે તેનુ સંશોધન કરી પ્રાણનું પૂર્ણ વ્યાકરણ ઘડી આપ્યું છે.' પ્રસ્તાવનામાં જે વાત શ્રી સુંદરમે કહી છે તેની અનુભૂતિ આ પુસ્તક વાંચતાં થતી જ રહે છે. સાધના એક ગહન વિષય છે અને શ્રી અરવિંદ તથા શ્રી માતાજીનાં વક્તવ્યો–લખાણોમાં અહીં વિરલ અને ચિંત્ય સામગ્રી તૈયાર પ્રસાદીરૂપે મળે છે. અઘરી વાતને સરલ રીતે સમજાવતું શ્રી અરવિંદ ગ્રંથમાળાનું પુષ્પ શાંત, સ્વસ્થ, આહ્લાદક રીતે માણી શકાય તો મનને પ્રસન્નતાથી ભરી દે તેવું છે.

(૫) 'નગરી વૈશાલી'

શ્રી ધૂમકેતુ: પ્રકાશક: ગૂર્જર ગ્રન્થરત્ન, અમદાવાદ.
પાનાં ૩૨૧ કિંમત ૭ રૂપિયા

ગુપ્તયુગ ગ્રંથાવલિમાં 'આમ્રપાલી' પછીનું આ બીજું પુસ્તક છે અને પહેલી આવૃત્તિનું ત્રીજું પુનર્મુદ્રણ છે. ચૌલુક્ય પછી શ્રી ધૂમકેતુએ ગુપ્તયુગની ગ્રંથમાળા શરૂ કરેલી અને તેમાં બાર નવલકથાઓ આપેલી. તેરમી કથા ધ્રુવદેવી પૂર્ણ કરે તે પહેલાં કાળભગવાને તેમને ગોદમાં લઈ લીધા. આમ્રપાલીએ ભારતભરમાં એક ઐતિહાસિક પાત્ર તરીકે ધ્યાન ખેંચ્યું છે. મહારાજ બિંબિસારના મૃત્યુ સુધી આ કથા આપણને લઈ જાય છે. અજાતશત્રુ અને બિંબિસારની બે વિચારસરણી વિરુદ્ધ દિશામાં કામ કરતી જોઈ શકાય છે– એક છે શ્રમણ ગૌતમની–ભગવાન તથાગતના પંથની–ભિખ્ખુઓનો–ત્યાગીઓનો એ પંથ, બીજી તરફ પેઢી દર પેઢી ચાલી આવતી રાજ્યગૌરવની પરંપરા. આવી આકર્ષક પાર્શ્વભૂમાં કવિ ધૂમકેતુની કલમે રાજમંત્રી કાક, રાજકુમાર જીવક કૌમારભૃત્ય, મહાઅમાત્ય વર્ષકાર જેવા અભૂતપૂર્વ અને સ્વપ્નસેવી પાત્રો રજૂ થાય છે. ભિષગવર જીવકકુમારનું પાત્ર આ નવલકથાનું આગવું આકર્ષક છે અને અજાતશત્રુની ઉગ્રતા સામે, અને રાજવંશી મહેચ્છા સામે સુંદર વિરોધાભાસ ઊભો કરે છે. હવે પછી જે વિરાટ અને મહાન પાત્રો આ નવલ શ્રેણીમાં આવવાના છે. ચાણક્ય, ચંદ્રગુપ્ત, અશોક, સમુદ્રગુપ્ત– તેનો અણસાર આ નવલકથામાંથી જ મળી રહે છે. જીવનભરના ચિંતનનું નવનીત દરેક પ્રકરણમાં શ્રી ધૂમકેતુ એક કવિની છટાથી પીરસી રહે છે: 'ધૂળમાં સૂઈ જવાની મજા, એક શિશુને આવે છે બીજી જ્ઞાનીને આવે છે. ત્રીજી જેણે તમામ જોઈ લીધું છે તેને આવે છે' 'કેટલાક જીવનમાં જીત મેળવે છે. કેટલાક મૃત્યુમાં જીત મેળવે છે બન્નેમાં જીત મેળવનારા વિરલ હોય છે' આવી ઉક્તિઓ ઠેરઠેર પથરાયેલી છે એટલું જ નહી પણ જે સંદર્ભમાં રજૂ થઈ છે તેનાથી વક્તવ્યને સહસ્ત્રગણું બળ મળી રહે છે. આજની માંદલી, પોચટ ફિક્કી, આદર્શવિહીન ચોકઠાબંધ સર્જાતી નવલકથાના યુગમાં શ્રી ધૂમકેતુની નવલ શ્રેણી ઘનમધરાતે શુક્રતારિકાની જેમ ચમકી રહે છે.

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફિસ : અમદાવાદ )

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા.
અમદાવાદ-૯.




સહકાર, ભવન
ઢેબરભાઇ રોડ,
રાજકોટ.

ગુજરાતના ખેડૂતોને જમીન વિકાસના કામ માટે
રૂા. એક અબજ અને ચાર કરોડનું ધીરાણ કરેલ છે.

અત્યાર સુધીમા કરેલ ધીરાણની વિગત

| | સંખ્યા | કરોડ-લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૪૮,૪૩૮ | ૩૩.૩૮ |
| [૨] જુના કુવા | ૩૧,૦૮૯ | ૨.૮૪ |
| [૩] ઓઈલએન્જીન ઈલે. મોટર્સ | ૧,૩૪,૮૯૦ | ૪૭.૬૪ |
| [૪] ટ્રેક્ટર્સ | ૩,૧૫૩ | ૫.૭૦ |
| [૫] અન્ય | — | ૧૪૪૪ |

સભ્ય સંખ્યા : ૭,૩૧,૦૬૮
બેન્કની શાખાઓ ૧૮૧

મગનભાઈ ર. પટેલ
ઉપપ્રમુખ.

હરિપ્રસાદ હ. ત્રિવેદી
આઈ. એ. એમ રીટાયર્ડ
મેનેજિંગ ડીરેક્ટર

ઉદયભાણુસિંહજી
યુવરાજસાહેબ ઑફ પોરબંદર,
પ્રમુખ

Reg. No. G. 153

## ઇસુએ પીટરને કહ્યું.

હળ લઇ ખેતરને, ખેડવા તું જાય ત્યારે,
ધરતીના અંતરના, એક એક પડ ઊખેડીને
એમાં જે પડે છે ચાસ –
એટલે કે ધૂળ અને ઢેફાંના
સમાંતર ચીલા;

એમાં તુ વેરે છે બીજ – અનાજનાં
ખોબે ખોબે –
વેરાયેલા અનાજના કણમાંથી કોઇ પંખી
આવી અને ચણી જાય –
ચાંચમાં ઊપાડી જાય –

એ પંખીને ઊડાડવા તને અધિકાર નથી,
કારણ કે ખેતરની માલિકી જ તારી છે,
પશુ – પંખી–માનવને જીવનદાન–દેવાની
તારી જવાબદારી છે

ચાસમાં પડેલાં બીજ ચણવાની
પંખીની ભાગીદારી છે.
એટલી ઉદારતા જો તારામાં દેખાય નહિ,
તો ખેતરની સર્વસત્તા
તારા જેવા લોભી કેરા
હાથમાં સોંપાય નહિ.

ઇન્દુલાલ ગાંધી

# વૈષ્ણવજન

વર્ષ : ૯ ] મે – ૧૯૭૦ [ અંક : ૭


## અનુક્રમણિકા





સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલકમાં હશે તો મોકલાશે

ગમે તે માસથી ગ્રાહક થઈ શકાય છે

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા

પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"

૨—રામકૃષ્ણનગર

રાજકોટ—૨


પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨

મુદ્રણ–પ્રકાશન સ્થાન સુરુપ મુદ્રિકા, રેસકોર્સ રોડ રાજકોટ

# નાની બચત યોજનામાં થયેલા મહત્વના ફેરફારો

## જૂની જામીનગીરીઓ

તા. ૧૪-૩-૭૦ના રોજ કામકાજના કલાકો પૂરા થયા બાદ જૂની જામીનગીરીઓમા (૧) ૧૨ વર્ષીય રાષ્ટ્રીય સંરક્ષણ સર્ટિફિકેટો (૨) દશ વર્ષીય રાષ્ટ્રીય બચત સર્ટિફિકેટો (પ્રથમ શ્રેણી અને બેંક શ્રેણી) અને (૩) ૧૦ વર્ષીય સંરક્ષણ અનામત સર્ટિફિકેટો મળવા બંધ થયા છે તેને બદલે તા. ૧૬-૩-૭૦થી નીચે મુજબના નવા આકર્ષક વ્યાજના સર્ટિફિકેટો મળી શકે છે.

## નવી જામીનગીરીઓ

(૧) ૭ વર્ષીય રાષ્ટ્રીય બચત સર્ટિફિકેટો (દ્વિતીય શ્રેણી) રૂ ૧૦, ૧૦૦, ૧૦૦૦ અને ૫૦૦૦ના મૂલ્યાંકનમાં વ્યાજ સહિત પૂરી મુદતે રૂ. ૧૦૦નાં ૧૪૧ મળશે વ્યાજનો દર ૫ ટકા ચક્રવૃદ્ધિ અને ૫$\frac{3}{4}$ ટકા સાદુ વ્યાજ કરમુક્ત

(૨) ૭ વર્ષીય રાષ્ટ્રીય બચત સર્ટિફિકેટો (તૃતીય શ્રેણી) રૂ ૧૦૦, ૧૦૦૦ અને ૫૦૦૦ના મૂલ્યાંકનમાં વ્યાજ ૫ ટકા લેખે દર વર્ષે ચૂકવાશે વ્યાજ કરમુક્ત.

(૩) ૭ વર્ષીય રાષ્ટ્રીય બચત સર્ટિફિકેટ (ચતુર્થ શ્રેણી) રૂ. ૧૦૦, ૧૦૦૦ અને ૫૦૦૦નાં મૂલ્યાકનમા વ્યાજ દર વર્ષે ૭$\frac{1}{2}$ ટકા લેખે ચૂકવાશે વ્યાજ કરપાત્ર રહેશે.

## નવી થાપણોની આકર્ષક યોજનાઓ

(૧) સેવીંગ બેન્કનું કામ કરતી પોસ્ટ ઓફિસ બાંધી મુદતની થાપણો સ્વીકારશે. આ થાપણો ૧ વર્ષ, ૩ વર્ષ અને ૫ વર્ષની મુદત માટે સ્વીકારાશે. વ્યાજનો દર અનુક્રમે ૫$\frac{1}{2}$ ટકા, ૬$\frac{1}{2}$ અને ૬$\frac{3}{4}$ ટકા રહેશે. વ્યાજ કરપાત્ર રહેશે.

(૨) ઉપર જણાવેલા પોસ્ટ ઓફિસ આવર્તક થાપણો પાંચ વર્ષ માટે સ્વીકારશે આ થાપણો પર વ્યાજનો દર ૬$\frac{1}{2}$ ટકા રહેશે. વ્યાજ કરપાત્ર રહેશે. આ યોજના ૧લી એપ્રીલથી અમલમાં આવી છે.

(૩) પોસ્ટ ઓફિસ સેવિંગ બેન્કોમાં જે રૂ. ૧૦૦ કે તેથી વધારેનું આખા વર્ષ માટે બેલેન્સ રહેશે તો તેના ઉપર વ્યાજનો દર ૪ ટકા રહેશે.

વધુ વિગતો માટે મામલતદાર, તાલુકા વિકાસ અધિકારી, જિલ્લા કલેકટર તથા જિલ્લા વિકાસ અધિકારી અને નેશનલ સેવિંગના અધિકારીઓનો સંપર્ક સાધો.

ગુજરાત સરકારના માહિતી ખાતા દ્વારા પ્રકાશિત

શાહ ૩૧-૩-૭૦

વૈષ્ણવજન

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

## મૃત્યુનો મહિમા

મૃત્યુ એ જીવનનો અંત નથી, એવું જ્ઞાન માણસની અંતરચેતનામાં જન્મથી જ સમાવિષ્ટ હોય છે જો એવું ન હોત તો તેનો આત્મા આવી પ્રાર્થના કોઈ દિવસ કરી ન શકત 'મૃત્યોર્મા અમૃતં ગમય।' (મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઇ જા.) તેથી માણસે મૃત્યુથી ગભરાવું ન જોઇએ અને જો સાધારણ રીતે આપણે એનાથી બીતા હોઇએ તો એ ભયના મૂળમાં એક જાતનો સ્વાર્થ કે મોહ રહેલો છે. સ્વાર્થ અથવા મમતાથી અંધ બનીને તે પોતાનો સંબંધ, જગતની વસ્તુઓ સાથે અને વિશેષત વ્યક્તિઓ સાથે જોડે છે એના મૃત્યુથી તે એ વસ્તુઓ અને વ્યક્તિઓથી જુદો પડી જશે, એવો વિચાર એને દુખી કરે છે અને તેથી તેને મૃત્યુનો ભય લાગે છે. પણ તેની આવી સ્વાર્થી વૃત્તિ તોડવા માટે જ મૃત્યુ આપણા જીવનમાં આપણી સાથે એક સાચા મિત્રની જેમ રહ્યા કરે છે

મૃત્યુ એ વિરામચિહ્ન (Comma) જેવું છે જે વાક્યનો અર્થ સમજવામાં અથવા તે વાક્યરચનામા વાક્યના કર્તાને સહાયક બને છે જો વાક્યમાં આવા વિરામચિહ્નો ન હોય તો જેમ એ વાક્ય બરાબર સમજાતુ નથી, તેમ જીવનનું રહસ્ય સમજવા માટે મૃત્યુ આવશ્યક છે

કળી પણ મૃત્યુ પામે છે અને ત્યારે જ એમાંથી ફૂલ ફૂટે છે ફૂલનું મરણ થાય છે અને ફળનો ઉદ્ભવ થાય છે. પણ એવું મરણ તો પાત્ર પૂર્ણતાનું પ્રારંભક અને પ્રોત્સાહક છે. તેથી એને સમાપ્તિ ન કહી શકીએ, પણ સફળતા જ કહેવી ઉચિત છે.

સાક્ષરશ્રી નરસિંહરાવે કહ્યું છે:

"મૃત્યુ નવ પૂરું કરે જીવનું જીવન અહીં;
અધિક અધિક વિકાસની છે ભૂમિ અન્ય જવું તહીં".

વળી સંત તુકારામે પણ ગાયું જ છે·

"મરણ માઝે મરોન ગેલે, મજ કેલે અમર।"

મૃત્યુનો મહિમા ગાતા ક્યાં પાર આવે એમ છે?

—ગુરુદયાલ મલ્લિકજી



# પૂજ્ય ચાચાજી

ભવસાગરમાં ભૂલી પડેલી કેટલીક વ્યક્તિઓ જીવનભર યાદ રહી જાય છે. આ પૃથ્વી ઉપરનો તેમનો વસવાટ પોતા માટે તો હોતો નથી પરંતુ અન્ય માટે હોવામાં પણ આસક્તિ તો દેખાય જ નહિ. પૂ. મલ્લિકજી ભારતવાસીઓના 'ચાચાજી' હતા અને આખો દેશ તેમનું ઘર હતું. આ વાવ્યય સરહદ પ્રાન્તના અવધૂત ગાંધીજી અને ગુરુદેવના પારસસ્પર્શે માનવતાવાદી બન્યા; આત્મા કવિનો; દૃષ્ટિ ફિલસૂફની અને જીવનકલાની સાધના તેમની તપશ્ચર્યા બની રહી. દરેક કુટુંબને તેમણે પોતાનુ કુટુમ્બ માન્યું; દરેક બાળકમાં તેમણે વિભુનુ નિર્દોષ હાસ્ય નિહાળ્યું; જીવન–ઝંઝામાં સપડાયા વિના સૌની સાથે આત્મીયતા કેળવી અને છતાં યોગીની જેમ અનાસકત રહ્યા આંખમાંથી જાણે સ્નેહ નીતરતો લાગે. શાંતિનિકેતનમાં ગુરુદેવ પાસેથી તેમણે દિક્ષા લીધી હતી; ગાંધીજીના પણ અંતેવાસી તરીકે તેઓ રહ્યા હતા. માત્ર ભારતમાં નહિ, પરદેશમાં પણ તેમના ચાહકોનો વર્ગ અતિ બહોળો હતો તેમની અંગ્રેજી કવિતા અભિ-શુદ્ધ ઈશુની વાણી જેટલી નિર્મળ અને પવિત્ર લાગે છે. 'ચાચાજી' ભૂલાશે નહીં



'વૈષ્ણુવજન'ના ગ્રાહક બંધુઓ પૂજ્ય ચાચાજીના નામથી ખૂબ જ પરિચિત છે. તેમના લખાણો નિયમિત વૈષ્ણવજનમાં પ્રગટ થયા છે જૂલાઇ માસનો વૈષ્ણુવજનનો ખાસ અંક પૂ. ચાચાજીના સ્મરણાર્થે પ્રગટ થશે. પૂ. મલ્લિકજીના સંપર્કમાં આવેલા સૌ મિત્રોને તેમની સાથેના સંસ્મરણો લખી મોકલવા નમ્ર વિનંતિ છે.

*

## દીવાલો △ સતીશ ડણાક

દીવાલો પર
હજી હમણાં જ લગાવેલા ઑઈલ પેન્ટની
કડવી વાસ ઓરડાને ભરી દે,
દીવાલો એનાથી અકળાઈને
ચીસો પાડે.

મેજ પર પડેલા ફ્લાવરવેઝની
નીચલી સપાટીમાંથી પરાવર્તિત થતા
કિરણોની સફેદી છવાઈ જાય

દીવાલોના કંઠ્ય પોલાણોમાં સંતાયેલું
શૂન્યાવકાશનું પડ અવકાશના
કૃત્રિમ ઉપગ્રહોને મૌન આમંત્રણ આપે.

## — △ રામપ્રસાદ દવે

ઉપકાર જે પરિણમે ઉપકારમાં ને
અપકાર જે પરિણમે અપકારમાં જ;
રહેતો અચેત સમ મન્યની આરસી શો
ચૈતન્યનું ધરત શેં ઉરમાં ગુમાન ?

## ગઝલ △ આશિત હૈદરાબાદી

દિલમાં નિવાસ છે અને ધબકાર હું ય છું
ઈશ્વર ! ગુમાન છોડ તું આધાર હું ય છું

દીવાનો છું ને આમ સમજદાર હું ય છું
કે'વે ખબર નથી ને સમાચાર હું ય છું

પડઘા ભીની તરસના બધે વિસ્તરી ગયા
ઓથી ત્યાં વાદળી કે વરસનાર હું ય છું

બેઠો છું થાવા ટેકો સુરાલયના માર્ગમાં
બોલ્યું ભલા એ કોણ કે મયખાર હું ય છું

મારે ય રૂપ કેટલાં લેવાં પડયાં અહીં
નાટક છે આ જીવન તો અદાકાર હું ય છું

મોજાંની સાથ ભાંગીને વેરાઈ પણ ગયા
'આશિત'ના સો પુકાર કે આધાર હું ય છું

(તાજેતરમાં પ્રગટ થયેલ ગઝલ સંગ્રહ 'આવેગ'માંથી)

## તમે પણ △ કાન્તિ કડિયા

કેટલાય દિ'થી વિચારતો' તો
બનાવું એક સ..ર....સ
મજબૂત લગામ
પહેરાવી દઉં સમયના ગળામાં
ને અધિકારનો ચાબૂક વિંઝતો
હવામાં

નીકળી પડું મન ફાવે ત્યાં
અચાનક ખબર પડી
મારી જ બનાવેલી લગામ
ખુદ મારા જ મોં પર છે

અને કો' અજાણી દિશામાં
કેટલોય બોજ ખભે કરી
દોડયે જ જાઉં છું હું.

ચમકીને જોયું આમતેમ—
તો ખબર પડી કે
સમય-રથે જોતરાયેલ
મારી સાથે તમે પણ છો

તમે પણ
અને તમે પણ



બાળકોના 'ચાચા' અને સૌના લાડકવાયા

# મલ્લિકજીનું મહાપ્રસ્થાન

પ્રતાપ જ. ટોલિયા

પ્રેમના પયગમ્બર, સૂફીઓના શિરોમણિ, ગાંધીજી–ગુરુદેવના અંતેવાસી, અનેક મહાપુરુષોના જીવનસંગી અને મોનમસ્ત ભકત એવા પૂજ્ય ગુરુદયાળ મલ્લિકજી–'ચાચાજી'– ૧૪મી એપ્રિલ ૧૯૭૦ ના દિવસે ચિરવિદાય લઈને ચાલી નીકળ્યા એ વાત સહેજે મનાતી નથી અને છતાં ય આ કટુ વાસ્તવિકતાને જગતે સ્વીકારવી રહી. મલ્લિકજીના જવાથી આપણે શું ખોયું છે એ હજુ આજે નહીં સમજાય, કારણ કે આપણે તેમને અંતરથી તો નહીં જ, બહારથી યે કેટલા ઓળખી શકયા છીએ એ પ્રશ્ન છે.

અહીં આપણે તેમની સ્થૂળ જીવન ઝાંખી કરવા પ્રયત્ન કરીશું.

હાલના પશ્ચિમ પાકીસ્તાન અને મૂળ વાયવ્ય સરહદ પ્રાંતના 'ડેરા ઇસ્માઇલ ખાન' નામના સ્થાનમાં તેમનો જન્મ થયેલો. ઇ. સ. ૧૮૯૬નો ૭મી મેનો તેમનો આ જન્મદિન તેમના જીવનસર્વસ્વ એવા ગુરુદેવ રવીન્દ્રનાથનો પણ જન્મદિન (તા. ૭મે, ૧૮૬૧) હતો અને વધુમાં મલ્લિકજીના માતુશ્રીનો મૃત્યુદિન પણ હતો એ વિધિનો કોઇ વિચિત્રતાભર્યો સંકેત છે. તેમની ૧૧ વર્ષની ઉમ્મરે, ૭મી મે ૧૯૦૭ના આ દિવસે, તેમના માતુશ્રી તેજસ્વીબાઇ તેમને જીવનભર 'મા વિહોણા બાળકની વિરહવ્યથા' આપીને સ્વર્ગે સિધાવ્યાં હતાં !

તે પછી થોડો વખત પિતાજી નારાયણદાસ સાથે અને મોટાભાઇ સાથે સિંધમાં જુદા જુદા સ્થળે રહી, અભ્યાસ કરીને મુબઇની સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં આવી તેઓ ગ્રેજ્યુએટ થયા. ગ્રેજ્યુએટ બાદ થોડો સમય કરાંચીમાં નોકરી કરી. આ પહેલાં જ ગુરુદેવ રવીન્દ્રનાથ પાસે શાંતિનિકેતન જવાની તાલાવેલી તેમનામાં જન્મી ચૂકી હતી. વિધિના કોઈ અકળ સંકેત મુજબની આ વખતની તેમની મરણતોલ માંદગીએ તેમને શાંતિનિકેતન જવાનો માર્ગ કરી આપ્યો અને પિતાજીની રજા મેળવી, ગુરુદેવનાં ચરણોમાં પહોંચી, તેમના મૂક અંતેવાસી અને અંગ્રેજીના અધ્યાપક તરીકે ૨૨ વર્ષ સુધી શાંતિનિકેતનમાં રહ્યા.

આ બાવીસ વર્ષો દરમ્યાન ગુરુદેવનાં ચરણોમાં ચાલેલી તેમની મૂક, ગૂઢ અને સંનિષ્ટ સાધનાનો એક અદ્દભુત ઇતિહાસ છે.

શાંતિનિકેતનમાંથી જ તેઓ દીનબંધુ એન્ડ્રૂઝ અને મહાત્મા ગાંધીજીના પરિચયમાં આવ્યા. ૧૯૧૯ માં જલિયાનવાલા બાગના હત્યાકાંડની ગાંધીજીએ નીમેલી તપાસ સમિતિમાં દીનબંધુ સાથે તેઓ પણ જોડાયા હતા અને તેમના મુખેથી આ ઘોર કાંડ વિષેની ઘણી અપ્રગટ વાતો આ લખનારને જાણવા મળી હતી. અને અન્ય અનેકને પણ એ જાણવા મળી હશે ! ત્યારથી માંડીને શાંતિનિકેતનમાં રહ્યા ત્યાં સુધી અને ગુરુદેવના ૧૯૪૧ના અવસાન પછી થોડા સમય બાદ શાંતિનિકેતન છોડયું તે પછી ગાંધીજીના ૧૯૪૮ના અવસાન સુધીમાં ગાંધીજી સાથે પણ તેમને પચીસેક વર્ષ જેટલો નિકટનો સંબંધ રહ્યો હતો. આને કારણે તેઓ સ્વાતંત્ર્ય અને લોકસેવાનાં કાર્યોમાં પણ ગુપ્ત જોડાયેલા રહ્યા.

ગાંધી વિચારની સંસ્થાઓ, સર્વોદય–ભૂદાન–ગ્રામદાન આંદોલનો, કવેકર્સ, ફેલોશિપ ઑફ ફ્રેન્ડ્ઝ ઑફ ટ્રુથ, સર્વિસ સિવિલ ઇન્ટર નેશનલ, હિમાલય બ્રહ્મોસમાજ, ઈત્યાદિ માનવ કલ્યાણની પ્રવૃત્તિઓ, ભારત અને વિશ્વના વિવિધ સંતો–સાધકો, સાધના-પંથો અને આશ્રમો અને ગુજરાતની તો અનેક શિક્ષણ અને સંસ્કારની સંસ્થાઓ તેમજ વ્યક્તિઓ સાથે તેઓ સંકળાયેલા રહ્યા.

પુસ્તુ, ફારસી, ઉર્દૂ, પંજાબી, હિંદી, સિંધી,

ગુજરાતી, મરાઠી, બ ગાળી, અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન જેવી ડઝનેક ભાષાઓ સારી રીતે જાણવા છતાં, તેઓ અવારનવાર કહેતાં કે, "મારી ગતિ (fluency) તો એક જ ભાષામા છે અને તે છે "મૌનની ભાષા" અને વાત પણ અક્ષરશ સાચી છે તેમણે 'મૌન' ખરા અર્થમાં સાધ્યું હતુ, વાચાનુ પણ મૌન અને મનનુ-વિચારો વિકલ્પેનુ- પણ મૌન! તેમનું સાચું સ્વરૂપ પણ તેમના મૌન-ધ્યાનમાં જોવા મળતું જેનુ પ્રતિરૂપ પડતુ સૌ સાથેના તેમના વ્હાલભર્યા વ્યવહારમાં, તેમની બાળસહજ વિનોદ ચેષ્ટાઓમાં, તેમના દિવ્યમસ્તીથી સભર ભજનોમા અને અ તર ઊંડેથી ઉદ્દભવતી તેમની વાણીમાં!

મલ્લિકજીનું સાહિત્ય સર્જન વિવિધ ભાષામાં થયુ છે હિન્દુસ્તાનીમાં તેમણે અનેક ભજનો ઉપરાત 'दिल की बात' એ પુસ્તક અને ઉર્દૂમા દીનબન્ધુ એન્ડ્રુઝનું સ ક્ષિપ્ત જીવન ચરિત્ર લખેલ છે પ્રસિદ્ધ કથાકાર અને કહાનીકાર મુન્શી પ્રેમચંદજીની વાર્તાઓ હિન્દીમાથી અ ગ્રેજીમા સર્વપ્રથમ તેમણે અનુવાદિત કરેલી "Short stories of Premchand' એ શીર્ષકથી, અ ગ્રેજીમાં તેમણે અનેક કાવ્યો ઉપરાંત સિંધના સૂફી ભક્તો વિષેનું પુસ્તક 'The Divine Dwellers in the Desert' તેમજ "Hound of the Heart" વગેરે આપેલ છે. ગુજરાતીમાં અનેક લેખો ઉપરાંત "ગાંધી-ગુરુ" "ગીતાંજલિ એક અધ્યયન" "ગાંધીજી સાથે જીવનયાત્રા" 'ગુરુદેવ સાથે જીવન યાત્રા" "શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા" "રામકૃષ્ણ પરમહ સ સાથે જીવનયાત્રા" "સ્વામી રામદાસ સાથે જીવનયાત્રા" "મા આનંદમયી સાથે જીવનયાત્રા" "રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા" વગેરે અનેક પુસ્તકો આપ્યા છે. તેમના સ્વમુખે આપેલા પ્રશ્નોત્તરી પરથી શ્રી. મુકુલભાઈ કલાર્થીએ કરેલુ તેમનું થોડું પણ પ્રેરક જીવન-આલેખન "પ્રભુકૃપાકિરણ" નામથી ત્રણ વર્ષ પહેલા બહાર પડયું છે. (આ ઉપરાંત તેમના જીવનની અનેક અપ્રગટ બાબતો અને તેમનાં પ્રવચન-સંપાદનો અપ્રકાશિત સ્વરૂપે આ લખનાર પાસે લગભગ તૈયાર પડયા છે જે નમ્ર, નિરહ કારી, નીરવ ને ગુપ્ત રહેવા ઇચ્છતા પૂજ્ય ચાચાજીએ પ્રેમના આગ્રહપૂર્વક પ્રકાશિત થવા દીધા નથી તેમની આ ઇચ્છા-આજ્ઞાને, તેમને દુ:ખ નહી પહોંચાડવાના ઉદ્દેશ્યથી, મેં સ્વીકારી લીધેલી)

અ તરગથી આધ્યાત્મિક અનુભૂતિસંપન્ન રહસ્યવાદી ને મસ્ત પ્રેમયોગી તેમજ બહિરગથી બાળકોના 'ચાચાજી'ને સૌના લાડકવાયા એવા મલ્લિકજી એક મ ગળવારના ગધ્યાહ્ન પછી મુ બઈમાં મહામૌનમાં ઊતરી મહાયાત્રાએ ચાલી નીકળ્યા-ભજનમ ત્રોના ગાન ગુ જન વચ્ચેથી!

એક મહાન હસ્તી વિશ્વમાંથી ઊઠી ગઇ. અ તરથી ક ગાળ બની રહેલુ વિશ્વ વધુ ક ગાળ બની ગયુ

નાભિમાથી નીકળ તી ધીર ગ ભીર સાગર-ઘોષ-શી તેમની એ વાણી હવે નહી સ ભળાય, મોટી મોટી પ્રેમ ભરેલી આંખોમાથી ઉભરાતી એ પ્રેમતરલતા હવે નહીં ભળાય, અ ગ અ ગમાંની ટપકનારી એ મસ્તી હવે નહી અનુભવાય, અનુભૂતિઓ પ્રાર્થનાઓ અને પ્રેમસ પ્રેષણોથી ભરેલ એ મૌન હવે પ્રત્યક્ષરૂપે નહી માણી શકાય અને વિનો તથા મર્મથી ભરેલા રહસ્ય-સ કેતોની સા ક્ષી જેવી તેમની એ શ્વેત મુલાયમ ફરફરતી દાઢી હવે નહી દેખાય તો પણ, આ સારી યે સ્થૂળ હસ્તી ઊઠી જવા છતાં પણ, તેમની સૂક્ષ્મ હસ્તી બહાર અને અ દર ચારે તરફ લહેરાતી રહેશે ગીતો ગૂંજતી ભણકારાની અથડાતી રહેશે, અંતરયાત્રાના અભીપ્સુને ઢંઢોળતી ઊ ચે ઉઠાવતી રહેશે

તેમના પ્રત્યેની અ જલિ રૂપે તેમની એ સૂક્ષ્મ હસ્તીને ઝીલવા આપણે 'ગ્રહણશીલ' (receptive) બની રહીશુ?

●

# પરિભ્રમણ

આશુતોષ

## સાધુનો મિજાજ

'કુળકથાઓ' માટે ગુજરાત સરકારે સ્વામી આનંદને ઇનામ આપ્યું તે સૌ કોઈ આવકારે જ. પરંતુ એક સાચા સાધુને છાજે તેવી રીતે જે ગૌરવભરી રીતે તેમણે તે સ્વીકારવાનો ઇન્કાર કર્યો છે અને સાધુજીવનની મહત્તા સ્થાપી છે તેનાથી સૌ કોઇ સ્વામી આનંદ ઉપર વારી જશે. આમ જોઇએ તો આવા સરકારી ઇનામો મેળવવા માટે લેખકો, સર્જકો અને વ્યક્તિઓ પડાપડી કરતા હોય છે અને લાગવગ પણ ચલાવતા હોય છે. વળી ઘણીવાર પારિતોષિકને પાત્ર કૃતિ વિષે ઘણાને કહેવાનું પણ હોય છે સ્વામી આનંદ લેખક તરીકે નિજી પ્રતિભા ધરાવે છે અને તેમના ગદ્યમાં પૌરુષ અને જોમ ઉછળતા જણાય છે. તેમનું અંગ્રેજી વાચન અતિ વિશાળ છે અને કેટલીક ઉત્તમ કૃતિઓના બેનમુન અનુવાદો તેમણે ગુજરાતને આપ્યા છે. પ્રજાને ઘડે-પ્રેરણા આપે અને વાંચીને મડદા પણ બેઠાં થઈ જાય એવી તેમની લખાવટ હોય છે ભારતનો સાધુ એટલે ઈશ્વરનો ઓલિયો. હજાર હાથવાળો તેનું ધ્યાન રાખે અને તેનું રખોપું કરે. કોઇની પાસે તેનો હાથ ક્યારેય લાંબો થાય નહિ. તે તો જગતને આપવા જેવું બધું જ આપી છૂટે. તેને આપવાં જેવું સરકાર પાસે શું હોઇ શકે?

## સાચી વિદ્યાપીઠ

માંગરોળ પાસેની 'શારદાગ્રામ' શૈક્ષણિક સંસ્થા ૫૦ વર્ષ પૂરાં કર્યાં તેની ઉજવણીમાં શ્રી ઉમાશંકર જોશી અને રાજ્યપાલ શ્રીમન્નારાયણે આ સંસ્થા સાચી વિદ્યાપીઠ બને તેવી આશા વ્યક્ત કરી તે સકારણ હતું. શારદાગ્રામે રાહ ચીંધ્યો છે એટલું જ નહિ પણ કરી બતાવ્યું છે. નૈસર્ગિક વાતાવરણ વચ્ચે રહીને, અનિષ્ટોથી દૂર કેમ રહી શકાય અને ભારતીય સંસ્કૃતિના ઉચ્ચ આદર્શો કેમ આત્મસાત કરી શકાય તેનો જીવંત દાખલો શારદાગ્રામે પૂરો પાડયો છે. શિસ્ત અને સ્વચ્છતા તેમજ શ્રમ એ અહીંની કેળવણીના આધારભૂત પાયા છે. આજે ચોતરફ કેળવણી માટેનું વાતાવરણ પ્રાથમિક શાળાથી માંડીને કોલેજ-સુધીનું એક ઘોર નિરાશા ઊભી કરે છે. પ્રાથમિક શાળાઓ જ્યાં સંસ્કારનું સિંચન અને ચારિત્ર્યનું ઘડતર થાય છે ત્યાં તો છેક જ અંધેર પ્રવર્તે છે. બાળકો નિશાળની બહાર રખડતાં હોય છે અને ત્યાં ઊભેલી રેંકડીઓમાંથી જે તે અસ્વચ્છ વાનગીઓ ખરીદીને ખાતાં હોય છે. મોટાં શહેરોને બાદ કરીએ તો બીજા સઘળાં સ્થળોએ નિશાળો પાસે આવી રેંકડીઓ તેમજ કુલ્ફી, ચણા, પીપરમેન્ટ, આંબલી, બોર ઈત્યાદિ વસ્તુઓ સાથે ફેરિયાઓ બેઠા હોય છે. આ બાળકોને શિસ્ત અથવા સ્વચ્છતાના પાઠ શિખવાડવાની કોઈને પડી હોતી નથી. જાહેરમાં પેસાબ કરવાનું તેઓ શાળામાંથી જ શીખે છે, અને નિશાળ છૂટે ત્યારે બાળકો સામસામે મારામારી કરતાં હોય છે. અથવા અપશબ્દો બોલતાં હોય છે. પ્રાથમિક ધોરણ પાંચ સુધી આમ ચાલતું હોય છે. માધ્યમિક કક્ષાએ તેઓ સમજણાં થયાં હોય છે પણ શક્તિને ચકાસનારું કોઇ હોતું નથી. તેઓ વધુ તોફાની બને છે. હડતાળો પડાવે છે. શિક્ષકોનો અનાદર કરે છે-વર્ગમાં કેમ હાજરી ન આપવી તેવી તરકીબો અજમાવે છે. આવો વિદ્યાર્થી એસ. એસ. સી પાસ થઇને કોલેજમાં પ્રવેશ કરે છે ત્યારે તેની પાસે સંસ્કાર, અભ્યાસ કે જીવનપાથેય જેવું કાંઇ હોતું નથી. માટે જ શારદાગ્રામ જેવી અપવાદ જેવી સંસ્થા ધ્યાન ખેંચતી બને છે અને સૌને તરણોપાય જેવી લાગે છે.

## મેઘાલય

કાલિદાસ યાદ આવી જાય છે! અને સાથે

સાથે પેલો રામગિરિ આશ્રમમાં, શિક્ષા પામેલો શાપિત યક્ષ-જેનું બાવડું કૃષ થઇ ગયું છે અને સોનાનું કડું તેથી સતા નીચે સરી પડે છે અને જેનો મહિમા, એક વર્ષ સુધી પૃથ્વીના કાળાપાણીની કેદથી, નામ શેષ થઈ ગયો છે અને છતા જે મેઘના દર્શને પ્રિયતમાને સંદેશો મોકલાવવા બહાવરો બની ઉઠે છે ! મઘાલય !

તેની રચના આષાઢના પ્રથમ દિવસે નથી થઈ પણ એપ્રિલની બીજી તારીખે થઈ છે અને ભારતમાં એક વધુ રાજ્યનો ઉમેરો થયો છે પ્રથમ દષ્ટિએ કવિની કલ્પનાને ઝંકી રાખે તેવું તેનું નામ છે ખનીજ સંપત્તિ બાબતમા મેઘાલય ઘણુ સમૃદ્ધ છે પણ તેને માટે જબ્બર પુરુષાર્થ કરવાનો રહેશે. ખસી જૈન્તિયા અને ગારો ટેકરીઓના બનેલો આ પ્રદેશ આઠ હજારથી વધુ ચો માઈલમાં પથરાએલો છે અને વસતિ દસ લાખની અંદર છે કામરૂપ દેશની કામિનીઓની વાર્તા તો ઘણી સાભળી છે અને આ પ્રદેશની સ્ત્રીઓનો સામાજીક દરજ્જો ભારતના બીજા આગળ પડતા રાજ્યોથી ઊતરતો નથી ખ્રિસ્તી પાદરીઓએ અહી પ્રચાર અને વટાળ પ્રવૃત્તિ સરસ રીતે કરી હોવાથી હિંદુ કરતા ખ્રિસ્તી પ્રજાનું પ્રમાણ વધુ છે ઉદ્યોગો હજુ ખીલ્યા નથી અને રસ્તા તથા સંદેશા વ્યવહાર બાબતમાં રાજ્ય ઘણુ પાછળ છે પૈરી માર્ગો વીજળી અને સિંચાઇ આ નવા રાજ્યના તાકીદના પ્રશ્નો ગણાશે ચેરાપુંજી મેઘાલયમા આવેલુ છે અને ત્યા સૌથી વધુમાં વધુ વરસાદ પડે છે છતા ઉનાળામાં તો નદીઓમાં કાંકરા જ ઉડતા હોય છે અહીની પ્રજા પહાડી હોવાથી તેનો મિજાજ હમેશા લડાયક રહ્યો છે બ્રિટિશના વખતથી અહીની પહાડી કોમે સ્વતંત્રતા કાજે લડત આપવી ચાલુ રાખી છે અને સ્વાધીન ભારત ને પણ પોતાને અનુકૂળ બનવા તે ચાલુ જ રાખી છે નાગાલેન્ડ પછી મેઘાલયની સ્થાપનાએ એ બતાવ્યું છે કે હજુ વધુ નાના રાજ્યોની શક્યતા છેક નકારી કાઢવા જેવી નથી

## રાજકારણનું તેલ

ખાદ્ય તેલમાં રાજકારણ ભળી ગયુ હોવાથી તે હવે ખાદ્ય રહ્યુ નથી મગફળી એ ગુજરાત-સૌરાષ્ટ્રનો રોકડિયો પાક ગણાય છે, તેના ભાવતાલમા ફેરફાર થવાથી મગફળીના વાવેતરમાંથી લખપતિ પણ બની શકાય છે. વળી ભાવતાલ નક્કી કરવા માટે સરકાર ઉપર મતદારોની ખૂબ અસર પડે છે મીગ તલની લેવી રાખવી કે નહિ નિકાસબંધી રાખવી કે ઉઠાવી લેવી, આ બધી બાબતોમાં, તેલ ઉદ્યોગ સાથે ઉત્પાદકથી માંડીને મસમોટા મીલરોના અભિપ્રાયને સરકારે માન્ય રાખવો પડે છે અને મત જોઇતા હોય તો તેઓ કહે તેમ કરવુ પડે છે ખેડૂતોના અને વેપારીઓના પ્રતિનિધિ મંડળો અમદાવાદ કે દિલ્હી જાય એ પહેલાના જમાનાની લશ્કરી કૂચનું અદ્યતન રૂપાતરિત સ્વરૂપ સમજવાનું ૧૯૫૩મા અગિયાર લાખ એકરમાં મગફળીનુ વાવેતર થતુ તે આજે ૬૦ લાખ એકરમા થાય છે એટલે કે ૧૫ વર્ષના ગાળાના પાચ ગણો વધારો થયો છતા લોકોને પાવળુ તેલ મળવાનો પ્રશ્ન દિનપ્રતિદિન વિકટ સ્વરૂપ ધારણ કરતો જાય છે ગુજરાતના ૭ મોટા શહેરોને જ તેલ પૂરુ પાડવા માટે ગુજરાત સરકારને બે કરોડની સબસીડી આપવી પડે છે અર, મલેશિયા માથી મગફળી અને અમેરિકાથી સોયાબીન લાવીને પણ ડબાડામાં મૂકે તો ય સૌરાષ્ટ્રની મગફળીનું છાપુ મચક આપતુ નથી ઉત્પાદક આજે હોંશિયાર અને લુચ્ચો બન્યો છે અને તેના મહોરાની પાછળ વેપારી ધર્માત્માનો વેપ ધારણ કરી સરકાર સમક્ષ આચાર સંહિતા રજૂ કરે છે જ્યારે બિચારી સરકારની સ્થિતિ પાજરામા પૂરેલ ઉંદરને બહાર બિલાડી જોઇને જેવી થાય તેવી જ કરુણ રહી છે પાટલી બદલુઓ અને પક્ષાંતર કરતા બિલાડાઓ ધૂરકિયા નાખે છે-નડોર ભરાવે છે તેલ ખાવામા મજા નથી રહી

## પાણી કયાય નથી !

પાણી માટેનો પોકાર ગુજરાત સૌરાષ્ટ્રમાં વધુ ઘેરો બનતો જાય છે દરરોજ છાપાઓમાં વધુ ગામડાઓ અને શહેરો આવી નામાવલિમાં ઉમેરાતાં

જાય છે. જો ઉપરાઉપરી નબળાં વર્ષ આવી પડે તો પાણી માટેનો આર્તનાદ કાયમની ફરિયાદ બની જશે અને ઉનાળો અનેક આફતોનો છડીદાર બની રહેશે. સવાલ એ છે કે દરેક ગામ અથવા શહેર આગમચેતી વાપરીને, તેમજ નબળાં વર્ષની તૈયારી કરીને જ હવે આ દિશામાં વિચારે અને આગળ વધે. ચોમાસું અનિયમિત અને અનિશ્ચિત બનતું જાય છે. કૃત્રિમ વરસાદની વાતો બહુ થાય છે અને તેમાં આ વર્ષે બનાસકાંઠા–સાબરકાંઠાને આવરી લેવાનું સંભળાય છે. સમુદ્રનાં ખારાં પાણીને મીઠાં કરવાનો વિજ્ઞાનનો પ્રયત્ન ચાલુ જ છે. માનવી ચંદ્ર સુધી પહોંચી શકવા સમર્થ છે અને ભાંગેલા તૂટેલા એપોલો ૧૩માં બેસીને ચંદ્રથી પૃથ્વી ઉપર આવી શકે છે. પરંતુ અષાઢની કાળી વાદળીઓમાંથી અમૃતધારા વરસાવવાનું કે સમુદ્રના પાણીની ખારાશ દૂર કરવાનું તેને માટે શક્ય બનતું નથી તે અજબ ઘટના છે. ચોમાસું આવશે–ઠેકઠેકાણે નદીઓ જલપ્રલય કરશે–બેચાર દિવસ બધું જળબંબાકાર બનશે; મહી, સાબરમતી, તાપી, નર્મદા, વિશ્વામિત્રી, ભાદર, ઓઝત જાણે સાગરનું સ્વરૂપ ધારણ કરશે. પરંતુ આ તો થોડા દિવસો માટે જ. ભાદ્રપદ બેસતાં જ નદીઓનાં નીર અદૃશ્ય થઈ જશે. શિયાળામાં તો કૂવાઓ અને જમીનના તળમાં પણ પાણીનું પ્રમાણ ઘટી જશે. ઉનાળો બેસતાં જ ફરિયાદોની વણઝાર શરૂ થઈ જશે– ગામેગામ પાણીનો પોકાર ઊઠશે! પનિહારીઓની બેડાકૂચ શરૂ થશે. એક ડોલ અથવા એક બેડું પાણી જાણે કુબેરના ભંડારની અણમોલ ભેટ લાગશે! પાણી જાણે કે ક્યાંય નથી અને કોઈનામાં નથી!

## ગુરુદક્ષિણા

આજકાલના એકલવ્યો વિદ્યાભ્યાસ અને જ્ઞાન પ્રાપ્ત કરવામાં અનોખી છટા દર્શાવતા હોય છે. કોઈ પોતાને ગુરુ માની બેસે એટલે એકલવ્યોએ આંગળા કાપીને ગુરુને ભેટ ધરવા એમ કોણે કહ્યું? ગુરુની વ્યાખ્યા શી? હવે પરીક્ષા કોઈ ગુરુ નથી લેતા પણ પેપર પદ્ધતિ હોવાથી, ' સુપરવાઇઝર 'ને નાતે પોતાને ગુરુ માની બેસના મહાનુભાવો શિષ્યો ઉપર રુઆબ છાંટીને પરાણે ગુરુપદનો સ્વીકાર કરાવે તો ગુરુદક્ષિણા શાની મળે? તાજેતરની પરીક્ષાઓમાં કેટલેક ઠેકાણેથી બૂમો ઊઠી છે જેમાં શિષ્યોએ ચોરી કરવામાં આડખીલી રૂપ બનતા ગુરુઓને મેથીપાક ચખાડયો હોય! એક જગ્યાએ તો પિસ્તોલનો ઉપયોગ થયો હતો. અન્યત્ર બેચાર શિષ્યોએ ગુરુને ઘેરી વળી દક્ષિણા જતી કરવા સમજાવ્યા હોવાનું કહેવાય છે. પરીક્ષામાં ચોરી ન કરવા દે તે ગુનો બનતો હોય તો શિષ્યને નપાસ કરે તે ગુરુની પરીક્ષકની આવતીકાલ ચિંતાનો વિષય બને છે. ગુરુ ઘણો સમય દેવ રહ્યો; હવે શિષ્યનો વારો ન આવે?

## ત્રીજું પગાર પંચ

કેન્દ્રિય કર્મચારીઓ માટે ત્રીજા પગારપંચની નિમણૂક થઈ છે પણ આવા પંચો કરી કરીને શું કરી શકે તે પણ વિચારવા જેવો પ્રશ્ન છે. લઘુતમ વેતનની વાતો કરીએ છીએ પણ તે લાગુ પાડવા સહેલ નથી. સરકારી તિજોરીમાં જે નાણાં આવે છે તે કર્મચારીઓને જ વહેંચી દેવાના હોય તો પગારપંચની કામગીરી હળવી બને. વળી મોંઘવારીના ધોરણ ઉપર અને આંક ઉપર પગારના દરો નક્કી કરવાના હોય છે. કામની ગુણવત્તા કદી ય જોવાતી નથી. રેલવે અથવા ટપાલતંત્ર સામે લોકોની ફરિયાદ અને કચવાટ કેટલાં છે તે માપવાનું યંત્ર પગારપંચ પાસે હોવા સંભવ નથી. કેન્દ્રની ભલામણો પાછળ રાજ્ય સરકારોને પણ ઘસડાવું પડે છે. વિકસતા દેશોના આર્થિક પ્રશ્નો જટીલ હોય છે અને તેમાં વિરોધાભાસો પણ ઘણા હોય છે. પગારપંચ એ તો લોકશાહી રાજતંત્રની એક રસમ છે. અને મજૂર યુનિયનોના દબાણનું પરિણામ છે. ખરી જરૂર તો દેશના અર્થકારણને પ્રચંડ વેગ આપી શકે– ભાવોની સપાટીને કાબૂમાં રાખી શકે અને જીવન જરૂરિયાતોની ચીજ વસ્તુઓના જુગારને અટકાવી શકે એવી કોઈ પ્રતિભા–અને એ ન હોય તો એવી કોઈ વ્યવસ્થાની



[ અનુ૦ પૃષ્ઠ ૮૮

# દર્દીની માવજત અને બાપુ

સંકલન : કેનુભાઈ વાઘેલા



( સાબરમતી આશ્રમના વિદ્યાર્થી અને દાંડી કૂચની પ્રથમ ટુકડીના સૈનિક શ્રી લાલજીભાઈ પરમારનાં આશ્રમજીવનનાં સંસ્મરણો : )

સને ૧૯૨ ની વાત છે તે વખતે હુ સાબરમતી આશ્રમમાં કુમાર મંદિરમાં ભણતો હતો. અમે સોમનાથ છાત્રાલયમાં મેડા ઉપર રહેતા હતા નીચેના ભાગમાં અમારા વર્ગો ચાલતા કુમારમંદિરમાં અભ્યાસ પુરો કર્યા પછી અમારે વિદ્યાપીઠમાં[1] જવું પડતુ.

મારી યાદ પ્રમાણે તે વખતે મોટા ભાગના વિદ્યાર્થીઓ[2] ગુજરાતના હતા

તે વખતે મારી ઉંમર ચૌદેક વર્ષની હશે. મને તાવ આવવો શરૂ થયો. આશ્રમમાં કોઈ માંદું પડે તો તેની માહિતી તરત જ બાપુને પહોંચાડવામાં આવતી મારી ખબર પણ તેમને પહોંચી બાપુએ બે ત્રણ દિવસ મારા તાવનું નિરીક્ષણ કર્યું. મારા ખોરાકમાં પ્રવાહી જ આપવાનું સૂચવ્યું ત્રીજા દિવસે મને ટાઈફોઈડ થયો છે તેમ જણાવ્યું.

મને અલગ ઓરડામાં રાખવામા આવ્યો મારા એક તહાધ્યાયી અને સોબતી ભાઈ જગુભાઈ સોલંકીને મારી તાત્કાલિક સારવાર માટે રોકવામાં આવ્યા તાવના ચડવા ઉતરવાની અને બીજી જરૂરી માહિતી અને પરિસ્થિતિની જાણ નવારે બપોરે અને સાંજે આપવાની કામગીરી બાપુએ તેમને સોંપી હતી, તે પ્રમાણે શ્રી. જગુભાઈ તાવ, ખોરાક, ઝાડો પેશાબ, વગેરેની માહિતી બાપુને જણાવી આવતા

જગુભાઈ આખો સમય મારા ઓરડામાં રહી મારી સારવાર કરતા હતા.

બાપુ સાંજે ફરવા નીકળે તે પહેલા માંદા આશ્રમવાસીઓની માહિતી તેમની પાસે પહોંચી જતી. બાપુ ફરવા જતાં પહેલાં કે પછી અમુક માંદાઓની મુલાકાત લેતા અને સૂચનાઓ આપતા.

મને લગભગ ૧૯–૨૦ દિવસ તાવ ચાલુ રહ્યો. સ્થિતિ ગંભીર થતા મારી છે તેવી ખબર બાપુને મળી જો કે મને આ ગંભીર માંદગી છે એવી જરા પણ જાણ પડી ન હતી

૨૦ મે દિવસે બાપુ થોડા વહેલા આવ્યા અને વધારે રોકાયા. આથી મને શંકા થઈ કે મને ગંભીર તાવ છે.

રોજના કરતાં તેમણે મને વધારે સમય સુધી તપાસ્યો. મારી નાડી જોઈ, પેટ તપાસ્યુ, જીભ જોઈ

1. ગુજરાત વિદ્યાપીઠ;
2. કુમાર મંદિરના વિદ્યાર્થીઓ.

તાવના ટેમ્પરેચરની નોંધ જોઈ, અને જગુભાઈને કહ્યું.

'આને ટેમ્પરેચર વધારે છે તો પછી માટીનાં પોતાં મૂકયાં હતાં કે નહિ?'

જગુભાઈએ જવાબ આપ્યો, 'બાપુ તે પોતાં મૂકવાની ના પાડે છે, અને મૂકવાનું કહું છું ત્યારે રકઝક કરે છે તેથી મૂકયાં નથી.'

બાપુએ કહ્યું, 'આ તો બરાબર ન કહેવાય. આ આપણી સારવારની ઉણપ છે, આપણને યોગ્ય લાગે તે પ્રમાણે કરવાનું, દર્દી કહે તે પ્રમાણે નહિ.'

પછી બાપુએ મને વહાલથી પૂછયું,

'કેમ લાલા, તું શા માટે માટીનાં પોતાં મૂકવા દેતો નથી તારે જલદી સાજા થવું છે ને? તું માંદો છે તેથી તારુ શરીર બગડે છે, ભણતર બગડે છે અને તુ સમજદાર થઈને કેમ ના પાડે છે? જગુ જે કઇ કરે છે તે તને જલદી સાજો થવા માટે કરે છે '

પછી મારા કપાળે હાથ ફેરવીને ખૂબ મમતાથી કહેવા લાગ્યા, 'તારે બાપાને[3] બોલાવવા છે? તને કોઈને મળવાની ઈચ્છા થાય છે? બાપાને તાર કરીને બોલાવું!'

બાપુ મારા મોઢાના ભાવ જોતા જાય, શરીર તપાસતા જાય અને કહેતા જાય.

પછી કહે, 'રોજ હુ તો આવુ છુ પણ સ્વજન આવે તો તને મઝા આવે '

મે કહ્યુ, 'બાપુ તમે તો રોજ આવો છો અને તેથી મને ખૂબ આનદ થાય છે આપ મારે મન પિતા સમાન છો, માટે મારા પિતાને બોલાવવાની મારી ઈચ્છા નથી. '

પછી સ્હેજ રોકાઈને મે કહ્યું, 'મને લાગે છે કે આપ કહો છો તે ઉપરથી મને વધારે તાવ છે '

બાપુએ મારી આંખોમાં સીધી નજર ઠેરવી મને કહ્યુ, 'ના, એવું કશુ નથી. આ તો તને સહેજ આનંદ આવે તેથી કહુ છું અને તેથી તારી ઈચ્છા હોય તો બાપાને બોલાવું.'

મેં કહ્યું, 'આપ મારે મન બાપથી પણ વિશેષ છો. આપનો ભાવ જોઇને મને મારા બાપાને બોલાવવાની જરૂર લાગતી નથી મારા બાપા આવશે તેથી મને કંઈ વધારે ફાયદો થવાનો નથી.'

બાપુ આ સાંભળીને ગંભીર થયા. મને ખૂબ ધ્યાનથી બાપુ સાંભળી રહ્યા હતા.

મેં તાવના જોરમાં કહી નાખ્યું. 'બાપુ, મારો દેહ આપની પાસે પડે તો મને તેની ચિંતા નથી, મને તેથી આનંદ થશે અને તેને હુ મારી ધન્ય ઘડી માનીશ. માટે આપ મારી કોઈ ચિંતા કરશો નહિ'

બાપુને આ સાંભળીને આનંદ થયો હોય તેમ મને લાગ્યુ. બાપુએ મને કહ્યું,

'એમ, તો તો તુ ખરો હિંમતબાજ! મને એમ થતુ હતું કે તું બિછાનામાં પડીને કંટાળતો હશે તેથી કોઈ આવે તો તને ગમશે'

પછી મને હિમત આપતાં કહે, 'તું એની ચિંતા ન કરીશ આ તો મુદતિયો તાવ છે તે મુદતે જશે જ.'

અને એક આગળી ઊંચી કરી હાથ હલાવતા હલાવતા કહેવા લાગ્યા, 'તો આજથી તું મારું કહ્યુ કરીશ ને ?'

મે હા કહી.

પછી કહે 'તો મે જગુને કહ્યું છે તે પ્રમાણે હવે કરવા દેજે.'

બાપુ લાંબો સમય રોકા । તેથી મને આનંદ થયો. તેમનો આટલો કિંમતી સમય લેતાં તે વખતે મને મઝા આવી

બાપુ ઝટ ઝટ ઊભા થયા અને વિદાય થયા.

× × ×

બીજા દિવસે વહેલી સવારે હુ ઉઘતો હતો ત્યારે બાપુ આવીને મને જોઈ ગયા અને માહિતી જાણી.

આ દિવસથી જ મારો તાવ ઓછો થવા

---

૩ લાલજીભાઈના પિતાજી કૃષ્ણદાસ પરમાર દાહોદના રહેવાસી

માંડયો, સાંજે બાપુ આવ્યા તબિયત જોઈ, શરીરને જીભ તપાસ્યા પછી કહેવા લાગ્યા, 'લાલા, આજે તો તુ ઘણો સારો દેખાય છે બહુ મઝાનુ થયુ' તારો તાવ જવા લાગ્યો છે'

બીજે દિવસે બાપુએ મારી બધી જવાબદારી ગંગાબહેન વૈદ્યને સોંપી અને મારા ખોરાક અંગે ઘટતી સૂચનાઓ આપી

સવારે મને દ્રાક્ષનો રસ અને લીંબુનું પાણી આપવામાં આવ્યુ

ગંગાબહેન મારા માથે વહાલસોયો હાથ ફેરવતાં જાય અને કહે, 'જો લાલજી, હુ તને આ મઝાનું શરબત આપુ છું તે ધીરે ધીરે પી.'

પછી કહે, 'આવુ શરબત તો અમને જોવા પણ નથી મળતુ'

આશ્રમમાં જ્યા સાદાઈનુ સામ્રાજ્ય હતુ ત્યા મારા જેવા નાના વિદ્યાર્થીને આવું મોંઘુ શરબત મળે તેવી વ્યવસ્થા થઈ હતી તે બાપુની દર્દી માટેની પ્રેમભરી કરુણાનું પરિણામ હતુ

ધીરે ધીરે હુ સાજો થતો ગયો મારી ભૂખ ઉઘડતી ગઈ

પાંચ સાત દિવસ ગંગાબહેનની સારવાર ચાલી. મે ભૂખ ખૂબ લાગે છે તેવી જાણ કરી. તેમણે મને કહ્યુ કે 'તુ બાપુની રજા મળવ તો તને કંઈ જમવાનુ આપી શકાય.'

રોજ સાંજે થોડુ ચાલવા બે ત્રણ દિવસથી બાપુએ મને સૂચના આપી હતી. હુ ધીરે ધીરે હૃદયકુંજમાં ગયો અને બાપુને પ્રણામ કર્યા

બાપુ મને જોઈને હસીને આનંદથી કહેવા લાગ્યા 'લાલા, હવે તુ બરાબર સાજો થવા માંડરો છે ભૂખ બરાબર લાગે છે ?'

મારે તો આ જ જોઈતુ હતુ મે તરત જ બાપુને પૂછ્યુ, 'બાપુ, હવે મારે જમવાનું ક્યારે?'

બાપુએ કહ્યુ, 'ગંગાબહેન શું કહે છે?' મે જવાબ આપ્યો, 'ગંગાબેન કહે છે કે હવે જમવાનું આપવામાં વાંધો નથી.'

બાપુએ રજા આપતાં કહ્યુ, 'ભલે તો તું કાલથી માંદાની પહેલી પંગતમાં મારી સામે જમવા બેસજે.'

× × ×

આશ્રમમાં ભોજન સમયે માંદાઓમાંથી જેમને જમવાની રજા મળી હોય તેમની લાઈન બાપુની સામે જમવા બેસતી જેમ જેમ સાજા થતા જાય તેમ તેમ તેમની જગ્યા પાછળની લાઈનમાં થતી જાય એ રીતે નવા ભોજન લેનારાઓને બાપુ સામે પહેલી પંગતમા બેસવુ પડતુ

હું થાળી વાટકો લોટો લઈને જમવા ગયો. બાપુ હજી જમવા આવ્યા ન હતા મારી સાથે બીજા થોડા જમનારા હતા તેથી મને એકલુ ન લાગ્યુ. બીજા માંદાઓ મારી ખબર પૂછવા લાગ્યા

બાપુ આવી ગયા. મારાઓ સિવારનાને પીર સાઈ ગયુ પ્રાર્થના થઈ માંદાઓને પીરસનારા બાપુની આજ્ઞાની રાહ જોઈ રહ્યા

માંદાઓને બાપુ કહે તે પ્રમાણે બીજાઓને પીરસાઈ રહ્યા પછી પીરસવામાં આવતું

બાપુએ મારી સામે જોઈને કહ્યુ, 'હાં લાલા, આજે તારો પહેલો નંબર છે. આજે તને એક જ રોટલી મળશે અને દાળનુ ગરમ (મોળુ) પાણી મળશે તારે તેમાં એ રોટલી ચાર પાંચ મિનિટ બોળવાની છે અને તે હુ જમી રહું ત્યાં સુધીમાં તારે ખાઈ રહેવાની છે'

પછી હસતા હસતા કહે, 'હુ ચાર રોટલી ખાઈ રહુ ત્યા સુધીમા તારે એક રોટલી પૂરી કરવાની છે'

બાપુની આજ્ઞાથી મને અર્ધો પ્યાલો મગનુ (મગની દાળનું) મોળુ ગરમ પાણી કારેલાના શાકનું થોડુ પાણી[૪] અને એક રોટલી આપવામાં આવી

---

૪ આશ્રમમાં કારેલાને પાણીમાં બાફીને ભોજનમાં આપવામાં આવતાં, અને તે પણ મરચા મીઠા વગર જ

મેં તેમાં રોટલી બોળી પાંચેક મિનિટ થઈ પછી બાપુએ કહ્યું, 'લાલા, હવે તું થોડું થોડું લઈને ખૂબ ધીરે ધીરે ચાવીને સંભાળીને ખા. મંગાબહેને રજા આપી છે તેથી આટલું જમવાનું તને મળે છે.'

પછી કહે, 'ધીરે ધીરે રોટલી ચાવી જઈને પછી દાળનું પાણી થોડુ થોડું લઈને મમરાવતો જા.'

બાપુ જમતા જાય અને મારી સામે જોતા જાય મેં ધીરે ધીરે ખાવા માંડયું. બાપુને તે ગમ્યું અને કહેવા લાગ્યા, 'હાં, બરાબર છે.'

મને ઘણા વખત પછી જમવાનું મળ્યું તેથી ઝટ ખાઈ લેવાનું મન થાય પણ બાપુ સામે જ બેઠેલા તે ઉતાવળ શી રીતે થાય ?

બાપુ ખાતા જાય અને મારી સામે જોતા જાય. મારુ મોઢું ઉતરી ગયુ હતું. મને થયું કે ઘણા વખતે મને જમવા બેનાડયો અને એક જ રોટલી મળી વળી મારા સોબતીઓએ[૫] બાપુની નજર ચૂકવી મને અંગૂઠો બનાવી મારી મશ્કરી કરવા લાગ્યા કે લે, એક જ રોટલી મળી ને ?

હુ જમતા જમતાં બાજુ પર નજર ફેરવતો હતો તેથી બાપુને કાંઈ કુતૂહલ થયું. તેમણે નજર ફેરવીને મારા સાથીદારો કયાં બેઠા છે ને શુ થઈ રહ્યુ છે તે જોઈ લીધું.

બાપુએ સહેજ ખીચડી આપવાની આજ્ઞા કરી હું દશ બાર રોટલી ઝાપટી જનારો અને મને આમ એક જ રોટલી મળે પછી મારા મિત્રોને હસવું જ આવે ને ?

હું જમીને ઊઠયો. બાપુ જમી રહ્યા હતા. તેમણે મને કહ્યુ 'લાલા, હવે તને રોજ થોડી થોડી વધારે રોટલી મળશે.' અને મને રોજ અર્ધી રોટલી વધારે મળતી ગઈ.

ભોજન થઈ રહ્યા પછી વાસણ માંજવા બેઠો ત્યારે પણ મારા મિત્રો મારી ઠેકડી ઉડાવતા હતા.

આખરે મને બીજે બેસવાની રજા મળી ત્યાં સુધી બાપુની સતર્ક નજર તળે મારી ભારે કસોટી થઈ.

પીરસનાર આવે એટલે બાપુ કહે, 'આજે લાલાને દોઢ રોટલી; આજે બે રોટલી.'

ત્રણ ચાર દિવસ પછી ભોજન બાદ મેં બાપુની થાળી માંજવા માટે લેવા માંડી. બાપુ પોતાની થાળી જાતે જ માંજતા પણ કોઈ વાર અમારામાંથી કોઈને તે માંજવાનો લહાવો મળતો.

બાપુએ મારા ખભે હાથ ફેરવતાં કહ્યું, 'આજે નહિ ત્રણ ચાર દિવસ પછી લેજે.'

અને હું બાપુની અપાર સાવચેતીભરી અને પ્રેમભરી સુશ્રુષાને કારણે સાજો થયો.

---

૫. રસિક ગાંધી, પૃથુરાજ આશર, મહાવીર વગેરે.

●

## દ્વિપત્ની

રશિયાના મહાન લેખક એન્ટોન ચેખોવની માંદગી એના જીવન સાથે જ જડાઈ ગયેલી. 'અસહ્ય વેદના વેઠે પણ ઊંહ્ ન ઉચ્ચારે! માંદગીને પણ એણે હસતાં હસતાં સહી લીધેલી, એટલે જ મહર્ષિ ટોલ્સ્ટોયે એને એક અદ્ભુત પુરુષ કહ્યો છે

ચેખોવે પોતાની માંદગી સંબંધમાં પોતાની નોંધપોથીમાં એક સ્થળે વિનોદપૂર્વક લખ્યું છે: દવા એ મારી કાયદેસરની પત્ની છે, અને સાહિત્ય એ મારી પ્રેમિકા છે. જ્યારે હું એકથી કંટાળી જાઉં છું ત્યારે બીજી સાથે જીવન પસાર કરું છું....જો કે આથી જીવનમાં અવ્યવસ્થા વ્યાપે છે આમ છતાં જીવન સાવ ફિક્કું નથી.... ઉપરાંતમાં મારી આ બેવફાઈથી બેમાંથી એકને પણ કાંઈ ગુમાવવું પડતું નથી!'

# બટકણું દામ્પત્યજીવન

રોહિણી શાહ

લગ્નોત્સવિયાં જ્યારે લગ્ન કરે છે ત્યારે એમને ભાગ્યે જ ખ્યાલ હોય છે કે લગ્નજીવન કાચ જેવું કેટલું બધું બટકણું છે! લગ્નજીવનને બહુ જતનથી સંભાળવાનું હોય છે, અહોનિશ કાળજી લઈને પોષવાનું હોય છે એનો ઉલ્લાસ ટકી રહે–વધતો રહે તે માટે સતત સાવધાન રહેવાનું હોય છે નવપરિણીતોએ હંમેશ સમજવાનું છે કે તેઓની જિંદગીમાં લગ્ન જેવું બીજું કોઈ અણમોલ રત્ન નથી અને એ ખંડિત બને એવું લેશ ન બનવું જોઈએ પોતાનું લગ્નજીવન કેવી રીતે સુખરૂપ નીવડયું એ સંબંધમાં એક બાઈ કેટલાંક સૂચનો નોંધે છે, જે સામાન્ય લગ્નજીવનને ઉપયોગી થાય તેવાં છે

૧. દાંપત્યસુખનો મુખ્ય આધાર નાની નાની અંગત બાબતોમાં પતિપત્નીએ પરસ્પર સમાધાનવૃત્તિ કેળવવા ઉપર રહ્યો છે મારા પતિ દંતમંજનની શીશીનું ઢાંકણું બંધ કરતા હંમેશ ભૂલી જતા આ વાત નજીવી છે, પણ તેની મને ચીડ ચડતી મેં આ વાત એમને સમજાવી ત્યારથી હવે એ શીશીનું ઢાંકણું બરાબર બંધ કરતા થયા છે અને ક્યારેક તો એ ઢાંકણું એટલું તો સખત બંધ કરી દે છે કે તોબા! આવી સરખી સમાધાનવૃત્તિ એ અમારા જીવનની મોટી બાબતોની સમાધાન વૃત્તિ દ્યોતક બની રહે છે અમારું લગ્નજીવન આ કારણે સ્નેહસભર અને આનંદમય થયું છે

૨ બીજી બાબત આ છે કે એકમેકના સ્વાયત્ત જીવનને સન્માનીએ છીએ. એમને મારા શયનખંડમાં આવવું હોય ત્યારે તે બારણે ટકોરા કરીને જ દાખલ થાય છે આ નિયમનું પાલન હું પણ કરું છું એમના સરનામાનો પત્ર હું ફોડતી નથી અને તેઓ મારો કાગળ ફોડતા નથી અમે સમજીએ છીએ કે એકબીજાનો કાગળ અમે ફોડીએ તો તેમાં ખાસ હરકત સરખું તો નથી જ અમે એમ નથી માનતા કે સ્ત્રી–પુરુષના જુદા જુદા ખંડ હોવા જોઈએ કે બંનેની પ્રવૃત્તિઓ અને વિનોદો જુદા હોવાં જોઈએ, પરંતુ પરસ્પરના વિચારો અને કાર્યોના વ્યક્તિત્વને અમે પૂરી રીતે સન્માનવાનું યોગ્ય સમજીએ છીએ

મારા પતિ મોડા આવવાના હોય તો તે મને કહી જાય છે અથવા કહેવરાવી દે છે, અને હું પણ એમ જ કરું છું એટલે અમારે એ બાબતની અચોક્કસતા કે ચિંતા રહેતી નથી એમના બધા જ મિત્રો મને ગમે છે એવું નથી અને મારા કેટલાક એમને ગમતા નથી પરંતુ ખાસ કારણ વગર અમે એકમેકના મિત્રોની સોબતમાં કરી કંટાળો પેદા કરતા નથી અમારા દાંપત્યના સુખ–સંબંધ કરતાં બાહ્ય મૈત્રી કાંઈ વધુ ન હોય એમ સમજીએ છીએ અમો બેમાંથી કોઈને બીજા વિશે કાંઈ લાગી આવે તો પહેલી તકે શાંતિથી વાત કરીને સમજૂતીનો માર્ગ કાઢી લઈએ છીએ

મને હંમેશાં લાગ્યું છે કે સહજીવનની મુશ્કેલીઓ ટાળવાનો એક જ ઉપાય છે અને તે પરસ્પરની સમજૂતી કરવાની વૃત્તિ પોતાના સ્વાર્થમાં જ આનંદ ન પામતાં પોતાના સાથીના આનંદની સંભાળ વધુ લેવા હોંશિયાર રહેવું જોઈએ આનો અર્થ એ નથી કે દંપતીમાંના એકે બીજાને સારુ કોઈ 'બલિદાન' કે 'આત્મભોગ' આપવાનો છે 'બલિદાન'માં તો જાણે હોમાઈ જવાનો ખ્યાલ વધુ રહે અને લગ્નજીવનમાં એવું ખાસ છે નહિ, આવો ખ્યાલ તદ્દન ખોટો છે એમ તમને પણ સહેજ વિચારતાં સમજાઈ જશે

૩ લગ્નજીવનમાં અમુક ક્ષેત્રમાં સ્ત્રી કે પુરુષ આગળ પડતો ભાગ ભજવે એ શક્ય છે, શક્ય છે–જરૂરી પણ છે આર્થિક ક્ષેત્રમાં પુરુષ આગળ

પડતો રહે અને નાતજાતનાં વ્યવહારમાં એ આગળ પડતું કામ કરે; પરંતુ આ બધાં ક્ષેત્રો એક જ દાંપત્ય જીવનનાં અંગ છે અને દરેક બીજામાં ભળેલું છે. તદ્દન અલગ કે સ્વતંત્ર એક પણ નથી. એટલે એ બધાં ક્ષેત્રોમાં એક બીજાની સલાહ લેવી ઘટે; એમાં જો મતભેદ હોય તો તે રીસ કે ગુસ્સાથી નહિ, પણ શાંતિથી રજૂ કરવા જોઈએ. લગ્નજીવનમાં આવી ઉપરવાદીના કંકાસ ક્યારેક મોટું રૂપ ધારણ કરે છે.

૪. કુંવારા માણસો પોતે કમાય અને પોતે ખર્ચે, મરજી મુજબ વર્તે એ કુદરતી છે, પણ મોટાં થઈ જ્યારે તેઓ પરણે ત્યારે નાણાંની ખેંચનાણમાં દુઃખી દુઃખી થઈ જાય. ક્યારેક તો માથે દુ[illegible]ના ઝાડ ઊગે ત્યારે દાંપત્ય પ્રેમ જોખમાઈ [illegible] અને વૈમનસ્ય પણ જાગી પડે. આનો ઉપાય [illegible] જ છે અને તે વ્યવહારુ ધોરણનો સ્વીકાર. [illegible]ક જાવકનું અંદાજપત્ર તૈયાર કરી તેને શક્ય [illegible] તે વળગી રહેવા દરેકે ધ્યાન રાખવું જોઈએ. અમે [illegible]મારા બંનેનાં નામ ઉપર બેન્કમાં ખાતું ખોલા[illegible] છે. અમારી બધી બચત અમે તેમાં જમા [illegible]ીએ છીએ. ખર્ચનો હિસાબ હું સંભાળું છું. [illegible] બધાં બિલ ચૂકતે કરું છું. દર માસની ૧૦મી તારીખે અમે બેસીને સિલક મેળવીએ છીએ. અને નવા ખર્ચનો અંદાજ આંકીએ છીએ. મોજની ખાતર સિનેમામાં એક વાર કે બે વાર જઈ શકીએ એમ છીએ કે મુદ્દલ જઈ શકીએ એમ નથી એમ મહિનાનો વિવિધ કાર્યક્રમ મુકરર કરીએ છીએ. વીમાનું લવાજમ ભરવાનું હોય તેની ત્રેવડ કરીએ છીએ અને અમારી નાણાંવિષયક પરિસ્થિતિઓનો ચોખ્ખો ખ્યાલ મેળવીએ છીએ. આમ ઓછીવત્તી આવકમાં પણ અમે અમારું દાંપત્ય જીવન સુખરૂપ ચલાવીએ છીએ.

૫. અમારા બેની બાબતમાં ત્રીજાને વચ્ચે આવવા ન દેવું, એ નિયમ અમે બંને ચુસ્તપણે પાળીએ છીએ. ત્રીજું માણસ બહુ મદદગાર બની શકે એમ પણ અમે માનતા નથી. અમારાં બાળકો, માતાપિતાઓ અને મિત્રો સંબંધે વાતચીત કરીએ ખરા; પણ પા[illegible] કરતા નથી. બાળકો સંબંધમાં પણ [illegible]રે તેઓ ઊંઘી જાય ત્યારે જ ચર્ચા કરીએ [illegible] તો બાળકો સંમુખ અમે હમેશ એ[illegible] [illegible]કમત રહીએ છીએ. શિસ્તની એક [illegible] હાથ પર લે ત્યારે બીજું એમાં [illegible] નથી.

૬. [illegible] નાની બાબતો છે, પરંતુ ખરેખર [illegible] છે, એમ મારા આ સૂચનો પરથી [illegible], પરંતુ પ્રેમી દંપતીઓ વચ્ચે પ્રેમનું જે ચમત્કારિક રસાયન રહે છે તે તો મૂલગત વિષય છે અને તે બાબતનો ઉલ્લેખ સુદ્ધાં મેં આમાં કર્યો નથી, તેનું કારણ તો એ છે કે એ રસાયનના રહસ્યને શબ્દમાં ઉતારી શકાય એમ નથી, પણ અમે બંને સમજીએ છીએ કે એ રસાયન સતત રહ્યું છે અને તે જ અમારા દાંપત્યને તાજું અને નવું રાખે છે. નાની નાની વાતોમાં રસ પેદા કરનારું તત્ત્વ તે જ છે; અને આખા જગતમાં એને તોલે આવે એવું બીજું કંઈ જ નથી.



એક વખત એક હરણનું જોડું ખૂબ તરસ્યું થયું. તે બંને ખૂબ રખડયાં. છેવટે એક નાનો ઝરા આગળ આવ્યાં. પરંતુ ઝરામાં ફક્ત એક જ જણ પી શકે એટલું પાણી હતું. બંને પાણી પીતા નથી. હરણે વિચાર કર્યો. "હું મરણ પામું અને આ બિચારી હરણી જીવે તો સારું" હરણીએ વિચાર્યું: "મારો પ્રિયતમ જીવે તો સારું, મારે જીવીને શું કરવું છે!" આમ બંનેએ એક બીજા તરફ ટગર ટગર જોયાં જ કર્યું. કોઈ પાણી પીતું નથી. છેવટે અતિશય તરસને લીધે બંને મૃત્યુને શરણે થયાં.

# સમર્પણની સાધના

કનૈયાલાલ વ્રજલાલ વાઘાણી

તેનું નામ હતું શ્રુતાવતી, એ હતી મહર્ષિ ભારદ્વાજની સ્નેહમયી કન્યા.

શ્રુતાવતીમાં રૂપ હતું, લાવણ્ય હતું અને મનમોહક યૌવનની પમરાટ હતી. મૃગાક્ષી મદભર નવયૌવના હતી. એણે પોતાના પ્રેમાસ્પદને ચરણે પોતાનું સર્વસ્વ મનથી જ અર્પણ કર્યું હતું.

શ્રુતાવતી આશ્રમમાં સમિધ એકત્ર કરી રહી હતી. યજ્ઞની ધુમ્રશિખાથી એના મનોહર કલેવરની આભા પ્રણયમયી દેદીપ્યમાન બની રહી હતી.

"શ્રુતાવતી ? ધન્ય છે તને. તું તો મહર્ષિ ભારદ્વાજના તપ અને તેજની સ્નેહમયી લાવણ્યમયી કૃતિ છો. શ્રુતાવતી ! તું કેવી પાવનકારી છો ?"

શ્રુતાવતીએ પાછું વળી જોયું તો મહર્ષિ વશિષ્ઠને જોયા. શ્રુતાવતીએ વંદન કરીને કહ્યું.

"પ્રભુ ! હું આપની શી સેવા કરું ? દેવ ! મેં તો મારું હૃદય દેવાધિપતિ ઇન્દ્રને ચરણે સમર્પણ કર્યું છે. મારો સંકલ્પ છે કે મારું લગ્ન ઇન્દ્ર સાથે જ થાય.

"શ્રુતાવતી ! હું તારી તપ શક્તિને પીછાની શકું છું. સર્વેશ્વર તારી મનોકામના પૂર્ણ કરશે."

"મહર્ષિ ! આપની પરમ કૃપા પરન્તુ આપ ફરમાવો કે હું આપની શી સેવા કરું ?"

"દેવી ! મારા માટે ... પાંચ બદરીફળ પકાવી આપ. આટલી સેવા ... ..." મુનીવર્યે પાંચ બદરીફળ શ્રુતાવતીને ... ... કહ્યું

શ્રુતાવતીએ પાંચ ... ... લીધા અને પકાવવા માટે પર્ણકુટીમા ગઇ.

ઇન્ધન મુકી આગ ... ... ધીમે ધીમે અગ્નિની જ્વાલાઓ તે ... ... ઉપર વાસણમાં એ બદરીફળો શ્રુતાવતી પકવી રહી હતી.

અગ્નિની આંચ ખૂબ તેજ હતી. લાંબો સમય થવા છતાં એ બદરીફળો પાકતા ન હતા. શ્રુતાવતી અધીરી બની વારંવાર એ બદરીફળોને દબાવી જોતી પણ એ ફળો એવાને એવા કડક જ રહ્યાં હતાં.

લાંબો સમય વીતી જવા છતાં ફળો પકવાના ન હતા એથી શ્રુતાવતી મુંઝાણી. શ્રુતાવતી વિચારવા લાગી.

"અગ્નિ આટલો તેજ છે, મધ્યાહ્ન થઇ ગયો છે આટલા સમયમાં ફળો ન પકવી શકી તો મહર્ષિ મારા માટે શું ધારશે ?"

ઇન્ધન પણ હવે ખલાસ હતા. અગ્નિની જ્વાલા પણ હવે મંદ પડી જવા આવી હતી. શ્રુતાવતીની મથામણનો પાર ન હતો.

"તપ એ ભગવાનની પૂજા છે. તપોબળથી મહાન સિદ્ધિ મળે છે. ઇન્ધન ખલાસ છે. અત્યારે ગોતવા જાઉં તો સમય લાગે. કોઇપણ ભોગે બદરી-



ફળ પકાવવા જ જોઈએ. ' કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ ' શ્રુતાવતીએ આવો વિચાર કરી ઈન્ધનને બદલે પોતાનો પગ મુકી અગ્નિને જલતો રાખવા વિચાર કર્યો.

શ્રુતાવતીને ડર હતો કે મહર્ષિનું આટલું કાર્ય ન થાય તો શ્રાપ આપે તો પોતાના આરાધ્યદેવ ઇન્દ્રને ન મેળવી શકે.

શ્રુતાવતીએ ઇન્ધનને બદલે પોતાનો પગ ચુલાના અગ્નિને સતેજ કરવા અગ્નિ ઉપર મુકી દીધો

પરંતુ શ્રુતાવતીએ પોતાનો પગ ચુલાના અગ્નિ ઉપર મુક્યો તો પણ તેના પગને અગ્નિની જ્વાલાની આંચ જરા પણ ન લાગી નદીના શીતળ નીરમા પગ મુક્યો હોય એવી ઠંડક લાગી શ્રુતાવતી તો ઉદ્દેશ્યની સિદ્ધિ માટે તપ કરી રહી હતી.

બરોબર આ ક્ષણે શ્રુતાવતીની સામે એક દિવ્ય પુરુષ આવી ઊભો રહ્યો. તેના માથા ઉપર સુવર્ણનો હીરાજડિત મુગટ હતો, કાનમાં હીરાજડિત કુંડલ હતા, વસ્ત્ર પરિધાન દિવ્ય હતું મંદમંદ પવનની લહેરથી ખભા ઉપરનું રેશમી વસ્ત્ર ફરફરી રહ્યું હતું.

"દેવી! ધન્ય છે તને. હું તારી તપશ્ચર્યાથી પ્રસન્ન થયો છું. દેવી, હું તારી આકરી કસોટી કરી રહ્યો હતો." આવનાર દિવ્ય પુરુષે શ્રુતાવતીને કહ્યું.

"દેવ! આપના ચરણોમાં વંદના."

"દેવી! મેં મહર્ષિ વશિષ્ઠનું રૂપ ધારણ કરીને તારી આવી આકરી કસોટી કરી. દેવી! આ માટે મને ક્ષમા કર. શ્રુતાવતી! જેનું તું આરાધન કરી રહી છો એ ઇન્દ્ર હું છુ. દેવી! આ દેહ છોડીને તું ઇન્દ્રલોકમાં મારી સાથે મારી અર્ધાંગના બની રહે. હુ તને મારી અર્ધાંગના તરીકે સ્વીકારું છું."

શ્રુતાવતી તો અપલક આંખે જોઇ રહી હતી



તારા સાન્નિધ્યમાં બેસવા માટેની હુ જરા છૂટ માગુ છુ, હાથમાં રહેલું કામ તો પછી પૂરું થશે.

તારા દૃષ્ટિપથથી દૂર જતાં જ, મારુ અંતર પોતાની શાંતિ ખોઇ બેસે છે, પોતાનો આરામ ગુમાવી દે છે. તારી નજર બહારનું મારુ દરેક કામ, જાણે એક રસહીન, છેડો ન આવે તેવી મજૂરી હોય— અને કોઇ અનંત સાગરને ઉલેચવાનુ વ્યર્થ વતરું હુ લઇને બેઠો હોઉં, તેવુ બની રહે છે!

એટલે જ હે મારા સ્વામી! તારા સાન્નિધ્યમાં હુ થોડી વાર બેસવા માગું છુ.

હાથમાં રહેલુ કામ તો પછી થઈ રહેશે!

આજે જ મારી બારી પાસે ગ્રીષ્મ ઋતુની પવનલેરખી, પોતાનાં રુદન અને કલરવ લઈને આવી હતી અને પુષ્પોના રાજદરબારમાં કાવ્યગુંજન કરવા માટે સંગીતમર્મજ્ઞ ભ્રમરો પણ આવ્યા હતા.

એટલે જ મને લાગ્યુ કે કામ તો પછી થશે, પણ હાલે અનંતની હાજરી સૂચવતો આ દરયો ફરીને જોવા નહિ મળે! તારા સાન્નિધ્યમાં, શાન્તિથી સન્મુખ બેસવાનો આ અવસર છે. શાંત, ભરી ભરી આ આરામપળોમાં જીવન–સમર્પણનુ ગીત ગાઇ લેવાનો સમો છે

"ગીતાંજલિ" ભાવાનુવાદ : ધૂમકેતુ

# સમર્પણ ભાવ

પ્રકાશ ગજ્જર

એક ભાઈને ખૂબ જ મહત્ત્વના કામે અરબસ્તાનના રણની અધવચ્ચે જવાનું હતું ત્યાંના એક રણદ્વીપમાં આસપાસના વગદાર શેખોની એક સભા બોલાવવામાં આવી હતી લશ્કરી આયોજનની દૃષ્ટિએ એ સભા ખૂબ જ મહત્ત્વની હતી અને આ ભાઈને નિશ્ચિત સમયમર્યાદામાં ત્યાં પહોંચી જવાનું હતું.

રણકાંઠાના લશ્કરી કેમ્પમાંથી એમને એક ખાસ જીપ આપવામાં આવી એ વખતે હજી હેલીકોપ્ટરો આટલા વિપુલ પ્રમાણમાં નહીં અને રહસ્યમયતાની દૃષ્ટિયી હેલીકોપ્ટર લઈ જવાનું યોગ્ય પણ નહોતું. એટલે ખાસ તૈયાર કરવામાં આવેલી પણ સાદી લશ્કરી જીપની સગવડ કરવામાં આવી હતી રણમાં રસ્તો ન ભૂલી જવાય એટલા માટે ચાર આરબ ભોમિયાઓને પણ એમની સાથે મોકલવામાં આવ્યા લગભગ ચુંવાળીસ માઈલ જેટલો રસ્તો કાપવાનો હતો પાંચે જણા બરાબર તૈયાર થઈને ઉપડયા રસ્તો ઝપાટાબંધ કપાવા માંડયો

ત્યાં આગળના ભાગમાં ભયંકર અવાજ થયો. જીપ ઊભી પડતાં પડતાં રહી ગઈ ઊતરીને જુએ છે તો આગળનું પૈડું એક તસુય આગળ ચાલી શકે તેમ રહ્યું નહોતું, કારણ કે એની ટયુબ ફાટી ગઈ હતી

સદ્‌ભાગ્યે વધારાનું એક તૈયાર પૈડું સાથે હતું આરબ ભોમિયાઓને આ બાબતમાં કશી ગમ પડે નહીં એટલે એ તો ચારે જણા જીપના છાંયામાં આરામથી બેઠા ને પેલા લશ્કરી અધિકારીએ પૈડું બદલવાની વિધિ શરૂ કરી અગ્યા કલાકે માંડ પાર આવ્યો, જીપ ફરી ચાલુ કરી ને અરધો માઈલ પણ વટાવે એ પહેલા તો પાછળનું પૈડું બેસી ગયું

હજી તો અઢાર માઈલ કાપવાના બાકી હતા. ચારે બાજુ રેતીના પથારા વિના બીજું કાંઈ દેખાતું નહોતું સૂરજ ઊંચે ચઢી ચૂકયો હતો. આવા બેકાર રણમાં નવું પૈડું લાવવું કયાંથી? અધિકારીની ચિંતાઓનો પાર ન રહ્યો ને એણે પેલા ચાર આરબોને ખૂબ જ શાંતિથી કાવો પીતા જોયા ત્યારે તો એ ચિંતા ચીડમાં જ પલટાઈ ગઈ એ પૂરા કંટાળાથી બોલી ઊઠયો:

"તમને લોકોને કાંઈ નથી થતું?"

"ના" મોવડી આરબે ખૂબ જ શાંતિથી જવાબ આપ્યો

"પણ આપણી દશા તો જુઓ?"

"મકતુબ," પેલાએ એ જ મસ્ત અદાથી કાવો પીતાં જવાબ આપ્યો

"મકતુબ? એ વળી શું છે?"

"મકતુબ એટલે 'એમ લખેલું જ હતું' આપણે આમ રણમાં અટવાઈ પડવાનું લખેલું હશે પછી દુઃખી થઈ જવાનો અર્થ શો? આવો, તમે પણ કાવો પીઓ," બીજા આરબે વિગતે જવાબ આપ્યો.

પણ લશ્કરી અધિકારી અત્યારે કયાં કાવો પીવાના મૂડમાં હતો! આવા જડ માણસોના પનારે પોતાને પડવું પડયું એ માટે પોતાના ભાગ્યને શાપ આપતો એ મૂઢ બનીને રણ તરફ જોઈ રહ્યો એની ચિંતાઓનો પાર નહોતો પણ એના જ જેટલી વિષમ પરિસ્થિતિમાં ફસાઈ ગયેલા પેલા આરબો એ જ વખતે નચિંત મને કાવો પીતા પીતાં ખુદાતાલાની કરામત ઉપર વિચાર કરતા ગુંજી રહ્યા હતા - 'મકતુબ પરવરદિગારે આવું જ લખ્યું હતું'

આ આરબોના આવા દૃષ્ટિકોણમાં આપણને પૂરી જડતા દેખાય એમ પણ બને પણ એ રણમાં એમ જ માથાં પછાડયે શું વળવાનું હતું? મસ્તક પછાડવાથી ટયુબટાયર બરાબર થઈ જાય તો

સમજ્યા. પણ આપણે જાણીએ છીએ કે એનાથી તો આપણને ઘા થાય, વાગે, બેભાન થઈ જવાય. અશકન બની રહેવાય એટલું જ. એવી માથાપછાડ કોઈ પ્રશ્નોને ઓછા જ ઉકેલી આપે છે.?

આ ભાગેડુવાદ, અંધદૃષ્ટિ, Resignation છે એમ રખે માની લઈએ. પુરુષાર્થના હલેસાં મૂકી દઈને ભાગ્યના ખોળે માથું મૂકીને સૂઈ જવું એવો અભિપ્રાય નથી જ. બિશપને કહ્યું છે : ' રસ્તામાં ચાલતાં ઠેસ વાગે તો એ નાના પથરાને ઉપાડીને ફેંકી દઈએ એ તો જાણે સમજ્યા. પણ આકાશમાં ઉડતી વખતે એકાદો તારો કે ગ્રહ ભટકાઈ પડે તો એને પણ ફંગોળી દેવાના કે ? '

દુનિયામાં પ્રાર્થનાઓ તો ઘણી જાતની છે. પણ એક એવી પ્રાર્થના પણ છે કે જે હરહંમેશ, સર્વ કાળે, તમામ પરિસ્થિતિઓમાં ઉપયોગમાં આવે એવી છે ઈશુની એ વિશ્વવિખ્યાત પ્રાર્થના આ રહી :

' O Lord Let thy wish be done, not mine '

હે નાથ ! તારી જ ઈચ્છા પ્રમાણે થાઓ. મારી ઈચ્છા પ્રમાણે નહીં.' આપણી તમામ ઈચ્છાઓ રજૂ કરી ચૂકયા હોઈએ, નાસીપાસ થયા હોઈએ અને નેવું વર્ષની વૃદ્ધા જેમ બ્રહ્મચર્ય-પાલનનો સંકલ્પ કરે એ રીતે ' તારી ઈચ્છા ' વળું ગાણું ગાવું એને સમર્પણની પ્રાર્થના નહીં કહી શકાય.

આપણા હાસ્યલેખક જ્યોતીન્દ્ર દવેએ ક્યાંક લખ્યું છે ને કે ' પછી એ માણસથી હિંસા ન થઈ જાય એટલે મેં ત્યાંથી ચાલતી પકડી ! ' ખરે-ખર, પેલા બિચારાને હિંસાના પાપમાંથી બચાવી લેવા મહાન ત્યાગ કર્યો કહેવાય આ તો ! ' મારી ઈચ્છાઓનું ઠેકાણું પડતું નથી. એટલે થાકીને તારી ઈચ્છાને વશ થાઉં છું ' આવો ભાવ જો આપણી સમર્પણની પ્રાર્થનામાંથી પ્રગટતો હોય તો એ બોદો રણકારો આપણે કેવા માટીપગા છીએ એનો બોલતો પુરાવો જ ગણાય.

'Negro spirituals' એ વર્તમાન અમેરીકી સમાજમાં ખૂબ જ જાણીતાં બનવા માંડેલાં હબસીઓનાં તળપદાં ભજનોમાં એક ખૂબ જ જાણીતાં ભજનમાં આ લીટી વારંવાર આવે છે : 'He is my boatman, really ! —એ મારો નાવિક છે, ખરે જ નાવિક છે.' એ અનામી ભાવુક ભક્ત આ ભજનમાં સરળ શબ્દોમાં આગળ કહે છે કે ' તું જ હલેસે ને સુકાને બેઠો છે. તું જ મોજાંમાં છે, તું જ કિનારે અને મઝધારે છે. તું જ... તું જ... તું જ મારો નાવિક છે. પછી મને ચિંતા શાની ? તું ...જ તું....જ મારો નાવિક.' આ સરળ ને સાચકડા હૃદયના સમર્પણનો રણકાર ! એક રાતના બસો રૂપિયા ને દસ ભજન એ હિસાબે કૉન્ટ્રાક્ટ કરનારા ને પછી સાજનમાજનના ટોળા સાથે રાંપૂરા, ... ટ્વિસ્ટ કે રૉક ઍન્ડ રોલને પણ શરમાવે એવાં નૃત્યો સાથે 'એક તેરા સહારા' ના ફીલ્મી તરાનાનાં ભંગાર ભજનો ગાનારા ભક્તિના વરવા વેપારીઓને આ સમર્પણ ભાવનાનો સ્વપ્નેય પરિચય થવાનો ખરો કે ?

ભાગવત કથા વંચાતી હોય, રાધાની ભક્તિ અને સમર્પણશીલતાનો પ્રસંગ ચાલતો હોય, વ્યાસજીની બંધ આંખે ચોધાર આંસુ વહેતાં હોય-ને એવા પાવન સમયે પણ હમણાં જ આવેલા શેઠજીએ પોથી પાસે શું મૂક્યું એ ચૂંચી આંખે જોઈ લેવાતું હોય — ઓ નારાયણ ! આમાં રાધાની ધારા ક્યાં ? ભક્તિની ભીનાશ ક્યાં ? સમર્પણની સૌરભ ક્યાં ? બૂ ...બૂ .... બૂ ... બધે જ એ સાંસારિક અને ભૌતિક માયા જાળની બૂ. એમાંથી સાચી શ્રદ્ધા અને સમર્પણ ભાવનો સંગમ કેમ કરીને જોવા મળે ?

હું અહીં જે વાત કરવા માગું છું તે સ્વાર્થજન્ય સમર્પણભાવની બનાવટની નહીં, પણ સાચી સમજભરી શ્રદ્ધામાંથી સઘનરૂપે સર્જાયેલી સમર્પણશીલતાની.

શિયાળામાં જ્યારે વિમાનઘરો ઉપર ઘેરાં ધુમ્મસ છવાઈ જાય અને નીચે ઉતરાણ કરવા

આગના વિમાનના પાયલોટને કશું ન દેખાતું હોય ત્યારે એરોડ્રામ પરના ટાવરમાંથી રેડીઓ બીમ દ્વારા એ પાયલોટને માર્ગદર્શન આપવામાં આવે છે. એ રેડીઓબીમના માર્ગદર્શન અનુસાર પાયલોટ જે રીતે અંધારામાં ભૂસ્કો મારે છે એ જોઈ અજાણ્યો પ્રવાસી તો એને ગાંડો જ ગણે. પણ પેલા જાણકાર પાયલોટને તો પોતાના માર્ગદર્શક અને રેડીઓબીમમાં પૂરી શ્રદ્ધા હોય છે. એટલે જ તો એક ઇંચની પણ ભૂલ થાય વગર એનું વિમાન સહીસલામત નીચે ઊતરી આવે છે.

આ સમજ અને શ્રધ્ધાની વાત મારે કરવી છે. એવું સમર્પણશીલ હૃદય આ ગીતાવાણીને બરાબર ઝીલી શકે છેઃ अनन्यश्चिंतयन्तः... 'બીજા કશાય વિષે ચિંતા–ચિંતવન કર્યા વગર જે નિરંતર મારી ઉપાસના કરે છે એના યોગક્ષેમનું વહન હું કરું છું.' એટલે કે એના તમામ પ્રશ્નોની પતાવટની જવાબદારી પેલો પરમ પોતાના હાથમાં લઈ લે છે. આ વચનને પૂરી શ્રધ્ધા સાથે સ્વીકારી લેનારા બડભાગીના હૃદયમાંથી પણ જે સમર્પણનું ગાન નીકળે એ પેલા સંતના આ ભજન જેવું હોય :

અબ સૌંપ દિયા ઇસ જીવનકા,
સબ ભાર તુમ્હારે હાથોંમેં,
અબ જીત તુમ્હારે હાથોંમેં
ઔર હાર તુમ્હારે હાથોંમેં !

હે નારાયણ ! સમગ્ર જીવનનો ભાર અમે તમારા ચરણોમા સોંપી દીધો છે. હવે આ ભવરણમાં હાર થાય કે જીત, બધું જ તારા ચરણે સમર્પિત હો !

આપણે આ પણ જાણી લેવાનું છે

મુઝમેં–તુઝમે બસ ભેદ યહી
મૈં નર હું, તુમ નારાયણ હો.
મૈં હું સંસારકે હાથોંમેં
સંસાર તુમ્હારે હાથો મેં !
સબ ભાર તુમ્હારે હાથોંમેં !

વાહ ! ભેદ છે તો માત્ર આટલો જ–તરણા અને ડુંગર જેટલો જ ! પણ આનંદની વાત એ છે કે સંસારના ચક્કરમાં અમે છીએ પણ સંસાર પાછો તમારા ચક્કરમાં છે ! એ તમારા હાથ નીચે છે, અમને ચિંતા શું કામ હોય? આ ભજન ગાતી વખતે કદીક ગમ્મત કરવા હું શબ્દાન્તર કરીને કહું છુંઃ

હું છું સંસારના ડબ્બામાં
સંસાર તમારી ડબ્બીમાં !

આ ડબ્બો ને ડબ્બી શબ્દ શોભતા નથી એ સાચું, પણ ભાવ–કૌતુકમાંય એક ગમ્મત છે ને ! મુદ્દાની વાત આટલીઃ જે સંસારના ડબ્બામાં આપણે પુરાયા છીએ એનું સ્થાન પેલા પરમની એક સાવ જ નાની ડબ્બીમાં છે. આપણે ભલે સંસારના હાથમાં રમીએ, પણ સંસાર પાછો પોતાના હાથમાં રમે છે. એટલા માટે જ તો 'સબ ભાર તુમ્હારે હાથોં મેં !' એટલું જ નહીં, તમામ જીતની સાથે સાથે બધી 'હાર તુમ્હારે હાથોંમેં !' આટલો ઊંડો સમર્પણ ભાવ કેળવાય પછી આખી જિંદગી જીતનો સહારો બની જાય. પછી ત્યાં હારને ઊભા રહેવા માટે આછુંય છિદ્ર પણ ક્યાંથી મળે ?

આમ થાય તો પેલા કવિની સાથે આપણે પણ આસાનીથી ને હૃદયથી ગાઈ શકીએઃ

જે જે થતો પ્રાપ્ત ઉપાધિયોગ,
બની રહો એ જ સમાધિયોગ.
(ઉમાશંકર જોષી)

મનહૃદયનાં પાણી ડહોળાયાં હોય ને બીજી કશી જ કારી ન લાગતી હોય ત્યારે આ બે પંક્તિઓનું રટણ મને ખૂબ જ રસાયણકારી લાગ્યું છે. કશું જ ઉપાધિરૂપ ન લાગે એ સર્વોચ્ચ, આદર્શ સ્થિતિ છે. પણ એ ભૂમિકાએ પહોંચાય ત્યાં લગીમા આવી સમર્પણશીલતા ખૂબ જ કામમા આવે.

હમણાં મેં સ્પેનીશ ભાષા શીખવાનું શરૂ કર્યા પછી નિકટના મિત્રોને પત્રોના અંતે ત્રણ શબ્દો લખું છુંઃ Sea por Deos ! પત્ર મેળવનાર આ

વિચિત્ર શબ્દોનો અર્થ અવશ્ય પૂછાવે છે. પછી હું લખું કે આ સ્પેનીશ શબ્દોનો અર્થ થાય છે 'શેપ ઇશ્વરની ઈચ્છા' શેપ બાકીના અર્થમાં નહી, આદિ, મધ્ય, અંત, સર્વત્ર એની જ ઈચ્છાની વ્યાપનાનો આમાં સ્વીકાર છે ધારીને 'અચ્યુતમ્ કેશવમ્' કરતી વખતે નહી 'અથ મંગલ પ્રારંભ' વેળા જ એ પરમ મંગલનું શરણુ સ્વીકારવાની પણ એક મસ્તી છે

આપણી સાધના ગમે એ હોય, ગમે તે યોગપથના આપણે પ્રવાસી હોઈએ—

—છેવટે તો અનુગ્રહયોગ સમર્પણયોગમાં જ એ બધાનું સમાપન થાય છે તમામ સાધનાઓનું એ શિખર છે આપણા આવખાનો અણુઅણુ પેલા પરમ ભક્તના તંબુર સાથે 'તુંહી..તુંહી' ના રણકારા રેલતો હોય અને નિમિત્તમાત્ર બનીને સ્વસ્થ માણસના શ્વાસ જેટલી સાહજિકતાથી જીવનનાં કાર્યો ચાલ્યે જતાં હોય .. પરમ સુખ અને આનંદ માટે બીજુ શું જોઈએ !

મસ્તર શાયર ધન્યે સરસ કહ્યુ છે :

પાંખ કયાં છે ગરુડની મારે !
અલ્પ મુજ ઉડ્ડયન તને અર્પણ !
તે જ આપ્યુ જીવન, ને મેં લીધું
ઉન્નતિ કે પતન તને અર્પણ!

જીવનના અવિકલ આનંદનું દ્વાર ખોલનારી ચાવી આની અંદર પડેલી છે ઉપયોગ કરીશું ?

ચાલો ત્યારે, Sea por Deos !

●

## મહેનતનાં ફળ

ગુલામ માબાપનો બાળક ૭ વરસનો હતો ને માબાપ મરી ગયાં પછી તેની સંભાળ પણ કોણ રાખે ? ધરતી એની માતા હતી ને આભ તેનો પિતા. ગામની ભાગોળે એક જર્જરિત ઝુંપડામા રહેતો. કડકડતી ઠંડીમા ટાઢથી બચવા પગ રખ્યામાં રાખતો ને શરીરને કંતાનમાં લપેટતો ભૂખ લાગે ત્યારે કોઇએ નાખી દીધેલા રોટલીના ટુકડાઓ ઉઠાવી ખાઇ લેતો ને કપડામાં માત્ર શણનું કેટનીય વખતે સાધેલુ પહેરણ પહેરતો

પણ સૌનો ય ભગવાન છે. પ્રભુએ ખૂબ તેજસ્વી બુદ્ધિ આપેલી. તેણે જાણી લીધું કે જો સમાજમાં આગળ આવવુ હોય અને જીવન આનંદમા વીતાવવુ હોય તો ખૂબ કમાવુ પડે ને કમાવા માટે ભણવુ પડે. તેણે ભણવા માટેનો દઢ નિર્ધાર કર્યો ને પછી તો મહેનત શરૂ કરી દીધી

એક બાજુ ગુજરાન ચલાવવા માટે કમાવવાની જરૂરત હતી તો બીજી બાજુ મોટા માણસ બનવા માટે વાચનની જરૂરત હતી. તેણે દિવસે રેલવે સ્ટેશને પોટલાં ઊંચકવા માડયાં ને રાત્રે મ્યુનિસિપાલિટીની બત્તી નીચે એક જૂની ચોપડીમાથી શબ્દો શીખવા માડયા

તેના સખત પરિશ્રમે તેના ભાગ્યને પલ્ટી નાખ્યું. દિવસો વહેતા ગયા ને અનેક પુસ્તકોમાથી અનહદ જ્ઞાન સંપાદન કરી થોડાક જ વર્ષોમા યુ. એસ. એ નો નામાંકિત માનવી બની ગયો.

આમ આવડત અને જહેમતથી આગળ આવનાર તે છોકરો બીજો કોઇ નહી પણ ફ્રેડરિક ડગ્લાસ

# સૌરાષ્ટ્રની પ્રજા

મણિભાઈ વોરા

સૌરાષ્ટ્રની પ્રજા ભાતીગળ છે, અને તેના વિશિષ્ટ ભાત પાડે એવાં લોકકથા અને લોકસાહિત્ય છે ગુજરાતની કલા સમૃદ્ધિમાં સૌરાષ્ટ્ર-કચ્છનો ખાસ પ્રકારનો ફાળો છે

સૌરાષ્ટ્રમાં કાળના મોજા સાથે જુદી જુદી જાતિઓ આવી, સ્થિર થઇ પોતાનું ખમીર દેશની જીવનકલામાં મૂકતી અજબ ભાત પાડતી રહેલ છે આ હકીકત કોઇ પણ સજાગ પ્રવાસી જોઇ શકે છે

ભારતમાં પશ્ચિમ તરફ દ્વીપ કે દ્વીપકલ્પ રૂપે ખંડથી નોખો અને ફળદ્રુપપણામાં ખંડથી હીણો હોવાથી આપણો સૌરાષ્ટ્ર, પ્રાચીનકાળથી મુખ્ય ખંડથી દૂરના આશ્રયસ્થાન અથવા દેશપારભૂમિ તરીકે રહેલ છે. અહીંનું જીવન વિષમ હોવાથી અહીં વસેલી પ્રજા ખડતલ અને સાહસિક રહી છે

કાઠિયાવાડમાં ત્રણ બાજુ સમુદ્ર પોતાનાં મોજાંની પરંપરાથી કિનારાને ભાંગે છે અને ઘડે છે, આમ જ સર્જન પામી છે કાઠિયાવાડની પ્રજા. ભરૂચ, ખંભાત, ગુજરાત, કચ્છ તરફથી રાષ્ટ્રકુટો, મૈત્રકો, ગુર્જરો અને યાદવો ગુપ્તયુગના અંતે આ પ્રદેશમાં આવી, અહીંના મૂળ વતનીઓને ભાંગવા લાગ્યા બહારની પ્રજાઓના આ ધાડાં, અંદરની પ્રજાઓ સાથે અથડાયાં, પાછાં પડયાં, ભળ્યાં અને એવી રીતે આજની રજપૂત, કાઠી, આહિર, મહેર વગેરે જાતિઓ તથા કાંઠે ચડી જનારી ભરવાડ, રબારી, વાઘેર, કોળી વગેરે કાઠિયાવાડની ભાતીગળ પ્રજાઓ અસ્તિત્વમાં આવી

આવનારી પ્રજામાં સાગરખેડૂ જાતિ, ક્ષત્રિય-જાતિ, તેમની સાથે પશુપાલકો અને કૃષિકારો આવ્યા, યાત્રાનાં ધામો બંધાવા લાગ્યાં અને વ્યવસાયો ખીલ્યા. માનવજીવન મહોરી ઊઠયું અને દેશ કાળને અનુરૂપ પંચરંગી પ્રજા ઉદ્ભવી, જેણે ભારતમાં જ નહિ, જગતમાં પ નામના મેળવી

સૌરાષ્ટ્રમાં આદિવાસીઓ કહી શકાય એવી કોળી, ખારવા, વાઘેર અને ભટકતી જાતો હતી, તે પછી-પ્રાચીનકાળમાં ક્ષત્રિયો, આહિર, રબારી, ભરવાડ, કુંભાર, વણકર, સોની અને સુથાર જાતિઓ બહારથી આવી અને અંદરના મિશ્રણથી આવિર્ભાવ પામી આ પછી બ્રાહ્મણ, વાણિયા, નાગર અને મહાજન બનાવતી જ્ઞાતિઓ આવી અને પ્રાચીન-કાળના અંતમાં કણબી, કાઠી, લોહાણા, મેર, બાવા, મેઘવાળ પણ સૌરાષ્ટ્રની પ્રજામાં દેખા દેવા લાગ્યા

મધ્યકાળમાં ઇસ્લામના આઘાતે રાજપૂતજાતિ અને કાઠિયાવર્ગ વિશેષ લડાયક અને સાહસિક બન્યા. કેટલાક હિન્દુઓ ઇસ્લામમાં ભળ્યા અને ખોજા, ઘાંચી જેવી મુસ્લિમ જાતિઓ ઊભી થઇ. પછી પારસીઓ આવ્યા, હબસીઓ આવ્યા, કોઇ કોઇ ખ્રિસ્તીઓ થયા અને હમણાં હમણાં સિંધમાંના નિરાશ્રિતો આવી હિન્દુસમાજમાં વધારો કર્યો.

જાતિઓનાં બંધન વર્તમાન સ્થિતિમાં ઢીલાં પડતાં નાના વાડાઓની દીવાલો જીર્ણ થતી લાગે છે અને જૂની ભાત ઝાંખી પડી સમગ્ર સમન્વય સ્વીકારતું ધુંધળું ચિત્ર આજે દેખા દે છે

આ ધુંધળાં ચિત્રમાંથી અસલ ખાસિયતો અને લોકજીવનનાં વિવિધ પાસાં પરખવા આપણે મૂળ ભાતને પકડી તેના પર વિશેષ પ્રકાશ લેવા ભૂતકાળમાં ડૂબકી મારવી જ રહી. નજીકના જ ભૂતકાળમાંથી દેશને અને આ જાતિઓને આપણે જોઇશું

સૌરાષ્ટ્રની પ્રજા પશુપાલનમાં માને છે. ખેડૂત પાસે પોતાનાં દુઝાણાં હોય છે. માત્ર પશુપાલન પર નભતી કોમ આપણે ત્યાં રબારી, ભરવાડ મુખ્ય છે ગુજરાત, મચ્છુકાંઠો, હાલાર કાંઠીના રબારી ભરવાડ, પશ્ચિમકાંઠાના સરહદના

રબારીથી તેમનાં જીવનઢમ અને પહેરવેશ-જુદા તરી આવે છે ઉત્તર સૌરાષ્ટ્રે આ પશુપાલકો મચ્છોઇ માતાને વિશેષ માને છે, પશ્ચિમ કાંઠીના રબારી મમાઇ માતાને અને એના પાંચ મઢને માને છે ભૂવાને તેમના ધર્મ તેમજ સમાજના વડા તરીકે સન્માને છે આ લોકો ગામથી નિરાળા ખુલ્લામા રહેવાનું પસંદ કરે છે રબારીકેડો ગામથી નોખો હોય છે, તેમના વાસને ઝોક કહે છે મુખ્યત્વે જ્યાં ચરાણુપાણી મળે ત્યા નેસડા બાંધી રહે છે રબારી લોકો ભેંશને વિશેષ રાખે છે. ઘેટાં બકરાં પણ હોય, ગાય ઓછી પસંદ કરે છે. ભરવાડનું જીવન રબારીથી વિશેષ ભટકતુ હોય છે. તેથી તેઓના બારા ગાડરના વધમાં ગધેડાં પણ હોય છે ઓખા, બરડો, બારાડી, હાલાર અને કચ્છ અખાતને કાંઠે ઊંટના ટોળા રાખનાર ગોકળી લોકો પણ રબારીની જ એક પશુપાલક કોમ છે આ લોકોના શરીર સુદૃઢ અને સુંદર ગોરાં હોય છે સરહદની કાંઠી ઉપર નાઘેર, ઘેડ અને બરડા પંથકમા સિંડોકર, ચોરવાડ, લોજ, સાગાવાડાની ડેરી, ઓડદર અને બળેજના મુખ્ય મઢો છે, જ્યાં ભૂવા રહે છે નવરાત્રિ દરમિયાન કોઇ કોઇ મઢે પુંજરબારીનો મેળો ભરાય છે

સૌરાષ્ટ્રની ખેડૂત પ્રજામાં આહિર, કણબી, મહેર, કાઠી, રજપૂત, હાટી, સથવારા, બ્રાહ્મણ કોળી ખોજા, ઘાંચી, મેમના મુખ્ય છે, હવે તો દરેક કોમ ખેતી કરે છે, જેમા રબારી, મેઘવાળ અને વૈશ્યો વસવાયા પણ જમીન ધરાવતાં તથા ખેડતા થયા છે ગામડાનાં ગોચર અદૃશ્ય થઇ રહ્યાં છે

વેપારી કોમ તરીકે વાણિયા, ભાટિયા, લુહાણા, સોની, વોરા, ખોજા, મેમણ, કચ્છી હાલારી મહાજન વગેરે મુખ્ય છે હવે વેપારમાં પણ દરેક કોમ ઝંપલાવતી થઈ છે અને ક્ષત્રિય, કણબી, બ્રાહ્મણ, કોળી, બાવા વગેરે નાની નાની હાટડી નાખી બેસી ગયેલા દેખાય છે

રક્ષક તરીકે રજપૂત અને અન્ય ક્ષત્રિય-જાતિઓમાં મહેર, કાઠી, મેર, બ્રાહ્મણ, કારડિયા, મ્યાણા, સિંધી, મુસલમાન મુખ્ય રહેલ છે પણ હવે દરેક કોમના યુવાનો સિપાઈગીરી કરતાં થયાં છે.

સમાજની ધર્મભાવનાને બ્રાહ્મણો, સાધુ, ફકીરોએ સતેજ રાખી છે અન્ય કોમોથી પોષણ મળતુ જેમ જેમ બંધ થયું, તેમ તેમ તેઓ પણ ફાવે તે ધંધે વળગતા થયા છે.

સૌરાષ્ટ્રમા ગોસાઇબાવા, અને અતીતબાવા ઓના મઠ ઠેર ઠેર હતા પશ્ચિમ કાંઠે લગભગ બધી ધર્મની જગ્યાઓ બાવા-મહંતોને આધીન હતી. સૌરાષ્ટ્ર કચ્છમા આના જગ્યાધારી બાવાઓએ પ્રજાનાં જીવનમા ધાર્મિક, સામાજિક, રાજકીય ક્ષેત્રે કાઠિયાવર્ણને શોભે એવો ભાગ ભજવેલ છે. મુખ્યત્વે 'પુરી' અને 'ગિરિ' ગોસાઇઓએ પ્રજાની ધાર્મિક ભાવનાને ભલીપેરે પોષી છે મહંત ગમે તે કોમના માણસને ચેલો મૂકી શકતા

કુંભાર, સુથાર, લુહાર, મોચી, વાણંદ, ગાંઝાવણકર, જેવાં વસવાયાં પણ દરેક વાસમાં વસેલા અને પોત પોતાનો ધંધો કરી પેટિયું કરી ખાતા આજે એ પણ ફાવે તે ધંધે ચડી, પોતાનો મૂળ ધંધો છોડી રહેલા દેખાય છે

સમાજમાં પોતાને ઊંચા માનતા બ્રાહ્મણ, વાણિયા, ઉચ્ચક્ષત્રિય અને ઘણા હલકા ધંધેદારોના સાવ નીચા મનાતા લોકો સિવાયના ભાગે ભળતા કાઠિયા વર્ણ, ખેડુતવર્ગ અને વસવાયામાંથી 'તેર તાંસળી' બની, જેમાં જમવે આભડછેટ ન હતી પણ વરવુપરણવુ તો પોતપોતાની જાતમાં જ હતું. આજે ધર્મકર્મ ઢીલા પડતાં વ્યક્તિ સ્વાતંત્ર્યના પ્રતાપે, સમાજમા સૌ સગવડ પ્રમાણે પોતાની અને પોતાની જાતિની પ્રગતિ કરી શકે છે. મૂળ ધરમકરમ હવે રહ્યા નથી

સૌરાષ્ટ્રમાં જુદા જુદા પંથકમાં જુદી જુદી જાતિઓ વિશેષરૂપે દેખાય છે

ઝાલાવાડ બ્રાહ્મણ, વાણિયા, કણબી, રજપૂત, ઠાકરડા
ભરવાડ, આહિર, કાઠી, વોરાખોજા,
મુમના, મોલેસલામ, અગરીઆ, દરજી,
સલાટ, કોળી, પઢાર, અને વણઝારા.

હાલાર : રજપૂત, બ્રાહ્મણ, રાજગોર, ચારણ, ભરવાડ ગોપાં, આહિર, કણબી, બાવા, મહાજન, વાઘેર, વોરા, મુસલમાન, સેતા, મતવા, મલેક, મેઘવાળ, સથવારા, સગર, લોહાણા, ભાટિયા, સંધા, કાયસ્થ, પારસી, ખત્રી, બોરીઆ, રાવળ, અને ભીલ

ઓખામંડળ : વાઘેર, ચારણ, બ્રાહ્મણ, લોહાણા, ભાટિયા, સથવારા, મેમણ, ગુગળી, અબોટી, રાજગોર અને ખારવા

સોરઠ : મેર, ખારવા, કોળી, અબોટી, લોહાણા, વાણિયા, ખોજા, મેમણ, બ્રાહ્મણ, બરડાઈ બ્રાહ્મણ, રાજગોર, નાગર, વોરા, ખાંટ, કાઠી, આહિર, કણબી, બાવા, ભોઈ, સલાટ, મતવા, મેઘવાળ, મુસલમાન, વાંઝા, કડિયાકુંભાર, ઘોબી, રબારી, ઘાંચી તુરક, સીદી અને રાવળ

ગોહિલવાડ : બ્રાહ્મણ, નાગર, રજપૂત, કણબી, કાઠી, બાબરીઆ, કારડીઆ, આહિર, વાણિયા, સુથાર, રબારી, વાઝા, ભરવાડ, વોરા, મુસલમાન, ઘોબી, માળી, કોળી અને રાવળ

દરેક જીલ્લે મુસ્લીમ પેટા જાતીઓ, વસ-વાયાના કામ કરનાર ઢેઢ, ભંગી, વાઘરી, તરગાળા બજાણિયા, ભાંડ, લ્હેર, સાધુ, ફકીર તો હોય જ છે. એ સિવાય મદારી, વાદી, મૂ ા, તૂરી, ચામઠા અને ઘાટઘડિયા સલાટ બધે ફરતા રહે છે ગાડાં લઈને લુહારકામ કરનારા લુહારિયા (ચિત્રોડી રજપૂતો) પણ દેખાય છે

વણકર હરિજન બાવટીઆ, ઢેલી, છાડી, મેલુ સાફ કરનાર ભંગી તથા ચામડાં કમાવનાર ચમાર પણ દરેક ભાગમાં છે નદીની તળીમાં શાકભાજીના વાડા કરતી વાઘેરી કોમ અને દાતણ વેંચતી તેમજ શહેરમાં જૂનાં કપડાંની લે-વેંચ કરતી રાવળીઆ-વાઘરી કોમ પણ સર્વત્ર છે

આ સૌ જાતિઓને પોતપોતાની વિશિષ્ટ જીવનપ્રણાલિકાઓ છે દરેકને ખાસ ધંધો, ખાસ પોશાક, ખાસવાણી, ખાસ ઢબ અને ખાસ માન્યતા હોય છે આ તમામ કોમોમાંથી શૂરવીર બહારવટી આઓ, સતી સતો, સાહસિક નાવિકો, ધુરંધર વેપારીઓ, ઓલિયા ભક્તો, સંનિષ્ઠ ખેડુતો અને ઉદારદિલ ગૃહસ્થો નીકળ્યા છે અને બહુરૂપ દર્શક એક જ અનોખો સમાજ રચાયો છે

દરેક જિલ્લાની ખાસિયત જુદી જણાશે દરેક શહેરની પ્રજા અને તેનું બાહ્ય દર્શન વિવિધ લાગશે. સુરેન્દ્રનગર, જામનગર, પોરબંદર, અમરેલી, ભાવનગર અને રાજકોટ-પોતપોતાની વિશેષતા દેખાડયા વિના રહેતા નથી હળવદ, જોડીઆ, દ્વારકા, વીસાવાડા, કુતિયાણા, સરધાર, કોડિનાર, બોટાદ અને પ્રભાસપાટણને એની પોતાની આગવી ખાસિયતો છે.

ગ્રામપ્રજાના આનંદ–ઉત્સવો, લોકમેળા આજુબાજુની પ્રજાનું સાચું દર્શન કરાવે છે હોળી, જન્માષ્ટમી, શ્રાવણીઅમાસ જેવા તહેવારોએ જે તે પ્રજાનો મૂળ રંગ પ્રગટ થતો જોઈ શકાય છે જૂનાગઢ ભવનાથનો મેળો, ઘેલાસોમનાથનો મેળો, તરણે-તરનો મેળો, પ્રભાસ સોમનાથનો મેળો, દ્વારકાના ફૂલડોલનો મેળો, પોરબંદર, માધવપુર, બિલેશ્વરના મેળા કે દેવદિવાળીની ગિરનાર-પરિક્રમા, બરડાની પરિક્રમા, રબારીઓની પુંજ, રામદેપીરના મંડપ ઉત્સવ અને પીરાણીનો ઉર્સ-મેળો, સૌરાષ્ટ્રની પ્રજાના વૈવિધ્યપૂર્ણ દર્શન કરવાના કિંમતી મોકા છે આ બધામાં સૌરાષ્ટ્રની જનતા અને તેનો પ્રાણ ધબકાર જુઓ અને પછી જગતના કોઈપણ દેશને ખૂણે વસેલો સૌરાષ્ટ્રી જુઓ, ત્યારે એ સૌરાષ્ટ્રીયતા અને એ ધબકાર એક જણાશે.



# સંતોષ અને આનંદ

સમરસેટ મૉમ

જીવવા માટે જીવવું એ જ મારો સિદ્ધાન્ત છે માત્ર જીવવું કેવળ જીવવાનું એટલું બધું આકર્ષક છે કે એ માટે માનવી હજારો યાતનાઓ સહી લે છે આ રીતે, ગમે તેવી પરિસ્થિતિમાં પણ જીવતા રહેવાની ઇચ્છા, જીવનના માર્ગ પર પ્રત્યેક માણસને ધકેલ્યા કરે છે પરન્તુ આ ઇચ્છાનું સ્વરૂપ દરેક વ્યક્તિમાં, ભિન્ન ભિન્ન રૂપે દષ્ટિગોચર થાય છે

આપણે આપણા જીવનમાં જે સુખ-દુઃખ અનુભવીએ છીએ એના આધારે બીજાના સુખ-દુઃખનું અનુમાન બાંધીએ છીએ આવા અનુમાન દ્વારા જ બીજાના દુઃખની કલ્પના કરવાથી સંસારમાં નિરાશાઓ ઉત્પન્ન થઇ છે. આ અનુમાનોના આધાર પર લખાયેલી કેટલીયે નવલકથાઓમાં ખોટા જીવન-દર્શનનું નિરૂપણ થયેલું જણાય છે. સાચી વાત એ છે કે દુનિયામા સાચી કલ્પનાશક્તિ ધરાવતા ઘણા ઓછા લોકો હોય છે કલ્પના દ્વારા બીજાનાં સુખદુઃખને ઓળખવાને મથતા લેખકો કેટલીકવાર વાસ્તવિકતાથી ઘણા દૂર ચાલ્યા જાય છે

ઉદાહરણાર્થે, જીવનની કેટલીક વાતો ગુપ્ત હોય છે એ ભાવનાને જ લો. ગરીબોનાં જીવનનાં તથ્યો ખુલ્લાં અને સ્પષ્ટ હોય છે, એવું મનાય છે કેટલીયે વાર એમ કહેવામાં આવે છે કે એ બિચારાના જીવનમાં ગુપ્ત શું હોય શકે ! પરંતુ વાસ્તવમાં જોઇએ તો એવી પ્રતીતિ થશે જ કે ગરીબોને પણ બીજાથી અલિપ્ત રહેવાનું સારું નથી લાગતું એને એ એકાન્ત કેદ જેવું લાગે છે. એકાન્તના આનંદની માનસીય કલ્પના ગરીબોના મનને કદી પસંદ નથી પડતી આપણે જેને ગરીબોની જરૂરિયાતો કહીએ છીએ એમાંની કેટલીક જરૂરિયાતોનો એમને વિચાર પણ નથી આવ્યો હોતો ગરીબોનાં દુઃખ તરીકે ગણાવાતી અનેક અતિશયોક્તિભરી વાતો એવી હોય છે જેના વિશે ગરીબોને કંઇ ખબર જ નથી હોતી.

વસ્તુત: એમનાં જીવનની ઇચ્છાનું સ્વરૂપ જ કંઈક ભિન્ન હોય છે એમનું જીવન પણ આપણા જીવન જેવું હોવું જોઇએ એમ માનીને આપણે વિચારીએ છીએ. એમ માનીને આગળ ચાલતી વખતે આપણે કદી એ હકીકતનો વિચાર નથી કર્યો હોતો કે આપણું સુધરેલું જીવન એમને કેવું લાગે છે.

સુધરેલા ગણાતા આજના સમાજમાં જે કંઇ બને છે એ જોઇને એનાથી દૂર રહેતા લોકોને કેવું લાગતું હશે ! એ જોઇને આજના માનવજીવનને અગાઉની કરતાં વધુ સુરક્ષિત કહી શકાય તેમ છે? અનેક પ્રકારના દુઃખોનો આપણે અંત લાવ્યા છીએ એમ માનતાં પહેલાં આપણે સમષ્ટિના વર્તમાન દુઃખનો વિચાર પણ કરવો જોઇએ આટલું કરતાં સહજ જ આપણને ખબર પડી જશે કે આજનો માનવી અત્યંત જરૂરી કર્તવ્ય પ્રત્યેથી પોતાનું મોં ફેરવી રહ્યો છે. પ્રાપ્ત જ્ઞાન, સંપાદિત સામર્થ્ય, થયેલા સુધારા-આ બધી બાબતો પર વિચાર કર્યા પછી પણ આપણે એવા તારતમ્ય પર પહોંચીએ છીએ કે હજુ પણ આપણે કુદરતના હાથમાં કઠપૂતળી જેવા જ છીએ. ધરતીકંપના આંચકા, જ્વાળામુખીનો વિસ્ફોટ, દુષ્કાળ-અતિવૃષ્ટિ આ સઘળા પ્રાકૃતિક પ્રકોપ પૃથ્વીના જન્મની સાથે જ ઉત્પન્ન થયા છે ભવિષ્યમાં એ બધા આ રીતે જ આપણને ડરાવતા રહેશે. અને એ સાથે માણસદ્વારા થતી ભયજનક ભૂલોની સંખ્યા પણ ક્યાં ઓછી છે?

આ પરિસ્થિતિમાં નિકટના ભવિષ્યમાં કોઈ પરિવર્તન આવે એવું જણાતું નથી. દુનિયામાં અમંગળની માત્રા હજુયે વધારે છે આ પ્રત્યે સાવધાન રહેવું જરૂરી છે એના પ્રત્યેથી દષ્ટિ ફેરવી લેવી કે કાન બંધ રાખવા એ મૂર્ખતા જ ગણાશે પણ એના સંબંધમાં હમેશાં રોતા રહેવામાં પણ કોઇ લાભ નથી સ્પીનોઝાએ વિલાપને સ્ત્રીઓના

ગુણ તરીકે ગણાવ્યો છે આનું તાત્પર્ય એ છે કે જે દુઃખ અપરિહાર્ય છે એના જ વિશે રોતા રહેવાનો કંઈ અર્થ નથી

પરંતુ આનો અર્થ એવો નથી કે હું દૈવવાદી કે નિરાશાનો પૂજારી છું મને જે સુખ અને વૈભવ પ્રાપ્ત થયા છે એથી મને સદૈવ આશ્ચર્ય થયું છે મારાથી વધુ યોગ્યતા ધરાવતી વ્યક્તિઓને જેટલા ઓછાં સુખ અને વૈભવ મળ્યા છે એ જોઈને મને એથી પણ વધુ આશ્ચર્ય થયું છે હું જીવન પ્રત્યે અધિક સંતુષ્ટ છું અને આનંદનો અનુભવ કરું છું પણ આ જીવનને ભોગવવા માટે જરૂરી આયુષ્ય જ ન મળે તો? મને એના પ્રતિ કોઈ આકર્ષણ નથી એમા લાલચ થાય એવું પણ મને કંઈ દેખાતું નથી આનું કારણ એ છે કે જે પ્રાપ્ત થયું છે એ શા માટે અને કઇ રીતે થયું છે એ જ હું કહી શકું તેમ નથી એમા મારા કર્તવ્યનો હિસ્સો ઓછો અને યોગાયોગનો હિસ્સો વધાર છે

મને વિશ્વાસ છે કે મારું સર્વસ્વ ઝૂંટવી લેવામા આવે તો પણ મને અત્યંત દુઃખ નહિ થાય આવો પ્રસંગ આવતાં ત્યાગ કરવાની શક્તિ ઉત્પન્ન કરવી જોઇએ જો જીવવાનું અસંભવિત લાગે તો જીવનનો લોભ છોડી દેવાની શકિત અને ધૈર્ય એ જ ક્ષણે આવી જવાં જોઈએ આત્મહત્યાથી લોકો શા માટે અત્યંત ગભરાય છે એ મારી સમજમાં નથી આવતું જીવનમા જે ક્ષણે દુઃખ અને દુર્દૈવ સિવાય બીજું કશું જ મળવાનું અસંભવિત લાગતું હોય ત્યારે એ સમયે ભારરૂપ બની જનારા જીવનનો રાજીખુશીથી અંત લાવવાનું જ સારું છે

વૃદ્ધવસ્થાનો મે ખૂબ જ શાંતિપૂર્વક સ્વીકાર કર્યો છે ઉષા અને મધ્યાહ્નની શોભા અને ચંચળતા જોયા પછી સંધ્યાના શાંતિપૂર્ણ વાતાવરણમાં ભયભીત થઈ ધડાધડ બારણા બંધ કરી લેનાર વ્યક્તિ ભ્રાંતચિત્ત જ ન હોય તો બીજું શું હોય? વૃદ્ધાવસ્થામાં પણ આનંદ છે એ આનંદ યુવાવસ્થાથી ભિન્ન હોય છે પરંતુ યુવાવસ્થાના આનંદની માફક આ આનંદમાં પણ સાર્થકતા છે એવા કેટલાક આનંદ પણ છે કે જે વૃદ્ધાવસ્થામા જ પ્રાપ્ત થઇ શકે પ્રવાસની પૂર્ણ તૈયારી સાથે પ્લેટફોર્મ ઉપર આવીને ગાડી માટે પ્રતિક્ષા કરતાં બેસવામાં જે સુખ અને આનંદની અનુભૂતિ થાય છે એવા જ પ્રકારનાં સુખ અને આનંદ જીવનયાત્રાની વૃદ્ધાવસ્થામા પ્રાપ્ત થાય છે

વૃદ્ધાવસ્થાનું એક માત્ર દુઃખ તે મૃત્યુ એમ આપણે માનીએ છીએ ને? પણ મૃત્યુ તો અનિવાર્ય છે ભાવિ પર દૃષ્ટિ રાખીને જીવવાની મને ટેવ છે એટલે હવે ઘણી વાર મનમા મૃત્યુ વિશે વિચાર આવે છે મૃત્યુ હવે નજીક આવ્યુ છે, પ્રિયતમની પાસે જવા માટે અધીરી બનેલી પ્રેયસીની માફક જાતે જ ચાર કદમ ઉઠાવીને એના બાહુપાશમા જવાની ઇચ્છા થાય છે આ અંતિમ મુક્તિની ક્ષણ ક્યારે આવશે? આમ તો દાકતર મને નિરાગી રાખી શકે ત્યાં સુધી જીવવાની મારી તૈયારી છે પરન્તુ હકીકતમા તો જીવનમા પૂર્ણત્વ આવે એ જ મૃત્યુ છે જીવન-ઇચ્છાનું પૂર્ણત્વ મૃત્યુમા જ છે દુનિયામા આટલા દિવસ સુધી મે એક સ્થાન પર કબજો જમાવી રાખ્યો છે હવે બીજા કોઇને માટે એનો ત્યાગ કરવો જોઈએ

કલાકાર કલાકૃતિ પૂરેપૂરી તૈયાર કરી લે છે અને એમા કંઇ જ કરવાનુ બાકી નથી રહેતું ત્યારે એ એને છોડી દે છે આ દૃષ્ટિકોણથી જ આપણે જીવનને જોતું જોઇએ જીવનનું કાર્ય પૂર્ણ થયા પછી પણ એને ટકાવી રાખવું એ જીવનની હાનિ કરવા જેવું છે માણસ એની જીવન-ઇચ્છાના બળના આધારે જ જીવે છે પણ આ ઇચ્છા પર જો બિનજરૂરી બોજો લાદવામા આવે તો બાકીનું જીવન અસહ્ય થઇ જાય છે આને બદલે જો માણસ પોતાનાં જીવનના કાર્યોનો તુલનાત્મક અભ્યાસ ચાલુ રાખે તો એની જીવન-ઇચ્છા જીવનના અંત સુધી મૃત્યુનું સ્વાગત કરવાનું ધૈર્ય એને આપશે

●

# પથ્થર અને ટાંકણું

ઈન્દુલલ ગાંધી

And will you cut a stone for him
To set above his head ?
And will you cut a stone for him,
A stone for him ? she said.

અંતરના રુદનને અતિ કરુણ શબ્દોમાં ગુંથી કવિએ ઉપરના ઉદ્ગાર એક મજૂરણના મોંમાથી કઢાવ્યા છે. કવિ ગિબ્સન અર્વાચીન અંગ્રેજ કવિઓમાં પોતાની અનુપમ કાવ્ય શૈલીથી અનોખી ભાત પાડે છે. કોઇ મહાકવિની પેઠે માત્ર કલ્પનાના વેગે ચડી એણે સાગર અને શશી, ઉષા અને સંધ્યા કે સરિતા અને ચડોળના ગીત ગાયાં નથી. આમ પ્રજાનો જ એ કવિ કહેવાય છે. અને એના કાવ્યોમા હમેશા પ્રજાના વિવિધ અંગોનું ભવ્ય દર્શન આપણુને લાગે છે માનવજીવનનો એ ઊંડા અભ્યાસી છે. અને એના પડઘા આપણુને એના કાવ્યોમા સંભળાય છે એના કાવ્યોમા આપણુને અત્યંત સાદાઈ અને સરળતા લાગે છે, પણ તેથી એની કાવ્ય-કળામા જરા પણ ઉણપ આવતી નથી. કહેવાય છે કે છંદોબધ્ધતા કે વૃત નિયમિતતાના નિયમોનું સ્વછંદીપણે એ ઉલ્લંઘન કરે છે, પણ તેથી એના કાવ્યોમા ઝરતું માધુર્ય કે સંગીતની માર્દવતા જરાપણ ઓછા થતાં નથી, જીવનના સામાન્ય બનાવોને પોતાને વરેલી નૈસર્ગિક કાવ્ય કલાથી રચીએ આપણુને કોઇ અદ્ભુત અને અજાણ્યા પ્રદેશમા ખેંચી જાય છે. હવે ઉપરના કાવ્ય ઉપર આવીએ.

એક શિલ્પી પાસે એ સ્ત્રી પોતાના મૃત પતિનું સ્મરણ ચિરંજીવ રાખવા માટે એની કબર પર મૂકવા માટે એક શિલાલેખ કોતરવાનું કહે છે. એ શબ્દો વાંચતા જ વાચક સમક્ષ એક થીજી ગયેલી આંસુની કારુણ્ય રેલાવતી મૂર્તિ ખડી થાય છે.

એ દયાર્દ્રતા અને દારિદ્ર્ય આપણુને બેઘડી થંભાવી દે છે. કવિતાના ઉપાડમાં જ વાચકને આમ સ્થિર અને દિગ્મૂઢ કરી દેવો એ કવિની કાવ્ય પ્રતિભાને વધુ જવલંત અને તેજદાર પુરવાર કરે છે

અને પછી કવિ મરનાર માણસનું વર્ણન આદરે છે.

A lively stripling brave & tall,
And sure of all his heart desered.

આવો સ્વાસ્થ્ય, શક્તિ અને સૌંદર્યથી નીતરતો માણસ ત્રણ દિવસ પહેલાં જ મૃત્યુને ખોળે ઢળી પડ્યો, પણ કેવી રીતે ?

A Flash a shock,
A rumbling Fall,...
And broken heath the broken rock
A lifeless heap with face of clay
And still as any stone he lay.

કોઇ ખાણમાં કામ કરતો એ મજૂર જરાક બેદરકારી કેળવે છે ત્યાં વીજળી જેવો આંચકો અને કડકડાટ કરતી દીવાલો તૂટી પડે છે. પથ્થરો સાથે દાસ્તી બાંધતો એ પથ્થર જેવી શૂન્યતા ગ્રહણ કરી ત્યાં શાશ્વત ઊંઘ લેવા માંડે છે. સંવનનના લાંબા લાંબા પ્રસંગો લાવ્યા વિના જ અને એના વિરહે કોઇ સુંદરીને ઝૂરતી ચીતર્યા વિના જ heap with face of clay અને And still as stone એટલા જ શબ્દોથી આપણામાં સુકાઈ ગયેલા કરુણતાનાં ઝરણાંને ફરીથી વહેવડાવવા માગે છે.

પછીનું વર્ણન કવિ પેલા શિલ્પી મોઢે કહેવરાવે છે. 'મારા હૃદયના ધબકારા મને સંભળાતા હતા, અને આ દુઃખભર્યા સમાચાર હું તેને કહેવા નીકળ્યો. મારી થરથરતી જીભ શું બોલશે એની પણ મને ખબર પડતી ન હતી. પણ મારા પહોંચ્યા

પહેલાં તો કોઇ મૂર્ખે સમાચાર પહોંચાડી દીધા હતા. અને તે પ્રેમી કુમળા હૃદયને ભાંગી નાખ્યું હતું. માત્ર એક શબ્દથી જ એના જીવનને એણે નિશ્ચેત અને પ્રાણ વિનાનું પિંજર બનાવી દીધું હતું. આશ્વાસન દેવા જેટલીયે સહૃદયતા કે ડહાપણ એણે વાપર્યાં ન હતા. હું જ્યારે પહોંચ્યો ત્યારે મેં એને જોઈ. પથ્થરની ઘડેલી કોઇ મૂર્તિ જેવી એ શૂન્ય ઊભી હતી. એના મોંની રેખાઓ ઉપરથી જ હું કળી ગયો કે એ દુઃખદ સમાચાર મળી ગયા છે.

ત્યાર પછીનું વર્ણન બહુજ વેગવંત અને ચણતર સળંગ હોવાથી વાતાવરણ બહુ જ ગંભીર અને બિહામણું લાગે છે. મૂક નિઃશ્વાસ અને અદ-રશ્ય આંસુ આપણને ચારે બાજુથી ઘેરે છે, માનવ હૃદયનો અભ્યાસ અહીં સ્પષ્ટપણે વ્યક્ત થાય છે.' પતિના મૃત્યુ-સમાચાર સાંભળ્યા પછી એ સ્ત્રી કેવી લાગે છે ?

Because her heart was dead,
She did not sigh nor moan,
His mother wept:
She could not weep
Her lover slept
She could not sleep
Three days three nights
Were one to her
Who never closed her eyes
From sunset to sunrise,
From dawn to evenfall
Her tearless staring eyes
That seeing eyesnight, saw all.

એની આંખમાં આંસુ નથી, ઊંઘ નથી, ભૂખ નથી. ત્રણ રાત-દિવસના અખંડ ઉજાગરા કરતી જાગ મૌન ધારણ કરી તે બેગી રહે છે. હૃદયને સોંસરી વીંધી નાંખતી એની મીટ એ એક જ મૃતદેહ પર મંડાણી છે.

શિલ્પી પોતાની વાત આગળ ચલાવે છે: 'ચોથે દિવસે રાત્રે હું કામેથી ઘેર પાછો આવ્યો ત્યારે મારા બારણાં પાસે તે ઊભી હતી. 'એના માટે શિલાલેખ કોતરી આપશો ?' એટલા જ શબ્દો બોલી. હું ઘરમાં ગયો અને તે મારી પાછળ આવી-હું મારી ખુરશીમાં બેઠો અને એણે બુરી વેધક આંખો મારી સામે માંડી. અખંડ મૌનધારી એણે મારા સામું જોવા જ માંડ્યું અને હું ધૈર્ય ખોઇ બેઠો. એની આંખોનું તેજ મારાથી ઝીલી શકાયું નહિ. એ આંખોમાં એટલું તો બળ હતું કે મારું હૃદય એ બહાર ખેંચી કાઢતી, મારા શ્વાસને રૂંધાવી નાખતી અને લોહીને થીજાવી દેતી.

'અંતે હું મારી જગ્યાએથી ઊઠયો અને એક પથ્થર શોધી કાઢી એને ઠીકઠાક કર્યો, અને તેના પ્રિય સ્વજનનું નામ કોતરવા માંડ્યું. રોજ રાત પડતા કોઇ પ્રેત જેવી એ શ્વેત અને શાંત મૂર્તિ આવી મારી પાસે ખુરશી પર બેસતી અને અંગારા ઝરતી આંખે મારું કામ જોઇ રહેતી. છીણી અને હથોડીના ઘા અને તેનો પડઘો શાંત વાતાવરણમાં જરા ચેતન આણતા. હથોડીનો એક એક ઘા એ જોયા કરતી. પણ એની રેખા જરા જેટલી પણ બદલાતી નહિ. એક શબ્દ પણ બોલતી નહિ.'

કવિતાનો અંત જેમ જેમ નજીક આવતો જાય છે તેમ તેમ Atmosphere of Ghostly Creepiness વધતું જ જાય છે. એ સ્ત્રી વધુ અને વધુ બિહામણી છતાં કરુણા ઉપજાવે એવી થતી જાય છે. અને તેનું વર્ણન કવિ પણ એટલી જ સચોટ રીતે રજૂ કરે છે.

With still eyes ever on my hands,
With eyes that seemed to burn my
hands,
My wincing, overwearied hands
She watched, with bloodless lips
apart
And silent undrawn breadth,
And every stroke my chisel cut,
Death cut still deeper in her heart

The two of us were chiselling
Together, I and death.

પતિના મરણાંતે આથા પ્રેમની આ જીવંત મૂર્તિ રોજને રોજ આ દુનિયાથી વધુ ને વધુ દૂર જતી હોય એમ લાગે છે, એની આંખોમાં તેજ વધે અને શિલ્પી કહે છે તેમ એ આંખોનાં તેજ પથ્થર કોતરતાં એના હાથને દઝાડતા હતા. એના મોં પરની વિષાદતા, લોહી વિનાના એના હોઠ ન કલ્પી શકાય એવું મૌન વાતાવરણ વધુને વધુ ભયંકર બનાવે છે, અને વાચકમાં ઉત્સુકતા અને અકલ્પ્ય કરુણતા આણે છે. પણ પછી તો શિલ્પી કહે છે કે મારા ટાંકણાની અણી જેટલો ઊંડો ઘા એ પથ્થર પર કરતી એથી વિશેષ ઘા મૃત્યુ એના હૃદય પર કરી રહ્યો હતો. હું અને મૃત્યુ બન્ને સાથે કામ કરી રહ્યા હતા.

અંતે એ શિલાલેખ પૂરો થયો. અને જાણે કે જીવનની અખંડ શાશ્વત શાંતિ સાંપડી હોય તેમ સંતોષભર્યો એણે એના નામનો ઉચ્ચાર કર્યો, અને ઊંડો નિસાસો નાખતી બારણા તરફ ચાલી. પણ તે વધારે ચાલી શકી નહિ. એક ડગલું ભર્યું ન ભર્યું ત્યાં તે ઉંબરા પાસે ઢગલો થઈને પડી.

બીજી રાતે સ્નેહીની પાછળ જીવન હોમી દેનાર એ સુંદરીનું પથ્થર પર નામ કોતરવા હું મોડી રાત સુધી બેઠો.

જેવો ઉપાડ છે તેવો જ આ કાવ્યનો અંત કરુણ આવે છે. એની લીટીએ લીટી હૃદય સોંસરવી કરુણતાના અનેક તણખા વેરતી નીકળી જાય છે. આધુનિક અંગ્રેજી કવિઓમાં આવા કરુણાંત કાવ્યો લખવામાં ગિબ્સન અજોડ છે. જો કે છંદમાં ક્ષણે ક્ષણે અસંબદ્ધતા જણાઈ આવે છે, પણ એ છૂટ ગિબ્સને જાણી જોઈને લીધી હોય તેમ લાગે છે. લીટીએ લીટીમાં મધુરી કરુણાનો એકધારો પ્રવાહ રેલાવતાં છંદના નિયમનો ભંગ થતો હોય તો તેને થવા દેવો એ આ કવિનો મનોગત નિશ્ચય આપણને તેની રચનામાંથી મળી આવે છે.

●

## શું બદલો લઈશું?

વરસાદના દિવસો હતા. ઘરના છાપરામાંથી ઘણું પાણી ગળતું હતું. તેથી એક માણસ જાતે છાપરા પર ચઢી તે રોકવા પ્રયત્ન કરી રહ્યો હતો. બિચારાનો પગ લપસી ગયો અને તે રસ્તા પર પડયો. નીચે રસ્તા પરથી એક ફક્કડ માણસ જઈ રહ્યો હતો. તેના પર બિચારો એકાએક પડયો. તે ફક્કડ માણસને ઈજા તો થઈ, પણ તેથી યે વધુ તો તેના કપડાં બગડયાં એ તેનાથી કેમ સહન થાય? તેણે ન્યાયાધીશ પાસે જઈ ફરિયાદ કરી. ન્યાયાધીશે એ ફક્કડ આદમીને કહ્યું; 'આ ગરીબ માણસને પણ ઈજા થઈ છે, માટે એને ક્ષમા કરો!' એ માણસે અભિમાનથી જવાબ આપ્યો: 'આ ન્યાયની કચેરી છે. હું ધર્મનો ઉપદેશ સાંભળવા નથી આવ્યો. હું ન્યાય માંગું છું!' ન્યાયાધીશે ગંભીર મુખમુદ્રા ધારણ કરી ફેંસલો આપ્યો; 'ગરીબ માણસ ગુનેગાર છે. તેને સજા થવી જ જોઈએ. એથી મારું ફરમાન છે કે આ ઉજળા કપડાંવાળો માણસ ઘરના છાપરા પરથી આ ગરીબ માણસ પર પડે. સંભવ છે કે એ માણસનું ઘર બહુ ઊંચુ હોવાથી ગરીબ માણસને વધુ ઈજા થાય. જો ખરેખર એમ થશે તો ફરીથી ન્યાય કરવો પડશે. એથી એણે સાવધાનીપૂર્વક પડવું જરૂરનું છે!'

—કાકાસાહેબ કાલેલકર

# સંતોની ભક્તિ

કેદારનાથજી

આપણે સર્વ સંત-સજ્જનો પ્રત્યે આદર છે, શ્રદ્ધા પણ ઘણી છે લોકોને તેમનાં વચનો પર વિશ્વાસ છે. તે વચનો પ્રમાણે કેટલા ચાલી શકે છે તે જુદી વાત છે, પણ દરેકના મનમા તેમના વિશે પૂજ્યભાવ છે તે પૂજ્યભાવ ક્યારેક પોતાને તારશે એવી શ્રદ્ધા છે કેવળ પૂજ્યભાવથી ઉન્નતિ નહિ થાય પૂજ્યભાવના સાથે તેમણે જે ધર્મમાર્ગ બતાવ્યો છે તે પ્રમાણે ચાલવાથી ઉન્નતિ થશે વૈદ્યની કેવળ ભક્તિ કરવાથી બીમારી મટશે નહિ વૈદ્ય કહે તે પ્રમાણે દવાપથ્યનું પાલન કરીએ તો બીમારી મટે વ્યાયમવીરને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવાથી આપણામાં તાકાત નહિ આવે; પણ તેણે જે રીતે તાકાત મેળવી તે ક્રમ પ્રમાણે ચાલવાથી તાકાત આવશે તે જ પ્રમાણે સંતોએ બતાવેલા માર્ગે જવામા કલ્યાણ છે શ્રદ્ધાની ખરી સાર્થકતા તેમણે બતાવેલા માર્ગે ચાલવામા છે કેવળ સંત-સજ્જનોનું નામ લેવાથી કે પૂજન કરવાથી કલ્યાણ થતું નથી

આપણામાં એવી શ્રદ્ધા છે કે ગુરુના ચરણસ્પર્શથી પણ કલ્યાણ થાય છે, પણ તેમાં ભ્રમ છે ગુરુએ જે તપ કર્યું, કષ્ટ સહન કર્યું, જ્ઞાન માટે પુરુષાર્થ કર્યો, પોતાના હૃદયની શુદ્ધિ કરી તે કર્યા વગર ફક્ત તેમના ચરણસ્પર્શથી તેમની સાધનાનું ફળ મળે ખરું ? આપણે તેમણે બતાવેલા માર્ગ પર જ જતા તેમનું નામ લઈને, ચરણસ્પર્શ કરીને ઉન્નતિ કરી લેવી છે, પણ દરેક પોતાના અંતરને તપાસે કે પોતાને શું જોઈએ છે ? જે વસ્તુ જોઈએ તેને માટે તે રસ્તે પ્રયત્ન કરવો જોઈએ જ્યારે આપણી ઈચ્છા એક છે અને કહીએ છીએ બીજું તેથી સંતે કહ્યું છે કે 'શબ્દોની કઢી અને શબ્દોના ભાત ખાવાથી તૃપ્તિ થશે નહિ'– તૃપ્તિ તો જેની ભૂખ હોય તે મળે ત્યારે થાય કેવળ નામસ્મરણથી ઉન્નતિ નહિ થાય–ઉન્નતિ ધર્મમાર્ગે ચાલવાથી થશે, વર્ણન કરવાથી નહિ. હિંદુસ્તાનમાં તેમજ દુનિયાના બીજા દેશોમા કેટલાયે મહાપુરુષો નિર્માણ થયા તે વિચાર આચાર, સર્વેમા ધર્મપરાયણ હતા હજારો વર્ષો થયા જેમના દર્શન પણ આપણે કર્યા નથી તેમના વિશે આજે પણ આપણને પૂજ્યભાવ છે તેમના વચનો પર વિશ્વાસ છે જે ચક્રવર્તી રાજાઓના કાયદા-કાનૂન કોઈ તેમના સમયમા તોડી શકતું નહિ અને તોડે તો તેમને કડકમાં કડક સજા થતી, તે સર્વેને આજે કોઈ પણ યાદ કરતું નથી જ્યારે સંતોને આજે યાદ કરે છે આ બતાવે છે કે આજનું જીવન ભલે ધર્મથી દૂર હોય છતા મનુષ્યને તેમના વચનો પર વિશ્વાસ છે, ધર્મ પર શ્રદ્ધા છે

ધર્મ આપણને સત્ય બોલવા કહે છે, પ્રામાણિક રહેવા સૂચવે છે ભલે તે પ્રમાણે આપણે ન કરી શકતા હોઈએ છતા સર્વેને સત્ય પ્રિય છે કોઈને પણ પૂછશો કે તમને સત્ય પસંદ છે કે જૂઠું ? કોઈ એમ નહિ કહે કે જૂઠું ચોરી કરવાવાળા ચોરી કરીને પોતાની આજીવિકા ચલાવે છે તેને પણ જો પૂછીશું કે ચોરી કરવી સારી કે પ્રામાણિક રહેવું સારું છે ? તો તે પણ ચોરીને સારી નહિ કહે આપણે આપણી કમજોરીને કારણે ભલે ખોટો રસ્તો પકડીએ, તો પણ આપણને અંદરથી સત્ય પ્રામાણિકતા પસંદ છે આપણને સમાજ માટે નિયમ બનાવવાનું કહેવામાં આવે તો આપણે સત્યનો નિયમ બનાવશું કે જૂઠનો ? કોઈ જૂઠનો નિયમ નહિ બનાવે એ બતાવે છે કે દરેકના હૃદયમા કંઈ ને કંઈ ધર્મભાવના છે એ ધર્મભાવનાને વધારે જાગૃત કરવા દૃઢ કરવા તેમના જીવનચરિત્રો વાંચવા જોઈએ, તેમના સહવાસમાં આવવું જોઈએ જેમ જેમ ધર્મભાવના જાગૃત થશે તેમ તેમ આપણે તે પ્રમાણે કાર્ય કરવા લાગીશું જીવનચરિત્રો કે સહવાસની અસર જેને પોતાના પર પરિણામ કરવાની ઈચ્છા હશે–જીવન બદલવાની ઇચ્છા હશે તેના પર થશે

છાપખાનામાં કેટલાગે સદ્ગ્રંથો છપાય છે જો સદ્ગ્રંથોના વાચનથી ઉન્નતિ થતી હોત તો છાપખાનાનો ક્યારનો ઉદ્ધાર થઈ ગયો હોત એટલે જેને જીવન શુદ્ધ કરવું છે તે ગમે ત્યાંથી પણ ઉપદેશના શબ્દો ગ્રહણ કરશે દત્તાત્રયે ચોવીસ ગુરૂ કર્યા. તેમણે જેની જેની પાસેથી જ્ઞાન લીધું તે તે સર્વેને તેમણે ગુરુ માન્યા મનુષ્ય જ્ઞાન લેવાની દૃષ્ટિ રાખે તો કોઈની પણ પાસેથી તે લઈ શકે છે–પછી ભલે તે વ્યક્તિ સામાન્ય હોય કે વસ્તુ નાની હોય એક સંતે નદીમાં એક ઘાસ ઊગેલું તેના પરથી જ્ઞાન લીધેલું તેમણે જોયું કે નદીમાં પૂર આવે ત્યારે મોટા મોટાં ઝાડ ઊખડી જાય છે, જ્યારે એક તૃણ જેમ પૂર આવે તેમ નમે છે અને પૂર ઊતરી જાય ત્યારે પોતાની અસલ સ્થિતિમાં આવી જાય છે તે ઉપરથી તેમણે નમ્રતાનો બોધ લીધો સાકર રેતીમાં પડી હોય તો મોટામાં મોટો હાથી પણ શોધી શકતો નથી જ્યારે કીડી તેને ઉપાડી શકે છે એટલે બોધ તો કોઈ પણ વસ્તુ પરથી લઈ શકાય છે નમ્રતાથી હૃદય શાંત મન સ્થિર રહે છે, અહંકારથી નહિ અહંકારથી હૃદયનું દ્વાર બંધ થઈ જાય છે સુધરવાનો માર્ગ બંધ થાય છે કોઈ આપણા માનસિક દોષ બતાવે તો આપણે તુરત ગુસ્સે થઈ જઈએ છીએ જ્યારે વૈદ આપણા શારીરિક દોષો બતાવે તો તે દોષોને તુરત જ કબૂલ કરીએ છીએ આ બતાવે છે કે આપણને પોતાના માનસિક દોષો કાઢવા પસંદ નથી અને ઊલટું આપણે સારું દેખાડવા પ્રયત્ન કરીએ છીએ કોઈ ધનવાનને આપણે લોભી કે કંજૂસ કહીએ તો તેને તે પસંદ પડશે નહિ, પણ કંજૂસાઈ કર્યા વગર કે લોભ વગર ધનવાન બની શકાય ખરું ?

એટલે કોઈને પોતાના દોષ પસંદ પડતા નથી પણ જેને દોષો કાઢવા છે તે પોતાના દોષો સાંભળવાથી સાવધાન થાય છે દોષો કાઢવા માટે નમ્રતા જોઈએ, વિવેક જોઈએ સદ્ગુણ પર નિષ્ઠા જોઈએ સંતે કહ્યું છે કે જેને પોતાનું કલ્યાણ કરવું છે તેણે નિષ્ઠાવંત ભાવને પકડવો જોઈએ કોઈ નિંદા કરે કે સ્તુતિ કરે તે તરફ ન જોતાં તે પ્રભુનું ભજન કરે. ભાવ ન હોય તો કલ્યાણ કેવી રીતે થાય ? કેવળ ઉપર ઉપરની શ્રદ્ધાથી કલ્યાણ નહિ થાય સંતોએ બતાવેલા ધર્મમાર્ગે ચાલવાથી જ આપણું કલ્યાણ થશે, પણ આપણને જેમણે ધર્મમાર્ગ સૂચવ્યો તેમને જ આપણે પહેલાં મારી નાખ્યા અને મારી નાખ્યા પછી આજે તેમને પૂજીએ છીએ આજે તેમના કરોડો અનુયાયીઓ છે અને તેમનાં કેટલાય મંદિરો બાંધ્યા છે મંદિરો બાંધીને કે તેમની પૂજા કરીને તેમણે બતાવેલા માર્ગે જવાની કદાચ આપણી ઈચ્છા હશે, પણ આજે દેખાય છે કે આપણી ભક્તિ કામનિક છે કામનિક ભાવથી કલ્યાણ કેમ થાય ? ગીતામાં કૃષ્ણે કહ્યું છે કે જ્યારે અધર્મનો ફેલાવો થશે ત્યારે ત્યારે હું અવતાર લઈશ અને અધર્મનો નાશ કરીશ જો તે પ્રમાણે હોત તો તેમના સમયમાં તેઓ હોવા છતાં, અઢાર અક્ષૌહિણી સેના નાશ કેમ પામી ? ખુદ તેમના જ યાદવકુળો અંદર અંદર દારૂ પીને શા માટે લડ્યાં ? તેમનાં કુળનો નાશ કેમ થયો ? એટલે સાક્ષાત પરમાત્મા હોય, અગર આવે તો પણ અધર્મથી ચાલવામાં આપણો વિનાશ જ છે

આપણે આપણું કલ્યાણ કરવું હોય તો સમર્થ પુરુષે બનાવેલા ધર્મમાર્ગનું આચરણ કરવું જોઈએ ધર્મ તે છે કે જે આપણને સંયમ શીખવે, ત્યાગ તરફ લઈ જાય, આપણને માનવતા શીખવે, ધર્મનું મૂળ સમભાવ છે સમભાવ ત્યારે આવે જ્યારે આપણામાં આત્મભાવ વિકસિત થાય તો જે પોતાના શરીરને આત્મા સમજે છે તેનો આત્મભાવ એટલો વિકસિત થયો નથી જે પોતે જીવ છે, પણ જેનામાં બીજાને દુઃખી જોઈને કરુણા આવે છે અને તેને માટે જે કંઈક કરી છૂટે છે તેનો આત્મભાવ તેટલો વિકસિત થયો છે આપણે સંકુચિત ભાવ છોડી દેવો જોઈએ જે કોઈ છે તે ભાવને પકડવો જોઈએ-ત્યારે જ આપણી આત્મીયતા વધશે આગગાડી આપણા એકલા માટે નથી બનાવી, બજારો પણ આપણા માટે નથી બનાવ્યાં, શાળાકોલેજ પણ આપણા એકલા માટે નથી બનાવી, સર્વ સર્વને માટે બનાવ્યું છે આપણે જે કાંઈ જ્ઞાન લીધું, જે ધન



[ અનુ૦ પૃષ્ઠ ૯૪

# નિષ્ઠાનું કાર્ય

રવીન્દ્રનાથ ટાગોર

નિષ્ઠા આપણને માત્ર સુક્કા વેરાન માર્ગ પર વિના કંટાળ્યે ચાલવાની ટેવ પાડે છે એટલું જ નહિ, એ આપણને જાગૃત પણ કરી દે છે. રોજ એક જ રીતે ચાલતાં ક્યારેક આપણામાં શિથિલતા કે અન્યમનસ્કતા આવી જાય છે. નિષ્ઠા આપણને ક્યારેય રાહ ભૂલવા નથી દેતી. એ આપણને ઢંઢોળીને, જાગૃત કરીને કહે છે : 'અરે આ શું ચાલે છે? તમે શું કરી રહ્યા છો? શિયાળામાં ધ્યાન નહિ રાખો તો ઉનાળામાં હેરાન થશો. તમારા માટલામાં કાણું પડયું છે, ત્યાંથી પાણી ચૂવે છે, જો એ તરફ ધ્યાન નહિ આપો તો તરસ લાગશે ત્યારે શું કરશો ?'

દિવસ આખામાં આપણે કેટ-કેટલી રીતે શક્તિનો બગાડો કરીએ છીએ તેનો કંઈ સુમાર નથી. કેટલી નકામી વાતોમાં ને નકામાં કામોમાં શકિત ખરચાતી જાય છે, એવે સમયે નિષ્ઠા યાદ આપે છે : 'આ અત્યારે જે વસ્તુને તમે જ્યાં ત્યાં ખર્ચી નાખો છો તે અત્યંત જરૂરી ચીજ છે, જરા શાંત રહી જરા સ્થિર થાવ, આટલું વધારે અતિશયોકિતભર્યું ન બોલો. આમ હદબહાર બેફામ રીતે ન વર્તો. પીવા માટે જે પાણી ખૂબ કાળજીપૂર્વક ભેગું કરવું જોઈએ તેમાં નાહક પગ ડુબાડીને ન બેસો. આપણે જ્યારે અતિશય ભાન ભૂલ્યા બની ગળાબૂડ તુચ્છતામાં ઊતરી ગયા હોઈએ છીએ ત્યારે પણ એ આપણને ભૂલતી નથી. કહે છે : 'અરેરે ! આ તે શું કર્યું ?' જાણે એ હૈયા પાસે જ બેઠી છે. એની નજર બહાર કંઈ જ જતું નથી.

સિદ્ધિપ્રાપ્તિની નિકટ પહોંચતાં પ્રેમની સહજ પ્રાજ્ઞતા સાંપડે છે અને ત્યારે વિવેકદૃષ્ટિ આપોઆપ આવી જાય છે. સાચો કવિ જેમ સહજપણે જ છંદ જાળવતો પોતાની કૃતિમાં આગળ વધે છે તેમ સહજ રીતે જ જીવનને પૂર્ણ સૌન્દર્યમાં જીવતું બનાવી શકાય ત્યારે સ્ખલન જ વિરલ બની જાય, પરંતુ શૂન્યતાના કાળે જ્યારે એ આનંદની સ્વાભાવિક શકિત આપણે ખોઈ બેસીએ છીએ ત્યારે ડગલે ને પગલે માર્ગ ચૂકી જઈએ છીએ. થોભવાનું નથી હોતું ત્યાં ચાલવાની આળસ આવે છે અને જ્યાં થોભવાનું હોય છે ત્યાં ગતિ આપણા કાબૂ બહાર ચાલી જાય છે એવે સમયે આ કઠોર નિષ્ઠા જ આપણી એક માત્ર સહાયક બની રહે છે. એ પ્રહરી સદા જાગ્રત જ છે. એ આપણને કહે છે 'આ શું ? તમારી આંખમાં આ લાલાશ શેની ? આ જાતને મોટી દેખાડવાની વૃત્તિ તમારામાં ક્યાંથી આવી? પેલો શત્રુતાનો કાંટો તમારી સ્મૃતિમાં ભોંકાયેલો જ કેમ રહે છે? આજે અનાયક તમારા અંતરે આવો ક્ષોભ શાને? આ અત્યારે રાત્રે નિદ્રાટાણે, પવિત્ર, નિર્મળ નિદ્રાની ગોદમાં પ્રવેશવા જેવી શાન્તિ તમારા અંતરમાં કેમ નથી ?'

સાધનાકાળે નિષ્ઠાની આ સદા જાગૃતતા જ આપણા માટે સૌથી શ્રેષ્ઠ આનંદ હોય છે, એ પ્રહરી જાગૃત છે, તેનું જેટલું ભાન તેટલી જ હૈયામાં ઊંડી નિરાંત અનુભવાય છે જે ક્યારેક કોઈ આત્મવિસ્મૃતિની અંધારી વેળાએ એ નજરે નથી પડતી ત્યારે જ આફતના ઓળા નજીકમાં વરતાય છે. જ્યારે પરમ સખાનો મેળાપ નથી થતો ત્યારે નિષ્ઠા જ આપણી પરમ સખા બની જાય છે. એની ઉગ્ર મૂર્તિ નિત્ય શુભ્ર સૌંદર્યે મઢાયેલ બની જાય

છે. એ અચંચલ, ભોગવિરત, પુણ્યશ્રી તપસ્વિની આપણી શૂન્યતામાં શકિત, શાન્તિ અને જ્યોતિ–દાતા બની આપણી રંકતાને રમણીય કરી મૂકે છે.

પ્રિય પ્રદેશ તરફ કોલંબસનો વિશ્વાસ જ્યારે ગાઢ બન્યો ત્યારે એ દિશાદોર વિનાના અજાણ્યા સાગરની વાટે નિષ્ઠાએ જ એને નિત્ય હિમ્મત આપી હતી એના નાવિકોનાં મનમાં એ વિશ્વાસ ગાઢ નહોતો, તેમ જ સાગરસફરમાં એમને નિષ્ઠા પણ નહોતી. તેઓ કઈક બાહ્ય સફળતાનાં ચિહ્નો જોવા નિત અધીરા થતા હતા અને એવા કઇજ ચિહ્નો જોવા ન મળતા એમની શક્તિઓ જડ બની જતી હતી. એ કારણે દિવસો વીતવા છતા એમની સફરનો અંત નહોતો આવતો અને એમની અધીરતા એટલી જ વધતી જતી હતી. તેઓ બળવો પોકારવાની તૈયારીમા હતા, તેમને પાછા વળવું હતું છતા કોલંબસની નિષ્ઠા–બહાથી કિનારો નિકટમાં હોવાના કઇ જ ચિહ્નો કળાતાં ન હોવા છતાયે–અચળ હતી. એક વાર તો એવા સંયોગો પણ ઊભા થયા હતા કે 'હવે નાવિકોને વધુ વખત રોકી શકાય એમ નથી, હોડી તેઓ પાછી વાળશે જ' એમ લાગ્યુ હતુ, પણ બરાબર તે પછી થોડે જ સમયે કિનારાનાં ચિહ્નો જણાવા લાગ્યા. એ નજીકમા જ છે તે વિશે કોલંબસને કઇ જ આશંકા ન રહી અને ત્યારે સૌએ આનંદમાં આવી ઉત્સાહથી આગળ વધવાની ઈચ્છા દર્શાવી. સૌ કોલંબસને ખરો મિત્ર માની તેને ધન્યવાદ આપવા લાગ્યા.

સાધનાના પ્રારંભમાં સહાયક કોઈ હોતું નથી સહુ શંકા–આશંકા કરતાં તેમાં વિઘ્નો ઊભાં કરે છે અને ત્યારે આપણને પણ બાહ્ય રીતે કોઇ સ્પષ્ટ ચિહ્નો નથી જણાતાં કે જેને આપણે આપણી સાચી માન્યતાના સાચા પુરાવા રૂપે આપણી જાત પાસે કે અન્ય સૌની સામે ધરી શકીએ. એવે વખતે મધદરિયે શંકા અને વિરોધનાં વાતાવરણ વચ્ચે પળવાર માટે પણ નિષ્ઠા આપણો ત્યાગ કરતી નથી. કિનારો નજીક આવતાં કિનારાનાં પંખીઓ જ્યારે તમારા સઢ ઉપર અને સઢની આસપાસ ઊડવા માડશે, જ્યારે કિનારા બાજુનાં કીણાળાં મોજાઓ સાગરના તરંગો સાથે નૃત્ય આરંભશે ત્યારે ધન્યવાદ અને અનુકૂળતાની ખોટ નહિ રહે. પરંતુ ત્યાંસુધી તો નિત્ય, પ્રત્યેક દિવસે અને પળે પળે માત્ર નિરાશાને જીતનારી નૈરાશ્યજયી નિષ્ઠા, આઘાતસહિષ્ણુ નિષ્ઠા, બાહ્યઉત્સાહથી નિરપેક્ષ નિષ્ઠા, નિન્દાથી અવિચલિત નિષ્ઠા જ જાળવવાની છે. કોઇ પણ રીતે, કોઈપણ કારણે એ નિષ્ઠા ન જ ચુકાય. એ જાણે આપણી દિગ્દર્શક છે દિશાદર્શક યંત્ર તરફ એ નજર માંડી રાખશે, ત્યાં સુધી એ સુકાન સાચવીને ત્યાં બેઠી જ રહેશે

પૃષ્ઠ ૮૨ થી ચાલુ ]

કમાયા તે સર્વ પાસેથી લીધુ છે જે જ્ઞાન આપણે લીધું તેમા અનેક ।પુરુષ ર્ગને, અનુભવોનો ગ્રંથોનો, ઈષ્ટ મિત્રોનો ફાળો છે.

માટે સર્વની પાસેથી આવેલુ સર્વને આપવું જોઈએ. કુદરતનો નિયમ છે કે જેટલુ લઇએ તેટલુ આપવું જોઇએ જો એકલુ લીધા જ કરીએ અને આપીએ નહિ તો આપણો નાશ થાય. જેમ કે અન્ન ખાઈએ, પણ અશુદ્ધિ કાઢી ન નાખીએ તો મરી જ જઇએ નદીનુ પાણી વહે છે એટલે શુદ્ધ રહે છે, તેવી જ રીતે મનુષ્યે શુદ્ધ રહેવુ હોય તો તેનામાં ચેતનતા, તેજસ્વિતા પ્રખરતા જોઇએ એટલુ આવે તેટલું પોતાની પાસે રાખે તે કંજૂસ છે. તેને માનવધર્મની કિંમત નથી ચારિત્ર્ય, શીલ, સદ્‌ગુણ ધર્મ માનવતાને માટે છે સંતોએ આપણને તે જ શીખવ્યું સંતોનું હૃદય વિશાળ હોય છે. તે એક ગામના, પ્રાંતના કે રાષ્ટ્રના નથી રહેતા, પણ જે કંઇ કરે છે તે સર્વ માનવતાને માટે કરે છે. આપણે તેમની પાસે જઇને તેમના ઉપદેશોને ગ્રહણ કરવા જોઇએ ઉપદેશોને ગ્રહણ કરવા માટે આપણે આપણુ વાસણ જેટલું મોટું લઈ જઇશુ તેટલુ ભરીને લાવીશું કબીરે કહ્યું છે :

"આધ નદી એક સમ, સબ કોઇ કે દેત.
હાથ કુંભ જીસકા જૈસા તૈસા હી ભર દેત"

તેથી જો જીવનનો હેતુ હૃદયની શુદ્ધિ કરવાનો હોય તો તેની પાસેથી આપણે તે લઈને આવીશું

# ગરીબાઈ એક ગુનો છે?

ગુરુદયાળ મલ્લિકજી

"પ્રભુની લીલા અજબ છે, તે મને પોતે જ બીજાને પ્રેમ કરવનુ શીખવે છે, પણ જ્યારે હું પ્રેમ કરું છું, ત્યારે તે મને શૂળી પર ચડાવે છે"

એનું નામ હતું સુંદરી તે નીલગિરિના એક વનમાં રહેતી હતી. તે પાંચ બચ્ચાંની મા હતી. તેનો પતિ બે વરસ પહેલાં ગુજરી ગયો હતો. તે બાજુમાં આવેલા શહેરના ગ્રંથાલયનો એક નાનો કારકુન હતો. પણ તેનામાં એક વિશિષ્ટ ગુણ હતો.



જે કોઈ ગ્રંથાલયમાંથી નવી ચોપડી લેવા આવતો અથવા વાંચીને ચોપડી પાછી આપવા આવતો તેની સાથે એ બહુ વિનયપૂર્વક અને હસીને વાતો કરતો તેથી લોકોએ એનું નામ પાડ્યું હતું 'હંમેશ હસમુખ સુબ્રામનિયમ. જ્યારે તેનું અવસાન થયું ત્યારે તેની ઉંમર ફક્ત ૨૭ વર્ષની હતી. એક દિવસના તાવથી તે એટલો નિર્બળ થઈ ગયો હતો કે બીજે દિવસે સવારે પથારીમાંથી ઊઠતી વખતે એકાએક તેનો શ્વાસ બંધ થઈ ગયો.

જ્યારથી સુંદરી વિધવા થઈ ત્યારથી તેનું પોતાનું અને પાંચ બચ્ચાંનું પોષણ તેને ભારરૂપ થઈ પડ્યું. તેનો પતિ કંઈ સંપત્તિ મૂકી ગયો ન હતો, જો કે એના મૃત્યુ પછી ગ્રંથાલયની સમિતિએ એના કુટુંબના તાત્કાલિક ગુજરાન માટે થોડી રકમ આપી હતી. પણ તે તો સાત મહિનામાં જ ખરચાઈ ગઈ હતી. તેથી સુંદરીએ ગુજરાન માટે બે ગાયો રાખી હતી અને તેનું દૂધ વેચીને ઘણી મુશ્કેલીથી કોઈ પણ રીતે ઘર ચલાવતી હતી. પરંતુ ગરમીની મોસમમાં જ્યારે નજીકના બંગલામાં મુંબઈથી એક શેઠ અને શેઠાણી હવાફેર માટે આવતાં, ત્યારે એની કમાણીમાં વધારો થતો ખરો. તે શેઠાણીની સેવિકા તરીકે એ કામ કરતી અને દર મહિને ત્રીસ રૂપિયાનાં કમાણી કરતી.

એના પતિની માફક સુંદરી પણ સદા હસતી જ રહેતી. કેટલુંયે કામ હોય હોય તોય તેના મુખ પર વિષાદની કે થાકની નિશાની દેખાતી નહીં. અને તે પોતાનું કામ પણ આનંદથી અને ઝડપથી કરતી જેથી કામ કરતાં કરતાં તે પોતાના બચ્ચાં તેમજ પોતાનાં બચ્ચાં જેટલી જ વહાલી ગાયોને વારંવાર જોવા જઈ શકતી.

સુંદરીમાં એક બીજો પણ ગુણ હતો. તેણે અંગ્રેજી એક-બે ચોપડી જેટલો અભ્યાસ કર્યો હતો, તેથી તે અંગ્રેજી બહુ જ થોડું સમજી શકતી. એની માતૃભાષા તામિલ હતી, અને એનાં શેઠ-શેઠાણી એ ભાષાથી અપરિચિત હતાં. એ કારણે શેઠ કે શેઠાણીને સુંદરીને જ્યારે કંઈ પણ કહેવાનું હોય ત્યારે તેઓ એની સાથે અંગ્રેજીમાં વાતચીત કરતાં. સુંદરી પણ કામ પૂરતું સમજી લેતી પરંતુ પ્રત્યેક વખતે શેઠ કે શેઠાણીની વાત સાંભળીને તે કહેતી "થેંક યૂ" (આપનો આભાર માનું છું) જ્યારે કામની બાબતમાં એને કંઈ કહેવામાં આવતું અથવા કોઈ વખતે શેઠ કે શેઠાણી તેના કામથી અસંતોષ પામીને ગુસ્સે થતાં, ત્યારે પણ તે "થેંક 'યૂ' કહેતી અને હસતી. એથી ગુસ્સે થનારનો ગુસ્સો પણ તરત જ ઉતરી જતો.

એક વખતે શેઠ અને શેઠાણીની સાથે મુંબ-

ધ્યાથી એક નોકર આવ્યો તેની ઉંમર લગભગ ચાલીસ વર્ષની હતી તેનું લગ્ન થયું હતુ પણ તેને એકેય સતાન ન હતુ તેથી તે સદા ઉદાસ રહેતો હતો તેણે ઘણા દાક્તરો અને સાધુઓની સલાહ લીધી પણ તેના ઘરને કલ્લોલતુ કરવા માટે પગ લીના પાડનારનું આગમન ન થયુ એ નોકરનું નામ હતુ સીધારામ

સીધારામ પણ પોતાના કામમા હોશિયાર હતો અને તે પણ અગ્રેજી થોડુ થોડુ સમજતો હતો. જ્યારે તેનું કામ પુરૂ થઈ જતું ત્યારે તે પોતાની ઓરડીમાં જઇને એકલો બેસતો કોઇ કોઇ વખતે તે પોતાની માતૃભાષામાં કે હિ દીમાં કોઈ પુસ્તક કે પત્રિકા વાચતો પણ વાંચતાં વાંચતા જ્યારે સુ દરીના નાનાં બચ્ચાઓના રમવાનો અવાજ તેના કાન પર પડતો ત્યારે તેનું હૃદય વ્યાકુળ થઇ જતુ તે વાંચવાનું બધ કરતો તેની આખમા આંસુ આવી જતાં અને તે પ્રભુને કહેતો, હે પ્રભુ, મે એવુ કયુ પાપ કર્યું છે કે મને તે એકેય બાળક આપ્યુ નહી ? જ્યારે આ બિચારી સુ દરીને બે ટક ખાવાનુંયે પૂરતુ મળતુ નથી એને તે પાચ પાંચ બાળકો આપ્યાં છે ! વાહ, ભગવાન, તારો ઇન્સાફ !' સીધારામ તો બાળકઘેલો હતો તેથી કોઇ કોઇ વાર તે શહેરમાં જતો ત્યારે સુ દરીના બાળકો માટે કઈને કઈ રમકડુ અથવા મિઠાઇ અચૂક લઇ આવતો બચ્ચાઓ પણ તેને ખુબ ચાહતાં હતા અને તેને ખૂબ વહાલ કરતાં અને તેને જેઇને 'મામા"–"મામા' કહેતાં

એક રાતે સુ દરીનો સૌથી નાનો બાળક અચાનક સખત માંદો પડયો અને જોર જોરથી રડવા લાગ્યો સીધારામે બચ્ચાના રડવાનો અવાજ સાભળ્યો અને તેનાથી રહેવાયું નહી તરત જ તે સુ દરીની ઓરડી તરફ ગયો, બારણું ઠોકયુ અને પૂછ્યુ, 'બચ્ચાને શુ થયું છે ?" સુ દરીએ જવાબ આપ્યો, "એના પેટમાં દુ ખે છે"

'તો હુ દાક્તરને બોલાવી લાવુ ?" સીધારામે ફરીથી પૂછ્યુ

સુ દરીએ પ્રત્યુત્તર આપ્યો, "દાકતરનું ઘર તો અહીથી ચારેક માઇલ દૂર છે તમે અધારામાં એકલા જ ગલના રસ્તે શી રીતે જશો ? ભગવાન મારા દીકરાને સાજો કરી દેશે'

પણ સીધારામનું મન માન્યુ નહી પર તુ એ શુ કરી શકે એમ છે ? લાચાર બનીને તે પોતાની ઓરડીએ પાછો ફર્યો, પણ તેણે બારણુ ખુ લ્લુ જ રાખ્યુ જેથી જો જરૂર પડે તો તરત જ તે સુ દરીની ઓરડીએ પહોચી શકે એવી રીતે તે આખી રાત જાગતો પડી રહ્યો

સવાર પડી પોતાને કામે બ ગલે ગયો દરરોજના ક્રમ મુજબ તેણે બધુ કામ કર્યું અને પછી દસ વાગે પોતાની ઓરડીએ જરા આરામ લેવા માટે પાછો ગયો જતા જતાં રસ્તામાં બચ્ચાંની ખબર પૂછતો ગયો

તે ઓરડીમા આરામ કરતો હતો ત્યારે બ ગલાના બીજા નોકરે રાતે સીધારામને સુ દરીની ઓરડી ભણી જતો ફકત જોયો જ હતો, તેણે શેઠાણીને જઇને કહ્યુ, 'શેઠાણીજી, મને તો કઈ ગડબડ ગોટાળો લાગે છે ' શેઠાણી હતાં ભોળા સ્વભાવના તેણે નોકરની વાત તરત જ માની લીધી તેણે હુકમ કર્યો કે બપોરથી જ સુ દરીને બ ગલામાં આવવાની અને કામ કરવાની બધી છે શેઠાણીનો હુકમ સાભળીને સુ દરીએ પોતાની ટેવ મુજબ "થેંક યૂ" કહ્યુ અને હસતી હસતી તે પોતાની ઓરડીએ પાછી ફરી

જ્યારે સીધારામે આ બધી વાત સાંભળી ત્યારે તેને ઘણુ દુ ખ થયું પહેલા તો તેને એમ લાગ્યું કે તે પણ પોતાની નોકરી છોડી દે તો સારુ કારણ કે સુ દરીને જે અન્યાય થયો હતો તે એનાથી સહન થતો ન હતો પણ તે પોતાના સ્વભાવ પ્રમાણે ચૂપચૂપ કામ કરવા લાગ્યો કોઇની સાથે વધારે વાતચીત કરી નહી. છેવટે તેણે કામ ચાલુ રાખવાનું નક્કી કર્યું

સાંજ પડી સીધારામ કામ પરથી પરવારી

પોતાની ઓરડીએ આવ્યો. ત્યાં તે બેઠો બેઠો આંસુ સારવા લાગ્યો અને પ્રભુના દરબારમાં પોતાની અરજી કરી રહ્યો હતો : "હે ભલા ભગવાન, મને તેં એક બચ્ચુંયે ન આપ્યું, પણ બીજાના બચ્ચાંઓને મેં વહાલ કર્યું એ માટે તેં બચ્ચાંઓની મા પર કોપ વરસાવ્યો. આ તારો શો અન્યાય! તને જો આવી લીલા કરવામાં આવી મજા પડતી હોય તો તારી એવી લીલા ફક્ત સ્વર્ગમાં જ કરતો રહે, આ ધરતી પર કરવાનું છોડી દે." એને એટલું દુઃખ થયું કે એ જમ્યા વિના રાતે સુઈ ગયો.

રાતે એક વાર સીધારામ ઊઠયો અને પોતાના મનને શાંત કરવા માટે તે જંગલમાં એકલો જઇને બેઠો. કોઇ વાર ઊંચાં યુકેલિપ્ટસનાં ઝાડો તરફ જોતો અને કોઈ વખતે આકાશના તારા તરફ. સવાર થવા આવી, ધીમે ધીમે મધુર પવન વાવા લાગ્યો. ઝાડની ડાળ થોડી થોડી હાલવા લાગી. સીધારામને એમ લાગ્યું કે ઝાડ કંઇ વાત કરે છે. એટલે તે ઝાડનો 'સ–સ' અવાજ સાંભળવા લાગ્યો. તેને એમ લાગ્યું કે સુંદરીને જે અન્યાય થયો હતો એની ફરિયાદ ઝાડ પણ પ્રભુને કરી રહ્યાં છે: "શું ? એવો છે તારો ન્યાય! તને તો લોકો દયાળુ કહે છે. શું ? એવી છે તારી દયા !"

"ત્યાં તો "કુદરતની ઘડિયાળ" કૂકડાએ બાંગ પોકારી : "કૂકરે....કૂક" સીધારામ ઊઠયો અને પોતાની ઓરડીએ જઇ તૈયાર થઈને બંગલે કામ કરવા ગયો. તે હજી શેઠનો કામ કરવાનો ઓરડો સાફ–સૂફ કરી રહ્યો હતો ત્યારે તેના કાન પર એક ગીતના થોડા શબ્દો અથડાયા. કોઇ જંગલમાંથી પસાર થઈ રહ્યું હતું અને મોટે અવાજે ગાઈ રહ્યું હતું :

"અજબ ઇસરાર હૈ ઉસકા,
 મુઝે વહ ખુદ ઇશક સિખાતા હૈ,
મગર જબ મૈં ઇશક કરતા હું,
 તો સુલી પર ચઢાતા હૈ."

(પ્રભુની લીલા અજબ છે, તે મને પોતે જ બીજાને પ્રેમ કરવાનું શીખવે છે. પણ જ્યારે હું પ્રેમ કરું છું ત્યારે તે મને શૂળી પર ચડાવે છે.)

સીધારામે એ શબ્દો સાંભળ્યા. તેણે પોતાના મનમાં કહ્યું : "વાત તો સાચી છે. પણ ભલા એમ કેમ થતું હશે કે પૈસાવાળાઓ જ્યારે કોઇ બીજા સાથે અનીતિમય પ્રેમ પણ કરે છે ત્યારે કોઇ એને કંઈ કહેતું નથી; અને અમે ગરીબ લોકો સાચી લાગણી ધરાવીએ તોયે લોકો નિંદા કરી આંગળી ચીંધે છે. અને પ્રભુ પણ છાનોમાનો બેસી રહે છે! શું ગરીબાઈ પણ એક ગુનો છે!"



પૃષ્ઠ ૯૦ થી ચાલુ ]
નથી. પગાર પંચ તો બિચારું છે.

### દસ વર્ષ

પહેલી મેને દિવસે ગુજરાત રાજ્યની સ્થાપના થયે ૧૦ વર્ષ પૂરાં થયાં આ ૧૦ વર્ષમાં રાજ્યે પ્રગતિ નથી કરી એવું નથી.' ખાતર અને તેલ રિફાઇનરી બાબતમાં ગુજરાત રાજ્યે હરણફાળ ભરી છે અને પેટ્રો-કેમિકલ સંકુલની સ્થાપના એ આગેકૂચને જારી રાખશે. લઘુ ઉદ્યોગો, વીજળી અને સિંચાઈ ક્ષેત્રે પણ રાજ્યે પ્રગતિ કરી છે. સ્થિરતાની દૃષ્ટિએ જોઈએ તો ગુજરાતમાં પણ વાતાવરણ સ્વચ્છ રહ્યું છે અને ઔદ્યોગિક શાંતિ ઠીક ઠીક જળવાઈ રહી છે. આણંદની ડૉ. કુરિયનની દૂધ યોજના આખા દેશનું ગૌરવ છે. કચ્છના પછાત વિસ્તારને રણમાંથી રેલવે દ્વારા જોડાણ આપી એક મોટી ઊણપ દૂર કરી છે તારાપુરના અણુ વીજળી ઘરમાંથી ગુજરાતને પુરવઠો મળવા લાગ્યો છે. ઉત્તર ગુજરાતમાં પણ એક વીજળી મથક સ્થપાઈ રહ્યું છે. ગિરના જંગલને અભયારણ્ય તરીકે વિકસાવવાની યોજના આકાર લઈ રહી છે. ગિરનું જંગલ તો રાષ્ટ્રીય ઉદ્યાન બની શકે તેટલું સમૃદ્ધ છે, અને નૈસર્ગિક યોગ્યતા ધરાવે છે. કંડલાનું મહાબંદર આયાત-નિકાસને વેગ આપવા તૈયાર ઊભું છે. અન્ન સ્વાવલંબન ક્ષેત્રે ગુજરાત પાછળ રહી ગયું છે તે ખૂંચે એવી બાબત છે. આ બાબતમાં ગુજરાત છતવાળું રાજ્ય બને તેવો પુરુષાર્થ કરવો રહ્યો. તેવી બીજી ઊણપ પીવાના પાણીની ખેંચની છે. ઉનાળો આવતાં ગુજરાતના સેંકડો ગામડાં અને શહેરોને આ તકલીફ મૂંઝવે છે આ બે ક્ષેત્રે નોંધપાત્ર કામગીરી કરવાની બાકી રહે છે—ગુજરાત સરકાર ૧૯૭૨-ની ચૂંટણી સુધી ટકી રહે તો પછી હરકત આવે તેવું અત્યારે તો લાગતું નથી.



### જીવનનો આનંદ

જીવનનો ખરો આનંદ તો એમાં છે કે જ્યારે આપણે કોઇને એ આનંદમાં ભાગીદાર બનાવી શકીએ. ભાગીદારીની આ પરંપરા જ કદાચ વિશ્વને ટકાવી રહી છે.

# ઇજીપ્તનું પુરાણું વૈદકશાસ્ત્ર

એક ઐતિહાસિક સંકલન : ડૉ. મહેન્દ્ર એમ. જોષી

જેમ દુનિયાના વિવિધ દેશોને તેમની આગવી સંસ્કૃતિ, કલા, રીતરીવાજો હોય છે તેવી જ રીતે તબીબી વિદ્યા પણ દરેક રાષ્ટ્રની આગવી છે. પુરાણી વિદ્યાઓમાં ખાસ કરીને આ આરોગ્ય શાસ્ત્રમાં ઇશ્વરને મધ્યબિંદુ રાખી તેની રચના કરાઇ છે. ઇજીપ્તમાં પણ આ પુરાણા સંસ્કારો પડેલા છે. ઇજીપ્તમાં 'થોય' નામના ઇશ્વરે આ શાસ્ત્રનું સર્જન કર્યું છે તેમ માનવામાં આવે છે એટલું જ નહિં પણ બસ્તિ (Enema)નો શોધક પણ આ 'થોથ' મનાય છે 'હયુડાઉટસ' નામના એક ઇતિહાસવિદ્‌ના મત મુજબ ઇજીપ્શીયનોના મતે રોગનું મુખ્ય કારણ આંતરડાના અંત ભાગમાં મળ ભરાઈ જવો તે છે. અને તેથી રોગોની સારવારમાં તેઓ આપણા આયુર્વેદના પંચકર્મના બે કર્મો, વમન તથા વીરેચન મુખ્યતયા અજમાવે છે. અને નિયમિત રીતે લોકો મહિનામાં ત્રણ દિવસ વમન તથા વિરેચન કરે છે. ઇજીપ્તની પુરાણી પ્રથા કે જેમાં મૃત માનવીના શરીરમાં અમુક મસાલાઓ ભરી સાચવી રાખવામાં આવે છે જેને 'મમી' કહેવામાં આવે છે. આ પ્રથાથી માનવ શરીરની વિવિધ રચનાના પાસાઓ તેમની જાણમાં વિશેષ હોવા છતાં શરીર રચના (Anatomy)ને તે લોકો તેમના ઔષધ શાસ્ત્રમાં બહુ મહત્વ આપતા જણાતા નથી. તેમના મત મુજબ આ શાસ્ત્રની શરીર ક્રિયા (Physiology) અંગે તેઓ માને છે કે હૃદય મુખ્ય અવયવ છે અને તેમાંથી વિવિધ નાડીઓ દ્વારા શરીરના અન્ય અવયવો જોડાયેલા છે અને આ અવયવો સમુહગત રીતે શરીરમાં તમામ પ્રક્રિયાઓ કરતા હોય છે. બેબીલોનીયન અને હિન્દુ શાસ્ત્રની શરીર ક્રિયાથી તેઓ મુળભુત રીતે સિદ્ધાંતની દૃષ્ટિએ જુદા પડે છે અને તેઓ દરદીની નાડી (Pulse)ને અતી મહત્વ આપે છે. લગભગ ૧૫૦૦ વર્ષો પૂર્વે 'એબર્સ' પેપીરસ'માં તેમના જણાવ્યા મુજબ તેઓ કહે છે કે નાડીને સ્પર્શ કરતા તમે હૃદયની ગતી જાણો છો. જે હૃદય શરીરના હાથ પગની શીરા ધમનીઓથી બદ્ધ છે અને શરીરમાં આ પ્રકારની બેતાલીસ નાડીઓ રહેલી છે જેનું વર્ણન કરવામા આવ્યું છે અને આ નાડીઓમાં જલ, વાયુ, લોહી અને શરીરના મળ (Excreta) આધારે શરીરમાં પ્રવર્તીત હોય છે. આ શરીરનો મળ શારીરિક સમ અવસ્થામાં નાડીઓ દ્વારા ગુદાના ભાગ તરફ લઇ જવામાં આવે છે. પરંતુ જો શરીરમાં કોઇ પણ રોગનો પ્રાદુર્ભાવ થાય તો અને તેમાંયે ખાસ કરીને મળની કબજીયાત અવસ્થામાં આ પ્રવૃત્તિ ઉંધી ચાલવા લાગે છે અને મળથી હૃદય તરફ જતી નાડીઓની અવસ્થામાં વિષમ બનીને પ્રાકૃત કાર્યમા રૂકાવટ આવી જાય છે અને તેને લઈને દુખાવો તથા નાડીની ગતી ધીમી થવા લાગે છે. તેઓ એમ પણ માને છે કે શરીરની અંતર્ગત રહેલ દરેક અવયવ પોતે જ એક જીવંત પદાર્થ છે જે શરીરની અંદર આમતેમ હિલચાલ કરતું રહે છે તેમાંયે બધા અવયવોમાં સૌથી વધુ કાર્યશીલ અવયવ ગર્ભાશય છે. કે જે પોતાના અવિરત કાર્યથી રોગગ્રસ્ત બને છે. 'હિસ્ટીરીયા' 'નામના માનસિક રોગનું કારણ લગભગ સતરમી સદી સુધી હાર્વે નામના વૈજ્ઞાનિકે આ જ માન્યું હતું અને તેનું પ્રતિપાદન પણ કરેલ હતું આ ઉપરાંત આંતરડામાં રહેતા કૃમિઓ પણ રોગનું કારણભૂત મનાતા હતા અને આ કૃમિઓ આંતરડામાં સ્થિત હતા. અને ત્યાં રહી રોગ ઉત્પન્ન કરતા હતા.

દરદીની શારીરિક તપાસણી પણ ખાસ પ્રકારની હતી અને વિચિત્ર પણ લાગે તેવી હતી. ઇબર્સ પેપીરસમાં રોગના મુખ્ય લક્ષણોને વિવાદાસ્પદ બનાવતા દા. ત. તે કહેતા કે 'જ્યારે તમે આંતરડામાં બાધ કરે છે તેવા બાધાદાયક તત્વને તપાસતા હો અને તે એક પાતળી નળીમાં રહેલ તેલની માફક તમારી આંગળાની નીચે સ્પર્શજન્ય થાય છે.

અગર તો અદૃશ્ય બને તો તુરત જ નીદાન કરો કે તે પાતળા પ્રવાહીની જેમ મોઢામાંથી આવે છે અને તે નીદાન પરથી સારવાર શરૂ કરવામાં આવતી હતી.

એડવીન સ્મીથ પેપીરસમાં ખોપરીના હાડકામાં થતા ફ્રેક્ચરનું વર્ણન કરતાં જણાવાયું છે કે ત્યાં હાથ મૂકતાં કંઈક એવી જાતની હલચલ અને ધબકતી પ્રક્રિયા સ્પર્શી શકાય છે કે જે નાના બાળકના માથા પર હાથ મૂકવાથી સંભળાતી અને સ્પર્શી શકાતી ધડકન જેવું લાગે છે. આ ઉપરાંત અસ્થિભંગ તથા શરીરમાં થતા અર્બુદ (Tumour)ની વિવિધ ચકાસણી પણ વર્ણવવામાં આવી છે. નાડી પરીક્ષણની મહત્તા ખૂબ જ ગાવામાં આવી છે કારણ કે નાડીઓમાં રોગીષ્ટ તત્ત્વો ભરાઈ જતાં થતો અવરોધ એ જ રોગનું કારણ છે તેમ તેઓ માનતા હતા. દા.ત. મૂર્છાવશ અવસ્થાનું વર્ણન તેમના મત મુજબ હૃદય અવાચક બની જાય છે, હૃદયની નાડીઓ બધીર થઈ જાય છે અને અંગુલીઓ વડે તે નાડીઓનું સ્પર્શન અશક્ય બની જાય છે.

શરીરનુ હલન ચલન અને લાગણીઓ Sensation ની ચકાસણી આ વૈદકની વિશિષ્ટ વિવિધતા ભર્યું છે. આ તપાસણીને જ્ઞાનતંતુ ચકાસણી કહેવી અયોગ્ય છે કારણ કે એ વખતે ઇજીપ્તના લોકો જ્ઞાનતંત્ર (Nervous System) ના એક વિભાગ કહેવાતી જ્ઞાનતંત્ર (Cental Nervous system) વિશે સંપૂર્ણ અજ્ઞાન હતા. શારીરિક ઇજાઓના રોગીમાં તપાસણી વખતે થતી પ્રશ્નોત્તરી ખૂબ જ આહ્લાદક હતી. દા. ત. ડોકના કરોડરતંભ (Cervical Vertebra) ના મણકાના ફ્રેક્ચરમાં દરદીને તેની છાતી તરફ જોવાનું, તેનું માથુ હલાવવું, પગને ખેંચીને બન્ને પગ ભેગા કરવા અથવા છૂટા પાડવા વિ. તપાસણી ઉપરાંત તેઓ માનતા હતા કે આ જાતની ઇજાવાળા મનુષ્યના બેઉ હાથ અને પગ બેભાન અવસ્થામાં હોય છે. આ પરથી તેઓના રોગ લક્ષણ વિશેના જ્ઞાનની માહિતી મળે છે જો કે તેને આપણે આધુનિક જ્ઞાનયંત્રની ચકાસણી સાથે મેળવી ન જ શકીએ.

તાવની માત્રા માપવા માટે હાથવડે માથા પર જોવામાં આવતું કારણ કે તાવમાપક યંત્ર (Thermometer) ત્યારે અસ્તિત્વમાં ન હતું. ઇજાઓના ઘામાંથી આવતી દુર્ગંધ વિષે પણ તેઓ સજાગ હતા જો કે મનુષ્યના પેશાબની કોઇપણ જાતની ચકાસણી વિષે તેઓ ઉદાસ હતા. જ્યારે બેબીલોનીઓના લોકો તો પેશાબના અવયવોની તપાસ પણ યંત્ર દ્વારા (*uroscopy*) કરતા હતા.

ઇજીપ્તના જૂના વૈદો માટે નિદાન અર્થે લક્ષણ એજ મુખ્ય સાધન હોઇ તેઓ રોગનું નિદાન લક્ષણાત્મક રીતે જ કરતા અને જે મુખ્ય લક્ષણ હોય તેને જ રોગનું નામાભિધાન આપતા. દા. ત. પેશાબ વાટે લોહી જવું એ લક્ષણાત્મક નિદાન ગણી શકાય. જ્યારે કારણાત્મક નિદાનમાં તેઓએ 'કૃમિ' રોગનું નિદાન કરેલ છે કારણ તેના ઘણાજ કારણો તેમના જોવામાં આવ્યા હશે તેમ માની શકાય.

આ ઉપરાંત 'લોહીનો બગાડ' એ પણ એક નિદાન છે જે આધુનિકરણ મુજબ રસીની ઉત્પત્તિ (Septiciemia) માની શકાય.

ગુદાના રોગોની ખાસ કાળજી લેવાતી હતી અને તેના વિષયમાં નિષ્ણાતો પણ થતા જેમને "ગુદા રક્ષક" (Guardian of Anus) કહેવામાં આવતા. અને ઇજીપ્તના સુપ્રસિદ્ધ વૈદોએ લખેલા વિવિધ પુસ્તકોમાં પણ 'ગુદા રોગના ઉપાયો' વિષે વિશદ્ વાંચન મળે છે. કારણ કે ઇજીપ્તના દેશી વૈદકનો ધનવન્તરી 'થોથ' પણ 'એનીમા'નો શોધક હતો. આ ઉપરાંત એરંડીયાના તેલની તેમની શોધ તથા જુલાબમાં તેનો ઉપયોગ અને આંતરડાનો છેલ્લો ભાગ (Rectum) તેજ સર્વ રસ ગ્રહણ કરે છે તે તેમની માન્યતા, આ બધું પુરવાર કરે છે કે ગુદા અવયવને તેઓ કેટલું મહત્ત્વ આપતા હતા. તેઓ એનીમા માટે દૂધ તથા બીયર નામના દારૂનો ઉપયોગ કરતા હતા તેજ રીતે ઔષધો પણ એનીમા દ્વારા આપવામાં આવતા હતા.

આ બધું હોવા છતાં આ વૈદકમાં દર્દની

પરાકાષ્ટા અને દર્દના પરીણામ વિષે તેઓ સાવ નિષ્ક્રીય હોવાથી તેઓ બહુ શોધખોળયુક્ત માનસ-વાળા ન હતા. તેનાથી વિરૂદ્ધમાં બેબીલોનીયન અને હિન્દુવૈદકમાં રોગના પરીણામને મધ્યબિંદુ રાખી સારવાર કરવામાં આવતી હતી. નિદાન કર્યા પછી વૈદ એમ કહેતો કે 'આ બીમારી છે તેની હું સારવાર કરીશ' અથવા 'આ બીમારી છે તેનાથી હું સારવારની શરૂઆત કરીશ' અથવા 'આ બીમારીએ પ્રકારની છે કે જે સાધ્ય નથી' પણ તે પછી રોગના પરીણામ સૂચક ઉલ્લેખ જરા પણ ન મળતો. એ સત્ય છે કે આધુનિક વિજ્ઞાનના પ્રણેતા ગણાતા હીપોક્રેટના લખાણમાં પણ આ લગતું જ વાંચન મળે છે પણ મુત્રયંત્રની તપાસણી અને રોગના પરીણામ પ્રત્યેની ઉદાસીનતા આ બે તત્વો ઈજીપ્તના વૈદકમાં નથી મળતા જે પુરવાર કરે છે કે હીપોક્રેટીક વિચાર સરણી મુળમાંથી જ આ વૈદકની વિરૂદ્ધ છે.



એક ફિલસૂફે કહ્યું છે: 'કોઈ પણ દેશની પ્રજા કયાં પુસ્તકો વાંચે છે તે મને કહો, અને તેમના ચારિત્ર્યના લક્ષણો કયાં કયાં છે તે હું તારવી આપીશ.'



મહારાષ્ટ્રની પ્રજાનો ઉછેર જે થોડાક ઉમદા આધ્યાત્મિક ગ્રંથો ઉપર થયો છે તેમાં 'દાસબોધ' નું સ્થાન મહત્ત્વનું છે.

સમર્થ સ્વામી રામદાસે આ ગ્રંથ ઇ. સ. ૧૬૬૦ ની આસપાસમાં રચ્યો હતો. ગુરુ–શિષ્યના સંવાદ દ્વારા શ્રી સમર્થે અનેક આધ્યાત્મિક પ્રશ્નોની ઊંડી વિચારણા કરી છે. આશરે ત્રણસો વર્ષ પછી આ ગ્રંથમાં મલયાનિલ જેવી તાજગી અનુભવી શકાય છે.



જેની દોલત જાય તેનું ઘણું જાય, જેનો દોસ્ત જાય તેને તેથી યે વધારે ખોટ જાય, પણ જેની હિંમત જાય તેનું સઘળું જાય.



પ્રભુ તારા પ્રેમની વહેતી અમૃતધારા તું અટકાવી દઈશ ના, એ ધારાથી જગતનું વિશાળ પાત્ર ગળા સુધી છલોછલ ભરી દેજે.



જીવનનું રહસ્ય

કમળને પૂછ્યું: "તારા જીવનનું રહસ્ય શું?" કીચડમાં જન્મવા છતાં સ્વચ્છ સૌંદર્યથી હસી રહેલા કમળે કહ્યું: નિર્લેપતા!"

# કબીરની દવા

દેવેન્દ્રકુમાર કા. પંડિત

અરબસ્તાનના શાહનો શાહજાદો બિમાર છે. ઘણી ઘણી દવાઓ કરી પણ તે કામયાબ ન નીવડી. ઘણા ઘણા દોરા ને તાવીઝ બાંધ્યાઃ આરામ ન થયો. અરબસ્તાનનો ભાવી રાજગાદી વારસ અને એકનું એક ફરજંદ પળે પળે મોતનો મોં ભણી જતું જોઈ શાહની વેદનાનો કોઈ પાર નથી. વૈદો ને હકીમોએ શાહને જણાવી દીધું કે શાહજાદાના બચવાનો ઉપાય કોઈ હવે તેઓની પાસે નથી ને અમુક દિવસો પછી તેની હસ્તી આ અવની પર નહિ હોય.

સંતાનની મૃત્યુના સમાચારની પીડાની સાચી પરખ તો તેના મા-બાપોને જ હોય. શાહે પોકાર પાડી ચોતરફ કહેવડાવ્યું કે કોઈ મારા શાહજાદાને બચાવે તેને અરબસ્તાનનું રાજ આપી દઉં.

ત્યાં કોઈકે શાહને કહ્યું કે 'સાંભળ્યું છે કે હિંદુસ્તાનમાં એવા ઓલિયા પુરુષો વસે છે કે જે મુર્દા પણ બેઠા કરી શકે માટે આપ આ સારુ શહેનશાહ અકબર પાસે માણસ મોકલી તે ઓલિયાને અહીં લાવવા કંઈક કરો.'

શાહે ક્ષણનો પણ વિલંબ ન કરતા રાજ-કુટુંબના જ ખાસ માણસને ઝડપી ઊંટ પર બધી વિગતનો પત્ર લખી સાથે આપી હિંદ રવાના કર્યો.

શાહી દૂત થોડા દિવસે દિલ્હી આવ્યો. અરબસ્તાનથી શાહનો પત્ર શહેનશાહ અકબરને રજૂ કર્યો ને મોઢેથી પણ બધી વાત કહી કે શાહજાદાને સાજો કરે તેવા ઓલિયાઓ હિંદમાં વસે છે તેને તત્કાલ અરબસ્તાન મોકલો નહિંતર શાહજાદાની પછવાડે શાહ પણ પ્રાણ છોડશે.

અકબરે દરબારમાં અબુલ ફૈજીને શાહના પત્રની વાત કરી પૂછ્યું: 'ભલા શાહ લખે છે તેવું બની શકે ? હિંદુસ્તાનમાં મુર્દા સજીવન કરે તેવા ઓલિયા વસે છે ?'

'જી, હા, છે.'

'કોણ છે. મને એની ખબર કેમ નહિ ?'

'આલમપનાહ, એક તો સુરદાસજી જેઓ સદૈવ વૃંદાવનમાં રહે છે અને બીજા છે સંત તુલસીદાસ જેઓ અયોધ્યા વસે છે. ને ત્રીજા છે કબીરજી જેઓ કાશી રહે છે. આ ત્રણેય હરિના બંદા છે. શાહજાદાને આ ત્રણમાંથી એક ગમે તે બચાવી શકે પણ એ એમના પર શાહી હુકમ ન ચલાવાય. ને ચલાવાય તો એ જાય પણ નહિ ને જાય તો તેથી શાહજાદાને આરામ પણ ન થાય.

'ત્યારે ?' તાજુબ બની અકબરે પૂછ્યું.

'એમના ચરણે તો આજીજી પેશ કરવી જોઈએ કે એક દીન દુઃખિયાને મૃત્યુના મુખમાંથી બચાવવા કૃપા કરો ને અરબસ્તાન પધારો.'

અકબરે આ કામ અબુલફૈજીને જ સોંપ્યું ને ત્રણમાંથી ગમે તે એક ઓલિયાને અરબસ્તાન મોકલવા તેમની પાસે તે જ્યાં હોય ત્યાં જવા અકબરે કહ્યું

અબુલફૈજી દિલ્હીથી માંડી એકલા જ કશા જ શાહી ઠાઠમાઠ વિના પ્રથમ વૃંદાવન સુરદાસજી પાસે ગયા ને બધી વાત કરી. અરબસ્તાન જવા આજીજી કરી.

જવાબમાં સુરદાસજીએ કહ્યું. બીજાના કલ્યાણ માટે જવું એ ધર્મ કાર્ય છે. પણ આ જીવન સમાપ્ત થતાં સુધી વૃંદાવન મૂકી બીજે ક્યાંય ન જવા મેં સંકલ્પ કર્યો છે એટલે નહિ જઈ શકું.'

પરંતુ. અહીંથી અબુલફૈજી અયોધ્યા સંત તુલસીદાસજી પાસે ગયા ને તેમના ચરણે બધી વાત રજૂ કરી અરબસ્તાન જવા આજીજી કરી.

પ્રત્યુત્તરમા એમણે પણ કહ્યુ કે, 'મૃત્યુ પર્યંત અયોધ્યા મૂકી બીજે કયાંય ન જવા મેં પ્રતિના કરી છે એટલે હુ ત્યા નહી જઈ શકુ.'

અણુવર્ફજી ત્યાંથી કાશી કબીરજી પાસે આવ્યા ને બધી વાત પેશ કરી અરબસ્તાન જવા આજીજી કરી

કબીરજી જવા તૈયાર થયા. ને અણુવર્ફજી સાથે દિલ્હી આવી ત્યાથી એ જ પગે નીકળી અરબસ્તાન આવ્યા.

શાહજાદાનો અંતકાળ લગભગ સમીપ હતો ત્યારે કબીરજી ત્યા ગયા ને શાહજાદા ભણી જોયા વિના પણ શાહને કહ્યુ 'અરે શાહ શાહજાદાની દરદ મટાડવાની ઔષધી જલ્દી તૈયાર કરો એટલે હમણા તેને આરામ'

'હે આરામ થશે!' શાહે પૂછ્યુ

'અરે એક પલકમાં જ'

'તો આપ કહો તે ઔષધી તૈયાર કરાવુ.'

'જુઓ સૌ દર્દને મટાડે તેવી મહાન ઔષધી છે તે અન્નદાન અને ખુદાની બંદગી. અત્યારે જ દેશભરમાં તમામ ભૂખ્યાંઓને અન્નદાન આપવા લાગી જાઓ ને ખુદાની બંદગી પણ સાથોસાથ કરવા લાગો. શાહજાદાને થોડી જ ક્ષણોમા આરામ થશે'

શાહે એ જ પળે અરબસ્તાનભરમા ગામે ગામ અને નગરે નગર ભૂખ્યાઓને-દુખ્યાઓને અન્નદાન આપવા માટે હુકમો કરી દીધા ને અન્નદાન અપાવુ ચાલુ થઈ ગયુ બંદગીઓ ચાલુ થઈ ગઇ કે વળતી જ પળે શાહજાદાની તબિયત ક્રમે ક્રમે સુધરતી ગઇ, શાહી વૈદો ને હકીમો પણ કશાય ઉપચાર વિના શાહજાદાની સુધરતી જતી આ તબિયત જોઈ તાજુબ બન્યા

બીજે દિવસે શાહજાદાને સાવ આરામ થઇ ગયો ને રોગના ને બિમારીના ચિન્હો નાબુદ થયા કે શાહે કબીરને કહ્યુ. 'કબીરજી મારા શાહજાદાને આરામ કરવા બદલ, જીવાડવા બદલ આ આખુ અરબસ્તાનનું રાજ આપને ચરણે ધરુ છુ'

'હે શાહ, અમારે વળી રાજ શા ને વૈભવ શા. રાજ મને મળી ગયુ જાણો ને તે હુ તમને પાછુ સોપુ છુ. ને આ રાજમા ગરીબો દુખિયાઓ, રોગીઓ, લગડાઓ, અપગો, સત મહાત્માઓ, ફકીરો દરવેશોની દુવા મળે તે રીતે રાજ ચલાવજો અન્નદાન કદી બધ થવા ના દેશો. બધા કલ્યાણની ચાવી અન્નદાનમા છે બંદગીમા છે આટલો મારો આદેશ પાળી રાજ ચલાવજો!

ને કબીર આવ્યા હતા તેમજ ઊંટ પર પાછા હિંદ ગયા

અન્નદાનની મહત્તા બધા જ ધર્મોમા આદરથી પળાએલ છે ને ગવાએલ છે. સાચે જ ભૂખ્યાંઓને અન્ન મળ્યા પછી એ તૃપ્તિની દુવાનું બળ અમોઘ છે. આજ દાન કરવા યોગ્ય અન્નના વેપાર મંડાયા છે કદાચ હવા અને પાણીના વેપાર પણ ભાવીમાં મંડાય.



કર્તવ્ય ભાગ્યે જ કોમળ હોય છે. એના પૈડાંઓમાં પ્રેમનું તેલ-સ્નેહ પુરાય ત્યારે તે સરળતાથી વહે છે નહિ તો સતત ઘર્ષણ જ થયા કરે છે. પ્રેમ ન હોય તો માબાપ પોતાના બાળકો પ્રત્યેનાં, પતિ પોતાની પત્ની પ્રત્યેના અને પત્ની પોતાના પતિ પ્રત્યેના કર્તવ્યો શી રીતે બજાવે? પ્રેમ હોય તો જ કર્તવ્ય મધુર થઇ શકે અને પ્રેમ પણ મુક્ત હોય તો જ પ્રકાશે. ક્ષમાનો ગુણ પણ પ્રેમમાંથી જ પ્રગટે છે

—સ્વામી વિવેકાનંદ

(૧) વેવિશાળ

લેખક ઝવેરચંદ મેઘાણી

પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

પાના ૨૮૬ કીમત રૂા ૫]

શ્રી મેઘાણીની સામાજીક નવલકથાઓમા 'વેવિશાળ' સૌથી વધુ લોકપ્રિય નીવડી છે ત્રીજી આવૃત્તિનું આ પાચમુ પુનર્મુદ્રણ તેની સાબિતી છે સુશીલા અને ભાનુ–અહી ચમકી જતાં આ બે સ્ત્રી પાત્રો ગુજરાતી સાહિત્યમાં અમર બની ગયાં છે અને આ કથામા પાયારૂપ બની રહે છે શહેર અને ગામડા વચ્ચેનું વાતાવરણ પણ અહી પાત્ર બનીને કથાને આગળ ધપાવે છે ભાભુના મુખમાથી સહજ રીતે નીકળી પડતા શબ્દો 'બચ્ચાડા જીવ' કથાનું આભુષણ બની રહે છે જે ઘેર પોતાનું સગપણ થવાનું છે ત્યાં સુશીલા આવી ચડે છે ત્યારે વૃદ્ધ સાસુની ચાકરી કરતા વૃદ્ધ સસરાનું ચિત્રણ કરુણતાની પરાકાષ્ટ બની રહે છે અને મરતી પત્નીને પતિ સબોધે છે–'આપણો પચીસ વર્ષનો સસાર આજે પૂરો થાય છે તમે મને કદી ઊચે સાદે બોલ્યા નથી હુ માત્ર માગુ છુ એટલુ જ–આવતે ભવ તમારે જ પેટ અવતાર મળજો–નમો અરહિંતાણ" ત્યાર ભારતીય સસ્કૃતિની ભવ્ય ભાવના હૃદયે ચિત થાય છે સુશીલાના મા અને બાપ બને હયાત છે છતાં મોટાબાપાના તેજમા સૌ ઢકાઈ જાય છે સુંદર, કરુણા ભરપૂર સામાજીક ઢાચાને કારણે નવલ કથા ચિત્તાકર્ષક બની છે અને શ્રી મેઘાણીની કલમ આ કથામાં શ્રેષ્ઠ કલાએ ખીલી છે

(૨) કોલબસના હિંદુસ્તાનમા

લેખક ડો ગુણવત બી શાહ

બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ

પાનાં ૬૦ કિમત રૂા ૨

એક નવી જ દષ્ટિથી અમેરિકાને જોવાનો આ પ્રવાસ છે અને અમેરિકામાં રહીને ભારતને જોવાનો પણ એક દષ્ટિકોણ રહેલો છે કાકા કાલેલકરે પુસ્તિકાને આવકાર આપતાં યોગ્ય જ કહ્યુ છે કે લેખકે વધુ વિસ્તાર અને વિશેષ ચિંતનવાળી ચોપડી લખવી જોઈતી હતી તો પણ અહી ૬૦ પાનાંમાં ઘણુ બધુ આપી દીધુ છે કોલબસે અમેરિકા શોધ્યો ત્યારે તેને એમ હતુ કે તે હિંદુસ્તાન પહોચ્યો છે! તેથી જ આવુ કુતૂહલ પ્રેરક નામાભિધાન લેખકે કર્યું છે શ્રી ગુણવત શાહ પાસે એક દષ્ટિ છે અને તેથી અમેરિકામાં પણ ભારતીય સમાજના તાણાવાણા જોઈ શક્યા છે અમેરિકા જનારાઓ માટે આ પુસ્તક ઉપયોગી છે જ પણ જેઓ નથી જઈ શકયા તેમને માટે તો સવિશેષ

(૩) બાપુના પ્રસગો

ડો બિપિન ઝવેરી

પ્રકાશક બાલગોવિંદ અમદાવાદ,

પાના ૮૪ કિમત રૂા ૧ ૫૦

પૂ રવિશકર મહારાજે કહેલા કેટલાક પ્રસગો ને ડો ઝવેરીએ સંપાદન કરીને યુવાન પેઢી માટે અમૂલ્ય ખજાનો ધરી દીધો છે પૂ મહારાજ પોતે જ એક વિશિષ્ટ પ્રતિભા છે અને તેમના ઘડતરમા ગાધીજીનો ફાળો પ્રેરણાદયી બની રહે છે પ્રસગો ટૂકાટચ ભાષા પ્રાસાદિક રસળતી શૈલી – આ ત્રણ આકર્ષણો ઉપરાંત મોટા ટાઇપમાં સ્વચ્છ છપાઈથી પુસ્તિકા આકર્ષક બની છે

(૪) 'કસ્તુરબા વાણી અને વિચાર'

સપાદક શ્રી મણીબહેન પટેલ

નવજીવન પ્રકાશન મદિર અમદાવાદ,

પાનાં ૫૦ કિમત રૂા ૧ ૪૦

કસ્તુરબાને સૌ કોઈ જગદબા તરીકે સ્વીકારે છે અને પૂજે છે પૂ મણિબહેન પટેલે આ પુસ્તિકા દ્વારા કસ્તુરબાની અપ્રગટ છબી રજૂ કરી છે બાર્માં

કેટલી આપસૂઝ હતી અને બાપુજીથી અલગ રહેતાં ત્યારે પરિસ્થિતિને કેમ સંભાળી લેતા અને લડતના પ્રસંગોમાં, સત્યાગ્રહોમાં કેવી સાહજીકતાથી નેતાગીરી લઇ શકતા અને પ્રવચનો આપી શકતા તે બધું શબ્દસ્થ થયુ છે. ખાસ કરીને બહેનોમા કસ્તુરબાએ જે નિર્ભયતા, નીડરતા અને ઝઝૂમવાનુ બળ પૂર્યું તેની સુંદર માહિતી મણિબહેને ઉપલબ્ધ કરી છે. બાપુ વિષે થોકબંધ લખાય છે ત્યારે કસ્તુરબા વિષેનું એકાકી પુસ્તક દિલને આનંદ આપી જાય છે

(૫) મારી વાચન કથા
લેખક શ્રી દર્શક
બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ
પાના ૧૦૩ કિંમત રૂ. ૨–૫૦

શ્રી મનુભાઇ પંચોળીને કોણ નથી ઓળખતુ ? પણ જે કારણે તેમને ખ્યાતિ મળી તેનું મૂળ આ પુસ્તકમાં જાણવા મળે છે. પુસ્તકો–સારા પુસ્તકો કઇ રીતે પુરુષને ઘડે છે અને તેના જીવનમાં પરિવર્તન લાવે છે તે જાણવા આ પુસ્તક વાંચવુ જરૂરી છે શ્રી દર્શકે અહીં નિખાલસ ભાવે આત્મવૃત્તાત રૂપે જે રજૂ કર્યું છે તે એટલું બધુ મૂલ્યવાન છે કે ઊગતી પેઢીના દરેક ભાઇ–બહેન પાસે આ પુસ્તક હેવુ અનિવાર્ય છે. 'ઝેર તો પીધા છે જાણી જાણી' ના લેખકનું આડંબર વિહોણુ, પારદર્શક, પ્રેરણાદાયી ગદ્ય તો અહીં છે જ પણ જે (ભય સ્થાનોનો નિર્દેશ કુમળા માનસ માટે તેમણે કર્યો છે તેનું બીરણુ સ્વરૂપ અને પરિણામ આજે સમાજમાં જોઈ શકાય છે દરેક શાળા, મહાશાળા, વાચનાલય અને શિક્ષક પાસે આ પુસ્તક અવશ્ય હોવુ જોઈએ

(૬) ગાંધીજીનુ પહેલુ ચરિત્ર
લેખક જોસફ ડોક અનુ બાબુભાઈ પારેખ
નવજીવન પ્રકાશન, અમદાવાદ
પાનાં ૨૦૧ કિંમત રૂ ૪

ગાંધીજી વિષે અનેક લેખકોએ લખ્યુ છે તેમણે પોતે જે આત્મકથા લખી છે તેમાં ઘણું બધું આવી જાય છે પરંતુ દક્ષિણ આફ્રિકાના શરૂઆતના જીવનનું ચરિત્ર રેવ. જોસફે અંકિત કર્યું છે તે ૧૯૦૮ સુધીની ગાંધી કથા આપણને કહી જાય છે. અહીં એવી વિગતો આવી છે જે અન્યત્ર જોવા મળતી નથી. ઇતિહાસની દષ્ટિએ આ ચરિત્ર ગ્રંથનુ મૂલ્ય અદકેરું છે. અને ગાંધીજીના અભ્યાસીઓ માટે તો અમૂલ્ય છે

(૭) અભ્યાસ
અંક ૧૦૦ નવેમ્બર ૬૯
સંપાદક : શ્રી પુરૂષોત્તમ ગણેશ માવલંકર,
અમદાવાદ પાના ૩૦૪ કિંમત રૂ. ૭–૫૦

શ્રી માવલંકરે 'અભ્યાસ'ના ૧૦૦ મા અંકને વિશિષ્ટ બનાવી એક યાદગાર સ્મૃતિરૂપે બહાર પાડ્યો છે. ગુજરાતના પ્રથમ કક્ષાના લગભગ તેવુ વિદ્વાનો, અને તજજ્ઞોના પાંડિત્ય ભરપૂર લેખો, જે વ્યાપને આવરી લે છે અને વિધવિધ વિષયોની રસલ્હાણ પીરસે છે તેનાથી કોઇપણ વાચક તુષ્ટ થયા વિના રહેશે નહિ શ્રી કે. કા. શાસ્ત્રી, ઉમાશંકર જોશી, નગીનદાસ પારેખ, વિજયરાય વૈદ્ય, ગુલાબદાસ બ્રોકર, પન્નાલાલ પટેલ, ભોગીલાલ ગાંધી, પુ ગ. માવલંકર, યશોધર મહેતા, ભોગીલાલ સાંડેસરા, પીતાંબર પટેલ, યશવંત શુક્લ, ઇશ્વર પેટલીકર, વાડીલાલ ડગલી, શ્રી રવિશંકર રાવળ, બચુભાઇ રાવત, પરમાણંદ કુવરજી, રસિક ઝવેરી, મધુસુદન પારેખ,–ગણતાં પાર ન આવે તેટલા પ્રથમ હરોળના સાક્ષરો એક પંગતે બેસી ગયા છે. કવિઓમા શ્રી સુંદરમ્, પ્રજારામ, હેમન્ત દેસાઇ, ઉશનસ્, હસિત બૂચ, જયન્ત પાઠક, પિનાકિન, ગીતા પરીખ કાવ્ય-પ્રસાદી પીરસે છે. વિષયવૈવિધ્ય દરેક કક્ષાના વાચકને કંઇ અને કંઇ નવીન આપી જાય છે. દરેક લેખનું ધોરણ એટલી ઉચ્ચ કક્ષાનું રહ્યુ છે કે સ્વતંત્ર ગ્રન્થ તરીકે આ અંક ચિરંતન સ્વરૂપમાં રહી શકે છે આવો શુદ્ધ સાહિત્યિક વિશેષાંક આપવા બદલ શ્રી માવલંકરને ધન્યવાદ.

(૮) આરત શ્રી જસવંત ઠાકર
મુખ્ય વિક્રેતા ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ

પાનાં ૧૦૬ રૂા. ૪. ૫૦

શ્રી જશવંત ઠાકરને નાટ્યકાર તરીકે તો સૌ ઓળખે છે તેમના નાટકો સુપરિચિત છે અને ગુજરાતી રંગભૂમિ સાથેનો તેમનો નાતો કોઈથી અજાણ્યુ નથી. કવિ તરીકે તેમની પ્રતિભા બીજી જ રીતે પ્રગટ થાય છે. તેમના સંવેદનશીલ હૃદય માટે તો કવિતા 'સાધના સાધન છે–સૌંદર્ય–તપ માટે અપૂર્વ સાધન' તેમના જ શબ્દોમાં તેમની ઓળખ વધુ અચ્છી રીતે મેળવી શકાશે:

"કાવ્ય એ મારા અંતરાત્મા માટે આંતર અનુભવને લય-છંદ આપનાર શક્તિ છે. વનવેલી, પૃથ્વી, પથાર, મિશ્રોપજાતિ વગેરે મારે માટે બોલવા લખવા, પુલકિત થવા સમર્થ છંદો છે વનવેલી અને પથારનું રમ્ય મિશ્રણ સંગીતપ્રચુર કાવ્યરચના જન્માવી શકે છે તેમજ નૂતન, અચરજ અને વિસ્મયભર્યા કુતૂહલભર્યા તત્વોને આંખ સામે બદલાવી શકે છે" 'ભારત'માં કવિના આ પ્રયોગોનો આવિષ્કાર જોઈ શકાય છે.

(૯) માટીમાંથી સોનું

શ્રી જસવંત ઠાકર, મુખ્ય વિક્રેતા: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, પાના ૫૬ રૂા. ૨.૫૦

શ્રી જસવંત ઠાકરનું આ ત્રિઅંકી નાટક હેતુપ્રધાન અને પ્રચારલક્ષી છે. તખ્તા ઉપર ભજવી શકાય તેવી રીતે રાષ્ટ્ર જીવનનાં અનિષ્ટો નાબૂદ કરી અંધશ્રદ્ધામાંથી લોકશાહીના વિકાસક્રમમાં ઉપકારક બને તે રીતે નાટ્ય વસ્તુનો અહીં ઉપયોગ થયો છે ભાષા પ્રવાહી અને સંવાદો સરલ છે. અઢી રૂપિયા કિંમત જરા વધુ પડતી લાગે છે.



## ખુદાબક્ષ લાયબ્રેરી

પટણાની "ઓરીએન્ટલ પબ્લિક લાયબ્રેરી"નું વધુ જાણીતું નામ છે–ખુદાબક્ષ પુસ્તકાલય! એમાં ફારસી અરબી સાહિત્યનો અમૂલ્ય ખજાનો છે

ને જેમને નામે જાણીતુ છે તે ખુદાબક્ષના પિતા ધંધે વકીલ હતા, પણ શોખે કરીને હસ્ત-પ્રતોના સંગ્રહકર્તા હતા. છપરામાં જન્મેલા ખુદાબક્ષ પટણામાં વકીલ તરીકે સફળ થઈ નિઝામના મુખ્ય ન્યાયધીશ બન્યા હતા

વિખ્યાત ઇતિહાસકાર સર જદુનાથ સરકારે ખુદાબક્ષને વિશે લખ્યુ છે "તેઓ ઉંઘતા ને જાગતાં પુસ્તકાલયનું જ ચિંતન કરતા તેમને સપનાં પણ તેના જ આવતા!" ખુદાબક્ષે પોતે તો લાયબ્રેરી સાથે પોતાનું નામ જોડવાનો વિચાર પણ નહોતો કર્યો, પણ લોકોએ તેમના નામને અમર કરી દીધુ.

મૂળે ૪૦૦૦ હસ્તપ્રતોને ૨૫૦૦ પુસ્તકોથી શરૂ થયેલા આ ગ્રંથાલયમાં આજે ૫ ૦૦ પ્રતો ને પુસ્તકો છે ટાગોર, ગાંધી, ને નહેરૂએ ભારતીય તવારીખને અજવાળતી આ ગ્રંથાલયમાંની કૃતિ-ઓની ભારોભાર પ્રશંસા કરી છે. યાકૂત–અલમુસ્તાકનીએ લખેલું પવિત્ર કુરાન જેને પાને સુંદર ફૂલનાં ચિત્રો અંકાયેલા છે, તૈમુર કુટુંબના સુશોભિત "તારીખ-ઇ–ખાનદાન–ઇ–તિમુરિયા" વગેરે ગ્રંથો જોઈને લોકો આશ્ચર્યમાં ગરકાવ થઇ જાય છે. શિરાઝીએ લખેલા 'દિવાનહાફિઝ'ના પાનાઓ પર તો શહેનશાહ હુમાયુ અને જહાંગીરના હસ્તાક્ષરમાં લખાયેલી નોંધો પણ છે!

શ્રી. મલ્લિકજી કૃત
અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ ... | ૧-૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન.... | ૧-૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા ... | ૦-૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા.... | ૦-૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા.... | ૦-૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા.... | ૦-૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦-૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦-૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા.... | ૦-૧૫ |

Reg. G. No. 153

# વૈષ્ણવજન

સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક—જૂન : ૧૯૭૦



'ચાચાજી' – શાંતિનિકેતનમાં

# વૈષ્ણવજન

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

## મારો આરાધ્ય

હું દીર્ઘકાળથી તેને મારો આરાધ્ય દેવતા સમજીને અને સ્વીકારીને પ્રેમપૂજા કરતી આવતી હતી. તેનું વિશાળ કપાળ આત્માની અદશ્ય જ્યોતિથી ઉજ્જવળ હતુ. તે જોઈને મને હમેશાં હિમાલય પર્વત પર શુદ્ધ સૂર્યનો પ્રકાશ યાદ આવી જતો તેના ચહેરા પર અનંતની શાંતિ અને સામંજસ્ય બંને પ્રતિબિંબિત હતાં અને તેની આંખોમાં અતિ દૂરની અકાંક્ષા ભરેલી હતી. તેની વાણીમાં પ્રેમ રામધનુષના બધા જ વર્ણો હતા

એક દિવસે સાંજે જ્યારે હું મારો દૈનિક કાર્યક્રમ પૂરો કરી ચૂકી હતી, ત્યારે તે અર્વાચક આવીને મારી પાસે શાંત ઊભો રહ્યો તેથી હું ગદ્‌ગદ્ થઈ ગઇ મને એમ લાગ્યું કે, આજે મારા જીવનના સૌથી ઉત્તમ સૌભાગ્યની શુભ ઘડી આવી પહોંચી છે કારણ કે જે આજ સુધી મારા માટે દૂર અને દિવ્ય હતો તે આજે પાસે આવીને મારો પોતાનો થઈ ગયો છે

મારો આરાધ્ય અને હું એકબીજાના સુગંધિત સાન્નિધ્યમાં થોડા વખત સુધી ચુપચાપ બેસી રહ્યાં પણ પછી મારા આરાધ્ય દેવતાએ મને પોતાના પવિત્ર હાથોમાં લીધી અમારું મિલન જોઈને આકાશના તારાઓ આનંદનું ગીત ગાવા લાગ્યા તેમના ગીતની ધ્રુવ કડી હતી

'આજ સુધી જે પ્રીતમ પરદાની પાછળ રહેલો હતો તેની જય થઇ છે.'

અચાનક મારો આરાધ્ય મને એકલી મૂકીને ચાલી ગયો પણ હું તો સવાર સુધી અભિસારના આનંદમાં મગ્ન જ રહી. મારા માટે આખી દુનિયા એક પવિત્ર અભિસારભૂમિ બની ગઈ. પણ મારાં કુટુંબીજનોએ સવારે મને જોઈ, ત્યારે તેમને એમ લાગ્યું કે, મને કંઇ થઇ ગયું છે. કારણ કે હું એક માંદા અને મરેલા માણસ જેવી લાગતી હતી. પણ હું સાચું કહું તો આજ મારામા પ્રભુના પ્રેમ અને પ્રાણેશ્વરના પ્રાણ એ બંનેનો વેગ વધી ગયો હતો, કારણ કે આજે મને મારા આરાધ્યનું દર્શન થયુ હતુ અને તેના સ્પર્શથી હું એક અનંત કૃપાના સાગરમાં તરી રહી હતી.

મલ્લિકજી



'આશુતોષ'

## સુજલામ સુફલામ

માતૃભૂમિને બિરદાવવાનુ મન કોને ન થાય ? માટે તો પેના કવિએ તેની જગવિખ્યાત પ ક્તિઓમા કહ્યુ છે

Breathes there a man with soul so dead 'વ દેમાતરમ્'ના રચયિતાએ ભારત માતાના ગુણગાન કરવામા જે જે શબ્દોની પસ દગી કરી છે તેમા થાપ ખાધી છે એવુ કહેવાનો આશય નથી પણ મ ાકાળની પવનચક્કી ફરતી રહી છે અને જે ઐ તિહાસિક અને ભૌગોલિક ફેરફારો થતા ગયા છે તેમજ પ્રજાએ પોતાને હાથે પોતાનુ નખ્ખોદ વાળવામા વિચાર કર્યો નથી તેની આજે સુજલામ્ સુફલામ્ એ બે શબ્દો આખમા આસુ લાવી દે છે સુજલામ્ માટે તો તમારે કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતના ગામડાઓ–શહેરોમા જઇને જોવુ રહ્યુ અને પીવાના પાણી માટે આ ભૂમિના સ્ત્રી–પુરુષોને કેવા ફાફા મારવા પડે છે તે નજરે નિહાળવુ રહ્યુ ચોથી યોજનાનો મુસદ્દો હમણા જ વડાપ્રધાને રજૂ કર્યો આકાશને આબી જાય એવા લક્ષ્યો તેમાં અવશ્ય હશે પરતુ ચોથી યોજના પૂર્ણ થશે ત્યારે પણ પીવાનુ પાણી ઉપલબ્ધ થશે કે કેમ તે એક સવાલ છે તેવુ હરિયાળી ક્રાતિનું છે સરકાર, સરકારના પ્રધાનો, સરકારના દફતરો સરકારી આક ડાઓ, નિષ્ણાતો–સહુ છાપરે ચડીને એક જ વાત કહે છે કે અનાજનો વિપુલ પાક થયો છે–હવે પરદેશથી અનાજ મગાવવુ નહિ પડે પ જાબમા ઘઉનો પાક એટલો થયો હતો કે તેને ખસેડવા અથવા સ ગ્રહ કરવા રા જ્યસરકાર અસમર્થ હતી મગફળીનો પાક દરેક વર્ષે રેકર્ડ તોડે છે ખાડની બાબતમા તો હવે ફેક્ટરીઓએ ઉત્પાદન કયા નાખવુ તે પ્રશ્ન થઇ પડયો છે ઉત્તરમા ઘઉનો તેમ દક્ષિણમા ચોખાનો ઉતાર મબલખ થાય છે પરતુ સામાન્ય માનવી જ્યારે હાથમા ઝોળી પકડીને કાઇ ખરીદવા જાય છે ત્યારે તેની પાસે પૈસા હ મેશાં અપૂરતા પડે છે ઘઉ ચોખા અને ખાડની વાત બાજુએ રહી, મરચુ, હળદર, રાઇમેથી, ધાણાજીરૂ કયાર તેનો ગજ વાગતો નથી. દૂધ–ઘી–તેલ તો દુર્લભ બન્યા છે પરતુ શાકભાજી જેવી રોજ દી જીવન જરૂરિયાતમા બજાર તેજ રહે છે આ બધુ ઉત્પાદન અને સરકારી બૂમરાણ છતા અદનો આદમીને તેનો લાભ કેમ મળતો નથી ? ઘઉ ની ઝોનબ ધી ઉઠાવી લીધી પછી ઘઉ ના ભાવોમા ખાસ કઈ રાહત થઇ ? ત્યારે જ્યારે અમુક ચપરાશની સીઝન આવે છે ત્યારે ભાવો કેમ આસમાને ચડી જાય છે ? અથાણાની મોસમ શરૂ થતા જ મરી મસાલાના ભાવો કેમ આસમાને જાય છે ? દવાઓના ભાવોનુ નિયમન કરવા સરકાર નાટક કરે છે તેની કાઈ અસર ઉત્પાદકો ઉપર થાય છે ? ખરી વાત એ છે કે આ પ્રશ્ન લોકોનો છે, અને સરકાર તે હલ કરવા મથે છે ત્યારે વેપારીઓ અને ઉત્પાદકો સિફતથી હોળીનુ નાળિયેર લોકોને બનાવી દે છે–માલ અદશ્ય કરી દે છે–કૃત્રિમ અછત ઊભી કરે છે અને કાળા બજાર માટે માર્ગ મોકળો કરે છે જેમ ઉનાળામા બરફની માગ વધુ હોય તેના કાળા બજાર થતા જ રહે છે–કમાવાની તક કારખાનેદારો જવા દેવા માગતા નથી અને ગરજ માર્યા લોકો વધુ પૈસા આપે છે–એટલે આપણી કરુણતા ત્યા આવીને ઊભી રહે છે કે જેમની પાસે સુરુચારી છે–જનતા જનાર્દન–તે જ બિચારી–બાપડી છે સુજલા સુફલાનો વિકલ્પ ? નક્ષલવાદ ?

## દ્યાવાપૃથિવ્યૌ

આ પૃથ્વી–સામે અનંત આકાશ–અને જગત ચીલનો સાગર રહે ! ત્રણ ભાગમા પાણી અને એક ભાગમા જમીન જમીનના પાચ ખ ડ, તેમા કેટલાય દેશો અને રાષ્ટ્રો, કેટલી ભિન્નભિન્ન સ સ્કૃતિઓ !

ને બેશના શિંગડામાથી પગ કાઢી લેશુ
! વાર અમેરિકનોએ આ વિસ્તારમા માર
વિયેટનામમા પણ અમેરિકાની વિરાટ
ામણા દેખાવાનું નિહાળ્યુ છે છતા કમ્મો
ો પાછા ખેચી લેવાની બાબતમા અમેરિકા
ી રહ્યુ છે એવો સમર ચીનને પણ મળે
ખનગીરી કરવાની આદત મહારા ત્યોને પડી
ોગ્ગે પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?

૧

વેશાખાપટ્ટમ ખાતે ગોલ્ફિન નોઝ હીલ ઉપર ચેતવણી આપતુ રાડરયંત્ર ગોઠવાતુ તેનાથી હવામાન શાસ્ત્રીઓને બહુ જરૂરી સુવિધા છે કુલ આવા સાત મથકો પાંચ પૂર્વ કિનારે પશ્ચિમ કિનારે ઊભા કરવાની યોજનામા પ્રથમ છે બગાળના ઉપસાગ મા અવાર ાફાનો ઉદ્ભવે છે અને પૂર્વ કિનારાના શહે-નાથી જાનમાનને પારાવાર નુકસાન થાય છે ત્યત્રથી આવી રહેલા તોફાનની ખબર ૨૪ અગાઉ મળશે તેથી સાવધાની તેમજ તકેદારી નો અવકાશ મળી રહે બગાળનો ઉપસાગર ગણાય છે થોડા વર્ષો પૂર્વ ધનુષ્કોડિ ઉપર વાવઝોડ હજુ સ્મૃતિપર ઉપરથી ભૂસાયુનથી અવકાશમા હવામાનની માહિતી આપતા ઉપ ગ્રહો ચક્કર ફરી રહ્યા છે તેમની પાસેથી પણ માહિતી ઉપલબ્ધ કરવા મુબઈ, મદ્રાસ દિલ્હી, ખાતે ભૂમિ મથકો છે આ રાડરયંત્ર ટોકિયોની રેડિયો કપનીએ બનાવી આપ્યુ છે પણ હવે ! ૨ ાર ભારત ઇલેક્ટ્રોનિક્સ બેંગ્લોર તરફથી ાવવાની યોજના છે જ્યારે આ સાતે મથકો ુરેના થઇ જશે ત્યારે દરિયાઇ તોફાનને લગતી ી જે સ્ટીમરો અને વહાણો મારફત પ્રાપ્ત છે તે કઢગી વ્યવસ્થાનો અત આવશે

ાપરિચયાત્

એવરેસ્ટ ઉપર જાપાની ટૂકડીએ વિજય મેળ વ્યો ાત અખબારોએ પણ સામાન્ય રીતે છાપી ! એડમડ હિલેરી અને તાનસિંગે જ્યારે

પદાર્પણ કરેલુ ત્યારે આખી દુનિયા એ સમાચાર સાભળવા અધીરી થઇ હતી રશિયાએ પ્રથમ સ્પુટનિક છોડયો ત્યારે સૌ કોઇ આકાશ તરફ મીટ માંડીને માંડીને તેને નિહાળવા તત્પાપર થઇ ગયા હતા અમેરિકન અવકાશ યાત્રીઓ ચદ્ર ઉપર ગયા તે પહેલા જ્યારે સૌ પ્રથમ માનવી અવકાશમા કૂદકો મારીને પાછો ફર્યો ત્યારે પણ સૌના શ્વાસ અદ્ધર ચડી ગયા હતા વિજ્ઞાનની હરણફાળ આગળ વિરાટ સિદ્ધિઓ વામણી બનતી જાય છે જિજ્ઞાસા અને કુતૂહલ પણ ગરીબ બની બેસે છે આવતી કાલે કોઇ એવરેસ્ટ પર જશે તો તેને માટે કોઇને નવાઇ લાગશે વીસમી સદી પૂરી થશે અને એકવીસમી ચાલતી થશે ત્યારે દૈનિક છાપાઓની પ્રથા બધ થઇ ગઈ હશે–દરેક ઘરમા ટેલિપ્રિન્ટર ગોઠવાઈ ગયુ હશે અને તેમાથી નીકળતી પટ્ટીઓ ક્ષણાર્ધમા ઇતિહાસ–નો ભૂતકાળ બની ગઈ હશે વિજ્ઞાનનો અતિ પરિચય કેના જઇને અટક।

કલાપીનો કેકારવ

ગરૂીન પક્ષી મોર અને તેની વસતિગણતરી' ભારતમા પ્રથમવાર ગુજરાત રાજ્યના સોરઠ પ્રદેશમા માગરોળથી વરાવળ સુધીના કાઠાળ પ્રદેશમા પ્રથમ યોજાણી થઈ ગયાના સમાચાર અચાનક ટપકી પડતા અને લાગ્યુ કે નેશનલ સેમ્પલ સર્વે દ્વારા તે આ કાર્યક્રમ નક્કી થયો હતો તો પછી પ્રચારમા ચૂપકીદી કેમ? અને સન નો બીજો તબક્કો શરૂ થયો ત્યારે તો જાણવા મળ્યુ પક્ષી તરીકે મોરની છટા અનોખી રહી છે તેના માથાની કલગી, ડોકનો વળાક અને મોરપિચ્છના અત્યગત્ય રગમિલાવટ ઉપર દુનિયા આફરીન છે ે ા કરતો મોર એક વિ ષ
દશ્ય છે મયુર નૃત્ય કરે છે એમ
સૌ ેનમા તે શુ રંગ ભર્યુ
છે, ની ડેકા તેનુ અભિમાન
અ મુગટ તો કૃષ્ણ
ાનુ મોરને બહુ
ગો લાગે છે પણ
ન્ય રહે છે, અને

બધે માનવી ખરો, પણ માનવી માનવી વચ્ચે કેટલા ભેદ! અમેરિકાનો, રશિયાનો, ચીનનો—બધા જ તાનકા જુદા કુદરતને મહાત કરવા અને જગત ઉપર વર્ચસ્વ સ્થાપવાની સૌની મુરાદ વિજ્ઞાનના ઉપયોગ કરતા આવડે એટલે એમ માની લે કે હવે વાઘો નથી ચાદ હથેળીમાં છે! જલ, સ્થલ, આકાશ બધે જ માનવમનેખ્ખુ વૈજ્ઞાનિક સાધનોમા કર્યા કરે! અહી બેઠાં ચન્દ્રની તસ્વીરો ઝડપે અને પૃથ્વી ઉપરથી તેનુ નિયત્રણ કરે

ચન્દ્ર ઉપર અવકાશયાત્રી શુ કરે છે તેનું ચિત્ર ટેલિવિઝન ઉપર નિહાળે સૃષ્ટિ ઉપર સ્વામીત્વ સ્થાપવાની તેની અદમ્ય ઝખનાએ નની ગૂચો પણ પેદા કરી દીધી તેના જ કૃત્યોથી તેણે કુદરતની સવાદિતાને હચમચાવી દીધી છે શુદ્ધ પ્રાણવાયુમા ધીમુ ઝેર પ્રસરી રહ્યુ છે નદીઓ સરોવરો અને સાત સાગરનાં જલ કલુષિત બની રહ્યા છે રસાયણો અને જતુનાશક દ્રાવણોના પ્રચલિત ઉપયોગથી જમીનનુ સ્તર ધીમુ ઝેર ગ્રહણ કરી રહ્યુ છે જે પાચ તત્ત્વોનુ માનવશરીર બ યુ છે તેમા છઠ્ઠુ તત્ત્વ દાખલ થઈ રહ્યુ છે અને તે અણુથી માડી ડી ડી ટી સુધીનુ કોઇ પ્રકારનુ ઝેર હોઇ શકે નવા રોગો માનવીએ પેદા કર્યા છે શહેરોમા તો તેણે નિસર્ગને દેશવટો આપ્યો છે પણ જ્યાં જ્યા નૈસર્ગિક અને કુદરતી સમૃદ્ધિઓ ભરી ભરી છે ત્યા બધે જ પહોચી જઇને તે કારખાના ઊભા કરીને માનવીનું વડપણ સ્થાપવા માગે છે પશુ-પખી અને જાનવરોનુ નિકદન કાઢી નાખ્યા પછી તેમની સારસભાળ અને જાળવણી વિશે તે વિચારતો થયો છે પૃથ્વી આસપાસ ફેલાતી ઝેરી હવાથી તે ગૂગળામણ અનુભવી રહ્યો છે નદીઓના અને સાગરના પાણી કલુષિત કરતી પ્રવૃત્તિઓથી ચોકી ઊઠયો છે

આ બધામા અમેરિકાનો માનવી સહુ પ્રથમ ચોકી ઊઠયો છે કેમકે પ્રગતિમા તે મોખરે હતો આજે તેને મોટર અકારી લાગે છે કારખાનાની ચીમની દીઠી ગમતી નથી વૃક્ષ—વેલી અને વનસ્પતિ માટે તે ઝખી રહ્યો છે સાગર કાઠે તણાઈ આવતી ઝાડીઝાખરામાં તેને વધુ સૌદર્ય દેખાય છે—Sea Beach' માનવીએ શણગારેલો સાગરકાંઠો—જ્યાં ખુરશીઓ, પાટલીઓ, છત્રીઓ હોય ત્યા તેને ગમતું નથી શહેરના ઘોઘાટથી દૂર કોઈ એકાત નિર્જન સ્થાન માટે તેની તૃષ્ણા વધી છે, ઇસ્ત્રીબધ નહી લઘરવઘર કપડા પહેરવા તેને વધુ ગમે છે ટેલિવિઝનના પડદા સામે નહિ—પણ હિમાલયની ગિરિમાળા સામે બેસી શકાય તો અમેરિકા છોડી ભારત આવવા તે તૈયાર છે 'JAZ' સગીત નહિ પણ રામધૂનમા કોણ જાણે કેમ ભીતરની સિતારી વાગી રહી હોય એવુ તેને લાગે છે

૨૨ મી એપ્રિલે અમેરિકાએ 'Earth Day' ઉજવ્યો તેની આ ભૂમિકા છે ધીમે ધીમે સૌ કોઇ તે ઉજવતા થઇ જશે કુદરતથી બહુ દૂર નીકળી ગયા પછી, અતરીક્ષમાં દૂર—સુદૂર જઈ આવ્યા પછી, અણુબોમ્બ—હાઇડ્રોજન બોમ્બના પ્રલયકારી વિસ્ફોટ સાભળ્યા પછી, માનવીને લાગ્યુ છે કે પૃથ્વીનો આપણો ગ્રહ મઝાનો છે અહી જ રહેવા જેવુ છે—મઝા કુદરતને ખોળે છે કુદરતની સવાદિતાને તોડવામા કોઈ સિદ્ધિ હાસલ થવાની નથી કોણ વધુ સુખી છે, કેપ્ટન નીલ આર્મસ્ટ્રોગ કે ભારતના ગામડાના ખરબચડા રસ્તા ઉપર ડચકારા કરીને ગાડુ હાકયે જતો નિર્ધન ખેડૂત ? કર્ણમધુર વધુ શુ લાગે છે, અતરીક્ષયાનનો ઘરઘરાટ કે ગાડે જોડેલા બળદની કડે બાધેલ ઘૂઘરમાળ? અરે, કોઈ તો બોલો આમા વધુ સારુ શુ છે, માન ભાઇ

• જ્ઞાન ગમતુ નથી!

કમ્બોડિયામા એક વધુ વાર અમેરિકા જઇ ભરાણુ છે નરોત્તમ સિહાનુકે દેશવટો લીધો એટલે ત્યા સામ્યવાદીઓ ઘુસી ન જાય તે માટે અમેરિકન સૈન્યો જતાની સાથે જ ઉત્તર વિયેટનામી તેમજ વિયેટકોન્ગો પણ જગમા ઉતર્યા છે ખૂનખાર લડાઇઓ થાય છે બન્ને પક્ષે ખુવારી નોધાય છે મેકોન્ગ નદીના પાણી યુદ્ધની હવાથી લાલ થઈ ગયા છે ચીનને તો આવી પરિસ્થિતિમા કૂદી પડવુ બહુ આસાન થઇ પડયુ છે, અને તેણે સ્પષ્ટ ચેતવણી પણ આપી દીધી છે નિક્સન સાહેબે કહ્યુ છે કે જૂનના અત

પહેના અપ ભેશના શિગ માથી પગ કાઢી લેશ અગાઉ બે વાર અમેરિકનોએ આ વિસ્તારમા માર ખાધો છે વિયેટનામમા પણ અમેરિકાની વિરાટ શક્તિને વામણા દેખાવાનુ નિહાળ્યુ છે છતા ક્રમે ક્રમે યામાથી દળો પાછા ખેચી લેવાની બાબતમા અમેરિકા સમજ મેળવી રહ્યુ છે એવો સમજ ચીનને પણ મળે જ છે દખલગીરી કરવાની આદત બહારા ચીને પડી ગઈ છે એને પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?

### રાડરયંત્ર

વિશાખાપટ્ટનમ ખાતે ડૉલ્ફિન નોઝ હીલ ઉપર તોફાનની ચેતવણી આપતુ રાડરયત્ર ગોઠવાતુ તેનાથી ભારતીય હવામાન શાસ્ત્રીઓને બહુ જરૂરી સુવિધા સાપડી છે કુલ આવા સાત મથકો પાંચ પૂર્વ કિનારે અને બે પશ્ચિમ કિનારે ઊભા કરવાની યોજનામા આ સૌ પ્રથમ છે બગાળના ઉપસાગરમા અવાર નવાર તોફાનો ઉદ્ભવે છે અને પૂર્વ કિનારાના શહેરોમા તેનાથી જાનમાલને પારાવાર નુકસાન થાય છે આ રાડરયત્રથી આવી રહેલા તોફાનની ખબર ૨૪ કલાક અગાઉ મળશે તેથી સાવધાની તેમજ તકેદારી રાખવાનો અવકાશ મળી રહેશે બગાળનો ઉપસાગર તોફાની ગણાય છે થોડા વર્ષો પૂર્વ ધનુષ્કોડિ ઉપર ત્રાટકેલુ વાવાઝોડુ હજી સ્મૃતિપટ ઉપરથી ભૂસાયુ નથી હવે તો અવકાશમા હવામાનની માહિતી આપતા ઉપગ્રહો ચોવીસે કલાક ફરી રહ્યા છે તેમની પાસેથી પણ શક્ય માહિતી ઉપલબ્ધ કરવા મુબઈ, મદ્રાસ દિલ્હી, કલકત્તા ખાતે ભૂમિ મથકો છે આ રાડરયત્ર ટોકિયોની જપાન રેડિયો કપનીએ બનાવી આપ્યુ છે પણ હવે પછીના ૨ ભારત ઇલેક્ટ્રોનિક્સ બેંગ્લોર તરફથી પૂરા પાડવાની યોજના છે જ્યારે આ સાતે મથકો કામ કરતા થઇ જશે ત્યારે દરિયાઇ તોફાનને લગતી માહિતી જે સ્ટીમરો અને વહાણો મારફત પ્રાપ્ત થાય છે તે કઢગી વ્યવસ્થાનો અત આવશે

### અતિપરિચયાત્

એવરેસ્ટ ઉપર જાપાની ટુકડીએ વિજય મેળવ્યા એ વાત અખબારોએ પણ સામાન્ય રીતે છાપી સૌ પ્રથમ એડમડ હિલેરી અને તાનસિંગે જ્યારે પ્રથમ પદાર્પણ કરેલુ ત્યારે આખી દુનિયા એ સમાચાર સાભળવા અધીરી થઇ હતી રશિયાએ પ્રથમ સ્પુટનિક છોડયો ત્યારે સૌ કોઇ આકાશ તરફ મીટ માંડીને માંડીને તેને નિહાળવા તલપાપડ થઇ ગયા હતા અમેરિકન અવકાશ યાત્રીઓ ચદ્ર ઉપર ગયા તે પહેલા જ્યારે સૌ પ્રથમ માનવી અવકાશમા કૂદકો મારીને પાછો ફર્યો ત્યારે પણ સૌના શ્વાસ અધ્ધર ચઢી ગયા હતા વિજ્ઞાનની હરણફાળ આગળ વિરાટ સિદ્ધિઓ વામણી બનતી જાય છે જિજ્ઞાસા અને કુતૂહલ પણ બહેરા બની બેસે છે આવતી કાલે કોઇ એવરેસ્ટ પર જશે તો તેને માટે કોઇને નવાઈ લાગશે વીસમી સદી પૂરી થશે અને એકવીસમી ચાલતી થશે ત્યારે દૈનિક છાપાઓની પ્રથા બંધ થઇ ગઈ હશે-દરેક ઘરમા ટેલિપ્રિંટર ગોઠવાઈ ગયુ હશે અને તેમાથી નીકળતી પટ્ટીઓ ક્ષણાર્ધમા ઇતિહાસ-નો ભૂતકાળ બની ગઈ હશે વિજ્ઞાનનો અતિ પરિચય કયા જઈને અટકશે

### કલાપીનો કેકારવ

રાષ્ટ્રીય પક્ષી મોર અને તેની વસતિગણતરી! ભારતમા પ્રથમવાર ગુજરાત રાજ્યના સોરઠ પ્રદેશમા માગરોળથી વેરાવળ સુધીના કાઠાળ પ્રદેશમા પ્રથમ મોજણી થઈ ગયાના સમાચાર અચાનક ટપકી પડયા અને લાગ્યુ કે નેશનલ સેમ્પલ સર્વે દ્વારા જો આ કાર્યક્રમ નક્કી થયો હતો તો પછી પ્રચારમા ચૂપકીદી કેમ? અને સનો બીજો તબક્કો શરૂ થયો ત્યારે તો જાણવા મળ્યુ પક્ષી તરીકે ભારતી ઘટા અનોખી રહી છે તેના માથાની કલગી, ડોકનો વળાક અને મોરપિચ્છના અજબગજબ રગબિલાવર ઉપર દુનિયા આફરીન છે તમારે કળા કરતો મોર એક વિરલ દૃશ્ય છે ઢેલને ખુશ કરવા મધુર નૃત્ય કરે છે એમ સૌ કોઇ માને છે પણ ઢેલમા તે શુ રૂપ ભર્યું છે ભલા! વર્ષાઋતુમા મયૂરની કેકા તેનુ અવિભાજ્ય અગ બની રહે છે મોરપિચ્છનો મુગટ તો કૃષ્ણ કનૈયાને પણ વહાલો હતો ઉડવાનુ મોરને બહુ ફાવતુ નથી-જો ઉડે ત્યારે તે વરવો લાગે છે પણ પૃથ્વીના પટ ઉપર તેનો ઠસ્સો અનન્ય રહે છે અને

—નદનમા શહેનશાહોને બેસવાના આસન મયૂરને આકારને સ્વીકારે છે મોરના ઈંડાને ચિતરામણ ન હોય એમ સૌ કોઈ માને છે મોરને રાષ્ટ્રીય પક્ષી તરીકે જાહેર કરવાથી બસ નથી તેની રક્ષા માટે અસરકારક પગલા જરૂરી છે મોરનો શિકાર સહેલાઈથી થઈ શકે છે અને તે પણ કાને ખૂણે–દુનિયાથી અદીઠ સિંહનો શિકાર કરવા માટે પરવાનગી મળે તો પણ તે સહેલ નથી મોર તો ગમે ત્યાં મળી આવે છે તેનું રૂપ તેનું વેરી છે માટે જ તો કવિએ ઠપકો આપીને કહ્યુ છે આવુ રૂપ લઈને મૃત્યુલોકમા શીદને આવ્યો ? પણ હવે જ્યારે તે આવ્યો છે ત્યારે એનું જતન કરીએ

### ભૂતાન સિક્કિમ

નેપાળના મિજાજનુ અનુકરણ કરવા ભૂતાન અને સિક્કિમ પ્રેરાય તે સ્વાભાવિક છે ચીનના પડખામા ભરાઈને નેપાળ ભારત સામે બના ચ વિચારે આપણા રાજપુરુષો પૂછડી પટપટાવે છે ભૂતાન અને સિક્કિમ ચીનથી દૂર રહ્યા છે ચીનમા તેમને વિશ્વાસ નથી એટલે જ તેમની ઈચ્છા એવી રહે છે કે ભારત વધુ કરદાન અને તાજેતરમા રાષ્ટ્રપતિ ભૂતાનની મુલાકાતે ગયા તે સૂચક હતુ કમનસીબે તોફાની ઝંઝાવાતને કારણે તેમની સિક્કિમ યાત્રા શક્ય ન બની પરંતુ ભૂતાન અને સિક્કિમને પણ નજીક લાવવા ભારત આતુર છે એમ છેલ્લા અહેવાલો ઉપરથી લાગે છે ભૌગોલિક દૃષ્ટિએ સિક્કિમની અગત્યતા વધુ છે કેમકે ચુબી ખીણમા જ્યા તેની હદ પૂરી થાય છે ત્યાં ચીનાઓ થાણું નાખી બેઠા છે વળી સિક્કિમમા થઈ આસામમા આવી શકાય અને તેને વિખુટું પાડી શકાય ભૂતાનના દોગ્મે દોરજી અને સિક્કિમના ચોગ્યાલ વધુ સ્વતંત્રતા ઈચ્છે છે અમેરિકાની પાચમી કતાર અહીથી ચીન ઉપર બારિક નજર ગમે છે ભારતે સવિશેષ જાગૃત રહેવાની જરૂર છે

### મોઘેરૂ ખનિજ

છોટા ઉદેપુર પાસે આંબાડુગર વિસ્તારમાં ગુજરાત ખનિજ વિકાસ નિગમે જાહેર કર્યું કે કિંમતી ખનિજની શોધ કરી, પાચ વર્ષના ગાળામાં સવાચાર કરોડ રૂપિયાના ખર્ચે એશિયાભરમા સર્વ પ્રથમ શુદ્ધિકરણ પ્લાન્ટ ઊભો કરી ફ્લુરાઈટનું ઉત્પાદન શરૂ કરવા ધાર્યું છે તે બીના ગૌરવપ્રદ છે આ કિંમતી ખનીજનો દુનિયાભરમા જેટલો જથ્થો પ્રાપ્ત છે તેનો આઠમો ભાગ, અંદાજમા ફક્ત આંબાડુગર વિસ્તારમા જ મળે તેમ છે ત્યાં કારખાનામા દરરોજ ૫૦૦ ટન ખનિજ શુદ્ધ કરીને તેમાથી સવાસો ટન ફ્લુરોસ્પાર ઉત્પન્ન થશે બીજા આનુષંગિક ઉદ્યોગો પણ અસ્તિત્વમા આવશે આ કારખાનાના બીજા તબક્કામા ૨૫ કરોડના ખર્ચે એલ્યુમિનિયમ પ્લાન્ટ ઊભો થશે આ વિસ્તાર આદિવાસીઓનો પછાત વિસ્તાર છે અને સારા રસ્તા, વીજળી પાણીપુરવઠો ઇત્યાદિ હવે વધુ અને વધુ પ્રમાણમા ઉપલબ્ધ થતા રહેશે આ ખનિજની શોધથી ભારતને વર્ષે દહાડે ત્રણેક કરોડ રૂપિયાનુ હૂંડિયામણ બચી જશે વળી આદિવાસી લોકોના જીવનધોરણ પણ ઊંચુ આવશે ખનિજ સંશોધનની બાબતમાં ગુજરાત સરકાર નિગમ કાર્યરત બને અને કચ્છના બિગ્નાઇટ પ્રોજેક્ટને પણ આની જેમ સફળતાપૂર્વક વિકસાવે તો ભારતના નકશામા ખનિજ સમૃદ્ધિ બાબતમા ગુજરાત આગળ પડતો ભાગ ભજવી શકે ગીર જંગલનો વિસ્તાર વધુ સંશોધન માગી રહ્યો છે બરડામા પણ ખનિજની શક્યતા છે

---

'મનુષ્ય આ લોક અને પરલોકની વાતો કર્યા કરે છે પરંતુ શું બને એકબીજાથી ભિન્ન છે ? આવો ! આપણે બધા સત્ય બોલીએ અને આ સંસાર પોતાની મેળે સ્વર્ગ બની જશે જો આપણે જૂઠું બોલીએ તો આપણે તેને નરક બનાવીએ છીએ શ્રેષ્ઠ આચરણ જ સ્વર્ગ છે અને દુરાચરણ જ નરક છે જે કંઈ હુ કહુ છુ તેનો સાક્ષી ભગવાન છે '

"તારુ જ આ શરીર છે, જેથી મારુ પોતાનું કશું નથી મારુ મન પણ તારુ છે, જેથી મારૂ પોતાનું મન પણ મારુ નથી તુ જે મારૂ સર્વસ્વ છે તો પછી હું કોઈ બીજાને મારું કેવી રીતે કહી શકુ ? જ્યારે સર્વ કંઈ તારુ છે ત્યારે હે ભગવાન, શુ મારુ પૃથક અસ્તિત્વ છે ?" —વસવ

# મને નરસિંહ મહેતાએ શું કહ્યું ?

ગુરુદયાલ મલ્લિકજી

એકવાર હુ જૂનાગઢ ગયો ત્યાં મે ગિરનાર દેવતાના પ્રાણદાયક દર્શન તો કર્યા, પણ પરમ ભક્ત નરસિંહ મહેતાના પણ દર્શન કર્યા '

વાત આમ બની—એક સવારે હુ નરસિંહ મહેતાના ચોરામા બેઠો હતો અને તેમનુ લાગણી પૂર્વક સ્મરણ કરી રહ્યો હતો તેમના સ્મરણ દરમ્યાન એક છબી મારી આખ સામે તરી આવી ભક્તરાજ હરિજનવાસમા મસ્ત થઈને ઇશ્વરભજન કરી રહ્યા છે સાભળનારા એકરમે ને એકમને તેમનુ ભજન સાભળી રહ્યા છે રામ—નામના જાદુથી તે મુગ્ધ થઇ ગયા છે તે ભૂલી ગયા છે કે પોતે ભગી છે, અને બીજી વર્ણના લોકો તેમને ધિક્કારે છે તે લોકોની વચ્ચે જ જે ન્યાત—જાતનો ભેદભાવ છે તેનુ ભાન પણ તે ભૂલી ગયા છે તેઓ જીવનના એકતા અનુભવી રહ્યા છે આવેશમા આવીને ભક્તરાજ નૃત્ય કરવા લાગે છે અને સાથે સાથે એક ધૂન પણ સાભળનારાને ગવડાવે છે

**હરિ, બોલ, હરિ, બોલ, હરિ, હરિ, બોલ !**
**મુકુદ–માધવ, ગોવિદ, બોલ !**
**બધ છે આ દ્વાર દિલના**
**કૃપા કરીને ખોલ !**
**હરિ બોલ !**

અચાનક કોઇનો પગ મને લાગ્યો અને મારી આખો સામે જે છબી હુ જોઇ રહ્યો હતો, તે લુપ્ત થઇ ગઇ મે આખો ઉચાડી ને ઉપર જોયુ એક વૈષ્ણવ ચોરાની પ્રદક્ષિણા કરી રહ્યો હતો અજાણ્યે તેનો પગ મને અડી ગયો પણ તેની પ્રદક્ષિણા ચાલુ જ હતી

તે જ વખતે ક્યાકથી 'વૈષ્ણવજન તો તેને રે કહીએ, જે પીડ પરાઇ જાણે રે,' ભજન ગવાતુ સભળાયુ પણ તે કોણ ગોઇ રહ્યુ હતું, તેની ખબર ન પડી હુ તલ્લીન થઇને તે ભજન સાભળી રહ્યો પૂજ્ય ગાધીજીની યાદ ત્યારે મને બહુ જ આવી અદરથી કોઇએ મને પૂછ્યુ 'આ આપણા બાપુ ગાધી, ભલા નરસિંહ મહેતાનો અવતાર તો ન હોય ?'

ભજન પૂરુ થયુ વૈષ્ણવની પ્રદક્ષિણા પણ પૂરી થઈ દિવસ ચડ્યો હતો તેથી હુ પણ મારા મિત્રના ઘરે, જ્યા હું ઊતર્યો હતો, પાછો ફર્યો

પણ હજી હુ મારા મુકામે પહોચ્યો ન હતો ત્યાં કોઇએ મારા ખભા પર હાથ મૂક્યો તેથી મે ફરીને જોયુ, પણ કોઇ ન દેખાયુ એવામા મિત્રનુ ઘર આવી પહોચ્યુ પણ જેવો હુ એ ઘરમા પ્રવેશવા જાઉં છુ ત્યા ફરી કોઇએ મારા ખભા પર હાથ મૂક્યો

મે મનમા ચિડાઇને પૂછ્યુ 'તમે કોણ છો ?'

'નરસિંહ મહેતા '

'હે ?' મે આશ્ચર્યથી પૂછ્યુ

'હા'

'તો કૃપા કરીને ભક્તરાજ, તમારા દર્શન સપૂર્ણપણે આપો ને '

'તે તો મે પહેલા જ આપી દીધા છે

'ક્યારે ?

'મારુ વૈષ્ણવજન ભજન જ મારુ સાચુ સ્વરૂપ છે '

'પણ મે તો ફક્ત ભજન જ સાભળ્યુ, તમને તો જોયા જ નહી '

'હુ મારા ભજન પાછળ ઊભો હતા '

એ સાભળી મે દુ ખભર્યા સ્વરે કહ્યુ 'મારુ કેવુ દુર્ભાગ્ય ! આખો હોવા છતા ભક્તરાજના દર્શન કરી શકતો નથી'

પછી ભક્તરાજનો હાથ મારા હાથને સ્પર્શ્યો,

'શુ છે મહારાજ ' મે નમ્રતાપૂર્વક પૂછ્યુ

ભક્તરાજે જવાબમા કહ્યુ 'અનેકવાર તે મારુ એ ભજન સાભળ્યુ છે પણ બીજાની પીડા અનુભવ વાનુ તું ક્યારે શીખ્યો ? તારી નેત્રવૃત્તિ

અનુ પ૮ ૧૨૨ ]

# પાર્વતી પરિણય

ઇન્દુલાલ ગાંધી

મહાકવિ કાલિદાસ રચિત 'કુમાર સંભવ'ના સાતમા સર્ગમાં, ભગવાન શંકર સાથેના પાર્વતીના લગ્નનું લોકોત્તર વર્ણન કરવામાં આવ્યું છે આ લગ્ન નિશે સામાન્ય સ્ત્રી-સમુદાય આનંદવિભોર કુતૂહલનું ચિત્ર કાલિદાસે આ રીતે ઉપસાવ્યું છે

મહાદેવની જાન જ્યારે નગરમાં પ્રવેશી ત્યારે એક સ્ત્રી મણિની માળા ગૂંથી રહી હતી જાન આવવાનો શોરબકોર સાંભળીને તે માળા ગૂંથવાનું પડતું મૂકી શેરીમાં દોડી ગઇ મણિ આમતેમ વેરાઇ ગયા અને માળા અધૂરી રહી ગઇ થોડીવારમાં તો આખો રાજમાર્ગ રૂપસુંદરીઓથી ઊભરાઇ ગયો ભગવાન શંકરની અપ્રતિમ પ્રતિભાનાં દર્શન કરતા કરતા સ્ત્રીઓના હૃદય એમની આંખોમાં પ્રગટ થવા લાગ્યા

'તત્રાવતીર્યાચ્યુતદત્તહસ્તઃ એટને કે હિમાલયને આંગણે જ્યારે ભગવાન આવ્યા ત્યારે વિષ્ણુના હાથનો ટેકો લઇને શંકર પોતાના વાહન ઉપરથી નીચે ઉતર્યા — જાણે શરદના વાદળમાંથી આદિત્ય બહાર આવ્યા ત્યાંથી શંકર હિમાલયભવનમાં આવ્યા ત્યાં બ્રહ્માજી પહેલેથી એમની પ્રતીક્ષા કરતા બેઠા હતા, એમની પાછળ પાછળ ઈંદ્ર તમામ દેવતાઓ સપ્તર્ષિ, અને આખો ગણ સમુદાય પણ આવી પહોંચ્યો

ત્યાંથી રેશમી વસ્ત્ર પહેરેલા મહાદેવજીને હિમાલયનો સેવક સમુદાય રાણીવાસમાં લઈ ગયો, જ્યાં પાર્વતીજી પતિનું સ્વાગત કરવા તૈયાર થઇને બેઠાં હતા 'પ્રફુલ્લ ચક્ષુ કુસુ કુમાર્યા' એવા પાર્વતીજીને જોઇને શંકરનું હૃદય પ્રસન્નતાથી પરિપૂર્ણ થઈ ગયું, નિર્મળ થઈ ગયું

સ્વામીને જોઇને નવવધૂ શરમાઈ ગઇ છતાં એની આંખો શંકરની આંખો સામેથી દૂર કરી શકી નહિ સ્વજનોથી વીંટાયેલી સ્ત્રી, પતિ સામે ક્યાં સુધી જોઇ શકે? પાર્વતીજીએ એના લજ્જાશીલ નેત્રો કમળપત્રની જેમ નીચાં ઢાળી દીધાં, અને લગ્નવિધિ માટે તૈયાર થઇને બેઠા

વાતાવરણ અત્યંત પ્રસન્ન મધુર હતું, પ્રકૃતિના હોઠ મરક મરક થતા હતાં પવનમાં માદકતા હતી યજ્ઞવેદીની ધૂમ્રલહેરીઓ, ન સમજાય, ન સંભળાય એવા દામ્પત્યસ્તોત્રો જાણે કે ગાતી હતી.

ત્યાં હિમાલયના પુરોહિતે હસતા હસતા નજીક આવીને પાર્વતીજીનો હાથ શંકરના હાથમાં મૂકી દીધો બન્નેનું આ પ્રથમ હસ્તમિલન અત્યંત રોમાંચકારી હતું પાર્વતીજીનું હૃદય ધડકવા લાગ્યું અને શંકરની આંગળીઓ પરસેવે ભીંજાઈ ગઇ બે હાથની વચ્ચે બેઠેલા નટખટ કામદેવે જાણે કે અત્યારે બે હૃદયને એક કરી દીધા હતા મદઘેલો મનસિજ જાણે કે વિજયયાત્રાએ નીકળ્યો હતો /

અગ્નિ પ્રદક્ષિણા વખતે ચારે ચરણો સાથે ઉપડતાં હતા ખરાં, પણ બન્નેની આંખો તો બંધ જ હતી એકબીજાના સ્પર્શને લીધે બન્નેના હૃદય અનેક સંવેદનોમાં આળોટતા હતાં દ્વૈત-અદ્વૈતમાં ઓતપ્રોત થઈ રહ્યું હતું

વર્ષોની તપશ્ચર્યા પછી તપશીલના પાર્વતીને ઇચ્છેલું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું સૌ દર્શે—સંયમની સાથે છેડાછેડા બાંધી હતી



# દેશ તૈયાર શી રીતે થયો

કાકા કાલેલકર

ભારતની પ્રજાની એવી કઈ પૂર્વ તૈયારી હતી જેને લઈને તે ગાંધીજીને અનુસરી શકી અને તેમના કાર્યક્રમોને સફળ બનાવી શકી ? આ પ્રશ્ન ઘણો જ મહત્ત્વનો છે એનો ઉત્તર એ જ આપી શકે જે ભારતનો અને વિશ્વનો ઇતિહાસ સારી રીતે જાણતો હોય ભારતની પ્રજાની શક્તિ અને અશક્તિ તેને વંશપરંપરામાં મળેલા પુરુષાર્થનું જ ફળ છે

આ પ્રશ્નનો ઉત્તર એ જ આપી શકે જેણે સમાજશાસ્ત્રનું ઊંડું અધ્યયન કરીને એ જાણી લીધું હોય કે હજારો અને લાખો માનવીના જીવન પર કયાં કયાં બળો અસર કરે છે અને એ અસર કયાં સુધી પહોંચે છે

અને ભારતમાં તો આવા પ્રશ્નનો ઉત્તર એ જ આપી શકે જેણે અધ્યાત્મ શાસ્ત્રનો અભ્યાસ, ચિંતન અને અનુભવ કર્યાં હોય. એ શાસ્ત્રમાં તો વ્યક્તિ અને સમાજ વચ્ચે ભેદ પણ નથી રહેતો ભારતના સંતોએ આત્મજ્ઞાનના બળ વડે જે કાર્યો કર્યાં તેની અસર વ્યક્તિઓના જીવન પર પણ પડી અને સમાજનું ધોરણ પણ ઊંચું આવ્યું

આત્મજ્ઞાનમાં જેમ વ્યક્તિ અને સમાજનો ભેદ નથી તેવી જ રીતે જડ અને ચેતનનો ભેદ પણ નથી ભૌતિક વિદ્યા આત્મિક વિદ્યાથી જુદી છે, એવો ભેદ આધ્યાત્મિક દૃષ્ટિએ રાખ્યો નથી દલીલને ખાતર, બાળક જેવી બુદ્ધિવાળા લોકોને સમજાવવા ખાતર, અધ્યાત્મશાસ્ત્ર ભલે તે ભેદનો સ્વીકાર કરી શકે છે, પરંતુ છેવટ તો આત્મજ્ઞાન માટે એકત્વદૃષ્ટિ એ જ ખરી દૃષ્ટિ છે.

ગીતામાં પ્રકૃતિને જ આધ્યાત્મ કહેલ છે એ વ્યાખ્યાનો લાભ ઉઠાવીને આપણે કહી શકીએ કે ભારતની આવી પ્રકૃતિને ઓળખ્યા વિના ન તો કોઈ ભારતના પુરુષાર્થને સમજી શકે છે કે ન તો ભારતને યોગ્ય એવી પ્રેરણા આપી શકે છે

જ્યારે આપણી સમક્ષ એક સવાલ ઉપસ્થિત થયો છે ત્યારે ઉપર વર્ણવેલ ત્રણ પ્રકારની યોગ્યતા હોય કે ન હોય છતાં કંઈક વિચાર તો કરવો જ જોઈએ

આ પ્રાચીન દેશમાં ચેતના જગાવવાનો ભાર જે વ્યક્તિ પર નાખવાનો હતો તેને ભારત-ભાગ્ય-વિધાતાએ તૈયારી માટે દક્ષિણ આફ્રિકા મોકલેલ એ રહસ્યને જેટલું આપણે આજે સમજી શકીએ છીએ એટલું એ દિવસોમાં કોઈના ધ્યાનમાં પણ નહિ આવ્યું હોય અને આજે પણ આપણે એમ થોડું જ કહી શકીએ કે એ વસ્તુના પાછળનો ભેદ આપણે પૂરેપૂરો સમજી શક્યા છીએ ?

અંગ્રેજોને આ દેશમાંથી કાઢવાના પ્રયત્નો હિંદીઓએ પણ કર્યા અને આપણા દેશના હિંદુ-મુસલમાનોએ પણ કર્યા કેટલાક પ્રયત્નો તો એવા પ્રકારના હતા જેને લઈને અંગ્રેજોનું રાજ્ય અહીં વધારે મજબૂત થઈ શક્યું ઈ સ. ૧૮૫૭ થી ઈ સ ૧૯૦૭ સુધી આપણે જેટલા પ્રયત્નો કર્યા તેનું પરિણામ ૧૯૫૫ સુધીમાં જણાયું અને ભારતના શુભચિંતકો એ નિર્ણય પર આવ્યા કે જે રસ્તે આપણે જઈ રહ્યા છીએ એ રસ્તો રાષ્ટ્રને મુકામ પર નહીં પહોંચાડે યુદ્ધનો રાહ આપણે અજમાવી જોયો વિનંતિ સમજ વિનયનો માર્ગ પણ અજમાવી જોયો ઔદ્યોગિક પ્રગતિમાં આપણા કૌશલ્યનો અભાવ અને અંગ્રેજોના દૃઢ વિરોધને જોઈને ત્યાં પણ આશાના કિરણો દેખાયા નહિ લોકોમાં સમાજ-સુધારના આંદોલનો થયા ધર્મનિષ્ઠા વગેરે તેવા પ્રયત્નો થયા, આ બધાની કંઈ ને કંઈ અસર તો થઈ જ, છતાં દેશની સ્વતંત્રતાનો રાહ દેખાયો નહિ

ક્રાંતિકારીઓના પ્રયત્નો તરફ લોકોની સહાનુભૂતિ ઘણી હતી તેમના આંદોલનને રાષ્ટ્રહૃદયના હાર્દિક આશીર્વાદ મળી ગયા હતા છતાં પ્રજાનું મન એવા રસ્તા માટે તૈયાર ન હતું એ પાશ્ચાત્ય રોગોનો ઉપાય હતો અને પશ્ચિમના રાજ્યકર્તાઓ એનાથી પરિચિત હતા, તેમ જ તેનો ઉપાય પણ તેમની પાસે હતો, જે અહીં પશ્ચિમ કરતાં પણ અસરકારક સાબિત

થયો. આવા સંજોગોમાં ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં એક ભારતીય ઇલાજ અજમાવી જોયો: દક્ષિણ આફ્રિકામાં ન તો આપણું રાજ્ય હતું કે ન તે આપણો દેશ હતો, ન ત્યાં આપણી બહુમતી હતી કે ન ત્યાં આપણું વાતાવરણ હતું, તે છતાં ગાંધીજીએ ત્યાંના રહન અભણ, લગભગ સંસ્કારહીન તેમ જ બધી રીતે કમનસીબ એવા ભારતજનોની સહાય વડે એક આંદોલન ચલાવી બતાવ્યું.

આધુનિક સાધનોથી સજ્જ સરકારનો મુકાબલો કરવામાં ગાંધીજી ભારતીય સભ્યતા, ધર્મનિષ્ઠા, આત્મશક્તિની વાતો કરતા હતા દેશે જોયું કે આપણી પ્રાચીન સભ્યતામાં કંઇક લોકોત્તર તેજ છે અને તેના બળ વડે આપણે પશ્ચિમનો સામનો કરી શકીએ છીએ.

આપણો હંમેશનો સાધારણ અનુભવ છે કે જ્યારે કોઇ વરસોથી બિમાર હોય તેવા માણસની તબિયત જોવા જઇએ છીએ ત્યારે સાધારણ રીતે લોકો કહે છે 'અરે ભાઈ, ભગવાનની લીલાની શુ વાત કરવી! અમે એલોપેથિક દવાઓ કરી, યુરોપિયન ડૉક્ટરોને બોલાવ્યા, મોટી ફી આપીને સિવિલ સર્જનોને બોલાવ્યા, આયુર્વેદિક દવાઓ કરી, હોમિયોપેથિક દવાઓ પણ અજમાવી, મંત્ર, તંત્ર ગૃહશાંતિ માટે યોગ્ય પૂજાવિધિ વગેરે કર્યા, પીર અને ઓલિયાઓની પણ મદદ લીધી, બધું કરી જોયુ, પરંતુ કોઇ ચીજ વડે ફાયદો થયો નહિ રોગ વધતો જ ગયો એવામાં બાજુના જંગલમાથી એક સાધુ આવ્યો એણે જંગલની જડીબુટ્ટી આપી અને તેની શરતોમાં માત્ર મીઠું ખાવાની બંધી હતી જોતજોતામાં દર્દી સાજો થઈ ગયો સંતોના ઉપાય અજમાવવાની ના ન પાડવી જોઇએ કઃ काल फलदायक ખબર જ નથી પડતી કે કયો સમય અને કયો ઉપચાર અસરકારક સાબિત થઈ શકે

ગાંધીજી પ્રત્યે લોકોના દિલમાં માન હતુ ગોખલે જેવાઓએ પણ એમની પ્રશંસા કરી હતી રાજકીય પક્ષાપક્ષીમાં ગાંધીજી પડયા ન હતા સરકારી કર્મચારીઓની તેઓ કદર કરતા હતા વિનીત પક્ષને તેઓ પોતાના આધ્યાત્મિક બંધુ ગણતા હતા અને ઉગ્ર પક્ષના તેજની તેઓ કદર કરી શકતા હતા ક્રાંતિવીરોની સખત નિંદા કરવા છતાં તેમની બહાદુરીની તેઓ કદર કરતા, એટલું જ નહિ, પરંતુ પોતાને તાત્ત્વિક અરાજકતાવાદી પણ ગણાવતા હતા

આવી વિચિત્ર વ્યક્તિ પર દેશનેતાઓને વિશ્વાસ

કેમ બેસે! ગોખલે એમના 'હિન્દ સ્વરાજ'વાળા સિદ્ધાંતને પસંદ નહોતા કરતા, તેમજ લોકમાન્ય તિલક તેમની વિનીત પક્ષ તરફની ભાવનાની પ્રશંસા કરી શકતા નહોતા. ક્રાંતિકારો તો ગાંધીજીને એક તત્ત્વજ્ઞાન પાગલ સમજતા હતા તેમની કિંમત વિરોધ કરવા જેટલી પણ ન હતી એવો ક્રાંતિકારીઓનો અભિપ્રાય હતો. પરંતુ જનતા કહેતી હતી કે આજ સુધી અમે આ બધા શાણા લોકોના દરેકે દરેક ઉપાય અજમાવી જોયા છે. હવે એક જંગલનો સાધુ આવ્યો છે, જે ધર્મની ભાષા બોલે છે. રૂઢિવાદી નથી, પરંતુ ત્યાગી, સંયમી અને તપસ્વી છે. આપણા જેવી સાધારણ ભાષામાં વાત કરે છે, સંતોના મનનું સમર્થન કરે છે. ગોરા લોકો સાથે તેણે ઝપાઝપી પણ કરી છે, તો ચાલો એની વાત અજમાવી તો જોઇએ અને વાત પણ કેવી? આપણા રાષ્ટ્રીય સ્વભાવને અનુકૂળ ખર્ચ તો છે જ નહિ, જોખમ છે ખરું પરંતુ તે પણ વધારે નથી અને કોઈનું ખરાબ કરવાની તો વાત જ નથી

કેટલાયે ધૂની માણસો ગાંધીજીને મળ્યા. ગાંધીજીએ દેશનુ પરિભ્રમણ કર્યું આસેતુ હિમાચલ ફર્યા અને જોતજોતામાં ગાંધીજીના હૃદયના તાર રાષ્ટ્રહૃદયના તાર સાથે એકરાગ થઈ ગયા. સાચી વસ્તુ તો એ છે કે રાષ્ટ્રહૃદય અને ગાંધીજીનું હૃદય ખરેખર એક જ હતા. એક હતુ જાગૃતહૃદય અને બીજુ હતુ મુગ્ધહૃદય 'દીપથી દીપ પ્રગટે છે' એ સિદ્ધાંત આ જમાનામાં ગાંધીજીને વિશે સફળ સાબિત થયો ટૂંકમા કહીએ તો બધા ઉપાયો અજમાવીને નિરાશ થયેલા દેશની વચ્ચે ગાંધીજીએ પોતાનો જાતને નિહાળી ચાલો અને એક અખતરો કરીએ એવી ભાવનાથી લોકોએ એમને અપનાવ્યા ગાંધીજી લોકોના મનની વાણી જ બોલતા હતા હજારો વર્ષોથી ચાલી આવતી ભારતીય સંસ્કૃતિ તેમજ ભારતીય પુરુષાર્થના ગાંધીજી પ્રતિનિધિ હતા ગાંધીજીનો ઉપાય આપણી રાષ્ટ્રપ્રકૃતિને અનુકૂળ હતો તેથી જ લોકો એમને અનુસરવા તૈયાર થયા અને ગાંધીજીના ઉજ્જ્વળ ચારિત્ર્યને લઇને જોખમને રસ્તે એમની પાછળ જવામાં લોકોને જરાપણ સંકોચ થયો નહિ

લોકોએ ગાંધીજીનું નેતૃત્વ હસતે વદને માન્ય કર્યું જેના ઊંડા ઐતિહાસિક કારણો પણ છે, જેની વિચારણા પણ આપણે જ કરવાની છે.

# નિરપરાધ

દિલીપ ગાંધી

ગયા વર્ષે આપણા દેશમાં વિદ્યાર્થીઓએ બહુ મોટુ આંદોલન કર્યું હતુ તેઓ ઠેકઠકાણે પોલીસો સાથે બાખડી પડ્યા હતા બસો સળગાવવાના, પેટ્રોલ પંપોમાં આગ લગાવવાના અને ટ્રેઇનોને રોકી દીધાના સમાચારો સાંભળી અને વાંચીને મારા આત્માને ઘણી શાંતિ પ્રાપ્ત થઇ હતી

એવા દેશને શુ કહેવો જ્યા આંદોલન ન થતુ હોય ? અને એવા આંદોલનને શુ કહેવુ કે જ્યાં પોલીસ સાથે મારામારી ન થતી હોય ? રહી ગઈ વાત-સામાન તોડવો કે બસો સળગાવવાની,–તો એ તો કોઇ પણ દેશની સમૃદ્ધિ માટ અત્યંત આવશ્યક છે જૂનો સામાન સળગાવીને નવો સામાન આવે છે, જેથી દેશનો વેપાર પણ વધે છે પાછના આંદોલનને કારણે કેટલીય કૉલેજોમાં નવુ ફર્નિચર આવ્યુ છે જે વીસ વર્ષ સુધી આવી શકે તેમ નહોતુ જ્યાં જ્યા જૂના અધ્યાપકોની તુકસાની થઇ છે ત્યાં ત્યા નવા અધ્યાપકો આવશે આ બધુ આંદોલનને કારણે તો થયુ !

આ દેશમા કોઈ કોઇ લોકો એવા પણ છે જે આંદોલનોથી ઘૃણા કરે છે તેમના વિચારે તો આ દેશ મડદાની જેમ પડ્યો રહેવો જોઇએ અને જૂની બસો અને જૂની ટપાલ કચેરીઓથી કામ ચાલુ રહેવુ જોઇએ આવા પ્રકારના લઘુમતી લોકો આવા આંદોલનોને માટે વિદ્યાર્થીઓનો દોષ કાઢે છે તો ક્યારેક અધ્યાપકોનો જો વિદ્યાર્થીઓ અને અધ્યાપકો સાથે મળી ગયા હોય તો બધો દોષનો ટોપલો સરકાર પર ઢોળાતો હોય છે પણ મારો તો દૃઢ વિશ્વાસ છે કે આવા મહાન આંદોલનો માટે કોઈ પણ પક્ષને દોષિત ઠરવવો એ તો આ દેશના ઇતિહાસની પણ વિરુદ્ધ છે અને સાથે ભૂગોળની પણ ! જો ગાંધીજી દાંડીકૂચ કરી શકતા હોય તો વિદ્યાર્થીઓ દફ્તરકૂચ શા માટે કરી ન શકે ?

કહેવાય છે કે પહેલાના જમાનામા વિદ્યાર્થી-ઓમા ઘણી શિસ્તતા હતી એકલવ્યે ગુરુજીના કહેવાથી પોતાનો અંગૂઠો એવી રીતે કાપીને આપ્યો હતો, જેમ આજના વિદ્યાર્થીઓ પોતાના અધ્યાપકોને સિગારેટ ઑફર કરે છે અલબત્ત અમારા કોઈ અધ્યાપકે અમારી પાસે અંગૂઠો નથી માગ્યો, પણ એકવાર મારી અંગૂઠી–વીંટી જરૂર માગી હતી ખેર ! અમારા જમાનાની અમે વાત શુ કરીએ ? એ દિવસોમાં તો અનુશાસન જરૂરત કરતા વધારે હતુ અને એનું પરિણામ એ આવ્યુ કે અમારા ચારિત્ર્યના વિકાસ ક્યારેય થયો જ નહિ મને મારા ચારિત્ર્યની ખબર છે જેટલુ ચારિત્ર્ય કિંડરગાર્ટનમાં હતુ તેટલુ જ અત્યારે છે મજાન છે કે એક ઇંચ પણ એકેય તરફ આગળ વધે ? જ્યારે અમે પ્રાથમિક શાળામા હતા ત્યારે અમે અમારા શિક્ષકોને ખૂબ જ માનની દૃષ્ટિએ જોતા હતા હા, એકવાર હેડમાસ્તરની જૂની છત્રી કૂવામા નાખી દીધી હતી ખરી, અને સ્કૂલના બ્લેકબોર્ડને હોળીના તહેવારમા જરૂર સળગાવ્યુ હતુ પણ એનાથી વધુ અમે કશુ કર્યું નહોતુ–કરી શકયા નહોતા કારણ કે હેડમાસ્તરની પાસે છત્રી સિવાય અને અમારી સ્કૂલમા બ્લેકબોર્ડ સિવાય બીજુ કશુ એવુ નહોતુ જેને આપણે ‘ચલ-અચલ સંપત્તિને નામે ઓળખાવી શકીએ !

આજકાલ જમાનો બદલાઈ ગયો છે કેટલાક લોકો કહે છે કે આજના છોકરા–છોકરીઓ અધ્યા-પકોનુ માન નથી રાખતા પણ મને આ સાચુ નથી લાગતુ જે દેશમા અધ્યાપકોની પ્રતિષ્ઠા નથી હોતી તે દેશનુ પતન થાય છે મારા એક કાકા છે તેમણે ક્યારેય અને કોઇપણ રીતે પોતાના અધ્યાપકનું માન નહોતુ રાખ્યુ અને પરિણામે તેઓ હમેશા ડેપ્યુટી કલેક્ટર જ રહ્યા છે, આગળ જરા પણ વધી શક્યા નથી ખેર ! આ તો કાકાની વાત થઈ, આપણી નહિ મારા વિચારમા તો અધ્યાપક ગમે તેટલા પતિત કેમ ન હોય, ભલે ગમે તેટલુ ઓછુ ભણાવતા હોય, ભલે તે આપણુ લખેલુ પુસ્તક પોતાને નામે ચઢાવતા હોય, છતા આપણે સૌ તેમનો

આદર તો કરીએ જ છીએ

અમે અધ્યાપકોનો કેટનો આદર કરતા હતા તેની તમને વાત કરુ. એકવાર એક વિદ્વાન પ્રોફેસરે દારૂની એક બોટલ માગી કે તુરત જ અમે તેમને લાવી આપી હતી આવા જ એક બીજા અવસર પર એક અધ્યાપકના આગ્રહથી અમારે બીજા એક અધ્યાપકને માર મારવા માટે વિવશ થવુ પડયુ હતુ છતાં પોતાના આત્માની પવિત્રતા બરાબર સાચવવા માટે અમે એ અધ્યાપકને પીટયા પછી તેને એ સાથીઓના નામ પણ કહી દીધાં જેના આગ્રહથી અમારે આ કાર્ય કરવુ પડયુ હતું આને ગુરુજનોનો આદર ન કહેવાય તો બીજુ શુ કહેવાય ?

બદલાતાં જમાનામાં વિદ્યાર્થીઓ અમારી જેમ નથી રહી શકતા તેમ કહેવુ અરધુ ખોટુ કહેવાય એના બીજા પણ કારણો હોઇ શકે છે અમારા જમાનામા નેતા લોકોની બહુ ખપત નહોતી અને અત્યારે ? અત્યારના આ દિવસોમા તાલુકે તાલુકે ત્રીસ–ચાલીસ 'સપૂર્ણ સ્વરૂપના નેતાઓ જોઇતા પ્રમાણમા મળી શકે છે નેતા બનવાનો આ હુન્નર વિદ્યાર્થીઓએ શીખી લેવો પડશે–જો તેમ ન થાય તો આપણુ પ્રજાતત્ર કેવી રીતે ચાલી શકશે?

અધ્યાપકોને વિશે મારે શુ કહેવુ ' હુ તો હમેશાં એમનો આદર કરતો આવ્યો છુ જે જવાબદારીથી દેશનુ શિક્ષણ સગઠન ચાલી રહ્યુ છે એ જોઇને મારુ માથુ ગૌરવથી ઝૂકી પડે છે કેટની કમાલની વાત છે કે ફકત બાવીસ વર્ષના ગાળામાં કોલેજ અને યુનિવર્સિટી એ બને એટલી ઉચ્ચ કક્ષામાં આવી ગયા છે કે જેની આપણે કદી કલ્પના પણ નહોતી કરી શકયા ભારતના ઇતિહાસમા અને ભૂગોળમા અધ્યાપકોનો આ ત્યાગ હમેશા અમર રહેશે કેટલાક ગુરુજનોના ચારિત્ર્ય એટલા તો ઉજ્જવળ છે કે ગરીબ છોકરાઓ એમના પ્રકાશથી વીજળીનું કાર્ય કરી શકે છે, જ્યાં સુધી વિદ્યાર્થીઓની અશિસ્તની વાત છે, તો તેની જવાબદારી અધ્યાપકો પર નાખવી અયોગ્ય છે અનુશાસન હીનતાની જવાબદારી એવા માબાપ ઉપર છે જે મોટે ભાગે આખો દિવસ પૈસા કમાવામાં રચ્યા પચ્યા રહે છે અથવા તો જેમની પાસે બાળકોને દેવા માટે સમય નથી અને આ જવાબદારી એ ખોરાક પર પણ છે, જે વિદ્યાર્થીઓને હોસ્ટેલમાં આપવામાં આવે છે અધ્યાપકો આ દિશામા કશુ જ કરી ન શકે તેમનો અને વિદ્યાર્થીઓનો સપર્ક એટલો ઓછો છે કે એ લોકો એકબીજાનાં નામ પણ જાણતા હોતાં નથી વળી વધારેમા વધારે અધ્યાપક તો દેશી ચીજો પરતુ સશોધન કરવા માટે વિદેશમા રહે છે અને આ સ્થિતિમાં એમને દોષિત ઠેરવવા એ તો અપરાધ કહી શકાય

જ્યા સુધી સરકારનો પ્રશ્ન છે તો મારા વિચારે તે વર્તમાન સ્થિતિને માટે ઓછામા ઓછી જવાબદાર ગણી શકાય સરકાર શિક્ષણને માટે શુ શુ નથી કર્યુ ? શુ કોઈ બીજી સરકારે એવી સ્કૂલો ખોલાવી શકતી હતી કે જેમા માસ્તર ન હોય પણ વિદ્યાર્થીઓ હોય ? મારા જિલ્લાના એક નેતાની વિશેષ કૃપાને કારણે એક એવી ડીગ્રી કોલેજ ખૂલવી છે, જેમા કદાચ દસેક વિદ્યાર્થીઓ છે શિક્ષણ માટેની સરકારની આ ધગશ કોઈ પણ રીતે ઓછી ન જ અકાય

પાંચમી યોજનાની સમાપ્તિ સુધીમા તો દરેક પાચ માઇલને અતરે એક યુનિવર્સિટી હશે એથી વધુ સરકાર ઇચ્છતી હોય તો પણ તે કરી શકે તેમ નથી કેમ કે પ્રત્યેક યુનિવર્સિટીને પોતાને માટે પાચ માઇલનું અતર તો જોઇએ–એનાથી ઓછા અતરે બીજી કોઇ યુનિવર્સિટી બની જ ન શકે

જ્યાં સુધી પોલીસના લાઠીચાર્જ વગેરેનો સવાલ છે, તો એવા અવસર તો આવતા રહેવા જોઇએ જ કરદાતાઓના કરોડો રૂપિયા પોલીસ પર વ્યય થાય છે એટલે તે ઉચિત જ છે કે એ શકિતને કયારેક કયારેક કામમા લેવી જોઇએ તો પોલીસને ક્રિયાશીલ જોઇને જનતાને સતોષ થાય છે કે એમનો ટેક્સ બેકાર જતો નથી

વિદ્યાથી આંદોલન માટે કોઇ એક પક્ષને દોષિત ઠેરવવો પડે એ ઉચિત નથી જ્યારે દેશના નિર્માણનો યુગ હતો ત્યારે વિદ્યાર્થી એમાં પાછળ નથી રહ્યા આજે દેશ એક વિખરાવવાના મિજાજમા છે તો વિદ્યાર્થી એમાં પણ શા માટે પાછળ રહે ? આખરે એમના પણ કઈક તો જવાબદારી છે.

# હિન્દુ–મુસ્લિમ એકતામાં સંતોનો ફાળો

અંબેલાલ દેસાઇ

દરેક દેશના ઇતિહાસમા, ભિન્ન ભિન્ન જાતિઓ વચ્ચે થયેના ઘર્ષણોનો હેવાલ આપણને જોવાનો મળે છે કેટલીક વાર આવાં ઘર્ષણોથી સભ્યતાનો વિકાસ થતો માલૂમ પડે છે દરેક જાતિના આદર્શો જુદા જુદા હોવાથી બન્ને જાતિને એકબીજાની સંસ્કૃતિમાંથી કંઈક શીખવાનુ મળે છે આપણા ભારતના ઇતિહાસમા પણ ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનું સંમેલન થયેનું જોવામા આવે છે પ્રાચીન વખતમાં ગોરા આર્યો સાથે આ દેશના કાળા વતનીઓનો મેળાપ થયો ત્યાર પછી આર્યોનો મેળાપ દ્રાવિડ લોકો સાથે થયો આર્યોની અને દ્રાવિડ લોકોની સંસ્કૃતિ એકબીજામા સમાઈ ગઈ પછી ભારતમાં ઇસ્લામી સંસ્કૃતિ આવી

૧

ભારતમા ગુપ્ત વંશ રાજ્ય કરતો હતો, તે વખતે અરબસ્તાનમા એક જાતિ રહેતી હતી તે જાતિના લોકો બહુ મજબૂત અને અભિમાની હતા વેપાર કરીને અગર ખેતી કરીને એ જાતિ પોતાનું ગુજરાન ચલાવતી એ જાતિના લોકો પથ્થરની મૂર્તિઓની પૂજા કરતા હતા એ જાતિમા હજરત મહમદ પેગમ્બરનો (ઇ. સ ૫૭૦મા) જન્મ થયો તે જ્યારે મોટા થયા ત્યારે તેમણે પોતાની જાતિના લોકોને મૂર્તિપૂજા ન કરવા સમજાવ્યા અને તેઓને એકમેકની સાથે સનાહસપથી રહેવાની શિખામણ પણ આપી

હિજરત પછીના સાત વર્ષોમા તો આ સંદેશો આખા અરબસ્તાનમાં ફેલાઇ ગયો આરબ મજબૂત અને લડાયક પ્રજા હતી, એટને તેણે પોતાની માન્યતા બળજબરીથી નજીકના દેશો, જેવા કે સીરિયા, તુર્કી અને ઇરાનના લોકો પર લાદી ધીમે ધીમે એ લોકોની સત્તા વધતી ચાલી ચીનથી સ્પેન સુધી ઇસ્લામ ધર્મની હાક વાગી ગઇ રશિયા, યુનાન, બાલ્કન, પોલેંડ, દક્ષિણ ઇટાલી, સિસીલી વગેરે અર્ધા યુરોપ ઉપર મુસલમાનોની સત્તા સ્થપાઇ હતી

જે વખતે મુસલમાન લોકોને બીજા દેશોને જીતવાની ઇચ્છા થઇ, તે વખતથી જ તે લોકો પેગમ્બરના પવિત્ર સંદેશને ભૂલી ગયા સાદી જિંદગી અને અંતઃકરણપૂર્વકની પ્રાર્થનાને બદલે તેઓના જીવનમા મોજશોખ અને અત્યાચારે સ્થાન જમાવ્યુ

ભારતમા જોકે ઇ સ ૧૧૯૩થી મુસલમાન અમલનો આરંભ થાય છે, છતા પણ કેટલાયે મુસલમાન સાધકો અને ફકીરો આ હુમલાખોરો કરતાં પણ પહેલા ભારતમાં આવ્યા હતા તે વખતે બગદાદ વિદ્યાનું ધામ મનાતુ હતુ ભારતના કેટલાયે વિદ્વાનો ખલીફાના દરબારમા પણ જતા હતા ઘણા સંસ્કૃત ગ્રંથોના અરબી ભાષામા અનુવાદ પણ થયા હતા

ઇસ્લામી સંપ્રદાયના લોકોએ ગેરમુસ્લિમ તરફ કેવી રીતનો વર્તાવ રાખવો જોઇએ, તે વિષેની શિખામણ આપતાં કુરાન કહે છે કે, "તરતમાં જ ખુદા તમને અને તમારા ગેરમુસ્લિમ દુશ્મનોને દોસ્તીના બંધથી બાંધી દે એવો પૂરો સંભવ છે ખુદા એવુ કરવાને પૂરો સમર્થ છે તે રહેમ કરવાવાળો રહીમ છે જેમણે કદી તમારી સાથે ઝઘડો કર્યો નથી અથવા જેમણે તમને તમારા ઘરમાંથી હાંકી કાઢ્યા નથી, તેમની સાથે તમારે ન્યાય તેમ જ વિવેકથી વર્તવુ જે ન્યાયી છે તેમને ખુદા ચાહે છે" (કુરાન, અધ્યાય ૭)

"ગેરમુસ્લિમોના દેવદેવીઓ વિષે ભૂંડા વચનો ન બોલશો, કેમ કે નહિ તો તે લોકો પણ તમારા અલ્લાને વિષે એવા જ બોલ બોલીને સામો જવાબ વાળશે" (કુરાન, અધ્યાય ૭)

પેગમ્બર સાહેબે એમ પણ કહ્યુ છે કે, "કોઇ મુસલમાન કોઇ ગેરમુસલમાન પર જુલમ ગુજારશે, તેને નુકસાન પહોંચાડશે, તેની ગુંજાશ બહારની ફરજો તેને માથે નાખશે અગર તેની સંમતિ વિના તેની પાસેથી કોઇ ચીજ પડાવી લેશે, તો કયામતને દિવસે હું જાતે એ ગેરમુસ્લિમને પક્ષે રહી ખુદાની આગળ

તે મુસલમાનની સામે ફરિયાદ રજૂ કરીશ"

'ગેરમુસ્લિમોને પોતાના બદગીના સ્થાનોમા પોતાની મરજી પડે તેમ કરવાની છૂટ રહેશે, એવા કોલથી હુ તેમની સાથે બધાયો છુ તેમની શુજાશ બહારની ફરજો મારે તેમને માથે નાખવી નથી તેમના પરદેશના દુશ્મનોની સામે હુ તેમનો બચાવ કરીશ અને પોતાના ધર્મની બાબતોમા તેમને પૂરેપૂરી સ્વતત્રતા રહેશે'

એક ગેરમુસ્લિમનુ ખૂન મારા ખૂન જેવુ જ છે જે મુસલમાન એક બેગુના ગેરમુસ્લિમનુ ખૂન રેડવાનો ગુનો કરે છે તે મારુ ખૂન રેડવાનો જ ગુનો કરે છે" (હૈયુન કુઝુન)

ગેરમુસ્લિમ તરફ ખરાબ વર્તાવ રાખનાર મુસલમાનને પહેલાના જમાનામા કેવી કડક સજા થતી તેનુ વર્ણન તવારીખે અફ્વાન અને 'ઇસ્લામની તવારીખ'મા સરસ રીતે કરવામા આવ્યુ છે

૨

શકરાચાર્યના વખતમા ભારતમ ઇસ્લામે પ્રવેશ કરી લીધો હતો રામાનુજ પછી થયેલા રામાનદે પોતાના સપ્રદાયમા દરેક જાતિના લોકોને ભેળવ્યા રામાનદના શિષ્યો તથા અનુયાયીઓમાના ઘણા મુસલમાનો પણ હતા સત કબીર તેમાના એક હતા હિદુ – મુસ્લિમ ઐક્યના સૌથી પ્રથમ પ્રચારક કબીર હતા

સત કબીર પોતાના કાવ્યોમા કહે છે કે, 'અરે ભાઇ! મે ઇશ્વર ક્યાથી આવ્યા? તને કોણે ભરમાવ્યો? અલ્લાહ અને રામ કબીર અને કેશવ હરિ અને હજરત એક જ સોનાના બનેલા ઘરેણા જેવા છે તેમનામા ભેદભાવ છે જ નહિ માત્ર કહેવા સાભળવા વ્યવહાર પૂરતા તે મે નામો રાખ્યા છે

"જીવો પોતાના વાસ્તવિક રૂપમા પણ બધા એક જ છે અને પ્રગટ રૂપમા પણ બધા એકસરખા જ છે કોઇને એવો ગર્વ નહિ હોવો જોઇએ કે હુ હિદુ છુ કે મુસલમાન છુ આ હિદુ મુસલમાનનો ભેદ જ ખોટો છે'

"હરિ પૂર્વમા રહે છે, ને અલ્લાહ પશ્ચિમમા? પણ કબીર કહે છે, તમારા દિલમા શોધો, ત્યા જ કરીમ અને ત્યા જ રામ છે કબીર અલ્લાહનો અને રામનો પુત્ર છે તે જ કબીરનો ગુરુ અને પીર છે હિદુ અને તુર્કોની એક જ રાહ છે, જે સદ્ગુરુએ બતાવી છે કબીર કહે છે, હે ભાઇ સતો! રામ અને ખુદામા કઇ ભેદ નથી હિદુઓ રામ કહે છે અને મુસલમાનો રહીમ કહે છે અદર અદર બને લડી મરે છે મર્મ તો કોઇ જાણતુ નથી'

એમના પછી ગુરુ નાનક આવ્યા એમનું જીવન પણ કબીરની જેમ જ પસાર થયુ એમણે પણ હિદુ–મુસ્લિમ ઐકયનો પ્રચાર કર્યો ગુરુ નાનક પોતાના કાવ્યોમા કહે છે, હિદુ તથા મુસલમાન બને એક જ ખુદાના બદા છે એક રામનો અને બીજો રસૂલનો પક્ષ લઇને બને મેદાન લડે છે આપણે હિદુ પણ નથી અને મુસલમાન પણ નથી આ બનેના મનમા સેતાન બેઠેલો છે ગુરુ નાનક કહે છે હે અદુર રહેમાન! સાભળ ઇશ્વર એક જ છે મતમતાંતરોની હઠ છોડી દે તો જ એ એક ઇશ્વરને ઓળખી શકીશ'

માર્ગ નથી હિદુને સૂઝ્યો કે નથી મુસલમાનોને બને સાચા માર્ગથી ભૂલા પડ્યા છે બને ઉપર સેતાને વિજય મેળવી લીધો છે'

આ બને સતો પછી પીપા સેનાભાઈ રવીદાસ ચમાર, વગેરે સતો થયા હતા તેમનો ઉપદેશ પણ કબીર અને નાનક જેવો જ હતો

અકબરના વખતમા થએલા સત દાદુનું નામ ઘણુ પ્રખ્યાત છે દાદુ કબીરજીના શિષ્ય હતા એમણે પોતાના કાવ્યોમા કહ્યુ છે કે દરેક દેહમા આત્મા એક જ છે, પછી ભલે તે હિદુ હો કે મુસલમાન હે અલ્લાહ! રામ મારો ભ્રમ ભાગી ગયો હિદુ અને મુસલમાનમા કશો ભેદ નથી દરેકમા તુ જ નજરે પડે છે બ્રહ્મા વિષ્ણુ મહેશનો પથ કયો છે? મોહમ્મદનો દીન કયો છે? જિબરાઇલનો માર્ગ કયો છે? એક અલ્લાહ તેમનો પીર અને ગુરુ છે તેના સિવાય બીજો કોઇ નથી હિદુ અને મુસલમાન

બન્ને ભાઈઓ હાથ અને પગ છે, બન્ને બે કાન છે બન્નેભાઈઓ બે આંખ સમાન છે”

એના પછી સંત મલૂકદાસનું નામ આવે છે એ સંત અકબરના સમયમા જન્મ્યા હતા અને ૧૦૮ વર્ષની ઉંમરે ઔરંગઝેબના સમયમા મૃત્યુ પામ્યા હતા તેના મઠો નેપાળ અને કાબુલમા પણ હતા

મલૂકદાસે કહ્યુ છે કે ‘કયા માળા અને કયા તસબી! જાગો અને એને વિશ્રામે ન રહો કોણ કાફિર અને કોણ મ્લેચ્છ? સંધ્યા પણ તે જ અને નમાજ પણ તે જ મમ કયા છે? અને નિરાકાર કયા છે? ખુદા પોતે જ કાજી છે બીજો કોઈ હિસાબ રાખતુ નથી મલૂકદાસ, તુ કેમ ભૂલમા પડ્યો છે? રામ અને રહીમ એકના જ નામ છે

ઔરંગઝેબના વખતમા પ્રાણનાથ ધરણીદાસ જગજીવનદાસ વગેરે સંતોએ પણ આ પ્રકારનો જ ઉપદેશ આપ્યો હતો.

અઢારમી સદીમા થયેલા પલટૂદાસે પણ આ રીતનો ઉપદેશ આપ્યો હતો પલટૂદાસે એક પદમા કહ્યુ છે કે તેઓ કહે છે કે રામ પૂર્વમા છે અને ખુદા પશ્ચિમમા છે તો પછી ઉત્તર અને દક્ષિણમા કોણ રહે છે? ખુદા કયા ? અને કયા નથી? હિંદુ અને મુસલમાન તોફાન કેમ ઊભુ કરે છે? હિંદુ અને મુસલમાન લડે છે અને બન્ને ધર્મો એકબીજાની વિરુદ્ધ થઈ જાય છે દાસ પલટૂ કહે છે કે ખુદા બધામા છે તે હરગિજ વહેંચાયેલો નથી એ જ સાચી વાત છે

૧૬ મી સદીના અંતમા બંગાળામા ચૈતન્યનો જન્મ થયો હતો એમના શિષ્યોમા હિંદુ તથા મુસલમાન ઉચ્ચ જાતિના લોકો તેમજ નીચી જાતિના લોકો પણ જોડાયેલા હતા રૂપ સનાતન અને હરિ નામના એમના ત્રણ મુસલમાન શિષ્યો હતા મહારાષ્ટ્રના સંતોમા પણ કેટલાકોએ હિંદુ મુસ્લિમ ઐક્ય માટેનો પ્રયાસ કર્યો હતો

સંત નામદેવના અસંખ્ય શિષ્યો અને અનુયાયીઓમા ઘણા હિંદુ અને મુસલમાનો હતા

બહિરંભટ્ટ સત્યની શોધ કરવા માટે બે વાર હિંદુમાંથી મુસલમાન તથા મુસલમાનમાથી હિંદુ થયો હતો છેવટે તેણે કહ્યુ હતુ કે, હુ હિંદુ પણ નથી અને મુસલમાન પણ નથી

દક્ષિણ તરફ શેખ મહમ્મદ નામનો એક મોટો ભક્ત થઈ ગયો હતો તેના શિષ્યો રમજાનના રોજા પણ પાળે છે અને એકાદશી વ્રત પણ કરે છે તેઓ મક્કાની હજ પણ કરે છે અને પંઢરપુરના મંદિરની યાત્રાએ પણ જાય છે

સંત તુકારામે પણ હિંદુ અને મુસલમાનને એક કરવાનો પ્રયત્ન કર્યો હતો તેમણે એક પદમા કહ્યુ છે કે, ‘હે વત્સ! અલ્લાહ જે ઈચ્છે છે એ જ થાય છે તે બધાનો બનાવનાર અને બધાનો બાદશાહ છે હે બાબા! અલ્લાહનું વર્ણન કરો બધા તેના રૂપો છે તુકા કહે છે જે માણસ આ વાત સમજે છે તે જ દરવેશ છે

તુકારામ અને એકનાથ જેવા મહારાષ્ટ્રના સંતોના ઉપદેશથી દખ્ખણના ઘણાક મુસલમાનો હિંદુ ધર્મને માન આપતા થયા હતા હિંદુ સંતોની જોડે જે હિંદુ લેખકો ગ્રંથો લખતા તેમને કેટલાક મુસલમાનો મદદ પણ કરતા હતા

હિંદી સાહિત્યની સેવા કરનાર કેટલાક મુસલમાન કવિઓએ પણ આ બાબતમા ઠીક ઠીક રસ લીધો છે

કવિ મલિક મુહમ્મદ જાયસીને કેટલાક હિંદુ તેમ જ મુસલમાનો પૂજતા હતા એના શિષ્યો પણ ઘણા હતા એણે પણ પોતાના કાર્ય મારફતે બતાવ્યુ છે કે ઈશ્વર એક જ છે અને હિંદુ મુસલમાન તેનાં સંતાનો છે

એણે એક જગ્યાએ કહ્યુ છે કે, હિંદુ અને મુસલમાન દરેક પોતે પોતાના ધર્મમા પ્રિય અને સુશીલ છે એમા મોટુ કોણ અને નાનું કોણ? આ જુદાઈ શા માટે?”

અકબરના વખતમા ઘણાના અનુય

એક હિંદુ મંદિરમા નીચે મુજબની લીટીઓ કોતરાવી હતી "હે ઈશ્વર ! દરેક દેવમંદિરમાં મનુષ્ય તને જ શોધે છે દરેક ભાષામા મનુષ્ય તને જ પોકારે છે વિશ્વબ્રહ્મવાદ પણ તું જ છે, અને મુસલમાન ધર્મ પણ તું જ છે દરેક ધર્મ એક જ વાત કહે છે કે, તું એક છે તું અદ્વિતીય છે મુસલમાનો મસ્જિદમા તારી પ્રાર્થના કરે છે અને ઈસાઈઓ ગિરજાઘરમા તારે માટે ઘંટ વગાડે છે એક દિવસ હું મસ્જિદમા જાઉં છું અને એક દિવસ હું ગિરજાઘરમાં જાઉં છું પણ દરેક મંદિરમાં હું તને જ શોધું છું તારા શિષ્યોને માટે 'સત્ય' નવું પણ નથી અને જૂનું પણ નથી"

સુરદાસ અને તુલસીદાસની અસર જેનાં કાવ્યોમા જોવામાં આવે છે એ કવિ રહીમે પણ હિંદુ-મુસ્લિમ ઐક્ય માટે પ્રયાસ કર્યો હતો

એણે પણ એક પદમા કહ્યું છે કે, શ્રી રામનામ રૂપી નાવના શરણમા જાઓ કારણ કે એ જ આ ભવસાગરમાથી પાર ઉતારશે આ સંસારને તરવાનો બીજો કોઈ ઉપાય માલૂમ પડતો નથી

મોગલ બાદશાહના કાળમાં વૈષ્ણવ સંપ્રદાયના ઘણા આચાર્યોએ ધાર્મિક વિરોધ હટાવવાનો પ્રયત્ન કર્યો હતો તે વખતે કેટલાએક મુસલમાનો શ્રીકૃષ્ણના ભક્તો થઈ ગયા હતા તેઓમા રસખાન એ એક જાણીતો ભક્ત કવિ છે એણે પોતાના એક પદમા કહ્યુ છે કે, "દેવની પૂજા મે છોડી દીધી છે નમાજ પણ મને પસંદ નથી કલમા કુરાન પણ તજી દીધા છે હે કનૈયા ! હું ફક્ત તારાજ ગુણો ગાઉં છું"

૪

જગદ્‌ગુરુ મહાત્મા ગાંધીજીએ હિંદુ-મુસ્લિમ ઐક્ય સ્થાપવામા જે ભાગ ભજવ્યો છે, તે તો આપણી આખ આગળ તરવરી જ રહેલો છે એ હણે તો પોતાના સારા જીવનને એ કાર્ય માટે હોમી દીધું છે અને સાથે સાથે આપણને હિંદુ-મુસ્લિમ ઐક્ય સ્થાપવાનો સુંદર માર્ગ પણ બતાવી દીધો છે

મહાત્માજીના અનુયાયી સરહદના ગાંધી ખાન અબદુલ ગફારખાન સાહેબ તથા સંતોની હરોળમાં મૂકી શકાય એવા બીજા નેતાઓએ પણ આ કાર્યને માટે પુષ્કળ મહેનત કરી છે

સરહદના ગાંધી એક જગ્યાએ કહે છે કે, 'દરેક ધર્મના આધારભૂત સિદ્ધાંતો એક જ છે જો કે આચારના સ્થૂલ આકાર જુદા જુદા છે કારણ કે જે ધર્મ જે ધરતી પર પ્રગટ થાય છે તે ધરતીની મહેક અને માધુર્ય મેળવે છે એક સારો દાખલો લઈએ ઇસ્લામ અને હિંદુ ધર્મ બન્ને સ્વચ્છતા વિષે સંપૂર્ણ આગ્રહ રાખે છે સ્વચ્છતાના સિદ્ધાંત વિષે એ બે ધર્મમા ભેદ હોઈ જ ન શકે એ સ્પષ્ટ છે, પણ આચારનો ભેદ છે મારું ચાલે તો હું કોઈનું ધર્માન્તર કરવાનો પ્રયત્ન ન જ કરું"

એમણે એમ પણ કહ્યું છે કે, "હું માથા ગણીને મજહબની કિંમત આકતો જ નથી મજહબની કિંમત તો વર્તનમાં છે ઇમાન એટલે અમલ ઇમાન એટલે યકીન, ઇસ્લામ એટલે મુહબ્બત અમન, યકીન અને મુહબ્બત વિનાનો માણસ ભલે હોય, મુસલમાન નથી એક જ અલ્લાહની બંદગી અને પાક કામો કોઈ પણ માણસને મોક્ષ આપવાને માટે બસ છે, એમ કુરાને શરીફમા સાફ લખ્યું છે"

*

સન ૧૯૩૩ ઈન્દોરમાં બાપુના પ્રમુખપદે સાહિત્ય સંમેલન મળ્યું. તે માટે ખૂબ પૈસા આપનાર સર હુકમચંદે બાપુની મંડળીને ભોજન માટે નિમંત્રણ આપ્યું બાપુ આવ્યા ત્યારે પચાસ જણ માટે બબ્બે પાટલા, ચાંદીના થાળી-વાટકાને લોટા-પવાલાં તેમજ પોતાને માટે બધું ય સોનાનું જોઈ થોડું હસ્યા ને કસ્તૂરબા પાસેથી ઝોળી માગી. તેમાંથી એલ્યુમિનિયમનો વાટકો ને પવાલું કાઢી પેલી સોનાની થાળીની જગાએ મૂકી જમવા બેઠા, આ જોઈ બાવરા બનેલા હુકમચંદ તેમને સોનાની થાળીમા જમવા આજીજી કરી તો બાપુએ કહ્યું "ખાવા માટે જો એલ્યુમિનિયમનું વાસણ પણ ચાલી શકે એમ હોય તો પછી સોનાનું વાસણ શા માટે વાપરવું ? હ તમે જો ગરીબોની સેવા માટે દેતા હો તો વળી લઈ જઉં." ને, એ કંગાલોના સેવક સમક્ષ કરોડપતિનું શિર ઝૂકી ગયું —કિશનસિંહ ચાવડા

# ઝેર અમૃત થઇ ગયું !

મયંક મોદી

એ દિવસે...

એ દિવસે સુમન ખૂબ ઉત્સાહમાં હતો. જે કંપનીમાં તે નોકરી કરતો હતો તે કંપનીએ ગયે સાલ સારો એવો નફો કર્યો હતો. નોકરિયાતોને સારું એવું બોનસ મળવાની ધારણા હતી.

પોતાને પાયમો તો જરૂર મળશે એવું સુમને ધાર્યું હતુ, પરંતુ મેનેજરે તેને બોલાવી જ્યારે કહ્યું "સુમનરાય ! આ તમારું દિવાળીનું બોનસ સાતસો એકાવન !" ત્યારે તો હર્ષથી જ નાચી ઊઠયો હતો. વધારાના રૂપિયાનો શુ ઉપયોગ કરવો એ કાંઈ સુમનને વિચારવાનું હતું જ નહીં. કારણ કે હીરા-જડિત હેમની વીંટી પહેરવાની સુલભાની હોશ એક વરસની જૂની હતી.

ઝવેરીની દુકાને આવી એક સફેદ નંગ જડિત વીંટી ખરીદી, કિંમત ચૂકવી સભાળપૂર્વક કોટના અંદરના ખિસ્સામા મૂકીને બહાર આવ્યો. હૃદય ઉલ્લાસથી જાણે ભરાઈ ગયું હતું. છાતી ફૂલીને લુહારની ધમણ શી બની ગઈ—કારણ કે...પત્નીની હોંશ પોતે આજ પૂરી કરી શકયો હતો. પત્નીની અંગુલિમા–પોતાને હાથે જ—વીટી પહેરાવવા જાણે કે તે તલસી રહ્યો હતો. લાંબા ડગ ભરતો, કેટલાયે સાથે ભટકાતો તે બસ સ્ટેન્ડ પાસે આવ્યો પરંતુ ત્યા લાગેલી લાંબી હાર જોતા જ ઠંડોગાર થઇ ગયો. બસમા પોતાનો નંબર કદાચ આવતા ભવે પણ નહીં લાગે ! વિચારમા વધુ વખત ગુમાવ્યા વગર તેણે પસાર થતી ટેકસીને ઊભી રખાવીને તેમાં ચડી બેઠો. ઘર પાસે પહોંચતા ગાડીને ફકત પચીસ મિનિટ લાગે તેમ હતી

આખરે સુમનની ગાડી ઘર પાસે આવી પહોંચી ઝડપથી ઊતરી, ભાડું ચૂકવી લાંબી ડગ ભરતો, એક ફૂદકે સીડીના ત્રણ–ત્રણ પગથિયા ચડતો તે ચાલીમા આવ્યો. બારીના સળિયામાંથી કમરા અંદર દૃષ્ટિ કરી સુલભાની કોઇ બહેનપણી મળવા આવી હોય તેમ લાગતું હતુ. સુલભા તેની સાથે હસીને વાતો કરી રહી હતી. બહેનપણીનો અવાજ આવ્યો, "જોઉં એ વીંટી ! કેવીક છે ?"

સુલભાએ અંગુલિમાંથી વીંટી કાઢી આપી.

"સરસ છે. કોણે મોકલી ?"

"રમેશે" સુલભાએ હસીને કહ્યું પછી ઉમેર્યું, " એ મને એટલો પ્રિય છે કે મારું હૃદય તેને મળવાને વ્યાકુળ થઇ ઊઠયું છે.

સાભળીને સુમન હબક ખાઇ ગયો. સુલભા આ શુ બોલે છે ? પોતાના સિવાય એ બીજાને પણ ચાહે છે ? એને મળવા એનું મન વ્યાકુળ થઈ ઊઠયુ છે ? સ્વપ્ન તો નથીને ! તેણે આખો ચોળી હાથે ચીમટી લીધી. પરંતુ

એ સ્વપ્ન નહી સત્ય હકીકત હતી, સુલભા બીજાને ચાહે છે, એને મળવા એનુ હૃદય વ્યાકુળ થઈ ઊઠયુ છે !

પૃથ્વી ફરતી લાગી. પગ ડગમગવા લાગ્યાં, શરીર ભાગતુ લાગ્યુ બારીના સળિયાનો ટેકો લઇને થોડીવાર મૂનમૂન ઊભો રહ્યો ને પછી...

સડેડાટ નીચે ઊતરી ગયો.

પગ યંત્રવત્ કામ કરતા હતા, મન વ્યાકુળ થઈ ઊઠયું હતુ, હૃદય તૂટી ગયું હતું

સુલભા બેવફા !

એને માટે પોતે કેટકેટલો ભોગ આપતો હતો! સુલભા પ્રથમવાર મળીને 'મળી દૃષ્ટિદૃષ્ટ, થયો પ્રેમ' એવો ઘાટ થયો હતો પોતાનો ત્યારે. ફૂલ શી નાજુક. સુંદર ને મોહામણી એ નવયૌવના ! એને જોતા જ પોતાના દિલે કંઇક ન સમજાય તેવી લાગણી અનુભવી. શરીરમાં ન જાણે કયા પ્રકારની

પસાર થઈ હતી. તેની સાથે પ્રથમ વાતચીત કરતાં જ જીભ જાણે થોથરાઈ ગઈ હતી. આંખ તેના સોહામણા ચહેરા પર રમતી હતી ને મન જાણે ભાવીના ઘોડા દોડાવતું હતું.

એ પ્રેમનું પરિણામ લગ્ન.

પરંતુ એ લગ્ન ઉકેલવામાં પોતાને કેટલો ભોગ આપવો પડયો હતો ! માતા–પિતા એકથી એક ચડે એવી સૌન્દર્યવતી કન્યાઓ પોતાને બતાવતા ગયાં પરંતુ પોતે ય કેમેય કરતા એકનો બે ન જ થયો. સુલભા સાથે સ્નેહલગ્ન કર્યાં–ને પોતાને ઘર તજવું પડયુ માતા–પિતાનો સ્નેહ ગુમાવવો પડયો, સંપત્તિ છોડવી પડી.

આટલો ભોગ આપીને પોતે શું મેળવ્યું ?

એક બેવફા નારી !

ઘરમા પ્રવેશ કરતા જ સુલભાએ પ્રશ્ન કર્યો : 'ક્યા હતા અત્યાર સુધી ? હું તો ખૂબ જ વ્યાકુળ બની ગઈ હતી.'

"હં ! તું તો વ્યાકુળ બને જ ને, રમેશને મળવા,'' એમ બોલવા મો બોલ્યું, પણ શબ્દો જીભને ટેરવે આવી અટકી ગયા જવાબ આપવાનુ તેને યોગ્ય લાગ્યું નહી. તીવ્રને સંશયાત્મક દષ્ટિથી તે સુલભાના મોંને જોઈ રહ્યો.

"બોલતા કેમ નથી ? આમ મારા તરફ જોઈ શુ રહ્યા છો ?'' સુલભાએ ભયથી પૂછ્યુ

એનો પણ જવાબ નહી. એ તીવ્રને સંશયાત્મક નજર !

"મને બીક લાગે છે તમને થયું છે શું ?"

"મને ? કાંઈ જ નહિ કેમ ?"

"તમારું આજનું વર્તન મને બહુ વિચિત્ર લાગે છે" ને પછી નજીક આવી સુમનનો હાથ હાથમાં લેતા કંઇક લાગણીભર્યા અવાજે બોલી: 'મને નહી કહો ? તમારી સુનુને. "

સુમને તેના હાથ તરફ દષ્ટિ કરી: જમણા હાથની આંગળીમાં રમેશની મોકલેલી વીંટી ચમકારા મારી રહી હતી! અત્યાર સુધી પોતે ખરીદેલા વીંટીને તે ભુલી જ ગયો હતો. આહ ! કેવા ઉલ્લાસથી એ વીંટી ખરીદી હતી ! સુલભાની આંગળીમાં–પોતાને હાથે જ પહેરાવવા તે કેટલો અધીરો બન્યો હતો પરંતુ–

પોતે સુલભાની હોંશ પૂરી કરે ત્યાર પહેલાં તો કોઈક બીજાએ તેની હોંશ પૂરી કરી દીધી હતી !

"કહો ન કહો પણ તમારા મનમાં અત્યારે ઝંઝાવાત ઊપડયો છે !" સુલભાએ કહ્યું.

"મારા મનમાં ?" જાગ્રત થતાં સુમન બોલ્યો ને પછી પહેલાની નજરે જ તેના તરફ જેતો બોલ્યો "હા ! તારી વાત સાચી છે. મારા મનમાં ઝંઝાવાત ઊપડયો છે."

"કારણ હું જાણી શકું ખરી ?"

"તારા બાપુજીનો પત્ર છે. તારી બાની તબિયત ખરાબ છે,"

"ઓહ ! બાને એકાએક શું થઈ ગયું ? જેઉં પત્ર ?"

ખિસ્સામા હાથ નાખી, ફંફોળી ખાલી હાથ બહાર કાઢતા સુમન બોલ્યો, "ઓહ ! પત્ર તો ઓફિસે જ ભૂલાઈ ગયો "

"તબિયત બહુ જ ખરાબ છે ?"

"નારે ! ખાસ ચિંતા જેવુ નથી, માનો જીવ છે. તબિયત ખરાબ થયે દીકરીને બોલાવે એ સ્વાભાવિક જ છે. ચાલ તુ તૈયારી કર જવાની. હુ થાકી ગયો છુ."

"જમવુ નથી ?"

"ના."

"કેમ ?"

"ભૂખ નથી."

હસીને સુલભા બોલી, "જુઓ, એમ બહાના ન કાઢો. હું સારી રીતે સમજુ છું. તમને શા માટે ભૂખ નથી."

"શું સમજે છે ?"

"એ જ કે કાલ હું જવાની છું એંગે તમે આમ સાવ દીનાદ્ર થઈ ગયા છો

તું કદાચ મૃત્યુ પામે તો પણ જરાયે અસર થાય એવું હવે રહ્યું નથી" આમ કહેવાની તેની ઈચ્છા થઈ આવી પરાણે તેણે ઉભને કાબૂમા રાખી

બીજે દિવસે સ્ટેશન પર પહોચતા સુનભાનું હૃદય ભરાઈ આવ્યુ—તે તો સુમન તેની આખમા ઊભરાતા ઝળઝળિયાથી જ પારખી ગયો સુનભાનુ હૃદય વિયોગને લીધે રડતુ હતુ સુનભાને ખબર નહોતી પડતી કે સુમન એને પ્યાર કરતો હતો કે તિરસ્કાર કરતો હતો એવુ મન રડી ઊઠયુ

ત્રીજે દિવસે સુમન ઓફિસમા કામ કરતો હતો ત્યા તેના હાથમા એક પરબિડિયુ આવ્યુ અક્ષર પરથી સુનભાનું જ લાગ્યુ ફોડયા વગર તેને રહેવા દઈ ઉપર માલિક સભાળનારની ના પાડે છે ની નોધ કરી ટપાલમા પાછુ ધકેલી દીધુ

વળી ચોથે દિવસે સુનભાનું બીજુ પરબિડિયુ આવ્યુ પહેલાની જેમ જ તે પાછુ ધકેલ્યુ

પરતુ એક દિવસ ઓફિસની ધધા અગેની ટપાલ વાચતા ભૂલથી સુનભાએ મોકલેલુ પરબિડિયુ પણ ફોડી નાખ્યુ અદરથી કાગળ કાઢયો, લખ્યુ હતુ મારો દોષ મને કહેશો? શા માટે મને પિયર ધકેલી? મશ્કરી તો નથી કરતાને? મને ખૂબ બીક લાગે છે ખુલાસો કરશો તો ઉપકાર થશે'

વાચી તિરસ્કાર ભર્યું હસી કાગળના ટૂકડે ટૂકડા કરી નાખ્યા પેડ લઈ તરત લખવા બેઠા

'સુનભા

તારા પ્રત્યે મને પારાવાર નફરત જાગી છે ભોળી ભલી, સીધી-સાદી કુલીન દેખાતી એક નારી કેટલી હદ સુધી બેવફા નીવડી શકે તેનો ઉત્તમ પુરાવો તુ પોતે જ છો આ મારો તને છેલ્લો પત્ર છે તુ પણ લખીશ નહી તારુ કાળુ મો મને હવે કદી બતાવીશ નહી

લિ સુમન

પત્ર ટપાલમા નખાઈ ગયો

× × ×

હાથમા રહેલા પરબિડિયા પર રમેશનું નામ જોતા જ સુમનની નજર સામેથી ઉપરી ધમનાના પ્રસગો સજેગાટ પસાર થઈ ગયા પોતાના લીલાકુજ જેવા જીવનને સૂકા રણ જેવુ બનાવી દેનાર એ રમેશ! એનું નામ વાચતા જ સુમનની આંખમા ખુન્નસ ઊભરાઈ આવ્યુ

થોડીવારે જુસ્સાભર્યા ગુસ્સામાથી તે સ્વસ્થ થયો પરબિડિયુ ફોડવા લાગ્યો વિચાર આવ્યો 'ફોડવાની શી જરૂર છે? પત્રમા શુ લખ્યુ હશે એ તો વગર વાચ્યે પણ સમજી શકાય તેમ છે! 'વહાલી સુનભા' થી શરૂ થઈ 'તારો જ રમેશ'થી પૂરો થતો હશે! વચ્ચેની હકીકતમા તો "તારા વગર ક્યાયે ગમતુ નથી મળવા દિન તલપી' એવુ એવુ ઉપરાત ભળુ હશે તો એકાદ કવિતા પ્રેમની લખી હશે

પરતુ તેમ છતા પત્ર વાચવાનો લોભ તે જતો ન કરી શકયા ફોડીને પત્ર બહાર કાઢયો શરૂઆત વાચતા જ સુમનના હૃદયે એક આચકો અનુભવ્યો 'વહાલી સુનભા' ને બદલે 'અ સૌ સુનભા'થી પત્રની શરૂઆત થતી હતી!

પત્ર આગળ વાંચવાની ઈંતેજારી જાગી લખ્યુ હતુ

પત્ર લખવામા મારા જેવો આળસુ તને દુનિયાના પટપર કોઈ જ નહી જડે, સુનુ! પત્ર બરાબર એક વર્ષે લખુ છુ એનો અર્થ એમ નહી કે તને ભૂલી ગયો છુ ગઈ સાલ બજેત પર તે જેમ રાખડી મોકલી હતી તેમ આ સાલ પણ તું મોકલીશ એવી મે આશા રાખી હતી એ આશા ફળી તે રાખડી મોકલી ગઈ સાલ રક્ષાબધન ના બદલામા હુ તને કાઈ જ મોકલી શકયો નહતો કારણ કે ત્યારે મારી આર્થિક સ્થિતિ ભારે સકડામણભરી હતી પરતુ આ સાલ આ સાલ તો સુદ્ધ તારો રમેશ મિલનો મેનેજર બન્યો છે મેનેજર સમજી! આપણે નાના હતા ત્યારથી તુ મારા ઉપર સગા ભાઈ જેવો પ્રેમ રાખતી આજ મારી આર્થિક સ્થિતિ સતોષકારક છે રક્ષાબધનના બદલામાં તને

ગમતી એવી ચીજ–હીરાજડિત તેમની વીંટી મોકલી છે જે મળી ચૂકી હશે

લી રમેશ'

પત્ર પૂરો થતા સુમનરાયે ન જાણે કેટલા આચકા અનુભવ્યા તે સજ્જડ થઈ ગયો–જાણે ચેતન રહીત–આરસનું પૂતળું ! એક ભોળી–ભલી, સીધી–સાદી સુશીલ પત્ની પર પોતે શકા લા વે હતો ખરેખર પોતે સુનભા પર જુલ્મ ગુજાર્યો છે

આખી રાત તે પશ્ચાતાપના અગ્નિમા બળતો રહ્યો નીદર જાણે વેરણ થઇ હતી એક ઝોકુ પણ ન આ યુ સવારે પથારી છોડી ત્યારે એની આખ લાલચોળ થઈ ગઈ હતી

અચાનક તેને વિચાર આ યો પરમદિવસે સુનભા પર લખેલો પત્ર તેને કાલે જ મળી ચૂકયો હશે એ પત્ર વાચતા સુનભાની હાલત શી થઇ હશે !

વિચાર આવતા જ હૃદયમાં ગભરામણ થઈ ઝડપથી તેને ઘડિયાળમાં જોયુ સાત વાગ્યા હતા ગાડી આઠ વાગે ઉપડતી હતી ઝડપથી નાહીધોઇ ત સ્ટેશને પહોચ્યો

આખે રસ્તે એકનો એક વિચાર આવ્યા કરતો હતો સુનભા કયાક ન કરવાનું કરી બેસશે તો?

ઘરની ડેલી પાસે આવતા તે આનદાશ્ચર્યથી ત્યાં જોઇ રહ્યો સુનભા હસતેમુખે બારણામા જ ઊભી હતી

સુમન તેને જોઈ રહ્યો–શુ તે ખરેખર સુનભા જ હતી ?

'આમ ધારી ધારીને શુ જુઓ છો ? તમે આમ અચાનક અહી આવવાના છો તેની મને ખ બર હતી'

"તને ? તને કેવી રીતે ખબર હતી સુનભા ?

'વહેમના વાદળ એક દિવસ વીખરાવવાના છે એવી મને શ્રદ્ધા હતી–તમારો હળાહળ ઝેર જેવો પત્ર જ્યારે મે વાચ્યો ત્યારે હુ અસ્વસ્થ થઈ હતી પણ મે હૃદયને કઠણ કર્યું હતુ મને લાગે છે કે એ ઝેરનું આજે અમૃત થઈ ગયુ છે'

તારી વાત સાચી છે, સુનભા મારી ભૂલ હુ કબૂલ કરુ છુ જગતમાં ઝેરને અમૃતમાં પલટા વનારી એક સ્ત્રી જ છે મને માફ કર સુનભા

અને બન્નેનો કઠ આનદથી ગાજી ઊઠયો

અને બન્ને એક બીજા સામે આનદપૂર્ણ આખોએ જોઈ રહ્યા

*

એક વખત પેરિસમા ભયકર હુલ્લડ ફાટી નીકળ્યુ ત્યારે, મેથ્યુ ડેન્જવર નામનો પત્રકાર હુલ્લડખોરો તરફથી ફેકાતા પથ્થરોના વરસાદની વચ્ચે પોતાના છાપા માટેનો અહેવાલ લખતો બેઠો હતો

હુલ્લડ બેકાબૂ બન્યુ એટલે મિલિટરીએ નિરુપાયે ગોળીબાર કરવા માંડયો. એમાં મેથ્યુને પણ ગોળી વાગી ગઇ ને એ ઘાયલ થઈને ઢળી પડયો

સારવાર માટે આવેલા ડૉકટરે પૂછ્યુ અરે, તમે પણ ઘાયલ થયા છો ?'

"હા, એટલો બધો ઘાયલ થયો છુ કે લખી પણ શકતો નથી !

ડૉકટરે કહ્યુ પણ લખવાથી શુ દહાડો વળશે? હવે તો આરામ જ તમારે માટે મુખ્ય કાર્ય છે'

પત્રકારે કહ્યુ 'ના મારે માટે આરામ નહિ બનેલા બનાવોનો અહેવાલ મારા છાપામાં મોકલી આપવો એ મુખ્ય કાર્ય છે પોતાનુ કર્તવ્ય અદા કરવુ એજ મુખ્ય કાર્ય છે, માટે આ કલમ ઉઠાવો અને મારા અહેવાલની નીચે એક લાઇન ઉમેરો દો "સાજે ત્રણ કલાક ને વીસ મિનિટે મિલિટરીએ ગોળા બાર કર્યો એ ગોળીબારમાં ત્રણુ જણ ઘવાયાને એક જણાનુ મૃત્યુ થયુ "

ડૉકટરે પૂછ્યુ "મૃત્યુ કોનુ થયુ ?

જવાબ મળ્યો "મારુ '

ને આ શબ્દો બોલતાં બોલતાં તો પત્રકારનુ પ્રાણ પખેરુ ઊડી ગયુ.

આ છે કર્તવ્યનિષ્ઠાનો મધુર આનદ જે કર્તવ્ય બજાવે છે એને જ આ આનદ સાંપડે છે

# દેખાદેખીની રામકહાણી

[કટાક્ષિકા]

આ ચોમાસાની શરૂઆતમાં મેં બે રૂપિયામાં એક છત્રી વેચાતી લીધી. હા, બે રૂપિયામાં છત્રી! સાદી છત્રીની કિંમત પણ આજકાલ તો દશ–બાર રૂપિયા થઈ છે. અરે ગુજરીમાં પણ પાંચ–છ રૂપિયા કાઢયા સિવાય છત્રી મળતી નથી, તો પછી બે રૂપિયામાં મને છત્રી મળી જ શી રીતે એની ઘણાંને નવાઈ લાગશે. બીજાઓની વાત જ કયાં કરીએ? ખુદ ગુજરીવાળા દુકાનદારને પણ મેં જયારે એ છત્રી પસંદ કરી ત્યારે નવાઈ લાગી.

પહેલાં એક વાત સ્પષ્ટ કહી નાખું તો ઠીક. હું ચોમાસામાં છત્રી વાપરવાની વિરુદ્ધ છું. પણ છેવટે જયારે છત્રી લેવી જ છે એવું નક્કી કર્યું ત્યારે હું ગુજરીમાં ગયો અને એ દુકાનદારને ઓછામાં ઓછી કિંમતવાળી છત્રી બતાવવાનું કહ્યું. પાંચ–છ રૂપિયા સુધીની એણે મને બેચાર સારામાંની છત્રીઓ બતાવી. એમાંની એક હું લેવાનો પણ હતો. એટલામાં ખૂણામાં પડેલી એક છત્રીએ મારું ધ્યાન ખેંચ્યું. "પે...લી છત્રીની શી કિંમત છે?" મેં પૂછ્યું.

'બે રૂપિયા, સાહેબ! પણ તમે એ લેશો નહિ. બધું પાણી તમારા ઉપર જ પડશે.' એણે કહ્યું.

'પણ ખૂણામાં જે ચીજ છે તે છત્રી જ છે ને? અને એ ઉઘાડીને બેચાર દિવસ માથા ઉપર ધરી શકાશે ને?' મેં પૂછ્યું.

'હા,' એ બોલ્યો. 'પણ સાહેબ–'

મેં એના તરફ બે રૂપિયા નાખ્યા ને એ છત્રી લઈ આવ્યો. આમ મેં બે રૂપિયામાં છત્રી લીધી; એટલું જ નહિ, પણ જે ઉદ્દેશ પણ પૂર્ણતઃ સફળ થયો.

ચોમાસામાં પાણીથી આપણું રક્ષણ કરવું એ જ છત્રી લેવાનો ઉદ્દેશ છે એવી ઘણાંની માન્યતા છે. પણ એમાં તો આપણે આપણી જાતને છેતરીએ છીએ! આપણે વગર છત્રીએ વરસાદમાં જેટલા પલળીએ છીએ એટલા જ બલ્કે એથી વધારે આપણી પાસે છત્રી હોય ત્યારે પલળીએ છીએ! વળી અંધારામાં એ ખોવાઈ જાય, તૂટી જાય, ઊડી જાય કે કાગડો થઈ જાય ત્યારે કંઈ કંઈ મનસ્તાપ કરીએ એ તો જુદું. છત્રી લેવામાં આપણો ખરો ઉદ્દેશ તો 'કેમ ભાઈ, કાંઈ ભીંજાતા ચાલ્યા છો? છત્રી નથી કે શું?' એમ કોઈ પૂછે નહિ, અથવા પલળીને પસાર થનારાની સામે બારીના માણસો જેમ 'આ કોણ વિદ્વાન જાય છે!' એવી દૃષ્ટિથી એકીટશે જોઈ રહે છે, તેમ (અલબત્ત) એમની પાસે છત્રી હોવા છતાં એ પોતે તો પલળતા જ હોય છે.) આપણી સામે કોઈ જુએ નહિ, એજ હોય છે. મેં જે કહ્યું કે બે રૂપિયામાં પેલી છત્રી નામની ચીજ લેવાથી મારો ઉદ્દેશ પૂર્ણપણે સફળ થયો તે આજ અર્થમાં. ખરું જોતાં તો આપણે છત્રી આપણે પોતાને માટે બિલકુલ લેતા જ નથી; એ બધી ખટપટ બીજાને માટે હોય છે!

મને લાગે છે કે સેંકડે નેવું વાતો આપણે આ રીતે કેવળ બીજાને માટે જ કરીએ છીએ. એક કરે એટલે બીજો કરે; બીજો કરે એટલે ત્રીજો કરે; અને પછી બધા જ એ વાત કરવા મંડે છે. એ વાતનો પોતાને ખરેખર કોઈ ઉપયોગ હોય છે અથવા એથી પોતાને કંઈ સુખ મળે છે એનો વિચાર કોઈ જ કરતું નથી.

પણ મારું કહેવું એમ નથી કે માણસે ફક્ત પોતાનો જ વિચાર કરવો, ને બીજાનો વિચાર બિલકુલ ન જ કરવો. હું તો ઊલટું એમ કહીશ કે જો બીજાને સુખ મળતું હોય, તો આપણે થોડું દુઃખ સહી લેવામાં પણ કંઈ વાંધો નથી. પણ આપણે એવી અનેક વાતો કરીએ છીએ કે જેથી આપણને તો સુખ મળતું નથી જ, પણ બીજાનેય

એનો કોડી જેટલો ય ઉપયોગ હોતો નથી. જે દુઃખ અપરિહાર્ય છે અથવા જે દુઃખ સહન કરવાથી બીજાને સુખ મળનાર છે એ સહન કરવું તો ઠીક છે; પણ વગર કારણે જ આપણા જીવને નકામો ઉકળાટ કરાવવો એનો શો અર્થ? એક પછી, એક ખાડામાં ભૂસકાં મારતાં ઘેટાં અને માનવજાતિમાં પછી ફેર શો રહ્યો.

પરિસ્થિતિના પાંજરાં તોડી નાખ્યા સિવાય માનવની મુક્તિ થતી નથી એમ કહેવાય છે. સામાજિક, આર્થિક, રાજકીય વગેરે દરેક જાતનાં પાંજરાંમાં માનવી-વ્યક્તિત્વ સુકાતું જાય છે, અને તેથી આ પાંજરા તાબડતોબ તોડીફોડી નાખવા જોઈએ એમાં તો શક જ નથી; પણ અંગ્રેજીમાં વપરાતી એક કહેવત પ્રમાણે જેમ 'દાનધર્મની શરૂઆત પોતાના ઘરમાં જ થાય' તેમ આ જગતક્રાંતિની શરૂઆત પણ પોતાના જ મનના પાંજરા તોડી નાખવાથી થાય તો સારું. જ્યાં સુધી મોટી-મોટી વ્યક્તિઓ મોટી મોટી ક્રાંતિ કરી રહી છે ત્યાં સુધી આપણા જેવા નાના માણસોને 'છત્રી છાપરું મુર્દાબાદ' થી જ શરૂઆત કરવામાં શી હરકત છે?

અને એ કેટલું સહેલું છે! ગણતરી કરી બતાવું. ચોમાસું લગભગ ચાર મહિના એટલે એકસો ને વીસ દિવસનું હોય છે એના સાઠ દિવસ તો વરસાદ જ નથી પડતો. એટલે બાકી રહ્યા બીજા સાઠ દિવસ. એમાંના ઓછામાં ઓછા ત્રીસ દિવસ તો રાત્રે જ વરસાદ પડે છે. બાકી રહ્યા ત્રીસ દિવસ. એમાં પણ વરસાદ કંઈ સતત પડતો નથી. આપણે ઘરમાં જ અથવા કોઈ કામને સ્થળે હોઈએ એમાં વરસાદના પંદર દિવસ તો જાય જ. એટલે રહ્યા ફક્ત પંદર દિવસ. જરીક જેટલો જ વરસાદ હોય તો આવતાં જતાં પાંચ મિનિટ કોઈ ઝાડ નીચે કે કોઈ ખૂણામાં ઊભા રહી આપણે પલળ્યા વગર સહેલાઈથી ઘેર આવી શકીએ. આમાં સાત દિવસ નીકળી જાય. હવે ફક્ત આઠ જ દિવસ રહ્યા. આપણું જવું-આવવું અને વરસાદનું જોરથી વરસવું એવો યોગાયોગ બહુ બહુ તો ચાર વાર થાય. આ રીતે ચાર મહિનામાં ફક્ત ચાર વખત આપણને છત્રીનો ઉપયોગ થાય અને તેમાં પણ એટલા મોટા વરસાદમાં કે પાસે છત્રી હોવા છતાં યે આપણે પાછા પલળીએ તો છીએ જ! અને તે છતાં ગમે તે કિંમત આપી છત્રી લેવાની આપણે શી ધમાલ કરીએ છીએ! એ ખોવાઈ ગયા પછી શા નિઃશ્વાસ નાખીએ છીએ! એ ઊડી જાય ત્યારે પાણી ને કાદવમાં થઈને એની પાછળ ગાંડાની પેઠે કેવું દોડીએ છીએ! અને એ કાગડો થઈ જાય તો ભર રસ્તામાં આડા અવળા શા કૂદકા મારીએ છીએ!

ના, ના, આ વર્ષથી 'છત્રી છાપરું મુર્દાબાદ!'

---

પૃષ્ઠ ૧૦૭થી ચાલુ]
જરાયે ઓછી થઈ? તારી જીભ સચનું સિંહાસન બની કે? બધી સ્ત્રીઓમાં તું તારી માને જુએ છે ખરો કે? તેં જરાયે સમદૃષ્ટિ કેળવી છે? જૂનાગઢમાં તો હજીયે ન્યાત જાતના ભેદભાવની જૂની રૂઢીઓ પહેલાં જેવી જ પ્રબળ છે. છૂતાછૂતનું ઝેર તો હજી યે બધે છંટાય છે'

હું વચમાં જ અકળાઈને બોલી ઊઠયો : 'બસ, બસ, ભક્તરાજ! ઘણું થયું. આપની ફરિયાદ તદ્દન સાચી છે, પણ હું આપ જેવો એક નરસિંહ નથી ને! હું તો કાયરતાનું પૂતળું છું. 'લોકો શું કહેશે?' એ વિચાર મારા માથા પર ભૂતની પેઠે કાયમનો સવાર થઈને બેઠેલો છે તે ત્યાંથી હજી ઊતરતો જ નથી. લોકોની મને ઘણી જ બીક લાગે છે—અસત્ય અને અનીતિની નથી લાગતી!'

ભક્તરાજ નરસિંહ મહેતાએ જવાબ આપ્યો: 'ત્યારે મારો જન્મફેરો ફોગટ ગયો, અને મારા મોહનનો પણ.'

એ સાંભળીને હું રડી પડયો.

પણ હૃદયનાં દ્વાર તો બંધ જ રહ્યાં.

# કરુણ કથા

દેશળજી પરમાર

એક હતો ભાઇને બીજી હતી બહેન. બંને નમાયાં ને નબાપાં. કાકાને ઘેર રહે. કાકી હતી વાઘણ. કાકી બહેન પાસે ખૂબ કામ કરાવે, મેણાંટોણાં મારે, ખાટી છાશ ને ટાઢો રોટલો ખવરાવે, દુઃખ દે. ભાઈ ઉંમરે નાનો હતો. બહેન મોટી ને સમજુ હતી. બહેન વીતક ખમે અને ભાઈ ટગરટગર જોયા કરે. એઉનાં અંતર તો બળતાં હતાં પણ લાચાર. શું કરે અને કયાં જાય ?

પણ ખમવાની શકિતને હદ હોય છે. બહેનને દુઃખ અસહ્ય થયું. એકવાર એકાંતમાં ભાઇને બોલાવી બહેન બોલી. બોલતી જાય ને આંખમાંથી બોર બોર આંસુ ખરતાં જાય.

'ભાઇ વિકમસી ! મારાથી આ ખમાતું નથી. કાકી ન કહેવાનું કહે છે ને કામ કરાવીને મારો દમ કાઢે છે. પાણી ભરું, છાણાં વીણવા જાઉં, વાસીદું વાળું, રસોઈ કરું, લૂગડાં ધોઉં, કામ ઊટકું, પથારીઓ પાથરું, એક ઘડી પણ મને નિરાંત નથી અને છતાં કાકી મને અરધી ભૂખે મારે છે.'

'પણ વિમુ ! આપણે શું કરશું ?' વિકમસી ડૂસકાં લેતાં બોલ્યો.

'ચાલ આપણે નાસી જઇએ.'

'કયાં જશું, બહેન ?"

'ભગવાન લઈ જાય ત્યાં. જો આજ સાંજે કાકી મારું માથું ઓળવા બેસે ને, ત્યારે તું મારા માથાની ચાબખી લઇને દોડી જજે. હું એ ચાબખી લેવા પાછળ દોડી આવીશ. આપણે બેઉ નાસી જઇશું.'

'સારું બહેન.'

સાંજ પડતી હતી. અંધારું થતું જતું હતું. વનની કેડીએ બે દેહ દોડી રહ્યા. શ્વાસ માતો ન હતો. રાત પડી એક ઝાડને થડે ભૂખ્યાં ને તરસ્યાં, થાકયાં ને પાકયાં બહેનભાઈ સૂઈ રહ્યાં. ઉષાની લાલી પ્રગટી ને ઓગળી ગઇ. સોનેરી પ્રકાશ ઊતર્યો ને વિસ્તર્યો. ભાઇબહેન ઊઠીને ચાલવા લાગ્યાં.

થોડુંક ચાલ્યાં ત્યાં એક ગામ આવ્યું. પાદરમાં ફૂલવાડી હતી. કોસ કિચૂડ કિચૂડ ચાલતો હતો. અંદર જઇને પાણી પીધું.

'બહેન, તું અહીં થોડીવાર બેસ તો હું ગામમાં જઈ કંઈક ખાવાનું માગી લાવું.'

'ભાઈ, જલદી આવજે.'

એ ગામનો રાજા ગુજરી ગયો હતો. મહાજને નક્કી કર્યું હતું કે આજે સવારે જેકોઈ ગામ દરવાજે પ્રથમ આવે તેને રાજપદ આપવું. સૌથી પહેલો ભાઇ આવ્યો. એને રાજતિલક થયું. ભાઈ બહેનને ભૂલી ગયો. ફૂલવાડીના માળીએ અનાથ બહેનને દીકરી કરીને રાખી.

જુવાન રાજા ફૂલવાડીમાં ફરવા આવ્યો છે. માળીએ ફૂલહાર અને ફૂલકલગી ગૂંથ્યાં છે. બહેન ભાઇને હાર પહેરાવે છે, કલગી ધરે છે. ભાઈબહેનને ઓળખતો નથી. બહેનથી તો શેં બોલાય ?

રાજાને માળીની કન્યા મનમાં વસી ગઈ. પરણું તો એને બીજી બધી મા બહેન.

ધામધૂમથી વિવાહ થયા.

લગ્નની મધુરજની હતી. મહેલમાં ઝોકાર દીવા બળતા હતા. શોકમગ્ન મને ભારે હૈયે નવવધૂ બેઠી હતી. એક પલંગે બેઠાં. બહેન આપવીતી કહેવા લાગી :

**'આપણે એક માના પેટ રે વીર વિકમસિંહ**
**તમે ચાબખડી લઈ નાઠા રે વીર વિકમસિંહ !'**

ભાઈની સ્મૃતિ જાગી. નવવધૂના મુખ તરફ જુએ છે. બહેન સાંભરી.

'વિમુ....મારી બહેન !'

'હા, ભાઇ.'

ઝેરનો કટોરો પીને ભાઇબહેન પોઢી ગયાં.

# વિશ્વભારતી–વિશ્વસંસ્કૃતિનું અતિથિભવન

(શાંતિનિકેતનના ઉદ્‌ગમ, ઉદ્દેશ અને પરિચયની ઝાંખી)

ગુરુદયાલ મલ્લિકજી
અનુ० પ્રા પ્રતાપ જ ટોલિયા

જે જગ્યાએ વિશ્વભારતી સંસ્થા આવેલી છે તે જગ્યાનું નામ છે–શાંતિનિકેતન ઇ સ ૧૮૮૦માં ત્યા આગળ આશ્રમની સ્થાપના થઇ–ગુરુદેવના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના હાથે તેઓ એક દિવસ કલકત્તાથી પોતાના મિત્રને ત્યાં લગ્નમા જવા નીકળ્યા ઘોડા ઉપર બેસીને પોતાના રસાલા સાથે તેઓ જઈ રહ્યા હતા મુસાફરી લાંબી હતી પ્રવાસમા યે રોજ સવારે અને સાંજે નિયમિત રીતે તેઓ ધ્યાનમા બેસે (ગુરુદેવે પણ પોતાના જીવનમા આ ઉતાર્યું હતુ ) સાંજે રસ્તામા એક નિર્જન સ્થળે વૃક્ષની નીચે મહર્ષિ ધ્યાનમા બેઠા રાત પડી અરધી રાત પસાર થઈ ગઇ બે વાગ્યા ત્રણ વાગ્યા ચાર વાગ્યા સવારના છ વાગ્યા પણ મહર્ષિ તો ધ્યાનમાં બેઠા છે પ્રદેશ હતો ભયંકર, ડાકુઓ રહે ડાકુઓનો સરદાર પહેલા તપાસમાં નીકળે કે, "આજે કોઇ શિકાર છે ?" એ દિવસે પણ નીકળ્યો. ડેરા તંબુ જોઇ એને થયુ "આજે તો બહુ મોટો શિકાર હાથમા આવ્યો લાગે છે।" એ તો બહુ આનંદમા આવી ગયો આટા મારતો મારતો મહર્ષિ ધ્યાનમા બેઠા હતા ત્યા આવી પહોચ્યો એને મહર્ષિના કપાળ પર અલૌકિક જ્યોતિ દેખાઈ એ'નામા મહર્ષિએ આંખ ઉઘાડી ને તેમના મુખમાથી શબ્દ નીકળી પડયો "શાંતિનિકેતન ' અને અનુભૂતિ વ્યક્ત કરી "અહી શાંતિ પ્રાપ્ત થઇ છે, પ્રભુના દર્શન થયા છે મારે માટે આ તીર્થસ્થાન છે ' આ સાભળતા જ પેલો ડાકુ એકદમ બદલાઈ જઇને શરણે આવ્યો "હુ આપનો શિષ્ય છુ"–એમ કહીને ડાકુઓની ટોળીને એણે બરખાસ્ત કરી દીધી મહર્ષિએ નિશ્ચય કર્યો "હુ અહી આશ્રમ સ્થાપીશ"

ત્યાર પછી મહર્ષિ અવારનવાર તે સ્થળે જતા કેટલીક વાર મિત્રોને પણ લઈ જતા એક વખત અગિયાર વર્ષના રવીન્દ્રનાથને પણ ત્યાં લઇ ગયા તે સ્થળનું પ્રકૃતિ–સૌંદર્ય અજબ હતુ જોતા જ રવીન્દ્રનાથે કહ્યુ, "પિતાજી હુ અહી શાળા ખોલીશ" પિતાએ આશીર્વાદ આપ્યા "બેટા। હુ જોઈ શકુ છુ કે ત્રીસ વર્ષની અંદર અહી એક એવી શાળા ચાલતી હશે, જેમા આનંદ અને આઝાદીનું વાતાવરણ હશે હું ત્યારે જીવતો નહી હોઉં, પણ તુ એ કાર્ય કરી શકીશ એનો મને વિશ્વાસ છે"

રવીન્દ્રનાથના શાળા ખોલવાના ઉપરોક્ત વિચાર ની પાછળ એક ભૂમિકા છે તેમને પોતાને કેદ જેવી નિશાળમા ભણવુ પડતુ, જ્યાં આકાશનુ ઇન્દ્રધનુષ જોતા બાળક બારીની બહાર જુએ ત્યાં સોટી પડે, આપણે એક વસ્તુનુ બહુ ધ્યાન રાખવુ જોઇએ કે sense of wonderને વિસ્મય–વૃત્તિને દાબી દેવાથી શિક્ષણનું એક મોટુ અંગ બાકી રહી જાય છે બાળક રવીન્દ્રમા પ્રકૃતિ પ્રત્યે મોટું આકર્ષણ હતુ, જીજ્ઞાસા હતી

ઇ સ ૧૯૦૧મા કવિવર ટાગોરે ત્રણ વિદ્યાર્થીઓને સાથે લઈ શાંતિનિકેતનની સ્થાપના કરી વૃક્ષ નીચે બેસે ગુરુદેવ પોતે શીખવે મનોહર પ્રકૃતિ–સૌંદર્ય હતુ આનંદ અને આઝાદીનું વાતાવરણ હતુ ધીમે ધીમે વિદ્યાર્થીઓની સંખ્યા વધતી ગઇ એક શિક્ષક દસથી વધુ વિદ્યાર્થીઓને કેવી રીતે સંભાળી શકે ? બાળકના સર્વાંગી વિકાસ માટે શિક્ષકે સાધના કરવી પડે છે, અને સાધના કરવાની એની શક્તિની પણ મર્યાદા હોય છે આ દષ્ટિથી શાંતિનિકેતનમા વધુ શિક્ષકો રાખવામાં આવ્યા અહી બધા વિષયો વચ્ચે Linking up કરવામા આવતુ. માધ્યમ માતૃભાષા હતી આજથી પચાસ વર્ષ પહેલા માધ્યમ માટે માતૃભાષાનો વિચાર કરવો એટલે ખલાસ ! સરકારની આંખો ચાર થાય ! અંગ્રેજ સરકારે શાંતિનિકેતનમા સી આઇ ડી મોકલી "ક્યાંક બોમ્બ તો નથી બનાવતા ને ?" પણ ત્યાં તો બધુ ઉઘાડુ હતુ

નહી બારણાને તાળુ કે નહી પેટીને ' આવો અને જુઓ –સરકારને કહેવામા આવ્યુ અને ૭ મહિનામા તો સી આઈ ડી ભાગી ગઈ !

શરૂઆતમા સસ્થાનુ Prospectus પણ ન હતુ કોઇ પૂછે Mr Tagore, what is your aim ?' ("તમારુ ધ્યેય શુ છે ?' ગુરુદેવ માથુ ખજવાળતા અને કહેતા have to deal with life and life grows (મારે જીવન સાથે કામ કરવાનું છે અને જીવન સ્વય વિકસતુ રહે છે) બીજનાં અકુર ફૂટે એને એમ ન કહેવાય કે તારી ડાળીઓને અમુક જ દિશામા કાઢજે The seed follows its own way of growth (બીજ પોતે જ પોતાના વિકાસની દિશા ખોળી કાઢે છે) અહી બાળકોમા માનુસાઈના દીવા પ્રકટાવવા હતા પરદેશી કેળવણીકારો આવતા અને તેઓ પણ પૂછતા

' શાતિનિકેતનનું ધ્યેય શુ ? ગુરુદેવ કહેતા It is to make them God-conscious' (ધ્યેય છે વિદ્યાર્થીઓને પરમાત્મ–ચેતનાભિમુખ બનાવવાનું !) પણ તેમને God-conscious બનાવવા માટે અહી કોઇ મત્ર શીખવવામા નહોતા આવતો માત્ર એક જ સાધના શીખવવામા આવતી– રોજ સવારે અને સાજે ૫દર મિનિટ મૌન શરૂ આતમા કદાચ બાળકને કટાળો આવે અને તોફાન કરવા જાય પણ તોફાન કયા કરે ? કોની સાથે કરે ? પ્રકૃતિનો ત્યા અજબ પુષ્ટિકારક પ્રભાવ હતો એથી બાળક આત્માને ઓળખવામા સ્વય જ પ્રવૃત્ત થઇ જતો

અહી સમયપત્રક નહતુ એક જ દષ્ટિ હતી એક જ ધ્યેય હતુ "The art of living together (સમૂહજીવન જીવવાની કળા)નું શિક્ષણ મળે આપણે વૌથી મોટીએ છીએ ૐ સહનાવવતુ અહી તો સાથે રહેવુ, સારી રીતે રહેવુ તેની તાલીમ મળતી દરેક જણ પોતાનું કામ પોતાની જાતે કરે–શિક્ષક પણ કરે, વિદ્યાર્થી પણ કરે શિક્ષક પોતાની ઓરડી વાળે, વિદ્યાર્થી પોતાની વાળે જમવા પણ સાથે બેસે, 'આ ભાગમાં શિક્ષક અને "આ ભાગમાં વિદ્યાર્થી ' એવુ નહી જમ્યા પછી વાસણ પણ ભેગા મળીને સાફ કરે બધુ કર્યા પછી અભ્યાસ માટે જાય ત્યા શિક્ષક પહેલા પ્રાર્થના કરે 'Let us study together" (આપણે સાથે મળીને અભ્યાસ કરીએ) I am the teacher and you are the taught " એવુ નહી હુ ભણેલુ એમ નહી, કારણ કે શિક્ષક ગમે તેટલો ભણેલો હોય એની પાસે B A, M A, PH D કે D Lit ની ડીગ્રી હોય–ગમે એટલુ જ્ઞાન હોય તો પણ સત્યનું જ્ઞાન કેટલુ ? અણુ માત્ર જ ને ? અહી મને ગૌતમ બુદ્ધનુ એક વાક્ય યાદ આવે છે એક બૌદ્ધ સાધુની મઠની દીવાલ પર મે એ વાચ્યુ હતુ લખાયેલુ હતુ પાલી ભાષામા મે બૌદ્ધ સાધુને વિનતિ કરી એનું અગ્રેજી ભાષાતર કરી આપવાની તેણે કરી આપ્યુ Be humble if thou wouldst acquire knowledg Be humble still after you have acquired it (જ્ઞાન મેળવતો હો તો તુ નમ્ર બનજે અને તે મેળવી લીધા પછી તો વધુ નમ્ર બનજે)

જ્ઞાન મેળવીને માણસ વધારે નમ્ર બને. આપણે થોડુ ભણીએ છીએ અને 'સાહેબ' બની જઇએ છીએ પગવાળો સલામ કરે તો આનદ થાય છે કે 'મોટા સાહેબને ત્રણ સલામ ભરી તો આપણને એક તો ભરીને ?' પણ જાપાનમા શિક્ષક વિદ્યાર્થીને નમે છે કારણ કે They are the rising suns" (તેઓ ઊગતા સૂર્યો છે) પ્રેમ સૌને નમ્ર બનાવે છે ઇદિરા ગાંધીનાં પુત્રો નાના હતા ત્યારે જવાહરલાલ એના ચો ! બનતા અને ફૂલ ! ય બનતા એમ નહોતા વિચારતા કે હુ Prime minister છુ ! અસ્તુ

ઇશ્વરની કૃપા ગુરુદેવના પ્રયત્ન અને પ્રકૃતિનુ સૌંદર્ય–એ ત્રણેયને લીધે શાતિનિકેતનનો વિકાસ થતો જ રહ્યો શિક્ષણમા Art and music have also their Place) કલા અને સગીતને પણ તેમનું પોતાનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે એ વાત એ જમાનામા કોઇ કબૂલ કરતુ ન હતુ કલાગુરુ નદલાલ બોઝ શરૂઆતમા ૭ મહિના સુધી તો

રેલા પણ કોઈ એમના શિષ્ય થવા જ તૈયાર નહી. કારણ કે એ પણ સતાન તો પેલા મા–બાપથી જ ને કે જેમણે બ્રિટિશ કેળવણી લીધી હતી! ચારેક મહિના પછી એકાદ શિષ્ય આવ્યો કહેવા લાગ્યો "નદલાલ આ શુ કરો છો? મને પણ શીખવોને!" એક શિષ્ય આવ્યો, બીજો આવ્યો, ત્રીજો આવ્યો અને પછી તો વિદ્યાર્થીએ રસથી કળાઓ શીખવા લાગ્યા

આ ભગુતર એ તો પાઠય પુસ્તક વિનાનું ભણતર હતુ અહી એવુ ભણીને વિદ્યાર્થીઓ કલકત્તા જઈ મેટ્રિકની પરીક્ષા આપતા અને પ્રથમ શ્રેણીમા ઉત્તીર્ણ થતા કેમ ન થાય? Hand was educated, heart was educated, હાથ કેળવાયેલો હતો, હૃદય કેળવાયેલુ હતુ અને Mind મનની કેળવણી તો હતી જ!

જગતમા દ્વિતીય વિશ્વયુદ્ધ થયુ. ગુરુદેવ પરદેશમા હતા જ્યા જ્યા જતા ત્યા લોકો એમને પૂછતા 'શાતિનો કોઈ રસ્તો છે? હોય તો અમને બતાવો અમે કટાળી ગયા છીએ પ્રકાશ પૂર્વમાથી આવે છે, આધ્યાત્મિક પ્રકાશ પૂર્વમાથી આવે છે Light comes from the east, Spiritual light also comes from the east )' આવુ સાભળતાં ગુરુદેવને થયુ કે શાતિનિકેતન એ કેવળ હિંદીઓ માટેની જ સસ્થા ન રહેવી જોઈએ જગતભરના વિદ્યાર્થીઓનુ એ અતિથિભવન બનવુ જોઈએ આ વિચાર સ્ફૂર્યો અને ગુરુદેવે એને વિશ્વ ભારતી' એવુ નામ આપ્યુ, અને ઇચ્છ્યુ કે જગતના જુદા જુદા દેશોની સસ્કૃતિઓનો અહી સગમ થાય ગાધીજી પણ કહેતા 'સસ્કૃતિનો પવન ગમે ત્યાથી આવે, બારણા બધ ન થવા જોઈએ કારણ કે– A man of culture never closes his doors, and a man of culture never makes comparision!" ( સસ્કૃત માણસ ન તો પોતાના દ્વાર બધ કરે છે, ન અન્ય સાથે કોઈ વસ્તુની એ તુલના કરે છે) અને આપણે જાણીએ છીએ કે તુલના (comparision) એ બુરી વસ્તુ છે એણે તો ઘણી ગેરસમજ ઊભી કરી છે પેના સાબરમતીવાળા કહે "પેનો કવિ નાચતા, ગાતાં અને ચીતરતા શીખવીને શુ કરી નાખે છે?" અને શાતિનિકેતનવાળા કહે 'પેનો ડોસો રેટિયો કાંતવાને સ્વરાજ્ય લાવી દેવાનો છે?" સાચેક સરકારી કદી એવુ નથી કરતો છેવટે સર એન્ડ્રુઝ જેવાઓએ એ બેને જોડી આપ્યા સાબરમતી અને શાતિનિકેતન વચ્ચે સેતુ બધાયો

અહીના વિદ્યાર્થીઓને પણ એ જ શિક્ષણ અપાતુ: "સરખામણી ન કરશો" ઢીકાટાથી ખાનાર ઢીકાંટાથી ખાય, હાથેથી ખાનાર હાથેથી ખાય સૌ એક રસોડે જમે

ત્રણ વર્ષનો અભ્યાસક્રમ નક્કી કરી નાંખવામા આવતો પહેલા વર્ષમાં વિદ્યાર્થી ભારતનો ઇતિહાસ, ભૂગોળ સસ્કૃતિ ધર્મ વગેરેનો અભ્યાસ કરતો બીજા વર્ષમાં વિશ્વનો અને ત્રીજા વર્ષમા " Study of differnt cultures" એ વિષય પર મહાનિબધ લખતા કે જેમાં કટુ આલોચના ન હોય આ રીતે વિશ્વભારતી 'વિશ્વસસ્કૃતિનુ અતિથિભવન" (The guest-house of world-culture) બની

અને એક છેલ્લી વાત આ સસ્થા વિષેની કહી લઉ, અને તે છે–આદિવાસીઓની સેવા કારણ કે જે શિક્ષણમાં પાડોશીઓની સેવા નથી તે શિક્ષણ અધૂરુ છે, કારણ કે એમા માનવતા નથી દરેક જણ પહેલા મનુષ્ય છે અને પછી બીજુ બધુ શિક્ષક હોય ડોક્ટર હોય, ટેકિનશ્યન હોય કે એજિનિયર હોય પ્રથમ એ મનુષ્ય તો ખરો જ ને?

"Humanity is equal to Divinity Divinity is equal to humanity' (માનવતા એ દિવ્યતા સમાન છે અને દિવ્યતા માનવતા સમાન) અનતની જ્યોતનો સાક્ષાત્કાર એ માનવતાથી જ થઈ શકે છે

❋

# આપણામાં બીજાનો ભાગ

સ્વામી આનંદ

(૧)

અંગ્રેજી ભાષામાં એક વાત છે. અબુબીન આદમ કરીને એક માણસ હતા. એક વખત ઘરમાં સૂતાં સૂતાં ચંદ્રના અજવાળામાંથી એણે જોયું તો બારી આગળ બેઠો એક ખુદાનો ફિરસ્તો કંઈક લખતો હતો. અબુબીન આદમે તેને પૂછ્યું:

"તું કોણ છે?"

"હું ખુદાનો ફિરસ્તો છું."

"તું શું લખે છે?"

"ખુદાના પ્યારા લોકોનાં નામ લખું છું."

"મારું નામ લખીશ?"

"ના, ખુદાને પૂછ્યા વગર નહીં લખું."

"ઠીક, પણ ખુદાને મારો આટલો સંદેશો કહેજે કે હું ખુદાની સૃષ્ટિને ચાહનારો માણસ છું."

બીજે દિવસે અબુબીન આદમે પાછો એ જ ફિરસ્તાને લખતો જોયો. એણે પૂછ્યું.

"ખુદાને ત્યાંથી ખાસ પ્યારા લોકોની યાદી લઈ આવ્યો છું તે ઉતારું છું," ફિરસ્તાએ કહ્યું.

"તે યાદીમાં મારું નામ છે?"

"હા, તારું નામ પહેલું છે."

"મારું નામ પહેલું શી રીતે?"

"કારણ ખુદાને નહીં પણ ખુદાની ખલકત (દુનિયા)ને ચાહનારા ખુદાને અધિક પ્યારા છે."

ઉપરની વાતનો સાર એ જ છે કે જે લોકોની સેવા કરે છે તે ઈશ્વરને પામે છે.

(૨)

આપણા દેશમાં કેવા કેવા લોકો વસે છે તેની તમને એક વાત કહું. એક વખત વાવાઝોડું ચડ્યું. એક ગરીબ સજ્જન માણસ એક જણ સૂઈ શકે એવા ઘરમાં સૂતો હતો. એવામાં એક બીજો માણસ ત્યાં આવી ચડ્યો. તે ટાઢે થથરતો હતો. તેણે પેલા ગરીબ માણસના ઘરનું બારણું ઠોક્યું, ને અંદર પ્રવેશવા વિનંતી કરી. પેલા ગરીબ માણસે કહ્યું, 'અંદર સૂવાની જગ્યા તો નથી પણ આવો, આપણે બંને બેસી રહીએ એટલી જગા છે.' બંને સંકડાઈ બેઠા. એટલામાં ત્રીજો માણસ આવ્યો ને તેણે પણ અંદર પ્રવેશવા વિનંતી કરી. પેલા સજ્જને કહ્યું, 'આવ ભાઈ આવ, બે જણ માંડ બેસી શકીએ એટલી જગા છે પણ ત્રણે જણ ઊભા રહીશું ને ભગવાનનું નામ લઈશું.' આપણા દેશની આ પરંપરા છે. અડધામાંથી અડધો રોટલો આપી ખાવાની પ્રથા આપણી સંસ્કૃતિમાં છે. આવી જ કુરબાનીની કથા વ્યાસજીએ મહાભારતમાં લખી છે. અતિથિને ખવડાવવા જતાં સ્ત્રી પુરુષ તેમનો દીકરો અને દીકરાની વહુ પોતાના પ્રાણોની આહુતિ આપે છે. એ ભૂમિમાં ફરતાં એક નોળિયાનું અડધું અંગ સોનાનું બની ગયું. એ જ નોળિયો ધર્મરાજાએ કરેલા યજ્ઞસ્થાને ગયો અને કહ્યું, 'મેં જોયેલા યજ્ઞ આગળ તારો યજ્ઞ વિસાતમાં નથી.' આ યજ્ઞપરંપરા પાંચ હજાર વર્ષથી આપણને વારસામાં મળી છે. આપણા રોટલામાં કૂતરાનો, પડોશીનો અને અતિથિનો ભાગ છે તે ન આપીએ ત્યાં સુધી આપણો યજ્ઞ પૂરો થતો નથી. આ પ્રકારનું શિક્ષણ આપનારા માનવો આપણે ત્યાં પાક્યા છે. આજે વિનોબાજી આપણને એ જ સંદેશ આપી રહ્યા છે. ગામડે ગામડે ફરી તેઓ કહે છે કે તમારી જમીનમાં, મિલકતમાં અને રોટલામાં જેમની પાસે તે નથી એવા તમારા ભાઈઓનો ભાગ છે. તેમનો હક છે તે કબૂલ કરીને તમે તેમનો હક અને ભાગ આપો. આપણે આ કરી શકીએ તો તો ગાંધીજીનું કાર્ય પૂરું કર્યું ગણાશે. એ પ્રમાણે થશે ત્યારે આપણા દેશમાંથી વેરઝેર નાબૂદ થશે, દુનિયામાંથી મારામારી અને કાપાકાપીનો અંત આવશે ને માત્ર હિંદના નહીં પણ આખી દુનિયાના ક્લેશ ભાંગી જશે.

# ના, સો વરસ નથી જીવવું !

શ્રી

'સો વરસનો થજે' એવા આશીર્વાદ જ્યારે જ્યારે સાંભળું છું ત્યારે ત્યારે હસી પડું છું, પણ આજે મારા એંસી વરસના વૃદ્ધ દાદા ધ્રૂજતા અવાજે એ જ શબ્દો બોલ્યા ત્યારે સારા હૃદયને એક આંચકો લાગ્યો, તરત જ મારી નજર એમના ચહેરા ઉપર ખોડાઈ ગઈ. આંખની પાંપણો ને નેણ સુદ્ધાં રૂપેરી બની ગયાં હતાં. એક આંખ સાવ ગુમાવી દીધી હતી અને બીજી આંખે માંડ માંડ જોઈ શકતા હતા. જૂના પુરાણા ચશમાથી દુનિયાને જોવાનો મિથ્યા પ્રયત્ન દેખાઈ આવતો હતો. મોં ઉપરની કરચલીઓ, જોવા માટે દૃષ્ટિ ઠેરવવાની એમની રીત, સહેજસહેજમાં ભરાઈ આવતો શ્વાસ, ખાંસી અને દમથી ક્યારેક તો હોશકોશ ગુમાવી બેસતા હોય એવી સ્થિતિ, આ તો હજી એંસી વરસના જ થયા હતા !

દાદા પાસેથી ગંભીર મુખે હું પાછો ફર્યો ત્યારે સ્વાભાવિક રીતે જિંદગી અને વૃદ્ધાવસ્થા ઉપર મારુ મન વિચારે ચડ્યું. ઘડીકવાર એમ થઈ ગયુ કે માણસને જિંદગીનો આટલો બધો મોહ કેમ રહેતો હશે ? મનની નજર ફૂટપાથ ઉપર અને મંદિરોના દરવાજે બેઠેલા ભિખારીઓ ઉપર ફરી વળી. શો રસ હતો એમના જીવનમાં ? રક્તપિત્તથી બળી ગયેલા હાથ-પગનાં આંગળાં ને કદરૂપ ચહેરાઓ લઈ ફરવામાં એમને કયો સંતોષ મળતો હશે ? કપાયેલાં અંગો, અંધાપો, રોગ, ધૂળમાં પડયા રહેવાનું છતાં એ બધાં કેમ જીવતા હશે ? દશ્યો જોવાં કે કલ્પવાં ગમે એવાં નહોતાં એટલે મન ત્યાંથી પાછું ફર્યું અને કંઈક અંશે વિષાદથી ઘેરાઈ ગયું.

વૈરાગ્ય તો નથી આવ્યો મને ? હું જ મારી સામે હસી રહ્યો, આજે ત્રીસ વરસની ભરજુવાનીમાં છું, પણ એક દિવસ તો મને ત્રીસ વરસ પણ બહુ લાગતાં હતાં તે યાદ આવી ગયું. અઢાર વરસની ઉંમરે મિત્રો સાથે ચર્ચા કરતો હું કહેતો હતો કે જીવવા માટે ત્રીસ વર્ષ તો પૂરતાં ગણાય, અને અઢાર વર્ષે તો પુખ્ત ઉંમર જ ગણવી જોઈએ. આજે અઢાર વરસનો કિશોર તો મને બિનઅનુભવી બાળક લાગે છે અને ત્રીસ શું, ચાળીસ વરસે યે આ દુનિયામાંથી વિદાય લેવાની ઇચ્છા થતી નથી. હવે મારું નિશાન પચાસ વર્ષ સુધી તો પહોંચી ગયું છે. વિચાર આવે છે કે આ રીતે જ જિંદગીની ઝંખના વધતી જતી હશે? જેમ મોટા થઈએ તેમ આપણને નાના થવાનું, માણવાનું ગમવા માંડતું હશે ?

હા, યાદ આવે છે પેલા પ્રીતમરાયનાં બા. આજે સિત્તેર વર્ષ વટાવી ગયાં છે. આંખે દેખતાં જ નથી. સ્વભાવ ક્રોધી નથી, પરંતુ અંદર બળ્યા કરવાનો છે. વૃદ્ધ માણસો બીજાની હાજરી સામાન્ય રીતે પસંદ કરતાં હોય છે આ ડોસીમા પોતાને મનગમતા માણસો સિવાય કોઈની સાથે વાત કરવાનું પસંદ કરતાં નથી. શરીર દિવસે દિવસે ક્ષીણ થતું જાય છે. તે તો ઠીક, પણ છેલ્લા પાંચ વરસથી અનેક રોગોએ એમના દેહમાં ઘર કર્યું છે. રાત દિવસ પથારીમાં રહ્યાં રહ્યાં જ બધું કરવું પડે છે, પણ આ માજીની પાસે જઈ કોઈ દાક્તર, વૈદ્ય કે સ્નેહી આશ્વાસન આપતાં એમ કહે છે કે, 'માજી, હવે અવસ્થા થઈ' તો બોલનારનું આવી બન્યું સમજો! આ ડોસીમા એમ માનવા તૈયાર જ નથી કે એમનું વહાણ હવે કાંઠે આવી પહોંચ્યું છે અને ભગવાનના ખોળારૂપ મૃત્યુને કિનારે ઊતરી જવાય તો સારું છે.

પેલા પ્રભુદાસ બાપા પણ અત્યારે મને સાંભરી આવે છે એમના ઘરમાં ત્રાસનો પાર નથી, એ રાત-દિવસ દીકરાઓ ઉપર ત્રાડો નાખે છે ને દીકરાઓ એમના અવાજને કૂતરાના અવાજ બરાબર જ ગણે છે, છતાં એ ડોસાની જીવવાની ઇચ્છા લેશમાત્ર મોળી પડતી નથી –

એક પછી એક સગાંસ્નેહીઓનાં ઘરમાં મારી

નજર ફરવા માંડી અને હું સમસમી ગયો, જીવવાની આવી પ્રબળ ઈચ્છા શું દરેકમાં છુપાયેલી પડી હશે? મને જે આશીર્વાદ મળે છે તે આ સ્થિતિ પ્રાપ્ત કરવા ? મારે આમ જ જિંદગીનો બોજ ખેંચવો પડશે ? મન પોકારી ઊઠ્યું, ના, ના, સો વરસના થવું નથી, એંસી નહિ, સિત્તેર નહિ, સાઠ પણ નહિ !

પણ બુદ્ધિ તરત જ મદદે આવી. આ રીતે ઉમરનો આંક મૂકવાનો કંઈ અર્થ ? નાની ઉંમરે પણ શું બીજાને આશરે જીવવાની સ્થિતિ નથી આવતી? રોગના ભોગ બની જિંદગીભર પથારી નથી કરવી પડતી ? આંખ સામે અનેક પરિચિતો તરી આવ્યા. જુવાનીમાં જ ક્ષય, કેન્સર, અપંગતા !

છેવટે મન સમાધાન શોધવા લાગ્યું : શરીર સારું હોય, નીરોગી હોય, કોઈના આશરે ન રહેવું પડતું હોય એટલું જ આયુષ્ય પ્રભુની પાસે માગવું જોઈએ. 'સો વરસનો થજે' એમ સાંભળવા કરતાં 'જીવનની છેલ્લી ઘડી સુધી પ્રાણ ભરપૂર રહેજે' એ વધુ સારું લાગ્યું અને તરત જ વયમાં વૃદ્ધ છતાં મોટાં કામો કરતાં માણસો આંખ આગળ આવી ગયાં, રાજકારણ, વેપાર, ઉદ્યોગ, શિક્ષણ, કલા, અનેક ક્ષેત્રે જુવાનોને શરમાવે એવા વૃદ્ધો જોયા, એમ થયું કે પ્રભુ વૃદ્ધત્વ આપે તો આવું આપે..અને મન આગળ એ બધી વ્યક્તિઓ ખડી થઈ ગઈ. હું જાણે પસંદગી કરીને પ્રભુ પાસે કોઈનું વ્યકિતત્વ માગવાનો હોઉં એમ એ સૌનાં જીવનનું નિરીક્ષણ કરવા લાગ્યો.

અફસોસ ! મારું મન ભાંગી ગયું. પેલા પથારીમાં પડેલા સામાન્ય વૃદ્ધો જે દેહના રોગથી પીડાતા હતા તો આ વૃદ્ધો મને મનના રોગથી પીડાતા લાગ્યા. અપવાદો અવશ્ય મળ્યા, પણ ઘણાખરાનાં જીવનમાં તો અતિ પ્રવૃત્તિને ઉચ્ચ સ્થાનોની સાથોસાથ વીતેલા ભૂતકાળને બાથ ભરીને તેઓ ચાલતા હોય એવું લાગ્યું. નવા યુગનો પ્રકાશ તેઓ શું જોઈ નહોતા શકતા? એમની આંખે એમના જ અનુભવોના પાટા બંધાયેલા હતા ?

એક કલાકારને જોયા. એમની કલા સાધના વિષે બે મત નથી. પરંતુ કેટલી ઈર્ષા ? નવા પ્રવાહો તરફ રોષથી જ જુએ. એક વેપારીને જોયા. પોતાની સાથે પચીસ વરસથી ધંધામાં પડેલા પિસ્તાલીસ વરસના દીકરા ઉપર કેટલો અવિશ્વાસ ? એક નેતાને જોયા. ઘરમાં રાતદિવસ પોતાના જ ગુણગાન. એક ઉદ્યોગપતિને જોયા. નવી શોધો ને યંત્રો વસાવે પણ નવા વિચારોથી લાખ યોજન દૂર નાસે.

આ બધું જોઈ હું પાછો પડી ગયો. પથારીમાં પડેલા વૃદ્ધોમાં એક ખામી જણાઈ. •મેદાનમાં ઊભેલા વૃદ્ધોમાં બીજી ખામી જણાઈ,• મન બોલી ઊઠ્યું : 'ના, તંદુરસ્તી ને સ્ફુર્તિ જ પૂરતાં નથી, મનની જાગૃતિ, જુવાની ને ગ્રહણશક્તિ પણ હોવા જોઈએ.'

'સો વરસનો થજે' એવો આશીર્વાદ જેણે આપ્યો તેણે તો એમ માન્યું હશે કે મને ઘણું આપી દીધું, પણ હું જાણું છું કે શુભ નિષ્ઠાપૂર્વક અને આશીર્વાદના રૂપમાં મારા માટે તો એ શાપ જ હશે. મારે સો વરસ નથી જીવવું. હું તો ઈશ્વરની પાસે પ્રાર્થના કરવા ચાહું છું કે જો જિંદગી આપવી જ હોય તો તેની સાથે જોમ આપજે, પ્રાણ આપજે, નવા પ્રકાશને ઝીલવા ને સત્કારવાની વૃત્તિ તથા શક્તિ આપજે, જો તારા ખજાનામાં આ બધાંની ખોટ હોય તો કૃપા કરીને મને વહેલામાં વહેલી તકે તારી છાયામાં બોલાવી લેજે. મારે સો વરસ નથી જીવવું. એ ત્રાસમાંથી ઉગારી લેજે. [જીવનમાધુરી]

*

"અનાસક્તિવાળું જીવન ધન્ય છે. તમારું જીવન પેલા પક્ષીની જેમ વ્યતીત કરો, જે આંગણામાં એક ક્ષણ થોભીને ઊડી જાય છે, પેલા મનુષ્યોની માફક કે જેઓ એક મેળા માટે એકત્ર થાય છે અને રાતોરાત વીખરાઈ જાય છે, પેલાં બાળકોની માફક કે જેઓ કિનારા ઉપર રેતીનાં ઘર બનાવે છે; પેલા મુસાફરની માફક કે જે રાત ધર્મશાળામાં ગાળીને સવાર થતાં જ પોતાને પંથે પડે છે......હે ભગવાન, કેવળ તમે જ મને અનાસક્તિનું વરદાન આપી ધન્ય કરી શકો છો." –પુરંદરદાસ

# ધૂમકેતુના 'તણખા'ના પ્રકાશનની પૂર્વભૂમિકા

(જૂનાં પત્રોને આધારે)
(સંપાદક : દક્ષિણકુમાર ગૌ. જોશી)

[ બે એક માસ પહેલાં સ્વ. ધૂમકેતુના સહાધ્યાયી આજીવન સાહિત્યમિત્ર મુ. છોટાલાલ માનસિંગ કામદાર અમદાવાદ આવેલા ત્યારે તેમના ઉપર મારા બાપુએ લખેલા પત્રોનો સુંદર સુઘડ રીતે સાચવી રાખેલો ૧૨૫ જેટલા પત્રોનો થોકડો પ્રેમથી મને આપી ગયા. હિવના દરિલાવ આવા મિત્રો આજે દુર્લભ છે. બાપુના આ પુરાણા મિત્ર માટે મારા મનમાં અનેક લાગણીઓ થઈ આવી આ પત્રો વાચતાં બાપુના સાહિત્ય જીવનની સરવાણીની એક નવી ભાળ થતા આનંદ થઇ આવ્યો.

સાહિત્યના અભ્યાસીને કાંઇક ઉપયોગી થાય એ હેતુથી અહીં ક્રમશઃ કેટલાક પત્રો રજૂ કરવા ઉમેદ છે. વાર્તા-સંગ્રહ 'તણખા'નું પ્રકાશન ગુજરાતી સાહિત્યમાં શકવર્તી બની ગયું પણ જન્મ પહેલાની વેદનાનો સાચો ખ્યાલ આ પત્રોમાંથી મળી રહે છે. ૧૯૨૫-૨૭નો આ સમય છે. તે સમયનું સાહિત્ય જગતનું વાતાવરણ, લેખકની મનોદશા, લેખકનો સાહિત્ય જીવનનો આદર્શ એવું ઘણુંબધું આ પત્રોમાંથી જાણવા મળે છે. બીજાં પત્રો હવે પછી ]

સ્ટર્લિંગ કેસ્ટલ સીમલા,
૯-૮ ૨૪

...માણસ ઘણી વખત પરિસ્થિતિનો દાસ બનીને જ રહી શકે છે જો એ જણાં સરખાં જ હોય તો પરિસ્થિતિ હઠાવી શકાય ખરી, પણ એ સંયોગ અત્યંત વિરલ છે મારી સમક્ષ પણ હજી એ પ્રશ્નો પડ્યા છે એમ એ. થવું કે Journalismમાં આગળ વધવા, અભ્યાસ વગેરે વધાર્યા કરવો? હું એવા વાતાવરણમાં છું કે Journalism જ વધતું જાય પણ શું વધારે સારું છે એ ખબર પડતી નથી કારણ કે હજી પોતાની શક્તિમા પૂરી શ્રદ્ધા ઉત્પન્ન થઈ નથી.

તમારી પાસેના "રાજમુગટ"ની બધી નકલો ખપી ગઈ, ને અમારા "કુમાર કાર્યાલય"માંથી થોડી છે તે ઉપડતી જાય છે, એમ તે ભાઇઓનો કાગળ હતો. પણ કોઈ માણસ, એ ચોપડીની નકલ ખરીદશે એમ, મેં પહેલેથી જ માન્યું ન હતું. એટલે, આપણને આપણામાં પૂરી શ્રદ્ધા ન હોય, તેથી સાહસ, પણ પડી ભાગે એવો વખત આવે. વળી એક કામ પૂરું થયા પછી, કામની મહત્તા ભૂલી જવાય છે, ને વિજયનો આનંદ પણ ચાલ્યો જાય છે. પછી તો "એમા કાંઈ નથી" એવી નિરાશા જ બીજા કામની પ્રેરક થઇ પડે છે. માણસની શક્તિ વધારવા ઈશ્વરે આ યોજના કરી લાગે છે. પણ એ યોજના હોય છતાં, જેવી રીતે આપણે જીવીએ ત્યાં સુધી મૃત્યુમા માની શકતા નથી, તેમ આ યોજના છે ને તેથી આપણામાં ખરી શક્તિ છે કે નહિ એ શ્રદ્ધા પણ આવતી નથી. એટલે જ્યાં સુધી બીજાઓ, ખુશામત કરવા ખાતર નહિ, પણ ખરેખરી વાત કરવા ખાતર, પોતાનો અભિપ્રાય ન આપે ત્યાં સુધી આપણો અવિશ્વાસ તો ચાલુ રહે જ છે, અહીં કેટલીક Second hand Books છે તેની દુકાનમાં એક દિવસ ફર્યો. રાઈડર હેગાર્ડ, કેનન ડોઈલ વગેરેનાં થોડાંક પુસ્તકો ૭ ૭ આનાની કિંમતે મળી ગયા.

× × ×

૧૩-૧૨-૨૪ ધી રીટ્રીટ : શાહીબાગ
અમદાવાદ

Balzac શેક્સપીયર જેવો જ Art ની દૃષ્ટિએ મનાય છે. પણ ઘણી વખત એવું બને છે કે દરેકના દૃષ્ટિબિંદુ સરખા ન હોય, એટલે એક સરખો આનંદ ન આવે. માણસ કરતાં, માણસના

હૃદયના ભાવો પારખવામાં, અને તેને શબ્દમાં ઉતારવામાં તે ઘણો સુંદર કર્તા મનાય છે.

*

૧૦-૫-૨૫, બુક હીન નૈનીતાલ

જે શેઠે યુગધર્મને આશ્રય આપ્યો છે તેનું પૂરું નામ નીચે પ્રમાણે છે

શાન્તીલાલ નરોત્તમદાસ

૧, વાલકેશ્વર રોડ, ચોપાટી, મુંબઈ

તેમનો પત્ર મારા પર હતો કૌમુદી મળ્યું છે મત્સ્યગંધાની નકલ તો મારી પાસે નથી મેં વાંચેલી ખરી મારે એક ચોપડીની જરૂર છે મણિલાલ નભુભાઈ કૃત "પ્રાણવિનિમય" ક્યાં મળે છે એ ખબર નથી એની કિંમત ૩ રૂ છે તમે મોકલી શકો તો વેચાતી લઈ Regd B P થી મોકલશો 'મોહિની વિદ્યા'—હીપ્નોટીઝમનું Translation તમે જોયું છે? જોયું હોય તો તે વિષે અભિપ્રાય દર્શાવશો.

*

બુકહીલ હાઉસ નૈનીતાલ

૧૨-૬-૨૫

ટૂંકી વાતો બને તો આ વર્ષમાં બહાર પાડવા વિચાર છે પણ લખેલી વાર્તાઓમાંથી માત્ર ૮ નું જ selection કરી, ૧૨ નવી ઉમેરવા વિચાર છે એટલે વખત જશે કદાચ વધારે પણ નખાય અમદાવાદ ગયા પછી ખબર પડે

પૃથ્વીશ જુલાઈની ૧૦મી સુધીમાં બહાર પડશે. એમ ચાંપશીનો કાગળ હતો

નવલકથાનું ક્ષેત્ર બરાબર હાથ આવે તો સ્વતંત્ર જીવન જેવું થાય પણ તેમ કરતાં ઘણો વખત લાગશે હવે બને તે ખરૂ

*

અમદાવાદ

૨-૮-૨૫

• ગુજરાત વાતો દીઠ ૨૦ રૂ આપે છે આ તમારી ખાનગી જાણ માટે છે અને વાર્તાનો હક્ક મારો છે એવો સ્પષ્ટ કરાર છે ગુજરાત મારફત મારી વાતો બહાર નહિ પડે ત્યારે પછી ત્યારે જ્યાંથી જ પગે તેવી ભાવના અત્યારે છે

*

ભદ્ર, અમદાવાદ

૧૬-૧૨-૨૫

મેં તમને વાત કરી હતી, તે પ્રમાણે વાર્તાઓ છપાવવા ગઈ છે કુમારમાં છપાશે. તેને માટે મંગાવેલો કાગળ ત્યાંથી આવ્યો છે તેના પૈસા, તમારી પાસે નીકળતી લેણી રકમ પરભારી ભરાશે એવી યોજના કરી છે તમારી પાસે શું નીકળે છે એ તમને ખબર, કારણ કે મેં હિસાબ રાખ્યો નથી એટલે જે રકમ નીકળતી હોય તે એક હપ્તામાં ભરવાની સગવડ હોય તો સારું, નહિંતર બે હપ્તામાં

— શાહ હીરાલાલ અમૃતલાલ

મંગળદાસ માર્કેટ— ચોથી ગલી ચોક

પ્રિન્ટીંગ પ્રેસ— ને ત્યાં ભરી દઈ રીતસર પહોંચ લઈ લેશો એટલે બીજા પૈસા મોકલવાનો મેળ કરવો રહ્યો

તમારે પહોંચ લેવાની ને આહીં કુમાર પર પહોંચ મોકલવાની જવાબ તુરત આપશો તથા વાર્તાઓ છપાય છે તે વિષે તમારી Business point ની કાંઈક સૂચના આપશો સુવર્ણમાળાના બીજા અંકમાં પણ પૃથ્વીશની જાહેરખબર જોઈ શકાશે

*

ભદ્ર. અમદાવાદ

૧૦-૧૦-૨૫

Publication માટે કોઈને કોઈ સજ્જન મળી જ રહેવાનો, માત્ર આપણું work ખરેખર Sound હોવું જોઈએ મારી વાર્તાઓ છપાવવાની વાતો ચાલે છે દરમિયાન બીજી સર્જક યોજના પ્રગતી થાય છે, એટલે બધું મોડું મોડું થાય છે Told to the Children series જેવી એક series કાઢવા પણ વિચાર છે

ઘણાં સ્વપ્નાં, અધુરાં સાધન, અને એકનો હાથ હા, નોકરી કેમ છોડી તે ઘણા વખતથી વિચાર હતો પણ તક હતી નહિ એક શ્રીમંતના અનેક આશ્રિતો હોય એટલે સ્પર્ધા અને ખટપટ હોય જ દરમિયાન, તક આવી ગઈ ખટપટ કરનાર

માણસે છેલ્નો પ્રહાર એમ અજમાવ્યો કે હુ મુખ્યત્વે વાર્તા લેખક હોઈ શિક્ષકના કામ માટે મારુ absorbing attention નથી, તે વાત બાઈએ ઉપાડી લીધી વાર્તાને ભોગે Service કરવા ઇચ્છા નથી એ જવાબ સાથે પેલી મળેલી તકનો લાભ લીધો હાન હુ સર ચીનુભાઇને ત્યાં મગના પગારે તે જ કામ પર રહી ગયો છુ

દ્વ્યીશ વિષે reviews તો ઘણા સુદર આવ્યા છે જો ખપી જાય તો બીજી આવૃત્તિ ઘણી સુદર કાઢવા વિચાર છે બરોડા લાઇબ્રેરીએ ૧૦૦ નકલો ઉપાડી ક્રાતિનાન હાલ કલકત્તામાં છે તણુખા વિષે ખરૂ વાતાવરણ તો તમને જ મુબઈમા ખબર પડે

*

એલિસબ્રીજ અમદાવા૦
૨૨-૩-૨૬

તણુખા તા ૧લી એપ્રિલે બહાર પડે કે વખતે ન પણ પડે અમે લગભગ પહોચી ગયા છીએ પણ હવે Night work લઇએ તો જ પહોચી શકાય થાય તે ખરૂ એ મોડો જશે તો પણ ૧૫મી એપ્રિલથી અપે મોડા નહી પડીએ અને સાહિત્ય પરિષદ્મા ત્રણ દિવસ દરમિયાન નામ નોંધી ઓછી કિમતે આપવાની યોજના તો કરીશુ જ હવે આહી શુ છે તે વિષે

અહી 'સાહિત્ય ઉત્તેજક સમાજ જેણે વીણા બહાર પાડ્ન તેની માગણી છે ૨૦ ટકા સોલ એજન્ટ દર માસે ૨૫૦ નકલ કે ૧૦૦ નકલ ઉપાડી ને પૈસા ભરવા અને સોલ એજ ટ કે પ્રકાશક તરીકે નામ છાપવુ આ છેલ્ની માગણી પ્રત્યે મને વાધો છે પહેલું તો ચોપડી એટની સાદી ને સુદર છપાણી છે કે તેમા સોલ એજન્ટ જેવુ કાઈ લખાને શોભા બગાડવી નથી બીજુ પ્રકાશક તો એ લોકો નથી જ એટને એ પણ ઠીક નથી લાગતુ વાતચિત ચાલે છે ને એકાદ અઠવાડિયામાં કોઈ Terms ચોક્કસ થઈ જશે દર માસે ૨૫૦ ઉપાડે એ પણ ઠીક નથી લાગતુ કારણ કે મારે પ્રિ ટીગ ચાર્જ જે તરત જ આપવો જોઇએ ને એ લોકો વાર જોવરાવે તે ઠીક નથી લાગતુ Review વગેરેની ગોઠવણ મારા ઉપર છે અને એ ઉપરાત જ્યાં હુ અગાઉથી જા ખ નો પ્ર ાધ કરી શકુ તે

હવે એ લોકોને આ કેમ પોસાય તે

એના મડળીના ૨૫૦ મેમ્બર્સ છે તે બધા એક એક લેવાના જ ને બીજે ફરવાવાળા ઉત્સાહી છોકરાઓ રહ્યા એટને તેમણે વીણાની ૫૦૦ નકલો કાઢી નાખી તેમ આની પણ ૪૦૦-૫૦૦ અમદાવાદમાં જ કાઢી નાખે તે પછી બીજે જાય આ એમની ગણત્રી છે પણ પ્રકાશક તરીકે તેમનુ નામ મૂકવા હુ ખુશી નથી તે વાધો છે

તમારો જવાબ આવ્યે હુ તેમને છેલ્નો જવાબ આપીશ માટે તમે વિચાર કરી તમારુ હિત જળવાતું હોય ને આપણો સબધ જળવાતો હોય તો જે તમને યોગ્ય લાગતુ હોય તો મોડામાં મોડો તા ૨૯ મી સુધીમાં જવાબ લખજો

હુ તમારા માટે મિત્રભાવે આટલુ કરીશ

(૧) ચોપડી પ્રગટ થવા પહેલા લાગતગથી આપી શકાય તેટલી જાખ

(૨) ચોપડી પ્રગટ થયા પહેલા, સાહિત્ય પરિષદ્ના ત્રણ કે ચાર દિવસ, તમારે ત્યા અગાઉથી નોધાવવાની ગોઠવણ અને તેમા કિમ્મતમા ફેર ને તેવી જા ખ પેમ્ફ્લેટ મારફત તે વખતે વહેચવાની

(૩) ૧-૮-૦ કે ૧-૧૨-૦ અથવા ૨ રૂ રહેશે એથી વધારે નહિ આવે

સાહિત્યપરિષદ દરમિયાન નામ નોધાવનાર પાસેથી ૦-૪-૦ ઓછા રહેશે ને તમારે પણ તે પ્રમાણે ભરવાના

(૪) પહેલી પાચસોના પૈસા અગાઉથી ને પછીના ૨૫૦/૨૫૦/૨૫૦/ના ત્રણ કે ચાર હપ્તા દરેક હપ્તો એક માસે ભરવાનો

(૫) ૨૫ ટકા કમીશન

તમે લખ્યુ હતુ કે બીજી ઓફર મળે તો તમને પૂછાવવુ એટને પૂછાવ્યુ છે વળી હુ પ્રકાશક

છું છતા કોઈ સસ્થાનું નામ થાય, એ મારી લાગણીને ધકકો પહોચાડનાર બાબત દૂર કરવાની પણ છે બાકી બીજા લાભ એ સસ્થાને મળત તેના કરતા તમને વધારે આપ્યા છે તે દેખીતુ છે એ ત્રિરગી ચિત્ર, ૧૦ સાદા ચિત્ર, ૨૫૦ પેઇજ કાચુ પૂઠુ ને સુદર છપાઈ આ ચોપડીનુ વિશ્વાસપાત્ર વર્ણન

એ ત્રિરગી લખ્યા છે પણ ત્રીજુ તૈયાર થવા મોકલ્યુ છે ને જો ટાઈમસર આવે તો ત્રણ જ કહેવાય

મને લાગે છે, તમને આખા Business મા નફો રહેવાનો સભવ છે

*

ઉત્તાકમડ, ૨૭–૬–૨૭

આ તણખાનુ પતી જાય તો બીજો ભાગ તુરતમા બહાર પડવાની તૈયારી કરુ જો કાતિનાન fail નહી થાય તો "તણખા" માટે ખોટ કાઇ નાહે જાય અને નફો નહિ રહે નફાનું કાઈ નહિ

તમને ખબર નહિ હોય પણ કાતિલાન બહુ બિમાર છે. લગભગ ભય જેવુ છે બચે ત્યારે ખરા!

એ મુશ્કેલીને લીધે છેલ્લા બે માસથી તણખાનું sale લગભગ બધ જેવુ જ રહેલ એને લીધે ખૂબ સહવુ પડશે તેમ લાગે છે જમનાદાસ વિષે તમારો ખરો મત દર્શાવજો હવેની બાકીની નકલો, વધારે કમીશનથી, પણ કોઈ સારા માણસને આપવાની ગોઠવણ કરવી પડશે એમ લાગે છે આ વાત હજી ખાનગી હોઈ તમારા પૂરતી જ લખી છે .

*

ખાનપુર,
અમદાવાદ ૧૮–૮–૨૭

કાતિનાન Last stateમા છે એમના ફાધરનો કાગળ હતો એટલે તણખાની તેમની પાસે રહેલી કોપી ને વેચાણમા ખૂબ ગેરવ્યવસ્થા થઈ ગઈ છે આમાથી ઉગરી જવા માટે મે જમનાદાસને મારી પાસેની ૨૫૦/ કોપી લઇ લેવા જણાવ્યુ છે તેની શરતો ઘણી આકરી છે પણ હવે જે ગેરવ્યવસ્થા થઈ ગઇ તેને પરિણામે એ વાત સ્વીકાર્યે છૂટકો તે પ્રમાણે તેને લખ્યુ છે



આચાર્ય હેમચદ્ર જૈનધર્મમા બહુ મોટા વિદ્વાન થઈ ગયા એક ભકતે પોતાની સ્ત્રીએ કાતેના જાડા સૂતરમાથી વણાવેલુ કોરુ પાણકોરુ આચાર્યજીને ભેટ ધર્યું આચાર્ય હેમચદ્ર ગુજરાતના રાજા કુમારપાળના ગુરુ હતા આચાર્યજી જ્યારે પાછા પાટણ આવ્યા, ત્યારે કુમારપાળ તેમ જ બીજા રાજાઓ તેમનું સ્વાગત કરવા સામા આવ્યા પરતુ આચાર્યશ્રીને ખડબચડી જાડી ખાદી ધારણ કરેલા જોઇને કુમારપાળે કહ્યુ , "ગુરુજી, આપ મારા ગુરુ છો આપ આવુ જાડુ કપડ ધારણ કરો એ તો મારે માટે લાજી મરવા જેવુ છે! આચાર્ય હેમચદ્ર બોલ્યા "તારા રાજ્યમા તારી પ્રજા કગાળ દશામા માડ-માડ પોતાનુ પેટ ભરે છે અને અગ ઢાકે છે એનાથી તુ નથી લાજી મરતો ? અમારા જેવા સાધુને શુ ? અમારે તો આવાયે લૂગડા ક્યાથી હોય ? અમને તો જૂના ફાટેલા તૂટેલા વસ્ત્ર પણ ચાલે બીજા માણસો ઉપર આસક્તિ તો ન જ રાખીએ અને પોતાના દેહની પણ અમે ચિતા ન કરીએ ભમરો જેમ એક પણ ફૂલને કોચ્યા વિના અનેક ફૂલ પાસે ભમીને પોતાનુ પેટ ભરે છે તેમ અમે પણ ઘેર ઘેર ભિક્ષા માગીને પરોપકારાર્થે દેહ ગાળીએ છીએ

ઉપયોગી પ્રકાશન બહાર પડ્યુ છે અને તે ડૉ. શશિન ઓઝાનું મધ્યકાલીન આખ્યાનો ઉપર કુડીબંધ સંશોધનો થઈ રહ્યાં છે અને અભ્યાસીઓ તેમજ નિબંધકારોને તેમાં વિપુલ સામગ્રી મળી રહે છે ડૉ. શશિન ઓઝાનો આ મહાનિબંધ આઠ પ્રકરણમા આખ્યાન વિષે સર્વગ્રાહી દર્શન કરાવે છે પ્રથમ બે પ્રકરણમા વૈદિક અને અનુવૈદિક સાહિત્યમા આખ્યાનની પ્રણાલીનો પરિચય આપીને ત્રીજા પ્રકરણમા ગુજરાતી સાહિત્યમા આખ્યાન પ્રકાર વર્ણવ્યો છે અને મહત્ત્વના આખ્યાનકારો નરસિંહ ભાલણ નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ, પ્રેમાનંદનો દીર્ઘ પરિચય ચોથાં પ્રકરણમા આપેલ છે છેલ્લાં ચાર પ્રકરણોમાં "આખ્યાનનું સ્વરૂપ, બંધારણ" "આખ્યાન અને નિરામાં' 'પ્રભાસ્થાનો અને તેની માવજત" અને 'તાત્કાલીન સાહિત્ય અને સંસ્કાર'ની છણાવટ કરવામા આવી છે શ્રી ઓઝા વર્ષોથી પુનામા રહે છે તેથી મરાઠી સાહિત્યનો પરિચય પણ તેમને લાધ્યો છે અને ઉપસંહારમા તેમણે મરાઠી કીર્તન સંસ્થાનો ઉલ્લેખ કરી લીધો છે તે પ્રાસંગિક બની રહે છે સાહિત્યના સ્વરૂપના અભ્યાસીઓ માટે પુસ્તક ઘણું કીમતી છે

*

જીવનવહેવારમાં ઝીણીમોટી મુશ્કેલીઓ તો હંમેશ હોવાની જ! એ મુશ્કેલીઓનો સમજપૂર્વક સામનો કરી માર્ગ કાઢવો જ રહ્યો! અગર મુશ્કેલીઓ જોઈને નાસવા માંડીશું તો તે બમણા જોરથી પાછળ પડશે અને વધારે પરેશાન કરશે. પણ જો મક્કમતાથી એનો સામનો કરીશું તો તે પીછેહઠ કરી પોબારા ગણી જશે

આ સંબંધમાં સ્વામી વિવેકાનંદનો એક સરસ મજાનો પ્રસંગ છે એમના જ મુખેથી એ સાંભળીએ

'એક વાર કાશીમા હું એક સ્થળેથી પસાર થતો હતો, ત્યાં એક બાજુ પાણીનું મોટું તળાવ હતું અને બીજી બાજુ કોઈની ઊંચી દીવાલ હતી એ જગ્યાએ ઘણાં વાંદરા ભેગા થયા હતા કાશીના મોટા વાંદરા હિંસક પશુ જેવા હોય છે કોઈ કોઈ વાર તેઓ ખૂબ હેરાન કરી જાય છે એ વાંદરાઓએ કેમ જાણે મને ત્યાંથી પસાર ન થવા દેવો એમ નક્કી કર્યું! દાંતિયા ચિચિયારી કરી તેઓ મારા પગે વળગવાનો પ્રયાસ કરવા લાગ્યા!

તેઓ મારી નજીક આવ્યા એટલે મેં દોડવાનું શરૂ કર્યું! પણ હું જેમ વધારે ઝડપથી દોડતો ગયો તેમ વાંદરાઓ પણ ઝડપભેર પાછળ પડયા અને મને કરડવા આવ્યા! એમનાથી છટકવાનું મને મુશ્કેલ જણાયું! પણ તે જ વખતે એક અજાણ્યો માણસ આવી ચડ્યો તેણે મને બૂમ પાડીને કહ્યું સાધુ મહારાજ! દોડશો નહિ! વાંદરાઓની સામે થાઓ!

હું તરત જ પાછો ફર્યો—અને જેવો વાંદરાઓની સામો થયો કે તરત જ તેઓ ખમચાઈને પાછા હઠ્યા અને એક પછી એક ભાગી ગયા!'

માણસની જિંદગીમા, મુશ્કેલીઓનું પણ આવું જ છે! ઘણીની મુશ્કેલીઓનો દડો મોટો લાગે તો પૂર્વકલ્પિત ભય અને ચિંતાના હવાથી જ ફૂલીને દમ્ભેલ થયેલો હોય છે! જરાક હોશિયારીથી હવા કાઢી નાખો કે દડો એકદમ નરમ! સંસારમા આના જેવી ગમ્મતભરી બીજી કોઈ વાત નથી!

તો, આડે આવતા અંતરાયો અને વિરોધી તત્ત્વોનો સાચી રીતે નૈતિક બળથી અને પૂરી તાકાતથી મુકાબલો કરીએ! એવી હાનાકી કે હેરાનગતિથી જ્યારે આપણે ભાગતા નથી ત્યારે તે વાદળાઓની જેમ નગ્ન બની આરતે રહીને વિખરાઈ જાય છે

અને આમ કરી આખરે તો પડકાર કે સામના દ્વારા શક્તિમાં થવાનો જ મોઘપાર રાખવી જાય છે સામનો કરવાની શક્તિ હંમેશા અંદરથી, પોતાની જાતમાથી જ પ્રગટ છે ક્યાય બહારથી નથી આવતી આ દૃષ્ટિએ જોઈએ તો મુશ્કેલીઓ જીવનની બાધક નહિ પણ સાધક છે, જીવનનું જોમ અને ખમીર વધારવા માટે છે એટલું હૃદયમા કોતરી રાખીએ! —રતિલાલ સો. ભાવસાર

શ્રી. મહિલકજી. કૃત
અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ.... | ૧-૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન ... | ૧-૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા.... | ૦-૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા.... | ૦-૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા.... | ૦-૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા.... | ૦-૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦-૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦-૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા.... | ૦-૧૫ |

# વૈષ્ણવજન

સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક—જુલાઈ : ૧૯૭૦


નાની નવ વર્ષની રૂપા ચાચાજીને છેલ્લે મળી નથી શકતી પણ એને રડવાનું આવે છે અને દાદાજીને પગે લાગે છે એવું ચિત્ર દોરી દાદાજીને મોકલે છે. સાથે પત્ર લખી કાલીઘેલી અંગ્રેજી ભાષામાં ચિત્રનું વર્ણન કરે છે.

૨૫–૬–૧૯૭૦ના રોજ એટલે કે મૃત્યુના ફક્ત ૧૯ દિવસ અગાઉ દાદાજી પોતાના જ હસ્તાક્ષરમાં લખે છે.

*My very dear Ruparani,*

*Thanks for your loving letter and your beautiful Sketch. I have shown them to most of my friends who visit me We all felt very happy....*

*With my deep love to you all* *from DADAJI*



# વૈષ્ણવજન

વર્ષ : ૯ ] જુલાઇ – ૧૯૭૦ , [ અંક : ૪


## અનુક્રમણિકા ,







સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઇ શકાય છે.

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

[લેખકોને]

વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

* લખાણ સાફ મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [ રસ્તાનું ] ૮ રૂપિયા
પરદેશમાં મોંઘા શિલિંગ


"વૈષ્ણવજન"
૨-રામકૃષ્ણનગર
રાજકોટ-૨



, પ્રકાશક, મુદ્રક, માલિક ,ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ

# વૈરાગ્ય સાધના

'હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને!' એમ એક કવિએ કહ્યું જ છે. હરિનો મારગ એટલે જ વૈરાગ્યનો 'માર્ગ'. વિમાનમાં પ્રવાસ માટે માણસ ટિકિટ લેવા જાય છે ત્યારે તેને પોતાની તંદુરસ્તીનું પ્રમાણપત્ર આપવું પડે છે.

અને વિમાનમાં ઊડ્યા પછી! ત્યારે પણ *વૈરાગ્યભાવનાનો પાઠ ચાલુ જ રહે છે.* મુસાફર જેમ ઉપર ને ઉપર, પૃથ્વીથી દૂર ઊડે છે ત્યારે તેને લાગે છે કે, જે બધી વ્યક્તિઓ કે વસ્તુઓ સાથે મોહ-માયાની સાંકળોથી સંકળાયો છું તેનાથી મારે મુક્ત થવું જોઈએ. આકાશમાં ઉડતાં તેને પૃથ્વીનાં ઊંચાં નીચાં સ્તરો નથી દેખાતાં. ઊલટું, તેને એક જાતની સમાનતા દેખાય છે. એવી સમાનતાના ભાવથી પ્રત્યેક વાત ને ઘટના-બિનાને વિચારવાં જોઈએ, એવો વિચાર સાધકના મનમાં જન્મે છે. બીજું આકાશના આકર્ષણથી તે મુગ્ધ થાય છે, વિરાટ સત્યના દર્શનથી સાધક મુગ્ધ થાય તે જ પ્રમાણે. તે પૃથ્વીને ઉપરથી, દૂરથી જુએ છે, તેથી તે અત્યંત સુંદર દેખાય છે, તેને કળાકારની જેમ એક 'પર્સપેક્ટિવ' (એક એવી દૂરની દૃષ્ટિ, જેમાં સંપૂર્ણતાનો, સમગ્રતાનો કે સમન્વયનો અનુભવ થાય છે જેથી જે કોઈ દૃશ્ય નજરે પડે છે તે સુંદર દેખાય છે) મળી જાય છે અને વૈરાગ્ય-સાધના એક જાતનો પર્સપેક્ટીવ જ છે ને? વૈરાગ્યની સાધના એટલે એક એવી દૃષ્ટિની કેળવણી, જેમાં જીવનની સંપૂર્ણતા (પૂર્ણ ઇદમ્!) ની ઝાંખી સાધકને થાય છે. દૃષ્ટાંત રૂપે મુસાફરો જુદા જુદા દેશના ધર્મોના, જુદી જુદી રીતભાતવાળા હોય છે, પણ વિમાનમાં મુસાફરી કરતાં આ બધા ભેદભાવો ભૂલાઇ જાય છે—ફક્ત મુસાફરી-કાળમાં

પણ વિમાન તો એક ભૌતિક સાધન છે, અને વૈરાગ્ય સાધના એક આધ્યાત્મિક તત્ત્વ! પણ આવી જ રીતે બધાં વિજ્ઞાનજનિત સાધનોનો ઉપયોગ આધ્યાત્મિક દૃષ્ટિથી અને ભાનથી કરવામાં આવે, તો વિજ્ઞાન પણ આત્મજ્ઞાનનું એક અગત્યનું અંગ બની જશે. અને સાધક તો ત્રણ પગથિયાંથી જ તો સત્યના મંદિરમાં પ્રવેશ કરી શકે છે એ ત્રણ પગથિયાં તે જ્ઞાન, વિજ્ઞાન અને આત્મજ્ઞાન. પણ આશ્ચર્યની વાત તો એ છે કે એ પગથિયાં ચઢ્યાં પહેલાં તેણે 'હું નાદાન છું' નું ભાન એટલું તો કેળવવું પડે છે કે નમ્રતા તેનો સ્વભાવ જ થઈ જાય છે. અને નમ્રતા જ તો સાધકનો એક સાચો શણગાર છે.

'કર લે સિંગાર! ચતુર અલબેલી!
સાજન કે ઘર જાના હોગા!'

—ગુરુદયાલ મલ્લિકજી





# રંગ રૂપ રેખા

## મધુ કોઠારી

અચાનક અંધારા ખૂણામાં મેં નજર કરી અને રંગના ચોસલાં દેખાયાં. અમદાવાદના સંસ્કાર-કેન્દ્રના પ્રદર્શન-કક્ષમા મારી નજર ગઇ હતી. પ્રદર્શનના નિશ્ચિત સમયની બહાર હું અનાયાસે ત્યાં જઇ પહોંચ્યો હતો. સંસ્કાર-કેન્દ્રની ઉપલે માળે આવેલી ઓફિસમાં જતાં મને ચિત્ર-પ્રદર્શનું સુભગ દર્શન થયું. ઝીણી આંખે જોતાં નીચેના અક્ષરો નજરે પડ્યા. 'સ્થાનિક ચિત્રકારોના ચિત્રોનું પ્રદર્શન'. મારા મનમાં ધમધમાટ થવા માંડયો. નહીં ધારેલી રંગોની મહેફિલમાં હું સામેલ થઈ ગયો. એટલા મોટા પ્રદર્શનના ઓરડામાં હું એકલો જ હતો. બહુ વિચિત્ર છતાં રમ્ય અનુભવ હતો વળી, પાછું થોડું થોડું અંધારું ! છતાંય ચિત્રો માણવાનો આનંદ અનેરો હતો. સમગ્ર ચિત્રે અત્યારની એબસ્ટ્રેક્ટ પદ્ધતિનાં હતાં. કોઇક પંખી ઊડતું ઊડતું જતું હોય અને અચાનક અણધારેલા સ્થળેથી ખેતરના મોલની વાસ આવે અને તેની ચાંચ ભીની બને તેવુ મને થયું. મનની સંવેદન પંખિ ઝડપભેર વીંઝાવા માંડી.

શ્રી. શિવ પંડ્યાના ચિત્રે ખૂબ આકર્ષિત કર્યો, એમના ચિત્રમાં માધ્યમની નવીનતા ધ્યાન ખેંચનારી હતી. દૈનિક પેપરનાં બીબાં ઢાળવાના કાગળમાંથી તેમણે ભાવાયોજન કર્યું છે. માધ્યમ નવું હોવાને કારણે Paintingને નવું પરિમાણ મળે છે, Relief Structure ઊભું થાય છે અને ભાવક કંઇક નવું પ્રાપ્ત કરે છે. અક્ષરોની દુનિયામાં રંગોનું પ્રસારણ અલૌકિક સંયોજન ઉત્પન્ન કરે છે. અક્ષરોના નગરો જાણે દરિયામાં તરતાં થઈ ગયાં હોય તેમ જણાય છે. શ્રી. પંડ્યાની કૃતિ આમ પ્રદર્શનની સીમા ચિહ્ન રૂપ હતી.

શ્રી. સાગરા જેટલા પ્રયોગશીલ કલાકાર કદાચ હોઇ નહીં હોય આ વખતે પણ મેં તે અનુભવ્યું. એમની કૃતિ જોતાં જ પ્રયોગ કરવાની એમની મથામણ એમાં જણાઇ આવી. તાંબાના પતરાને કે તાંબાની થાળીને જડી દઈને તેની ઉપર તારની ચૂંક લગાડી સૂર્યને સાક્ષાત્કાર કર્યો છે, એમાં જ એમનું કતૃત્વ ધન્યતા અનુભવતું જણાય છે. સૂર્યનું Primordial Image આ રીતે વિનિયોગ પામતું સૌથી પ્રથમ મેં જોયું. આદિ-માનવ ગુફામાં સૂર્યનાં ચિત્રો દોરતો. એ સૂર્ય નો theme હજુ પણ ચાલુ જ છે અને ભિન્ન ભિન્ન માધ્યમમાં, પરિમાણમાં અને સ્થલાયોજનમાં આકાર પામે છે.

શ્રી. સાગરાનો એ સૂર્ય એમના આખા Painting ની કલગી રૂપે શોભે છે અને એને કારણે જ તેનાં અન્ય અંગોમાં પણ ભાવ-સ્પંદનો જાગે છે, *Gestalt* ઊભું કરવામાં સફળ થાય છે.

બિન્દુ પરેલનું Painting નાનકડું હોવા છતાં ભાવક ઉપર અસર કરી જાય તેવું હતું. આ ચિત્ર જોતાં તેઓ હજુ કંઇક નવું સિદ્ધ કરી શકશે તેવી આશા જન્મે છે.

બીજાં અન્ય ચિત્રોમાં રંગનાં માત્ર ભાવવિહોણા ચોસલાં હતાં. કેટલાકમાં ચવાઇ ગયેલી રૂપ-રચના અને technique હતી. એક ચિત્રકારે આખા Canvas ઉપર માત્ર બે રંગના સમૂહો રજૂ કરીને Abstract

Colourist થવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો છે. તો કેટલેક સ્થળે Myth નું પ્રભાવહીન સંક્રમણ થયું છે. ગુજરાતના કલાકારો Neo-formalistic modes ઉપર જઈ પહોંચ્યા છે, તેનો આ પ્રદર્શન પૂરાવો આપે છે. પણ એક પ્રશ્ન થાય છે કે શું આપણે હવે રંગ અને કોલાજ પદ્ધતિનો જ ઉપયોગ કર્યા કરીશું ?

Neo-nightની નળીકાઓના રચનાકારોમાંથી હવે જે કૃતિઓ બનાવવામાં આવે છે અને Painting માં રંગો વહેતા હોય તેવા આભાસથી જે Dynamic Element ઉભેરીને Luminical Artનું અન્વેષણ કરવામાં આવ્યું છે, તેવું કે તેના પ્રકારનું કૃતિ-નિર્માણ આપણે ક્યારે કરીશું? રંગોને સ્થૂલ ઉપયોગોમાંથી છૂટા કરીને Staticના પાંજરામાંથી છૂટા મૂકી મુકત સર્જનાત્મક સબંધો ક્યારે સર્જીશુ ? એક જ પ્રકારની પદ્ધતિ, માધ્યમ અને Settingsથી ભાવક હવે ઉબાઈ ગયો હોય તેવું નથી લાગતું ?

## ટકોર

થોડા સમય પહેલાં પીકાસોએ એક બેંકના અગ્રભાગ માટે શિલ્પ તૈયાર કર્યું હતું. શિલ્પ એબ્સ્ટ્રેકટ રીતિનું હતું. શિલ્પને Unveil કર્યું નહોતું અને માત્ર બાહ્ય-



આકારોની જ ઝાંખી થતી હતી, તે જોઇને પણ સમગ્ર શહેર ઝોલે ચડયું હતું. જાણે કોઇ મહાન બનાવ બનવાનો ન હોય તેમ વાતાવરણ જાગ્યું હતું. બેંક માટે આર્થિક પાસાં કરતાંય શિલ્પની કીમત ઘણી હતી. બેંકના કર્મચારીઓને માટે શિલ્પન્યાસનો વિધિ અનેરો હતો.

જ્યારે સામાન્ય જનમાં આટલો ઉત્સાહ હોય ત્યારે કલાવિવેચકો માટે તો તે વિરલક્ષણ બની જ રહે તે સ્વાભાવિક છે. વિવેચકો શિલ્પમાંથી કયા અર્થ પ્રગટે છે તે તારવવા તત્પર હતા.

આપણા દેશમાં આવી ઘટના બને છે ખરી ? જાહેર મકાનોમાં કે જાહેર સ્થળોએ આવાં શિલ્પ આપણે મૂકીએ છીએ ખરા ? અરે, આપણા ખાનગીઘરોના બગીચાઓમાં પણ તેમનું સ્થાન સ્વીકારીએ છીએ ખરા ? હા, AIR – INDIA કોઇક MURALS મૂકે છે અને હવે કેટલાંક S. T. STAND માટે આવી કૃતિઓ તૈયાર થાય છે ખરી, પણ સામાન્ય જનતા તો જાણે એની નોંધ પણ લેતી નથી. અરે, કલારસિકજનની નજર પણ એમના ઉપર જતી હશે ખરી ? જતી હોય તો તેની ચર્ચા તો ચગવી જોઇએ ખરીને ?

'આશુતોષ'

## ઇ. એમ. ફોર્સ્ટર

વયસ્ક સાહિત્યકાર ફોર્સ્ટરને યાદ કરવાનું ભારતવાસીઓનું પ્રયોજન તેણે આ દેશ, દેશવાસીઓ, અને તેમની ઝંખનાને પોતાની એક નવલકથામાં કલાને તાંતણે વણીને જગત સમક્ષ મૂકયાં તે કારણે અધિક છે. સર્જક તરીકે તેની કલાનો ઉન્મેષ, અન્ય સમકાલીનોની સમકક્ષ રહ્યો છે. કોઇ વિરલ સિદ્ધિ તેને પક્ષે નથી. છતાં તેના સર્જનમાં જીવનનો મર્મ પ્રગટ થાય છે, જીંદગી પ્રત્યે તેની દષ્ટિ એક માનવતાના ચાહકની છે, સહૃદયી ફિલસૂફની છે. જીવનમાં કરુણા છે ત્યાં તેણે આંસુ સાર્યાં છે, કટાક્ષ પણ વેર્યો છે. તેણે નિખાલસ એકરાર પણ કર્યો છે કે જગત ઉપર ઉપકાર કરવા તે સર્જન કરતો નથી–સર્જન તો પૈસા કમાવા અને જેઓ તેના પ્રત્યે અદબ રાખે છે તે ઋણમુકત થવા માટે જ કલમને ખોળે માથું મૂકયું છે. થોમસ હાર્ડીની જેમ ફોર્સ્ટરની અભિવ્યકિતમાં ભારોભાર સચ્ચાઇનું દર્શન થાય છે તેની ટૂંકી વાર્તાઓ કલાની કસોટીએ એટલી ગુણવત્તા ધરાવતી નથી જેટલી શૈલી ઉપર કાબૂ ધરાવતી તેની અપ્રતિમ હથોટીની. જે વિષય ઉપર લખતા અન્ય સર્જકને નિષ્ફળતા મળે ત્યાં ફોર્સ્ટર ગજબ ખીલી ઊઠે છે, અને કલ્પનાના ઉડ્ડયનમાં વાચકને એટલે દૂર ઘસડી જાય છે કે તેનો ખયાલ ભોકતાને વાર્તા પૂરી થયે જ આવે છે. મનોવિશ્લેષણ અને માનવીના અંતઃસ્તલમાં રમતા ભાવોનું નિરૂપણ કરવામાં તે એકકો છે. મુંબઇ યુનિ.એ પાઠયપુસ્તક તરીકે તેની વાર્તાસંગ્રહને પસંદ કર્યો છે તે બધી જ વાર્તાઓ પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાંની છે. પણ વિષયને કેન્દ્રમાં રાખી, ફોર્સ્ટરની શૈલીનો અભ્યાસ કરવાથી તેની સર્જકતા માણી શકાય છે. 'મી. એન્ડ્રુઝ' વાર્તામાં બે આત્માઓ સ્વર્ગની મુલાકાતે જાય છે પણ પૃથ્વી ઉપર ન હોય એવું કોઈ વિશિષ્ટ તત્ત્વ ત્યાં નજરે પડતું નથી અને નિરાશ થાય છે. 'ધી પોઇન્ટ ઓફ ઇટ'માં વસ્તુસંકલના શિથિલ હોવા છતાં મુખ્ય નાયક માઇકલને આંખ મીંચેલી રાખીને જ મૃત્યુ ભણી ધકેલી દીધો છે કેમકે તેના પોરિયાના પોરિયા તેને મરેલો માની જે ઉદ્‌ગાર કાઢે છે, પોતાના જ સંતાનો જે ધિક્કાર શબ્દ મારફત વહાવે છે ત્યાં જ તેને જીંદગી વિષેનો ભ્રમ ભાંગી જતો દેખાય છે. 'એ પેનિક સ્ટોરી'. નિરૂપણશૈલીનું સુંદર દષ્ટાંત છે; મનમાં ભય પેસી ગયો હોય ત્યારે માનવમનની અભિવ્યકિત તેની બોલચાલમાં અને વર્તનમાં જે સ્પંદનો જગાવી જાય છે તેનું સૂક્ષ્મ પૃથક્કરણ કરે છે. "ધી મશીન સ્ટોપ્સ'માં વેલ્સની રીતે વૈજ્ઞાનિક રજૂઆત કરી છે પણ ત્યારપછી આધુનિક વિજ્ઞાન વાર્તાએ વધુ ક્ષિતિજો સર કરી છે. 'ધી રોડ ફ્રોમ લુકાસ'માં વયોવૃદ્ધ માનવીની મનસ્થિતિનું માનસશાસ્ત્રીય આલેખન છે. ફોર્સ્ટરની વાર્તાઓ એક વાત સાબીત કરે જ છે કે તે શૈલીનો સ્વામી તો છે જ–વિષય પ્રત્યે વાચકને પૂર્વગ્રહ ન હોય એટલું તે માગી લે છે.

## જહોન ગંથર

પત્રકાર તરીકે, એક સાહિત્યકાર જેટલી નામના મેળવી જનાર સ્વ. જહોન ગંથર માત્ર અમેરિકાના નહિ પણ 'વિશ્વમાનવ' કહી શકાય તેવા પ્રવાસી પત્રકાર હતા. જે તે દેશનો અલપઝલપ પ્રવાસ કરી ઉપલકિયું લખવાની ટેવ તેમને હતી જ નહિ; તેમની ગરૂડદષ્ટિ દરેક રાષ્ટ્રની નાડ પારખવામાં કામે લાગી જતી; જગતના રાજકારણનો–ઇતિહાસનો–ભૂગોળનો તેમનો ઊંડો અભ્યાસ વર્તમાન પ્રવાહોના સમીક્ષા કરવામાં તેમની મદદે આવતો. 'ઇનસાઇડ' સીરીઝના તેમના સાત ગ્રંથો વિશ્વના દેશોના વર્તમાન રાજકીય વહેણો આંખે દેખ્યો અહેવાલ પૂરો પાડે છે. આઇઝનહોવર, મેકઆર્થર અને રૂઝવેલ્ટ ઉપર પણ તેણે પુસ્તકો લખ્યાં છે. બાળકો માટેનાં

ત્રણ પુસ્તકો ઉપરાંત એક નવલકથા પણ તેમને હાથે લખાયાં છે. સચોટ વર્ણન કરવાની અને શબ્દ ચિત્રો દ્વારા વ્યકિતઓનું રેખાંકન તેમની અજોડ શૈલીને પ્રતાપે જ તેઓ જગવિખ્યાત બન્યા. લઇ ફિશરની જેમ જહોન ગંથરની પ્રતિભા આંતરરાષ્ટ્રીય હતી.

## દૂધ કે પાણી ?

પાણીનો પ્રશ્ન હલ કરવામાં દૂધ ઉપકારક બની શકે તેમ છે અને ચોથી યોજનામાં આણંદના ડૉ. કુરિયનની અતિ મહત્ત્વાકાંક્ષી યોજના 'ઓપરેશનફલડ' સંભવતઃ પાણીનાં નહીં પણ દૂધનાં પૂર રેલાવશે અને તેના રેલાઓ મુંબઈ, દિલ્હી, કલકત્તા અને મદ્રાસને ભરડો લઇ ત્યાંના નગરજનોને ગૂંગળાવી દેશે. પ્રથમ દષ્ટિએ વિચારતાં આ યોજના વાસ્તવદર્શી લાગે છે. દૂધનાં કેન્દ્રો એટલે ઉત્પાદન કેન્દ્રો ગામડાઓમાં (મહેસાણા, ખેડા, આણંદ) રાખવાં જ્યારે વિતરણ કેન્દ્રો ભલે શહેરમાં હોય. ભારતની ગાય અથવા ભેંસ દુનિયામાં સૌથી ઓછું દૂધ આપે છે તેને વધુ દૂધ આપતી કરવી; વળી આજે ઢોર વસુકી જાય ત્યારે કતલખાને મોકલાય છે, શહેરમાં તો ઢોરનો નિભાવ શકય નથી. માણસોને રહેવા જગ્યા નથી ત્યાં ઢોરને કયાં રાખવા આ જટીલ પ્રશ્નોનો ઉકેલ ડૉ. કુરિયનની યોજનામાં છે. વળી ગામડામાં ઢોરના ઉછેર-ઉપરાંત ઓલાદ સુધારવાના પ્રયત્નો-વાછડુનો નિકાલ ઇત્યાદી પ્રશ્નો હલ કરવામાં મુશ્કેલી નડે નહિ; મોટાં તબેલાઓ ગ્રામ્ય વિસ્તારમાં ખુશીથી નભાવી શકાય. વળી વાહનવ્યવહારની સગવડ આજે એટલી ઝડપી છે કે આ બધી ઉપજ સરળતાથી ચારે તરફ પહોંચતી કરી શકાય. મુંબઇગરાને ડેરીના દૂધ માટે સવારે પાંચ વાગે ઉઠીને લાઇનમાં ઊભા રહેવું પડે છે; દૂધનું નવું કાર્ડ જોઇતું હોય તો મળતું નથી, દૂધ માટે ભારતના ચાર મોટાં શહેરોની કફોડી હાલત છે. દૂધને માટે બજાર તો એટલું વિશાળ છે કે ગમે તેટલું દૂધ ઉત્પન્ન થાય તો આ શહેરો તે હોઇઆ કરી જાય. હવે સવાલ રહ્યો ગાય અને ભેંસોની ઓલાદ સુધારવાનો, અને વધુ દૂધ આપતી કરવાનો. તેને માટે વૈજ્ઞાનિક ઉપાયો તેમજ પોષણયુક્ત આહારોની યોજના તૈયાર છે. ક્રોસ બ્રીડીંગ તેમજ કૃત્રિમ બીજ દ્વારા ઓલાદ સુધારી શકાય છે.

વિટામીનયુક્ત પોષણવાળો આહાર બનાવવાની ફેકટરીઓ ઊભી થવા માંડી છે. ડેરી ઉદ્યોગમાં જરૂરી મશીનરી, સ્ટેઇનલેસ રેફ્રીજરેશન હવે દેશમાં બને છે અને પરદેશથી આયાત કરવાની પરાવલંબિતા રહી નથી. વર્લ્ડ બેન્કના નિષ્ણાતો પણ યોજનાને ચકાસી ગયા છે અને લીલી ઝંડી બતાવતા ગયા છે. ચોથી યોજનામાં ડેરીઓના ઉદ્યોગને રાષ્ટ્રીય સ્તર પર લઇ જવા સ્વતંત્ર નિગમની સ્થાપના થઈ છે. દૂધની આઇસ્ક્રીમ, મીઠાઈ માટે માવો, માખણના પેકેટો, ઘી, ક્રીમ, દૂધની દહીંની-છાશની તૈયાર પોલિથિન થેલીઓ—ટૂંકમાં હરિયાળી ક્રાંતિની પેઠે જ્યારે આ શ્વેતક્રાંતિના પરિણામો ભારતવાસીઓ જોશે ત્યારે....

...ત્યારે પાણીનો પ્રશ્ન એટલે કે પીવાના પાણીનો પ્રશ્ન સાથોસાથ ઉકેલાઈ ગયો હશે. આજે પણ જેસલમેર બાજુ લોકો પાણીને બદલે દૂધ પીએ છે કેમકે પાણી ત્યાં મળતું નથી અને થરપારકર બાજુની ગાય ટંકે અધમણ દૂધ આપે છે એટલે ત્યાંના લોકો દૂધની શીશી સાથે રાખે છે. નાનાં છોકરાં તો દૂધની શીશી પીએ એ તો સમજ્યા, પણ મોટાં પણ શીશી પીએ પાણીને બદલે. એટલે પાંચ વર્ષમાં કચ્છ, સાબરકાંઠા, અને ઝાલાવાડના પાણીની ટાંચ અનુભવતા નગરજનોને હવે આ દુઃખ બહુ ઝાઝા દિવસ જોવાનું નથી. પાણીને બદલે દૂધ માગતાં હાજર થશે, અને ભાઇને નવરાવતાં દૂધ રેડતા જવાનું અને હાલરડું ગાવાનું.

"ભાઇ મારો ડાહ્યો, દૂધે દૂધે ન્હાયો !"

—અને ત્યાર પછી પાંચમી પંચવર્ષીય યોજનામાં પીવાના પાણીનો પ્રશ્ન આમેજ કરાશે. અસ્તુ.

## અશાંત બંગાળ

પશ્ચિમ બંગાળનો અંજપો દિનપ્રતિદિન વધી રહ્યો છે. હિંસાના બનાવો બનતા જ રહે છે. નક્સલવાદીઓ પોલિસને પણ છોડતા નથી. ખૂનની ધમકીઓ તો રોજંદી થઇ પડી છે. ત્યાંનું જાહેરજીવન ભયભીત અને અસ્તવ્યસ્ત થઇ પડ્યું છે. ધર્મવીરની

પેઠે પવન સામે પણ પુણ્યપ્રકોપ ઠલવાતો રહે છે અને તેમને પાછા બોલાવવાની માગણી ઊભી જ છે. બંગાળ શાંત પડે તેમ લાગતું નથી. બંગાળી મિજાજ કાંઇક જુદો જ છે. અને એટલે જ સરકાર પરિસ્થિતિનો કયાસ કાઢવામાં વધુ ડહાપણ જુએ છે. ઉતાવળથી બંગાળનો પ્રશ્ન પતે તેમ નથી. સૌ સૌની રીતે ધમપછાડા કરી લ્યે, આકુળ થાકી જશે, લોકો પણ યુનાઇટેડ ફ્રન્ટથી વિમુખ બનશે—નક્ષલવાદીઓ પોતાની મેળે આંખે થાશે, આવી કાંઇક ગણતરી કેન્દ્રની લાગે છે.

બંગાળના ૧૬૦ કારખાનાં બંધ પડ્યા છે. મજૂરો બેકાર છે. મૂડીપતિઓ કારખાના અન્યત્ર ખસેડવાનું વિચારી રહ્યા છે. ઔદ્યોગિક અશાંતિ અને મજૂરોની હડતાલોથી કારખાનેદારો વાજ આવી ગયા છે. રાજદ્વારી પક્ષો ટ્રેઇડ યુનિયનને નામે મજૂરોને ખોટે ચાળે ચડાવે છે. વાસ્તવમાં મજૂર અને માલિક વચ્ચેનો ઝગડો હવે હરહંમેશ થતો રહે છે. અને સરકાર વચ્ચે પડે તો પણ નિરાકરણ આવતું નથી. રાષ્ટ્રીય રોગની કક્ષાએ વાત જઇ પહોચી છે. કારખાના બંધ પડે તેથી માલિક અને મજૂરો ઉપરાંત સામાન્ય લોકોને પણ તેની અસર થવાની જ. ઉત્પાદન અટકી પડે એટલે ઘરાકની મુશ્કેલી પણ વધવાની. લોકોએ જ હવે તો આગળ આવ્યા સિવાય છૂટકો નથી અને એક નિષ્પક્ષ પંચ મારફત ટ્રેઇડ યુનિયનનો લાભ લેતા રાજકીય પક્ષોને ચેતવણી આપી દેવી જોઇએ એક કારખાનું સ્થપાતા અને જામતાં વર્ષો લાગે છે. તેની પાછળ ચોક્કસ સંજોગો અને ઔદ્યોગિક હવા પણ હોય છે અને તે બધાનું સ્થળાંતર શક્ય હોતું નથી. કારખાનેદારોએ લોકોના સહકારથી ટ્રેઇડ યુનિયનમાં ઘૂસી જઇ ધાર્યું કરાવતા રાજકીય પક્ષોને ખુલ્લા પાડી તેમની પ્રતિમા ઝાંખી પાડવી જોઇએ. બંગાળમાં નહીં—બધે જ આ જરૂરી છે.

## સ્ટાન્ડર્ડ મૉટર્સ

હડતાલની વાત આવી—ટ્રેઇડ યુનિયનો દ્વારા એટલે તામીલનાડુની સ્ટાન્ડર્ડ યાદ આવી ગઇ. વેન્ડાલુર ખાતે ૧૯૫૨માં દોઢ કરોડની મૂડીથી તેની સ્થાપના થઇ હતી. વાર્ષિક ત્રણ હજાર મોટર સુધી તેનું ઉત્પાદન પહોંચ્યું હતું. કામદારોની વધુ પગારની માગણી અને કેન્દ્ર સરકારની કરવેરા નીતિથી કંપનીના સંચાલકો કંટાળી ગયા. ૧૯૬૮માં ચાર લાખ રૂપિયાની ખોટ—બીજે વર્ષે વધીને ૨૬ લાખ થઇ અને ચાલુ વર્ષે ૧૦ લાખ—આમને આમ ક્યાં સુધી ચાલે ? તેમાં પણ એકબીજા યુનિયનો વચ્ચે હરીફાઇ ! ડી. એમ. કે.ના નવા યુનિયનને રાજ્ય સરકારનો ટેકો પણ ખરો. આજે ૭ માસથી તાળાબંધી છે પણ કોઈ પક્ષ મચક આપવા તૈયાર નથી. રાજ્ય સરકાર મોટર ઉદ્યોગ પોતાને હસ્તક લઇ લેવા માગે છે. આજે તેની અસ્કયામતો આઠ કરોડની છે. કુલ શેરના ૪૯ % પરદેશીઓ પાસે છે જેઓ સંચાલનમાં મહત્ત્વનો અવાજ ધરાવે છે. રાજ્ય સરકાર જો ઉદ્યોગ પોતાને હસ્તક લઇ લે તો એક દાખલો બેસી જાય તેથી ઉદ્યોગે પણ વિચારવાનું રહે છે. વળી પરદેશી શેરહોલ્ડરો સહકાર ન આપે તો સંચાલનમાં મુશ્કેલી આવે. રાજ્ય સરકાર, વળતર આપીને આ ઉદ્યોગ પોતાને હસ્તક લે તો પણ કાયદાની આંટીઘૂંટી પાર કરતાં વર્ષો વીતી જાય. કર્મચારીઓ અહીં પણ બે રાજદ્વારી પક્ષોમાં વહેંચાયેલા છે, અને મુખ્ય દોરીસંચાર એ બે પક્ષોનો છે. કેન્દ્ર ઇચ્છે કે રાજ્ય સરકાર આ ઉદ્યોગને હાથ કરવાનું પગલું ઉતાવળમાં ન લે. આપણા દેશમાં મોટરનો એકજ ઉદ્યોગ એવો છે કે એમાં હાથ નાખતાં કેન્દ્ર ફુંકી ફુંકીને ચાલે છે. અમેરિકા, જર્મની જાપાન, ફ્રાન્સ જેવા ધુરંધરો પણ આ ઉદ્યોગ માટે બે વાર વિચાર કરે છે.

## અણુ વીજળી

તારાપુર જેવા બીજા બે અણુ વિદ્યુત્ મથકો તૈયાર થઇ રહ્યાં છે : એક રાજસ્થાનમાં રાણાપ્રતાપસાગર ખાતે ૪૦૦ મેગાવોલ્ટનું કેનેડાની મદદથી અને બીજું તામીલનાડુમાં કાલપક્કમ ખાતે ૨૦૦ મેગાવોલ્ટનું. તારાપુર ગુજરાત તેમજ મહારાષ્ટ્ર બન્નેને વીજળી અમુક અંશે પૂરી પાડે છે, અને બન્ને રાજ્યોની જરૂરિયાતમાં મહત્વનો ફાળો આપે છે. અહીં દરરોજ જેટલી વીજળી ઉત્પન્ન થાય છે તેને માટે અણુનું બળતણ (યુરેનિયમ) ન હોય તો દરરોજ

ત્રણ ટ્રેઇન ભરીને અથવા વર્ષે દહાડે ૧૦ લાખ ટન કોલસો જોઇએ જ્યારે તારાપુરમાં આજે વર્ષે દહાડે ૨૦ ટન યુરેનિયમ બળતણની જરૂર પડે છે જે કોલસાની ગણતરીએ વધુ સસ્તું પડે છે અને એ વીજળી પણ સસ્તી પડવાની. બંધાઈ રહેલા બીજાં વિદ્યુત્ મથકો માટેની ૮૦ ટકા સામગ્રી શુદ્ધ ભારતીય હશે તે એક સિદ્ધિ લેખાવી જોઇએ. અણુના શાંતિમય ઉપયોગ માટે તો ભારત દુનિયામાં મોખરે છે. પણ હવે પરિસ્થિતિ બદલાય રહી છે. અણુ વીજળી કે અણુ બૉમ્બ?

### દવાના ભાવ

દવાઓના ઉત્પાદકો, વેપારીઓ, સેલ્સ એજન્ટો અને ડૉકટરોનું મળીને જે એક વિષચક્ર ઊભું થયું છે તેને વશવર્તી બનાવતાં નાકે દમ આવી જશે. પરદેશી કંપનીઓ અહીં લાયસન્સથી દવાઓ બનાવે છે. કેમકે ભારતમાં દવાનું મોટું બજાર છે. વસતિમાં ઘટાડો તો થવાનો જ નથી બલકે વધારો જ થવાનો છે અને દવાની માગ ઘટવાની નથી-નવા નવા રોગો પણ પેદ થતા રહે છે. દવાનાં ઉત્પાદકો સેલ્સમેનો રોકવામાં બહુ ઉત્સાહી છે. અને નફાના માર્જીનમાંથી સંશોધન પાછળ ખર્ચવા કરતાં સેલ્સમેન પાછળ ખર્ચવાથી વળતર વધુ મળી રહે છે. સેલ્સમેનોથી ડૉકટરોને સાધે છે. અને એ બહુ સહેલું હોય છે. ડૉકટરોને બન્ને બાજુ કમાણી-દરદીઓની અને આબાજુ ઉત્પાદકો તરફથી-જો તેમની દવાઓની તરફેણમાં પલ્લું નમવા દે તો. હવે સરકાર ભાવ ઘટાડા માટે ધમકીઓ આપ્યા કરે છે તે તો અશક્તિમાનની ધમકી છે. ઉત્પાદકોને બજારમાં માલ અદશ્ય કરતાં આવડે છે-વેપારીઓ તેમના હાથમાં છે. ત્રિગુણસેન પાસે કોઇ સત્તા નથી અને તેમની લુખીબાઈ ગમે તેમ ચલાવે તેનો કોઇ અર્થ નથી. મૂડીપતિઓ આ દેશમાં સરકારને ઘોળીને પી જાય તેવી સ્થિતિમાં છે. પરિણામે સામાન્ય જનતા દવા માટે બૂમરાણ મચાવે તેથી સ્થિતિ પેદા ન કરવી હોય તો વિકલ્પની તૈયારી રાખીને પછી જ જંગ શરૂ કરવો. સરકાર પોતે આ બધી દવાઓ જાહેર ક્ષેત્રે ઉત્પન્ન કરી, વિતરણ કરવાની સ્થિતિમાં છે? ખરી જરૂર તો એ છે-દવા ઉદ્યોગનું રાષ્ટ્રીય કરણ કરવાની.

### જીવાણુની શોધ

ડૉ. હરગોવિંદ ખોરાણાએ કૃત્રિમ જીવન ઉત્પન્ન થઇ શકે તે દિશામાં મહત્ત્વની રાસાયણિક સંશોધન ભૂમિકા પૂરી પાડી છે. અણુ-પરમાણુને શોધે માનવજાતનું ભાવિ પલટાવી નાખ્યું છે તેમ જીવાણુની શોધ પ્રચંડ પરિણામો લાવી શકે સારાં તેમજ નરસાં. ડૉ. ખોરાણા કહે છે તેમ આ શોધથી વારસાગત રોગો કાબૂમાં લાવી શકાશે. આ એક સારી વાત છે અને વૈજ્ઞાનિકોના પ્રયત્નો સંશોધનની એ દિશામાં જ આગળ વધે તેવી માનવજાતની પ્રાર્થના હશે. પણ ધાર્યું ધણીનું થાય છે. અણુની શોધ પછી તેનો ઉપયોગ માનવજાતના સંહાર માટે થયો એ કરુણતા નજર સમક્ષ છે. એચ. જી. વેલ્સ અને જુલે વર્ને વિજ્ઞાનની આવતી કાલનું ચિત્ર દોર્યું ત્યાર પછી ઘણી અવનવી પ્રગતિ આ ક્ષેત્રે થઇ છે. આજના લેખક પાસે વિજ્ઞાનની એટલી બધી માહિતી છે કે આજની વિજ્ઞાન વાર્તાઓમાં 'જીનનો' કૃત્રિમ માનવનો ( Robbot ) ઉલ્લેખ તો છે જ પણ જ્યાઅંધ જ્યારે આવા માનવોનું ઉત્પાદન થશે ત્યારે મૂળ સાચવો માનવી કયો અને નકલી કયો તે ભેદ પામવો મુશ્કેલ બનશે. આ એક રમૂજી કલ્પના છે. પણ તે સત્યની નજીક છે. બીજા ગ્રહોમાં જીવન હોય અને પૃથ્વીના જીવનને તેની સાથે સંબંધ સ્થપાય તો એક ત્રીજી નવી શકયતા ડોકાઈ રહી છે. માનવીની જીજ્ઞાસા અને વિજ્ઞાન એ બન્નેને છેડો નથી એટલે તો વાત લંબાય છે!

### સિરિમાવો.

લંકામાં શ્રીમતી સિરિમાવો ચૂંટણીમાં વિજય પામી પાછા ચૂંટાઇ આવ્યાં છે, અને મતદારોના ડાબેરી ઝોકનો તેમણે આશરો લીધો છે તે બીના સૂચક છે. સિલોનમાં પણ ભારતની પેઠે ભાષાના પ્રશ્નો છે, ખોરાકના, રેશનના પ્રશ્નો છે. સેનાનાયકે ચોખાનું પ્રમાણ ઘટાડી દીધું હતું. બેકારી પ્રશ્ન ત્યાં પણ મોં વકાસીને ઊભો છે. તિજુરીમાં નાણાંની આવક

[અનુ૦ પૃષ્ઠ ૧૭૬

# જીવનનો કસબ

પ્રકાશ ગજ્જર

વતનમાં રજાઓ ગાળવાનું થયું એટલે સમય પસાર કરવા માટે જનસંપર્ક સાધવાનું શરૂ કર્યું. ફરતાં ફરતાં એક સાંજે કુંભારવાસમાં જઈ ચડયો. અમારા ઓળખીતા ભૂરા કુંભાર કામ પૂરું કરીને ચાકડા ઉપરથી ઊભા થવાની અણી ઉપર હતા. બાજુમાં તાજાં જ ઉતારેલાં કોડિયાંની હારમાળા પડી હતી. માટીનો છેલ્લો પિંડ મૂકીને એમણે ઝપાટાબંધ કોડિયાં ઉતારવા માંડયાં. એમની સિફત અને ઝડપ જોઈને હું તો ખુશખુશ થઈ ગયો. મેં એમને કહ્યું :

"ભૂરાકાકા, તમારો કસબ તો ગજબનો છે. માટીના નકામા લાગતા પિંડમાંથી તમે કેવાં સરસ કોડિયાં ઉતારો છો!"

"તમે બે ઘડી બેસો તો અમારો કસબ ઓર સરસ કરી દેખાડું." ભૂરાકાકાએ ઉત્સાહથી કહ્યું.

આપણે તો એમની સામે જ ખાટલી નાખીને જમાવ્યું. ભૂરાકાકાએ પેલા કોડિયાને ભાંગી નાખી એનો એ પિંડ ફરી ચઢાવ્યો ને નાની લાકડી વડે ચાકડાને બરાબર ગતિ આપી ને થોડી જ વારમાં એક કુલડી બનાવી દીધી. કહે.

"કોડિયાના ત્રણ કે ચાર પૈસા મળે. આ કુલડીના દસ પૈસા."

"વાહ અજબ છે તમારી કળા!" હું ખરેખર ખુશ થઈ ગયો.

"ભાઈ તમે જુઓ તો ખરા!" કહીને એમણે એ કુલડી ભાંગી નાખી. ને એક કુંજો બનાવી દીધો. "આનો એક રૂપિયો મળે" એમણે ઉમેર્યું.

પછી તો એને પણ ભાંગી નાખીને એમણે એ જ માટીના પિંડમાંથી એક ફૂલદાની બનાવી દીધી. કહે :

"આના ત્રણ રૂપિયા મળે."

ભૂરાકાકાની આ કળા જોઈને આનંદ થયો. પણ એ સાથે એક વિચાર પણ આવ્યો કે એની એ માટીના ઉપર જે વિવિધ સંસ્કાર થાય છે એને લીધે પરિણામનું મૂલ્ય કેટલું બધું વધી જાય છે!

કોડિયું અને ફૂલદાની—બન્ને એક જ માટીની પેદાશ. પણ સંસ્કારક્રિયામાં થોડો જ ફેર અને મૂલ્ય તો સાવ જ જુદાં. મને થયું કે માનવી પણ સંસારના ચાકડે ચડેલો કાચી માટીનો પિંડ જ છે. એ પિંડના ઉપર કેવા સંસ્કાર કરીને આપણે એનું કેવું ઘડતર કરીએ છીએ એ જ મહત્ત્વની વાત છે.

ટોલ્સ્ટોય પાસે એક રખડેલ યુવક ગયેલો. પોતાની લાક્ષણિક રીતે એને એક લોખંડનો નાનો ટુકડો બતાવીને ટોલ્સ્ટોયે પૂછ્યું.

"પાશેર' જેટલા આ લોખંડના ટુકડાની કિંમત કેટલી ગણી શકાય ?"

"આશરે રૂપિયો."

"એમાંથી દસ ઘોડાની નાળ બનાવીએ તો?"

"દસ રૂપિયા."

"એમાથી ઘડિયાળની પંદરસો કમાન બનાવીએ તો?"

"પંદરસોથી બે હજાર રૂપિયા."

"એક રૂપિયાની વસ્તુ પાછળ પૂરતી મહેનત લેવામાં આવે તો એની કિંમત વધી જાય છે. એ જ રીતે તારા જીવનની પાછળ તું જેટલી મહેનત લે એટલા જ પ્રમાણમાં તું સફળ થઈશ અને તારું મહત્ત્વ વધશે. કમાન બની શકે એવું લોખંડ ઘોડાની નાળ બનીને બેસી રહે એ બરાબર નથી. જીવનનો સર્વોત્તમ ઉપયોગ થાય તો જ યોગ્ય કહેવાય," લોખંડના ટુકડાના ઉદાહરણ દ્વારા ટોલ્સ્ટોયે એક જીવંત ઉપદેશ પૂરો કર્યો.

સોક્રેટીસે તો ત્યાં લગી કહ્યું છે કે 'જે માણસ પોતાની શક્તિઓ કરતાં ઓછું કામ કરે છે એને બેકાર જ ગણવો.' બીજું કાંઇ નહીં તો એટલી શક્તિઓ તો નિરર્થક વહી જ જાય છે. જેમને પણ જીવનને જિવન બનાવવું છે, કાંઇક કરી બતાવવું છે, પોતાના અસ્તિત્વને કારણે આ દુનિયાને અંશતઃ પણ સારી બનાવવી છે, અંધારાં ઉલેચવા માટે ઉજાસનું એક નાનું કિરણ પણ પ્રગટાવવું છે એ સહુએ આ પ્રશ્ન પોતાની જાતને વારંવાર પૂછવા જોઇએ :

"શું મારી શક્તિઓ બરાબર ખીલી છે! એમના વિકાસમાં હજી કેટલી શક્યતાઓ છે! એમાં હું પોતે કેટલો આડે આવું છું ? સહેજ વધારે મહેનત કરીને મારી શક્તિઓને જગાડું તો મારી જાતને અને દુનિયાને હું કેટલો ઉપયોગી થઈ પડું! મારી શક્તિઓનો સર્વોત્તમ વિકાસ નહીં કરીને હું મારી જાતને અન્યાય તો નથી કરતો ને ?" આવા પ્રશ્નો પૂછીપૂછીને આપણે પોતાની જાતને ટકોરતા રહેવું જોઇએ.

આની પાછળ એક મોટું કારણ છે. આ આખો યુગ સ્પર્ધાનો યુગ છે. એમ જ સમજો ને કે ટોળાની સામે વ્યક્તિનો ગજગ્રાહ સતત ચાલ્યા જ કરે છે. ટોળાની સામે માણસ ઊભો છે. સોનાની દડી પડી છે. ને અનેકોની વચ્ચેથી ઉપાડીને એ લઈ આવવાની છે. સફળતાની એ સોનાદડી ઉપર અનેકની નજર છે. અલબત્ત, દરેકની હેસિયત, શક્તિ અને તૈયારીને અનુરૂપ સફળતા મળે છે. પણ એ માટે માણસે પોતાની જાતને ઢંઢોળવી જ રહી.

સારો ખેડૂત પણ આટલું સમજે છે કે સહુથી પહેલાં પોતાની જમીન વિષે પૂરતી માહિતી મેળવી લેવી. કેટલી જમીન છે, ક્યાં પાણીની સગવડ છે, ફળદ્રુપતા વધારે ક્યાં છે, કેવું ને કેટલું ખાતર નાખીને એમાં વધારો થઇ શકે, ક્યા ક્યા પાક વાવવાથી સર્વોત્તમ ઉતારો લઇ શકાય–આ બધા પ્રશ્નો ખેડૂત વારંવાર પૂછે છે. જીવન આપણું ખેતર છે. એના વિષે આપણને માહિતી ન હોય તે કેમ ચાલે!

અનેક પ્રશ્નો અને તકલીફોવાળું હોવા છતાં જમીનનું ખેડાણ એ વ્યક્તિત્વ અને શક્તિઓના ખેડાણ કરતાં સહેલું છે. આમ તો માણસ એટલે અનેક વણખેડાયેલી શક્તિઓનો સંચય છે, સાગર છે. કિનારે રઝળનારને એના મઝધારી માપનો ખ્યાલ પણ શેં આવે! આપણે કેટલે જઇ શકીએ તેમ છીએ એની આપણને ભાગ્યે જ ખબર હોય છે. જે શક્તિબીજ આપણીઅંદર પડેલાં છે એનાથી આપણે ભાગ્યે જ પરિચિત હોઇએ છીએ.

સાચો માણસ અને સામાન્ય માણસની વચ્ચે મોટો તફાવત હોય તો તે આ જ: આગળ વધનારા વિકાસશીલ માનવીને ખબર હોય છે કે 'મારામાં અપાર શક્તિઓની શક્યતા છે, એમને જગાડી શકાય છે ને ઉપયોગમાં લઇ શકાય છે.' આટલું જાણીને એ બેસી રહેતો નથી પણ એ શક્તિઓને પૂર્ણરૂપે જગાડવા સતત મહેનત કરતો જ રહે છે. કોરા જ્ઞાનનો અર્થ નથી. એ જ્ઞાનને ક્રિયાશીલ બનાવવું જોઇએ. આચાર એ મુદ્રાલેખ બને એ અનિવાર્ય.

જ્ઞાન અને શક્તિ બન્ને એક રીતે પાણી જેવાં છે. એ એમ જ પડ્યાં રહે તો એમના હોવાનો અર્થ જ ન રહે. એ જ્યારે ક્રિયાશીલ બને, વહેવા લાગે, એમાં હેરફેર થાય ત્યારે જ એમનામાં રહેલા સત્ત્વ અને તત્ત્વની ખબર પડે.

એક સંતે સાદ પાડ્યો : "આજે ગ્રામસફાઈ કરવી છે. રુચિ હોય તે રામમંદિરના ચોકમા ભેળા થાય."

ઘણાબધા યુવકો આવ્યા. મંદિર પાસેના જ મકાનમાં એક યુવક રહેતો હતો તે પણ જોડાયો. સંતે જોયું તો એના આંગણામાં પાર વગરનો કચરો હતો. સંતે એને કહ્યું :

"તારે ગ્રામસફાઇના કાર્યક્રમમાં આવવાની જરૂર નથી. તારા આંગણાને જ સાફ કરી નાખ."

"એ હું પછી કરી લઇશ. પણ મને સેવાની તક આપો." યુવક કાંઇક શરમાઇને પણ ઉત્સાહથી કહ્યું.

"હું તારું આગળનું માફ કરું એ પણ ગામની સેવાનો જ એક ભાગ છે." સંતે એને સમજણ આપી.

કેટલી સાચી વાત છે! હું ઘણીવાર કહું છું કે મેલી સાવરણી મકાન વાળવા જાય તો શું લીધું વાળે? વધારાનો કચરો પાડીને ના આવે તો બસ. હદમાં હદ એ અહીંના કચરામાં થોડો ઉમેરો કરીને ત્યાં નાખી આવે એટલું જ.

સેવાનો આધાર શક્તિ ઉપર છે ને પહેલી ફરજ પોતાની જાત તરફ બજાવવવાની છે, એ રખે ભૂલાય. આમાં સ્વાર્થી બનવાની સલાહ નથી, અથવા પૂર્ણતા મળ્યા પછી જ સેવા થાય એમ પણ નથી. પણ પોતાની જાતને ડાહી માનનારી જાતે સાસરે ન જાય ને ગાંડીને શિખામણ દે એ કેમ ચાલે? સેવાનું કે વ્યવસાયનું ગમે તે ક્ષેત્ર પસંદ કરીએ પણ પોતાની શક્તિ અશક્તિને ઓળખી લઇએ તો આપણે ખરેખર વધારે ઉપયોગી થઈ પડીએ.

સેવાના એક ઝંડાધારી સજ્જનને થોડા દિવસ પહેલાં મળવાનું થતાં મેં સહજ જ પૂછી દીધું: "આપની આધ્યાત્મિક સાધના કેવા પ્રકારની છે?"

"હું સેવામાં એટલો ડૂબી ગયો છું કે મને એવી કોઇ સાધના માટે સમય જ નથી મળતો." એમણે બે હાથ જોડીને કહ્યું.

સાધના માટે સમય ક્યાંથી મળે? ફોટોગ્રાફરો, છાપાવાળા અને માહિતીખાતા સાથે સેવાપ્રવૃત્તિઓના ભારોભાર પ્રચાર માટે એટલો ગાઢ સંપર્ક રાખવાનો હોય કે એ ઓફિસોની દોડાદોડીમાંથી ઉંચા જ ન અવાય. પણ આત્મવિકાસ માટેની સાધના કાજે સમય જ ક્યાંથી મળે? કીર્તિની કામનાના જંગલમાં એ બિચારી ક્યાંય અટવાઈ જાય. સેવાના મેવાની મોજમાં સમય ના જ મળે ને!

પણ મોટી વાત જાત સુધારણાની છે એ યાદ રહે. સેવા, પ્રેમ, માનવતા, ઉદારતા, દાન ને એવાં હજાર માયાવી રૂપ લઇને પ્રલોભનો આવે છે ને આપણને આત્મવિકાસના મુખ્ય માર્ગેથી એવી નાખે છે. કમનસીબે મોટા ભાગના માણસો એ ભ્રમજાળમાં ફસાયેલા છે. એકધારું યંત્રવત્ જીવન ચાલ્યા કરે છે. પરમ દિવસ અને ગઈ કાલની જેમ આજ પણ ઊગીને સામાન્ય દિવસ બનીને આથમી જાય છે, મહાકાળના પ્રવાહમાં ભળી જાય છે. આ જડ જીવનને જગાડવાનું છે. એ જાગે પણ ખરું. પણ શા ઉત્સાહે?

નવું જાણવા કરવાનો ઉત્સાહ દેખાતો નથી, જિજ્ઞાસા જાગતી જ નથી. નવું શીખવાનો ઉત્સાહ ઊગતો નથી. પ્રયોગશીલતા મરી ગઇ છે. તો પણ માણસ દિવસો ખેંચ્યા કરે છે કેમ્સનના શબ્દોમાં 'એ જીવતો લાગે છે એટલું જ. પણ ખરેખર તો એ વણદટાયે દટાયેલો જ છે. જીવનની મૂળ રીતિ જ ખોટી પકડાઈ ગઈ છે. એ જ ખોટી કેડી ઉપર એ ચક્રાકારે ભમતો રહે છે. એનો દિમાગ જડ બની રહેલો છે. એની ભયંકર ખામી એ છે કે તમે સામે ચાલીને કાંઇ નવું શીખવો તો પણ એ ઝીલવા તૈયાર નથી.'

જીવનના મહત્ત્વની વાત જ ભૂલાઈ ગઈ છે. 'હું મારા ભાવિનો ઘડનારો છું. મારા સમગ્ર જીવનવિકાસ માટે હું જ જવાબદાર છું. હું જો ઇચ્છું તો ઘણું કરી શકું,'—એ શ્રદ્ધાનો રણકારો જાણે જાગતો જ નથી. આથી ભાગ્યવાદ ફાલતો જાય છે. શ્રમવૃત્તિ મરે છે. આંધળી—ને એકધારી—મહેનત ચાલ્યા કરે છે. કઠપુતળીના જેવું જીવન જીવાય છે. સંજોગની દોરીના ઇશારે માણસ નાચતો રહે છે આવા જીવનનો અર્થ શો?

પણ આથી અકળાવાનું નથી. અશક્ત છીએ એ ભાન ભલે થાય. શક્તિ જગાડવાનો એ રસ્તો છે. ખામીવાળા છીએ એમ ભલે લાગે. 'એથી હું પૂર્ણ છું' એમ માનનારી ખામી તો જશે. પણ એમ કરીને પશ્ચાત્તાપની આગમાં સળગતાં બેસી રહેવાનું નથી. "મારાથી શું થઇ શકે?" એવી નિરાશા રેલાવવાની નથી. ભાગવું નથી. તેતરંગી પણ નથી બનવું. વાસ્તવિકતાને જગાડવા માટે મહેનત શરૂ કરવાની છે.

— એનો એક સરસ રસ્તો છે : જ્યાં છો ત્યાંથી ઉત્સાહપૂર્વક નવેસર પ્રારંભ કરો. શક્તિને અનુકૂળતાની જે કાંઈ મૂડી છે એને ઉપયોગમાં લ્યો. એક નાનકડો પણ સંકલ્પ કરો, લક્ષ્ય બાંધો. એ નાના ધ્યેયને પામવા મથો. 'આયોજન અને કર્મ' એ તમારો જીવનમંત્ર બનાવો. 'plan your work and work your plan.' —સ્વામી શિવાનંદના આ ચોટદાર આદેશને સદા નજર સામે રાખો.

એક અકસ્માતને બાદ રાખીને વાત કરીએ તો કહી શકાય કે આપણે ઇચ્છીએ તે મેળવી શકીએ. એની મોટી શરત આ: શક્તિને જગાડો. તકનો લાભ લ્યો. એક સેનાપતિ કહેતો : " મારો રસ્તો હું શોધી કાઢીશ. ને નહીં જ જડે તો રસ્તો જાતે બનાવી લઇશ." આ ખુમારી જાગે પછી રસ્તાને આપોઆપ સર્જાવું પડે. આપણે ડગ ભરીએ એટલી વાર. બાકી મફત કાંઈ જ નહીં મળે. મહેનત અનિવાર્ય જ. 'શક્તિની જાગૃતિ અને ઉપયોગ' આ શબ્દો જીવનના આભના ચંદરવાના ચારે ખૂણે લખી નાખીએ તો ?

કેસનના જ શબ્દોમા 'ભાગ્યની બધી ફિલસૂફી કાં કાયરતા દર્શાવે છે, કાં જાત છેતરામણી.' મનની જડતા એવા કાળા કામો કરાવે છે આપણી પાસે. એ આળસને જીતો. વાતાવરણ હાથમાં લ્યો. એ પ્રતિકૂળ લાગતું હોય તો સુધારો. ન સુધરે તો એને હટાવો અથવા તમે હટી જાઓ. નવું વાતાવરણ લઇ આવો. કંઇક કરો. ખોટા અસંતોષ—કે સંતોષ—નાં રોદણાંનો અર્થ જ નથી. છેવટે બીજું કાંઈ જ ન બને તો હાથ ઉપર જે કામ હોય એમાં તો પૂરી કુશળતા મેળવવાનો પ્રયત્ન કરો ! હાથપરના કામના સ્વામી બનો. એ પગથિયાને પામો, બીજું અવશ્ય આવીને ઊભું રહેશે.

આ બધામાં આત્મનિરીક્ષણ ખૂબ જ ઉપયોગી થઇ પડે. શક્તિ અને અનુભવ, શિક્ષણ અને તાલીમની મૂડી તેમ જ કોઇનો શક્ય સહયોગ આ બધાની ચકાસણી કરવાથી સમજાતું જશે કે 'હું શું છું ને શું થઈ શકું તેમ છું; ક્યાં છું ને ક્યાં જઇ શકું તેમ છું'. આવા જાતપૃથક્કરણથી સમજાશે કે આ દુર્ગુણ ઘટાડવા જોઇએ, આ ગુણને વિકસાવવા જોઇએ. આ રીતે પોતાનો પરિચય વધારવા માટે પણ આવો જાતસંપર્ક વારંવાર જરૂરી બને છે. જીવનનો સર્વશ્રેષ્ઠ ઉપયોગ કરવાની દિશામાં તો જ કાંઇક નક્કર ડગલાં ભરી શકાય.

જીવનને એના બૃહત્તર અર્થમાં જો યોગ માનીએ તો ગીતાની આ વ્યાખ્યા યાદ કરવી પડે: યોગ : कर्मसु कौशलम् ! કર્મમાં કુશળતા એટલે યોગ. મારા મતે આધુનિક માનવીને માટે આ કુશળતાને બે પાસાંમાં વહેંચી શકાય : વ્યક્તિત્વનો વિકાસ અને ભૌતિક સમૃદ્ધિની પ્રાપ્તિ. પહેલામાં બધી આંતરિક સમૃદ્ધિ આવે, જ્યારે બીજામાં તમામ સુવિધાઓનો સમાવેશ થાય To be and to have : આપણે કાંઇક થઇએ અને આપણી પાસે કાંઇક હોય—આ બે ધ્યેયોને સિદ્ધ કરવામાં આપણી શક્તિઓ વપરાય એ ઉચિત. આ ધ્યેય આપણે વિચારી લેવાનાં. એમને સિદ્ધ કરવા શ્રમ કરતા જવાનું. જીવનનો શ્રેષ્ઠતમ ઉપયોગ તો જ થઇ શકે.

એક આશ્ચર્યજનક વાત જોઉં છું કે મોટા ભાગના લોકો પૈસાની પાછળ પાગલ છે ને છતાં એ વાતનો સ્વીકાર કરવા તૈયાર નથી.

એક વેલી હતી. એ ઝાડની ટોચ તરફ જતી હતી. ને હાથ લાંબા કરી કરીને કહેતી હતી કે 'હું ઝાડની આશ્રયી નથી હું એની પરવા નથી કરતી' ને એ જ વખતે એ ઝાડને વધારે ને વધારે વળગતી, ટોચ તરફ જઈ રહી હતી.

માણસ રૂપિયાના આધારે જીવન ચલાવે છે. એના જ માટે પાર વગરની દોડી—ધમાલ કરે છે. ને પાછો જાહેરાત કરતો જાય છે કે 'રૂપિયાનો મોહ નકામો છે !' આ ઢોંગ છે, જાતછેતરામણી છે. તમને સમૃદ્ધિ ગમે એમાં ખોટું શું છે ? બીજાના દોરવ્યા દોરાશો નહીં. ભગવાને પણ લક્ષ્મીનો સાથ સેવ્યો છે. એ નથી ઇચ્છતા કે માણસ ભિખારી રહે. લક્ષ્મી ભલે અંતિમ સાધ્ય નથી, સાધન તો છે જ. શરીર છે ત્યાં લગી સુવિધાઓ જોઇશે. એ માટે માણસ પ્રેમથી પૈસા કમાય તો ખોટું શું ? તો યાદ રાખીએ

કે પૈસા પણ એક શકિત છે. એ હોય તો જીવન સરળ બને છે. ના હોય ત્યારે શું વીતે છે એ બધા જાણીએ છીએ. છૂપાવાની જરૂર નથી.

બીજું કાંઇ જ નહીં તો ગરીબીની જે રેખા-છે એનાથી સહેજ ઉપર જઇએ તો ખોટું નથી. જો કે મોટા ભાગના લોકો ખાલી જીવન ટકાવવા માટે પણ ફાંફા મારે છે. પણ એ બધાં જ ફાંફાં આંધળી દિશામાં હોય છે રોજાના માણસ બની રહેવાનો અર્થ નથી. અહીં પણ માંગ અને પૂરવઠો Demand and supply–એ નિયમ કામ કરે છે. કોઇક નવી વસ્તુ, વધારે સારી વસ્તુ જ લોકોને આકર્ષી શકે. સામાન્યતા સાથેનો અતિપરિચય થઇ ગયો હોવાથી લોકો કંટાળી ગયા છે. કોઇક ઉપયોગી વસ્તુ, પદ્ધતિ, પ્રક્રિયા, સેવા કે વિચાર લોકો સામે રજૂ થાય તો તેઓ પાગલ થઇને તમારી પાછળ ભમશે. આખું જગત ઉપયોગિતાવાદની ફિલસૂફી ઉપર ચાલે છે. એ વ્યવહારની વાતને સ્વીકાર્યા વગર છૂટકો નથી જ.

તમે અન્યને ઉપયોગી થાઓ ઇચ્છો તો વ્યવસાયની કક્ષાએ–તમારી એ કુશળતાનો ઉપયોગ કરી શકો. એના બદલામાં જે મળે એનો ઉપયોગ પહેલાં જાત માટે કરો, પોતાના વાતાવરણને ઘડો, કોઈ હેતુ સિદ્ધ કરવામાં વાપરો. યાદ રાખો કે તમે સબળ હશો તો લાણું ટકાશે. વાતાવરણ અનુકૂળ હશે ,તો કાર્યકુશળતા ઓર વધશે, કામ સરળ થશે. અને કશાક હેતુ માટે મથતા હશો તો ઉત્સાહનું બળ-રેડાશે.

આ બધામાંથી શરીર, મન અને હૃદયની શકિતઓના વિકાસ દ્વારા છેવટે તો આપણે જીવનના સામાજિક પાસાને જ સમૃદ્ધ બનાવવાનું છે. બીજી ફિલસફી હાહીહાહી વાતો કરશે. અહીં રજૂ થયેલી વાતો કદાચ ભૌતિક પણ લાગે. પણ એ ન ભૂલાય કે આમાં વાસ્તવિકતાનો સ્વીકાર છે. કોઇ અશકય આદર્શોની આભડાન નથી. રખે માની લઇએ કે આ જડ ભૌતિકવાદી વાતો છે. આત્મા શરીરમાં વસે છે. એ શરીરને ટકાવવાનું છે. એ આપણું ધર્મમંદિર છે એને ટકવા માટે પણ સગવડો જોઇએ. એ પૈસા વગર મળતી નથી. આપણી તમામ શકિત-ઓની જાગૃતિ અને પ્રાગટય સાથે એને સીધો સંબંધ છે. એની અવગણના કરીએ કેમ? જાતને છેતરીએ શા માટે?

છેવટે આ જીવન છે શા માટે? મૂકી રાખવા તો નહી જ. કાટ ચઢાવીને કાળા થઇને મરવું એના કરતાં ઘસાઇને શા માટે નહીં? છેવટે ભીતરની ઉજ્જ્વળતા તો દેખાય! કાટ એ વિકૃતિ છે. ઉજ્જવળતા આપણું વાસ્તવિક રૂપ છે. એને બહાર પ્રગટાવવા માટે પણ આપણે શ્રમનો સહારો લઇએ. પોતાની શકિતઓને બરાબર ઓળખીએ. એમને બહાર પ્રસરાવવા સતત પુરુષાર્થ કરીએ ને એ રીતે જીવનનો ઉત્તમોત્તમ ઉપયોગ કરીએ.

રખે ચેતનાનો એક અંશ પણ સૂતો રહે! આપણે સૌ ટચના જીવનના સ્વામી બનીએ.

*

## ચમત્કાર

ચમત્કારો માટે માનવી ઝંખે છે. પોતાના મનથી જેને એ ચમત્કાર માની લે છે એને એ આશ્ચર્ય અને અહોભાવથી જોઈ રહે છે.

અને છતાં, મોટામાં મોટું આશ્ચર્ય એ છે કે ઊગતી ઉષાના કે ઢળતી સંધ્યાના અનુપમેય રંગ, રાત્રીના અંધારપછેડામાં સરજાતી તારા અને નક્ષત્રોની વિરાટ લીલા, સમુદ્રનો અવિરત ઘૂઘવાટ, અબોધ શિશુનું નિખાલસ હાસ્ય, નવવધૂના નમણા મોં પર છવાઇ રહેલા નૈસર્ગિક લજ્જા, શિશુને સ્તનપાન કરાવતી જનેતાના અણુઅણુમાંથી નીપજતો નિર્વ્યાજ આનંદ–આવા આવા રોજિંદા ચમત્કારોમાં માનવમનનું કુતૂહલ જાગૃત નથી થતું!

# પ્રેમ–ગુરુદેવના જીવનનું સર્વસ્વ

ગુરુદયાલ મલ્લિકજી
અનુ૦ પ્રા. પ્રતાપ જ. ટોલિયા

શું કહું હું પ્રેમના વિષયમાં ?

"જેના હૃદયમાં પ્રભુ–પ્રેમની આગ ધખતી રહે છે એ સદા ચૂપ રહે છે."

શબ્દો એ થોડા બોલે છે. એમની જબાન નહિ, જિંદગી બોલતી હોય છે. એ ઊંચાઈ સુધી હું નથી પહોંચી શકયો, એટલે ગુરુદેવ પાસેથી, એમની જિંદગીમાંથી, પ્રેમના વિષયમાં હું જે કંઈ સમજ્યો છું, તે અહીં રજૂ કરીશ જેથી, કદાચ, મારા ગુરુનું કથન તમારા હૃદય સુધી પહોંચી શકે! જો એમ થાય તો હું મારી જાતને ધન્ય માનીશ

આમ તો જીવનમાં પ્રત્યેક વ્યક્તિનું સર્વસ્વ આ જ હોય છે : "આપવું અને લેવું," પણ પૈગમ્બર, કવિ અને ભગવાનના ભકતો તો 'પ્રેમ'ને જ સર્વસ્વ સમજે છે, જ્યારે આપણે પ્રેમને આપણા જીવનનો એક ભાગ માનીએ છીએ. પણ પ્રેમ, નીતિ, ધર્મ વગેરે જે ઇશ્વરીય સત્ય છે એ કાં તો 'બધું' જ છે, કાં તો 'કંઇ નહિ.' એના ટુકડા નથી થઈ શકતા. આપણે પ્રેમને આપણા જીવનમાં સ્થાન તો આપીએ છીએ પણ ઘણું નાનું ગુરુદેવ એક કવિતામાં કહે છે·

"I am waiting only for love–

હું પ્રેમને માટે, પ્રેમના નિયમને અનુસરીને, જીવવા ઇચ્છું છું. આજ સુધી હું બીજા લોકોના અનુસાર, બીજાઓને ચીલે, બીજાઓની ગતિએ ચાલતો રહ્યો. એ બેચેની દૂર થાય, જો 'એના' પ્રેમની જ્યોત પ્રગટે. મનુષ્ય અને ભગવાન બન્નેને ચાહવું એ એક જ સિક્કાની બે બાજુ છે. આજ સુધી લોકોએ મને નિયમોથી બાધ્યો પરંતુ હવે–

"I am waitting only for love"
(હું કેવળ પ્રેમની પ્રતીક્ષા કરી રહ્યો છું.)

કારણ કે જગતના કહ્યા પ્રમાણે હું હવે ચાલવા નથી માંગતો. મારા આવા નિશ્ચયને કારણે, ગઇકાલ સુધી જે મારી સાથે ચાલનારા હતા તેઓ આજે મારા માર્ગ પર નથી ચાલતા. કહે છે એ લોકો: "આનો એક સ્ક્રૂ ઢીલો થઇ ગયો છે." ઠીક છે. પણ જગતને સાચે માર્ગે લઇ ગયા છે એ 'ઢીલા સ્ક્રૂ'વાળા જ. હા, દુનિયાના લોકો તો પોતાના પેચ એટલા સજ્જડ રાખે છે કે 'અલ્લા મિયાં'ને અંદર આવવાની જગ્યા જ નથી રહેતી! પણ એ ચોર છે ને, ગમે ત્યારે અંદર ઘુસી આવે છે આક્રંદ કરીએ છીએ, પોકાર કરીએ છીએ, ત્યારે એ નથી આવતો. જ્યારે આપણે એને નથી બોલાવતા ત્યારે એ આવી ચડે છે–પોતાની મેળે, ચુપચાપ! એને માટે હંમેશા, બધે જ ઠેકાણે તૈયાર રહેવું પડે છે, કોણ જાણે ક્યારે આવી ચડે! સાચો પ્રેમ કરનારાઓ એ માટે હંમેશા તૈયારી રાખતા હોય છે. પ્રેમ જીવનનો નિયમ છે. આખું ચેજીવન પ્રેમથી ભર્યું હોય તો જ ખુદાનું નામ, ઇશ્વરનું નામ લઈ શકાય જેના હૃદયમાં કોઇનેય માટે સાચો પ્રેમ હોય તે જ પ્રભુ તરફ જઈ શકે છે. સવ પ્રથમ પ્રેમ પોતાની મા સાથે. જ્યારે સાચો પ્રેમ જીવનમાં સ્થાન મેળવે છે ત્યારે માનવ ઉપર ચડે છે.

"Love is lavitation, not gravitation."

(પ્રેમ એ ઉત્કર્ષણ છે, ગુરુત્વાકર્ષણ નથી!)

એટલે જ્યારે કોઇએ એમર્સનને કહ્યું કે "પેલી આપણા પાડોશમાં છોકરી નથી રહેતી, તે કોઈ જુવાન સાથે પ્રેમમાં 'પડી' છે!" ત્યારે એમર્સને જવાબ આપ્યો–

"Don't say 'fallen' in love, say 'risen' in love"

(પ્રેમમાં 'પડી' છે એમ નહીં', પ્રેમમાં ઊડી' છે એમ કહો !)

તમારામાંનાં ઘણાને આવો અનુભવ થયો હશે, સજ્જનો ! તો આ અનુભવનો પૂરતો ફાયદો ઉઠાવો. જેના તરફ મન ખેંચાયું હશે આપનું, એમાં જ કેટલોક સમય તો વીતી ગયો હશે. મજનૂને બધી જ સ્ત્રીઓમાં લયલા અને લયલાને દરેક પુરુષ મજનૂ જેવો લાગશે. પણ એ અસર આખા યે જીવન પર કેમ નથી રહેતી ? જો જિંદગીમાં કોઇ પાપ હોય તો તે છે કોઇની પ્રીત સાથે રમત રમવી...! ઇશ્વરે જે આપણને સાચા પ્રેમનો અધિકાર આપ્યો છે તેને ધૂળમાં મેળવવો !! એને નિભાવનારા, સાચા પ્રેમી, સાચા આશક ઘણા થોડા હોય છે. પ્રેમ તો એ જ કરી શકે ને કે જે પોતાનું સર્વસ્વ આપી દે, જે સોદાનો ખ્યાલ ન રાખે...! આજના પ્રેમમાં "ચાહ" નથી, "ચા" છે ! પાર્ટી આપી, બીજી વખત આપી, ત્રીજી વખત આપી અને સામેની વ્યક્તિએ જો એક વખત પાર્ટી ન આપી તો મોઢું ચડી જાય છે. શું આ કોઇ બજારનો સોદો છે ? આપણે તો હઠ પકડીને બેસીએ છીએ, 'એમણે મને પોતાની દીકરીનાં લગ્નમાં નહોતો બોલાવ્યો, હું પણ એને મારી દીકરીના લગ્નમાં નહિ બોલાવું ' પ્રેમનો અર્થ તો છે 'કુરબાની' જો આપણે એ શીખી લઇએ તો આપણે જીવન રહસ્ય સમજી લીધું અને આનંદ પણ મેળવી લીધો જ્યા કુરબાની નથી ત્યા પ્રેમ નથી. માલિકને કેટલો દગો દઇશું ? જેના હૃદયમા સાચો પ્રેમ છે તે કોઇની ઉપર શંકા લાવતો નથી, કોઇની ઉપર અધિકાર જમાવતો નથી, કોઇને બાંધતો નથી કહે છે મારા ગુરુદેવ :

"They who love me, try-to hold me fast to themselves..But thou who lovest me, hast left me free."

(જેઓ મને ચાહે છે તેઓ મને પોતાની સાથે જકડીને બાંધી રાખવા ઇચ્છે છે, જ્યારે તું કે જે મને વધુમા વધુ ચાહે છે, મને મુક્ત વિહરવા દઇ રહ્યો છે !)

કોઈની સાથે પ્રેમ બંધાયો. એક પત્ર લખ્યો, જવાબ ન આવ્યો. બીજો લખ્યો, જવાબ ન આવ્યો, બસ શંકા જાગી ઉઠી, કંઈ વિચારી લીધું, ધીરજ ન રહી. શું આ પ્રેમ છે ?

પ્રેમ કરવો એમાં કંઈ પાપ નથી. જો પાપ હોય તો તેનો ગુનેગાર 'એ' છે કે જેણે આપણને પ્રેમ કરતાં શીખવાડયું ! માના ખોળામાં જ્યારે આપણે આવ્યા ત્યારે શું લાવ્યા હતા પ્રભુ પાસેથી Letter of *Introduction* કે આ તમારી મા છે, કરો એને પ્રેમ ? થયું હતું કે એવું ? અહીં તો માને જોતાં જ પ્રેમ જાગ્યો હતો !

આપણા પ્રેમમાં 'બનાવટ' છે. એટલે આપણે ન તો ભગવાનને પ્રેમ કરતાં શીખ્યા છીએ, ન મનુષ્યને !

એક બીજી પણ વાત પ્રેમમાં હોય છે. શરૂ થાય છે જ્યારે પ્રેમ, જેના પ્રત્યે 'એની' કૃપાથી મન આકર્ષાયું હોય છે, ત્યારે એના જ વિચારો આવતા હોય છે. આજ સુધી તો પોતાનો જ વિચાર કરતા હતા, અહંભાવ હતો હવે અહંભાવ કંઇક ઘટશે, કોઇ બીજાની ચિંતા અને કોઈ બીજાને જોવાની ઇંતેજારી વધશે. પણ જેના પ્રત્યે દિલ આકર્ષાયું હોય, એની એકની સાથે જ પ્રેમ કરીએ અને બીજાને ન કરીએ તો એ અમૂલ્ય વસ્તુ ધૂળમાં મળવી શરૂ થઇ જાય છે. પ્રેમ તો જ્યોત છે. જો કોઇના પ્રેમની જ્યોત વડે, પ્રેમના દીપથી હું મારી જ મીણબત્તી સળગાવી લઉં તો એ જ્યોતથી કોઈનું ઘર પ્રકાશિત થાય. પણ જો બીજાનો ખ્યાલ જ ન હોય તો ત્યા 'પ્રેમ' નહિ રહે, 'સ્વાર્થ' હશે પુત્ર લગ્ન કરી માને ભૂલી જશે. કહે છે ને' મજનૂની શાદી લયલા સાથે થઇ કે મા-બાપ સાથેનો એમનો પ્રેમ અડધો થઇ ગયો ! પરંતુ :

Love is whole not fraction.

(પ્રેમ સંપૂર્ણ, સમગ્ર, અખંડ છે, 'ખંડ' કે 'ભાગ' નથી !)

અને જ્યાં Fraction ત્યાં Faction પ્રેમમાં 'તોલ' નહિ, 'સમતોલ' હોય. એટલે

બધાનો સ્નેહ કરીએ, બધાનું આદર-માન સાચવીએ.

પ્રેમ માટે કહે છે મારા ગુરુ-

"Love is the loadstar of man's life"

(પ્રેમ માણસના જીવનનો ધ્રુવતારો છે.)

પ્રેમના એ ધ્રુવતારા તરફ આપણી જીવનનૌકા જવી જોઈએ. એ દિશા જો બરાબર હોય તો બાકી બધું બરાબર થઈ રહે. એ જ જો બરાબર ન હોય તો પછી કશું જ થઈ નહીં શકે. તો એટલું તો સ્પષ્ટ થઈ ગયું કે પ્રેમ એક પવિત્ર વસ્તુ છે જે આપણને ઉંચે લઈ જાય છે, ઇશ્વરો-મુખ કરે છે. એટલા માટે જ તો ૨૦૦૦ વર્ષ પહેલાં એક મહાપુરુષે કહ્યું હતું ને –

"Love is God, God is love."

( પ્રેમ એ પ્રભુ છે, પ્રભુ એ પ્રેમ છે. )

અને એટલા જ માટે તો પ્રભુના લાડલા ભક્તો મસ્તીમાં ગાયા કરે છે –

"જિને પ્રેમરસ चाखा नहीं,
अमृत पिया तो क्या हुआ !
दुनिया की सारी किताबें छानकर,
आलिमे-फ़ाज़िल बना तो क्या हुआ !"

જ્યારે એ માલિકની સમક્ષ જઈને ઊભો રહીશ ત્યારે શું "આટલી ચોપડીઓ મેં લખી છે, આટલી ડિગ્રીઓ મેં મેળવી છે, આટલા ગવર્નરો સાથે હસ્તધૂનન મેં કર્યું છે." એવું બધું સાંભળશે મારો એ માલિક? એ તો પૂછશે –

"હું તો એ બારીને જોવા માંગુ છું.... હૃદયની એ નાનકડી બારી કે જે તેં મને જોવા માટે ખોલી હતી! જો એ બંધ જ રહી હોય તો મારી નજરમાં તેં કંઇ જ નથી કર્યું!"

'Love is expansion, not contraction.'

( પ્રેમ એ વિસ્તરણ છે, સીમા – સંકોચ નહીં )

ત્યાં તંગદિલી નથી હોતી, ત્યાં વિચારોની સંકીર્ણતા નથી હોતી. પ્રેમ તો વ્યોમ જેવો વ્યાપક છે, આકાશ જેવો ઉન્મુક્ત છે. ઇગ્લેન્ડ પર જે આકાશ છે તે ભારતના આકાશથી જુદું નથી, ત્યાં વૈશ્ય, શુદ્ર, બ્રાહ્મણ, ક્ષત્રિયના જુદા જુદા ભાગ નથી. આકાશમાં ન તો ગંદા વિસ્તારો (slums) છે, ન અસ્પૃશ્યતા. જો 'પ્રેમમાં કોઇ પણ જાતની અસ્પૃશ્યતા હોય, અહંભાવ હોય એ 'પ્રેમ' શેનો? ધનની ખુમારીથી, જ્ઞાનની ખુમારીથી જો એમાં "touch me not ism" આવી જાય, તો ત્યાં પ્રેમ ટકી શકે નહિ.

એક મંદિર છે. ત્યાં ઇશ્વર સમક્ષ પ્રાર્થના કરવા લોકો આવે છે. જે મોટરમાં આવે છે, એની સામે સૌ દોડે છે, પગે ચાલીને આવનારાની તરફ કોઇ જોતું યે નથી!

અજબ છે આ બંદો! કેટલીવાર એ પોતાની જાતને ઠગે છે! પણ ભગવાનને નથી છેતરી શકાતો. પ્રેમને નામે, ધર્મને નામે એને ઠગી નથી શકાતો. ઠગો હેવો ઠીક પણ નથી, એને કે ઇન્સાનને.

આપણને જુવાનીમાં જે અનુભવ થાય છે એ જ ભક્તને પણ થાય છે. 'બધામાં રામ.' પછી ગામે ગામ અને ગલીએ ગલીએ એ ભટકતો રહે છે, ગાતો જાય છે.– આમ કહેતો :

"कहता है तुझे कौन कि तू पर्दानशीन है !
हर कूचे औ' बाजार में मैंने तुझे देखा है !"

એવો છે પ્રેમનો જાદુ! પણ પ્રેમને કારણે જો આપણે બીજા ઉપર કોઇ જાતનું દબાણ કરવા ઇચ્છીએ છીએ તો ત્યાં મોતનો રસ્તો છે.

"Love is humble"

પ્રેમ વિનમ્ર છે અને બીજાને માટે એ મરી મીટવાની તૈયારી છે.

"Love is sacrifice"

એ કોઇને વેચીએ નહિ. જીવનમાં ગમે તે થાય એને હસતાં હસતાં સહીશું, ઝીલી લઇશું –

"Love has sense of humour.

બે પગથિયાં છે પ્રેમના :

1. There is the flame of love.
2. There is the freedom of love.

–આગ અને આઝાદી.

પ્રેમ એટલે આગમાંથી પસાર થવું. એ પરવરદિગાર પાસે જવું છે તો શું મેલા-ઘેલા જઇશું? પોતાનો મેલ, પોતાનો અહંભાવ અને કામનાઓને-વાસનાઓને આગમાં ભસ્મીભૂત કરવી પડશે.

આવ્યો હતો ને સિકંદર પેશાવરમાં! સામે જ ઇશ્વરનો એક ભક્ત બેઠો હતો. સિકંદરે એને કહ્યું, "ખસી જા.. નહિ તો તને આ તલવારથી મારી નાખીશ..."

જવાબ મળ્યો "કોને મારશો?"

આટલી આઝાદી અને આટલી તાકાત એ ભક્તમાં ક્યાંથી આવી? પ્રભુ સાથે પ્રેમ હતો ને એને, એટલે!

ઘણા રોગોની દવા પ્રેમ છે.

"Alopathy, Homeopathy, Naturopathy,–of all these 'Pathies' Love is the greatest pathy!"

(પ્રેમ એ એલોપથી, હોમિયોપથી, નેચરોપથી– આ બધી 'પથી'ઓમાંની મોટામાં મોટી 'પથી' છે!)

ડૉક્ટર જો પોતાની સાથે દવા લઇને આવે પણ 'પ્રેમ' ન લાવે તો તેના દર્દીના શા હાલ થાય? પછી ભલે ને એનું 'બિલ' ૫૦૦) રૂપિયાનું હોય!

સરોજિની નાયડુ એકવાર શાંતિનિકેતન આવ્યાં હતાં. હસ્તાક્ષર લેવાનો મેનિયા એ દિવસોમા ત્યા પણ હતો. એમણે લખી આપ્યુ એક છોકરાને –

Love is the hunger of the soul'

(પ્રેમ એ આત્માની ભૂખ છે.)

શરીરને ખોરાક જોઇએ છે. (અને ભણેલા-ગણેલા લોકો તો દિવસમાં ચાર વાર ખાય છે!) મનને પણ મોટા મોટા ગ્રંથો રૂપી ખોરાક જોઇએ છે. તો હૃદય અને આત્માને પણ કેમ નહીં? we aer not only body, not only mind, આપણે માત્ર શરીર કે મન નથી. એનાથી પણ કંઇક ભિન્ન, કંઇક વિશેષ આપણે છીએ. એ છે આત્મા, –આપણું મૂળ રૂપ, જેને ખોરાક જોઇએ પ્રેમનો.

પ્રેમ પોતાને ફના કરવા માગે છે, એ જ એના દિલની દુવા છે.

'Love reduces itself to a zero.'

આ સાધુ-સંત, સાંઈ-ફકીર પોતાના અહંકારે અહંભાવને ભસ્મ કરીને બેઠા છે, શૂન્ય બની ગયા છે, અને તો પણ એમની શક્તિ કેટલી વધી ગઈ છે! શૂન્ય બની જવાથી તેઓ એકની પાસે ઊભા છે, દસ બની ગયા છે જ્યારે હું બનું છું શૂન્ય (૦) ત્યારે ઇશ્વરની સાથે મળીને બની જઉં છું દસ (૧૦)! પણ જ્યારે આપણે આપણને (1) બનાવીએ છીએ ત્યારે? ત્યારે તો પછી પોલીસ જ ક્યારેક આવી ચડે છે આપણને બોલાવવા-દસ નંબરનો બદમાશ જે થયો!

જો એમ ન હોય તો સદીઓથી ભક્ત એમ ન કહેતા આવ્યા હોત–

"પ્રેમનો પ્યાલો નહિ પીવા મળે, જ્યાં સુધી મસ્તક નહિ કપાવો..." આપણે ઇશ્વર પાસે "મસ્તક" કપાવવા તૈયાર નથી થતા, આપણે તો માથેથી "ટોપી" ઉતારીને મૂકી દઇએ છીએ એની પાસે! આપણે એને ઠગીએ છીએ. 'એ' પણ બિચારો રહે છે!

જ્યારે પુત્ર દીવાળીના પ્રસંગે માને ભેટ આપે અને બાકી બધા દિવસોમાં એને ટાળતો રહે તો કઇ મા ખુશ થાય? આજકાલ તો છોકરાઓ ઘરથી દૂર ભણવા જાય છે અને માત્ર ૨૭મી તારીખે મા ઉપર પત્ર લખે છે–"માતાજી, મનીઑર્ડર મોકલજો, જલ્દી" બસ, બીજા દિવસોમાં એક પોસ્ટ-કાર્ડ સુદ્ધા લખવાની ફુરસદ નથી હોતી. આવો છે આપણો મા પ્રત્યેનો પ્રેમ! આપણે આવી જ રીતે પ્રેમને નામે ઇશ્વરને પણ ઠગીએ છીએ, માને પણ ઠગીએ છીએ અને માણસોને પણ ઠગીએ છીએ.

ગુરુદેવને માટે પ્રેમ જ સર્વસ્વ હતો. બધા પ્રત્યે પ્રેમ, પ્રભુ પ્રત્યે પ્રેમ, પ્રકૃતિ પ્રત્યે પ્રેમ, મનુષ્ય, પ્રાણી સૌ પ્રત્યે પ્રેમ...! આ પ્રેમનો, મુહબ્બતનો સૂરજ જ્યારે ઇશ્વરની કૃપાથી ગુરુદેવના હૃદયમા ચમક્યો ત્યારે સૂર્ય અને આકાશ પણ એમના અંતરમાં સમાઈ ગયા. ત્યારથી એ પ્રેમ-નગરના નિવાસી બની ગયા. એ અદ્ભૂત નગરમાં એમણે જે જોયું, સાંભળ્યુ, એ આપણને એમની 'ગીતાંજલિ' અને 'ગાર્ડનર' (Gardener)માં જોવા મળે છે.

# મૃત્યુ એટલે શું ?

ચ્યવન શુક્લ

એમના ભાઇ તરફથી સંદેશો આવ્યો લખ્યું હતું ' ગઇકાલે રાતના બે વાગ્યે પ્રાણ છોડયા ' સાત જ શબ્દો– પણ એમાં કેટલી અંતરયાતના, કેટલું દર્દ, કેવડી ખોટ ? જેને આપણે રોજ જોતાં એવું કોઇએક, જેનું સ્મિત આનંદથી ચમકી ઊઠતું એવું કોઇ એક, જેને આપણે ચાહતા એવું કોઇ એક આ સંસારની છેલ્લી વિદાય લઈ ચાલી નીકળ્યું

જીવન અને મૃત્યુના સન્મુખ નિકટ પરિચયમાં કોઈ આવી જાય ત્યારે એ પૂછે છે ' જિંદગી શું છે ? ' ' મૃત્યુ શું છે ? '

જીવન રહસ્ય છે શેરીને ખૂણે ઊભો ઊભો હું અવરજવર કરતા માનવસમુદાયને નિહાળું છું. એમના ચહેરા જોઇને હું તાજુબ બનું છું શરીરના મ્હોરા પાછળ કેવા કેવા રહસ્યો પડ્યાં છે !

આપણે સમજીએ છીએ, જોઈએ છીએ, સાંભળીએ છીએ, અનુભવીએ છીએ અને જીવીએ છીએ, અને છતા જીવનના જટિલ કોયડાને કોણ ઉકેલી શકે એમ છે ? આત્માને સમજવા, સમજાવવા અને વર્ણવવા પ્રયત્નો થયા છે. માનવી આધ્યાત્મિક પ્રાણી છે અને જ્યારે આધ્યાત્મિક સૃષ્ટિમાં તેને જીવનનું કાર્ય અને પ્રેરણાશકિત મળી શકે છે, ત્યારે એને જીવનનું સમૃદ્ધ ધ્યેય સાંપડે છે મનુષ્યને તેના નિત્ય જીવનમાં માર્ગ દર્શાવનાર અને દોરનાર કયો 'અદૃશ્ય કર' છે તેનું રહસ્ય કોણ પ્રગટ કરી શકે છે ?

આપણને જે અમૂલ્ય લાગે છે એ જીવન શું છે ? આપણે કેવી રીતે જીવીએ છીએ, આપણે કેવા માર્ગે વળીએ છીએ તેની પરવા કર્યા વગર જીવન મૃત્યુમાં શા કારણે પરિણમે છે ? જન્મ પામીએ આપણે નિરાળા પથ ખેડીએ છીએ અને છેવટે છેલ્લા અંજામ પર પહોંચીએ છીએ માટીમાંથી સરજાઇને માટીમાં ભળી જવાનું !

આજે આપણે અહીં છીએ–કેટલાક પોતાના સ્વાર્થના હેતુઓ માટે જીવનારા, બીજા કેટલાક પોતાનો ભાગ ધરનારા, કેટલાક સુખમાં ને મોજમાં જીવતાં, બીજા ભૂખે દુઃખે જીવતા, પણ આવતી કાલે ! આપણામાંના કોઇકને મૃત્યુ પોતાની પાંખમાં લઇ પણ જાય આ મૃત્યુનું રહસ્ય કેવું હશે ? એ ચિર નિદ્રા છે કે રૂપાંતર છે ! એવું તે મૃત્યુ કેવું છે કે આપણે એનાથી ભય પામીએ છીએ– ત્રાસ પામીએ છીએ ?

મારા મિત્રનું અવસાન થયું એની ભસ્મ થઇ ગઇ પણ એ જાણતો હશે કે પોતે ક્યાં છે ? અથવા એ જાણતો હશે કે પોતે મૃત્યુ પામ્યો છે ? ત્યારે મૃત્યુ એટલે આત્મભાનનો અભાવ ? ત્યારે મૃત્યુ એટલે ચિરશાંતિ –જેમાં આ સંસારની ઉપાધિઓ, દુઃખો અને નિરાશાઓનો અંત આવે છે ?

મૃત્યુ એ જીવનથી ઊતરતો શબ્દ છે જીવન અને મૃત્યુ પરસ્પરના શત્રુઓ છે મૃત્યુ પહેલા જીવન આવ્યું છે એટલે મૃત્યુ કરતા જીવન વધુ ગંભીર અને વધુ સમર્થ છે મૃત્યુ પછી કોઇ પ્રવૃત્તિ નથી, શરીરને કાર્ય કરવાનું કે કાંઇ પૂરું કરવાનું રહેતું નથી જીવન પ્રવૃત્તિ છે જીવનમાં શરીરતંત્ર પુનઃ ચાલુ થાય છે માણસ ક્ષણભંગુર છે એમાં કાંઈ શંકા છે ? ત્યારે શ્વાસરૂપ પ્રાણનું ઊડી જવું એટલે મૃત્યુ પણ સ્થૂળ મૃત્યુથી સકળ અંત આવી ગયો ? આપણા પ્રેમી સ્વજનોને આપણે કદી નહિ જ મળવાનું ?

પુર્નજન્મ એ ત્રીજું રહસ્ય છે પૃથ્વીની માટીમાંથી સંપૂર્ણ સપ્રમાણ માનવરૂપનું પ્રાકટ્ય પણ ત્યારે આપણે આપણા મિત્રોને ને સ્વજનોને ઓળખી શકીશું ખરા ? હા, જરૂર આ ભવમાં ભલે તેઓ રોગી ને કદરૂપા થઇ ગયા હોય, પુર્નજન્મમાં ભલે તેઓ પૂર્ણ નિરોગી બન્યા હોય, ભલે તેઓએ નવા તાજા દેહ ધારણ કર્યા હોય પરંતુ એમને આપણે ઓળખવાના જ– જો કે પુનર્જીવનને આપણે સમજી શકવાના નથી જ.

મૃત્યુ એ નિદ્રા છે પુનર્જીવન એ જાગ્રતિ છે અને એ ઉભય વચ્ચે તંદ્રાનું આવરણ છે

જીવન, મૃત્યુ અને પુનર્જીવન • આ જગતની મહારહસ્યત્રિપુટી છે જીવવું, મરવું અને પુનર્જીવવું, એ ત્રણ મહાન વિચાર છે આ જીવન આવતા વધુ મહદ્ જીવનની પૂર્વ તૈયારી જેવું છે જ્યારે પરમાત્મા પૂર્ણ જીવન પ્રગટાવશે ત્યારે આ શોક કે રુદન નહિ હોય, આ દુઃખ કે દર્દ નહિ હોય

# નાકની રહસ્યકથા

— પ્રિયકાન્ત પારેખ

એક દિવસ છાપાઓમાં નાક કપાયાની એક ખબર વાંચી. દક્ષિણ કોરિયાના એક યુવાને એક યુવતી સામે પ્રેમ પ્રગટ કર્યો અને વિવાહનો પ્રસ્તાવ મૂક્યો. યુવતીએ એ વખતે ઇન્કાર કર્યો, તેથી યુવાને ગુસ્સામાં આવી યુવતીનું નાક કાપી નાખ્યું. થોડાક છાપાવાળાઓએ આ ખબરને મોટાં મોટાં અક્ષરે છાપ્યું. લોકોએ પણ આંખો ફાડી ફાડીને આ ખબર વાંચ્યા હશે. એક લપસે છે તો બીજો હસે છે, તેમ જ કોઇનું નાક કપાય છે તો બીજાને મજા આવે છે.

પરંતુ હુ એવી મજા નથી લઈ શકતો. એ સમાચાર વાંચ્યા પછી હું તો ચિંતિત થયો છું. કદાચ આ પરંપરા શરૂ કરવાનું શ્રેય લક્ષ્મણને છે. જે હોય તે પણ આ ખોટી પરંપરા કહેવાય. મર્યાદા પુરુષોત્તમના અનુજે અભિસારિકા સાથે મર્યાદા નહોતી રાખી.

આમ જુઓ તો ખરેખર નાક એક સંવેદનશીલ અંગ ગણાય. નાની એવી વાતમાં 'એ ગઇ–ગઇ નાઈ ગઇ!' જેવી હાલત થઈ જાય છે. છોકરી ઘરેથી ભાગી જાય છે તો મા બાપનું નાક કપાઇ જાય છે. છોકરો વિજાતીય લગ્ન કરે છે તો આખા ખાનદાનનાં નાકનું આવી બને છે. અરે, મારા જેવા માણસો તો નાકને સાચવવા માટે શરીરને ખતમ કરવા માગે છે — મૃત્યુને સામે ચાલીને માગી લે છે.

ખરે ! આ પાર્થિવ નાકને માટે હું એટલા માટે પરેશાન છું કે જે સૌનાં ચહેરા પર ટકેલું છે અને જેના થકી આપણે કંઈક હિંમતધારણ પણ મેળવી શકીએ છીએ. ભગવાને નાક આપ્યું છે તે કાંઇ અકારણ નથી આપ્યું. એનું પણ કંઇક કામ છે પણ જે રીતે અત્યારના લોકો એક બીજાના નાક કાપવાને ઊતરી આવ્યા છે તેનાથી મારા જેવા સમજદાર લોકોને ભય ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. પ્રેમિકા તમારી ઉપેક્ષા કરે તો ગામ આખામાં એની બદનામી કરી નાખો, તેજાબ ફેંકી એના ચહેરાને વિકૃત કરી નાખો, અને તેમ ન થઇ શકે તેમ હોય તો ઘાસલેટ છાંટીને દીવાસળીથી એને બાળી નાખો, પણ નાક કાપવાથી ભલાં શું મળવાનું છે?

પહેલાંના લોકો તો ખેતરના ઝઘડામાં એકબીજાની ગરદન કાપી નાખતાં હતાં, પરીક્ષાના પ્રશ્નપત્ર અઘરાં હોય તો પ્રશ્ન–પત્ર કાઢનારની છાતીમાં છરો ભોંકી દેતાં હતાં પણ હવે અત્યારના લોકોનાં મન ભટકી ગયાં છે. ભવિષ્યમાં જમીનના ઝઘડામાં નાક નહિ કપાય અથવા પ્રશ્નપત્ર કાઢનારનું નાક સુરક્ષિત રહેશે એ વાતની ગેરંટી કોણ દઇ શકે તેમ છે? વિરોધ પ્રગટ કરવામાં આજે આપણે બીજાનું નાક કાપવા લાગ્ય છીએ તો પછી એ પણ સંભવિત છે કે કાલે આપણે પોતાનું જ નાક કાપવાનો સત્યાગ્રહ કરીએ. એ પણ બની શકે કે કોઈ સંસદનો નેતા બહાર ઊભો રહીને એવી ધમકી પણ આપે કે અમુક તારીખ સુધીમાં અમારા પ્રાંતને અલગ રાજ્ય જાહેર નહિ કરો તો આ જગ્યા ઉપરથી જ હું મારું નાક કાપીને વિરોધ પ્રગટ કરીશ.

આમ જુઓ તો હું કોઇ દાર્શનિક નથી, 'માનો તો નાક – નહિ તો માંસનો લોદો' અથવા 'નાક છે તો કપાવાનું જ' કહીને એક બાજુ તમારો જોનાર હું નથી. મારે પણ આ દુનિયામાં રહેવું છે, અને નાક સાથે શાનથી રહેવું છે. નાક નાક જ છે, કોઇ પેન્સિલ અથવા વાળ નથી, જે કપાવું જ જોઇએ. લજ્જા એ નારીનું આભૂષણ મનાય છે. સ્ત્રી લજાય છે અથવા તો લજાવાનો સ્વાંગ રચે છે તો પુરુષનું મન એકદમ ચંચળ થઇ ઊઠે છે. અને એ સ્વાભાવિક પણ છે. પત્ની રિસાય છે તો નાક ફૂલાવે છે, અને જ્યારે પત્ની નાક ફૂલાવે છે ત્યારે ભલભલાં પતિઓ પણ પ્રેમમાં મસ્ત થઈ ઝૂમી ઊઠે છે

રિસાયેલી પત્નીને મનાવવા પતિ એના નાકને જ ધીમેથી હલાવી પ્રેમનુ પ્રતીક બનાવે છે. હવે જો આ નાક જ ન હોય તો શુ થાય ? જીવન નીરસ થઇ જાય, એક–બીજાના પ્રેમમા વસેલો સસાર ઉજ્જડ થઈ જાય, આપણી વહુ–દીકરીઓના જીવનમા વિનાશ પ્રસરી જાય

નાકનુ મહત્ત્વ જેટલુ શૃગારમા છે તેટલુ મહત્ત્વ બીજામા પણ છે બાળકો ભૂલ કરે તો 'નહિ બેટા, એ તો ખરાબ વાત !' કહી વડીલ નાક પર આગળી રાખી તેને મના કરે છે હવે જો નાક જ ન હોય તો આખી પેઢીની પેઢી ભુલાવામાં ગોથા ખાય ક્લિઓપેટ્રાના નાકે તો ઇતિહાસના રૂપને જ બદલી નાખ્યુ હતુ લોકોનુ માનવુ છે કે જો એનું નાક થોડુ નાનુ હોત તો દુનિયાનો ચહેરો આજકાલ કાંઈક બીજો જ હોત !

પણ આજે લોકો નાકની જે અવહેલના કરી રહ્યા છે જાણી હુ ખૂબ પરેશાન છુ મે મારી વ્યાકુળતા મારા એક મિત્રની સામે પ્રગટ કરી મિત્ર સાધુ પ્રકૃતિનો અને ધર્મ–કર્મમા આસ્થા રાખનારો છે હમણાં થોડા સમય પહેલાં જ કોઈ સ્વામી પાસે અમુક વ્રતની દીક્ષા પણ લીધેલ છે મારી વાત સાભળીને તેમનો ચહેરો ભયથી પડી ગયો તે બોલ્યા 'ત્યારે તો ઘણો અનર્થ થઈ જશે લોકો મોક્ષ કેવી રીતે પ્રાપ્ત કરી શકશે ? હિન્દુ સસ્કૃતિનુ શુ થશે ?'

હુ તેમની વાત સમજી શકયો નહિ મારી અબૂધતા જોઈ તેઓ હસ્યા કઇક ખુશ પણ થયા હોઠ પર ધીમુ હાસ્ય ફરકાવતા તે બોલ્યા 'ન સમજ્યો ? તુ નહિ સમજે સાધના કરવાને માટે આખોને બધ કરવી પડે છે, અને દૃષ્ટિને નાસિકાના અગ્રભાગ પર સ્થિર કરવી પડે છે ત્યારે કાઇક યોગની શક્તિ જાગૃત થાય છે નાક વિના ન સાધના સભવ છે અને ન લોકો બ્રહ્માનદનો આસ્વાદ લઇ શકે છે'

આ મિત્રે મારી મૂઝવણ હતી એના કરતાય વધારી દીધી આ સમસ્યાની આવી બીજી બાજુનો મે વિચાર જ નહોતો કર્યો

એક બીજા મિત્રે મને સલાહ આપી 'કોઇ કોઇનું નાક કાપી લે એ કાંઈ બાળકોના ખેલ નથી હુ તો કહીશ કે ઠોકી દો એ સાલ્લા પર માન હાનિનો દાવો, પાચ હજાર તો નાક થકી પડાવી જ શકીશુ' અને પછી મારા તરફ જોતા બોલ્યા 'પણ હા, તમે એ ન બતાવ્યુ કે નાક કોનું કપાયુ છે ?' હુ ત્યાથી કઇપણ બોલ્યા વિના ચાલ્યો આવ્યો મિત્ર વકીલ હતા

'નયન છે તો ચેન છે' એ ઉક્તિ મને તો અયોગ્ય લાગે છે આંખનો ડૉક્ટર કે કાજળ વેચનાર જ આવુ કઇ કહી શકે છે આખવાળા સાક્ષી છે કે અધજનો જીવ્યાં છે, જિંદગીભર ચેનથી જીવ્યાં છે. કહેવાય છે કે અંધલોકો નાકથી જુએ છે, પણ નાક આખથી સૂઘે છે એવુ કહેનાર આજ સુધી મે કયાંય નથી સાંભળ્યુ ગમે તે લાખ વાતો કહે પણ હુ તો કહુ છુ કે 'નાક છે તો શાખ છે'

શાખની વાત આવી તો એક વાણિયાની વાત યાદ આવે છે જેનુ નાક એક કરજ લેનાર વ્યક્તિએ કાપી નાખ્યુ હતુ. વાણિયાએ કપાયેલા નાકને ઝડપથી ઉપાડી ચહેરા પર રાખી તુરત એક પાટો બાંધી દીધો એ દિવસોમા આજના જેવી ચિકિત્સાની સુવિધા મળતી નહોતી, ને એ કારણે સેપ્ટિક થવાનો ભય પણ નહોતો થોડા દિવસો પછી એ વાણિયાએ ચહેરા પરનો પાટો હટાવ્યો અને એ જોઇ ખુશ થઈ ગયો કે નાક પોતાની જગ્યાએ પુન સ્થાપિત થઇ ગયુ છે પણ ઉતાવળમાં એક ભૂલ થઇ ગઇ હતી નાક ઊંધુ ચોંટાડી દીધું હતુ નીચેનું ઉપર અને ઉપરનુ નીચે તે છતા ય તેને એક ફાયદો એ થયો કે હવે તે ખૂબ જ આરામથી બજર સૂઘી શકતો હતો ચપટી ભરીને બજર લીધી અને ઉપરથી નાખી દીધી કે કામ પત્યુ પણ હા, છીંકવાના સમયે જરા ઊંધુ થતું હતુ ખરુ !

વાણિયો ખુશનસીબ હતો ઊંધુ તો ઊંધુ પણ આખરે નાક તો પોતાનુ હતુ ! 'કાણો તોય પોતાનો દીકરો !' પરતુ દક્ષિણ કોરિયાની એ યુવતીને

પ્લાસ્ટિક સર્જરી કરાવી પડશે. ઇરિપતાલ તરફ ભાગતી વખતે એનું નાક ક્યાંક રસ્તામાં ખોવાઇ ગયું હોય, તેની પાસે અસલી નાક નથી. યુવાન સાથે લગ્ન કરવામાં તેને હવે વાંધો નથી, પણ ક્ષણિક આવેશમાં આવીને ભૂલ કરી બેસનાર એ યુવાનને હવે આખી જીંદગી અફસોસ કરવો પડશે: જ્યારે જ્યારે તે પત્નીને જોશે–જ્યારે ત્યારે એની નજર નાક પર પણ જશે તો ખરી જ.

નાક કપાયાના ખબરથી હું શંકામાં પડ્યો છું. આપણું ભવિષ્ય અંધકારમય છે. આ એક ગંભીર બાબત છે. અને તેના પર પૂરતા ગાંભીર્યથી વિચારવાનું છે. ક્યારેક વિચાર થાય છે કે આ મામલાને રાજનીતિક સપાટી પર ઊઠાવવો જોઇએ. પરંતુ આપણા દેશની રાજનીતિ પાર્ટીઓ ઉપર વિશ્વાસ ઊઠી ગયો છે. પ્રશ્ન પછી ભલે ગમે તેવો ગંભીર હોય તો પણ કોઇ પક્ષ એકમત નહિ થાય. એક પક્ષ નાકને હોવા વિશે પ્રતિક્રિયાવાદી બનાવશે તો બીજો પક્ષને એમાં સામ્રાજ્યવાદની ગંધ આવશે.

બીજો વિચાર એ આવે છે કે કાં ન આ વિષયને સાહિત્યકારને સોંપી દઇએ? તેઓ મહાન હોય છે. તેઓ ચોંકાવી પણ શકે છે ને ડરાવી પણ શકે છે. તેથી દરેક રીતે લોકોનું ધ્યાન પણ આકર્ષિત થઇ શકશે, ને કંઇ ને કંઇ તેનો નિકાલ પણ આવશે. પરંતુ દેશની સમસ્યા પર વિચાર કરવાની તેમને ફુરસદ ક્યાં છે? પોતાના નાકની ચિંતા છોડીને તેઓ હસી હસીને બીજાઓનાં નાક કાપી રહ્યાં છે, જાણે હોળી ખેલતાં હોય! તેથી ખૂબ જ મેં વિચાર કરીને છેવટે આ પ્રશ્નનો ભાર પાઠકો–વાંચકો પર જ છોડવાનો કર્યો છે. જે ખુલ્લા દિલથી વાંચે છે અને ખૂબ જ ગાંભીર્યથી વિચારે છે.

---

## કસોટી

ગુરુ નાનકનો પ્રસંગ છે: શીખ સમાજનું નિર્માણ તો કર્યું, તેનું અત્યાર સુધી પોષણસંવર્ધન પણ કર્યા કર્યું; પણ હવે વયોવૃદ્ધ થતાં ગાદીનું સુકાન કોને સોંપવું એ વિચારના સામંજસ્યમાં તેઓ પડી ગયા. તેમના મોટા દીકરાએ તો મનમાં માની જ લીધેલું કે, પિતાની ગાદી પોતાને જ સોંપાશે.

એક સવારે નાનકે દીકરાને પોતાની પાસે બોલાવીને કહ્યું: ભાઈ, આજે ગૌશાળા સાફસૂફી કરવાની રહી ગઇ છે, તું જઈને વાસીદું કરી આવીશને?'

દીકરાએ કહ્યું: હું હમણાં જ નાહ્યો. સુખમનીનો પાઠ કરું છું. લૂગડાં પણ ધોયેલાં હમણાં જ પહેર્યાં. હવે અપવિત્ર થવા હું કેવી રીતે જઇ શકું?'

નાનકે કહ્યું: વારું તું જઈ શકે છે.'

તે પછી પોતાના એક અંગદ નામના શિષ્યને બોલાવીને કહ્યું: 'ભાઈ ગૌશાળાનું વાસીદું હજુ સુધી વળાયું નથી. તું તે વાળી દઇશને?

અંગદે નતમસ્તકે કહ્યું: શા માટે નહિ! ગુરુની આજ્ઞા છે એટલે તે તો બેવડી હોંશે કરીશ!'

એમ કહી અંગદે માથે વાસીદાનો સુંડલો ઉપાડીને વાસીદું પતાવી દીધું.

છાણ–મૂતરથી નીતરતો છેલ્લો સુંડલો નાખવા તે જાય છે, અંગ ઓઘરાળું થયું છે, કપડાંય મેલાં થયાં છે. ત્યાં નાનકે આવીને તેના પગમાં રૂપિયો અને નાળિયેર મૂકી છાણનો સુંડલો ભોંય પર ઉતરાવી પોતાની પાઘડી પહેરાવી દીધી. આની જાણ થઇ ત્યારે મોટા દીકરાએ રાતે નાનક પાસે આવીને પોતાની ઉદાવરાળ ઠાલવતાં કહ્યું: 'મારામાં તમને શી ખામી દેખાઇ કે પારકાને ગાદી સોંપી બેઠા?'

ગુરુએ સૌમ્ય ચહેરે જવાબ વાળ્યો: બેટા, તારાથી ગૌશાળાના વાસીદાનો એક સુંડલો ઉપડાયો નહિ, તો પછી મારા આ આખા શીખ–સમાજનો મેલ ગુરુસ્થાનેથી તું કેવી રીતે ઉલેચી શકત?'

–મનહરપ્રસાદ ભાવસાર

# ચારચક્ષુ

જયંત વસા

શ્વેત વસ્ત્રોમાં સજ્જ થયેલ કોઇ અભિસારિકા સમી એ જતી હતી—એક મોટરકાર—ચૂપચાપ પણ ઝડપથી.

રાત્રિના દસ વાગ્યાનો સમય હતો ઉપર આકાશની અટારીએ ઊભેલો ચન્દ્ર એને માર્ગ દર્શાવતો હતો; વાંકીચૂકી કેડીઓ પૂરી થઈ હતી, હવે રસ્તો સીધો હતો—ને એ મોટરકાર ઝડપથી દોડી રહી હતી. મોટરમાં બેઠેલા મયંકની દૃષ્ટિ, નજીકને નજીક આવતા પોતાના ઊંચા ને આલિશાન મકાન તરફ મંડાઇ રહી હતી. આજે ઘણાંવર્ષે તે પોતાના ઘર તરફ પાછો ફરી રહ્યો હતો. ઘેર એની માતા એકલી હતી; પરદેશમાં પાંચેક વર્ષ ગાળી આજે તે ઘેર આવતો હતો.

માતા પોતાને આવેલો જોઇને કેવી રાજીરાજી થઇ જશે? પોતે ઘેર આવે છે એવા સમાચાર એણે માતાને આપ્યા નહોતા. એટલે પોતાનું અચાનક થયેલું આગમન માતાને આશ્ચર્યમાં નાખી દેશે : આવા આવા વિચારોમાં તણાતો તે ઘર નજીક આવી રહ્યો હતો.

દૂરથી, ચન્દ્રની મધુર ચાંદનીમાં નહાતું એણે પોતાનું મકાન જોયું : ભગવાન પિનાકપાણિના લલાટે બેઠેલા ચન્દ્રની જેમ—મકાનની ઊંચી અગાશી પર ચન્દ્ર શોભી રહ્યો હતો : પણ આશું ! આનંદકુટિરના ચોથા મજલાની અગાશી પર એણે કોઇ નારી આકૃતિને ઊભેલી જોઇ. આ આકૃતિ તેની માતાની તો નહિ હોય? ના, ના, આવો પાતળો, સુડોળ દેહ એની માતાનો નહોતો—આ આકૃતિ તો કોઇ યુવાન નારીની હતી.

ચન્દ્રની બીજ—કલા જેવી એ ઊભી હતી, જાણે કે કોઈ સૌન્દર્યપુષ્પ પોતાની ઊંચી અગાશી પર ઊગ્યું હતું ! ચન્દ્રના પાણીદાર સ્મિતમાંથી પ્રગટ થઈ હોય તેમ તે ઊભી હતી.

માતાની સાથે મયંક ઘરમાં આવ્યો. તેણે ચારે કોર દૃષ્ટિ ફેરવી : માતા સિવાય આખા ઘરમાં બીજું કોઇ હતું નહિ: ત્યારે અગાશી પર જોયેલી નારી આકૃતિ ક્યાં ગઇ? કે શું એ માત્ર તંદ્રાસ્વપ્ન હતું ? ના, ના, એ કેમ બને ?

મયંક જમીને સૂઈ ગયો—પણ તેને ઉંઘ આવી નહિ. એમને એમ સવાર પડી ગઇ.

સવારે મયંક તંદ્રાને જોઇ રહ્યો : બસ, રાત્રે ચંદ્રિકામાં જોઇ હતી એજ આકૃતિ, બીજની કલા જેવું સુડોળ શરીર. તંદ્રાએ જતાં જતાં ફરી એક વાર મયંકની સામે જોયું : જાણે કે એની આંખો કાંઇક શોધી રહી હતી. અને એ આંખોમાં કેટલું દર્દ હતું ! શાનું હતું એ દર્દ ? મયંક કાંઇ કલ્પના કરી શક્યો નહિ ; તંદ્રાને પગલે પગલે એનું અંતર પૂજવાં પાડતું હતું.

સૌ જમી રહ્યા પછી રાત્રે તંદ્રા પાછી મયંકની માતા પાસે આવી. મયંક ખુરશી પર આડો પડી કોઈ પુસ્તક વાંચી રહ્યો હતો. તંદ્રાને જોઇને મયંકે એની બાને કહ્યું—બા, આ તંદ્રાને મેં ક્યાંક જોયાં હોય તેમ લાગે છે.'

'તેં એને ક્યાંથી જોઈ હોય બેટા ! તંદ્રા છેલ્લા ત્રણ વર્ષથી તો આ ગામ છોડીને ક્યાંય ગઇ નથી. ને તું પાંચ વર્ષ પરદેશ હતો એ પહેલાં ક્યાંય જોઇ હોય તો બને.'

મયંક કાંઇક ગૂંચવાયો ને પછી તેણે તંદ્રાને પૂછ્યું.

'તમારું મૂળ વતન ક્યું ?'

'મારા મૂળ વતનનું પૂછો છો ?' તંદ્રાએ અત્યંત મધુરતાથી મયંકને ઉત્તર આપ્યો.

જાણે કે એની જીભ નહિ, પણ એની આંખો બોલી રહી હતી. 'મારું મૂળ વતન આ જ છે, એકાદ-વાર મુંબઈ, દિલ્હીને આગ્રા તરફ ગઈ છું એ સિવાય ખાસ ક્યાંય ગઈ નથી.'

'પણ મેં તમને જોયાં છે.'

'એ કેમ બને ?

'એ ન જ બને એટલું તો હું પણ જાણું છું'. છતાં બન્યું છે, એ હકીકત છે. 'મયંક અત્યંત લાગણીવશ અવાજે બોલ્યો. એનાં બા નીચે પૂજા માટે ચાલ્યાં ગયાં ને તંદ્રા પણ જવા માટે તૈયાર થઈ: પણ બારણામાં ઊભાં ઊભાં એણે મયંકની સામે જોયું : મયંક દ્વિધામાં પડી ગયો. આ તંદ્રા મારી આંખો સામે શા માટે જોઈ રહે છે ? શું એ પોતાનું કાંઈ ખોવાયેલું શોધી રહી છે ? કાંઈ ખબર પડતી નથી.'

'તમે પણ જશો ?'

તંદ્રા કશો ઉત્તર આપ્યા વિના અગાશીનાં પગથિયાં ચડવા લાગી. મયંક એને જતી જોઈ રહ્યો:

તંદ્રા શા માટે અગાશીમાં જાય છે ને કલાકો સુધી ખીલેલી ચાંદનીમાં શું જોઈ રહેતી હશે તેની કલ્પના મયંકને આવી નહિ. આમ દિવસો ઉપર દિવસો જવા લાગ્યા: તંદ્રાને સમજવાના તમામ પ્રયત્નો નિષ્ફળ ગયા. બંને સાથે ફરવા જતાં, સાથે રહેતાં છતાં મયંક એને કશું પૂછી શકતો નહોતો હરરોજ સવારે તંદ્રા મયંકનું બારણું ખખડાવતી ને કહેતી 'ચાલોને ઉષા ઊગે તે પહેલાં આપણે બગી-ચામાં ફરવા ચાલ્યા જઈએ.' મયંક બારણું ઉઘા-ડીને જોતો–તંદ્રા તૈયાર ઊભી હોય; વીતી જતી રાત્રિના ઝાંખા પ્રકાશમાં એ અપ્સરા જેવી લાગતી જ્યારથી તેણે મયંક સાથે ફરવા જવાનું રાખ્યું હતું ત્યારથી તેણે સફેદ વસ્ત્રો છોડી પીતાંબરી વસ્ત્રો પહેરવા માંડયાં હતાં. ઉષાના પથરાતા પીળા પ્રકાશ-માં એ વસ્ત્રો એને ખૂબ જ આકર્ષક લાગતા હતા; તે આખો દિવસ હસ્યા કરતી પણ જ્યારે સંધ્યા થઈ જતી ત્યારે મયંક ઉદાસ થઈ જતો, કારણ કે તંદ્રા એનું સ્વપ્ન બની હતી–એનું સર્વસ્વ બની હતી–જાણે કે એ એનું તીર્થધામ હતી. એના વિનાની આખી દુનિયા એને ખાલીખાલી લાગતી હતી.

કોણ જાણે કેમ પણ આજે છેલ્લા બે દિવસથી એણે તંદ્રાને જોઈ નહોતી: બાને પૂછ્યું પણ કશો ઉત્તર મળતો નહોતો; 'શું થયું હશે ? શું એણે મારી સાથે અબોલા લીધા હશે ? શું એ મારી અતિ લાગણીવશતાને લીધે મારા ઉપર રોષે ભરાઈ હશે ? મયંકનું મન ઉદ્વિગ્ન બની ગયું.

ખટ ખટ ખટ એવો કાંઈક અવાજ થયો; મયંક ભર ઊંઘમાંથી જાગી ઊઠ્યો. તેણે બહાર જોયું, ખૂબ જ અંધારું હતું. મેઘલી રાતે ચન્દ્રમાએ પોતાના પાલવમાં સંતાડી દીધો હતો. મયંક પથારી છોડી ઊભો થયો; અગાશીનાં પગ-થિયાં પર કોઈ ધીમે ધીમે ચડી રહ્યું હતું : ચડનાર બીજું કોઈ નહિ, પણ તંદ્રા જ હોવી જોઈએ–મયંકે પણ અગાશીનાં પગથિયાં કોઈ સાંભળે નહિ કે જુએ નહિ તેમ ધીમે ધીમે ચડવા માંડયાં.

ઉપર જઈને મયંકે જોયું તો તંદ્રા અગા-શીને છેક છેલ્લે ખૂણે આકાશ સામે જોઈને ઊભી હતી: આવી મેઘલી રાતે એ શું જોઈ રહી હશે ? મયંક ધીમે પગલે એની પાછળ જઈને ઊભો રહ્યો : તંદ્રાએ જરાય ગભરાયા વિના પાછું જોયું–મયંકને જોઈ તે બોલી :

'મને ખાત્રી જ હતી કે તમે મારી પાછળ આવશો.' આ સાંભળી મયંક છોભીલો પડી ગયો; ને તંદ્રા જરા પણ ગભરાઈ નહિ તેથી તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે લથડતી જીભે કહ્યું.

'હું તમારી પાછળ આવીશ એમ તમે શા માટે માની લીધું !'

'કારણ કે આજે આકાશમાં પેલી આંખો નથી દેખાતી.'

'કઈ આંખો ? શું તમે અગાશીમાં કોઈની આંખો જોવા આવો છો ?'

'હા, તારા જેવી તેજભરી આંખો' તંદ્રા બોલી 'મયંક, તમને નવાઈ લાગશે પણ એ આંખો જોયા વિના હું જીવી શકું તેમ નથી.'

'જીવી શકું તેમ નથી એટલે? કોની છે એ આંખો?'

'એ આંખો કોની છે એની મને ખબર છે, પણ એ આંખો મને ઓળખતી નથી.' તંદ્રાએ બોલવા માંડ્યું. 'જાણે કે આંખો મારું સર્વસ્વ છે, એ આંખોને હું જોઉં છું ત્યારે મને લાગે છે કે આ દુનિયામાં હું એકલી નથી, એ આંખો ભલે મને ન ઓળખે પણ એનાં દર્શન કરીને હું આખો અવતાર કાઢી નાખીશ. હું અહીં આવીને અનેક વાર એને વીનવું છું પણ એ આંખો મારી નજીક આવતી નથી. મારી આંખોમાં આવીને સમાઈ જતી નથી.'

'પણ તમે કહો છો એવી તેજસ્વી એ આંખો અત્યારે દેખાતી નથી.' મયંક ગૂંચવાઈ ગયો હતો.

'તમને નહિ દેખાતી હોય પણ મને દેખાય છે.'

'તમને દેખાય છે? શી વાત કરો છો તમે?'

'સાચું કહું છું મયંક, આજે તો રોજ રોજ છટકી જનારી એ આંખો મારી પાસે આવી છે, મારી સામે આવી છે– આજ હું એને નહિ જવા દઉં– મારાથી જુદી નહિ થવા દઉં.' કહીને, મયંક કંઈ વિચાર કરે તે પહેલાં તંદ્રાએ પાછળ આવી મયંકની આંખો કોમળ આંગળીઓથી ઢાંકી દીધી.

મયંકને મેઘલી રાતે પણ ચંદ્રિકા વરસતી હોય તેમ લાગ્યું.

*

## સાચો ફોટોગ્રાફર

પરમાત્મા એકનો હતો એને ગમતું નહોતું. આથી એણે પોતાનો 'સેલ્ફ–ટાઇમર' કેમેરા ગોઠવ્યો અને અવકાશરૂપ ફિલ્મ પર પોતાના અસંખ્ય ફોટા પાડ્યા.

હજી એ ફોટોગ્રાફીની કળામાં શિખાઉ હતો. આથી દરેક ફોટોમાં કંઈ ને કંઈ ખામી રહી ગઈ. કોઈક અંડર–એક્સપોઝડ હતો, તો કોઈ ઓવર–એક્સપોઝડ કોઈક વધુ પડતો કાળો આવ્યો, તો કોઈક ટેકનિકલરમાં રંગ બરાબર ઊઠ્યા નહિ.

અને આ બધા ફોટા છે પૃથ્વી પરના વનસ્પતિ, જીવજંતુ, પ્રાણીઓ અને માનવો. બધાં એની જ પ્રતિકૃતિઓ છે

પણ માનવે લીધેલા ફોટામાં અને પરમાત્માએ પાડેલા ફોટામાં એક ફરક છે. અને તે એ કે માનવના ફોટા બધા નિર્જીવ છે, જ્યારે પરમાત્માના બધા સજીવ છે.

પણ હજીયે એના પાડેલા ફોટા અપૂર્ણ હોઈ, એ 'સેલ્ફ–ટાઇમર' વડે પોતાના 'પર્ફેક્ટ' ફોટા પાડવા માટે પ્રયાસ કર્યા જ કરે છે. એને ખાતરી છે કે એક સમય એવો આવશે જ કે જ્યારે એને એમાં સફળતા મળશે જ.

અને જ્યારે એની એ ઇચ્છા સિદ્ધ થશે ત્યારે પૃથ્વી પર દુઃખ નહિ હોય, અજ્ઞાન નહિ, અનિષ્ટ નહિ હોય અને બધું જ સૌંદર્યમય, આનંદમય, ચૈતન્યમય, સત્યમય બની ગયું હશે, કેમ કે એ એની આબેહૂબ પ્રતિકૃતિસમા ફોટા હશે.

અને એને પોતાની રમતના પોતાના જેવા જ સાથીઓ મળી ગયા હશે.

—રજનીકાન્ત મોદી

# અવેરે વેર શામે

દેવેન્દ્રકુમાર કા. પંડિત

ભગવાન તથાગતનો જીવન સંદેશ ભારત ઉપરાંત સિલોન જાપાન અને ચીનમાં પણ પ્રસરી ગયો હતો. બૌદ્ધ ભિખ્ખુઓના ભારે આદરમાન થતાં હતાં. બુદ્ધની વાણી સાંભળવા લોકો ભાન ભૂલી જતાં. હિંસા વેરઝેર, સ્વાર્થ ને મોહવશ માનવ સમુદાયને માટે આ અહિંસા, અવેર, શાંતિ, નિસ્વાર્થતા અને નિર્મોહિતાની રણઝણતી ઝાલરનો નાદ મીઠો હૃદયંગમ લાગતો હતો.

જાપાનના એક શ્રીમંત આવા બૌદ્ધ ભિખ્ખુની કથા શ્રવણમાં જતાં જતાં કંઈક સામાન્ય કારણાવશાત એના નોકરના માથામાં લાકડાના બુટનો ઘા કર્યો. નોકરના માથામાં લોહી નીકળ્યું ને રજા આપી.

એ ક્ષણે તો એ ન બોલ્યો: મારનું કારણ નજીવું હતું વરસાદ વરસતો હોવાથી જોડા પલળી ન જાય એ સારૂ તે બગલમાં દબાવી લાવ્યો આથી લાકડાના તે વખતના બુટ પરથી રંગ ઊખડી જતાં શેઠ નારાજ થયા ને એ બુટ માથામાં માર્યું.

વેરની આગ હૃદયમાં સંઘરી નોકર વિદાય તો થયો પણ શ્રીમંતને મારી નાખવા લાગ શોધ્યા કરે પણ મળે નહિ. શ્રીમંત કાયમ નોકર ચાકરોથી વીંટાએલ જ રહે. જતી વેળા પેલું લોહીઆળ બુટ સાથે લઈ ગયેલ.

આખર એ નોકરે વિચાર કર્યો લાવ બૌદ્ધ ભિખ્ખુ બનું. ભિખ્ખુઓ કશીય રોકટોક વગર ગમે ત્યાં જઈ શકે છે આથી શ્રવણ બની શ્રીમંતને મારી વેર લઉં.

એ બૌદ્ધ મઠમાં ગયો ભિક્ષુની દીક્ષા લીધીને ધર્મનો અભ્યાસ શરૂ કર્યો. બુદ્ધ–ધ્યાન ગ્રહણ કરવામાં એ એટલો આગળ વધ્યો, એની તેજસ્વી બુદ્ધિ પ્રતિભાએ એવાં તો તેજ પાથર્યાં કે એની ગણના થોડા જ સમયમાં આચાર્યમાં થઈ.

એ જ અરસામાં ચીનમાં એક બૌદ્ધ મંદિરમાં બુદ્ધ ભગવાનની મૂર્તિ પધરાવવા જાપાનમાંથી કોઈક બૌદ્ધ આચાર્યને મોકલવા ચીનના શહેનશાહે જાપાન કહેવરાવ્યું. ને આ નવા આચાર્યને ભિંખ્ખુ સંઘે ચીન મોકલ્યા.

ચીન જઈ એમણે એવી તો જ્ઞાન–ધારા રેલાવી કે ચીનવાસીઓ સંખ્યાબંધ બૌધ ધર્મમાં દીક્ષિત થવા લાગ્યા. આચાર્યની કીર્તિપતાકા સારાય ચીનમાં લહેરાવા લાગી.

જાપાનમાં આ વાત પહોંચી ને જાપાનના શહેનશાહે ચીનના શહેનશાહ જેવું જ ભવ્ય બૌદ્ધ મંદિર બંધાવી ચીન ગયેલા આચાર્યને આ મંદિરમાં બૌદ્ધ પ્રતિમા તેમના હાથે પધારવવા જાપાન બોલાવ્યા.

બૌદ્ધ આચાર્ય જાપાન આવ્યા પણ તેમના દીલમાંથી પેલા શ્રીમંતને મારી વેર લેવાની વાત ભૂલાતી નથી. જ્ઞાનના શીતવારી વૈરની પ્રજ્વળતી આગને બૂઝાવી ન શકયા.

જાપાન આવી મંદિરમાં બુદ્ધની મૂર્તિ પધરાવી જ્ઞાન–વાણી રેલાવવા માંડી.

પેલા જાપાનના જોડા મારનાર શ્રીમંતને કાને આ આચાર્યની ખ્યાતિ ગઈ અને એણે જાપાનના શહેનશાહ જેવું જ બૌધ મંદિર બંધાવવા સંકલ્પ કર્યો. બુદ્ધના નામ પર બધું જ ન્યોછાવર કરી ધર્મપરાયણ થવાની એ કાળે એશીઆમાં એવી તો ઉત્કટતા વ્યાપી હતી કે આ શ્રીમંતે પોતાની બધી જ મિલકત આ મંદિરમાં ખર્ચી નાખવા નક્કી કર્યું. દેશ વિદેશથી રંગી બેરંગી પત્થરો, કારીગરો ને શિલ્પના સાધનો ઊંટ પર મંગાવી ભવ્ય દેવળ બનાવ્યું ને એથીએ ભવ્ય ધ્યાનસ્થ કમળપત્ર શા નયનોવાળી ભગવાન તથાગતની પ્રતિમા બનાવડાવી

હવે તો એક ચીલો જ પડી ગયો કે મંદિરમાં બુદ્ધ પ્રતિમાની પધરાવવાની વિધિ આ ચીન જાપાનના મંદિરોમાં પ્રતિષ્ઠાપન કરાવનારા આચાર્ય જ કરે,

અન્ય નહિ.

પેલા શ્રીમંત આ આચાર્યને ચરણે નમી પોતાના બનાવેલા મંદિરમાં ભગવાન બુદ્ધની પ્રતિમાનું પ્રતિષ્ઠાપન કરવા પધારવા વિનંતી કરી.

આચાર્યે જોયું કે આ એ જ શ્રીમંત છે કે જેણે મને અકારણ જોડો મારી નોકરીમાંથી વરસતા વરસાદમાં રજા આપી. ક્ષણે ક્ષણે ભૂતકાળના એ નોકરી પછીની ગરીબાઈના ને બીજાં માઠાં પ્રસંગો નજર સમક્ષ તરવરવા લાગ્યા ને શ્રીમંતને મારવા નક્કી કર્યું. ને તેના મંદિરમાં પ્રભુ પ્રતિમા પધરાવવા આવવા હા કરી.

શ્રીમંત ગયા પછી આચાર્યે ક્યાંકથી એક ધારદાર છરો મેળવ્યો. બીજે દિવસ વહેલી પ્રભાતે પ્રભુ પ્રતિમા પધરાવવા જવાનું હતું. એ ક્ષણે તો વિચાર કર્યો કે કાલે મંદિરમાં જ જઈ શ્રીમંતને મારી નાખી વેરનો અગ્નિ શાંત કરું.

એ પછી સૂતા. ભિખ્ખુઓના નિયમ પ્રમાણે એ વહેલા ઊઠ્યા. પણ એ શાંતિદાયક પરોઢનો સમય હતો. જે સમયે તેવો બુદ્ધની જ્ઞાનવાણી સંભળાવતા તે વાણી સ્મૃતિ પટ પર લાવતાં જ બુદ્ધનું પેલું ચીર સત્ય ઉચ્ચારતું વાક્ય મગજમાં અથડાયું: 'અવેરે વેર શમે' સંસ્કાર અને જ્ઞાનની સમૃદ્ધ હૃદયમાં તુરત આંચકો આવ્યો. અરેરે હું આ શું કરવા જતો હતો, કરોડો માણસો મને વંદે છે, મારી પાસે જ્ઞાન ગ્રહણ કરવા આવે છે, વિતરાગી તરીકે મને મસ્તક ઝૂકાવે છે એ હું ઊઠી શ્રીમંતનો ઘાત કરીશ તો જન-સમાજને કેવું લાગશે. ભિખ્ખુ સંઘ માટે લોકો કેવો ખ્યાલ બાંધશે કે શ્રમણો તો હત્યારા હોય છે. ભગવાન બુદ્ધનો પણ મારા પર શાપ વરસે.

બીજી જ ક્ષણે એ ઊઠ્યા અને પેટીમાં ઘણા સમય થયા સાચવી રાખેલ પેલા શ્રીમંતે મારેલ જોડો છાતીએ દબાવી બોલ્યા: અરેરે આટલું જ્ઞાન મેળવી નિર્વાણનો પંથ સુઝાડનાર તો આ જોડો છે. એ જોડાનો મારનાર શ્રીમંત છે. એણે જોડો ન માર્યો હોત તો હું બોધ ભિખ્ખુ બનત નહિ ને મારાં ભવોભવના પાપ પ્રજ્વલિત થાત નહિ. નિર્વાણ મારાથી જ્યારે જરાય દૂર નથી ત્યારે હું પાપ આચરી બેસત.

ને વળતી પ્રભાતે જ્યારે શ્રીમંત આચાર્યને તેડવા આવ્યા કે દોડી આચાર્ય એના પગમાં પડી ગયા. બધા વિસ્મય પામ્યા કે ભિખ્ખુ સંઘના આચાર્ય ઊઠી એક અદના માનવીના ચરણે વંદે કેમ? પણ એ ભેદ એ ક્ષણે તો કોઈ ઉકેલી જ ન શક્યા માત્ર આચાર્ય એક જ સમજતા હતા ને જાણતા હતા.

*

# ગાંધીજીનો વેપાર

આફ્રિકાથી હિંદમાં આવીને ગાંધીજીએ જોયું કે લોકો ખૂબ ગરીબ છે, એને રોટલો આપવા ગાંધીજીએ રેંટિયો ગૂંજતો કર્યો ને ખાદી બનાવવા માંડી, પણ એવી જાડી ખાદી પહેરે કોણ? ગાંધીજીએ જાતે બિહારમાં ગામેગામ ફરી ખાદી વેચવા માંડી.

એક વખત ખાદીના ગાંસડા લઈ ગાંધીજી એક ગામથી બીજે ગામ જઈ રહ્યા હતા. એક સ્ટેશને ગાડી ઘણીવાર રોકાવાની હતી. ગાંધીજીને સાંભળવા ને દર્શન કરવા લોકોની ઠઠ ત્યાં જામી ગઈ. ગાંધીજી તુરત જ ખાદીનો ગાંસડો લઈ નીચે ઊતર્યા. પ્લેટફોર્મ પર ગાંસડો છોડીને બોલવા લાગ્યા : 'હું વાણિયો છું, વેપારી છું. ગરીબોને રોટલો પહોંચાડવા આવ્યો છું, પણ મારે એમને બેઠા બેઠા ખવડાવવું નથી, એમને ભિખારી બનાવવા નથી, કામ કરાવીને મહેનતનો રોટલો આપવો છે. તેઓ કમાતા થાય માટે તમે ખાદી પહેરો, ખાદી ખરીદો. બોલો, કોને જોઈએ આ ચાદર? એના ત્રણ રૂપિયા, આ ધોતિયાના પાંચ રૂપિયા, સાડી છ રૂપિયા, લ્યો, કોણ લે છે?'

ચપોચપ બધી ખાદી ઊપડી ગઈ ને રજા અને કાતર લઈ ગાંધીજી ગાડીમાં ચડી બેઠા.

# ચાકેલી જિંદગી

પ્રિયવંદા પારેખ

કોઈ વાઘરી પોતાના સ્વાર્થ ખાતર મધપુડા નીચે ધૂમાડો કરે ને જેમ નિરાંતે બેઠેલી મધમાખો બહાવરી બની, નિરાશ્રિત બની, થોડીવાર તો ત્યાં જ આસપાસ મૂંઝવણથી ધૂંધવાતી ફરી પાછી નવા આશ્રય માટે નાસી છૂટે, તેમ સિંધ ને પંજાબથી પણ લોકો પોતાનાં પેઢી દર પેઢીના ઘરબાર, વેપાર રોજગાર છોડી, નિરાશ્રિત બની, દેશના કંઈક અંશે શાંત રહેલા ભાગમાં અતિથિ તરીકે વેરાઈ ગયા. કોઈ ક્યાં ગયું તો કોઈ વળી ક્યાંક. ઉતાવળમાં ઘણાં છૂટા પણ પડી ગયાં. કોઈ માસુમ બચ્ચાંને પોતાના મા બાપનો પત્તો ન હતો, તો કોઈને પોતાના સંતાન વિષે ખબર ન હતી.

અહીં નગરપુરમાં ઘણે ભાગે સિંધીઓ જ આવ્યા હતા. કોઈ રડયા ખડયા પંજાબી દેખાતા એટલું જ. પોતાના વતનમાં તો જરૂર કોઈ વેપારી હશે એવા લાગતા, પણ અહીં તો ઝટપટ પોતાને ઠરીઠામ કરવા તેઓએ ચા ને સરબતી પીણાની હોટલો, ભેળની દુકાનો ખોલવા માંડી. કોઈ તો તદ્દન રખડી પણ પડયા. પણ જેમ તેમ કરી પાઘડી આપીને પણ ભાગીદારીમાં દુકાન ખોલવામાં વિશનમલ કંઈક અંશે ફાવ્યા. નાની દુકાન છતાં મોટા અરીસા, છબીઓને રંગરોગાનનો ઠાઠમાઠ, તથા રેડિયો ને ગ્રામોફોનની વહેલી સવારથી તે મોડી રાત લગી ચાલતી ઝમક, ગ્રાહકોને જરૂર ખેંચી લાવતી ને દુકાન ભરી ભરી લાગતી. દુકાનોના નોકરો પણ ઘણાખરા નિરાશ્રિતોમાંના જ હતા.

અહીં જેને ન ફાવ્યું તેઓ, 'બીજે વળી સારી સગવડ છે' એવી અફવાઓના પૂરમાં તણાતા ઘણા લોકો પાછા પણ ગયા. પણ એક નાનો છોકરો સ્ટેશન પર બહાવરી આંખે ફરતો હતો. તે રહી ગયો હોય એમ લાગતું હતું. માંડ નવેક વર્ષની તેની ઉંમર હશે, સ્ટેશનની ગિરદીમાં તે કોણ જાણે કોને ઢૂંઢતો હતો પણ ટ્રેન ઊપડી ત્યાં સુધી તેનો પ્રયત્ન સફળ થયો ન લાગ્યો. એ એમ જ મૂંઝાઈને ઊભો રહ્યો. તેની ભૂરી આંખોમાં આંસુ ન હતા. પણ જોતાં જ એમ લાગે કે મૂંઝવણ અને અણકથી વેદના પાણી થઈ આંસુના રૂપમાં નહિ પણ બીજી જ કોઈ રીતે સર્યા કરે છે. તેના વાળ પણ સહેજ ભૂખરા હતા. તેનો લાંબો કુરતો ને નીચે–ઉપરથી પહોળો ને નીચે સહેજ સાંકડો એવો, પાયજામો જ કહી આપતો હતો કે તે ઉત્તર હિંદુસ્તાન તરફનો હતો. કદાચ પંજાબનો. કપડાં એટલાં તો મેલાં હતાં કે તે બીજા કેટલાય નિરાશ્રિત મુસાફરોના ઘણાં મેલાં કપડામાં પણ જુદાં તરી આવતાં હતાં. પણ ત્યાં બેઠેલ મુસાફરો તેના વતનના કે જાતના નહોતા લાગતા. એ કે નિરાશ્રિત તરીકે તેમની એક જ જાત હતી ખરી. સમદુખિયા એટલે. પણ દેશની જુદી દિશા ને જુદે ખૂણેથી આવેલા હોઈ સૌ તેની તરફ આંખને ખૂણેથી જ જોતા! સામે જોઈ કોઈ આવકાર ન આપતું કે ન કોઈ કંઈ પૂછતું. તેની આંખની મૂંઝવણ ને નિરાધારી ત્યાં બીજા બેઠેલાઓને મન નવી ન હતી. તેમની આંખોમાં પણ વત્તેઓછે અંશે તેવાં જ તત્ત્વો હાજર હતાં જ પણ ઘણાં દરશે એવા જોઈને હૃદય પણ એવી જાણે નાજુક વાતોથી અસર પામવાની દશાથી પર થઈ ગયું હતું!

ઘણીવાર સુધી પેલો છોકરો દાદરના છેલ્લા પગથિયા પાસે જ બેસી રહ્યો. લોકોની ધમાલમાંથી આવતા અવાજની તેના કાન પર જાણે કંઈ અસર જ ન હતી. આજુબાજુ પસાર થતા દેખાતા લોકો, દૂર લડતાં કૂતરાં,—કે કોઈ પણ દશ્ય, તે જોતો હતો છતાં જાણે તેને ખબર જ ન હતી. પાછળથી સિંદૂર ઉખેડી ગયેલા અરીસામાં જેમ પ્રતિબિંબ ન પડે તેમ જ! તેને પોતાની અંદર શું ચાલતું હતું તેની જ ખબર નહોતી પડતી. પણ અંદર ધમસાણ નહિ, પણ ન સમજાતી–અગમ્ય શૂન્યતા જ હશે, એવું તેની જાણે અંદર ને બહાર રજૂ કરતી આંખોની શૂન્ય દૃષ્ટિ પરથી જ લાગતું હતું.

આખરે તે ઊતર્યો. ગામમાં પેસવાના દરવાજા પાસે આવ્યો. પેસેન્જરોની અવરજવર હમણાં ઓછી હતી. પાસે જ પાણીનો નળ હતો. તેને તરસ લાગી જ હતી છતાં જાણે તેની તેને ખબર જ ન પડી. થોડીવાર દરવાજા પાસે જ તે ઊભો રહ્યો. તેના ભીંજાઈ, મેલા થઈને ઢીલા પડી ગયેલા પડોળા પાયજામા જેવી જ જાણે તેની કાયા ઢીલી થઈ ગઈ હતી. સ્ટેશન જરા ઊંચાઈ પર હતું, ને ત્યાંથી શહેરનો રસ્તો જરો ઢાળ પડતો હતો. તે જોઈ રહ્યો. ઢાળ પછીના શરૂ થતા સપાટ રસ્તા પર માણસોની અવરજવર ને ગાડી ઘોડાની ખૂબ ભીડ હતી. પોતાના વતનના માથોડાભર ઊંચા ઘાસનાં લીલા ખેતરો, ને પાસે જ વહી જતી જેલમ–ચિનાબ જેવી નદીઓના ધીર ઊછળતા મીઠાં નીર ને તેમાંથી કાઢેલી–દૂર સુધી પથરાયલી નહેરો જોવા ટેવાયલી તેની આંખ, આ બધી ધમાલ જોઈને અટવાઈ ગઈ. પણ તેના પગ જ આગળ વધ્યા; મગજ તો જાણે બહેર મારી શૂનમૂન થઈ ગયું હતું. ઢાળ ઊતરી પાસે જ આવેલી દુકાનના લીલાપીળા રંગની શરબતોના શીશા તરફ તે એકીટશે જોતો ઊભો રહ્યો. દુકાન વિશનમલની હતી.

અત્યારે વિશનમલ જ દુકાન પર હતા. આવતા-જતા ગ્રાહકો પર પૂરું ધ્યાન, છતાં તેમના ચહેરા પરથી જ વરતાય કે તે વિચારી તો કંઈક જુદું જ રહ્યા છે. અને એવા ભાવો તો દરેક ઘરબાર છોડી આવી અહીં દુકાન માંડી બેઠેલા ભાઈઓના મો પર જોઈ શકાતા. તેમના હસવા પાછળ કંઈ દુઃખદ યાદની ઘેરી છાયા જરૂર જોનારને મળતી. વિશનમલની નજર દૂર ઊભી પોતાની દુકાન તરફ જોતા પેલા ભૂલકા પર પડી. થોડીવાર તે પણ ત્યાં જોઈ રહ્યા. ને પછી તેમની તરફ પેલા છોકરાએ જોયું કે તરત જ તેમણે આંગળીથી નિશાન કરી બોલાવ્યો.

'કહાં સે આયા? ક્યા નામ? અકેલા હૈ?' વગેરે પ્રશ્નો પૂછવાની વિશનમલને જરૂર જ ન લાગી. પેલો તેના પૂરા જવાબ આપી શકત કે કેમ તેની તેમને શંકા હતી. પેલાના વેશ, દિદાર ને આંખ જેટલું કહે તેમાં જ જાણે બધું સમજી તેને નીચે પડેલા બાંકડા પર બેસવા કહ્યું. ને દુકાનના એક નોકરને પાણી તથા થોડું ખાવાનું તેની પાસે મુકવા કહ્યું.

પાણી ને ખાવાનું પોતાની પાસે પડેલાં જોઈને પેલા છોકરાએ આંખો વિશનમલ તરફ ફેરવી, પાછું નીચે જોયું ને ત્યારબાદ પહેલાં ધીરે ને પછી જલદીથી તે બધું ખાઈ ગયો. ખાવાનું આવતાં તરત જ ઝાપટી પડશે એવું ધણા દાખલાથી માની ચૂકેલા વિશનમલ જ્યારે પેલા છોકરાને પોતા તરફ જોતાં જોયો ત્યારે તેના તરફ વધુ મમતા જાગી.

એને આખરે વિશનમલે પોતાને ત્યાં જ રાખી લીધો. ધીરે ધીરે તે બધામાં ભળી ગયો. તેનું નામ હતું મજુન, પણ બધા તેને મજનુ કહીને હસતા. પહેલાં એ બધા સાથે હસી ન શકતો ને બીજા હસતા ત્યારે માત્ર જોઈ રહેતો. વિશનમલ તેની તરફ જોઈ જરા મરકતા ત્યારે તે જાણે હાસ્યને પહેલાં ન સમજતો હોય તેમ ધીરે ધીરે તેના હોઠ હસવા ધીરેથી ખૂલતા, ત્યારે ખીલતી કળીની યાદ આવી જ જાય. પણ પછી તો મજુન બધા સાથે ખૂબ હળીમળી ગયો. પહેલાં હસાવ્યા છતાં ન હસતો મજુન, હવે પોતે જ બધાને હસાવતો. નવા પંખીએ પોતાની નાની પણ નવી દુનિયા જાણે સ્વીકારી લીધી હતી.

દુકાન ઉપર આખો દિવસ ગ્રામોફોન ને રેડિયો ચાલુ રહેતા. પણ જરા બંધ પડતાં મજુન પોતાની ઉત્તર હિંદુસ્થાની તર્જમાં કંઈક ગાઈ નાખી ગ્રાહકોને ખુશ કરી દેતો. પછી હમેશના જાણીતા ગ્રાહકો તો ઘણીવાર ગ્રામોફોન બંધ રખાવીને પણ તેને પેલું પંખીનું ગીત ગાવા કહેતા ને તરત તે ગાતો, આ પ્રદેશોમાં લગભગ અપરિચિત એવી ઉત્તર હિંદુસ્તાની હિંદીનો લહેકો, તેની કુમળી જબાનમાંથી સરતી ને તે પણ નવી તર્જ–ને વધુ ઉઠાવ આપતો. તેનું આ પ્રિય ગીત હતું:

પંછી આઓ, તુમ ભી ગાઓ,
ગીત ગાઓ પ્યાર ખુશી કે ..એ ગીત
ગાઓ પ્યાર......

વિશનમલ તેને આમ હસતો કૂદતો જોઈ રહેતા.

તેના માબાપ ક્યાં હશે વગેરે યાદ આવતાં તેમને ગ્લાનિ થતી, પણ પેલાને આનંદમાં જોઈ તે પણ આનંદ પામતા. લોકો તો ગીત બાદ ઘણીવાર ટીકા પણ કરતા કે 'આ છોકરાને કંઈ છે...માબાપની ખબર નથી કે ક્યાં છે છતાં મજા...' મજુન તેમની આ બદલેલી રૂચિ ન સમજતો. તે હવે ટૂંકી ચડ્ડી ને બાંડિયું જ પહેરતો. ને ગળામાં રૂમાલ બાંધી રાખતો. તે હવે પૂરો 'હોટેલ બોય' જ બની ગયો હતો.

માત્ર ગ્રાહકો જ નહિ પણ સાથી નોકરો પણ મજુનને ચાહતા. પણ જ્યારથી તેણે એકાંતરે સાંજે બહાર જવાનું રાખ્યું ત્યારથી નોકરો ઈર્ષ્યા કરવા લાગ્યા. તેમને થતું કે આવી બાબતોમાં કડક જેવા શેઠ આને કેમ રજા આપતા હશે? પણ સાંજે વખત થાય એટલે અચૂક હાથ ધોઈને મજુન વિશનમલના ટેબલ પાસે આવી 'બાબુજી!' કહી ઊભો રહેતો ને વિશનમલ તેને હસીને રજા આપી દેતા. બધાં તે જોઈ રહેતા.

વાત આમ હતી. પહેલાં તો ક્યારેક પણ મજુન સાંજે કે કોઈપણ વખતે બહાર જવાનું નામ પણ ન લેતો. પણ એકવાર કોઈ કારણે સાંજે દુકાન બંધ રાખવામાં આવેલી, ને નોકરોને ફરવાની છૂટ મળેલી. તેને બીજે દિવસે સાંજે જ મજુન વિશનમલ પાસે આવેલો.

'બાબુજી.' તેણે વિશનમલની ગંભીર આંખને હસાવવા પ્રયત્ન કરતાં શરૂ કરેલું: 'બાબુજી... કલ જબ રજા થી ન, તબ મૈં વો દૂર જો ઘૂમનેકા બાગ નહિ હૈ?.... ઉસ ઓર ગયા થા.' ને વિશનમલની કુતૂહલભરી આંખો સામે જોઈ ઉમેર્યું: 'વહાં બાબુજી... મૈંને એક ઈતનીસી છોટી લડકી દેખી.' તેણે હાથથી કદ બતાવ્યું ને વળી ચલાવ્યું, 'વો બાબુજી, ઐસી થી ઐસી થી–ઓર જબ વહ બોલને લગી ન બાબુજી, તબ મુજે મેરી છોટી બહન યાદ આ ગઈ!' ને એણે વિશનમલ તરફ જરા જોયું ને તરત જ ખાડુ ઝડપથી બોલી ગયો, 'બાબુજી, આજ ભી મૈં વહાં જાના ચાહતા હું' એવી રીતે તો એ બોલ્યો, ને બોલીને એવી રીતે તો જોઈ રહ્યો કે વિશનમલ તેની નિર્દોષતા અને ઉમળકો જોઈ હસી પડયા. ને ત્યારથી તેને જવાની રજા મળી ગઈ. તે દરરોજ નહિ તો એકાંતરે તો જતો જ. વિશનમલને લાગ્યું કે બિચારો માબાપથી છૂટો પડી ગયો છે, આ વળી તેને નાની બહેન મળી ગઈ છે. છોને તેનું મન જરા બહેલાવે. ને તે જતો ત્યારે તેને આનંદ પામતો વિશનમલ જોઈ રહેતા.

આમ સાંજે મજુન ખૂબ આનંદમાં રહેતો. ખાસ સ્ત્રીઓ માટેના બાગમાં નાના છોકરા પણ આવતાં. ત્યાં લપસણા પાટિયા પરથી તે સરકતો ને બાંધેલા હીંચકા પર ઝૂલતો. પેલી નાની છોકરીના આનંદ ખાતર જ જાણે તે બધું કરતો. તે તેની જ આસપાસ ફર્યા કરતો. પેલી પણ તેની સાથે ભળી ગઈ હતી.

એકવાર પેલી છોકરીની હડપચી પકડી મોં ઊંચું કરી તેણે પૂછેલું: 'નામ ક્યા તુમ્હારા?'

પેલી છોકરી બોલી નહિ. માત્ર ધીમું ધીમું મરકી રહી.

'ચલ બતા, બોલ.' તેની મોટી બહેને તેને કહ્યું.

'છફીયા,' કંઈક શરમાતી તે બોલી. ને જાણે કંઈક ખોટું ન કર્યું હોય તેમ મોઢું બે હાથ વડે ઢાંકી દીધું!

'છફીયા!....ઓર તેરી યહ બડી બહન કા?' મજુને સફિયાને જ પૂછ્યું.

'રોશન.'

'રોશન!' તેવી જ ઢબે ઉચ્ચાર કરી સફિયાના ગાલ પર નાની ટપલી લગાવતાં મજુન હસી પડયો. રોશને તો હેતમાં સફિયાને ઉપાડી બચ્ચીઓ જ ભરી.

પછી તો મજુન દરરોજ જવા લાગ્યો. એક દિવસ ત્યાંથી વળતો હતો ત્યાં તેણે સફિયા જેટલી જ નાની છોકરીના કાનમાં કાચનાં લટકણિયાં જોયાં ને તરત જ તેને યાદ આવ્યું કે પોતાની બહેન પણ એ પહેરતી. ને તરતજ તેણે સફિયાને આવાં લઈ આપવા મનમાં ગાંઠ વાળી. પછી દરરોજ તે બજારમાંથી પસાર થતી વેળા દુકાનો જોયા કરતો. એકવાર તેની નજર પડી

ગઈ એવા જ લટકણિયા પર. અહા! પણ લેવા કેમ? પૈસા? દરરોજ તે લોલુપ નજરે પેલી દુકાનમાં જોયા કરતો ને સફિયાને સાંજે જોતો ત્યારે થતું કે તેના કાનમાં કેવા શોભી ઊઠે. વિશનમલને કહેવા તેને ઇચ્છા થઈ. પણ બધામાં ઓછા કડક વિશનમલ પૈસાની બાબતમાં વધુ કડક હતા. કેટલાકને માર ખાતા પણ તેણે જોયેલા, એટલે એ હિંમત ન કરી શક્યો. એકાંતરે બે આના જે દરેક નોકરને વાપરવા મળતા તે બચાવવા તેણે વિચાર કર્યો. ત્રણેકવાર એમ કરી છ એક આના બચાવ્યા. પણ જાણે અતિશય મોડું ન થતું હોય તેમ તેને લાગ્યું. તે દરરોજ દુકાનના બીજા ભાગિયા નથુરામને બાંકડા પર બાજુમાં પૈસાનું પાકીટ, સિગારેટો વગેરે મૂકીને આરામ કરતાં જોતો તેને થયું કે આ પૈસા લઈ લેવા. ને એક દિવસ સવારે તેણે તે કર્યું: તેનાથી રહેવાયું નહિ ને તે જ વખતે પેલી દુકાને જઈ પેલી વસ્તુ માટે પૂછ્યું. કિંમત માત્ર પાંચ જ આના હતી.

'સિર્ફ પાંચ આના!' આશ્ચર્ય પામી ખુશ થતા મજુન બોલ્યો: તેણે પોતાના છ આનામાંથી જ પૈસા આપ્યા. પાકીટ પાછું મૂકી દેવાથી એ વિચારથી ખુશ થઈ તે તરત જ પાછો આવ્યો. પણ દુકાન પાસે આવ્યો ત્યાં એણે મામલો વિફરેલો જોયો. બધા નોકરોને નથુરામ ધમકાવતા હતા ગ્રાહકો ને પસાર થતા લોકો પણ તમાશો જોવા ઊભા રહ્યા હતા.

મજુન દુકાનમાં ન હતો તેની જાણે કોઈને ખબર જ ન હતી. પાકીટ કાઢવા માટે ખિસ્સામાં નાખેલો હાથ મજુને ત્યાં જ રહેવા દીધો. ને અંદર દાખલ થઈ જ્યાંથી પાકીટ ઊપાડી હતી ત્યાં ખિસ્સા-માંથી કાઢીને મૂકી દીધી. પણ નથુરામે તેને તેમ કરતાં જોઈ લીધો. ને તરત જ બાવડામાંથી પકડ્યો. મજુન તો છેક જ ગભરાઈ ગયો. વળી બારણામાં પોલીસ પણ દેખાયા.

'આ જોયો તારો મજનો?' વિશનમલને ઉદ્દેશી નથુરામ બોલ્યા. 'નાનો છે, નિરાધાર છે કરી મોઢે ચઢાવ્યો હતો તે જો.'

વિશનમલ હમણાં જ આવેલા ને ટૂંકમાં વાત સાંભળેલી. તેમણે મજુન તરફ જોયું. મજુન ગભરાયેલો દેખાતો હતો.

'પણ તમારા કેટલા પૈસા ગયા છે તે તો જુઓ.' વિશનમલે નથુરામને કહ્યું. મજુન પૈસા ઉપાડે તે તેમના માનવામાં નહોતું આવતું.

નથુરામ મજુનનો હાથ છોડી પૈસા ગણવામાં પડ્યા. મજુન એમ જ ઊભો રહ્યો. ગણીને નથુરામ મૂંઝાયા. પૈસા તો પૂરા જ હતા. બધા બાકીના માણસો તેમના ચહેરાના ભાવ પરથી જ આ સમજી ગયા.

'પણ...પાકીટ ચોર્યું તો ખરું જ ને!' નથુ-રામ પાકીટ ખિસ્સામાં સરકાવતાં બીજા લોકો તરફ ફરીને બોલ્યા. વિશનમલની શાંત દૃષ્ટિ તરફ એ જોઈ ન શક્યા.

'પાકીટ તુને ઉઠાયા થા મજુન?' વિશનમલે મજુન તરફ તેની આંખમાં જોઈને પૂછ્યું.

'જી બાબુજી,' નીચે જોઈને પણ ગભરાયેલી આંખે વિશનમલની આંખો તરફ જોઈને તે બોલ્યો: 'લેકિન બાબુજી મૈં ને અંદરસે....'

'કયોં ઉઠાયા થા?' વિશનમલના અવાજમાં ક્રોધની માત્રા વધી.

'લેકિન મૈં ને પૈસા નહિ ઉઠાયા બાબુજી!' થોડાં ઝળઝળિયાં મજુનની આંખમાં હવે દેખાયાં. ને તેણે ખિસ્સામાંથી લટકણિયાનું પડીકું કાઢ્યું.

વિશનમલે તે ખોલ્યું. બધાંના વિસ્મયનો પાર ન રહ્યો. કોઈ કાંઈ ન સમજ્યું. તુચ્છ, મામૂલી વસ્તુ બધા જોઈ રહ્યા પણ એ જ વસ્તુએ વિશન-મલને બધું કહી દીધું.

વિશનમલ હવે નથુરામ તરફ જોઈ બોલ્યા: 'જુઓ નથુરામ, આ તો અચાનક એક નિર્દોષતા-ભર્યું કામ છે. તેણે પૈસા તો કાઢ્યા નથી તમારા' ને તેમણે બીજું ઘણું ઘણું સમજાવ્યું કે 'જુઓ એનો તો ઇરાદો જ નહોતો આવો, ચોરી શું એ જ તો એ નથી જાણતો.'

પણ અત્યાર સુધી શાંત રહેલા નથુરામ એકદમ ગર્જી ઊઠયા : 'પણ એ અહીં ન ચાલે. અહીં આવતા ગ્રાહકોની જોખમદારીની વાત છે. આવા ચોર જોઈએ જ નહિ અહીં.' કહીને તેમણે આવેલા પોલીસ તરફ જોયું, પોલીસે તરત જ મજુનનો હાથ પકડયો. ને નથુરામને ચોકી પર જરા સાથે આવવા કહ્યું.

'પણ નથુરામ,' વિશનમલ બોલ્યા, 'તરત જ એ પાકીટ પાછું મૂકવા આવ્યો તે જ નથી કહી આપતું કે તેના મનમાં કંઈ..

'ના, ના, ઢોંગ ન ચાલે...' કહીને નથુરામ આગળ થયા

વિશનમલ તો નથુરામને લીધે જ માંડ માંડ દુકાન મેળવીને જમાવી શકેલા એટલે વધુ કંઈ ન બોલી શકયા. જતાં જતાં મજુને તેમના હાથમાં પડીકું જાણે સાચવવા આપ્યું ને તરત જ પોલીસોની આગળ દોરવાયો.

મજુનને થોડા દિવસની કેદની સજા મળી.

*

સજા ભોગવી મજુન આવ્યો ત્યારે તેના માસુમ ચહેરા પર ફિકાશ પથરાઈ ગઈ હતી, શરીર જરા કૃશ બની ગયું હતુ સામેથી ધીમે પગલે તેને આવતો જોઈ વિશનમલને કેટલાય વિચાર આવી ગયા. પણ તે નજીક આવ્યો કે તરત જ બધા જ ભાવો સંકેલી ચહેરા પર હાસ્ય લાવી તેને આવકાર્યો ને થોડી વાતચીત પછી તેનું લટકણિયાનું પડીકું તેને આપી બાગમાં રમવા મોકલ્યો. પડીકું હાથમાં આવતાં મજુન ઘડીભર તે જોઈ રહ્યો. પછી તરત જ તેના ફિક્કા ચહેરાને જરા અજવાળતું સ્મિત ત્યાં પથરાયું ને તરત જ તે દોડી ગયો.

બાગમાં જઈ તરત જ તેણે સકિના ને રોશનને શોધી કાઢયાં ને તરત જ સકિનાના કાન પાસે પડેલાં લટકણિયાં પકડી રાખી કેવાં લાગે છે તે જોઈ રહ્યો.

'કયા હૈ મજુન!' મજુનના જેવી જ મીઠી ભાષા બોલી શકતી રોશનને મજુનને રાજી થતો જોઈ પૂછયું.

મજુને પોતાના હાથ સકિનાના કાન પાસે જ રાખી સકિનાને જ ફેરવી. પણ રોશનને જણાવ્યું ત્યારે જ તેને ખબર પડી કે સકિનાના કાન હજી વીંધેલા ન હતા! પળભર મજુનના ચહેરા પર જાણે કંઈ ખોઈ નાખ્યાની નિરાશા પથરાઈ. રોશને તરત જ વાત વાળી લીધી ને કહ્યું કે એ તો બીજી રીતે ઉપયોગમાં લેવાશે. ને વાતને જાણે પલટો આપવા પૂછયું :

'લેકિન ઈતને દિન તુમ થે કહાં, મજુન?'

મજુને બધી વાત કહી. રોશન સાંભળી રહી. મજુનને ખુશ કરવા તેણે વાત પલટાવેલ પણ આ તો ઊલટું જ થયું. 'મૈંને તો પાકીટ મેં સે કુચ્છ ભી નહિ લીયા થા બડી બહન, લેકિન પુલિસ મુઝે પકડ ગઈ.' એ શબ્દોએ રોશનના કાનમાં ધ્રુજારી ફેલાવી. તે પણ કોણ જાણે કયાંથી આવી હતી! મજુનનાં 'બડી બહેન' શબ્દ સાંભળતાં તેને કંઈ યાદ આવ્યું હોય તેમ તેના ભાવો ઉપરથી લાગ્યું. એક નાની વસ્તુ માટે મજુનને જે સહન કરવું પડયું તે સાંભળી રોશનને તેના પ્રતિ અનુકંપા જાગી.

જેલમાંથી આવ્યા બાદનો પહેલો દિવસ મજુનનો આમ સારો ગયો. પણ બીજે દિવસ જરા વિચિત્ર રીતે પસાર થયો. નથુરામે વિશનમલની અનેક સમજાવટ છતાં મજુનને પાછો દુકાનમાં લેવાની ના પાડી. વતન, ભાઈ ભાંડુ અને માબાપથી છૂટા પડેલા આ માસુમ બચ્ચાને તદ્દન ભગવાનને ભરોસે મૂકી દેવાનું વિશનમલને ઠીક ન લાગ્યું. ત્યારે કરવું શું? તેમને વિચાર થઈ પડયો. કંઈ સૂઝતું ન હતું. તેમણે જાણે મજાકમાં જ પોતાનો પ્રશ્ન મજુનને પૂછયો.

'અબ તુમ કયા કરેગા મજુન?'

મજુને નથુરામ સાથેની વિશનમલની વાતચીત સાંભળી હતી. દુકાનમાં રહેવું તો તેને માટે હવે શકય જ ન હતું એ તેને ખાતરી હતી. પણ ત્યાં તેના જ જેટલા એક છોકરાને પટાથી ખભે લટકાવેલ ડબ્બો ને હાથમાં બ્રશ ઊપાડીને જતાં તેણે જોયો.

'બૂટ-પોલીશ કરું બાબુજી!' તેણે સહજ

પૂછ્યું.

પોતે જ પૂછ્યું હતું છતાં આ દરખાસ્ત વિશનમલ જીરવી ન શક્યા. પણ છૂટકો જ ન હતો. મજુને તે જ દિવસે પોતાના સાજ સજી લીધા.

તે હવે આખો દિવસ ખભે ડબો લટકાવી ફર્યા કરતો. તેના રમૂજી સ્વભાવે તેને આ ધંધામાં પણ મદદ કરી ચહેરા પરની ફિક્કાસ હાસ્યની વારંવારની છાંટથી જાણે ઓસરી ગઈ. શહેરમાં તે આખો દિવસ ફરતો પણ સાંજે અચૂક તે બાગમાં જતો ને પહેલાં તરત જ રોશન ને સફિયાનાં ચંપલને હાથ લગાવી દેતો

'યે કયા મજુન ?' પહેલે જ દિવસે તેને આમ નિહાળી રોશને પૂછેલુ.

હકીકત મજુને રજુ કરી. તેને એ કામ જાણે ફાવી ગયું હોય તેમ એ હસતાં હસતાં જ વાત કરતો હતો. પણ મજુનને તેમ કરતો જોતાં રોશનના દિલમાં કંઈ જુદું જ થતું હતુ. પણ તે કયાં કઈ કરી શકે તેમ હતી. તેનું દિલ ભરાઈ આવ્યું ને આંખ વાટે જોર કરી નીકળવા મથતા ઝળઝળિયાં તેણે માંડ દબાવ્યા. પણ મજુને જ્યારે પાલીસના પૈસા લેવા ના પાડી ત્યારે તેનો પ્રયત્ન કામ ન લાગ્યો આંખે પાણી ભરાઈ આવ્યાં મજુનને દરેક દરેક શબ્દમાં તેને તેના ખોવાયેલા નાના ભાઈની યાદ આવતી હતી, તે કોને કહે ?

મજુન પહેલાં તો આંસુ જોઈ હેબતાઈ ગયો તેને લાગ્યુ કે પોતાની કંઈ ભૂલ થઈ કે શુ ? 'રોશન બહન, અગર પૈસા દેને સે હી તુમે અચ્છા રહેગા તો મૈ લેલૂગા, લેકિન બહન, પૈસા લેનેકા મેરા જી નહિ ચલતા.' જાણે કોઈનો પ્રેરાયો જ બોલ્યો.

પણ પછી રોશને આગ્રહ ન કર્યો. ને મજુને પૈસા લીધા નહિ. આમ દરરોજ પાલીસ કરતો પણ પૈસા કદી લેતો નહિ ને સફિયાના નાના ચંપલ પર પ્યારથી કપડાનો કકડો ફેરવતા તેને રોશન જોઈ રહેતી.

આમ મજુનના દિવસો જવા લાગ્યા. કોઈક વાર પાસેની ચોકી પરનો પોલીસ તેને મફત પાલીસ કરવા દબડાવતો ને ચોકીને સાવરણીથી વાસીદું વાળી આવવા કહેતો બાકી તેને મજા હતી.

આખો દિવસ શહેરમાં ઘૂમી રાત્રે દુકાન તરફ વળતો મોડી રાતે પોતાના જોડા પગમાંથી ઉતારતા વિશનમલ અનુભવે કે તરત સમજે કે મજુન આવ્યો છે. મજુન રોજ રાત્રે તેમના જોડાને પાલીસ કરતો. તેને બહુ બોલવાનું બંધ કર્યું હતું તે પોતે આવ્યો છે એની જાણ કરવા જાણે તે આમ કરતો વિશનમલ પણ સમજી જઈ તરત જ વધ્યુંઘટ્યું તેને આપવા નોકરને કહેતા.

પણ વળી એક દિવસ પોલીસે મજુનને પકડયો. બાજુની બજારમાંથી નાની ચોરી થઈ હતી સહેજ વિચારતાં કોઈ પણ સમજી શકે તેમ હતું કે એ કામ મજુનનું ન જ હોય. પણ બીજો કોઈ હાથ ન આવતાં જાણે પોલીસે તેને જ પકડયો. રાત હતી ને મજુન દુકાન પાસે જ હતો.

વળી વગર કારણે પકડાતા મજુન ગભરાયો. તેણે વિશનમલ તરફ જોયું. 'મૈને કુચ્છ નહિ કિયા બાબુજી !' તે સરળતાથી બોલ્યો. એની આંખના ભાવો જ, ચહેરાની નિર્દોષતા જ, અવાજનો સરળ સ્પષ્ટ રણકાર જ તેની નિર્દોષતાની સાક્ષી આપતો હતો. વિશનમલને પણ શંકા ન હતી. તેમણે જમાદારને કહ્યુ:

'યે કામ ઇસકા નહિ હો સકતા જમાદાર સા'બ, આપ ગલતી પે હૈ.'

'ક્યા? અરે ચલ બે તુ કૌન હૈ બીચમે બોલનેવાલા? અભી કલ તો આયા હૈ યહાં માર ખા કરકે ઓર ચલા વકાલત કરને !' અણઘડ જમાદારની જબાનને કંઈ શીખવવું પડે તેમ ન હતુ ! તેણે તરત જ મજુનનું કાંડું પકડયું.

'બાબુજી !' મજુને વિશનમલ તરફ કરુણ દૃષ્ટિ કરી.

વિશનમલ નીચું જોઈ ગયા એક નિર્દોષને ગુનેગારમાં પલટાવવાના પ્રયત્નો તેઓ સમજી ગયા.

તે લાચાર હતા.

મજુનને વળી થોડા દિવસની કેદ મળી.

પાછો જ્યારે તે છૂટ્યો ત્યારે વધુ ઘેરી ફિક્કાશ તેના ચહેરા પર પથરાઈ હતી. તરત જ વિશનમલ પાસે આવીને તે રડી પડ્યો.

તેના માથા પર હાથ ફેરવતાં કંઈક વિચારમાં જ જાણે વિશનમલ બોલ્યા : 'રો નહિ મજુન, હમારે દેશમેં સે માનવતાકા જનાજા નિકલ ચૂકા હૈ. અબ યહ પાનીકી–યહ આંસુકી કોઈ કદર નહિ કરતા.' પણ તરત જ પૂરો ખ્યાલ આવતાં વિશનમલે તરત પોતાનો અવાજ બદલી નાખ્યો. સફિયાની યાદ આપી મજુનને ખુશ કરવા તેમણે પ્રયત્ન કર્યો. સાંજ હતી ઢીલે પગલે જ, દિલમાં આશા સાથે મજુન બાગ તરફ જવા ઊપડયો.

પણ ત્યા તેણે જોયુ તો બહુ ઓછા છોકરાં ત્યાં હતા. રોશન ને સફિયા તો ક્યાંય ન દેખાયાં વધુ નિરાશામાં ઘેરાઈ તે પાછો આવ્યો.

રાત્રે તે ઊંઘી ન શક્યો કોણ જાણે કેમ વહેલી જ સવારે તે પોતાની જગ્યા છોડી ઊભો થયો. સફિયાને કોઈક શેરી પાસે એકવાર જોવાનું તેને યાદ આવ્યું હતું તે તે તરફ ચાલ્યો. શેરી પર બેચાર પોલીસ દંડા લઈ ઊભા હતા. તેમની નજરમાંથી બચી બિલ્લીપગે તે શેરીનાં વળાંકમાં અદશ્ય થઈ ગયો. નાનું કુરકુરિયું ય ત્યા ન હતું. સર્વત્ર ભેંકાર શૂન્યતા વ્યાપેલી હતી. થોડે થોડે દૂર લાશો પડી હતી. સ્તબ્ધ બની ધીમે પગલે મજુન ત્યાં ફર્યો. આશ્ચર્યભરી નજરે તે નિહાળી રહ્યો. બરાબર જ્યાં તેણે સફિયાને જોઈ હતી તે જ ઓટલા પાસે રોશન લથબથ પડી હતી. કપડાં વેરવિખેર હતાં. શરીર પર જ્યાં ત્યાં ઊંડા જખમ હતાં ને લોહી વહ્યા બાદ થીજીને ઘેરું લાલ બની ગયું હતું. ગરદન પાસે જ મોટો કાપો પડયો હતો.

મજુને આજુબાજુ નજર ફેરવી, સફિયા ક્યાંય દેખાતી નહોતી. 'સફિયા!' તેણે એકદમ ચીસ પાડી ને પોતાના અવાજથી પોતે જ ચમકી ગયો. શૂન્યતામાં અવાજ કશી પણ અસર વિના લય પામી ગયો. પણ ત્યારે તો ભેંકારતા ઊલટી વધુ ભયંકર બની. મજુનની શ્વાસની ગતિ વધી ગઈ. ને 'રોશન!' કહીને તે રોશનના ઢીલા શરીર પર ઢળી પડયો. ડૂસકાની ખેંચ તેના શરીરને પછીથી હલાવી રહી.

લાશોની વ્યવસ્થા કરવા પોલીસ-લોરી આવી. એક પોલીસે મજુનને જોયો. 'અરે મુર્દોમેં યે જીંદા ભૂત કહાંસે આયા?' કરી મજુનનો કાન પકડી ખેંચીને તેણે તેને ઊભો કર્યો–મરેલા બકરાને કાન વતી કસાઈ ઊંચો કરે તેમ મજુનનું શરીર સાવ ઢીલું હતું પણ વેદના વાસ્તવિકતામાં ખેંચી લાવી.

'કોન હૈ તું? કહાંસે આયા? નામ ક્યા તેરા?' એકદમ તતડાવી નાખતા અવાજે પોલીસે પૂછયું.

'મજુન....' ગભરાઈને કાન ચોળતાં મજુન બોલ્યો.

'મજુન!...મજનુ!.... ગદ્દેસ...!...ચલ ભાગ યહાંસે.' કહી પોલીસે દંડુકો લગાવી કૂતરાને જાણે હાંકયો. રોશનના શરીર તરફ એકવાર નજર ફેરવી લઈ મજુન ધીમે પગલે આગળ વધ્યો.

બસ ત્યાર પછી કદારેય તે હસ્યો હોય એમ કોઈએ જાણ્યું કે જોયું નથી. વિશનમલને પણ એ જ નવાઈ બધાંની પેઠે લાગે છે. પહેલાં જે લોકો કહેતા કે 'માબાપ મરી ગયા છે તોય આને કાંઈ છે–હસ્યા કરે છે,' તે જ હવે તેને હસવા-કૂદવાનું કહેતા! પણ જાણે એ હવે શકય જ ન હતું. 'ગીત ગાઓ પ્યાર ખુશી કે' એ દિવસો જાણે ચાલ્યા ગયા હતા.

તેના મા બાપથી તે છૂટો પડયો ત્યારે બનાવો બધા ઝડપથી બન્યા, એટલા અચાનક બન્યા કે તે કંઈ સમજી જ ન શકેલો ને તેને બહુ ન લાગેલું. પણ આ પાછળનો ઘા તો બહુ કારી હતો. રોશનને સફિયા જતાં જાણે તેની દુનિયા અંધારી બની ગઈ. તે શૂનમૂન બની ગયો.

તે હજી યે પાલીશ કર્યા કરે છે–યંત્રવત કોઈ

નાના છોકરા સામે એકીટશે જોતાં તેને બીક લાગે છે. તેને થાય છે કદાચ તેના જેવાથી તે પણ સફિયાની પેઠ ચાલ્યાં જશે તો! કોઈ પણ પોલીસને દેખતાં તરત નીચે નમી, પેલો ન કહે છતાં તેના બૂટને હાથ મારી આપે છે બોલતો કંઈ નથી હસતો જરાય નથી યંત્રવત બધુ જાણે થયા કરે છે મોટી રાતે વિશન-મલના પગ પાસેથી બૂટ સરકે ત્યારે તેના આવવાની જાણ થાય છે થોડીવારમાં વગર બોલે મજુનને ખાવાનું મળે છે યંત્રવત તે ખાઈ લે છે

વહાલા વતનથી દૂર થયો, માબાપથી છૂટો થયો, બાકી રહેલ લોકોની નિર્દયતાથી હડફેટે ચડતો હજીયે તે બજારમાં સુરખીવિહીન, ફિક્કા ચહેરે, ઢીલા પગે ફરતો જોવામા આવે છે ઠોકરો ખાતો જિંદગીના દહાડા તે પૂરા કરે છે હજી તો ફૂલ ખીલ્યું નહોતુ, હાસ્ય ફાયુ નહોતું ત્યાં તો કરમાઈ ગયુ! કેમ? શા માટે? એવા એવા પ્રશ્નોના જવાબ દેવાની કોઈને પડી નથી કારણ કે અશ્રુ હવે કંઈ અસર નથી કરતાં ઘણીવારે એક જ તાર બજાવ્યાથી જેમ તે જૂઠો થઈ જાય તેમ આવી લાગણીઓની અસરમાંથી માનવહૃદયો જાણે મુકત થઈ ગયા છે! પોતાના બાગના ફૂલની રક્ષામાં સૌ પડયાં છે. બીજાની કોઈને દરકાર નથી. પણ તેઓ ભૂલી જાય છે કે એ પણ ફૂલ જ છે સૂર્યનો પ્રકાશ મળતાં જરૂર તે બીજા જેમ જ હસી ઊઠે, ખીલી ઊઠે હમદર્દીથી જીવાયેલું તેનું હૃદય કદાચ બીજાઓ તરફ પણ આર્દ્ર બને.

પણ મજુન હવે ક્યાં રડે છે? હસતો નથી તેમ ઘણીવાર રડી પણ નથી શકતો શેરીઓમાં એ ભટકયા કરે છે. માત્ર કોઈક જ વાર—જ્યારે સફિયા જેટલી જ ઉંમરની કોઈ છોકરીને કાનમાં લટકણિયા સાથે જુએ છે ત્યાં જરા ત્યાં જોઈ વળી, તરત નીચું જોઈ તે પોતાના ડબાને બથ ભરતો રોઈ પડે છે મેલા, કટાયેલા ડબા પરથી પણ તેના આંસુ માનવહૃદય પરની જેમ જરાય અસર ઉપજાવ્યા વગર વહી જાય છે

તે હજીયે જીવ્યા કરે છે વહાલા વતનથી દૂર, માબાપ, ભાઈભાંડુ—સૌથી દૂર નિર્દયતાની ને બેદરકારીની હડફેટે ચડતો હજી તે શહેરની ગલીઓમાં ફરતો નજરે પડે છે.

---

ભારતના ભૂતકાળની એક વાત છે પાંચ વર્ષનો વિદ્યાર્થી, નામે વરદરાજ દૂર દૂરથી ગુરુને ઘેર ભણવા આવેલો પણ બુદ્ધિનો અતિમંદ એટલે સૌ વરદરાજને બદલે વૃષભરાજ કહીને ચીડવે

દશ દશ વર્ષ થયાં તોય કશું આવડયું નહિ આથી ચીડાઈને ગુરુજીએ એક દિવસ કહી દીધું. "તારા ભાગ્યમાં વિદ્યા જ નથી એટલે બીજા કોઈ કામ ધંધામાં લાગી જા"

ગુરુની વાણી સાંભળી એને બહુ દુઃખ થયુ. ને તે ઉદાસચિત્તે ગુરુના ઘેરથી નીકળી પડયો. રસ્તામાં કુવો આવ્યો એમાં પડી પ્રાણ–ત્યાગ કરવાના વિચારથી એ કૂવા પાસે ગયો ત્યાં કૂવાના પથ્થર પર દોરડાના કાપા જોઈને મનમાં અવનવા વિચાર આવ્યા એક નવી પ્રેરણા જાગી કે, કુવામાંથી પાણી કાઢવાના સતત પ્રયત્નને લીધે જ પથ્થર જેવા પથ્થર પર પણ કાપા પડયા છે તો પછી વિદ્યા માટે હું સતત મહેનત કેમ ન કરું? માગ જેવાએ તો મહાપંડિત થવું જોઈએ હિંમત શા માટે હારૂં? મનોમંથનમાંથી નીકળેલા નવનીતને આધારે એની હતાશા દૂર થઈ નૂતન જીવનની પ્રેરણા લાધી ને, અભ્યાસ માટે પૂબ મહેનત કરવા માટે કૃતનિશ્ચયી બનીને ગુરુને ત્યાં પાછો આવ્યો–ગુરુને ચરણે વંદન કરી પોતાનો મનોભાવ વ્યકત કર્યો ગુરુએ આશીર્વાદ આપ્યા ને એ અજબ લગનીથી ભણવા માંડયો.

એક દિવસ જમવા બેઠો ત્યારે નજર વ્યાકરણ ભણી હતી તેની તલ્લીનતામાં ભોજનને બદલે બાજુમાં પડેલી શાહી ખાવા માંડી એની તલ્લીનતા નિહાળી ગુરુજી પ્રસન્ન થયા એમને પણ ખાતરી થઈ કે એ જરૂર આગળ વધશે,

દિવસો, મહિનાઓ અને વર્ષો જવા લાગ્યાં વિદ્યાર્થીઓ માટે ખૂબ અઘરું પાણિની વ્યાકરણ સરળ બનાવવાનો એમણે નિશ્ચય કર્યો ને સંસારને લઘુસિદ્ધાંતકૌમુદીનો સુંદર ગ્રંથ સોંપ્યો બસ એક વખતનો તદ્દન ઠોઠ અને વૃષભરાજ તરીકે વગોવાએલો વરદરાજ સાચી લગનીને લીધે વ્યાકરણની દુનિયામાં અમર બની ગયો

**ગુજરાતી સાહિત્ય પરિષદ (૨૪) ના હેવાલ**
પાના ૩૧૬ કિંમત રૂા ૮

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૪મું સંમેલન ૮, ૯, ૧૦ નવેમ્બર ૧૯૬૭ દિલ્હી ખાતે યોજાયું હતું તેનો હેવાલ ૨૫ મા અધિવેશન સમયે (લગભગ) પ્રાપ્ત થાય છે તે આનંદની વાત છે વિભાગીય પ્રમુખોના સાત વ્યાખ્યાનોમાં પ્રમુખ તરીકે શ્રી ઉમાશંકર જોશીનું 'કવિની શ્રદ્ધા', શ્રી અનંતરાય રાવળ, શ્રી ઝીણાભાઈ દેસાઈ, શ્રી યશવંત શુક્લ, કંચનલાલ મામાવાળા, ડૉ ઉમાકાંત શાહ તથા ડૉ યશવંત નાયકના જે તે વિભાગોને આવરી લેતાં વ્યાખ્યાનો છે સાહિત્ય વિભાગના નિબંધોમા 'ભૂતકાલીન કર્મણિરચના' વિષે શ્રી કે કા શાસ્ત્રી, 'ટૂંકી વાર્તાના વિકાસ' ઉપર ડૉ ઇશ્વરલાલ દવે, તથા 'કાકાસાહેબનું વર્ણનાત્મક ગદ્ય' વિષે શ્રી જયંત કોઠારીના નિબંધો ધ્યાન ખેંચે છે ઇતિહાસ વિભાગમા ડૉ ભોગીલાલ સાંડેસરા 'ગુજરાતના–સાંસ્કૃતિક ઇતિહાસનું એક ભુલાયેલું પૃષ્ઠ'મા એક જૂના શિલાલેખને વાચા આપી, મધ્યકાલીન ભારતના સામાજીક ઇતિહાસ માટે આંતરપ્રાંતીય સંપર્કની દિશા બતાવે છે પત્રકારત્વ વિભાગમા ડૉ સાંડેસરા 'ગુજરાતી વૃત્તપત્રોના અગ્રલેખો ઉપર ચિંત્ય વિચારો રજૂ કરે છે કલાવિભાગમા ડૉ મંજુલાલ મજમુદાર 'તામ્રપત્ર ઉપરના પશ્ચિમ ભારતીય શૈલીના પ્રાચીનતમ રેખાંકનો સાથે ઉપસ્થિત થયા છે વિજ્ઞાન વિભાગમા ત્રણેક નિબંધો છે દિલ્હી અધિવેશનમા મનોરંજનના પ્રયોગો સફળ નીવડ્યા હતા અને ગુજરાતી નાટકો માટે આશાસ્પદ હવા ઊભી કરી હતી ભારતના પાટનગરમા આ સંમેલનનું સ્થળ હોવાને કારણે, ૨૪ મું અધિવેશન આંતર-પ્રાંતીય મહત્તા પણ મેળવી શક્યું હતું ગુજરાતી સાહિત્ય પરિષદે દરેક સંમેલનનો અહેવાલ ત્યાર પછીના અધિવેશનમાં ઉપલબ્ધ બને તેવી રીતે તેનું પ્રકાશન યોજવા ગોઠવણ કરી જોઈએ

**'પથિક'**
ખાસ સૌરાષ્ટ્ર અંક ત્રીજો મે/જૂન ૭૦
તંત્રી શ્રી માનસંગજી બારડ, પ્રેમ દરવાજા બહાર અમદાવાદ-૨ પાના ૧૪૪ કિંમત રૂા બે

શ્રી માનસંગજી બારડે કચ્છના ત્રણ વિશેષાંકો આપ્યા પછી, સૌરાષ્ટ્રના પણ એટલા જ વિશેષાંકો આપ્યા છે તેમા આ ત્રીજો બહાર પડે છે તેમની યોજના પ્રમાણે હવે ગુજરાતના વિશિષ્ટ અંકો તેઓ આપવાના છે આ અંકોમા સંશોધન, ઇતિહાસ, પુરાતત્ત્વ, લોકકથા અને માહિતીની દૃષ્ટિએ વિદ્વાન અને જે તે ક્ષેત્રના તજ્જ્ઞોની કલમે લખાયેલાં અભ્યાસપૂર્ણ લેખો હોવાને કારણે પ્રાદેશિક વિશિષ્ટ અંકો સ્વતંત્ર સંદર્ભગ્રંથની ગરજ સારે છે સૌરાષ્ટ્રના ત્રીજા વિશિષ્ટ અંકમા ૧૬ લેખો, ૧ લોકકથા અને એક કવિતાનો સમાવેશ થાય છે શ્રી કે કા શાસ્ત્રીના એક સાથે ત્રણ લેખો 'સૌરાષ્ટ્રની કેટલીક મધ્યકાલીન નગરીઓ,' 'સૌરાષ્ટ્રના મધ્યકાલીન સાહિત્યકારો', 'સૌરાષ્ટ્રનો સમુદ્રકાંઠો અને બંદરો' અહીં વાચવા મળે છે ડૉ હરિભાઈ ગૌદાની 'સૌરાષ્ટ્રના હિંદુ સ્થાપત્યો'વિશે અને હરીશંકર શાસ્ત્રી 'સૌરાષ્ટ્રના શિવાલયો' વિષે સારો પ્રકાશ પાડે છે શ્રી શંભુપ્રસાદ દેસાઈ 'સૌરાષ્ટ્રના કેટલાક યાદગાર યુદ્ધો તથા 'મુગલ સમયના દસ્તાવેજો જેવા નવીન વિષયોની છણાવટ કરે છે અન્ય લેખકોમા ડૉ કાંતિલાલ સોમપુરા, છોટાલાલ મ અત્રિ, નાગજીભાઈ ભટ્ટી, પ્રહલાદ શુક્લ અને પુષ્પકાન્ત ધોળકિયા પ્રાસંગિક સામગ્રી પીરસે છે શ્રી જોરાવરસિંહ જાદવે 'વીર લખધીરજી'ની લોકકથા રજૂ કરી છે ગુજરાતી સામયિકોમા ટાંચા સાધનો છતાં આવી નિષ્ઠાથી સાહિત્ય અને સરસ્વતીની ઉપાસના ક્વચિત્ જોવામા આવે છે, અને એટલે જ સ્તો શ્રી કે કા શાસ્ત્રી જેવા સર્વસંમત વિદ્વાને ૨૫મા સાહિત્ય સંમેલનમાં તેમના વિભાગીય પ્રમુખ

તરીકેના ભાષણમા 'પથિક'નો ઉલ્લેખ ઠેરઠેર કરેલો છે તે બહુ સૂચક છે

**'બીડેલા દ્વાર'**

શ્રી ઝવેરચદ મેઘાણી

પ્રકાશક ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય અમદાવાદ

પાના ૨૬૪ કિમત રૂ ૫

ચોથી આવૃત્તિનુ આ બીજુ પુનર્મુદ્રણ છે અપ્ટન સિક્લેરની Loves Pilgrimage ઉપરથી આ કથાની માડણી કરી છે લગ્નજીવન એ પણ સમરાગણ છે—પરિણિત દપતીનો માર્ગ સરળ નથી સતાનોત્પત્તિ જે લગ્ન પહેના બીડેના દ્વાર હતી તે દ્વાર ઉઘડી જતા જે અચબો આવાન વેદના અને અનાનતા ઉપરથી હરી જતુ પડળ એક સાથે સ્ત્રી અને પુરુષને વીટળાઇ વળે છે, તેમને ફરતો ભરડો લે છે અને મહાન કરે છે તેવા એક એનાઇ જતા જીવનસગ્રામની આ હકીકત છે શ્રી મેઘાણી મુખ્યત્વે કવિ અને સર્જક હોઇ, ગમે ત્યાથી લાવેલુ વિચાર બીજ અહીની ભૂમિને—અહીના હવા પાણીને અને દેશ–કાળ સ્થગમા બધ બેસી જાય તેટની તાદશતાથી રજૂ કરવામા અસાધારણ મૌલિકતા દાખવે છે તેમની બધી જ, પરદેશી આયાત કરેલી નવન વસ્તુઓના વાસ્તવમા તો દુનિયા પર ભિન્ન ભિન પ્રદેશમા જન્મેના માનવીની દાસ્તાન રમતી હોય છે અને જો લેખક તેનો નિર્દેશ ન કરે તો વાચકને તો આ ભૂમિની ન હોવાનો અણસાર પણ રહેતો નથી આજે કુટુબ નિયોજનનો ત્રિકોણ પ્રચારને કારણે બહુ પ્રકાશમા આવી ગયો છે પણ જ્યારે આ કથા ૧૯૩૮ મા બહાર પડી ત્યારે સરકારને તો ભાન ન હતુ પણ સામાન્ય જનતા પણ સારી પેઠે વિમુખ હતી શ્રી મેઘાણી જમાનાથી કેટના આગળ હતા તેનુ 'બીડેના દ્વાર' ઉજ્જવળ દષ્ટાત છે આજે એનુ મૂલ્યાકન વધુ સારી રીતે થાય છે અને તે જ કૃતિની સફળતાનો પુરાવો છે

**'આપણુ પચાયતી રાજ્ય'**

લેખક શ્રી નરેન્દ્રકુમાર મ જોશી

પ્રકાશક ગૂર્જરગ્રથરત્ન કાર્યાલય અમદાવાદ

પાના ૮૨ કિમત રૂ ત્રણ

આ પુસ્તકના લેખક નિવૃત્ત વિકાસ અધિકારી હોવાથી વિષયની જાણકારી ને વહીવટી અનભવની એરણ પર ટીપી ટીપીને રજૂ કરવાની સુવિધા પ્રાપ્ત થઇ છે પચાયતીરાજ વિષે ઘણુ લખાય છે—સભળાય છે અને બાકીનુ દૈનિક છાપાઓમા દરરોજ વાચવા મળે છે પરતુ આ પુસ્તકમા વિષયની છણાવટ એવી શાસ્ત્રીય રીતે કરવામા આવી છે કે પુસ્તકના ૨૪ પ્રકરણો અનેક જાતની રસપ્રદ માહિતી પૂરી પાડે છે અને તેમા જરૂરી જણાય ત્યા ઉદાહરણ સાથે કોષ્ટક–આકડાઓ આપવામા આવ્યા છે પ્રાચીન પરપરાથી માડીને બ્રિટિશ રાજ્યઅમલ દરમ્યાન અને આઝાદી પછીના કાળમા પચાયત રાજ્યનુ વિકેન્દ્રીકરણ ક્રમશ કેમ થતુ ગયુ તેની આલોચના લેખકે વિદ્વત્તાપૂર્ણ અભ્યાસીની દષ્ટિએ કરી છે પુસ્તકની ભાષા પણ શુદ્ધ અને સાહિત્યક રહી છે અને ક્યાય અણગમો આપતી નથી શુદ્ધ ગુજરાતી ભાષા પ્રયોગોને કારણે પચાયતોમા આ પુસ્તકનું વાચન લોકપ્રિય તો બનશે જ પણ વિષયને સમજવામા મદદગાર બનશે મોટી સાઇઝના ફર્મા ઉપર છાપેલ હોવાથી પુસ્તકના પાના ૮૨ થી વધુ થતા નથી છતા ચોવીશ પ્રકરણોમા જે ભરપૂર માહિતી ભરી છે તે જોતા ગુજરાતની દરેક પચાયતે આ પુસ્તક વસાવવુ જરૂરી છે જેથી ગ્રામ નેતાગીરી તે વાચીને પણ આપમેળે તૈયાર થાય જે તે ક્ષેત્રના અધિકારી નિવૃત્ત થયા પછી પોતાના જ્ઞાનનો લાભ સર્વભોગ્ય શૈલીમા આપે તે બહુ વિરલ બનતુ હોય છે

**'કાવ્યમાં આધુનિકતા'**

અનુ નગીનદાસ પારેખ

પ્રકાશક ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ

પાના ૨૦૫ મૂલ્ય રૂ ચાર

શ્રી અબૂસઇદ ઐયૂબે 'આધુનિકતા અને રવીન્દ્રનાથ' ઉપર બગાળીમાં લખેલ પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે અહી ચર્ચાનો વિષય કાવ્યની આધુનિકતાનો છે, અને તેથી રવીન્દ્રનાથને કેન્દ્રમા રાખી અને પશ્ચિમના કવીઓને ટાળીને કરેલી ચર્ચા રસમય બની રહે છે કાવ્ય જેમ એક કલા છે તેમ

**ગુજરાતી સાહિત્ય પરિષદ (૨૪) નો હેવાલ**
પાના ૩૧૬ કિંમત રૂા ૮

ગુજરાતી સાહિત્ય પરિષદનુ ૨૪મુ સમેલન ૮, ૯, ૧૦ નવેમ્બર ૧૯૬૭ દિલ્હી ખાત યોજાયુ હતું તેનો હેવાલ ૨૫મા અધિવેશન સમયે (લગભગ) પ્રાપ્ત થાય છે તે આનદની વાત છે વિભાગીય પ્રમુખોના સાત વ્યાખ્યાનોમા પ્રમુખ તરીકે શ્રી ઉમાશકર જોશીનું 'કવિની શ્રદ્ધા, શ્રી અનતરાય રાવળ, શ્રી ઝીણાભાઈ દેસાઇ, શ્રી યશવત શુક્લ, ક ચનલાલ મામાવાળા, ડૉ ઉમાકાત શાહ તથા ડૉ યશવત નાયકના જે તે વિભાગોને આવરી લેતા વ્યાખ્યાનો છે સાહિત્ય વિભાગના નિબધોમા 'ભૂત કાલીન કર્મણિરચના વિષે શ્રી કે કા શાસ્ત્રી, 'ટૂકી વાર્તાના વિકાસ ઉપર ડૉ ઇશ્વરલાલ દવે, તથા 'કાકાસાહેબનુ વર્ણનાત્મક ગદ્ય વિષે શ્રી જયત કોઠારીના નિબધો ધ્યાન ખચે છે ઇતિહાસ વિભાગમા ડૉ ભોગીલાલ સાડેસરા 'ગુજરાતના—સાસ્કૃતિક ઇતિહાસનુ એક ભુલાયેલુ પૃષ્ઠમા એક જૂના શિલાલેખને વાચા આપી મધ્યકાલીન ભારતના સામાજિક ઇતિહાસ માટે આતરપ્રાતીય સપર્કની દિશા બતાવે છે પત્રકારત્વ વિભાગમા ડૉ સાડેસરા 'ગુજરાતી વૃત્તપત્રોના અગ્રલેખો ઉપર ચિંત્ય વિચારો રજૂ કરે છે કલાવિભાગમા ડૉ મજુલાલ મજમુદાર 'તામ્રપત્ર ઉપરના પશ્ચિમ ભારતીય શૈલીના પ્રાચીનતમ રેખાકનો સાથે ઉપસ્થિત થયા છે વિજ્ઞાન વિભાગમા ત્રણેક નિબધો છે દિલ્હી અધિવેશનમા મનોરજનના પ્રયોગો સફળ નીવડ્યા હતા અને ગુજરાતી નાટકો માટે આશાસ્પદ હવા ઊભી કરી હતી ભારતના પાટનગરમા આ સમેલનનું સ્થળ હોવાને કારણે ૨૪ મુ અધિવેશન આતર-પ્રાતીય મહત્તા પણ મેળવી શક્યુ હતુ ગુજરાતી સાહિત્ય પરિષદે દરેક સમેલનનો અહેવાલ ત્યાર પછીના અધિવેશનમાં ઉપલબ્ધ બને તેવી રીતે તેનુ પ્રકાશન યોજવા ગોઠવણ કરવી જોઇએ

**'પથિક'**

ખાસ સૌરાષ્ટ્ર અક ત્રીજો મે/જૂન ૭૦
તત્રી શ્રી માનસગજી બારડ પ્રેમ દરવાજા બહાર અમદાવાદ-૨ પાના ૧૪૪ કિંમત રૂા બે

શ્રી માનસગજી બારડે કચ્છના ત્રણ વિશેષાકો આપ્યા પછી, સૌરાષ્ટ્રના પણ એટલા જ વિશેષાકો આપ્યા છે તેમા આ ત્રીજો બહાર પડે છે તેમની યોજના પ્રમાણે હવે ગુજરાતના વિશિષ્ટ અકો તેઓ આપવાના છે આ અકોમા સશોધન ઇતિહાસ, પુરાતત્ત્વ, લોકકથા અને માહિતીની દૃષ્ટિએ વિદ્વાન અને જે તે ક્ષેત્રના તજજ્ઞોની કલમે લખાયેલા અભ્યાસ પૂર્ણ લેખો હોવાને કારણે પ્રાદેશિક વિશિષ્ટ અકો સ્વતત્ર સદર્ભગ્રથની ગરજ સારે છે સૌરાષ્ટ્રના ત્રીજા વિશિષ્ટ અકમા ૧૬ લેખો, ૧ લોકકથા અને એક કવિતાનો સમાવેશ થાય છે શ્રી કે કા શાસ્ત્રીના એક સાથે ત્રણ લેખો સૌરાષ્ટ્રની કેટલીક મધ્યકાલીન નગરીઓ' સૌરાષ્ટ્રના મધ્યકાલીન સાહિત્યકારો', સૌરાષ્ટ્રનો સમુદ્રકાંઠો અને બદરો અહીં વાચવા મળે છે ડૉ હરિલાલ ગૌદાની સૌરાષ્ટ્રના હિંદુ સ્થાપત્યો વિશે અને હરીશકર શાસ્ત્રી સૌરાષ્ટ્રના શિલાલેખો વિષે સારો પ્રકાશ પાડે છે શ્રી શભુપ્રસાદ દેસાઈ સૌરાષ્ટ્રના કેટલાક વાવ ગાર યુદ્ધો તથા મુગલ સમયના દસ્તાવેજો જેવા નવીન વિષયોની છણાવટ કરે છે અન્ય લેખકોમા ડૉ કાતિલાલ સોમપુરા, છોટાલાલ મ અત્રિ, નાગજીભાઇ ભટ્ટી પ્રહલાદ શુક્લ અને પુષ્કરાત ધોળકિયા પ્રાસગિક સામગ્રી પીરસે છે શ્રી જોરાવરસિંહ જાદવે 'વીર લખધીરજી ની લોકકથા રજૂ કરી છે ગુજરાતી સામયિકોમા ટાચા સાધનો છતાં આવી નિષ્ઠાથી સાહિત્ય અને સરસ્વતીની ઉપાસના કવચિત્ જોવામા આવે છે, અને એટલે જ સ્તો શ્રી કે કા શાસ્ત્રી જેવા સર્વસમત વિદ્વાને ૨૫મા સાહિત્ય સમેલનમા તેમના વિભાગીય પ્રમુખ

તરીકેના ભાષણમાં 'પથિક'નો ઉલ્લેખ ઠેરઠેર કરેલો છે તે બહુ સૂચક છે.

**'બીડેલાં દ્વાર'**

શ્રી ઝવેરચંદ મેઘાણી

પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ

પાનાં ૨૬૪ કિંમત રૂા ૫

ચોથી આવૃત્તિનું આ બીજું પુનર્મુદ્રણ છે. અપ્ટન સિંકલેરની Loves Pilgrimage ઉપરથી આ કથાની માંડણી કરી છે. લગ્નજીવન એ પણ સમરાંગણ છે–પરિણિત દંપતીનો માર્ગ સરળ નથી સંતાનોત્પત્તિ જે સમ પહેલાં બીડેલાદ્વાર હતી, તે દ્વાર ઉઘડી જતાં જે અચંબો, આઘાત, વેદના અને અજ્ઞાનતા ઉપરથી હટી જતું પડળ એક સાથે સ્ત્રી અને પુરુષને વીંટળાઇ વળે છે, તેમને ફરતો ભરડો લે છે અને મકાન કરે છે તેવા એક ખેલાઇ જતા જીવનસંગ્રામની આ હકીકત છે શ્રી મેઘાણી મુખ્યત્વે કવિ અને સર્જક ટોઇ, ગમે ત્યાંથી લાવેલું વિચાર-બીજ અહીંની ભૂમિને–અહીંના હવા પાણીને અને દેશ–કાળ સ્થળમાં બંધ બેસી જાય તેટલી તાદશતાથી રજૂ કરવામાં અસાધારણ મૌલિકતા દાખવે છે. તેમની બધી જ, પરદેશી આયાત કરેલી નવલ વસ્તુઓનાં વાસ્તવમાં તો દુનિયા પર ભિન્ન ભિન્ન પ્રદેશમાં જન્મેલા માનવીની દાસ્તાન રમતી હોય છે અને જો લેખક તેનો નિર્દેશ ન કરે તો વાચકને તો આ ભૂમિની ન હોવાનો અણસાર પણ રહેતો નથી. આજે કુટુંબ નિયોજનનો ત્રિકોણ પ્રચારને કારણે બહુ પ્રકાશમાં આવી ગયો છે પણ જ્યારે આ કથા ૧૯૩૯ માં બહાર પડી ત્યારે સરકારને તો ભાન ન હતું પણ સામાન્ય જનતા પણ સારી પેઠે વિમુખ હતી. શ્રી મેઘાણી જમાનાથી કેટલા આગળ હતા તેનું 'બીડેલાં દ્વાર' ઉજ્જ્વળ દૃષ્ટાંત છે. આજે એનું મૂલ્યાંકન વધુ સારી રીતે થાય છે અને તે જ કૃતિની સફળતાનો પુરાવો છે.

**'આપણું પંચાયતી રાજ્ય'**

લેખક શ્રી નરેન્દ્રકુમાર મ. જોશી

પ્રકાશક ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ

પાનાં ૮૨ કિંમત રૂા ત્રણ

આ પુસ્તકના લેખક નિવૃત્ત વિકાસ અધિકારી હોવાથી વિષયની જાણકારી ને વહીવટી અનુભવની એરણ પર ટીપી ટીપીને રજૂ કરવાની સુવિધા પ્રાપ્ત થઇ છે. પંચાયતીરાજ વિષે ઘણું લખાય છે–સંભળાય છે અને બાકીનું દૈનિક છાપાઓમાં દરરોજ વાંચવા મળે છે. પરંતુ આ પુસ્તકમાં વિષયની છણાવટ એવી શાસ્ત્રીય રીતે કરવામાં આવી છે કે પુસ્તકના ૨૪ પ્રકરણો અનેક જાતની રસપ્રદ માહિતી પૂરી પાડે છે અને તેમાં જરૂરી જણાય ત્યાં ઉદાહરણ સાથે કોષ્ટક–આંકડાઓ આપવામાં આવ્યા છે. પ્રાચીન પરંપરાથી માંડીને બ્રિટિશ રાજ્યઅમલ દરમ્યાન અને આઝાદી પછીના કાળમાં પંચાયત રાજ્યનું વિકેન્દ્રીકરણ ક્રમશઃ કેમ થતું ગયું તેની આલોચના લેખકે વિદ્વત્તા-પૂર્ણ અભ્યાસીની દૃષ્ટિએ કરી છે. પુસ્તકની ભાષા પણ શુદ્ધ અને સાહિત્યક રહી છે અને કયાંય અણુગમો આપતી નથી. શુદ્ધ ગુજરાતી ભાષા પ્રયોગોને કારણે પંચાયતોમાં આ પુસ્તકનું વાચન લોકપ્રિય તો બનશે જ પણ વિષયને સમજવામાં મદદગાર બનશે. મોટી સાઇજના ફર્મા ઉપર છાપેલ હોવાથી પુસ્તકના પાનાં ૮૨ થી વધુ થતા નથી જ્યાં ચોવીશ પ્રકરણોમાં જે ભરપૂર માહિતી ભરી છે તે જોતાં ગુજરાતની દરેક પંચાયતે આ પુસ્તક વસાવવું જરૂરી છે. જેથી ગ્રામ્ય નેતાગીરી તે વાંચીને પણ આપમેળે તૈયાર થાય. જે તે ક્ષેત્રના અધિકારી નિવૃત્ત થયા પછી પોતાના જ્ઞાનનો લાભ સર્વભોગ્ય શૈલીમાં આપે તે બહુ વિરલ બનતું હોય છે.

**'કાવ્યમાં આધુનિકતા'**

અનુ. નગીનદાસ પારેખ

પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ

પાનાં ૨૦૫ મૂલ્ય રૂા. ચાર

શ્રી અબૂસઇદ એયૂબે 'આધુનિકતા અને રવીન્દ્રનાથ' ઉપર બંગાળીમાં લખેલ પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે અહીં ચર્ચાનો વિષય કાવ્યની આધુનિકતાનો છે, અને તેથી રવીન્દ્રનાથને કેન્દ્રમાં રાખી અને પશ્ચિમના કવીઓને ટાંકીને કરેલી ચર્ચા રસમય બની રહે છે. કાવ્ય જેમ એક કલા છે તેમ

કવિતાનો આસ્વાદ પણ બીજી રીતની કલા છે. વ્યાસ, વાલ્મીકિ, હોમર, સોફોક્લિસ અઢી ત્રણ હજાર વર્ષ પહેલાં સફળતાના જે સ્તરે પહોંચ્યા હતા તેના કરતાં વધુ ઊંચા શિખરો આજનો કવિ સર કરી શકયો છે? રવીન્દ્રનાથ અને ફ્રેન્ચ કવિ બોદલેયરને છૂટથી ટાંકી લેખકે આધુનિક વહેણોને સમજવા અને સમજાવવા પ્રયત્ન કર્યો છે. કામુ, રિલ્કે, એલિયટને ટાંકીને "આધુનિકતા વિશે વધુ" નામના પ્રકરણમાં આ ચર્ચાને વધુ કલાત્મક સ્વરૂપ આપી વિષયને ગંભીર રીતે સમજવાનો સ્તુત્ય પ્રયાસ થયો છે અને વાચકને એવું કયારેય લાગતું નથી. કે આ માત્ર બંગાળી કવિ-કવિતાને પ્રાર્શ્વભૂમાં રાખીને કરેલી ચર્ચા છે. 'રસાસ્વાદની એક સમસ્યા'માં ટાગોરની ગીતાંજલિને મધ્યમાં રાખીને કવિતાના સમ્યક રસાસ્વાદને સંભવિત બનાવતી ભૂમિકા વાચક માટે શકય બનાવી છે. શ્રી નગીનદાસ પારેખે એક ઉપયોગી ગ્રંથનો અનુવાદ કરી, ગુજરાતી કવિતાને મૂલવવાની એક નવી દિશાનો ઉઘાડ કર્યો છે " કવિતાની પ્રગતિને વિષે મતભેદ હોય તોય એની ગતિનો સ્વીકાર કર્યા વગર છૂટકો નથી. નદીની પેઠે કવિતા ચાલે છે-સીધી ચાલતી નથી કોઇવાર એકાએક તો કોઇવાર ધીમે ધીમે વળાંક લે છે"-એટલે કાવ્યનો રસાસ્વાદ માણનારે આ પુસ્તકરૂપી નાવનો સહારો લઈ કવિતાના વહેણને અવલોકવું રહ્યું.

**લગ્ન સાગર**

લેખકઃ શ્રી ફાધર વાલેસ

પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ પાનાં ૨૦૬ કિંમત રૂ. ૯-૨૫

ફાધર વાલેસનું વધુ એક પુસ્તક! સુપર ડીલકસ ભેટમાં અપાય એવું પ્રકાશન અને તે પણ પરણતા દંપતીને! જાડા કાગળ, મોટા ટાઇપ, અરધા પાનામાં લખાણ, અનુરૂપ ચિત્રો આ પુસ્તકને સુવાચ્ય બનાવે છે, જો કે ખરી સામગ્રી તો ફાધર વાલેસના કીમતી શિખામણના શબ્દોમાં છે. અહીં ખૂબી એ છે ફાધરના શબ્દો શિખામણ નથી લાગતા પણ વત્સલ પિતા હૃદયના હેતથી લાગણીસભર શબ્દોમાં સૌ કોઇના હિતની વાત કરતા હોય તેવું લાગે છે. ફાધર વાલેસનું ચિંતન આહ્લાદક હોય છે. અને વાંચવું માણવું ગમે તેવું હોય છે.

ભારતીય લગ્ન પ્રણાલિકાને પૂરેપૂરી સમજી લઇ, તેનો ગૂઢાર્થ હૃદયંગમ ભાષામાં રજૂ કરી, કંકોત્રી લખાય ત્યાંથી શરૂ કરી વરકન્યા ઘરમાં કંકુના થાપા મારી વિદાય લ્યે ત્યાં સુધીનું આખું સળંગ રંગીન ચિત્ર, multi-colour આપણી સમક્ષ મૂકતી વખતે ફાધર વાલેસે મનુષ્યહૃદયમાં રહેલ ચિરંતન મંગલભાવનાને સાકાર દેહ આપવામાં, કલ્પનાના સાથિયા પૂરી, શબ્દોને જે રીતે રમાડી જાણ્યા છે તે તેમની વિરલ પ્રતિભાને આભારી છે. જ્યાં દષ્ટિ કરે ત્યાંથી એક રમ્ય ચિત્રવસ્તુ ઉપાડી તેને રજૂ કરવાની ફાધરની આવડત તેમની નિજી મૌલિકતાને અભિવ્યક્તિ આપીને જ ઝંપે છે. સૌ કોઇએ વસાવવા જેવું પુસ્તક અને ભેટ આપવા જેવું તો ખરું જ

---

પૃષ્ઠ ૧૪૭ થી ચાલુ
આવતી બંધ પડી ગઇ છે. આ સ્થિતિમાં મતદારોને આકર્ષવા સિરિમાવો માટે ઊજળા સંજોગો હતા. અસંતોષનો લાભ નવા હરીફને મળે છે કેમકે મતદારો માની લે છે કે તેમના પ્રશ્નોનું નિરાકરણ તે લાવી દેશે. લંકાનું રાજકારણ પલટો લે તેવાં ચિન્હો દષ્ટિગોચર થઇ રહ્યાં છે. સિરિમાવો પહેલીવાર સત્તાસ્થાને હતા ત્યારે ભારત માટે અક્કડ પૂરવાર થયા હતા અને હવે કદાચ વધુ થશે. મોસ્કોનું જોર ત્યાં વધુ હશે. ભારત-લંકા વચ્ચે સંબંધો તંગ બનશે. આપણે ભલે ૧૦ હજાર ટન ખાંડ આપીએ, અને માનીએ કે સિંહાલીઓ ભલે ખાંડ ખાતા. ભારત, ઇઝરાઇલ અને લંકામાં સ્ત્રી વડાપ્રધાનો સત્તાસ્થાને છે. અને આ ત્રણે દેશો ભારે કટોકટી વચ્ચે દિવસો ગાળી રહ્યા છે. ઇઝરાઇલને તો વાંધો નથી, ખાવડે ખબ છે. લંકા જેવા નાનકડા રાષ્ટ્રને પણ આવતી કાલની બહુ ચિંતા નથી. ખરો પ્રશ્ન ભારતનો છે,

Reg No. G. 153

શ્રી. મશ્રૂવાળા કૃત
અમારા પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ... | ૧-૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન.... | ૧-૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા.... | ૦-૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા.... | ૦-૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા.... | ૦-૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા.... | ૦-૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.. | ૦-૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦-૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા ... | ૦-૧૫ |

# વૈષ્ણવજન

વર્ષ ૯] ઑગસ્ટ – ૧૯૭૦ [અંક ૫


## અનુક્રમણિકા



જ્યાં જ્યાં ગુ મ ની કવિતાઓ અંગ્રેજી અને હિંદીમાં છે તે પ્રભુકૃપા કિરણ માંથી લીધેલ છે

## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

૫ દરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્ડ લખીને જણાવવું એક શિલિંકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહીં.

### [લેખકોને]

વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

### લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન'
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨


પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨ રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ રાજકોટ

"मल्लिकजी के प्रति हार्दिक और गहरी श्रद्धाओं के साथ"

आदित्य मील्स लिमिटेड
इन्डिया अेक्सचेंज
कलकत्ता – १

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફિસ : અમદાવાદ )

| | |
|---|---|
| ૪૮૯, આશ્રમ રોડ, | સહકાર, ભવન |
| નવરંગપુરા, | ઢેબરભાઇ રોડ, |
| અમદાવાદ–૯. | રાજકોટ. |

ગુજરાતના ખેડૂતોને જમીન વિકાસના કામ માટે
રૂા. એક અબજ અને ચાર કરોડનું ધીરાણ કરેલ છે.

અત્યાર સુધીમાં કરેલ ધીરાણની વિગત.

| | સંખ્યા | કરોડ–લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૪૮,૪૩૮ | ૩૩.૩૮ |
| [૨] જુના કુવા | ૩૧,૦૯૯ | ૨.૮૪ |
| [૩] ઓઇલએન્જીન ઈલે. મોટર્સ | ૧,૩૪,૮૯૦ | ૪૭ ૬૪ |
| [૪] ટ્રેકટર્સ | ૩,૧૫૩ | ૫.૭૦ |
| [૫] અન્ય | — | ૧૪.૪૪ |

સમગ્ર સંખ્યા : ૭,૩૧,૦૬૪

બેન્કની શાખાઓ : ૧૮૧

| | | |
|---|---|---|
| મગનભાઈ ર. પટેલ | હરિપ્રસાદ હ. ત્રિવેદી | ઉદયભાણસિંહજી |
| ઉપપ્રમુખ. | આઈ. એ. એસ. રીટાયર્ડ | યુવરાજસાહેબ ઑફ પોરબંદર, |
| | મેનેજિંગ ડીરેક્ટર | પ્રમુખ. |




સાત મહિનામાં તો ગિરિશે ઊભા થવા માંડ્યું. એના હાડકાંયે મજબૂત છે અને એની ત્વચાયે તેજસ્વી છે. એની આંખોનો ચમકાટ તો કોઈનાયે આંખોમાં વસી જાય એવો છે! લોકો એને ઘડી બેઘડી જોઈ જ રહે એવો છે ગિરિશ—એક અજેય બાળક! એની તંદુરસ્તી અને શક્તિશાળી સુદૃઢ શરીરનું રહસ્ય છે—એક વિશેષ પ્રકારનો બાળ આહાર!

અમૂલસ્પ્રેના વેચાણે શરૂઆતના કેવળ બેજ વર્ષમાં એક એવી ટોચ સર કરી લીધી કે, બીજા બાળ આહારોના વેચાણ તો એની સામે નજીવા લાગવા માંડ્યા—એ એક અજેય બાળઆહાર બની ગયો! અમૂલસ્પ્રે, એક વિશેષ પ્રક્રિયાથી (સ્પ્રે-ડ્રાઇંગ) અને વિશેષ ફૉર્મ્યુલાને આધારે બનાવાય છે—વિશેષ પ્રકારના પોષકતત્ત્વો પૂરા પાડવા માટે વિશેષ તો તમારા લાડલા બાળક માટે! સહેલાઈથી પચી જતા અમૂલસ્પ્રે વડે બાળકને સમતોલ પોષણ આવશ્યક એવા વિટામિનો તેમજ ખનિજતત્ત્વો અને તમારા લાડલા બાળકના શારીરિક તથા માનસિક વિકાસ માટે જરૂરી અધિક. વધુ સારા પ્રોટીનનાં તત્ત્વો મળી રહે છે!

# અમૂલસ્પ્રે

**માના દૂધની બદલીમાં ઉત્કૃષ્ટ વૈકલ્પિક આહાર**






એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારું' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઇએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી

ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

## હર અવસર પર
## સાથ કરે જે
## એ સાચા સંગાથી!



આપનો એવો સાથી તે દેના બેંકમાં બચતખાતું. આપની બચત પર આપને વર્ષે ૩½% વ્યાજ મળે છે. નિયમિત બચત કરવાની ટેવ, આપની ભવિષ્યની જરૂરતો માટે નાણાં એકઠા કરવામાં સહાય કરે છે, અને આપની બચત આપને સલામતી બક્ષે છે. આજે જ એક બચતખાતું ખોલો.



**દેના બેંક**
રજિસ્ટર્ડ ઑફિસ દેવકરણ નાનજી બિલ્ડિંગ્ઝ,
૧૭, હોર્નિમેન સર્કલ, કોટ, મુંબઈ-૧



સાચું સમર્પણ છે ત્યાં મારો પ્રભુ છે —**ચાચાજી**

# ચાચાજીની પ્રાર્થના

કઇ શુભ ઘડીએ અનંત અને અસીમના મંદિરમાં ઉષાકાળે સુવર્ણમય ઘંટ વાગ્યો અને મંદિરના બંધ બારણાં ખુલ્યાં. એક પછી એક કરીને સત્યના યાત્રીઓ તેમાં દાખલ થવા લાગ્યા. હું દૂરથી મારી માટીની સીમિત કુટિરના પ્રાંગણથી આ ભવ્ય દૃશ્ય જોઇ રહ્યો હતો. જોતાં મારા દિલમાં એક તૃષ્ણા જાગી : 'ક્યારે હું પણ આ યાત્રીઓની મંડળીમાં પ્રવેશ કરવાનો અધિકાર પામીશ?' મારી પોતાની અયોગ્યતાનો તરત જ ખ્યાલ આવ્યો અને મને એમ લાગ્યું કે, મારી તૃષ્ણા પ્રભુ – કૃપા વિના કોઇ દિવસ મટી શકશે નહીં. તેથી વરસો સુધી આ અસંતુષ્ટ તૃષ્ણાથી હું તપ્ત રહ્યો.

અને પછી, પ્રભુની કૃપા આ નજીવ જીવ પર ઊતરી. ગાંધીજી અને ગુરુદેવની સાથે પરિચય થયો. તેમનાં ચરણકમળને સ્પર્શ કરતાં જ મારા દિલમાં એવી આશા ઉદ્ભવી કે, આ બે મહાન વિભૂતિઓ મને સત્ય અથવા પ્રભુ – જે અસીમ અને અનંત છે– તેની સાથે પોતાનાં જીવન સંદેશ અને જીવન સાધના દ્વારા પરિચય કરાવવાની મારા પર કૃપા કરશે.

અસીમ અને અનંત સત્યની સાથે મારો પ્રત્યક્ષ પરિચય થયો છે, એમ કહેવાનો દાવો તો હું કેમ કરી શકું? પણ એટલું તો હું નમ્રતાપૂર્વક કહી શકું છું કે, ગાંધીજી અને ગુરુદેવ આ અસીમ અને અનંત સત્યની બે બારીઓ છે. તેમનાં ચરણોની પાસે બેસીને આ બે બારીઓમાંથી અસીમ અને અનંત – જે દૂર અને નિકટ છે – એનાં દર્શન કોઇ કોઇ વાર મને થયાં છે. તેથી જ લગભગ છેલ્લાં ચાલીસ વર્ષોથી મારી ચેતનામાં, જો એક ભકત–કવિના શબ્દે-માં કહું તો, નિરંતર એવો જ એક સુર વાગ્યા કરે છે.

"હદ સે હદમેં દિન બિતા જબ,
ભોગ બહુત હમ પાયા;
હદ સે અહદમેં જબ ગૈં ડૂબા,
તબહિ આપા જાના (પાયા)".

ટૂંકમાં કહું તો, ગાંધીજી અને ગુરુદેવે મારી અંતર અને બહારની દૃષ્ટિ જે જીવનમાં પ્રેયસ છે તેનાથી જે જન્મજન્માન્તર શ્રેયસ છે તેની તરફ ફેરવી દીધી એવી અપાર કૃપા તેઓએ આ જીવન સત્યપિપાસુ પર કરી છે. તેથી તેઓને મારા સર્વાંગી પ્રેમ – પ્રણામ હો. પ્રભુ, ગાંધીજી ને ગુરુદેવનો ઉજ્જવળ આત્મા મને એવા આશીર્વાદ આપે કે, જે કંઇ જીવન અને જગતમાં અનહદ છે તેના માટે મારી પિપાસા વધુ ને વધુ તીવ્ર બને ને મને રાતદિવસ તડપાવે.

દર્દે દીદાર મુઝે જલાવે રાત દિન રોમ રોમ.





# ભક્તની આરજૂ

ગોપાલા મેરી કરુણા કયોં નહિ આવે ।।ધ્રુ૦।।

ઘડી ઘડી પલ પલ છન ન બિસારું ।
તુમકો દયા કયોં નહીં આવે ।। ૧ ।।

હમ પતિત, તુમ પતિત-ઉધારના
અંતર સાર બતાવે ।। ૨ ।।

નિધિરામજીકો સત મતો હૈ ।
ગુરુ બિન કૌન છુડાવે ।। ૩ ।।

× × ×

ભકત તો ભગવાનને અધીન બની પોતાનું જીવન જીવતા હોય છે પરંતુ જેમ કોઇ વાર બાળક અધીરું બની જઇને પોતાની મા પાસે ફરિયાદ કરવા લાગી જાય છે, તેમ ભકત પણ ભગવાનની આગળ ફરિયાદ કરવા મંડી પડે છે. ભકત પ્રભુને સર્વસ્વનું સમર્પણ કરીને જીવન જીવે છે ખરો, છતાં માનવ મન એવું તો વિચિત્ર છે કે શ્રેયાર્થી ભકતને પણ કળણમાં ધસડી જાય છે, ત્યારે ભકતનું વ્યાકુળ મન અધીરું થઈ જઇ પ્રભુને આર્તસ્વરે કહેવા લાગે છે કે, હે ભગવાન, હું તને મારી આંખ સામે રાખીને જીવવા માગું છું, તોયે શા માટે મારામાં પડેલી દુર્વૃત્તિઓ મને અવળે માર્ગે દોરે છે ? તું તો પરમ કરુણાળુ છે, તોયે મારા પ્રત્યે તું શા માટે નિષ્ઠુર બનીને મારા તરફ જોતોય નથી ? ભકતનું આવું ફરિયાદ કરતું વર્તન એ પ્રભુ પ્રત્યેના અનન્ય પ્રેમનું જ પ્રતીક છે. પ્રસ્તુત ભજનમાં ભકત કવિ નિધિરામજીએ એ આરજૂને એટલી જ ઉત્કટતાથી વ્યકત કરી છે.

ગુ. મ.

# સાચું સમર્પણ

ગુરુદયાલ મલ્લિકજી

મહાપુરુષો વારવાર કહે છે 'પ્રભુ પ્રસન્ન થાય એ રીતે જીવવુ જોઇએ'

પ્રભુ એટલે પ્રેમ

પોતાના અહંકારનું સમર્પણ કરીને પક્ષપાત વિના જીવે, સદા સત્ય બોલે, સૌને નમ્રતાથી વદે ને અન્યનું દુઃખ પોતાને હૈયે ધરે એ જ સાચો વૈષ્ણવજન ઠરે આવા વૈષ્ણવજન ઉપર જ પ્રભુની પ્રીતિ ઊતરે

સાગરમા સમાઇ જવા તત્પર થયેલી સરિતા જેમ પોતાનુ નામરૂપ પણ સાગરને સમર્પી દે છે તે રીતે આપણે પણ આપણા રાગદ્વેષ, મારુ-તારુ સઘળુ પ્રભુચરણે સમર્પી દઇને પ્રીતમમા એકરૂપ થઇ જઇએ

સાધુ-ફકીરો સૌ આ જ કહે છે પ્રેમમા ખોવાઇ જાવ ને પ્રભુમય બની જાવ

પ્રભુની લીલા પણ અજબ છે ! ઘરમા ફરતી ફરતી માનું સમર્પણ જોતા મને તો પ્રભુની ઝાખી થાય છે એમ લાગે છે કે જાણે મૂર્તિમંત પ્રેમ હરીફરી રહ્યો છે

એ વહેલી સવારે સૌથી પહેલી ઊઠે છે પતિ, પુત્ર, સાસુ સસરા, દિયર નણંદ સૌની જરૂરિયાતો આખોય દિવસ કંટાળ્યા વિના જ સતોષે છે સૌથી છેલ્લી જમે છે, સૌથી મોડી સૂવે છે ને છતાય સૌને સ્નેહથી નવાજે છે

બસ, આનું નામ જ સાચુ સમર્પણ છે જ્યા આવુ સમર્પણ છે ત્યા મારો પ્રભુ છે

જીવનના સઘળા નિયમો પૈકીનો એક માત્ર મંગલમય નિયમ પ્રેમ છે એથી હૈયુ ખૂલી જશે ને જગતની આંખ હરખથી ખીલી ઊઠશે

જેની આખ પ્રેમમય છે એને જગતની આખ પણ પ્રેમથી નીરખશે, ને પ્રભુ પણ ચરણોમાં રાખશે.

અંતરમાંથી અહંકાર નીકળી જશે ને દ્વેષ ઓગળી જશે તો સર્વત્ર પ્રેમ જ પ્રેમ વ્યાપી જશે ને પછી તો ખુદ ખુદા જ તમારી ઉપર ઓવારી જશે

ખુદા ખુદ બનકે આતા હૈ,
ખરીદદારો કી દુનિયામે

કોઇનાય ભણી અહંકાર ન કરશો કોઇનાય ભણી અપ્રેમ ન સેવશો કોઇનુય હૈયુ કડુ વાણીથી ન દૂભવશો કહેવુ કહેવુ પડે તોય નમ્રતાથી કહેજો પ્રેમથી કહેજો તો એનુ હૈયુ નંદવાશે નહી

મંદિર કે મસ્જિદને ખંડિત કરનારને કદાચ માફી મળી જશે પરંતુ કોઇનાય દિલનુ મંદિર તોડનારને માફી નહી મળે ...નહી જ મળે ! એક સંતે ગાયુ હતુ

ઘૂઘટકા પટ ખોલ રે, તોહે પિયુ મિલેગે
કટુ વચન મત બોલ રે તોહે પિયુ મિલેગે

આપણે આ ઘૂંઘટનો પડદો ખોલી દેવાનો છે આ પડદો એટલે અહંકાર, દંભ, કામ, ક્રોધ વગેરેનો પડદો એ પડદો જ પ્રીતમના દર્શન આડે ઊભો રહે છે

પ્રીતમ તો આપણી પાસે જ ઊભો છે એ પણ આપણને નવાજવા આતુર છે પરંતુ આપણે સૌ તો અહંકાર આદિનો ઘૂંઘટ પટ આડો ધરીને ઊભા છીએ, પછી શુ થાય ?

એ સંત કહે છે, કડવુ વેણ એના દિલને દૂભવશે અને તો એના દિલમાં બેઠેલો તમારો દિલદાર રિસાઇ જશે, કટુવચન બોલવાનુ બાંધી વાળીશુ તો જ પ્રીતમ રીઝશે ને આપશે

દિલદાર તો તમારા દિલમા જ વસે છે ઈંટ કે પથ્થરના મંદિરમા જ વસે છે એવુ નથી તમારુ

મનમંદિર જ સૌથી મોટું મંદિર છે. એ મંદિરમાં પવિત્ર વિચારોનો દીપક પ્રગટાવીને સમર્પણની ભાવનાનો ધૂપ જલાવ્યે રાખો...દિલદાર રાજીરાજી થઈ જશે.

દારૂ પીવો, જુગાર રમવો, અનીતિ કરવી એ પાપ તો છે જ. પરંતુ પોતાના સર્જનહારને ભૂલી જવો એના જેવું પાપ એક પણ નથી આટલા જ માટે ગાંધીજી પ્રાર્થના માટે ખૂબ આગ્રહ રાખતા હતા.

એક દિવસ સવારમાં જ હું ખુદાઈની ખોજમાં નીકળ્યો. આમ તો ખુદાને મળવું અતિ મુશ્કેલ છે, પણ એક કવિ કહેતા તેમ માણસ ભલે ખુદા નથી, પણ એ ખુદાના નૂરથી જુદો તો નથી જ.

આ ખુદાઈ નૂર જોવા માટે હું બહાર નીકળી પડ્યો તો ખરો, પણ જે ગલીકૂંચીમાંથી હું પસાર થયો ત્યાં ત્યાં મને ગંદકી જ દેખાય. નૂરની આછી ઝાંખી પણ ન થઈ.

અજાણ્યા ખૂણેથી મને કોઈ કે કહ્યું : 'અહીં તને ખુદાઈ મળશે ક્યાંથી ? જ્યાં નિર્મળતા હોય ત્યાં જ એ દેખાશે.'

પછી મેં એક સ્વચ્છ શહેરનો રસ્તો લીધો. ત્યાં રસ્તા સુંદર હતા. સૂર્યનાં કિરણોએ એમને સોનેરી બનાવી મૂકયા હતા. 'શું આ સૌંદર્ય ને સ્વચ્છતા એ જ ખુદાઈ હશે ?' મેં મારી જાતને પૂછ્યું.

એટલામાં મારી નજર ભીંત ઉપરની એક નોટીસ પર પડી: 'ખિસ્સાકાતરુથી હંમેશા સાવધ રહો.'

મારું હૃદય વ્યથાથી ભરાઈ ગયું. 'શું અહીં પણ ખુદાઈ નથી ? જ્યાં દિલ સ્વચ્છ ન હોય ત્યાં ખુદાઈ હોઈ શકે જ કેમ ?'

---

## મારા ગુરુજીને

હે ગુરો,

તમે મારા કુણા કુણા દિલમાં ઊંડે ઊંડે જે છાપ પાડી છે. એના મૂળ ક્યાં સુધી વિસ્તરાયેલા હશે એનું માપ કોણ કાઢી શકે ?

મારા મંથનના અતાગ ઊંડાણના મંડાણ તમે જ કર્યા હતા. એ સાથે આશાની અટારી પર ઉમેદના ઝુલે તમે ઝુલવી હતી એ વાત હું શે' ભૂલું ?

મારા અંતરના તારને ઝંકારીને મારા જીવનમાં તમે જે અવનવું સંગીત સર્જતા રહ્યા એ રોમહર્ષણ ક્ષણો આજે પુનઃ પુન ભજવાયા કરે છે.

હું વિચારોના વમળમાં તણાઇ હતી ત્યારે તમે ધ્યેયના ટાપુ પર મારી નાવ નાંગરી બતાવી હતી.

મારી કાચી માટીમાંથી તમે કેવો તો ઘાટ ઉતાર્યો.

હે ગુરો, તમે ગુરુ તરીકે કેટલા મહાન હતા. મને કોઇ સંપ્રદાયની કંઠી પહેરાવી નહિ મારા મન – પંતગના દોરનો પાયો ધરતી પર દઢ રાખી એને આકાશમાં મુક્તપણે ઊડવા દીધો અને એનો પોતાનો માર્ગ નક્કી કરવાની સ્વતંત્રતા આપી.

મૂળમાં આવું બળ રેડી પછી સાવ નિસ્પૃહ થઇ જનાર કોઈ હશે એની કલ્પના કરું છું ત્યારે મને તમારા સિવાય બીજું કોઇ દેખાતું નથી... હે ગુરો

—ઉષા દેસાઈ

# બાપુનાં કેટલાંક સંસ્મરણો

ગુરુદયાલ મલ્લિકજી

મારા સ્મૃતિ – મ દિરમા એક ત્રિમૂર્તિ છે એમનુ હુ વારવાર સ્મરણ કરુ છુ એ ત્રણ હોવા છતા વાસ્તવમાં એક જ છે કેમકે, વિરાટ માનવના તે જુદા જુદા પાસા જ છે એક મૂર્તિ છે ગુરુદેવ ટાગોરની, બીજી છે મહાત્મા ગાધીજીની અને ત્રીજી છે દીનબ ધુ એન્ડ્રુઝની.

ગુરુદેવ પાસેથી મારી બુદ્ધિ, શક્તિ અનુસાર હુ શીખ્યો છુ કે જીવન એક આન દ– લહરી છે, મહાત્માજી પાસેથી એ કે, જગત એક કર્મભૂમિ છે અને દીનબ ધુ પાસેથી એ કે, જીવન એક નિર તર સાધના છે અને એ ત્રણેએ મળીને મને શીખવ્યુ છે કે પૃથ્વીને એક સુ દર સેવાગ્રામ બનાવવી એ મનુષ્ય જીવનનું મુખ્ય ધ્યેય છે

પર તુ આજે તો હુ માત્ર ગાંધીજીની મૂર્તિની સામે બેસીને કેટલાક સ સ્મરણ – ફૂલોની માળા ગૂથીને ગળામા પહેરાવીશ

સન ૧૯૨૧ । ગાધીજી સાથે ગુજરાતની સફર કરતો હતો દીનબ ધુ પણ સાથે હતા એ દિવસોમા ગાધીજી અખબારોમાં મુ બઈનુ 'ટાઇમ્સ ઑફ ઇન્ડીયા' વાચવા માટે ઉત્સુક રહેતા એથી મને જરા આશ્ચર્ય થયુ કેમકે એ છાપુ દરરોજ ગાધીજીના અસહકાર આંદોલનની આકરી ટીકા કરતુ અને ક્યારેક ક્યારેક તો ગાધીજીની સચ્ચાઈ વિશે પણ શ કા પ્રગટ કરતુ છેવટે, મારાથી રહેવાયુ નહી અને એક દિવસ મે નમ્રતાપૂર્વક પૂછ્યુ 'ગાધીજી, આપ 'ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ' શા માટે વાચ્યા કરો છો ? એ તો આપને ગાળો જ દે છે ।

એમણે જવાબ આપ્યો 'એ તો મારા પર એક મોટો ઉપકાર કરે છે, મારા દષ્ટિકોણ અને દલીલમા કયા અને કયા પ્રકારની કચાશ કે નબળાઇ છે તે તરફ મારુ ધ્યાન ખેચે છે એટલે તો એ મારો સાચો મિત્ર છે ' સાચુ છે કે રાજહ સ પેઠે સાચા અહિંસાવાદીની ગતિ– મતિ પણ ન્યારી જ હોય છે તે સૌને પોતાના મિત્ર સમજે છે

સન ૧૯૩૨ । કરાચી રાત્રીશાળામા સાંજના સમયે મજૂરવર્ગ તથા વિદ્યાર્થીઓ પોતાના શિક્ષકો સાથે એક સિ ધી ભજન ગાતા હતા એ ભજન સૂફી ફકીરનુ છે અને સિ ધના ખૂણેખૂણે ગવાય છે. એ ભજનની પ ક્તિ છે 'તેરા મકાન આલા, જિથે કિથે વસી ભી તૂ !' ( તારુ મકાન આ દુનિયા–અતિ ઉત્તમ છે જ્યા હુ જોઉ છુ ત્યા તુ વિદ્યમાન છે ) જેવુ ભજન પૂરુ થયુ, કોઇએ ધીરેથી એક શિક્ષકના કાનમાં કહ્યુ 'ગાધીજી વિદ્યાર્થીઓની પાછળ ઊભા છે ' મે તરત ઊઠીને ગાધીજી પાસે જઇને પ્રણામ કર્યા પછી મે નમ્ર વિનતી કરી કે, 'કૃપા કરી વિદ્યાર્થીઓને બે શબ્દ કહો '

'જે કઇ મારે કહેવાનુ હતુ, તે તો તમે જે ભજન હમણા ગાતા હતા, એમા વર્ણવ્યુ જ છે ' ગાધીજીએ કહ્યુ

એ ભજનમા જીવનની એકતાનુ વર્ણન છે. એનો ભાવાર્થ કઇક આવો છે 'પ્રભુ, તારુ આ જગત અત્ય ત સુ દર છે એમા પ્રત્યેક સ્થળે તુ વસે છે આકાશમા તારા ઘણા છે, પર તુ ચન્દ્ર તો એકજ છે બજારમા માણસો ઘણા છે, પર તુ એ બધામા શ્વાસ તો એક જ જાતનો છે મ દિરમા મૂર્તિઓ અનેક છે પર તુ એ બધી તો કેવળ એકની જ સૂરત છે નદીમા લહરીઓ ઘણી છે, પર તુ નદીદેવી સ્વય તો એક જ છે, કિશ્તીઓ અને એના નાખુદા ઘણા છે પર તુ તે બધાનો ખુદા તો એક જ છે !

સન ૧૯૪૦ । શાંતિનિકેતન ગાધીજીનો મૌનનો દિવસ સાંજે ગાધીજી અને હુ એકલા આશ્રમ બહાર ફરવા ગયા પાછા ફર્યા પછી તરત મૌન અને ઉપવાસ –બ ને ગાધીજીએ છોડ્યા પછી આશ્રમની પ્રાર્થનામા ભાગ લેવા પોતાના વિશ્રામ ગૃહમાથી બહાર આવ્યા અચાનક રસ્તામા એમણે

મને કહ્યુ ગુરુદયાલ! જો હું એ જાણતો હોત કે મારા સારામાં સારા કાર્યકર્તાઓને પણ આટલો સખત સત્તાનો નશો ચઢી જશે તો હુ કોંગ્રેસને કદી પણ એવી સલાહ ન આપત કે સત્તાનાં સુત્રો તમારા હાથમા લો!'

એમના એ ઉદ્‌ગારો પાછળ શુ હતુ તે હુ નથી જાણતો પરંતુ હુ એટલુ તો જરૂર કહીશ કે તે વખતે એમનો ચહેરો એક માનસિક દુઃખની મૂર્તિ હતો.

સન ૧૯૪૫। મુંબઈ ગાંધી જિન્ના મંત્રણાનો સત્તરમો દિવસ એ હમણા જ જિન્ના સાહેબના મકાનેથી બિરલા ભવનમાં પાછા ફર્યા છે પોતાના ઓરડામા એકલા બેઠા છે અત્યંત ઉદાસ લાગે છે. મે એમને પ્રણામ કર્યા 'એક ભજન સંભળાવો!' એવો આદેશ એમણે મને આપ્યો ત્યારે મે આ ભજન ગાયુ

બેઠા હુ મંદિર કે બાહર
લે કે દિલ મે આસ!

કભી તો ખુલેગા ઓ ગેહી,
અપને ચરણન પાસ!

તેરી ચરણ છાયા મે,
જો હે પ્રકાશ!

ઉસ મે મેરી આત્માકા
હોગા પૂર્ણ પ્રકાશ!

ભજન પૂરુ થયુ ગાંધીજીની આંખો બંધ હતી લગભગ અર્ધો કલાક એ મૂગા રહ્યા, અને હુ પણ પછી એમણે આંખો ખોલી અને કહ્યુ આજે તો તે મારા દિલની વાત કહી દીધી!

એ જ વર્ષે ગાંધીજી ડિસેમ્બર માસમા શાંતિનિકેતન ગયા દીનબંધુની યાદમા આરોગ્યભવન બાંધવાની જે યોજના નક્કી થઇ હતી તેની શિલારોપણ વિધિ દરમ્યાન એમને એક જલ પાત્ર આપવામાં આવ્યુ અને વિનંતી કરવામા આવી કે શિલા પર પાણીના છાંટા નાખો પરંતુ પાત્રમ પાણીનું એકે ટીપુ ય ન હતું એથી એમને ઘણુ દુઃખ થયુ, એવુ એમના ચહેરા પરથી લાગ્યુ પછી દોડીને પાણી તો લાવવામા આવ્યુ પરંતુ વચમાં ગાંધીજી બોલી ઊઠયા 'શુ આરોગ્ય-ભવનનું પણ આવુ જ થશે? (અર્થાત્ શિલા જ માત્ર રહી જશે?) એમની ભવિષ્યવાણી સાચી પડી જણાય છે કેમકે, એ વાતને બાર વર્ષ વહી જવા છતા આરોગ્ય-ભવન હજી સુધી કાગળની કબરમા જ દફન થયેલુ પડ્યુ છે

સાંજનો સમય હતો ગાંધીજી ગુરુદેવનું બંગાળી ગીત સાંભળી રહ્યા હતા અચાનક એમાના એકનો અર્થ જાણવાની ઇચ્છા થઈ એમણે આસપાસ બેઠેલા ચાર પાંચ સજ્જનોને એ ગીતનો અર્થ પૂછ્યો દરેકે પોતાની સમજણ પ્રમાણે ગીતનો અર્થ કર્યો પરંતુ ગાંધીજીને એક વ્યક્તિએ કહેલો અર્થ જ ઠીક લાગ્યો એ ગીતનો અર્થ આ પ્રમાણે હતો 'તારા પર ઘણુ દુઃખ પડશે, પરંતુ એનાથી ગભરાઈને તુ એને દૂર કરી શકશે નહી ' એ પર એક સજ્જન બોલી ઊઠયા 'આ તો એક અજબ આધ્યાત્મિક હોમિયોપથી છે!

ગાંધીજીએ જવાબમા કહ્યુ 'તે તો છે જ!

સન ૧૯૪૬। દિલ્હી ભંગી કોલોનીમા સાંજની પ્રાર્થનામા મને તેરા મકાન આલા એ ભજન ગાવાનો હુકમ થયો પ્રથમથી જ ગાંધીજીએ એ ભજન અર્થ સાથે દેવનાગરીમા છપાવી રાખ્યુ હતું પ્રાર્થના પૂરી થઇ ભજનની નકલો વેચવામા આવી એ રીતે હરિજન-સેવા-નિધિ માટે કેટલાક રૂપિયા ભેગા થયા ત્યારે મે હસતા હસતાં કહ્યુ બાપુ મારુ મહેનતાણુ ક્યા?'

જવાબમા એમણે જોરથી મારી પીઠ પર ધબ્બો માર્યો એ ધબ્બો મને જીવનમા મળેલો સૌથી મોટો આશીર્વાદ હતો

*

# એક અલૌકિક જિંદગી

ઇન્દુલાલ ગાંધી

લૌકિક–અલૌકિક
એવા બે શબ્દોની વચ્ચે ભીંસાતી
એક–કાંઈક લાંબી કહી શકાય એવી
જિંદગી એમને મળી–
અથવા કોઇએ મેળવી આપી.

આવી લાંબીલચ જિંદગીનો
એમને કશો ખપ નહોતો
એટલે પોતાને પુરસ્કાર રૂપે
મળેલી આ જિંદગીની
એમણે અનેકોમાં અયરાત કરી દીધી.

એમની પાસે હતી થોડીક ભક્તિ ને થોડીક પ્રીતિ
ઇશ્વર કરતાં ઇન્સાનને
એમની પ્રીતિ વધારે પિછાનતી.

આત્માવિહોણું, સત્યરહિત
સ્વાભાવિકતા વંચિત આ વિશ્વ
એમને મન કાચના લખોટા જેવું હતું
એ લખોટાની સાથે એની જિંદગીએ રમી લીધું,
અને પછી એ લખોટો ઊચકીને
એમણે યુગાન્તરને પાર ફેંકી દીધો.

આ પાશવી–ભૌતિકવાદી સૃષ્ટિ
એમની નિર્મળ આંખોએ કયારેય જોઇ નહોતી;
એમની સૃષ્ટિ તો, નાના બાળક જેવી
ઢીંગલી જેવી રૂપસુંદર હતી.

એમની સૃષ્ટિમાં નહોતી ઇર્ષ્યા
કે નહોતી અસૂયા,
હિંસા કે વેરઝેરનું કોઈ વાતાવરણ નહોતું
સત્ય અને સુંદરતા સિવાય
બીજું કશું જ એમણે જોયું નહોતું.

આત્મા પ્રત્યેનો ધિક્કાર
કે સેલ્ફ ગ્લોરીફિકેશન
આ બે શબ્દો એમણે સાંભળ્યા જ નહોતા,
આવી હતી એમની મુગ્ધતા અને વત્સલતા.

એમનું સત્ય વસ્ત્રવિહીન હતું
કોઈ રાક્ષસી પડછાયો છૂપાવીને એ બેઠું નહોતું,
એમનો પ્રેમ નિવ્યાંજ હતો
દંભરહિત, પાપરહિત–સ્વાર્થરહિત.

❈



# મને બુદ્ધ ભગવાન દેખાયા

ગુરુદયાલ મલ્લિકજી

મારુ કામ પૂરુ કરીને હુ હમણાં જ મારે ઘેર પાછો આવ્યો હતો અચાનક મે મારા પાડોસમા કોઈનો પીડ–પુકાર સાભળ્યો હુ તરત જ બહાર નીકળી પડયો. અને થોડી પૂછપરછ કર્યા પછી મને જણાવવામા આવ્યુ કે, મારા ઘરની પાસે જે એક વિધવા રહેતી હતી તેનો એકનો એક દીકરો લાબા વખતની ગભીર માદગીને પરિણામે ઘણા કલાકોથી બેશુદ્ધ પડયો હતો અને એમ લાગતુ હતુ કે તે યમદ્વારે આવી પહોચ્યો છે તેથી જે ઓરડીમા તે પડયો હતો તેમા મે ધીમેથી પ્રવેશ કર્યો.

દુખી માતાને જોઈને મે તેમને શ્રદ્ધાપૂર્વક પ્રણામ કર્યા, કારણ કે દુખ પણ પ્રેમ પ્રણામને યોગ્ય છે દરેક દુખ સત્યનો કોઈને કોઈ સવાદ આપણને આવીને પહોચાડે છે

પણ મા અત્યત શાત હતી તેના મુખ પર દુખના અધકારને બદલે પ્રકાશ દેખાતો હતો તેના હૈયામા તુફાન શમી ગયુ હતુ અને તેની જગ્યાએ ઊડી શાતિ પ્રસરી ગઈ હતી

દીકરાએ થોડા વખત પછી પ્રાણ ત્યાગ્યા તેની મરણશય્યા એક અદ્ભુત સુગધથી સુસજ્જિત હતી માએ પોતાના વહાલા સતાનને કરુણામય આખોથી નિહાળ્યો અને કહ્યુ 'આવો તો પ્રકૃતિનો નિયમ છે'

તેના આ શબ્દો સાભળીને મારી આખો સામે બુદ્ધ ભગવાનની છબી તરી આવી તે શાત માતા સાચે જ બુદ્ધની અગાધ કરુણા અને શાતિની એક નારી બની ગઈ હતી

મધ્યરાત્રી હતી પ્રભુ અને પોતાના પ્રિયજનોનુ સ્મરણ કરતા કરતા વિરહીણીઓ તારાઓ ગણી રહી હતી તેમની ચિન્મય દષ્ટિમા દરેક તારો તેમના પ્રીતમનુ સુદર મોહિની મુખડુ હતુ. તે જ માર્મિક મુહૂર્તે એક દરવેશ પોતાના માલિક અથવા માલિકને મીઠી ટકોર કરતા પોતાના ગીત દ્વારા કહી રહ્યો હતો

'કહેતા હૈ તુઝે કૌન
કે તુ પરદાનશીન હૈ?
હર કુચા ઓ બાઝારમે
મૈને તુઝે દેખા.'

આ સાભળીને હુ ઘણો આશ્ચર્ય પામ્યો તે વખતે હુ પણ અતર્યામીની પ્રેરણાથી તારાઓના પ્રકાશમા એકાતના આનદમય જગતમા સહેલ કરી રહ્યો હતો.

દરવેશનુ ગીત થભતા જ હુ બોલી ઊઠયો 'પણ આ પરદાનશીન પ્રીતમ અને પ્રભુને જોવાની આખો ક્યાથી લાવુ ?'

આ પ્રશ્ન અને પીડાએ મને સવાર સુધી જાગ્રત રાખ્યો

એટલામા સૂર્યોદય થયો અને તેના પ્રથમ કિરણે મારા કાનોમા જાણે કે તે મને એક અદ્ભુત રહસ્ય કહેતુ હોય એમ કહ્યુ 'તારી ઈચ્છા અત્રે પૂર્ણ થશે'

થાડા વખત પછી હુ મારા કામે ગયો રસ્તામા મે કેટલાક છોકરાઓને એક ગરીબ કૂતરા પર હૃદયહીન રમતમા પથરા નાખતા જોયા બિચારો કૂતરો જખમી થઈ ગયો અને તેણે એવી એક દર્દભરેલી ચીસ પાડી કે પ્રભુનુ હૈયુ પણ કપી ગયુ

તે જ વખતે એક કિશોર ત્યાથી પસાર થયો તરત જ તેણે એ ઘાયલ કૂતરાને ઘણા પ્રેમથી પોતાના હાથમા ઉપાડી લીધો અને તેને પશુઓની ઈસ્પિતાલમા લઈ ગયો

મે તેની તરફ જોયુ. તેના મુખની આકૃતિ કરુણાની એક આકર્ષક છબી હતી તે જોઈને હુ આનદમા બોલી ઊઠયો. 'ભગવાન ? બુદ્ધ !'

# મલ્લિકજી : મૂક અને મુક્ત સાધક

પંડિત સુખલાલજી

વર્ષો પહેલાની વાત ત્યારે હું એમને કંઈ ઓળખું નહીં માત્ર નામ સાભળેલુ પાછળથી એમનો પરિચય થયેલો તે પછી અવાર નવાર મળવાનુ થતુ શરુઆતમા કયારેક હું આશ્રમ ગયો હોઉં એવું સ્મરણ છે કયારેક મલ્લિકજી અહીં આવ્યા હોય આ મકાનમા (સરિત્ કુંજમાં) એ આવે ત્યારે પહેલી વાત તો એ કે તેઓ કિશોરલાલભાઈની પેઠે પાધરા પગમા પડે ! હું દેખું નહીં ને એ પગમા પડે, એટલે શુ થાય કે હું પગમા પડવા જાઉં એના પહેલા એ પગમા પડે એટલે અમારા બેઉના માથા ભટકાય આવુ કિશોરલાલભાઈ સાથે કેટલીયવાર થયેલુ તેમના ચશ્મા પડી ગયેલા મે તે દિવસે કહેલુ કે આ તો બધો ઉપચાર છે

૮–૧૦ વર્ષ પહેલા મે પ્રોસ્ટેટ ગ્લેન્ડનુ ઓપરેશન કરાવેલુ ત્યારે મુંબઈમા હરકિશનદાસ હોસ્પિટલમાં મલ્લિકજી આવ્યા હતા એમણે મને કહેલુ કે, 'મને પણ આવો એક જાતનો ઉપદ્રવ છે '

ત્યારે મે એમને કહેલું ' મલ્લિકજી ! આ હું તો અત્યારે ખાટલે છું, પણ મને એમ લાગે છે કે ઓપરેશન કરાવી કાઢો '

તો કહે, "હા, એવો વિચાર તો આવે, પણ–" એમ કરીને પછી બધ રાખેલુ

પછી ફરીથી પાછા મળ્યા ત્યારે કહે કે, "હવે મારે સિમલા જવુ છે"

મે કહેલુ કે, "તમારી તબિયત ઠીક નથી, આ પેશાબની તકલીફ છે," વગેરે

તો કહે, "એ તો ચાલવાનુ એ કયા બધ રહેવાનું છે ?'

મે કહ્યુ, "એમ કેમ ?"

તો કહે કે, "સિમલામા મિટિંગ છે, ત્યા અમારા ક્વેકર ભાઈઓ મળવાના છે એટલે મારે જવું જોઈએ, એમ મને લાગી રહ્યુ છે"

એટલે મે તેમને ક્વેકર્સ વિષે પૂછ્યુ મને કહે છે કે, "હિન્દુસ્તાનના માણસોમાથી ક્વેકર સંપ્રદાયમા ઓફિસ્યલી કોઈને લીધેલા નહીં એ લોકો બહુ કસોટી કરે, એટલી બધી કસોટી કરે કે એનુ જીવન કેમ ગયુ છે ? શુ કામ કરે છે ? વૃત્તિ છે કે નહીં ?...વગેરે '

ત્યારે મલ્લિકજી કહે કે, "મારી કેટલીએ અરજીઓ નકામી ગઈ હતી એ સખ્યા કેટલી તે મને યાદ નથી પણ હું ન ભૂલતો હોઉં તો વીસેક વાર અરજી કરી હતી એમ મને યાદ છે પણ છેવટે મારી અરજી મજૂર થઈ તે હું હિંદુસ્તાનમાથી ઓફિસ્યલી ક્વેકર પહેલો છુ "

ત્યારે મે પૂછ્યુ કે, "એવુ શુ શુ છે કે જેથી આટલી સખ્તાઈથી, કડકાઈથી એ લોકો પરીક્ષા કરે છે ?'

તો કહે, "એ લોકોના નિયમો એવા છે કે જેની સેવા કરતા હોઈએ, (જેમ કે દરદીની સેવાનુ કે શિક્ષણનુ કોઈ કાર્ય હોય), તેનાથી કોઈ જાતનુ જૂદી રીતે વર્તન ન થાય '

તેનો એક દાખલો એમણે આપ્યો

હમણા કહે ઓરિસ્સામા દુષ્કાળ કે એવુ હતુ ને ક્વેકર લોકો ત્યા ગરીબ લોકોની દુર્ભિક્ષ પીડિત લોકોની મદદે ગયા મલ્લિકજી પણ તેમા હતા પોતાના વર્તન પરત્વે ક્વેકર સંપ્રદાયના સેવકોની કડકાઈ કેટલી હતી તે તેમણે આમાથી જણાવ્યું, કહે કે એમા એક બહેન હતા યુરોપિયન, પણ એ ક્વેકર પરંપરાના સભ્ય એને બિચારીને આપણે ત્યાની બહુ ખબર નહીં નવા નવા આવેલા હશે અને ઓરિસ્સામા તે વખતે કાંઈ મળે નહીં.

શાક નહીં, ભાજી નહી, જે હોય તે સૂકું ખાવાનું સાવ સૂકુ ! આથી એ બહેનને એકદમ એનેમિયા થઇ ગયો છેવટે બેચાર જણાએ એને કહ્યુ કે ભાઇ ભાજી નહી શાક નહી, તો કાંઈ નહી તો લીંબુનુ પાણી જોઇએ તો એ લોકોએ કહ્યું કે, એ તો ખરૂ, પણુ આપણે જેની સેવા કરીએ એની પાસે તો લીબુ નથી ! તો આનાથી લીબુ લેવાય નહી '

'થાય શુ ત્યારે ?'

તો પછી કહે કે એ ખરુ તો અત્યારે અહીં થી તો એને મુકત કરીને બીજી જગ્યાએ મોકલીએ—કલકત્તામા ઘણુ કરીને—ત્યા જાય અને ત્યા તબિયત સારી કરે પણુ અહીં તો એને લીબુ આપીએ એટલે પછી અહી બધી ગોઠવણુ કરવી પડે અહી તો દુષ્કાળ છે ગરીબો પીડિત છે એની વચ્ચે મારે રહેવુ હોય તો મારો ખોરાક રહેણી કરણી જુદી હોય અને જેની સેવા કરવા આવીએ એની પાસે સગવડ ન હોય તો મારાથી લેવાય કેમ ?

આ એની કવેકર સપ્રદાયની કસોટી અને એ કસોટીમા મલિકજી પાસ થના—એટલી અરજીઓ પછી—અને આખુ જીવન એમણે એ રીતે ગાળ્યુ

તેમના આમ સિમલા જવાના પ્રસગ સિવાય બીજી કેટલીયે વાર જ્યારે મળીએ ત્યારે આવી વાત પૂછુ કે, સૂફી અને સત એમાથી હિંદુસ્તાનમા સૂફી લોકો તમે જે જોયા એમા સર્વશ્રેષ્ઠ તમને કયા લાગ્યા ? સર્વશ્રેષ્ઠ એટલે બધી રીતે—અતરબાહ્ય સત વિષે પણુ પૂછુ તો એમના અનુભવમાથી સિધમા જે આવ્યા હોય લખનૌની આસપાસ જે આવ્યા હોય, એની વાત કરે અને કયારેક વળી પૂછુ કે, 'આ બધુ જે સૂફી સાહિત્ય તમે વાચ્યુ એ સાહિત્યમાં શ્રેષ્ઠ તમને કયુ લાગ્યુ ? કયો ગ્રથ ?'

એ તો હુ અત્યારે ભૂલી ગયો છુ, ગ્રથ કે એ કારણુ કે હુ નોધ તો કરુ નહી, પણુ મને રસ હતો એટલે પૂછુ એ માણુસે એટલુ બધુ જોયેલુ, એવા એવા માણુસોને મળેલા, કે જેની કઈ આપણુને કલ્પના આવે નહી પણુ એ વાત કરે ત્યારે આપણુને ખબર પડે કે આ જીવતો માણુસ છે, એ સત તરીકે, સૂફી તરીકે જીવતો માણુસ છે એમ લાગે એટલે પછી આ પથભેદ, ને આ ભેદ, ને એ ભેદ એમને કેવી રીતે સ્પર્શ કરે ?

જૂનાગઢ જાય ત્યારે હુ મલિકજીને પૂછુ કે "તમે અહીં આવો છો ત્યારે જૂનાગઢ જાઓ છો, ખરુ ? તો કહે કે, 'જુઓ ! ત્યાં જે પેલા નવીનભાઈ ને ધીરુભાઈ ને એ કામ કરે છે અને એ કામમાં આપણે જઇએ એટલે 'રૂપાયતન' કે જે કાંઇ સસ્થાઓ છે એમાં કઇ ઉપયોગી થવાય "

એવી એમની વૃત્તિ

એટલે એમણે જીવન એમનું તદ્દન જાણે કે અર્પિત ન કર્યુ હોય ! આ તો બાહ્ય વ્યવહારથી આપણે એટલુ જાણી શકીએ અને કહીએ એટલુ કહેવાય પણુ ખરો માણુસ તો એ છે જે જ્ઞાન, કર્મ, ભક્તિ અને સાધનાને ભેગી રાખે અને સૌની સાથે સાકળી રાખે

અને એમની સાધના એટલે સહજ એ પ્રતાપ ભાઈ ઉપાધ્યાયે હમણાં બરાબર કહ્યુ છે એ યાત્રિક સાધનામા માને નહી એ વાત સાચી છે ટાગોરના સનિધાનમા રહ્યા હોય, ગાધીજીના પરિચયમાં આવ્યા હોય, એ યાત્રિક સાધનામા કેવી રીતે બધ બેસતા થઇ શકે ? થઈ શકે જ નહી સાધના ખરી પણુ સાધના તો અદરથી ઊગે એ પ્રમાણે વરતવુ અને બહાર વરતવુ એ પ્રમાણે અદર રહેવુ એ ઉપર કોઇ ઢાકપિછોડો નહી એનુ નામ સાધના ! એ એમના જીવનનુ રહસ્ય હતુ.

એથી છેલ્લે છેલ્લે હમણા જ્યારે મે સાભળ્યુ કે મલિકજી અમદાવાદ આવેલા તે દિવસે મારી તબિયત ઠીક ન હતી અને હુ અનેકાત વિહારમા હતો અને પ્રતાપભાઇ ટોલિયાએ કહ્યુ કે ચાચાજી આશ્રમમાં આવ્યા છે પ્લેનમાં આવ્યા છે અને પ્લેનમાં તરત જવાના છે કારણુ કે હવે એવા બીમાર છે કે ફરી અહીં આવી શકે એમ લાગતુ નથી અને એમના બધા જ અનુયાયીઓ ને પરિચિતો મુબઇ જઇ શકે નહી, માટે સૌને દર્શન આપવા એ અહીં

આવ્યા છે એવી મારી કલ્પના છે' ત્યારે મને થયેલુ કે કેવા અદ્ભુત માણસ !

હવે એમ કલ્પના કરો કે જ્યા આશ્રમમા ઘણી વાર પોતે આવ્યા હોય ત્યાં જે બધા લોકો પરિચિત હોય એ બધાને બીમારી વખતે મુબઈ જવાનું મન થાય પણ એ તો ભારે પડે ! એ કરતા પોતે એવી તબિયતમા અહી અમદાવાદ આવ્યા !' અને પછી તરત જ થોડા દિવસમાં તો તેમનુ અવસાન થયુ "

આ એક એવો માણસ કે જેમના વિષે આપણે એમ કહી શકીએ કે આપણે જેના પરિચિત હોઇએ એવો એક સૂફી સત. એટલે જૂના વખતથી આપણે ત્યા જે પરપરા છે તે ખરા સૂફી લોકો આવા હોય

હુ ઘણીવાર મલ્લિકજીને પૂછતો કે તમે સૂફી લોકો જે લખનૌની આસપાસ બતાવેલા કોઈક અમુક જગ્યાએ આગ્રાની આસપાસ બતાવેલા તો તે બધા કયા પ્રકારના, ક્યાંના ?"

તો તેઓ કહે, "એમા મુસલમાનો પણ હોય છે હિંદુઓ પણ હોય છે

પણ આ બધો જે સૂફીઝમનો એમનો વારસો તે સ્વત સિંધમાથી * પોતે સિંધની ઉપર સરહદના ડેરા ઇસ્માઈલખાનમા જ મોટા થયેલા અને રહેલા એટલે સિંધમા ઇરાનથી જે સૂફીઝમ આવેલો તે એમનામા હાડોહાડ ઉતરી ગયેલો અને વધારામા એ કે તેઓ ટાગોરને ત્યા રહ્યા અને ટાગોરને ત્યા રહ્યા એટલે પછી ટાગોરની જે કલ્પના ધર્મ વિષેની, અધ્યાત્મ વિષેની, એ બધી એમનામાં આવી એ પછી ભાવા કવિતા એ તો એમનામા હતી એટલે હમણા અહી જે ભજનોમા ગવાયુ તેવુ એ માણસનુ આખી જીદગી અર્પણ જ દેખાય આવા માણસ જીદગીમા એકવાર પણ આપણને મળ્યા હોય તો કૃતકૃત્ય !

એકવાર એચ કે કોલેજમા—અમદાવાદમા એમનું ભાષણ શા વિષે એ મને ખબર નથી, પણ અગ્રેજીમાં બોલતા હતા હુ સામે બેઠો હતો એટલા માટે કે કાનને જરા સભળાય હવે મલ્લિકજી જ્યારે બોલતા ત્યારે દેખનારા માણસો મને કહેતા કે તેઓ આખો મીચીને જ બોલે છે એટલે એ વખતે પણ કોઇએ ઊઠીને મને કહ્યુ કે એમની આખો મીચાયેલી જ રહે છે

આખો મચાયેલી એટલે અતર્મુખ થઇને આમ એ બોલતા આવા માણસને વિષે આપણે શુ અત્યારે યાદ કરીએ ? એટલુ જ કહી શકીએ કે આપણે પોતાની જાતને વિચાર કરીને પૂછીએ કે આ દિશામાં આપણે શુ છીએ ? આજે તો આટલી જ વાત મુખ્ય છે

અને આ જે ભજન સભળાયુ છેલ્લુ—દિલીપ કુમાર રોયનું કે ઇંદિરાદેવીનું—મલ્લિકજીનો ભાવ રજૂ કરતુ કે—

"इस रूप नही, उस रूप सही,
हम जाते है फिर आयेगे ..."

—એ જુઓ કે શુ છે ? આ રૂપમા નહી તો તે રૂપમા આપ દેશમા જે અધ્યાત્મ કહેવાય છે, અત્યારે તો શાબ્દિક અધ્યાત્મ છે પણ ખરુ અધ્યાત્મ આ છે જે માણસ અતર પ્રતીતિથી એમ બોલે કે, 'આ નહી તો તે ! આપણે આવવાનુ તો છે સસારમા અનનવા રૂપે મૃત્યુ નથી અમૃત છે તે તમના અધ્યાત્મને સૂચવે છે તેમના એ ઉ ગારો અને ભાવનાઓ એ તો એમની સાથે ગઈ પરતુ આપણે આજે એમના નિમિત્તે બધા સ્નેહીઓ મળ્યા તે સારૂ થયુ આમા અત્યારે કોણ કોણ આવ્યા છે એ બધાને નથી જાણતો બબનભાઇની સાથે બેઠો છુ જયતીલાલ આચાર્ય જેવા સ્નેહી પણ અહી આવેલ છે આમ આ નિમિત્તે આપણે આજે એકત્ર થયા અને એક બીજાને ઓળખ્યા મલ્લિકજીના નિમિત્તે આપણે મળ્યા છીએ એટલે આપણે બીજુ કાઈ નહી તો આવો સભાવ લઇને જઇએ છીએ એ આજના મિલનનુ મોટુ રહસ્ય છે, તાત્પર્ય છે

(પૂ. મલ્લિકજીના દેહોત્સર્ગ પછીની તેમની અને ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરની બ નેની જ મજયતી તેમજ મલ્લિકજીના માતુશ્રીની પુણ્યતિથિ—૭મી મે ૧૯૭૦ના રોજ, સરિતકુજ અમદાવા મા અજલિ અર્થે મળેલા સાધકો વચ્ચે આપેલુ પ્રવચન અનુલેખન—સપાદન પ્રા પ્રતાપ જ ટોલિયા)

---

* જુઓ મલ્લિકજીનુ જ અંગ્રેજી પુસ્તક "Divine Dwellers in the Desert જેનો ગુજરાતી અનુવાદ મે જોયેલા કેટલાક રહસ્યવાદી અને શિર્ષકથી 'પ્રબુદ્ધ જીવન (૧૯૭૦) મા ચાલી રહેલ છે —સપાદક

# અંતિમ દર્શન

મુકુલભાઈ કલાર્થી

પરમ પૂજ્ય ચાચાજી તો અમારે મન માતા-પિતા-ગુરુ-વડીલ જે કહો તે હતા. ('હતા' કહેતાં મન ચાલતું નથી. કારણ કે તેઓ આજે ભલે સ્થૂળ દેહે આપણી વચ્ચે નથી. પરંતુ તેઓશ્રીનો પવિત્ર, પ્રેમાળ આત્મા તો કદાચ આપણી સાથે છે જ અને એ રીતે તેઓ સદાય અમારા માતા-પિતા-ગુરુ-વડીલ છે જ અને રહેશે.) તેઓનાં સંસ્મરણો લખવા બેસું, તેઓશ્રીએ અમારા પર જે મહદ્ ઉપકારો કરેલા છે એની ગણતરી કરવા લાગુ, તો એનો પાર આવે એમ નથી અને ભક્તકવિ આનંદઘનજીની માફક દિલ મૂંઝવણ અનુભવતું બોલી ઊઠે છે કે "કૌન કૌન ગુણ ગાઉં તિહારે.'

અસ્તુ. આજે તો પરમ પૂજ્ય ચાચાજીની સાથે થોડા છેલ્લા દિવસ રહેવાનું અને તેઓશ્રીની યત્કિંચિત્ સેવા કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું એની જ વાત કરું.

ચાચાજીની તબિયત ૧૯૬૯ના સપ્ટેમ્બરથી જ નરમ જણાતી હતી. ગયે વર્ષે છેલ્લે છેલ્લે અમારે ત્યાં આવ્યા ત્યારે ચાચાજીના કાનમાં સખત દુખાવો થતો હતો અને ગળામાં પણ તકલીફ જેવું જણાતું હતું

ત્યાર બાદ ૧૯૭૦ના જાનેવારીની શરૂઆતમાં અમને એવા સમાચાર મળ્યા કે ચાચાજીને ગળામાં કેન્સર જેવું જણાય છે! એટલે અમને ચિંતા થવા લાગી અને તેઓશ્રીને મળવા હું ૧૪મી જાનેવારીને રોજ મુંબઈ ગયો. ચાચાજી તે વખતે જુહુ હતા. ત્યાં હું તેઓશ્રીને મળ્યો બોલવામાં તકલીફ પડતી હતી અને અવાજ ધીમો નીકળતો હતો. તેઓશ્રીને જોઈને મન ભરાય આવ્યું. ચાચાજી મારા વાંસા પર હાથ ફેરવતા ફેરવતા બોલ્યા

'બચ્ચા, ગભરાવા જેવું નથી. હજી દાક્તરોએ છેલ્લું નિદાન આપ્યું નથી. દિલ્હીના બે ત્રણ મોટા દાક્તરોએ મને તપાસ્યો છે અને તેઓ હજી નક્કી કરી શક્યા નથી કે મને ગળામાં શી તકલીફ છે. કેટલાક લોકોએ ઉતાવળમાં અને મારા તરફની લાગણીને લીધે વાત ફેલાવી છે અને બધાને ચિંતામાં મૂકી દીધાં છે. તમે ચિંતા કરશો નહિ અને કોઈ તમને પૂછે તો એમ કહેજો કે ગળામાં તકલીફ જેવું રહે છે.'

પછી થોડીવાર અટકી જઈને બધાના સમાચાર પૂછ્યા અને મને કહ્યું કે, બને તો આવતે મહિને હું તમારે ત્યાં આવી જઈશ.

મે વિદાય લેતી વખતે તેઓશ્રીને પ્રણામ કરી કહ્યુ : "ચાચાજી, મારી સેવાની જરૂર હોય તો મને જરૂર બોલાવજો. આપ ક્યાંય પણ હશો ત્યાં હું આવી જઈશ."

ચાચાજી બોલ્યા : "જરૂર. તમે મારા ધ્યાનમાં છો જ. એવુ હશે ત્યારે હું જરૂર તમને બોલાવીશ"

પછી તો ચાચાજીની તબિયત બગડતી ગઈ. અમે પત્ર લખીએ, પણ ચાચાજી લખાવે કે મને સારુ છે એવુ હશે તો જણાવીશ. પછી ચાચાજી ચેમ્બુરમાં ડોક્ટર કુલવરને ત્યાં રહેવા ગયા ઉધનાવાળાં મુ. શ્રી સુશીલાબહેન (માશીબા) ચેમ્બુર ગયાં હતાં તેઓ ત્યાં જ રહ્યાં હતાં. તેમણે ૨૪મી માર્ચને દિવસે અમને પત્ર લખી જણાવ્યુ કે, "ચાચાજીની તબિયત ચિંતાજનક છે. ચાચાજી તમને બોલાવે ત્યારની વાત ત્યારે, પરંતુ મને અંદરથી તમને લખવાનું મન થાય છે કે એકવાર આવીને ચાચાજીને જોઈ જાઓ તો સારું. ભલે એમાં મારું ડોહડાપણ હોય, છતાં મને જે લાગે છે એ તમને લખું છું, નહિ તો પાછળથી આપણને કોઈ ઠપકો આપે."

મુ. માશીબાનો પત્ર મળતાં અમે ત્રણે મુંબઈ ગયાં. ત્રણેક દિવસ રોકાયાં. પૂ. ચાચાજીની ગંભીર તબિયત જોઈ ત્યારે ગમગીન બની ગયાં. પરંતુ ત્યાં

રહીને ચાચાજીની કશી સેવા થઈ શકે એમ નહોતુ. કારણ ચાચાજીની નાજુક તબિયત અનુસાર ડૉ કુલવર તેમ જ ચાચાજીનાં ભત્રીજી શ્રી સરલાબહેને બધુ ગોઠવી દીધુ હતુ માત્ર અમદાવાદ હરિજન આશ્રમ માંથી કલા શિક્ષક મુ દત્તુભાઈને ત્યાં રહેવાની અને ચાચાજીની સેવા કરવાની પરવાનગી મળી હતી

ચાચાજી ખૂબ જ નબળા પડી ગયા હતા કશો ખોરાક લેવાતો નહોતો પાણીની એકે ચમચી પણ લેતાં તરત ગળામાં ખરખર અવાજ થવા લાગતો અને કફ વાટે બધુ નીકળી જતુ કફ એવો ચીકણો નીકળતો કે નરમ મચ્છરદાની જેવા કપડાના (દવાખાનામાં ઘા પર લગાડવા માટે વપરાય છે એવા જાળીદાર કપડાના) કટકા વડે લૂછી લેવો પડતો હતો આ માટે ત્રણેક ઈંચ લાંબા–પહોળા કટકા સારા પ્રમાણમાં દરરોજ તૈયાર કરી રાખવા પડતા કોઈવાર કફમાં મેલા લોહી જેવો ગળફો પણ નીકળતો

ચાચાજીની પાસે દિવસે ૧૧ થી સાંજે પાંચ વાગ્યા સુધી સરલાબહેન રહેતાં અને ત્યાર પછીનો બધો વખત ડૉ. કુલવર અને દત્તુદાદા સભાળતા તે વખતે મુ જદુબહેન પણ ત્યા જ હતાં. તેઓ આવ નાર લોકોને જોતાં અને પહેરેગીર જેવુ કામ કરતાં કોઈ ચાચાજી પાસે વધુ વખત બેસે નહિ અથવા જ્યારે ત્યારે ચાચાજીની રૂમમાં જાય નહિ એ બધુ જદુબહેન જોતાં ડોકટરસાહેબનાં ધર્મપત્ની વીણાબહેન ભક્ત હૃદયના બહેન છે તેઓ ભક્તિભાવથી રસોઈ વગેરેનુ કામ કરતાં અને માત્ર વહેલી સવારની ચા લઈને ચાચાજી પાસે જતાં અને પ્રણામ કરીને બહાર નીકળી જતાં પછી આખો દિવસ કદી ચાચાજી પાસે જતા નહિ પણ ઉદાસ ચહેરે ચાચાજીના ચિતનમાં જ ડૂબેલા જણાતાં

અમે ૨૮મીએ પાછા ફર્યા મને થયુ કે, ચાચાજી પાસે રહેવાતુ નથી અને તેઓની સેવા થઈ શકતી નથી! આનું ખૂબ દુ ખ મનમાં થયા કરતુ હતુ. અમ તેઓશ્રીને પત્ર લખતાં તો હતાં જ પૂજ્ય ચાચાજીની તબિયત ખૂબ જ ગભીર હતી છતાં તેઓશ્રી પર આવતા પત્રો તેઓ અચૂક સાંભળતા કે વાંચતા અને પત્રોના જવાબ લખાવતા અને છેલ્લે સહી તો પોતે જ કરતા.

મારા એક પત્રમાં તેઓશ્રીએ લખાવ્યુ કે, "તમારી ઈચ્છા અહીં આવવાની થાય છે પરતુ હુ જ્યારે તમને લખુ ત્યારે જ આવવાનું કૃપા કરી રાખશો હુ જરૂર તમને લખીશ"

છતા મારુ મન માનતુ નહોતુ છેવટે તા ૭મી એપ્રિલની સવાર અમને થયુ કે, ચાચાજી બોલાવે ત્યારની વાત ત્યારે પણ મારે ત્યાં જવુ અને ભલે તેઓશ્રીની સેવા કરવા ન મળે તો સવારસાંજ દર્શન તો કરી આવવાં આમ વિચારી હુ સવાર મુબઇ જવા નીકળી પડયો

ચેમ્બુર જઈને દત્તુભાઈને મળ્યો તેઓ મને એકાએક આવેલો જોઈને નવાઈ પામી પૂછવા લાગ્યા "તમને મે ગઈકાલે પત્ર લખ્યો એ મળ્યો હતો?"

મે કહ્યુ ના હુ તો ટપાલની રાહ જોયા વિના જ વહેલી સવારે નીકળી પડયો"

દત્તુભાઈ કહે 'ચાચાજીએ મારી પાસે ગઈ કાલે પત્ર લખાવીને તમને અહીં થોડા દિવસ રહેવા જ બોલાવ્યા છે સારુ થયુ તમે આવ્યા"

પછી પૂજ્ય ચાચાજીને મળ્યો બહુ જ નબળા પડી ગયા હતા મને જોઈને ખૂબ જ ધીમે અવાજે મારા વાંસા પર હાથ ફેરવતા ફેરવતા બાલ્યા 'તમે એકલા જ આવ્યા છો કે પ્રજ્ઞા અને એમના બા પણ આવ્યાં છે?'

મે કહ્યુ 'ચાચાજી હુ એકલો આવ્યો છુ અને આપ કહેશો ત્યા સુધી રાકાવાની ગણતરીએ આવ્યો'

ચાચાજી ધીમે અવાજે કહે 'દત્તુભાઈ પાસે બધુ સમજી લેજો જેથી તમને સરળતા થાય"

આમ હુ પૂ ચાચાજીની સેવામાં જોડાઈ ગયો ખાસ કરીને રાતનો સમય જાળવવાનો હોય એમાં રાતે ૧૦થી ૨–૩૦નો સમય ડૉ કુલવર અને દત્તુભાઈ બેસતા અને ૨–૩૦ થી મારે બેસવાનું થતુ.

કાદુબહેન પણ મારી સાથે જોડાતાં. ડૉ. કુલવર તો એ જ ઓરડામાં સૂતા. જેથી ચાચાજીને તકલીફ જેવું લાગે કે ડૉ. કુલવર તરત જ જાગી જઇ ચાચાજીની સેવામાં હાજર થઇ જતા, ખરેખર. ડૉકટરસાહેબ ખડે પગે પૂ. ચાચાજીની સેવા રાત દિવસ કરતા હતા. તેમના બે દવાખાનાં પણ મહિનાથી બંધ જેવા જ રહેતાં. તેઓ લગભગ બધો વખત ચાચાજી પાસે જ રહેવાનું રાખતા

ચાચાજીનાં ભત્રીજી સરલાબહેન પણ ચાચાજીની સેવામાં તનમનથી લાગી ગયાં હતાં. મુ. વિમળાબહેન સેતલવાડ રોજ સવારથી સાંજ સુધી રહેતાં દબુભાઇની સેવા તો અદ્ભુત કહેવાય ડૉકટરસાહેબનો ઘણોખરો ભાર તેમનાથી હળવો થઇ જતો અને મને પણ ઠીક સહારો મળી જતો હતો.

પૂ. ચાચાજીની પીડા અસહ્ય હતી. રાત બહુ ભારે જતી. બબ્બે પંખા પૂરી ઝડપે સતત ફર્યા કરતા એ પરથી સહેજે ખ્યાલ આવી શકતો કે ચાચાજીને કેવી અગન બળતી હશે! પરંતુ ચાચાજીએ એક પણ દિવસ મોં પર પીડાનું એક ચિહ્ન દાખવ્યું નથી કે પોતાની પીડા માટે બેચેની કે હુંકાર દેખાડયા નથી બધું શાંતિથી મૌનભાવે સહન કર્યે જતા હતા. છેલ્લે સુધી બાથરૂમ સુધી ટેકો લઇને જતા અને સ્નાન વગેરે પતાવતા. સંકોચ અને બીજાની સેવા ઓછામાં ઓછી લેવાનો આગ્રહ પદે પદે વર્તાઈ આવતો હતો.

મારે જ્યારે ચાચાજી પાસે બેસવાનું થતું ત્યારે હું ધીમા અવાજે ભજનો ગાતો અથવા હરિઃ ૐ ની ધૂન ગાતો પૂ ચાચાજીને એ ગમતું

આ દિવસોમાં પૂ. મોટા, પૂ. સંતજી ગુલાબસિંહજી પણ ચાચાજી પાસે આવી ગયા હતા. તેઓનાં મુખ પર પૂ. ચાચાજીની તબિયત જોઈને કેવી ગંભીરતા વ્યાપી ગઈ હતી એનો ફોટો એક ભાઈએ કેમેરામાં આબાદ ઝડપી લીધો છે

સોમવાર તા ૧૩મીએ પૂ. ચાચાજી વધારે નબળા જણાતા હતા. નખ કાળા પડી ગયા હતા. આંખની આસપાસ પણ કાળાશ વર્તાતી હતી, શ્વાસ લેવામાં પણ તકલીફ પડતી હતી. ડૉ. કુલવર વચ્ચે વચ્ચે થોડો ઓક્સિજન આપતા પરંતુ ચાચાજીને એથી ગભરામણ જેવું લાગતું અને ઓક્સિજન ન આપવાનું સૂચવતા.

સોમવારની રાત પણ બેચેનીમાં ગઇ. રાતે ૨-૩૦ વાગ્યા પછી મારે બેસવાનું થયું. ચાચાજી બેચેની અનુભવતા હતા. સુવાતું નહોતું એટલે ટેકો દઈ બેસતા. બહુ ઊંડા ઊતરી ગયેલા જણાતા હતા હું ધીમે સાદે હરિઃ ૐનો જાપ જપતો ચચાજીના વાંસા પર હળવેથી હાથ ફેરવતો હતો. ચાચાજી બહુ કરુણાભરી નજરે વચ્ચે વચ્ચે જોઇ લેતા. શ્વાસ લેવામાં તકલીફ જણાતી હતી ચાચાજી જરૂર હોય ત્યારે જ એકાદ બે શબ્દો બોલતા અથવા સૂચવતા તેઓ પોતાના શરીર તરફ આંગળી ચીંધી મારી ભણી બાળકની માફક જોઈને બોલ્યા :

" बडो जतर, हे राम ! "

પછી તકિયાને અઢેલીને સૂતા. જરાક સૂતા ત્યાં ઊઠીને કહે : " હું ક્યાં છું ? "

મેં કહ્યું "ડૉકટર કુલવરને ત્યાં "

ચાચાજી તૂટક, ઘોઘરા અવાજે કહે " મને શ્વાસમાં તકલીફ થાય છે ડૉકટરને બોલાવો "

ડૉકટરસાહેબ આમ તો બહુ સચેત રહેતા. એટલે અમારી વાત સાંભળીને મને કહે . " મુકુલભાઈ, ચાચાજી શું કહે છે ? "

મેં કહ્યું : "ચાચાજીને શ્વાસમાં તકલીફ પડે છે એટલે આપને બોલાવે છે. "

ડૉકટર સાહેબ તરત જ બેઠા થઈને ચાચાજી પાસે આવ્યા અને બાળકને વહાલા કરતા હોય એમ ચાચાજીને નજીક લઈને કહે. "ચાચાજી, થોડો ઓક્સિજન આપું કે? ઠીક લાગશે " એમ કહી ઓક્સિજન આપ્યો પરંતુ ચાચાજીને ફાવ્યું નહિ, એટલે આપવાનું બંધ કર્યુ

ચાચાજી આ બિમારીમાં હોમિયોપથી સિવાય બીજી કોઈ દવા લેતા નહોતા. ડૉકટર કુલવર પણ એટલી જ નિષ્ઠાથી ચાચાજીની ઇચ્છા અનુસાર હોમિ-

હોમિયોપથીની દવા આપતા જોકે પોતે એમાં બહુ માનતા નહિ, પણ ચાચાજીના આગ્રહને માન આપતા

ચાચાજીને તકલીફ જણાતાં ડૉકટરસાહેબે ચમચીમાં દવા કાઢી આપવા માંડી

ચાચાજીએ ઇશારાથી પૂછયુ. "આ શુ છે?"

એટલે ડૉકટર કુંવર પ્રેમભર્યા અવાજે બોલ્યા "ચાચાજી, એટલો વિશ્વાસ રાખજો કે હું આપને હોમિયોપથી સિવાય બીજી કોઇ દવા નહિ આપુ"

એટલે ચાચાજી દવા પી ગયા.

પરંતુ તકલીફ વધતી જતી હતી સાડા ત્રણેક વાગ્યે ચાચાજી ધીમે અવાજે ડૉકટરસાહેબને કહે 'મારે જવુ પડશે પ્લેન (વિમાન) આવનાર છે બચ્ચા (child = ફિરસ્તા) મને લેવા આવનાર છે ૧–૩૫ વાગ્યે પ્લેન આવશે"

એ સાંભળીને જરા હસતા હસતા ડૉકટરસાહેબ કહે "ચાચાજી, એ પ્લેન તો ચાલ્યુ ગયુ. હમણાં પોણાત્રણ થઈ ગયા હું તો ઈચ્છુ છુ કે બચ્ચા તમને લેવા ન આવે તો સારુ"

ચાચાજી ઊંડી આંખો વડે જોતા જોતા પડી રહ્યા

ચારેક વાગે ડૉકટર જરા બહાર ગયા, એટલે ચાચાજી ઇશારો કરીને કહે કે, મારે બાથરૂમમા જવુ છે એટલે હું એમને પકડીને બાથરૂમમા લઈ ગયો ત્યાં તો દત્તુભાઇ પણ આવી ગયા ડૉકટર એમને જગાડયા હતા

પછી ડૉકટરે ચાચાજીને કહ્યુ "ચાચાજી, થોડી ચા પીશો?"

ચાચાજીએ ઈશારાથી સમય પૂછયો, એટલે ડૉકટર કહે "હજી સવારના શરૂ છે પણ થોડી ચા પીશો તો ઠીક લાગશે"

ચાચાજીએ હા કહી એટલે ચા બનાવવા જદુબહેનને કહ્યુ

વીણીબહેન ચા લઈ આવ્યાં ચાચાજીએ થોડીક ચા પીધી પછી ડૉકટર ચાચાજીનો હાથ પોતાના હાથમાં લઈ નાડી તપાસતા રહ્યા. ડૉકટરે મને ધીમેથી કહ્યુ 'મુકુન્દભાઇ, ધીમે ધીમે હરિ ॐ બોલો.

એટલે મે ધીમે અવાજે હરિ ॐ ની ધૂન બોલવા માંડી.

તા ૧૪મી એપ્રિલની સવાર થઈ.

પાંચેક વાગે ડૉકટરે દત્તુભાઈને પાસે બોલાવી ગંભીરતાથી કંઈક કહ્યુ એટલે દત્તુભાઈ ગયા. થોડી વારમાં નાહીને આવ્યા આમ તો રોજ અમે બધા સાત વાગ્યા પછી નાહવાનું રાખતા. પછી ડૉકટર સ્નાન કરવા ગયા આમ છએક વાગ્યા એટલે ચાચાજી કહે "મારે નાહવુ છે"

ડૉકટર બોલ્યા "ચાચાજી, આપ બહુ અશક્ત લાગો છો માટે અમે આપને આજે પથારીમા જ સ્પંજ કરીશુ"

ચાચાજી કશુ બોલ્યા નહિ, ચુપચાપ પડી રહ્યા ગભરામણ થતી હતી શ્વાસમાં તકલીફ લાગતી હતી ડૉકટરે પરિસ્થિતિ ગંભીર જણાવીને બધે ફોન કરવા દત્તુભાઇને સૂચના કરી

ધીમે ધીમે સરલાબહેન, મુ શ્રી વિમળાબહેન સેતલવાડ વગેરે સ્વજનો, સ્નેહીજનો આવવા લાગ્યાં ચાચાજીની તબિયત ગંભીર રૂપ પકડતી જતી હતી મને તો સૌએ ચાચાજીની પાસે બેસીને હરિ ॐ ની ધૂન જ ચાલુ રાખવા કહ્યુ.

ત્યાં તો સવારે ૮–૪૫ વાગ્યે ચાચાજીએ બાથરૂમમાં જવાની ઈચ્છા બતાવી ડૉકટર અને દત્તુભાઈ એમને ટેકો આપીને બાથરૂમમાં લઈ ગયા ચાચાજી પેશાબ કરવા બેઠા પણ ત્યાં જ ગબડી પડયા!

અમે બધાં ગભરાઈ ગયાં. ડૉકટર, દત્તુભાઈ અને હું એમ ત્રણેય મળીને ચાચાજીને હળવેથી પથારીમાં લઈ આવ્યા.

ચાચાજી એકીટશે જોતા હતા. શ્વાસ ધૂમ ઝડપથી ચાલતો હતો ડૉકટર વગેરેની આંખ પણ ભીની થઇ ગઈ હું પણ ભાન ભૂલીને જોરથી હરિ ॐ ની ધૂન અશ્રુ વહાવતો ગાવા લાગ્યો આજુબાજુ સમાચાર ફેલાઈ ગયા. પૂ ચાચાજીની ઘડી ગણાવા લાગી. સરલા બહેન તેમજ ચાચાજીનાં અન્ય સ્વજનો, મુ. વિમળાબહેન સેતલવાડ અને એમના કુટુંબીજનો, વીણીબહેન, જદુબહેન બધાં જ આંસુ સારતા પૂ ચાચાજીનાં ચરણને

સ્પર્શી વંદન કરવા લાગ્યા આજુબાજુ રહેતા ભક્તિ-ભાવવાળા સિંધીબહેનો આવી લાગ્યા અને બધા જ મારી સાથે હરિ ૐ ની ધૂન ગાવા લાગ્યા.

આમ ૯-૩૦ વાગ્યા સુધી ચાલ્યું ત્યાં તો પૂ ચાચાજીએ આંખ ઉઘાડી એટલે ડોકટરે જરા સ્વસ્થ થઈ પૂછયું "ચાચાજી, ચા પીશો ?"

ચાચાજી ધીમે અવાજે કહે "સબકો ચાય પિલાવ "

પૂ ચાચાજી પાછા હોશમાં આવશે એવી કોઈએ કલ્પના કરી નહોતી ડોક્ટરે પણ આશા છોડી દીધી હતી પરંતુ ફરીથી આમ ચાચાજીને બોલતા સાંભળીને ડોક્ટરસાહેબ ઉમળકાથી બોલ્યા "ચાચાજી, આપે અમને બધાને આખી જિંદગી (ચાહ) પાઈ છે આ બધાને ચા (ચાહ) પિવડાવવાની મારામાં શી તાકાત છે ?" એમ કહીને ચાચાજી માટે ચા મૂકવાનું અને સૌને પણ ચા પિવડાવવાનું ડોક્ટરે વીરીબહેનને-જડુબહેનને સૂચવ્યું

પૂ ચાચાજીને પાછા હોશમાં આવેલા જોઈ સૌએ નિરાંત અનુભવી અને ધીમે ધીમે સૌ વિખરાઈ ગયા

આમ અગિયારક વાગી ગયા આજુબાજુના સ્વજનોએ મળીને ડાક્ટરના કુટુંબને, ડા ભગવાનદાસને, દત્તુભાઈને મને તેમ જ અન્યજનોને જમાડયા

બધા જમી કરીને બેઠા, ત્યાં તો બપોરે બાર વાગ્યા પછી ચાચાજી પાછા મંદ પડવા (Sinking) લાગ્યા નાડી ધીમી પડવા લાગી લોહીનું દબાણ પણ ઘટવા લાગ્યું શ્વાસ પણ ખૂબ જોરથી ચાલવા લાગ્યો. ફરી પાછાં અમે બધા વિષાદમાં ડૂબી ગયા,

વિમળાબહેન સેતલવડે મને પૂ ચાચાજી પાસે બેસી ભજનો ગાવા કહ્યું

પૂ ચાચાજીની અતિ ગંભીર હાલત જોઈ હું મુંઝાતો હતો છતાં જેમ તેમ શક્તિ ભેગી કરી ભજનો ગાવા લાગ્યો અને પછી મે 'મંગલ મંદિર ખોલો દયામય" ભજન ઉપાડયું આખું ભજન દદભર્યા અવાજે ગાયું પછી મે ભજનની આ લીટી ફરીને ગાઈ (તે વખતે મારા મનમાં એક ભાવ ઊઠયો હતો કે પૂજ્ય ચાચાજી આ જ રીતે હંમેશ જીવ્યા છે)

"નામ મધુર તવ રટયો નિરંતર,
શિશુ સહ પ્રેમ બોલો;
દિવ્ય તૃષાતુર આવ્યો બાળક,
પ્રેમ અમીરસ ઢોળો,
દયામય! મંગલ મંદિર ખોલો....
શિશુને ઉરમાં લ્યો લ્યો,
દયામય! મંગલ મંદિર ખોલો!"

આમ છેલ્લી લીટી બોલું છું ત્યાં તો પૂજ્ય ચાચાજીએ ખૂબ ઊંડો શ્વાસ લીધો અને આ જગતમાંથી ચિર વિદાય લીધી તે વખતે બપોરના પોણાત્રણ વાગ્યા હતા

બધા જ રડી પડયાં સૌ વહાલા પૂજ્ય ચાચાજીને વળગી વળગીને પ્રણામ કરવા લાગ્યાં પછી તો હરિ ૐ ની ધૂન ચાલવા લાગી ભાવિક સિંધી બહેનો ભજનો ગાવા લાગ્યાં

સાંજ સુધીમાં અસંખ્ય સ્નેહીજનો, સ્વજનો, ભક્તજનો પૂ ચાચાજીનાં અંતિમ દર્શને આવી પહોંચ્યાં અને સિંધી ભક્ત બહેનોએ સ્મશાનયાત્રામાં આગળ ચાલતાં ચાલતાં હરિ ૐ ની ધૂન, અન્ય ભજનો ગાવા માંડયાં ભાઈઓ, બહેનો બધાં જ સ્મશાને આવ્યાં સ્મશાનમાં પણ નામ સ્મરણ અને ભજનોથી વાતાવરણને ભરી દીધું અને પૂ વહાલા ચાચાજીને અગ્નિસંસ્કાર આપવામાં આવ્યો આપણા ચાચાજી વિશ્વવ્યાપી બની ગયા સૌના દિલ ભારે હતાં પણ જાણે ચાચાજી અંદર કહેતા નહિ હોય.

"બચ્ચાઓ, રડો નહિ હું તમારી સાથે જ છું જ્યાં પ્રેમ છે ત્યાં હું છું જ્યાં ગરીબને માટે, દુ ખીને માટે, નિરાધારને માટે, અન્ય ધર્મીઓને માટે સહાનુભૂતિ, પ્રેમ, કરુણા, સમભાવ છે ત્યાં હું છું બચ્ચાઓ, રડો નહિ હું તમારી સાથે જ છું"

'जिसने अपनी खुदी गवाँई,
उसने जानी सच्ची खुदाई ॥
खुदा नहीं दूर बादलोमें,
वो तो तेरे पास बगलमें ॥
वो तो तेरा अपना हमसाया,
भीतरमें और बाहिर भी ॥
खुदा नही मंदिर मस्जिदमे,
वो तो दरदीके दुख-दरदमें ॥
उस दरद दुखको दूर करना,
उसमें खुदा बसता है भाई ॥'

# ગુરુદેવ અને સંસ્કૃતિ

ગુરુદયાલ મલ્લિકજી
અનુ૦ પ્રા પ્રતાપ જ ટોલિયા

ગુરુદેવ કવિવર રવીન્દ્રનાથ ઠાકુર સંસ્કૃતિના એલચીઓના સમ્રાટ હતા જેવી રીતે એક એલચી પોતાના દેશ અને જ્યાં પોતે હોય તે દેશની વચ્ચે પ્રેમનો સેતુ બાંધે છે, તેવી રીતે ગુરુદેવે પોતાના સાહિત્ય અને જીવન દ્વારા ભારત અને અન્ય દેશોની વચ્ચે પ્રેમનો સેતુ બાંધ્યો સંસ્કૃતિ પણ એ જ કાર્ય કરે છે તે એક કરે છે– અનેક હૃદયોને, લોકોને, દેશોને, ધર્મોને, જીવનનાં વિવિધ પાસાઓને ! સત્યની જે અનેક બાજુઓ છે તેમની વચ્ચે સંસ્કૃતિ પ્રેમ સંબંધ બાંધે છે

પરંતુ આ સંસ્કૃતિ છે શું ? ગુરુદેવના જીવનની છાયામાં રહીને અને તેમના સાહિત્યનો જે થોડો અભ્યાસ કર્યો છે તેને કારણે એવું લાગે છે કે જ્યારે પ્રકૃતિ અને માનવનો સંગમ થાય છે ત્યારે જ સંસ્કૃતિ જન્મે છે એ સંગમ થતાં સંસ્કૃતિના સાધકને જીવનની એકતા, પૂર્ણતા, સમન્વયતાનો અનુભવ થાય છે એક વખત ગુરુદેવે ઓક્સફર્ડ વિશ્વવિદ્યાલયમાં પોતાના પ્રવચન પ્રસંગે એક શબ્દનો પ્રયોગ કર્યો હતો, જે જાણે લાગે છે કે, સંસ્કૃતિની સર્વશ્રેષ્ઠ પરિભાષા છે તેમણે કહ્યું હતું "Codence of comradeship" સંબંધનો છંદ, બંધુત્વનો છંદ જ્યારે જીવનની વિવિધ બાજુઓમાં એ છંદ સમાઈ જાય છે ત્યારે જીવન તો અવશ્ય રસમય થાય છે જ, સાથે સાથે સંસ્કૃતિના સાધકને પ્રેરણા પણ આપે છે

પ્રકૃતિ–સૌંદર્યના પ્રેમી તો ગુરુદેવ જન્મથી જ હતા– કવિનો સ્વભાવ રહ્યો ને ! પરંતુ એ સૌંદર્યની પાછળ તેનો જે સર્જનહાર છે તેનો અને સૃષ્ટિમાં જે એકતાનું સૌંદર્ય છે તેનો અનુભવ થયો એક દિવસની વાત છે ગુરુદેવ ત્યારે ૧૬ વરસના હતા દરરોજ તે સૂર્યોદય જોતા તે દિવસે પણ જોઈ રહ્યા હતા. અચાનક એવો અનુભવ થયો કે, "તેમની આંખોની સામેથી એક પડદો હટી ગયો છે અને સૃષ્ટિના રહસ્યનું જે ઘર છે તેની અંદર તેઓ જઈ પહોંચ્યા છે " અહીં એકતાના સર્વત્ર એકતાના તેમને દર્શન થયાં આ અનુભવ પછી જીવનની એકતામાં એમનો વિશ્વાસ વધ્યો– સાધના દ્વારા ! ઉપનિષદોનું તેમણે અધ્યયન–મનન કર્યું. સંસ્કૃત સાહિત્યનો ખાસ કરીને કાલિદાસના સાહિત્યનો– તેમના ઉપર ઘેરો પ્રભાવ પડયો વૈષ્ણવ ભક્તોનો, બાઉલોનો તેમના ઉપર અત્યંત પ્રભાવ પડયો, તેમજ મધ્યયુગીન સંતોનો પણ તે દિવસથી તેમણે એમ માની લીધું કે "કવિ તરીકેનો તેમનો જે ધર્મ છે તે એ જ કે જીવનનું જે સામંજસ્ય છે, જીવનની જે એકતા છે, જે પૂર્ણતા છે, તેને વિધવિધ રૂપોમાં લઘુકથાઓમાં, નવલકથાઓમાં, ગીતોમાં, નિબંધોમાં તેઓ અભિવ્યક્ત કરે એમના આત્માને ઓળખવાની, તેનો પરિચય કરવાની, આ એક ચાવી છે ગીતાંજલિના કેટલાય ગીતો જોતાં ક્યારેક એવું લાગે છે કે, આ ગીત કદાચિત કોઈ વૈષ્ણવ ભક્તનાં ગીતો સાંભળ્યા પછી તો લખવાની પ્રેરણા એમને અંદરથી નહિ થઈ હોય ? યાદ આવે છે એના બે ત્રણ ગીત કે જેમાં ગુરુદેવ કહે છે "નિરાશા જેવી નિષ્ફળતા જેવી વસ્તુ જીવનમાં કોઈ છે જ નહિ, જેને આપણે 'નિરાશા' કહીએ છીએ, 'નિષ્ફળતા' કહીએ છીએ, તેમાં પેલો કિમિયાગર ઈશ્વર પોતાના કિમિયાથી આશાને છૂપાવી રાખે છે સફળતાને છૂપાવી રાખે છે "

× × ×

એક વખત એક બાઉલ ભક્ત મળ્યા સવારનો સમય હતો મસ્તી જાગી મસ્તી પહેલેથી તો કંઈ આવવાની ખબર આપતી નથી ! આખી રાત ઊંઘ લીધેલી, એકતારો લીધો અને ગીત ગાવા લાગ્યા જેમ જેમ સુંદર ગીત જામતું ગયું, તેઓ ગાતા

ગયા અને નાચતા ગયા (આ બાઉલોની આ એક ખુબી છે કે જે કંઇ તેઓ કહેવા માગે છે તે તેઓ ગીત દ્વારા કહે છે એ આત્માની વાણી હોય છે અને આત્માની વાણી તો સંગીત છે) તો ગીતના રૂપમાં તેઓ પ્રભુને પૂછે છે,–

"પ્રિયતમ! કેટલીયે વાર એક પ્રશ્ન પૂછવાનો વિચાર થયો છે પણ આજ સુધી પૂછવાની હિંમત નથી થઇ પણ આજે મેં નિશ્ચય કર્યો છે કે જ્યાં સુધી જવાબ નહિ મળે ત્યાં સુધી હું અહીંથી ખસીશ નહિ તો સાંભળ મારા સ્વામી! જીવનમાં મને કેટલીયે વાર નિરાશા મળી, કેટલીયે વાર નિષ્ફળતા મળી મારા પ્રયત્નોમાં, મારી પ્રવૃત્તિઓમાં અને મેં કેટલાંય અશ્રુ વહાવ્યાં!! આજ તને પૂછું છું, હે સર્વજ્ઞ! મારા પ્રિયતમ! કે મારાં એ આંસુ ક્યાં ગયાં?"

પ્રિયતમ એ ભક્તને જવાબ આપે છે –

"હમણાં જ હું તારા પ્રશ્નનો ઉત્તર આપીશ પણ હું જવાબ આપું તે પહેલાં તું જ્યાં ઊભો છું તે સ્થાન પર– મારી જગ્યાએ ઊભો રહી જો કે તારાં આંસુઓનું શું થયું છે

પછી તે ભક્ત તે સ્થાને ઈશ્વર સમક્ષ ઊભો રહી પોતાની જિંદગીના તે ક્ષેત્ર તરફ જુએ છે કે જ્યાં તેણે અગણિત આંસુ વહાવ્યાં હતાં ત્યાં તેને કંઇ જ ન દેખાયું એ આંસુ પરિણત થઇ ગયાં હતાં કમલનાં ફૂલોમાં!

× × ×

આવા પ્રકારના ભાવાર્થવાળાં ગીતો જાણે કે આપણે એવું સૂચવે છે કે બાઉલોની અસર ગુરુદેવ ઉપર ઘણી પડી હતી

જેને એક વખત જીવનની પૂર્ણતાની પ્રતીતિ થઇ જાય તે કશાથી ડરતો નથી તે તો ચાલ્યો જ જાય છે આગળ ને આગળ જીવનની કોઇ એક બાજુને પકડીને તે બેસી નથી રહેતો તે જીવનની ક્ષિતિજને એક ઠેકાણેથી પકડી નથી રાખતો તેની દૃષ્ટિ વિશાળ બનતી જાય છે, તેની ક્ષિતિજ રેખા વિસ્તૃત બનતી જાય છે. તેથી ગુરુદેવના સાહિત્ય પરથી એમ સમજાય છે કે "સંસ્કૃતિ એ "Ever enlarging horizon" સતત વિકસતા ક્ષિતિજની રેખા છે સંસ્કૃતિની આ ક્ષિતિજરેખાને વિસ્તૃત બનાવવી, અધિક વિસ્તૃત બનાવવી તે તેમની સાધના છે આવા સંસ્કૃતિના સાધકને માટે ભાવનાનું, સત્યનું, કોઈ પાસું બાકી નથી રહેતું તે પ્રત્યેક પાસા સાથે પોતાનો સંબંધ જોડે છે, એક રીતે નહિ, અનેક રીતે, એટલા માટે જે સંસ્કૃતિનો સાધક છે તે આતિથ્યભાવ રાખે છે Hospitality of the heart હૃદયનું આતિથ્ય તેનાથી જ તો જીવનનું સત્ય પોતાના અંતઃકરણમાં પ્રવેશે છે તેનો ગુરુદેવે પોતાના સાહિત્યમાં અને પ્રત્યેક ક્ષેત્રમાં પ્રયોગ કર્યો એટલું જ નહિ પરંતુ બીજા અનેક વિષયોમાં–ખાવાપીવાની વસ્તુમાં, પોશાકના વિષયમાં પણ તેમણે નવા નવા પ્રયોગો કર્યા સંસ્કૃતિનો સાધક એવી દૃષ્ટિ રાખે છે જેથી કોઈ વસ્તુ જૂની ન લાગે અનંત સદાય તેની સમક્ષ નિત્યનૂતન રૂપમાં આવે છે

પોતાના એક અન્ય કાવ્યમાં ગુરુદેવ કહે છે–

"જ્યારે ઈશ્વરે આ સૃષ્ટિનું સર્જન કર્યું ત્યારે તારાઓએ કહ્યું, 'અહો! કેવી પૂર્ણતા છે આ શક્તિમાં! કેટલો આનંદ છે!' ત્યારે એક તારો બોલી ઊઠ્યો, 'ના ના એમાં પૂર્ણતા નથી, એક તારાની ખોટ છે' એટલું કહી એ તારો ખોવાઇ ગયો બધા એ તારાની વાત સાંભળી તેને શોધવા લાગ્યા હારી ગયા અને ત્યારે એમણે કહ્યું– 'સર્વત્ર પ્રભુની પૂર્ણતા છે, સર્વત્ર પૂર્ણતા છે, સર્વત્ર પૂર્ણતા છે ..'" * (પ્રગટ થનાર "ગુરુદેવ કે સાથ" માંથી)

* આકાશવાણી, હૈદરાબાદથી પ્રસારિત (૬–૫–૬૦) આકાશવાણીના સૌજન્યથી

# ચાહક અને શિલ્પી

કિશનસિંહ ચાવડા

શ્રી ગુરુદયાલ મલ્લિકને પ્રથમ પહેલાં ક્યારે મળવાનું થયુ એ બરાબર યાદ નથી, પરંતુ ત્રીસેક વરસથી તો અમારી મૈત્રી અખંડિત ચાલી આવી છે અમારા ઘણાં મિત્રો સમાન એટલે અનેક વાર સહજ રીતે મળવાનું બનતુ સાથે રહીને આનંદ કર્યાનું પણ સાભરે છે એકાન્તમાં હૃદય ઉઘાડીને ગુફતેગો કર્યાનો લ્હાવો પણ લૂટયો છે, સભાઓમા સાથે ભાષણો કર્યા છે મિત્રોની નાની બેઠકોમાં સાથે ભાગ લીધો છે અને રાત્રે બિછાનમા પડયા પડયા આખી રાત જાગીને જીવનજાગ્રતિનું પણ સેવન કર્યું છે આમ અમારી મૈત્રી એ સબંધ નહોતો પણ અવસ્થા હતી સબધમાં જુદાઈનો સકેત છે સખ્યની અવસ્થામા એકતાનું અમૃત ધીરે ધીરે, ટીપે ટીપે સમગ્ર જીવનમા રસાતુ હોય છે

છેલ્લા છેલ્લા એઓ મુબાઈમા બિમાર હતા ને ચેબુરમાં રહેતા હતા ત્યારે આગ્રહ કરીને પ્રત્યેક વખત પ્રેમથી અમને—શ્રી વિમલાબહેન ઠકાર અને મને—મળવા આવ્યા હતા ત્યારે નિરાંતે વાતો કર વાની તક મળી હતી એમના મુખ પર મૃત્યુની છાયા વરતાતી હતી મહાપ્રસ્થાનના માર્ગે પોતે નીકળી ચૂકયા છે એ વાતનુ એમને બરાબર ભાન હતુ એટલે ઘણી વાતો દિલ ખોલીને કરતા એમને સકોચ નહોતો એટનુ જ નહી પણ ઊડો આનદ થતો હતો

એક મિલનમાં કહે કે મારા ઘણા મિત્રો છૂપી રીતે અને ઉઘાડી રીતે માને છે કે હુ કઇક ચમત્કારી પુરુષ છુ એમનુ એ અજ્ઞાન દૂર કરવાનો મારાથી બનતો પ્રયત્ન કરુ છુ પરંતુ એવા મિત્રો ઘણુ ખરૂ પોતાની કલ્પના અને માન્યતા ઉપર જ વધારે આધાર રાખે છે મારા જેવા વિશ્વાસીનો વિશ્વાસ કરતા નથી ચમત્કાર અને આત્મજીવનને કશો જ સબધ નથી ચમત્કાર અને અધ્યાત્મને કશી જ લેવા દેવા કે સ્નાનસૂતક નથી

પ્રાર્થનામા મારી શ્રદ્ધા છે બદગીમા હુ, નિષ્ઠાવાન છુ એટલે જ્યારે કોઈ મિત્ર કે જાણીતા સજ્જન કે સન્નારી કોઇ આશીર્વાદ માગે ત્યારે કહુ છુ કે ઇશ્વર પાસે તમારે માટે બદગી કરીશ પણ એનો અર્થ એ લોકો એવો ઘટાવે કે મારા આશી ર્વાદ એમને મળી ગયા અને આ આશીર્વાદના ચમત્કારથી હવે એમનું ધાયુ થઇ જ જવાનુ અને જ્યારે ધાર્યું ના થાય ત્યારે આ ગરીબ બિચારા દરગાવાળાનો વાંક કાઢે કદાચ આવા ચમત્કારોની બાબતમા મારો દેખાવ મારી બાળક જેવી સરળ વાણી સતત પ્રભુને શોધતી મારી પાણીભરી આંખો એમા વધારે જવાબદાર હશે લોકોમા નિર્દોષતા સમ જવાની પણ શક્તિ હોતી નથી ઇશ્વર–જિજ્ઞાસુની સાથે ચમત્કારોની દુનિયા જોડતા લોકોને વાર લાગતી નથી આમા એવા જીવનભીરૂ લોકોની પરાવલબનની ભાવના મોટો ભાગ ભજવતી હોય છે માણસ સ્વાધીન અને સ્વાવલબી થવાથી ડરે છે ને ગભરાય છે કારણ કે એમા જીવન કમાવા માટે કાળી મહેનત કરવી પડે છે માણસોને ઇશ્વરકૃપા ચમત્કારો અને આશી ર્વાદો મેળવીને આત્મ પુરુષાર્થની વૃત્તિશક્તિને રહેંસતા રહેવુ છે આવા આળસુ અને પરાધીન માણસો જીવનના મોટા શત્રુઓ છે

ઘણા વરસોની વાત છે જયપુરમા ત્યારે ઇંડિયન પી ઇ એન ના આશ્રયે સમગ્ર દેશના લેખકોનુ સમેલન મળ્યુ હતુ સર મિરઝા ઇસ્માઇલ ત્યારે જયપુર રાજ્યના પ્રાઇમ મિનિસ્ટર હતા એક સુદર અને વ્યવસ્થિત તબુમા મલ્લિકજીનો અને મારો નિવાસ હતો એ ચાર દિવસનો સહવાસ અને સહજીવન ભૂલ્યાં ભૂલાય એમ નથી જીવનનો એ સમય અમારા જીવનમા મૈત્રીની અપૂર્વ જડમેસલાખ મુદ્રા ઉપસાવી ગયો છે એક સ્મરણ બરાબર સુરેખ સ્વરૂપે યાદ છે શ્રીમતી સોફિયા વાડીઆનો મુકામ સર મિરઝાને બગલે હતો એક રાત્રે લાહોરના એક

મશહુર શાયર પોતાની શાયરીનો રંગ જમાવવાના હતા સર મિરઝાએ થોડાક મિત્રોને બોલાવ્યા હતા એમાં એક તરફ પંડિત જવાહરલાલ નહેરુ હતા અને બીજી સામી બાજુએ મલ્લિકજી ને હુ પણ નિમંત્રિત હતા મધરાત સુધી મહેફિલ ચાલી અધરાત પછી અમે બન્ને નીકળ્યા સર મિરઝાએ મોટર લઈ જવાનું કહ્યુ પણ મલ્લિકજી અને મે એ તારામઢી રૂપાળી રાતે ચાલવાનું પસંદ કર્યુ અને બન્ને પેની ઉર્દુ-ફારસી શાયરીના કૈફમા મસ્ત હતા પાછલી રાતનો વિકાસ હતો, વિલાસ હતો તન્હાઇ જીવતી હતી વાતાવરણમાં એકાંતની ખુમારી છલકાતી હતી શુ રાત હતી! એ રાત હતી? ના ના એ તો અંધકારની કવિતા હતી

અને મલ્લિકજીએ મારે ખભે હાથ ફેરવીને ગોઠડી માંડી મારો હાથ પણ એમની કમ્મરે સહજ ભાવે ઉત્તરમા લપેટાઈ વળ્યો મલ્લિકજીની હિંદી જબાન ભારે મીઠી જેમ જેમ વાતનુ વહેણુ વેગ ધારણુ કરે તેમ તેમ એમનો દર્દીલો અવાજ ઊંડબેસ કર્યા કરે વાત હતી સરહદી પ્રદેશની એક વહેલી સવારની મલ્લિકજીની વાણી વહેતી હતી ભાઇ, તે સવારે એક વણજારા પાસે એક ગીત સાંભળ્યુ હતુ હજી એના શબ્દો, એનો ભાવ, એનો મર્મ બધુ જ મારા અંતરમા જીવતુ છે જ્યારે મન મસ્ત હોય છે ત્યારે એ જ ગીત સ્ફુરે છે અત્યારે પણ એ જ સ્ફુરે છે અને એમણે ગીત મુક્ત કંઠે લલકાર્યુ એ ગીત એમના દર્દભર્યા કંઠે એવી મસ્તની ખુમારીથી ગવાયેલુ કે એણે મારા હૃદયનો પણ કબજો કર્યો છે મલ્લિકજીનું એ પ્રથમ સાંભળેલુ ગીત પછી ઘણી વાર મે એમની પાસેથી સાંભળ્યુ છે

**તેરા મકાન આલા, જિસે કિથે વસી ભી તું**

**હલો તો આસ્માન દેખુ, આગા હલી પસુ**
**આસમાન મિડયો હી તારા, તારન જો**
**ચાંદ ભી તુ**

**હલો તો બજાર દેખુ, આગા હલી પસુ**
**આસમાન મિડયો હી આદમ, આદમ જો**
**દમ ભી તુ**

**હલો તો મંદિર દેખુ, આગા હલી પસું**
**મંદિર મિડયો હી મૂરત, મૂરત જો સુરત**
**ભી તુ**

**હલો તો દરિયા દેખુ, આગા હલી પસુ**
**દરિયા મિડયો હી લહરિયુ, લહરીન જો**
**લાલ ભી તુ**

**હલો તો કિશ્તી દેખુ, આગા હલી પસુ**
**કિશ્તીમે રહેતો રાહિબ, રાહિબ જો**
**રબ ભી તું**

ગાઢ મસ્તી અને બેખબરીમા અમે અમારા તંબુની આગળ નીકળી ગયા ભાન આવ્યુ ત્યારે પાછા ફર્યા તે રાતે ઉંઘે તે બીજા આખી રાતનું જાગરણ જીવન રસમા ફેરવાઇ ગયુ. મલ્લિકજીનુ તે રાતનુ રૂપ અવિસ્મરણીય છે પોતાની ખૂદીને ખૂદામાં ઓગાળીને કેવી રીતે મરમી બેખૂદ બનતો હશે તેનો અણસારો એ રીતે ઓળખાયો

હજી હમણા ગયા માર્ચમા છેલ્લા મળ્યા ત્યારે બોલવુ પણ મુશ્કેલ હતુ ગળે સતત ખરખરી ચાલતી હતી વાણીમાં માર્દવ હતુ પણ અવારનવાર ને વારંવાર અંતરાતુ હતુ બોલવાની આટલી મુશ્કેલીમાં પણ પ્રેમથી બોલતા હતા એમની એક ખ્વાહિશ અધુરી રહી ગઈ હતી અમે જ્યાં હિમાલયમા રહીએ છીએ ત્યાં આવીને શ્રી કૃષ્ણપ્રેમના દરસપરસ કરવાની એમની ઘણી ઇચ્છા હતી એક વખત ૧૯૬૫ના જૂનમા તો એમણે શ્રીમતી સોફિયા વાડીઆ સાથે મીરતોલા આવવાની તૈયારી પણ કરેલી પરંતુ શ્રી કૃષ્ણપ્રેમની તબિયતને કારણે એ મુલાકાત બંધ રાખવી પડી હતી પછી તો એ જ વરસમાં એટલે ૧૯૬૫ના નવેમ્બરની ૧૪ મી તારીખે શ્રી કૃષ્ણપ્રેમનું દેહાવસાન થયુ અને મલ્લિકજી પછી મીરતોલા આવી શકયા જ નહી

આ વાતનો વસવસો કરીને એમણે મારે ખભે હાથ મૂકીને કહ્યુ કે આ ઇન્દ્રિયગત જીવનના લોખંડને આત્મગત જીવનના સુવર્ણમા રૂપાન્તર કરવાનો કિમિયો જેને લાધ્યો છે તે કિમિયાગર ભાગ્યશાળી છે જેઓ એ કિમિયાને અજમાવીને

લોખંડની ધાતુને સુવર્ણ બનાવી શક્યા છે તેઓ મહાભાગ્યશાળી બંદાઓ છે. માણસમાં અંતરનિષ્ઠા Integrity હોય છે. પણ એ અંતરનિષ્ઠાને આચરણોના અમૃત દ્વારા છેક ઇન્દ્રિયગત જીવન સુધી સતત અને સદા રસતા રસના એમાંથી આત્મગત જીવનનું સુવર્ણ નીપજાવવુ સમગ્ર જીવનને Integrate કરવુ એ તો કોઈ મરમી જ કરી શકે છે આજ જીવનનો સૌથી મોટો ચમત્કાર છે. સર્વોત્તમ જાદુ, છે ભગવાનનો મહા મોટો અનુગ્રહ છે

આત્મનિષ્ઠા જ્યારે ઇન્દ્રિયગમ સુધી અવતરીત થઇને સમગ્ર જીવનને રસે છે, અજવાળે છે ત્યારે એમાથી હિરણ્યપુરુષનુ ઉત્તમોત્તમ ઓજસ પ્રગટ થાય છે. મનુષ્ય જ્યારે સમગ્રમાં ઉપસ્થિત થાય છે ત્યારે જ એ મરમી બને છે. મૌનની સુવર્ણ ભેટ પણ જીવન એને ત્યારે જ આપે છે ત્યારેજ મનુષ્ય સાચો મનુષ્ય થાય છે એ મંગળ ઘડીએ જ પેલો મનુષ્યમાં રહેલો દિવ્ય અંશ પોતાના મૂળ દિવ્ય ગર્ભનું પ્રભુનુ અનુસંધાન સાધીને ધન્ય ધન્ય બને છે.

જીવનની આવી સાચી સમજણના મલ્લિકજી સાધક હતા મિત્રતાના મરમી અને બિરાદરીના બાઉલ હતા માનવીય સુવર્ણધાતુના ગ્રાહક અને શિલ્પી હતા. જીવનના આવા સહાયાત્રીના દેહાવસાનથી ગ્લાનિ થાય છે. પરંતુ અધ્યાત્મનો પંથ જ એકલાનો પંથ છે એમા તો હંસલાને એકલા જ મહાપ્રસ્થાનની નવા જીવનની યાત્રાએ જવાનુ હોય છે. એ જ એનું આશ્વાસન અને એજ એનો આનંદ હોય છે.

## સૌથી સુંદર સ્વરૂપ

સંયમ ? સમ+યમ ? યમ સમાન.

યમને તો ધર્મરાજા પણ કહે છે, કેમ ?

કેમ કે, જીવનનો સૌથી મોટો સંયમ અને સંરક્ષક યમ છે.

લોકો યમને મૃત્યુના રૂપમાં જુએ છે, અને કહે છે કે તે તો કાળ જેવા કાળા છે

પરંતુ, મૃત્યુનું આંતરિક સ્વરૂપ તો શ્વેત છે.

એ ચમત્કાર કેમ થયો ? સંયમ દ્વારા !

જગતમા જો મૃત્યુ ન હોત તો, જીવનનો વિશાળ અને વિરાટ વિકાસ કદી પણ થઈ શકત નહી. કેમ કે મૃત્યુ જ જીવનની ગતિને મરખી રાખે છે અને તે સાથે જ તેને વેગ પણ આપે છે.

એટલા માટે જ તો યમરાજને ધર્મરાજા પણ કહે છે. મૃત્યુના કેવળ વારંવારના સ્મરણથી જ માણસ મોહમાયાની જાળ અને જંજાળમાં ફસવામાંથી બચી જાય છે.

કેમ ? કેમકે, એ પ્રકારના સ્મરણથી તેને પોતાની અનેક કામનાઓ પર સંયમ રાખવાની પ્રેરણા મળે છે.

જો સંક્ષેપમાં કહેવામાં આવે તો સંયમ પ્રભુનુ સૌથી સુંદર સ્વરૂપ છે,

—ગુરુદયાલ મલ્લિકજી

# તૃપ્તિની ફોરમ

[ 'ગીતાંજલિ એક અધ્યયન' નો પરિચય ]

રામપ્રસાદ દવે

પ્રિય ભાઈશ્રી,

કુશળ હશો

આપણે છેલે મળ્યા ત્યારે તમે ચર્ચા કરતા હતા કે સર્જાતા સાહિત્યમાંથી સમૃદ્ધ સર્જનનો પરિચય અધ્યાપક જો વિદ્યાર્થીઓને કરાવે તો શિક્ષણમાં એક વિશિષ્ટ પ્રકારની તાઝગી માણી શકાય મને લાગે છે કે એની જોડે જૂના ઉત્તમ સાહિત્યનો પ્રત્યક્ષ પરિચય થતો રહે–અને નવી નવી રીતે સમજવાનો પ્રયત્ન થાય–એ પણ એટનુ જ આવશ્યક છે આવો પરિચય કરાવતું પુસ્તક મળી રહે અને એનો લેખક વિરલ અધિકારી માણસ હોય ત્યારે ચિત્ત કેવુ સંતૃપ્તિ પામે છે

આ સંદર્ભમાં ગુરુદયાળ મલ્લિકજી કૃત "ગીતાજલિ–એક અધ્યયન" પુસ્તિકાનો પરિચય આપવાની ઈચ્છા રાખુ છુ

પૂરા પોણોસો પાનાની નહિ એવી ઇ સ ૧૯૫૮માં છપાયલ આ પુસ્તિકા વાંચ્યા પછી મારા મનમાં પહેલો વિચાર એ આવ્યો કે મે અત્યાર સુધી આ પુસ્તિકા કેમ નહી વાંચી હોય ! અને બીજો ભાવ એ થયો કે કોઈ સ્વજનને આનો પરિચય આપુ અને મને તમે જ પ્રથમ યાદ આવ્યા આ વાત ચિત્તમાં તરત સ્થિર થઈ કારણમાં લોભ પણ ખરા કે તમે નક્કી અધિકારી વાચકોને એ વિષે વાત કરશો અને મારા જેવી જ કૃતાર્થતા બીજા અનેકને કરાવશો

વિવેચનમા અનેક પ્રવાહો જોઈ શકાય છે જઇ પેઢીના પંડિતો ગ્રન્થનો જૂની ઘરડમાં પરિચય આપ્યા કરે છે. જૂના મૂલ્યોની ફેર તપાસ કરતો એક પ્રવાહ પણ ચાલે છે સાથો સાથ જૂના મૂલ્યોને નાહકના વગોવતો એક પ્રવાહ પણ જોઇ શકાય છે સાહિત્યજગતમાં આવા બધાં આયકાની જરૂર પણ ખરી. પરદેશી સાહિત્યમાંથી પચ્યું કે ન પચ્યુ, સારુ કે નરસુ બધુ જ પીરસી દેવાની મુગ્ધતા એક તરફ છે બીજી તરફ એને પણ નીરક્ષીરન્યાયની હંસવૃત્તિથી જોતો એક સ્વસ્થ પ્રવાહ પણ આપણે ઘણીવાર માણીએ છીએ

કૃતિ સાથેનું તાદાત્મ્ય સાધવામાં સહાયભૂત થાય એવો એક પ્રવાહ ચાલવો જોઈએ પણ એનું નાનું ઝરણુ ક્યારેક નજરે પડે છે પણ એ જાતની કૃતિ મળે ત્યારે આપણને અવર્ણનીય આનંદ થાય છે આ કૃતિ એ કોટિની છે

તમને યાદ હશે કે આપણા અંગ્રેજીના પ્રોફેસર ગુરુદેવ ટાગોરની વાત આવતાં ઘણીવાર કહેતા કે ગુરુદેવ જે કાંઈ લખે તે કાવ્ય બની જતુ એટલુ જ નહિ પણ એમના હલનચલનમાંથી પણ કાવ્યની સુષમા નીતરતી મને તે વખતે એમાં થોડી અતિશયોક્તિ લાગતી પણ જ્યારે આપણે બંનેએ સાથે તે દિવસે ગુરુદયાળ મલ્લિકજીને જોયા ત્યારે મને પેલી વાત વાસ્તવિક લાગી હતી એમના વ્યક્તિત્વમાંથી ઊભરાતી મૃદુતા આપણે પેટ ભરીને માણી હતી કાન સુધી પહોચતા પહોંચતા થોડા શબ્દો છૂટી જતા એટલે તમને શરૂઆતમાં વસમુ લાગતુ પણ પછી તો મલ્લિકજીએ તમને કેવી પકડમાં લીધેલા ! એમની રસસમાધિ તમારામાં સૂતાની કરીને જ એ રહ્યા

ટાગોર અને ગાંધીજીનું અનુશીલન કરનાર તરીકે જ તેમને કોઈ ઓળખે એમાં તેમને–અને મને પણ–રસ નથી કારણ કે એક જાગૃત માણસ તરીકે જે જે મહાપુરુષોના સંસર્ગમાં તેઓ આવ્યા એ બધામાં એમણે જીવનમધ ચૂંટીચૂંટીને પોતાની જાતને એક અનોખો મધપૂડો બનાવ્યો હતો એમા સૂફી સંતોની ખુદાઈનો અનેરા પુટ મળતાં એમના સાંનિધ્યમાં પ્રાર્થનાનું અનાયાસ વાતાવરણ સર્જાઈ જતું સૌમ્ય પ્રકાશ જેવી એમની પ્રતિભા અનેરી શાતા આપતી

આ અધ્યયન એ અર્થમાં અરૂઢ છે કે એમાં કાવ્યનારસ, અલંકાર ઇત્યાદિની ચર્ચા નથી કોઈ વાદની ખણખોદ નથી, મથિતાર્થો કાઢવાની મથામણ

નથી પણ મલ્લિકજી કવિના ભાવજગત સાથે સીધે-સીધે સંબંધ બાંધી દે છે. એના ચિન્તનનું ઊંડાણુ આપણી બુદ્ધિ શક્તિને પમરાવે છે. થોડા નમૂનાથી આપણે જોઈશુ કે સંદર્ભ બહાર પણ એનું સૌન્દર્ય અક્ષુણ્ણ રહે છે. તો સંદર્ભના પ્રવાહમાં એ કેટલા ઓપતા હશે એની કલ્પના તમે સહેલાઈથી કરી શકશો.

"પ્રભુ પાસે માગવું એ પ્રભુના પ્રેમનું અપમાન છે. અને પ્રભુ પ્રત્યેની શ્રદ્ધાની પણ ઊણપ બતાવે છે" પૃ. ૧૩.

'ઘણીવાર આપણને એવું થાય છે કે પાંચ વર્ષ પહેલાં હું જે ઈચ્છા કરતો હતો તે જો તે વખતે સફળ થઈ હોત તો ખરેખર આજે મારી અધોગતિ જ થઈ હોત. તેથી સારુ થયુ કે તે વખતે મારી ઈચ્છાપૂર્ણ ન થઈ ..આમ આપણે આપણું શ્રેય શામાં રહેલું છે તે અમુક સમય પછી જ સમજી શકીએ છીએ." પૃ. ૧૪.

"હાલના વખતમાં માણસ અવકાશની અગત્યતા ભૂલી ગયો છે તેથી તેનું કામ ઘણીવાર રૂઢિવશ હોય છે, તેમા ઝડપ હોય છે, પ્રવીણતા હોય છે પણ તેનું કામ તેના આત્માના વિકાસમા મદદરૂપ નથી બનતું ઉલટું તેના સ્વાર્થને પોષે છે. પૃ. ૨૫.

"ભુનો સ્પર્શ માણસને તેના અંતરાત્મામાં નિરંતર થયા કરે છે. પણ તે સ્પર્શને બાહ્ય ચેતનામાં અને તે ચેતનાપ્રેરિત દરેક પ્રવૃત્તિમાં તે અનુભવે એવો પ્રયોગ કરવા માટે તેને જીવનપ્રદાન કરવામાં આવ્યું છે" પૃ ૩૫

"દુ ખ દૂર કરવાની જે અકસીર દવા છે તે એ અજમાવતો નથી તે દવા છે દુ ખને શાંતિથી, મૌનથી સહન કરવું. જ્યારે તેની બુદ્ધિ યુક્તિપ્રયુક્તિઓ શોધવાનુ બંધ કરી દે છે ત્યારે એની બુદ્ધિની પાછળ જે ભગવાન છુપાયેલો છે તે બહાર આવે છે અને એ દુ:ખી માણસને આશ્વાસન આપે છે.' પૃ ૫૫.

"જો હું વાયોલિન વગાડતો હોઉં અને મને થાય કે મારી વાયોલિનનો અવાજ જ બધાં વાદ્યો કરતાં મોટો હોવો જોઈએ અને મારી વાયોલિન વગાડવાની સિદ્ધિથી બધા શ્રોતાઓ મુગ્ધ થઈ વાહ વાહ કરે તો કેવું સારું. અને ધારો કે મારી વાયોલિનના અવાજથી મુગ્ધ થઈ જઈ બધાં મારા વખાણો કરવા લાગે અને મને શાબાશી પણ આપે પરંતુ એનાથી આખા સંગીતની સુસંવાદિતા (Symphony) તો તૂટી જ ગયેલી હોય છે. એજ રીતે જગતમાં પણ બધું સુસંવાદિતા ઉપર નભેલું છે જો હું મારી ઈચ્છાના સૂરને વધુ મહત્ત્વ આપવા મથું તો પછી સમગ્ર જીવનની સુસંવાદિતા જ નાશ પામે તેથી જ પ્રભુ એ સુસવાદિતામાં આપણો કેટલો હિસ્સો હોઈ શકે એ નક્કી કરીને જ આપણી ઈચ્છાઓને મૂર્ત કરવા દે છે. તો જ જગતનુ સગીત સુસંવાદી રહી રહી શકે ને?" પૃ. ૧૬.

"ઈશ્વરનો આફત-મૃત્યુ-દરેકનું આતિથ્ય માગે છે એને કોઈ પર દબાણ કરવાનું રુચતુ નથી તેથી જે આપણે સ્વેચ્છાથી અને શ્રદ્ધાપૂર્વક એનું આતિથ્ય કરીશુ તો એને આપણા ઉપર કઈ દબાણ કરવુ નહિ પડે અને આપણને પણ કઈ દુઃખ સહન ન કરવું પડે" પૃ ૮

આવી અનેક રત્નકણિકાઓ વેરાયેલી પડી છે મને ખાતરી છે કે તમે તો આ પુસ્તિકા એક બેઠકે જ વાંચી જવાના છો એટલે વધુ પક્તિઓ તારવી છે છતાં એ મૂકતો નથી.

એમની વાણી કવિતાની કોટિએ તો ઘણીવાર પહોંચે છે.

"જીવનમાં જેટલી હારો (Defeats) એને મળી એ બધી હારોને એક હારમાં પરોવીને પ્રભુના ગળામાં પહેરાવવામા આવે છે એવી ભેટથી પ્રભુ અત્યત પ્રસન્ન થાય છે." પૃ ૩-૪

માણસ કલ્પનાઓનું પૂતળું કે ઈશ્વરનો કેવળ ગુમાસ્તો છે એવા વાકયખંડો તે એમની ભાષામાં સહજ વણાઈ જાય છે. એમના વિશાળ જ્ઞાનભંડારમાંથી અવતરણો સહજતાથી ટપકી પડે છે

"પ્રભુ જીતો તો મૈં પ્રભુકી
પ્રભુ હારે તો પ્રીતમ મેરે"

કબીર.

"If the disciple is ready, the master is at hand'

બાઈબલના ગીતમાંથી થોડો અંશ ઉતારું છું.

"આટલા આટલા વર્ષો મેં જે આંસુ વહાવ્યા એ બધાં ક્યાં ગયા ?

આજે આ પ્રશ્નનો તારે જવાબ આપવો જ પડશે

ત્યાં તો પ્રભુ જવાબ આપે છે 'જ્યાં હું ઊભો છું ત્યાં તું પહેલા આવ મારી દષ્ટિથી તારા આંસુઓને જો'

હા, હા, હવે મને સમજાયું કે હું તારા તરફ અભિમુખ થઈને જોવા લાગ્યો ત્યારે મને સમજાયું કે એ આંસુ તો તારા ચરણમાં આનંદ વહીને કમલરૂપે વિકસેલા છે" પૃ ૫૪

દૃષ્ટાંતો પણ એટલાં જ રમણીય છે એથી કાવ્યનું હાર્દ ચિત્રમાં તત્ક્ષણ સ્થિર થાય છે બીજા તો તમે જોઈ લેશો પણ સ્વર્ગમાં ગયેલા મજૂરની વાત ઉતારવાની લાલચ રોકી શકતો નથી

"સ્વર્ગમાં એક વખત મજૂર ગયો"

ભગવાને પૂછ્યું 'પચાસ વર્ષ દુનિયામાં રહીને તે શું કર્યું ?

પેલો મજૂર બોલ્યો 'હું તે શું આપી શકું ? હું તો રોજ બે ચાર આની કમાવાવાળો ગરીબ મજૂર ! પણ બહાર જતો ત્યારે હમેશા હસતો રહેતો હસીને મારા કામ કરતો'

પ્રભુની નજરમાં આવી વૃત્તિની ઘણી કિંમત છે બીજાને પ્રેમથી, આનંદથી, સહાનુભૂતિથી જોવા તે લાખો રૂપિયાના દાન કરતાં પણ વધારે કીમતી છે

પૃ ૪૧

શબ્દાર્થને અશેષ તથા સ્પષ્ટ કરતી રમણીય વ્યાખ્યાઓ એમની વાણીમાં સહજભાવે મળે છે

"પ્રભુને ચરણે લઈ જવામાં સહાયરૂપ બને તે શ્રેયસ્" પૃ. ૪૦

"સૌના ઉપર એક સરખો પ્રેમ કરવો એનું નામ જ દેવું (દાન કરવું)" પૃ. ૪૩

હળવી અને અર્થપૂર્ણ ક્ષણો પણ આ પુસ્તકનું ભૂષણ ગણાવું જોઈએ. God is no where માં માનનાર પિતાનો પુત્ર એ જ વાક્ય Gob is now here તરીકે વાંચીને પિતાના જીવનમાં કેવો ચમત્કાર સર્જે છે એ વાત મલ્લિકજીના શબ્દોમાં જ તમારે વાંચવી રહી. એ જ પ્રમાણે I belong to the brotherhood of the useless એમ પોતાની જાતનો પરિચય આપતા ગુરુદેવને પણ તમારે યથાસ્થાને જ માણવા રહ્યા

પણ હવે હું કાગળ પૂરો કરું જો કે તમને ભૂતકાળમાં આથી વધુ લાંબા પત્રો મળ્યા હતા એ મને ખબર છે ! એ રેકર્ડ તોડવાનો મારો ઈરાદો નથી કારણ કે અમારા ભાભીના મિજાજ અને માધુરી બંને સમાનભાવે મને મળ્યા કરે એવી મારી ઈચ્છા છે !

એક પ્રશ્ન તો મૂકું જ. શું કર્યું હોય તો આપણા યુવાન વિદ્યાર્થીઓ પાસે આ ચોપડી જાય ? તમે બીજાની જેમ માનતા નથી કે આજના વિદ્યાર્થીને ગંભીર વાંચવામાં રસ નથી એટલે તો આ પ્રશ્ન તમારી સમક્ષ મૂકવાની હિંમત કરું છું.

પેટ છૂટી વાત, કરીએ તો અધિકારીઓને પણ માંડ માંડ સમજાય એવી 'ગીતાંજલિ' ભારે ચીજ છે પણ મલ્લિકજીની આંગળી પકડીને એમાં વિહાર કરવા નીકળીએ છીએ ત્યારે એ ઘણું ખરું સૌન્દર્ય આપણી સમક્ષ ખુલ્લું થાય છે. આવી પુસ્તિકાઓથી આપણે ઊજળા છીએ અને આપણી યુવાન પેઢી ઉજળી રહો એમ જ ઈચ્છું ને ?

તમે મૂછમાં હસતા હશો કે આ સંસ્કૃતવાળા કાંઈક આશીર્વાદાત્મક જેવું લખ્યા વગર પૂરું ન કરે એવી તમારી મનોહર મૂર્તિ મારા માનસચક્ષુ આગળ પ્રત્યક્ષ થાય છે અને હું કાગળ પૂરો કરું છું

ભવદીય,
રામપ્રસાદના જયજગત્



# જ્યારે પ્રથમ પરિચય થયો !

પ્રા. પ્રતાપ જ. ટોલિયા

ચિદાનંદ સ્વરૂપ ચાચાજીના પ્રથમ પરિચયને આજે ચૌદેક વર્ષના વહાણાં વીતી ગયાં છે.

ઈ. સ. ૧૯૫૬–૫૭ની વાત છે. ત્યારે એક તરફથી આચાર્ય વિનોબાજી અને બીજી તરફથી અજ્ઞાત જ્ઞાનયોગિની એવા વયોવૃદ્ધ સ્વ. ચિન્નમ્મા માતાનું સાન્નિધ્ય છોડી દક્ષિણ ભારતમાંથી અમદાવાદ આવીને પ્રથમ સ્વ. મુનિશ્રી નાનચંદ્રજી મહારાજ પાસે અને પછી પ્રજ્ઞાચક્ષુ પંડિત શ્રી સુખલાલજી પાસે હું રહ્યો હતો. સત્સંગની સાથે અભ્યાસ કરવાનો મારો ઉદ્દેશ હોઈ ભૂદાન સર્વોદયની પ્રવૃત્તિ એ વખતે ગૌણ કરી નાખેલી.

એક દિવસ અચાનક જ પંડિતજીએ સમાચાર આપતાં કહ્યું કે, "આશ્રમમાં મલ્લિકજી પધાર્યા છે અને તેઓ તમને મળવા બોલાવે છે."

આ સાંભળી આશ્ચર્ય અને આનંદ સાથે મેં તેમને પૂછ્યું કે, "પંડિતજી ! મલ્લિકજી અને મને મળવા બોલાવે ? મારે તો તેમનો કોઈ પરિચય નથી!..."

"એ ગમે તેમ હોય, તેમનો ખાસ સંદેશ આવેલ છે અને તેઓ માત્ર 'મળવા જ નહીં' તમારાં ભજનો પણ સાંભળવા માગે છે માટે તમારો સિતાર સાથે લઈને જજો...."

પંડિતજી અને ચાચાજી : એક સાથે બન્નેનો આદેશ થયો એટલે વિનાવિલંબે તુરત સિતાર ઊપાડી હું હરિજન આશ્રમ જવા નીકળ્યો. એક બાજુથી પ્રશ્ન થતો હતો કે ચાચાજીએ મારું નામ કઈ રીતે જાણ્યું હશે ? બીજી બાજુથી ધન્યતા અનુભવતો હતો કે આજે આ પવિત્રાત્માના દર્શનનો આનંદ પ્રાપ્ત થશે.

આ પહેલાં મલ્લિકજીનું નામ તો મેં સારી રીતે જાણ્યું હતું અને તેમનાં લખાણો વાંચી તેમના મિતાક્ષરી નામ પરથી પ્રથમ પ્રશ્ન અને પછી રમૂજ પણ હું અનુભવતો. 'ગીતાંજલિ'ના ઘણા હિન્દી અનુવાદો નીચે આટલી પંક્તિ દેખાતી:

"गीताञ्जलि से गु. म."

આ વાંચી મારા એક ડૉક્ટર મિત્ર મજાક પણ કરતા કે 'ગીતાંજલિ'માંથી આ 'ગુમ' કરનાર છે કોણ? એમની શોધ બહુ ચાલેલી. પછીથી એ ત્યારે જ પૂરી થયેલી કે જ્યારે 'ગુ.મ.' એટલે 'ગુરુદયાલ મલ્લિકજી'નો ભેદ સમજવા મળેલો. આ પછી તો તેમનાં જે જે લખાણો જ્યાં જ્યાંથી મળતાં તે વાંચવામાં આનંદ આવતો.

આમ આ પહેલાં સુધી 'ગુમ' રહેલા ચાચાજીને પ્રથમ વખત મળવા જવામાં આજે અનેરો આનંદ હતો, બમણો ઉત્સાહ હતો.

સિતાર સાથે સાબરમતી આશ્રમ પહોંચ્યો. પ્રતાપભાઈ ઉપાધ્યાયને ઘેર તેઓ એકલા જ બેઠા હતા. જાણે મારી રાહ જ ન જોતા હોય ! શ્વેત દાઢી વચ્ચેથી ચમકતી તેમની આંખો સાથે મારી આંખો મળી અને તેમનાં ચરણે ઢળી ગઈ. તેમની નાભિમાંથી ગંભીર ઘોષ કરતી પ્રેમભરી વાણી નીકળી:

"આવો દિકરા...."

એ વાણીનો રણકો જાણે આજેય એવો ને એવો અંતરમાં ગુંજે છે.

તેમના ચરણે બેઠો. કંઈ બોલું તે પહેલાં તેમણે જ કહી દીધું:

"તમને હું જાણું છું...હું જાણું છું... તમારાં ભજનો મારે સાંભળવાં છે..."

તેઓ મને શી રીતે જાણતા હો? એ કુતૂહલ તો થયું, પરંતુ તેને રોકી રાખી મેં ભજન આરંભવા સિતારના તાર મેળવ્યા અને પરમ આનંદ અનુભવતાં અનુભવતાં ગાવું શરૂ કર્યું. અંતર ઊંડેથી એક પછી

એક ગાન ગવાઈ રહ્યાં:

"મન ચલો નિકેતન..."

"આશન તલેર માટીર પરે લુટિયે રબો..."

"આટલું તો આપજે ભગવાન! મને છેલ્લી ઘડી"

"પ્રભુ ! મેં ક્યા માગૂં ગુનહીના...."

હિન્દી, બંગલા ગુજરાતી એક પછી એક અનેક ગાન ગવાઈ રહ્યાં છે. સિતારના તારા રણકી રહ્યાં છે... ચોમેર આનંદની ધાર રેલાઇ રહેલ છે.... ના, હું નથી ગાતો, મારા દ્વારા જાણે બીજું જ કોઇ ગાય છે. સામે બેસી ઝૂમી ડોલી રહેલી 'હસ્તી' જ એ ગવરાવે છે.

કલાકેક વીતી ગયો. આ આનંદની સૂરસમાધિ ત્યારે જ તૂટી કે જ્યારે ચાચાજીનો એ સ્વરઘોષ ફરી સંભળાયો :

"હું ધન્ય થયો દિકરા...તમે મને આજ ભજનને-પ્રેમનો રસ પિવરાવ્યો "

મેં જવાબ વાળ્યો : "નહીં ચાચાજી ! આપ મને શરમાવશો નહીં, પ્રેમરસ તો આપે પિવરાવ્યો છે ને આપે મારી પાસે ગવરાવ્યું છે, કારણ કે હું ગાતો હતો એવું મને લાગતુ જ ન હતું.."

તેઓ મૌન હતા. મારું પેલું કુતૂહલ ફરી તાજું થયું કે તેઓ મને શી રીતે જાણતા હશે ? એનો ભેદ હજુ તેમણે ખોલ્યો ન હતો. એટલે થોડી વાર રહીને સંકોચ સાથે મેં પૂછ્યું :

"ચાચાજી ! હરકત ન હોય તો કૃપા કરીને એ તો કહો કે મારું નામ આપે શી રીતે જાણ્યું..? મને તુચ્છને સામેથી બોલાવીને તો આપે ધન્ય જ કરી દીધો... !"

"બેટા ! પ્રભુ કૃપાથી હં શારદાગ્રામ ગયેલો ત્યાંના ભાઇઓ અને તમારા મોટાભાઇ પાસેથી તમારું નામ મને મળ્યું...તમારા મોટાભાઈ તો 'આમના બાદશાહ' !....તેમણે મને 'આમ' (કેરી)નો રસ પિવરાવ્યો અને તમે પ્રેમનો. મને 'ચાચા'ને ચાય પણ 'બે' મલે છે અને રસ પણ બે મલ્યા.."

ચાચાજી બોલ્યે જતા હતા અને હું શરમાયે જતો હતો. બીજાના ઉપર ધન્યતા ઓઢાડી દેવાની તેમની આ સહજસિદ્ધ નમ્રતાની કળા હું પ્રથમ પરિચયમાં જ જોઈ શકયો.

પણ પછી તો પ્રશ્નો છોડીને તેઓ ચૂપ થઇ ગયા અને પોતાના પારાવાર પ્રેમથી નવરાવતા તેઓ મારી પાસે જ બોલાવી રહ્યા. વાતો ચાલી વિનોબાજી અને ચિન્નમ્મા માતા વિષેની.

અજ્ઞાત એવાં ચિન્નમ્મા માતા વિષે તો તેમણે ખૂબ પૂછી લીધું. મેં પણ પ્રેમ, વાત્સલ્ય ને જ્ઞાનની ધારાથી મારા અંતર્લોકને ધોઇ ધોઈને સાફ કરનાર આ અપ્રગટ વિભૂતિ વિષે મલ્લિકજી પાસે મન મૂકીને વાત કરી તેમના વિયોગમાં તેમની સ્મૃતિઓ કરુણ બનીને ઉપસી આવી. આ દિવ્ય માનું સ્મરણ કરતાં કરતાં આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં-પણ જોઉં છું તે એ માત્ર મારી જ આંખોમાં નહોતાં, ચાચાજીની આંખોમાં પણ હતાં. મારી આંખોથી સવિશેષ હતાં! આંસુઓનો પ્રત્યુત્તર આંસુઓએ આપ્યો, અંતરનો પરિચય અંતરે કર્યો. ચિન્નમ્મા માતા જેવા જ ચાચાજીના પ્રેમે આત્મીયતા સાધી મને પોતાનો બનાવી લીધો....તેમની એ અમી વર્ષાવતી આંખોમાં મને ઘડીક ચિન્નમ્મા દર્શાવા લાગ્યા, તો ઘડીક કોઈ ચિરપરિચિત વ્યક્તિ! પ્રેમ-વત્સલતાના ભંડારસમા ચિન્નમ્માનો અભાવ જાણે તેમણે ભરી દીધો અને મારા અંતર-ઊંડે સ્થાન લઈ લીધું.... .

વાણી મૌન હતી. ગાન થંભી ગયેલાં હતાં. બોલતાં હતાં માત્ર આંસુ !

પ્રથમ પરિચયમાં જ આંસુઓના આદાન-પ્રદાનમાં અમે ઘણું ઘણું સમજી લીધું.

ત્યારથી 'ગુમ' રહેલા 'ગુ. મ.' પ્રગટ થયા, મારા આંતર, જીવનમાં પ્રવેશ પામ્યા-મારા અંતર ઊંડાણોને અજવાળવા. મારા અંતર્પથની આડે પડેલા અહંકારના પથરોને ગાળી ગાળીને 'ગુમ' કરવા !

-અને પછી આગળ ચાલી તેમની આંગળીએ વળગીને, તેમની સાથેની, મારી અંતર્લોકની યાત્રા...

(ક્રમશ :)

# સિંધુનાં બિંદુ

પ્રકાશ ગજ્જર

—મલ્લિકજી ગયા

—પ્રેમપથના પ્રવાસી અનંતની યાત્રાએ ઉપડી ગયા લાગે છે કે ભારતમા સાઠસિત્તેર વરસ પહેલા ફાલના માંડેલી મહામાનવોની એક પેઢી વિદાય લેવા માંડી છે મનમાં ઘણીવાર થતુ કે એ વિલુપ્ત થતા મહાપુરુષોનો સીધો સંગ સાધીને એમની વાણી જાતે જ સાંભળી લેવી

આમ તો મહાપુરુષોના વિચારો આપણને ઘણીવાર વાચવા મળે છે પણ સ્વયં બોલાયેલા—ને ઝીલાયેલા શબ્દોમા જે સીધો રણકારો હોય છે એ છાપેલા લેખોમા ઉતરી શકતો નથી પશ્ચિમના દેશોમા તો આવા મહામાનવોની પ્રત્યક્ષ મુલાકાતો દ્વારા જગતને એમની વાણી તદ્દન તાઝગીભર્યા સ્વરૂપે પિરસવાની એક પદ્ધતિ જ છે આપણે ત્યા હજી એ વિકસવાની વાર લાગે છે

આવા લોકોત્તર પુરુષોને રૂબરૂ મળવુ એ એક લ્હાવો છે વિનોબાજી, રવિશંકર મહારાજ મલ્લિકજી વગેરે સંસ્કૃતિશિખરોને આપણે ગઈ પેઢીના સુભગ અવશેષો ગણાવી શકીએ ભારતીય સંસ્કૃતિનુ સઘન પ્રતિનિધિત્વ આપણને એમનામા જોવા મળે. આ વારસો અને વૈભવ વિલુપ્ત થઇ જાય એ પહેલાં એમને મળવાની તક ઝડપી નેવામા આળસ કરીશ તો ઘણુ ગુમાવવાનુ રહશે એમ મને થયા કરતુ

એટને મે સંકલ્પ કર્યો કે જ્યારે પણ તક મળે ત્યારે આવા લોકસ તો પાસે પહોચી જવુ ને એમની સાથે એકાન્ત મેળવીને જીવન અને જગતના પાયાના પ્રશ્નો વિષે એમને શુ કહેવાનુ છે એ જાણી લેવુ

પ્રવચન કરતા આ વ્યક્તિગત મુલાકાતમા ફેર એટલો પડે કે આમા આપણે રજૂ કરેલા પ્રશ્નોના જવાબ એમણે આપવાના હોઇ—સમયની મર્યાદાને લીધે પણ—આપણને મુદ્દાસર જવાબ મળે ને એમા જ્યા પણ અસ્પષ્ટતા લાગતી હોય ત્યા આપણે એમને વધારે પ્રકાશ પાડવાની વિનંતી પણ કરી શકીએ

વળી આવા સહૃદય લોકસ તો વિચારોમા બના વટી ફિલસુફીનો ભાર પણ નથી હોતો એટલે વિતંડાને ઓછામા ઓછો અવકાશ રહે છે એમને 'ચિંતન'નો શોખ કદી હોતો જ નથી છતાય એમના જીવનનો વિકાસ એ રીતે થતો ગયો હોય છે કે ચિંતનનુ ચક્ર એમના મનમા સદા સહજ ભાવે ચાલ્યુ જ રહે છે પોતાને જે સમજાયુ એ અનિવાર્ય પણેમા જ બહાર પ્રગટાવવાનો પ્રયાસ એમણે કર્યો છે લેખન પ્રવચનમા રુચિ દાખવી હોય તો તે પણ એ જ કારણે ને તોય એમના જીવન અનુભવોને પારદર્શી ભાષામા રજૂ કરતી એમની વાણી આપણા માટે સહેજ પણ ઓછી અગત્યની નથી

આ સંદર્ભ ધ્યાનમા રાખીને હુ મલ્લિકજીને મળવા માટે ઉપડી ગયો મનમા શબ્દોના રૂપમા પ્રશ્નો સ્પષ્ટ નહોતા પણ એમનું સ્વરૂપ તો અગાઉથી આંકારી લીધુ હતુ જ વર્તમાન યુગના ભૌતિક વંટોળિયે ફંગોળાતા માનવીના જીવનને નક્કર રીતે ઉપયોગી થઇ પડે એવા જ પ્રશ્નો પૂછવા એવો ધ્યાન રાખ્યો હતો

જગતના જંગલોમા ભમનારા કયા માણસને અંધારા નથી નડતા? એવા ઘોર અંધકાર વચ્ચેથી પણ આવા પુરુષોએ શી રીતે ઉજાસ મેળવ્યો એ જાણવાનુ મને ખાસ મન હતુ જાણુ છુ કે આમ તો સહુએ પોતાનો દીવો જાતે જ પ્રગટાવવાનો છે પણ ખરેખર તો અન્યની આવી સમજણના દીવાથી એ દીવો પ્રગટાવવાનુ વધારે સરળ બની જાય છે

વિચારમા ને વિચારમા આશ્રમ આવી ગયો તપાસ કરતા જણાયુ કે મલ્લિકજી હૃદયકુંજ પાસે બાપુની પ્રાર્થના કરાવવા ગયા હતા હુ ત્યા પહોચ્યો કે પ્રાર્થના પૂરી થઈ અને મલ્લિકજી સામા મળ્યા

એમને પહેલવહેલા જોયા શ્વેત તેજસ્વી ચહેરો, પ્રેમના અમીથી છલકાતી આંખો, વામનમાં વિરાટને સમાવતુ કાંઇક નાનું કદ, કરુણાના અવતાર જેવુ અસ્તિત્વ–જાણે કે ફિરસ્તાયુગનો કોઇ માનવી ભૂલો પડીને આ ધરતી ઉપર આવી ચઢ્યો હોય એવો ભાસ થયો

એમને વંદન કરીને, ઊભા ઊભા જ મારુ અહીં આવવાનું પ્રયોજન કહીને મે વીસેક મિનિટની મુલાકાત માટે વિનંતી કરી એ મારે ખભે હાથ મૂકીને મલકાતા કહે

'દીકરા, સમય તો નથી પણ તુ સારુ કામ લઇને આવ્યો છે એટલે થોડી વાતો જરૂર કરીશ સ્વાસ્થ્ય બરાબર નથી પણ તુ નચિંત રહે, તારા જવાબ બરાબર આપીશ ચાલ, આપણે અાનતાં જ વાતો કરીએ

આસપાસ અસખ્ય માણસો એમના દુન્યવી પ્રશ્નોમા અંતરપટ ખોલવાની મજા શી ? મે વિશેષ એકાંત માટે વિનંતી કરી ને એ એકાંત મળ્યુ ત્યારે જ મને ચેન પડયુ પોતાની પાસ આગ્રહ પૂર્વક ખાટલા ઉપર બેસાડીને મલિકજી કહે પૂછ દીકરા નિરાતે જે પૂછવુ હોય તે

ને મે પ્રશ્નો શરૂ કર્યા

(૧) આપના ઉપર કયા પુસ્તકનો સહુથી વધારે પ્રભાવ પડેલો ?

એમણે તરત જ જવાબ આપ્યો

'ગુરુદેવની ગીતાંજલિનો ગુરુદેવને હું પહેલી વાર મળ્યો એ સાથે જ મારામા કોઇ અજબ ફેરફાર થઇ ગયેલો ગીતાજલિનું એક એક કાવ્ય લઇને હુ દસપંદર દિવસ લગી એનું જ રટણ કર્યા કરતો અને એમાથી અર્થોની અનેક પર પરાઓ જડતી એની એક એક કવિતાની ભાવનાને મારા જીવનમાં ઉતારવાનો પ્રયત્ન હુ કર્યા જ કરતો મે શાસ્ત્ર કે દર્શન વાંચ્યા નથી એક આ વાચ્યુ બસ રગાઈ ગયો '

એમણે એકએક કવિતાના અર્થોની પર પરાની વાત કરી ત્યારે મને રસ્ય ગીતાજલિનુ એક વાકય યાદ આવ્યુ ' નાથ ! વિવેચકો મારા ગીતના હજાર હજાર અર્થ કરે છે ને તોય એનો છેલ્લો અર્થ તો તારા ચરણે શિર ઝૂકાવીને બેઠો હોય છે '

મે આગળ પ્રશ્ન શરૂ કર્યો

(૨) માણસને આરંભકાળથી જ સનાઢ સૂચનો, પ્રેરણા, માર્ગદર્શન, બોધ વગેરે મળતા જ રહે છે એ બધામાથી આપને વધારેમાં વધારે યાદ રહ્યુ હોય એવુ વાક્ય કયુ ?

પ્રશ્ન સાંભળી આંખ મીચીને એ ખૂબ ઊંડા વિચારમા પડી ગયા પછી તરત જ [આંખ મીચી રાખીને જ] કહે

'એક વાકય બરાબર યાદ આવે છે 'મન મત બન ? નાનપણમા એક ફકીર પાસે સાભળેલુ એ વખતે તો નહોતુ સમજાયુ પણ વય અનુભવ અને ચિંતન વધતા એનો અર્થ ઉઘડતો ગયો આનો અર્થ મે આવો તારવ્યો છે 'મનની પાછળ ન જવુ મનથી પર થવુ પછી બધુ જ એની મેળાએ સઝશે સ બુદ્ધિનો પ્રકાશ પથરાશે જ્ઞાન અને સ માર્ગ અંદરથી દેખાશે, સભળાશે

મારો ત્રીજો પ્રશ્ન દુઃખ વિશેનો હતો સર્વ પ્રકારે સુખી હોય એવો કોઈ માણસ જોવા નહી મળતો એટલે મે પૂછ્યુ

(૩) માનવીના દુઃખોનું કારણ શુ ?

તરત જ એમણે જવાબ આપ્યો "કર્મ" પછી થોડીવાર મૌન રહીને કહે

'બીજ એવો પાક ભગવાનનો આ અટલ નિયમ છે ભલે ને અજ્ઞાનવશ ખરાબ કર્મ કરવામા આવ્યુ હોય, એના કડવા ફળ આવવાના જ તો બીજો પ્રશ્ન થાય છે આમાં ભગવાનની કૃપા કરુણા કયા રહી ? આપણા કર્મના ફળ ભોગવવાની શક્તિ આપ ણને મળે એ જ આ કૃપા કરુણા ગત જન્મના કર્મની પીડા આ જન્મે ભોગવવી પડે છે એ અસહ્ય છે છતાં ખમાય છે કેમ ? એ શક્તિ આવી કયાથી ? ઇશ્વરકૃપાથી જ વળી ? અનુભવે મને આ સત્ય શીખવ્યુ છે

'કોની એક બીજી કૃપા પણ છે એ આપણને ઉપાડી શકાય એટલો જ બોજો આપે છે સહેજ પણ વધારે નહી આ જગતના દુઃખો ઉપરથી પણ આ સત્ય આપણને મળે છે એક કુટુમ્બ હતુ સંજોગ વશ એમને ગામ છોડવુ પડયુ બધા બહાર નીકળ્યા મજબૂત માણે વધારેમા વધારે બોજો ઉપાડયો માએ ગાસડી લીધી દસ વરસની દીકરીએ નાની પોટલી ઉપાડી ને ૭ વર્ષના હાથથા નાની ટબુડી જ આપી શક્તિ અને મર્યાદાને નજર સામે રાખીને આવા પ્રકારની ગોઠવણી કરવામા આવી દુઃખના ભારનું આવુ જ છે

આપણા યુગનો મોટામા મોટો શાપ છે શ્રદ્ધાનો અભાવ ઇશ્વરમા શ્રદ્ધાની વાત છોડો માનવીએ જેને અતિમૂલ્યવાન ગણી છે એવી વસ્તુ એમા પણ એની શ્રદ્ધા નથી રહી એટલે મે આ પ્રશ્ન પૂછ્યો

(૪) જીવનમા આસ્થા–શ્રદ્ધાનુ સ્થાન શુ હોઇ શકે ?

'બરાબર સમજી લઉ આસ્થા એટલે શુ ? Belief and faith એમ પૂછવા માગો છો ?' એમણે પૂછ્યુ

આસ્થાને મે શ્રદ્ધાનો પર્યાય મનાવ્યા એમણે તરત જ જવાબ શરૂ કર્યો

શ્રદ્ધા વિના માણસ જીવી શકતો નથી પછી એ શ્રદ્ધા કોઇ પુસ્તકમા હાય પોતાના વડીલમા હોય કે અથવા સાચી શ્રદ્ધા અંતરની ઊંડી છે એ દર્શનની વસ્તુ નથી શ્રદ્ધા અને જીવન બેય એક જ સિક્કાની બે બાજુ છે ઇશુ કહેતા તેમ આપણે બ્રહ્મચક્ષુ દ્વારા નહી શ્રદ્ધાચક્ષુ વડે જોઇને ચાલીએ છીએ ટૂંકમા અંદરની દૃષ્ટિ એટલે શ્રદ્ધા આ દૃષ્ટિ જેમ વિસ્તરતી જાય તેમ તેમ આપણી આસપાસમા વ્યાપેલા વિરાટની આરાધના કરવાની વૃત્તિ અને શક્તિ પણ વિકસતી જાય છે આપણી જે બાહ્ય દૃષ્ટિ છે એના દ્વારા જોવાથી તો માત્ર અનુમાન જ થઇ શકે છે પણ આ અંદરની દૃષ્ટિ–શ્રદ્ધા–જાગે ત્યારે તો તીરની જેમ સીધા કેન્દ્રે પહોચી જવાય છે કારણ કે એ બુદ્ધિના સ્થાનસમા મનની પારથી આવે છે માટે જ તો સાચી શ્રદ્ધા પરમ આનંદનુ કારણ બની રહે છે'

વિશ્વના સર્વ રોગોમા ચિંતાનો રોગ મને સહુથી વધારે ભયંકર ને હત્યારો લાગ્યો છે એટલે મે આગળ પૂછ્યુ

(૫) ચિંતાથી દૂર રહેવાનો ઉપાય કયો ?

મલ્લિકજીએ તરત જવાબ આપ્યો

'ચિંતા મને તમને બધાને રહે છે એ દૂર કરવાનો પ્રયાસ વર્ષો સુધી કર્યા પછી મને આ ખબર પડી છે ખાલી બેસો નહી મનને રોકાયેલુ રાખો ચિંતાનો બોજ વધવા માડે ત્યારે હાથના શ્રમનુ કામ લેવુ મને ચિંતા થવા માડે એટલે હુ કપડા ધોવા ઉપડી જતા કદીક ગીતા જેવિ વાચનો અથવા લાંબે સુધી ચાલી નાખતો રામનામ પણ ચિંતાનો સારો ઉપાય છે સત્સંગ પણ ઉપયોગી થાય મુદ્દાની વાત આટલી જ વિનોબાજી કહેતા તેમ ચિંતાને ચિંતનમા પલટાવી દો કોઇ સારી વસ્તુ જડી હોય તેનુ ભગવાનનુ સત્યનુ ચિંતન કરો ચિંતા મનનો બોજ છે અવરોધ છે મનથી પર થાઓ પર ન થવાય તો મોને રહે, બુદ્ધિ સ્થિર ન થાય છેક આટલી હદે ન પહોચવુ પડે એટલા માટે હાથને શ્રમ આપો આજના મનોવિજ્ઞાનમા આને શ્રમોપચાર કહે છે

બાપુના એક મિત્ર લંડનમા હતા એમને હૃદયરોગ થયેલો બાપુએ એમને રોજ રેંટિયો ચલાવવાનુ જણાવ્યુ એમનો હૃદયરોગ ક્યાર ચાલ્યો ગયો ટૂંકમા શરીરશ્રમ ચિંતામુક્ત કરે જ કરે

આ યુગ અનેક દુરણોથી ભરેલો છે અહિંસ એમનો વિચાર જાણવા મે પૂછ્યુ

(૬) વર્તમાન સંસારનુ મોટામા મોટુ દુરણ કયુ ?

થોડીવાર તો એ વિચારમા પડી ગયા પણ તરત જ કહ્યુ

ખુલ્લુમાઇ– અહંનુ પ્રદર્શન

આજનાં બધાં દૂષણોનું જન્મસ્થાન આ અહંતામાં છે બસ આટલું જ કહી એ ચૂપ થઇ ગયા પછી થોડીવારે પોતાની જાતે જ કહે

"માયાનો અર્થ સમજાય તો આ પ્રશ્નનો પૂરો જવાબ મળી જશે માણસે માયાની ફિલસૂફી નથી જાણી એટલે જ આ બધી અથડામણ છે મને માયાનો અર્થ બહુ અજબ રીતે સમજાયેલો એ વખતે હું કાશ્મીરમાં ભમતો હતો સાવ પાગલની જેમ પહેલ ગામ પાસે નદીને કાંઠે બેઠો હતો કોઇ માણસ ત્યાં નહોતું સાવ શાન્તિ હતી ત્યાં 'માયા' શબ્દ મારા મનમાં ઊગ્યો ને એ સાથે મારા અંદરથી ને બહારથી રીનસર મૈં આયા!' માયાનો ભેદ પકડાઇ ગયો જે કાંઈ દેખાય છે એની પાછળ આવો આ બોલનારા વસે છે કુદરતમાં એ છે માતાની, પત્નીના સહુના પ્રેમમાં એના પડઘા છે માયાનો અર્થ સહુને સમજાય તો બેડો પાર થાય'

આજકાલ વિદ્યાર્થીઓની ગેરશિસ્તનો પ્રશ્ન બહુ ઉકળી રહ્યો છે આ સંદર્ભમાં મે એમને પૂછ્યું

(૭) વિદ્યાર્થીઓ માટે આપ શો જીવનઆદર્શ સૂચવો છો?

એમણે કહ્યું

સ્વભાવ અને સ્વધર્મ પ્રમાણે આદર્શ નક્કી થાય મારો આદર્શ તમારો આદર્શ ન બની શકે વ્યકિત પ્રમાણે સહુના આદર્શ અલગ હોય કોઇને આદર્શ સાંગોપાંગ ન આપી શકાય જો કે એની પ્રેરણા થઇ શકે ખરી વળી એક જ આદર્શમાં સત્ય સંપૂર્ણ ભાવે વ્યકત પણ ન થઇ શકે છતાં અનુભવના આગણેથી મળેલી દૃષ્ટિના આધારે કહું કે જે આદર્શ મને મદદરૂપ થઇ પડે મારામાં સર્વોદયની વૃત્તિ જગાડે ને ખાસ તો સહુની સાથે એકતા સાધવામાં સહાયભુત થાય એવો આદર્શ મારા માટે કામનો અન્યનું પણ એવું જ ગણાવું છું

જગમાં આજ સુધી જેના માટે અનર્ગળ ચર્ચાઓ થતી આવી છે એવો પ્રશ્ન મે પૂછ્યો

(૮) જીવનમાં પુરુષાર્થ અને પ્રારબ્ધના સ્થાન વિશે આપ શું માનો છો?

"આવા પ્રશ્નો મે બુદ્ધિથી વિચાર્યા નથી પુસ્તકોનો શોખ પણ છેક પહેલેથી નહોતો થોડી સત્સંગની ટેવ ખરી પણ ખાસ તો એકાન્ત ચિંતન વધારે કરતો જીવનમાં મને જે કંઈ અનુભવો થયા એ બધાનું મારા સીમિત મગજ વડે પૃથક્કરણ કરતાં મને લાગ્યું છે કે પ્રારબ્ધ છે પણ એમાં અમુક હદ સુધી ફેરફાર થઇ શકે છે આવો મારો આજ સુધીનો અનુભવ છે ભવિષ્યે એ અનુભવમાં ફેરફાર થાય પણ ખરો

"જન્મ અને જીવન મને તો એક પૂર્વનિશ્ચિત માળખા [ Predestined frame ] દ્વારા સત્યનો જે અંશ પ્રાપ્ત કર્યો હોય એની શોધ વધારે ચાલુ રહે એટલા માટે નવા જન્મમાં નવા માળખામાં માણસને ગોઠવવામાં આવે છે આમાં એકતાન સમજવા જેવી છે અમુક નિશ્ચિત રસ્તે આપણે ચાલવાનું નક્કી થાય છે પણ પહોળા રસ્તામાં બે ડગલાં આમ કે તેમ ભરવા જેટલી મુકત ઇચ્છા આપણને આપેલી હોય છે એવું મને લાગે છે એટલે જ હું માનું છું કે પ્રારબ્ધ હોવા છતાં એમાં અમુક હદ સુધી ફેરફાર શકય હોય છે ખરો જો કે એનું કોઇ માપ ન આપી શકાય પણ પુરુષાર્થ પ્રારબ્ધમાં ફેરફાર થઈ શકે એવો અનુભવ છેલ્લા ચારેક વર્ષથી મારા મનમાં દૃઢ થવા માંડયો છે

'પ્રારબ્ધ પુરુષાર્થ' અને એમાં ભળેલો ઇશ્વરીય કૃપાનો અંશ આ ત્રણેનું સામંજસ્ય થાય એટલે જીવનના આજના કર્યને પૂર્ણતા મળે એવું મારાથી અનુભવાય છે પુરુષાર્થમાં પ્રેમ ભળે એટલે એનું પરિણામ બદલાઇ જાય છે એક જ કાર્ય દબાણ નીચે કે સ્વાર્થવશાત થતું હોય તો એ બાંધનારું નીવડે છે પણ પ્રેમવશ થયેલું કર્મ મુકત રહે છે, ને મુકત કરે છે

આજનું જગત વિનાશની ખાઈ તરફ જઇ રહ્યું છે એવું હવામાન ચારેબાજુ અનુભવવા મળે છે આ સંદર્ભમાં મે એમને પૂછ્યું

(૯) માનવજાતિના ભાવિ માટે આપ શું માનો છો?

મલ્લિકજીએ થોડી વાર આખ મીંચીને જવાબ આપ્યો

"બુદ્ધિથી દલીલ કરીએ તો તો એ બધુ અધારુ જ છે પણ વિશ્વાસ તો દિલની વસ્તુ છે જેણે આ જગત સર્જ્યું છે જેનું એક નામ છે પૂર્ણતા એના તરફ આખુ જગત સતત યાત્રા કરી રહ્યુ છે બહાર અધારુ દેખાય છે પણ અદરના પરદા પાછળ એ અધારુ નથી

"અધારે પડના વહેના જાગી ગયા હોઇએ ત્યારે રાત ઘણી લાબી લાગે છે પણ થોડી જ વારમા પૂર્વમા પ્રગટતા ઉષા કિરણો રાતને અતે અધારાનો અત સૂચવે છે જગતમા પણ ચારે બાજુ ઘોર અધકાર દેખાય છે વ્યક્તિગત કે સામુદાયિક જીવનના સર્વ ક્ષેત્રે અધકાર છે પણ પેલો શેર છે તેમ 'દર્દ કા હદસે ગુજરના હૈ, દવા હો જાના ?'–વ્યાધિ અતિશય વધી જાય છે ત્યારે એ ખુદ દવા બની જાય છે એમ આ અધકારભર્યા વિશ્વનું ભાવિ ઉજળુ છે એમ હુ તો વિશ્વાસથી માનુ છુ '

(૧૦) સામાન્ય માનવીને અને સમગ્ર માનવજાતને આપ સદેશ આપો તો ?

હસીને મલ્લિકજી કહે

સદેશ તો શુ આપુ ? માનવી એના મનને ને માનાને સમજે તો બસ છે અને ગમે એટલુ ભલે કમાય પણ માલિક પેલાને માને ને પોતાની જાતને એની મિલકતનો ટ્રસ્ટી માનીને ચાલે એ જરૂરી છે 'બધુ એણે આપ્યુ છે' એમ સમજવુ માત્ર જાત માટે જ ઉપયોગ કરીને એનુ અપમાન ન કરવુ ગુરુદેવ અને વિનાબાજી જેવી લોકોત્તર લોકસગ્રહી દષ્ટિ કેળવવી ઇશાવાસ્ય ઇદ સર્વમ–આ બધુ એનુ છે આપણને માલિક નહી, ટ્રસ્ટી છીએ, એ ભાવ સર્વદા રાખીને જીવનના સર્વ વ્યવહાર ચલાવવા તો સાચા સુખ શાતિ અને સતોષપૂર્વક જીવાશે '

જીવન અને જગતને કયા સીમા છે તે આવા પ્રશ્નોને સીમા હોય ? પણ રાતના દસ વાગવા આવ્યા હતા પછી મો એક માણસો એમના સત્સગની રાહ જોતા બેઠા હતા એટલે નવા પ્રશ્નો તો મે ન પૂછ્યા પણ એક વિનતી કરી

"આ નોટમાં આપની કોઇ અનુભવવાણી ઉતારી આપોને ?"

ક્ષણભાર ભાવમગ્ન થઇ જઇને એમણે મારી નોટમા લખ્યુ

'પ્રભુ છે આ સત્યનુ ભાન મને જીવનમા કેવળ પવિત્ર પ્રેમ દ્વારા થયુ છે '

ગુરુદયાલ મલ્લિક

ઇ ટરવ્યુ – અતરવ્યુ – પૂરો થયો થોડી પળો પ્રગાઢ મૌનમા વીતી વિદાય વખતે ઊભા થઇને એમનો ચરણસ્પર્શ કરવા ગયો તો એમણે મને પ્રેમથી ગળે જ લગાવી દીધો ને માથે હાથ ફેરવતા જાણે સ્થિર થઈ ગયા એ ફુમાશ, એ ભીનાશ, અતરની એ અમૃતધારા !

વિદાય લઇને દસ વાગે આશ્રમમાંથી હુ પાછો વળતો હતો ત્યારે આકાશ ફાર વરસાવી રહ્યુ હતુ સુસવાટા વાયરા ફૂકાતા હતા નવલખ તારના મેળામ મળીને અગોચરની આ તી ઊતારતા હતા આટલી ઠડી વચ્ચેય અતરમા આસ્થા અને જીવનશ્રદ્ધાની એવી તેજોમય જ્યોતિ ઝિલમિલ થતા માડી હતી કે એની ઉષ્માથી અતર ઉભરાઈ રહ્યુ

એ ફિરસ્તા–ઈન્સાન પામેથી મને જિદગીનુ નવુ પરિમાણ મળી ગયુ આજ એ રોશની જગતમા રમતી કરીને સતોષ માણુ છુ

ઝેનની ભાષામા કહુ તો અનેક શબ્દો મૌનને વ્યક્ત કરતા હોય છે ને મૌનમા શબ્દના જ રણકારા હોય છે મલ્લિકજીનુ જીવન એવુ મૌન વાણીમય હતુ એ મહામનિષી હતા, સસ્કૃતિ શિખર હતા, મૂર્ધન્ય માનવ હતા મરમી જીવ હતા, હાસિદી રાબ્બી, ઝેન સાધુ અને સૂફી ઓલિયાની જીવત ત્રિમૂર્તિરૂપ હતા, મૌનના માણીગર હતા હતા, હતા, હતા હવે નથી ?

શુ બોલુ ? અસ્તિત્વની એક એવી આરતી એ મુકતા ગયા છે જેની જ્યોત નિરતર ઝળહળતી રહેશે શબ્દને પાર જનારાને શબ્દોના સાથિયા કેટલો ન્યાય આપશે ?

મહાસાગરમા મળી ગયેલી એમની જીવનગગાની આછીય અજલિ આપણા હૃદયકુભમા ઝીલાય તો બસ . આયખુ ઉજ્જવળ થઈ જાય

# સાધકનો સૂર

ઉપેન્દ્ર પંડયા

રવીન્દ્રનાથની યાદ આપતી આછી ફરફરતી હિમધવલ દાઢી, વિશાળ મસ્તક પર પથરાયેલા આછા શ્વેત કેશ, ભવ્ય લલાટ, અંતર્લીન ભાવભીનાં ચક્ષુઓ, સફેદ વસ્ત્રોમાં શોભતો બેઠી દડીનો ઘઉંવર્ણો દેહ; મલ્લિકજીનું વ્યક્તિત્વ પહેલી જ નજરે, કંઈએ કર્યા વિના, આગંતુકનો અજંપો ને આકૂળતા હરી લે છે. સમગ્ર મનોમુદ્રા જ શાંતિની, સંપૂર્ણ સંવાદિતાની. એમના હૃદયમાંથી નીતરતી નમ્રતા, ઋજુતા ને ઊંડી નિષ્ઠા—આ ત્રણે લક્ષણો એકી સાથે બહુ ઓછાં જોવા મળે છે, ભક્તજનોમાં પણ બહુ નહિ, એમનામાંયે ક્યાંક ક્યાંક હર્ષ, આત્મોદ્રેક ઉછળી પડે છે પણ મલ્લિકજીને જોતાં જ, 'ગુણી ચ ગુણરાગી ચ વિરલ: સરલો જન:' એ પંક્તિ સહેજે યાદ આવી જાય

આ બુઝર્ગ અવસ્થામાંયે મલ્લિકજી એટલા જ તત્ત્વજિજ્ઞાસુ છે, એટલા જ પ્રેમપરવશ છે. નાનકડી સંગીતની મહેફિલમાં એમને આમંત્ર્યા હોય, એ કેન્દ્ર-સ્થાને હોય, ત્યાંયે અતિ વિનમ્રભાવે, પોતાનાં વ્યક્તિત્વને સાવ નેપથ્યમાં મૂકી દઈ, એ શાંત શ્રોતા બની રહે છે. સાધનાલીન સાધકના જેવા નિર્મળ, પરમ પ્રભુભક્તના જેવા આર્દ્ર ને ભાવુક ને બાળક જેવા નિર્દોષ ને મુગ્ધ, કંઈ પણ સુંદર, સાત્ત્વિક કે શ્રેયસ્કર જોઈ હરખી ઉઠી જે કંઈ ઊણું અધૂરું છે તેનેય અદકું માનનાર મલ્લિકજીનું વ્યક્તિત્વ પરમ ઉદાત્તતા ને શુચિતાની મહેકવાળું વાતાવરણ રચે છે.

રવીન્દ્રનાથની 'ગીતાંજલિ' ને કેન્દ્રમાં રાખી, ટાગોરની ભાવસૃષ્ટિ એમના વ્યાખ્યાનમાં એમણે આબાદ ખડી કરી. જીવનને મૃત્યુનો મહિમા, પરમ પ્રભુનો મહિમા, માનવજીવનની મહત્તા ને ગંભીરતા, ભારતીય સંસ્કૃતિની રગરગમાં વ્યાપેલી ઊર્ધ્વાભિમુખ આધ્યાત્મિકતા આ બધું એમણે સુંદર રીતે ચિત્રિત કર્યું. ઝરમર ઝરમર મેઘ-ધારા મંદ મંદ વરસતી હોય એવી, કદીક તો અતિ મંદ કદીક જ ઊંચો સૂર કાઢતી, ભાવાનુસારી આરોહઅવરોહવાળી એમની ગંભીર મંગલ પ્રાસાદિક વાણી, વચ્ચે વચ્ચે પથરાઈ જતું અખંડ મૌન, એ મૌન દ્વારાયે શ્રોતાઓના હૃદય સાથે રચાઈ જતો સેતુ, એમના હૃદયમાંથી રણકી ઉઠતી શ્રદ્ધા, એમનું ભવ્ય વાર્ધક્ય—સમગ્ર વક્તવ્યમાં, સમગ્ર વાતાવરણમાં ચૈતન્યનો, કોઈ નવીન જ ઝંકાર રેલાવી ગયું...ગુજરાતી ભાષા પર એમનો કાબુ એકંદરે પ્રશસ્ય ગણાય તેવો છે

રવીન્દ્રનાથ પાસે, અંતેવાસી બનીને, મલ્લિકજી લગભગ બાવીસ વર્ષ રહ્યા, પણ એમાં ભાગ્યે બાવીસ વાક્ય રવીન્દ્રનાથ સાથે બોલ્યા હશે! કેમ? મનમાં એમ હશે કદાચ, કે 'આવી મહાન વિભૂતિનો કીમતી સમય મારાથી કેમ લેવાય?' રવીન્દ્રનાથ જે કીમતી કાર્ય કરી રહ્યા છે, તેના મૂક દ્રષ્ટા કે સાક્ષી બનવું. તાનપુરાની જેમ તાન પુરાવવી, ચુપચૂપ અંતરમાં પ્રેરણા ઝીલવી ને એમનો અમૂલ્ય વારસો વેડફાવા ન દેવો, બને તેટલો જીવતો રાખવો,-આવી દૃષ્ટિ હશે? હશે કદાચ. પણ રવીન્દ્રનાથની સાથે વાતો ન કરવામાં એમનો અમૂલ્ય સમય ન લેવામાં, એમની દૃષ્ટિ મુખ્યત્વે તો આ હતી-એમની સાથે મારી જે વાતો હોય તે તો મનની ભૂમિકા પરની હોય, જ્યારે એમની ભૂમિકા તો પ્રજ્ઞાની કક્ષાની, અતિમનસ્‌ની છે, તેથી એમની સાથે તો મૌન દ્વારા હૃદયાનુસંધાન સધાય એ જ વધુ યોગ્ય

મલ્લિકજીના મધુર અવાજથી રવીન્દ્રનાથ ખૂબ આકર્ષાયા. સંગીતનું રીતસરનું જ્ઞાન મલ્લિકજીને મળે તો એમનો કંઠ કેટલો મોહક બની રહે. એ વિચારે રવીન્દ્રનાથે સંગીત શિક્ષણની વ્યવસ્થા કરી. થોડા વખત પછી ઉસ્તાદ કહે, 'મલ્લિકજી, આ ભવે તો શું આવતે ભવ પણ સંગીત શીખી શકશો નહિ' રવીન્દ્રનાથને એ વખતે શું થયું હશે તે તો એ જ જાણે પણ મલ્લિકજી જેવાના મધુર કંઠે પણ રવીન્દ્રનાથ પોતાના ગીતને જુદી ઢબે ગવાતું સાંભળતા ને દુખી દુખી થઈ જતા. 'મારા ગીત તારે કદી ન ગાવાં' એમ રવીન્દ્રનાથે

એકવાર સંઘર્ષ મંત કરી; ને 'મલ્લિકજીએ તેથી જ તે દિવસથી પ્રતિજ્ઞા કરી 'છે, હવેથી આર્પનું ગીત કદી નહી ગાઉં.' આ પ્રતિજ્ઞા જિંદગીભર પાળનારનો સંયમ ને વેદના પણ કેવા અસાધારણ હશે ? કવિની કવિતાનો પ્રાણ જેમાં પૂરેપૂરો ન ઝિલાય, એ સંગીત ગમે તેવું હોય, પણ રવીન્દ્રનાથની દૃષ્ટિએ તો કવિનો શત્રુ જ બની જતું. એવે પ્રસંગે રવીન્દ્રનાથનો પુણ્ય પ્રકોપ પણ કંઇ કારમો બની જતો. પોતાનાં ગીતો વિશે એમણે જ ક્યાં નથી કહ્યું: 'ગીતોમાંથી હું જે વસ્તુ, પ્રગટ કરવા માગતો હતો, તે તો મેં કોઈના પણ કંઠમાંથી પ્રગટ થતી જોઈ નહિ. મારે જો કંઠ હોત તો કદાચ હું સમજાવી શકત કે મારા મનમાં શું છે.'

*

વર્ષાન્તે વિદાયવેળા એક બહેન મલ્લિકજીના હસ્તાક્ષર લેવા આવ્યાં. એમની ઈચ્છા મલ્લિકજી દ્વારા રવીન્દ્રનાથના હસ્તાક્ષર પણ મેળવવાની હતી. મલ્લિકજીએ બહેનને કહ્યું: 'હસ્તાક્ષર તમે જાતે જ જઈને માગો ને મળશે. પ્રભુને પામવામાં કોઈની દલાલી ન ચાલે, તેવું જ ગુરુશિષ્યના સંબંધનું યે છે.' ને પોતે હસ્તાક્ષર આપતાં, તે વખતે હવામાં જે, ચલણી સૂત્ર ગુંજતું હતું તે લખ્યું, 'નો ધાયસેલ્ફ' 'તારી જાતને પૂરી પિછાન.' રવીન્દ્રનાથે મલ્લિકજીના હસ્તાક્ષર જોયા ને પોતાના હસ્તાક્ષર આપતા માર્મિક રીતે લખ્યું, 'ફરગેટ ધાય-સેલ્ફ' 'તું તારી જાતને વીસરી જા.' પોતાની જાતને પિછાનવામાં માણસ વધુ આત્મરત, અહંભાવી, અહં-કેન્દ્ર બની જાય કદાચ, એવો રવીન્દ્રનાથને ભય હશે ને તેથી તેમણે આત્મવિલોપન દ્વારા આત્મશોધનની વાત કરી હશે? 'સેલ્ફ–ફુલફીલમેન્ટ થ્રુ સેલ્ફ–ઈફેસ-મેન્ટ.' ટાગોર અન્યત્ર પણ કહે છે: 'પરિચય પામ્યો પોતાનો આઘાતે આઘાતે વેદના–વેદનાએ : સત્ય છે કઠોર. કઠોર થકી કરી પ્રીતિ–એ કદી નવ જાય છેતરી' આ માર્મિક લખાણમાં રવીન્દ્રનાથનું વિનોદી વ્યક્તિત્વ પણ કેવું પ્રકાશી ઊઠે છે!

*

પ્રતિવર્ષ માઘોત્સવ–પ્રસંગે રવીન્દ્રનાથ આશ્રમવાસીઓ સમક્ષ પ્રવચન આપે. પોતે દેશમાં ક્યાંય પ્રવાસ કરતા હોય, પણ આ પ્રસંગે તો આશ્રમમાં અચૂક પાછા આવી જાય. એકવાર માંદગીને કારણે એ પ્રવચન ન આપી શક્યા ને એ કામ એમણે મલ્લિકજીને સોંપ્યું. ભલભલા અધ્યાપકોને મૂકીને, આ કામ પોતાને સોંપાયું તેથી મલ્લિકજીનાં ક્ષોભ અને સંકોચનું તો પૂછવું જ શું? ગુરુની આજ્ઞાનો અનાદર કેમ થાય? પણ ત્યારે એમની કક્ષાએ તો શી રીતે પહોંચાય? ને તેથી, પ્રવચન જો સંતોષકારક ન નીવડ્યું તો...આવી દ્વિધા ચાલતી હતી. છેવટે મલ્લિકજી તો બધું ખંખેરી નાખી, દૂર દૂર ઘૂમવા નીકળી પડયા; કંઇ કરતાં જો કુદરતનો કાનમાં સંદેશો મળી જાય ને કંઈ સૂઝી જાય તો! છેવટે પ્રવચન તો થઈ ગયું. બીજે દિવસે મલ્લિકજીને ગુરુદેવે બોલાવ્યા. મનમાં તો ભારે વિમાસણ 'શું હશે? શું કહેશે? મારો માલિક મને ઠપકો આપશે? ઠપકો યે ભલે આપે, પણ અરેરે, એ મને ક્વચિત જ કામ સોંપે, તેયે હું ન કરી શક્યો ને એમને મે નિરાશ કર્યા?' પણ ગુરુદેવે જ્યારે એમને અભિનંદનથી વધાવી લીધા ત્યારે મલ્લિકજીએ જે ધન્યતા અનુભવી એ ગુરુદેવના પરમ પ્રસાદરૂપ બની ગઈ.

એ શી વર્ષે, ઈ. સ. ૧૯૪૧માં રવીન્દ્રનાથની આ 'સેન્ટીનલ ઓફ ધી ઈસ્ટ' પૂર્વના સંત્રીની આખરી વિદાયવેળા આવી પહોંચી. નિકટના આત્મીયજનોને રવીન્દ્રનાથ એમના છેલ્લા દિવસોમાં પોતાની પાસે બોલાવતા ડૉક્ટરોએ એમને બહુ શ્રમ ન પડે માટે બોલવાની લગભગ બંધી કરી હતી. એ દિવસોમાં એકવાર અચાનક મલ્લિકજીને ગુરુદેવે બોલાવ્યા. મલ્લિકજીને ફાળ પડી. "શુ હશે? આવી નાજુક પળોમાં મને તે શું કહેવાનું હશે? હું 'હાજર જનાબ' કહીને મારા એ માલિકની પાસે તો ઊભો રહીશ. પણ મારા જવાબથી એમને શાતા વળશે?" એ તો ગયા ને રવીન્દ્રનાથ ગદ્‌ગદ્ કંઠે બોલ્યા: 'ઘણા અફસોસ સાથે આજે હું એકરાર કરું છું. મે બધાને મારી કૃતિઓ, પુસ્તકો, જે કંઈ મારી પાસે આપવા જેવું હતું તે આપ્યું છે. રે, તને જ —મેં કંઈ નથી આપ્યું.' ને મલ્લિકજીનો પૂજ્યભાવ પરિસીમાએ પહોંચ્યો, 'અરે પ્રભુ, તમે મને તમારો કરીને રાખ્યો,

નભાવ્યો, નવાજ્યો, એ શું ઓછું છે કે મારે એથી કંઇએ વિશેષની ખેવના હોય ? ના, ગુરુદેવ, તમે તો મને તમારું સર્વસ્વ આપ્યું છે. નદી વહે છે, મેઘ વરસે છે, સૂર્ય–ચંદ્ર પ્રકાશે છે, ત્યારે એ કંઇ થોડું જ જોવા બેસે છે કે કોણે કયાં કેટલું ઝીલ્યું છે, કોને કેટલું મળ્યું છે. કયાં કેટલું ખૂટે છે ? એમનો આનંદ તો વરસી જવાનો, વહેંચાઈ જવાનો, વિતરણનો છે. આપે એ જ ધર્મ બજાવીને મને ધન્ય કર્યો છે ગુરુદેવ !'

બાવીસ વર્ષ ગુરુદેવના સતત સાન્નિધ્યમાં રહી, ગુરુદેવ પ્રથમ પ્રભાતે ઊઠે તે પહેલાં ચૂપચાપ તૈયાર થઈ, ઈ. સ. ૧૯૨૦ની જુલાઈના શરૂઆતના ત્રણ માસમાં એમના સાધનાખંડની પાછળ એમને ખબરે ન પડે તેમ પરમ ભાવુકતાથી નિયમિત બેસી, ગુરુદેવના ધ્યાન–દર્શનમાં લીન બનનાર મલ્લિકજીની સાધના કેટલી ભાવનામય ને તપસ્યા પૂર્ણ હશે? આ દર્શન પ્રસંગે મલ્લિકજીને એકવાર અલૌકિક અનુભવ થયો થોડા વખત માટે જાણે આસપાસનું પાર્થિવ આવરણ ખસી ગયું ને તનમનથી ઊર્ધ્વ, જે પેલી પારનું પરમ જગત છે, તેની વિરલ અનુભૂતિ થઈ. આત્માની દિવ્યતાની પણ અજબ પ્રતીતિ થઈ. રવીન્દ્રનાથે લખ્યું છે કે વાંસળીવાળો જાતજાતની વાંસળી બનાવે છે ને દરેક જુદી જુદી રીતે વાગે છે પણ કોણ જાણે કેમ, એમાંની એકબે વાંસળી કંઈ કમાલ બની ગઈ હોય છે એમાં બધું જ બરાબર, બધું જ માપસર હોય છે. લાકડાનું માપ, અંદરનાં વેહ, એનું પોલાણ, બધું જ બસ નમૂનેદાર. બંસીવાળો વાંસળી તો તરેહતરેહની વગાડે છે પણ એને પેલી કમાલ વાંસળી વગાડવાનું જ સૌથી વધુ ગમે છે. વિધાતાએ પણ માણસ વિશે કંઇ એવું જ કર્યું જણાય છે. આપણે કહીશું. રવીન્દ્રનાથ વિધાતાની એવી કમાલ વાંસળી હતા. એવી કમાલ વંસળી બનવાનું સદ્‌ભાગ્ય બધાનું તો ક્યાંથી હોય ? પણ એવી કમાલ વાંસળી સાંભળનારે બડભાગી બની જતો હોય છે. મલ્લિકજીએ વિધાતાની એવી કમાલ વાંસળીના સૂર વર્ષો પર્યંત સાંભળ્યા છે ને નમ્ર સાધકની અદાથી પોતાના જીવનમાં ઝીલ્યા છે, એ સદ્‌ભાગ્ય નાનુંસૂનું નથી. એ કમાલ વાંસળી તમારે સાંભળવી છે ? તો રવીન્દ્રનાથની ઉત્તમ કૃતિઓનો આસ્વાદ લો, ને હા, મલ્લિકજીને સાંભળો. એમની ઉચ્ચારવામાં તમને પેલી કમાલ વાંસળીનો સૂર સંભળાશે.

*

# तेरी कृपा ही मेरो आधार।

[અમેરિકામાં પેન્ડલહિલમાં મળેલી સેમિનારમાં એક દિવસ Gilt and Grace–પાપ અને ઇશ્વરનો અનુગ્રહ–એ વિષય ઉપર ચર્ચા–વિચારણા થતી હતી. પરંતુ બધા કોઇ ખાસ નિરાકરણ પર આવી શકયા નહોતા. એટલે હમેશના નિયમ મુજબ બધા થોડો વખત મૌનમાં શાંત બેસી રહ્યા. તે વખતે અંદરથી મને આ લીટીઓ સ્ફુરી અને એની ધૂન હું પાંચ મિનિટ સુધી બોલતો રહ્યો. એ ધૂન પૂરી થતાં બધાને એમ લાગ્યું કે પોતાના મનનું કંઇક સમાધાન થયું છે. એ લોકો આ કડીનો અર્થ સમજતા નહોતા, એટલે મને એને અંગ્રેજીમાં સમજાવવાનું કહ્યું અને એનો અર્થ જાણતાં એ લોકોને લાગ્યું કે આ ભાવ જ આખી ચર્ચાના નિચોડરૂપ છે.]

तेरी कृपा ही मेरा आधार ।
तेरी कृपा ही मेरा आहार ।
शुक्र हो तेरा हजार बार ॥

*God's grace is my sole support,*
*God's grace is my sole sustenance,*
*A thousand times*
*heartfelt thanks, therefore,*
*to Him —to Him*

—ગુ. મ.

# ફિરસ્તા, પ્રભુના બંદા અને મલ્લિકજી

બબલભાઈ મહેતા

મલ્લિકજીને મેં માત્ર જોવા જ નથી, પણ અનેક વખત મળ્યો છું. અને એ મને ભેટી પડયા છે અનેક વખત. મને એ ફિરસ્તા જેવા લાગ્યા છે. પ્રભુના બંદા હોય એવા! પ્રેમ એ જ એમનો દેવ હતો. એકે એક માણસની સાથે ભેદભાવ વિનાનો પ્રેમ!

અને બીજી ચીજ જે એમનામાં મેં જોઇ તે એમની સમતા. ગમે તેવો પ્રસંગ આવે, પણ એમનું સમત્વ કાયમ.

છેલ્લા છેલ્લા તેઓ જ્યારે અહીં આશ્રમમા બધાને મળવા આવ્યા તે દિવસે, આજે હું અહીં જેમ અકસ્માત આવી ગયો છું તેમ આશ્રમમાં અકસ્માત આવી ચડયો હતો. હું જોતો કે એ ચાલી શકે તેમ ન હતા, બોલી શકે તેમ ન હતા, અને છતાં યે એરોપ્લેનમાં આવ્યા. બેઠા લગભગ પોણો કલાક સુધી. થોડુંક બોલ્યા. થોડુંક ગાયું પણ! અને વધુમાં ત્યાં આવેલી એકે એક બહેનને એકેકું પુષ્પ આપ્યું ને એ પુષ્પ આપતા આપતા જાણે પોતે સંદેશો આપી દીધો!

ત્યાર પછી પંદર દિવસમાં તો સાંભળ્યું આપણે કે એ વિદાય થયા. અને મેં દત્તુભાઇની પાસેથી જાણ્યું કે છેલ્લી ઘડી સુધી કહે છે 'દવા તો મારે કાંઇ જોઇતી જ નથી આ (માંદગી) ઇશ્વરનો એક પ્રસાદ છે, જેમ કોઇ મીઠી ગોળી આપે તેમ આ કડવી ગોળી આપે છે, તે પણ હું ભોગવું.'

અને છેલ્લી ઘડી સુધી જે કોઇ મળવા આવ્યું, તેના તરફ જરાય તે અભાવ નહીં. જેટલી શક્તિ, જેટલું ભાન, એ દિવસો દરમ્યાન રહ્યું, એ વખત દરમ્યાન એમણે બધાયને આવવા દીધા, સાંભળ્યા, એકાદ શબ્દ—એકાદો ભાવ વ્યકત કર્યો અને બહુ જ શાંતિથી, પ્રસન્નતાથી, ભજનો સાંભળતા સાંભળતા એ ચાલ્યા ગયા!

મને એમ થયું કે આ એમની સાધનાનું પરિણામ છે. જીવનભર જે સાધના કરેલી તેમાંથી જ આ ભકિતનું, આ પ્રેમનું જે એક વહેણ હતુ તે જ તેમના જીવન મારફત વ્યકત થતુ હતું.

એમણે આ સૂફીઓ અને ઓલિયાઓની બધાની વાતો સાભળી છે. મને તેમનામા તેવો એક સાચો ઓલિયો દેખાયો!



[મારી દ્રષ્ટિએ તો મનુષ્યનું જીવન ત્યારે જ સફળ થાય જ્યારે લોકો તેને તેની પોતાની ખાતર જ જેવો તે છે તેવો સ્વીકારવામાં આવે—જેવી રીતે મા પોતાના બાળકને જેવુ છે તેવુ સંપૂર્ણ રીતે સ્વીકારી લે છે. ક્વેકર લોકોની ભાષામાં કહું તો—]

*I am waiting patiently to be loved for 'that of God' in me.*

—મારામાં 'જે કંઇ ઇશ્વરનું છે' એ ખાતર મને લોકો ચાહતા થાય એની ધીરજપૂર્વક રાહ જોતો હું બેઠો છું.

—ગુ. મ.

# "ગુરુદેવ ખરેખર શું ઇચ્છતા હતા ?"

ગુરુદયાલ મલ્લિકજી
અનુ૦ પ્રા. પ્રતાપ જ. ટોલિયા

અહીં આવવાથી મને વિશેષ આનંદ થાય છે. એક જ કારણે કે હું અહીં આપ સૌ સાથે મળીને મારા ગુરુદેવના ચરણોમાં પ્રણામ પહોંચાડી શકીશ. કહે છે કે કોઈમાં શ્રદ્ધા રાખીને કોઈને યાદ કરીએ તો એક વિશેષ રૂપે તેમના આશીર્વાદ પ્રાપ્ત થાય છે

એવું થયું છે-એક પળને માટે આજ પણ, અહીં પણ એવી અનુભૂતિ થઇ છે. ગુરુદેવ ઊભા છે સામે ખૂણામાં. કહે છે: "જો આવ્યા છો મને મળવા તો એક જ પ્રકારે મને મળી શકશો, જાણી શકશો– સંગીત દ્વારા, ભજન દ્વારા ..!"

તેથી આ કાર્યક્રમ એક બે ભજન પૂરતો નહીં પણ સારોયે જ જો સંગીતનો કાર્યક્રમ હોત તો ગુરુદેવને ખૂબ શાંતિ, પ્રસન્નતા મળત. ગુરુદેવ સદાયે કહેતા:

"જ્યારે પણ મારી પુણ્યતિથિ ઉજવો, ત્યારે તે સંગીત દ્વારા ઉજવજો !"

× × ×

હવે આવું મુખ્ય વાત પર, "કે ગુરુદેવ ઇચ્છિતા શું હતા ?"

આ તો ગુરુદેવ જાણે અને ગુરુદેવના પણ ગુરુદેવ જાણે કવિ જ કવિને ઓળખે છે ને? મને તો એક લાખ જન્મ બીજા લાગશે–ગુરુદેવને ઓળખવા માટે ! પણ ગીતાંજલિનાં બે ચાર ગીતો પરથી ગુરુદેવના જીવનનો મર્મ સમજવાની ચાવી મળી જતી લાગે છે.

તો ગુરુદેવ ઇચ્છિતા શું હતા? ઉપનિષદોના વિચારો અને બાઉલોની મસ્તી - સ્વીકારવા ઉપરાંત તેઓ આ પણ કહેતા હતા કે:

"બુદ્ધ ભગવાન જે ઇચ્છતા હતા તે હું પણ ઇચ્છું છું. !"

૩૦–૩૫ વર્ષ પહેલાં એક બંગાળી પત્રિકાના સંપાદકે વિદ્વાનોને પાંચ-દસ પ્રશ્નો પૂછ્યા હતા. ગુરુદેવને પૂછેલા પ્રશ્નોમનો એક પ્રશ્ન આ હતો.

"who is your master ?" (આપના ગુરુ કોણ ?)

જવાબ આપ્યો હતો ગુરુદેવે: "Buddha" (બુદ્ધ) એટલે ગુરુદેવ એ ઇચ્છતા હતા જે બુદ્ધે કહ્યું હતું– મૈત્રી ધર્મ ! વધુ ઊંચે ન પહોંચી શકીએ તો આપણે મૈત્રી તો કરી શકીએ છીએ. એટલે ગુરુદેવ ઇચ્છતા જ રહેશે કે બુદ્ધનો મૈત્રીધર્મ આપણે જીવનમાં ઉતારીએ.

બીજો પ્રશ્ન: "Who is your hero in life ?"

(જીવનમાં આપનો આદર્શ કોણ રહ્યું છે ?)

'Ram Mohan Roy' (રામમોહનરાય) જવાબ મળ્યો.

ગુરુદેવે જેમ આધ્યાત્મિક જીવનમાં પોતાના પિતાને, તેમ રાષ્ટ્રીય સામાજિક જીવનમાં રાજા રામમોહનરાયને પોતાના આદર્શ તરીકે સ્વીકાર્યા હતા રામમોહનરાય...! મહાન સુધારક, આધુનિક ભારતના એક સર્જક અને ભારતને વિદેશો સાથે જોડનાર એક સાંસ્કૃતિક એલચી !

તો આપ સૌ પણ રામમોહનરાયનો આદર્શ આપની સામે રાખજો. યુવાનોને જોઇને મારી એક જ આશા, ઇચ્છા, પ્રાર્થના રહે છે કે "જે અમે ન કરી શકયા તે આપ કરજો."

બીજું શું ઇચ્છતા હતા ગુરુદેવ ?

કલા અને સંગીતને ગુરુદેવ જીવનની સાધનામાં બહુ ભારે મહત્ત્વ આપતા હતા. એટલા માટે તો ૧૯૦૧માં

શાન્તિનિકેતન ખોલતી વખતે જ લોકોના પરિહાસ છતાં તેમણે સંગીત–કલાનું શિક્ષણ શરૂ કર્યું હતુ

કલા–સંગીતને આ મહત્ત્વ ગુરુદેવ એક વિશેષ કારણે આપતા હતા કલા અને સંગીતમાં કંઇક એવુ રહસ્ય છે કે જેથી એકતાનો ભાવ જલદી ઉત્પન્ન થઈ જાય છે ઉત્તમ ચિત્રના દર્શનથી કે ઉત્તમ સંગીતના શ્રવણથી માણસ પોતાનું 'હું પણુ" ભૂલી જાય છે જ્યા આપણે પોતાનું અનગ અસ્તિત્વ ભૂલી જઇ બીજા સાથે એકતાનો અનુભવ કરીએ છીએ ત્યા આપણે ઈશ્વરના રાજ્યમા પહોંચી જઇએ છીએ સિતાર વગાડનારો ઉસ્તાદ સિતાર વગાડતી વખતે પોતાને ભૂલી જાય, ગાયક કે નૃત્યકાર પણ ગાતી– નૃત્ય કરતી વખતે પોતાને ભૂલી જાય અને સાભળનારા જોનારા પણ પોતાને ભૂલી જાય તો તે સંગીત સાર્થક થયુ ! આવી તલ્લીનતા એ જ સંગીતનો પ્રાણ છે એ ગીત શુ કે જ્યારે ગાયક જોતો રહે કે પેલી બાજુથી કોણ તાળી વગાડે છે ! ખરેખર એ સાચુ સંગીત નથી

એટલે કલા– સર્જન સમયે પોતાની જાતને ભૂલી જવાય એ મહત્ત્વનું છે જ્યારે પોતાને ભૂલ્યા, ત્યારે જ પોતાને ઓળખ્યો ! આ તો ઊંધી રીત છે ને ! આવી ઊંધી રીત આપ અને હું સૌ આપણા જીવનમા ઉતારીશુ તો ગુરુદેવ અને ગાંધીજીના આશીર્વાદ આપણને મળશે આમ સંગીત અને કલા ગુરુદેવની એકતારૂપી જીવન– સાધનામા કેટલા ઉપયોગી હતા તે જોઈ શકાય છે

પછી ગુરુદેવને પૂછવામા આવેલુ

'Which dress is the best ?" પોશાક સારો ?)

તેમણે જવાબ આપેલો

That dress is the best which makes you less Self–cultured' (એ કે જે તમને વધુ આત્મસંયત બનાવે !) અને છેવટે તેમને પૂછાયેલુ–

'What is your greatest virtue?' (તમારો સૌથી મોટો ગુણ કયો ?)

"Inconsistency' (પોતાની જાત યા જગત સાથે વિસંવાદિતા જવાબ અપાયેલો

And what is your greatest weakness ?' (તમારી સૌથી મોટી નિર્બળતા કઇ ?)

"The same' (તે પણ એ જ)

જીવનનો સાધક કોઇ પણ વસ્તુને વળગી રહેતો નથી કોઈ પણ વાતને પકડી રાખતો નથી. એ પકડી રાખે છે ઇશ્વરને એ તૈયારી રાખે છે પોતાનો દષ્ટિકોણ સુધારવાની ગુરુદેવના જીવનમાં સંવાદીપણાનો સુમેળનો ગુણ હતો તે એ અર્થમા કે તેઓ પોતાના સ્પષ્ટ દર્શનને વળગી રહેતા, પણ જ્યારે આગળનું દર્શન તેમને થતુ કે એ મૂકી એઓ આગળ વધતા બીજાનું સ્વીકારવા, બીજા સાથે એક થવા તેઓ તત્પર રહેતા આ પ્રકારની અનુભૂતિ તેમને મળ્યા પછી તેઓ જાણે બદલાઈ જ જતા

૧૬ વર્ષની ઉંમરે એક વખત તેઓ કલકત્તામાં પોતાના ઘરની અગાશી ઉપર ઊભા ઊભા સૂર્યોદય દર્શન કરી રહ્યા હતા અને તેમને થયુ 'આ તો માત્ર રવિ, અને હું તો રવિ પણુ ઇન્દ્ર પણ, ઠાકુર પણ સર્વસ્વ સર્વમય અને તુરત જાણે તેમનુ જીવન બદલાઇ ગયુ તેઓ નીચે ઉતરે છે, ખુરશીને, વૃક્ષને ફળ–ફૂલને, કલકત્તાના રસ્તાના મજૂરોને સૌને ભેટી પડે છે ક્યાય ભેદ દેખાતો નથી એક અપૂર્વ મસ્તી આવી છે એક અદ્ભુત પ્રેમ જાગે છે

આ સિવાય તેઓ ઇચ્છતા કે સારાયે દિવસના અધ્યાપન, લેખન, સંગીત, આનંદ, મૌન, ધ્યાન વગેરે થવા છતા દિનચર્યા તો અધૂરી જ રહી જાય છે કારણ કે કોઇની સેવા તો એમા થઇ નહા ! આ માટે તેમણે શાતિનિકેતનમા ભણવા જેટલુ જ આદિવાસી સાથીઓની સેવા કરવાને મહત્ત્વ આપ્યુ ! બીમારની પાસે બેઠા છીએ તેનું માથુ દબાવીએ છીએ ત્યારે તેની પીડા આપણી પીડા થઈ જાય છે તેના દુઃખ સાથે આપણી એકતા થઈ જાય છે આથી તો આપણે ગાધીજીની પાછળ પાછળ ગાઇએ છીએ ને –
– વૈષ્ણવ જન તો તેને રે કહીએ, જે પીડ પરાઇ જાણે રે !'

આમ અન્ય સાથે એકતા એ ગુરુદેવની મહત્ત્વની ઇચ્છા લાગે છે.

ગુરુદેવની ઝંખનાઓ વિશે મારી થોડી– શી સમજ રજૂ કર્યા બાદ અંતે તેમની અંતિમ ઇચ્છા રૂપે તેમનું એક ગીત આજ છેલ્લે ગવાવાનું છે તે વિશે કહીને પૂરું કરીશ. ગુરુદેવ પોતાના મૃત્યુ પૂર્વે ૧૯૪૧ના એપ્રિલ મહિનામાં "ડાકઘર" નાટકની તૈયારી શાંતિનિકેતનમાં કરાવી રહ્યા હતા. તૈયારી કરાવતાં કરાવતાં અચાનક તેઓ થોભી જઈ ગણગણવા લાગ્યા અને પછી એક ગીત લખી નાખ્યું. પછી શાંતિદેવ ઘોષને બોલાવી તેમને તે શીખવી તેને સ્વરલિપિમાં લખાવીને પરબિડિયામાં બંધ કરાવી દીધું અને કહ્યું 'જે દિવસે મારું મૃત્યુ થાય તે દિવસે આ ગીત ગાજો..!'

પછી ૭મી ઓગસ્ટ ૧૯૪૧ના દિવસે બપોરે ૧૨–૩૫ વાગે ગુરુદેવનું જીવન સમાપ્ત થયું. સૌ તે દિવસે શાંતિનિકેતનના ધ્યાનમંદિરમાં એકત્ર થયા– અશ્રુપૂર્ણ ! પેલું ગીત ગવાઈ રહ્યું હતું–'સન્મુખે શાંતિ પારાવાર.'

જીવનયાત્રા પૂરી કરીને ગુરુદેવ જઈ રહ્યા છે પેલે પાર, પરંતુ આનંદમાં છે– જીવન તો આનંદમય હોવું જોઈએ ના, મરીએ ત્યારે પણ ! પોતાની નૈયાના કર્ણધારને તેઓ કહે છે:

"આ પારથી પેલી પાર જઈ રહ્યો છું આખી જિંદગીભર મારી નાવનો કર્ણધાર તું જ રહ્યો છે. તું જ મારો ચિરસાથી છે. આજ મારા જીવનની જે યાત્રા શરૂ થઈ છે તે તારા સુધી મને પહોંચાડ. તારી દયા અને ક્ષમા જ મારા આ યાત્રા–પથના ચિરપાથેય બને, હવે મારાં બંધન તૂટી રહ્યાં છે...મને તારામાં તારા વિરાટ વિશ્વમાં, એકરૂપ બનાવી દે, હે કર્ણધાર !"

(પ્રગટ થનાર "गुरुदेव के साथ"માંથી)

●

# मुरली मनोहर प्रीतम प्यारे।

[એક વાર મુંબઈથી દિલ્હી હું મુસાફરી કરી રહ્યો હતો. જ્યારે ગાડી મથુરા પસાર કરીને પુલ પરથી જઈ રહી હતી, ત્યારે અચાનક શ્રી કૃષ્ણની યાદે મને ઘણો વ્યાકુળ કરી મૂક્યો. ત્યારનું આ ગીત છે.]

मुरली मनोहर प्रीतम प्यारे,
आवो आज मेरे घर पास ॥

आज मिलनकी रात, मेरे प्रितम !
मिटावो दिलकी प्यास ॥

पूरी करो आज, मेरे प्रीतम !
जनमजन्मान्तरकी आस ॥

*Come into my home, my Krishna, do not pass by my door and move away.*

*Tonight is the night of our play of love. For ages, my Krishna, I have been sitting by the wayside, waiting for Thee*

*Come into my home, my Krishna, do not pass by my door and move away.*

ગુ. મ.

# પ્રાર્થના પ્રકાશમાં

ગુરુદયાલ મલ્લિકજી

હરિજન આશ્રમ, સાબરમતીના વિદ્યાલયનું પ્રાર્થનાગૃહ તેનાં બધાં બારી–બારણાં ખુલ્લાં છે શનિવારનો દિવસ સવારનો સમય આચાર્યશ્રી પધાર્યા છે તેમની આંખો ધ્યાનાવસ્થામાં બંધ છે તેમના ચહેરા પરથી લાગે છે કે, તેમનું મન અદૃશ્ય, અલૌકિક જગતમાં ઊડી રહ્યું છે તેમના આસન સામે વિદ્યાર્થીનીઓને બેસવાની જગ્યા છે તેમની બેઠક આસપાસ સહકર્મચારીઓને બેસવા માટે પાથરણાં બિછાવ્યાં છે

પ્રાર્થનાનો ઘંટ વાગી ચૂક્યો છે છાત્રાલયેથી બહેનો બહાર નીકળી ચૂકી છે અને એકેક કરીને પ્રાર્થનાગૃહ તરફ જઈ રહી છે નાનાં બાળકો તે પહેલાં જ દોડીને પ્રાર્થનાગૃહમાં આવી ગયાં છે બધાં મૂગામૂગા પદ્માસને આચાર્યશ્રી સામે મીટ માંડીને બેઠાં છે

અચાનક આચાર્યશ્રી હારમોનિયમ સાથે–'હરિ બોલ હરિ બોલ, હરિ–હરિ બોલ મુકુંદ માધવ ગોવિંદ બોલ'ની ધૂન દર્દભર્યા સાદે ગાવી શરૂ કરી દે છે બાળકો તેને ઝીલે છે બહેનો એક ખુલ્લા બારણામાંથી પ્રવેશી રહી છે તે સૌ પણ ઉત્સાહથી ઝીલી લે છે

હરિ નામની ધૂન જામી ગઈ વાતાવરણમાં એક જાતની સુગંધ વ્યાપી ગઈ એવા અદ્ભુત વાતાવરણમાં ગૃહમાં હજી પ્રવેશ કરી રહેલ બહેનો ભેગાં સૂર્યનાં કિરણો પણ ખુલ્લાં બારણાંમાંથી પ્રવેશ્યાં પ્રાર્થનાગૃહ ઉજ્જ્વળ બની ગયું ફક્ત તે જ નહીં, ગૃહમાં બેઠેલાં બાળકો પણ પ્રકાશનાં પુષ્પો જેવાં લાગતાં હતાં કોઈને પોતાના વ્યક્તિગત રૂપરંગ જ નહીં ! પ્રાર્થનાગૃહ પ્રકાશનું સરોવર બની ગયું

આજે આમ કેમ બન્યું ? દરરોજની પ્રાર્થનામાં અગાઉ કોઈ દિવસે આવું નથી બન્યું પ્રાર્થનાગૃહ, આચાર્યશ્રી, બાળકો સૂર્યનો પ્રકાશ–બધું પહેલાં જેવું જ હતું તો શું, આજે મારી આંખોમાં કોઈ જાતનો કશોક કીમિયો આવી ગયો છે કે આચાર્યશ્રીમાં એવો કોઈ પ્રકાશ આવી પ્રવેશ્યો છે કે જેનાથી બહાર પણ બધું પ્રકાશમય બની ગયું છે ? સ્થાન–સમય–સીમિત જેવું લાગે છે સ્થાન અને સમયનું ભાન આજે લુપ્ત થયું છે આજે પૃથ્વી પર સ્વર્ગ ઊતરી આવ્યું હોય એવું લાગે છે પણ દરરોજ કેમ એવું નથી અનુભવાતું ?

એવામાં આચાર્યશ્રી મીઠા બુલંદ અને ભવ્ય સાદે લલકારી ઊઠ્યા

'આવી, આવી રે પ્રભુ, તારી ચેતના !'

કોની ચેતના ? પ્રભુની ? પણ પ્રભુ તો સર્વત્ર અને સનાતન છે તે છતાં તેનો સ્પર્શ ફક્ત આજે જ કેમ અનુભવ્યો ? તેની ચેતના તેની કૃપાની જેમ એક નિરંતર વહ્યા કરતી સરિતા સમાન છે તેમાં નિયમિત સ્નાન કરી રહ્યો છું એવું કેમ લાગતું નથી ? બીજું એ કે, આ ચેતના તો આચાર્યશ્રીના હૈયામાં ઊતરી તેઓ તો ધન્ય થયા જ પણ બીજા એવી રીતે કેમ ધન્ય થઈ શકે છે ? બીજાને પ્રાર્થનાગૃહ પ્રકાશના સરોવરમાં પલટાઈ ગયેલું લાગે છે તે તેની ફક્ત કલ્પના જ તો નહીં હોય ને ? કે એકની અંદર ઊતરેલી અતિમનસ ચેતના બીજાને પણ સ્પર્શી શકે છે ?

ત્યાં તો, આચાર્યશ્રીએ એક બીજું ગીત શરૂ કર્યું –

'તે રણમાં રે આવીને ગંગા ઉતારી !'

કોણે આ ચમત્કાર કર્યો અને એવો ચમત્કાર થાય તે પહેલાં રણની પેઠે જ શુષ્ક પ્રાણહીન બની જવું ખરેખર જરૂરી છે શું ? શું એમ થયા વિના સ્વર્ગીય ગંગા નહીં વહે ? શું રણમાં પહોંચવા જ પ્રભુને કારણ મળે છે ? પણ એ દૈવી ચેતના કોઈનામાં ઊતરી છે એનું પ્રમાણ શું ? શું તેનું જીવન

સર્વાંગે સુવર્ણમય બની જાય છે કે તેનો કોઇ એક ભાગ જ સુવર્ણમય બની જાય છે? પણ દૈવી ચેતના તો પારસ પથ્થર જેવી હોય છે એમ કહેવાય છે, તે તો જે વસ્તુ તેને સ્પર્શે તેને સંપૂર્ણ સુવર્ણમય કરી દે છે

ત્યાં તો આચાર્યશ્રીએ ગીત પૂરૂ કર્યું એક શ્લોક બોલ્યા તેનો ભાવાર્થ એવો હતો કે, ઘાસ તરણા જેવી નમ્રતા, વૃક્ષ જેવી સહનશક્તિ ને અભિમાનિતને પણ માન આપવાના ગુણો કેળવવા

તો શું આ 'ત્રિમૂર્તિ'ની નિયમિત પૂજા કરવાથી જ દૈવી ચેતના માણસમા ઊતરે છે? તો શું દૈવી ચેતના કોઈ વ્યક્તિમા ઉતરતાં પહેલા અમૂક શરતો કરે છે? પણ પ્રભુની કૃપા તો બિનશરતી હોય છે। એવું કહેવાય છે તેની કૃપા તો પ્રેમનો પ્રકાશ છે સૂર્યના પ્રકાશ જેવો પણ સૂર્ય તો પહેલાથી એવી કશી શરત કરતો નથી કે, 'અંધકાર, તું સૌથી પ્રથમ દૂર થા, પછી હું પ્રકાશ આપીશ'

પ્રાર્થના પૂરી થઇ વિદ્યાર્થીનીઓ એકેક કરીને પ્રાર્થનાગૃહની બહાર ગઇ, પણ હજી સૌ પ્રકાશના પુંજો જેવા જ લાગતા હતાં નહી, નહી—હકીકતમાં તેઓ આવા જ છે પણ આજે જ મારી આંખો તેમની એ આધ્યાત્મિક મહાનતાના દર્શન કરી શકી જો આવું દર્શન હું પ્રત્યેક વ્યક્તિમા કરી શકું તો કેવું સારૂ? પણ વાંક મારો જ છે, કે એમ કેમ થતું નથી।

જેમ કે, દિલ્હીવાળા શ્રી ઓમબાબા વારવાર કહેતા—

> નૂર ઉસકા, જહૂર ઉસકા,
> ગર, તુમ ન દેખો, કસૂર કિસકા?

*

# मैं तो तेरा दास।

[ એક દિવસ વૈરાગ્યની ભાવના મારા દિલમાં ઊભરાઇ આવી, ત્યારે આ ગીત મને સ્ફુર્યું ]

मै तो मेरा दास
तू ही हो मेरी आस, प्रभुजी।
मै तो तेरा दास ॥

सब कुछ मैने तुझसे पाया,
तो भी मिटी नही प्यास ॥

अब तो एक ही वरदान मागूँ,
वो है तेरा सहवास ॥

तू ही सब कुछ जाने, प्रीतम,
फिर मै क्यूँ करू क्यास ॥
जो तुझ भावे सो ही भला,
फिर मै क्यूँ हूँ निराश ॥

*I am Thy servant O Lord Thou art my only hope*

*Everything that I have I have received from Thee and yet my thirst for more Is not as yet assuaged*

*Now I have only one boon to ask of Thee: it is the gift of Thy nearness*

*Thou knowest everythings O Beloved then why should I despair?*

—શુ ભ

# Gurdialji

**Mrs. Donald. s. Mcneil**

*Small is man's body*
*How immense his strength of suffering*

× × ×

*To each moment he brings endless value*
*From his unconquerable will*

× × ×

*Is there anywhere such quest nameless radiant*
*Such Pilgrimages together from road to road ?*
*Such pure waters of service breaking through igneous rocks ?*
*Such endless stores of love ?*

*—Rabindranath Tagore*

I shall never forget my first meeting with Gurdialji As is often the case with momentous happenings, it came to pass in a roundabout way One day in 1960, Swami premananda, of our Self-Revelation Church in Washington, D C, said to me, "We're going to have a Gandhi Memorial Library here in Washington and I am putting you in charge of getting hold of all the books for it, everything related to Gandhi and his times"

My pursuit of the Mahatma led from Washington to Philadelphia to New York, branching out to correspondence with England, Australia, and of course India Mail came from everywhere, from used book houses, publishing firms, private individuals, organizations with information about where things could be gotten hold of that would add to our library's knowledge of Gandhi In the course of my reading the hundreds and hundreds of books which arrived, names like "Desai," "Kumarappa," "Ghose," "Singh" "Bose" became as familiar as our own "Smiths," "Browns," "Jones" "Kasturbai," "Mahadev," "Pyarelal," "Mirabehn," "Manubehn" were household words

Yet, even with all this wide reading, something was lacking How I longed to visit India and see people who actually had known Gandhiji! But alas, a trip was out of the question Then, one day,

quite unexpectedly, this India-of Gandhi came to me.

One fine September morning in 1962 a Letter from the Harijan-Ashram in Ahmedabad arrived which read:

*This is just to introduce our revered saint Shri Gurdialji Mallik, who had the privilege to live with our great poet Shri Tagore and Mahatma Gandhiji He is in your state in connection with the world peace movement with Quakers I hope you would like to see him you will learn many things about Gandhiji and The Poet from him your meeting him may be of some help*

By this time, because of my husband's work, we had had to move away from Washington to a suburb of Philadelphia, in Pennsylvania Since we were living only a few miles from a Quaker, or Society of Friends center, or ashram, called Pendle Hill, I decided to phone them to see if they might know where, in this big state, one Gurdial Mallik was

Their answer was, "He is right here, living in Pendle Hill, and will be here for some time"

This news took my breath away Only a five minutes' drive from a blessed saint of India, let alone an actual Gandhi and Tagore knower! I was filled with awe

The next evening my husband and I drove over to a meeting at the ashram, a place set in loveliest nature, an abode of Peace where people come from all over the world to share each others' inner light We went into the hall and seated ourselves on the hard benches A number of Friends had already gathered and were quietly meditating "Which person here is the saint, do you suppose?" the two of us asked each other, and we scrutinized every face for all possible external signs of sainthood

Then our eyes lit on a slight figure sitting very straight, with white hair and flowing white beard, and large, soft, loving thoughtful, brown eyes He was seated a little by himself and we felt he looked a wee bit lonely After the meeting was over, I rushed over to him and asked, "Are you by any chance, Gurdial Mallik?" And in reply he addressed me by name, as the Harijan Ashram had given him my name, too

"When can you come over and have dinner with us?" we asked And he graciously set a date "But," he advised me, "dear

friend, I do not eat meat, nor fish, nor fowl, nor eggs Nor do I drink milk, and my teeth do not allow me to chew coarse vegetables and fruits"

Excited and thrilled as I was, I almost panicked on the way home There were only two questions on my mind : What in the world will we have to eat ? How shall I act around a saint ?

The appointed evening came And as you might know, we were immediately put at ease as in walked the dearest, friendliest, most unassuming, full-of-humor and love being-Gurdialji He was dressed in a tan wool tunic coat underneath which were yellow cotton trousers The fabrics, he told us, were woven by boys he had taught in India, and so he was "continually enveloped in love"

Before dinner, he was served a glass of limeade with a cherry in it I said that the cherry was for Tagore's sake, and his eyes lit up, and he responded, "Oh yes, he hed the aesthetic nature"

After the meal there was ice-cream for dessert When Gurdialji saw what we were going to have, he actually stood up at the table and shouted to the ceiling, like a child, "Oh ICE-CREAM, we're going to have ICE-CREAM'!"

Then we went into the living room and sat down and spent about two hours, talking about Gandhiji and India I asked him questions about everything I could think of, questions that had been building up from the time I had taken this library project He gave me long lists from memory,-of Gandhian institutions of all kinds, ashrams, people, situations. One could ask him anything and he would reply No wonder Gandhiji once said of him, "You don't need an encyclopedia Ask him," We were so amazed at his boundless memory of places, people, dates, languages, we asked, " How in the world can you recall all these things ?' And he replied, "I am trying to forget everything I have learned the things in my upper story (here he pointed to his forehead) But if a sincere seeker wants to know something somehow the connection is made and the answer comes"

Who can describe talking to a living, breathing channel of so pure and precious an essence of India ? Tagore once told him, "You are a bridge between peoples. This is your function."

Gurudialj told us of how he first met Gandhiji. It was in connection with the investigation of the Amritsaur Massacre, in 1922, I believe, that Gurdial was asked to act as interpreter for "Charlie" Andrews as they went about India investigating firsthand that tragic happening.

He told (rather reluctantly I feel) of the time he saw a very crippled person came up to Gandhi for healing. And the person was made whole right in front of Gurdial's eyes. Then Gandhiji said to the people around, "Not a word of this to anyone." And he turned to the former cripple and said, "It is not I who cured you. It is He (and he pointed upwards)"

He told us of watching, one time, at Santiniketan, unobserved, the poet, Tagore, in his creative mood. Gurdialji was hidden behind a tree, almost hypnotized by being an observer of this sacred happening. Tagore would pace up and down, up and down the school grounds, humming, humming, humming Then when the inspiration was finished, the Poet would summon the music master of the ashram and have him put it all down on paper. So glued to the spot was Gurdialji, friends had to come and almost pull the sleeve out of his garment to get him to leave his hide away

When people would give him things they had written to look over and appraise, Gurdial told us, "I always to read a thing someone gives to me in the most positive way. I try to see the good in it I try to put myself in the place of the author But then, if it does not "click" with me, I say to the person : 'Perhaps my communication-channel is blocked, or not working today. I cannot feel it. (that is, I am not drawn to it)"

He came to see us several times after this first evening, but his free time became more and more limited. He was busy lecturing to elementary schools, to colleges in different parts of the country. We called him a troubadour, a wandering poet and singer of God. He visited the Ananda Ashram. Los Angeles, California, the west coast of the United States, and the Vedanta Center in Massachusetts on the East coast.

Our Gandhi Memorial Library in Washington gave a tea for him at which Swami Premananda honored him in his talk and said

he was a real rishi of old It was a sacred and exalted occasion and no one there can ever forget the blessedness of Gurdialji's presence What a friend he was to the Gandhi Library I don't know what magic he used but generous-hearted souls in India gave of their most Price less gifts to the library sacred relics of Gandhiji, an autograph of him, autograph of Tagore, spinning wheel, Nehru cap, pieces of khadi, books, magazines One cannot find words to thank these donors for their gifts of soul

Merriment and joy! Gurdial lived these words One winter morning during a heavy snow storm at Pendle Hill, they say he arose early, took a big black umbrella and went out into the snow singing his God songs, fortissimo, happy as the happiest child

Rancor in Gurdialji If there was any, we never saw it If any thing the slightest bit negative came up in the conversation about any one he maintained silence, not the silence of repressed censoriousness, but that of nonreaction

Humility ? This was not a quality he had to strive for in this life, we all felt Humility was Gurdialji

Sometimes he would bare his heart to us One time he said he was driven almost to despair over a negative quality he wanted to get ride of. But try as he would, it seemed to stay with him Finally, he told us, he got down on his knees by his bed, clasped his hands, and prayed with intense fervour of his being, "Oh Christ, take away this quality I do not want it Oh free me from it, now and always" And he found that it went away

Always a sharer, he kept nothing for himself A few new one dollar bills put into his hand would end up, perhaps with the cook at Pendle Hill When we asked Gurdial if we could send him a basket of fruit, he said he did not want a gift unless there was enough for everyone He was a clearing house, things that came to him would be distributed to the proper person he thought might need them or like them He always thanked one for any gift "Lack of gratitude" he once said "is an unpardonable quality"

Sometimes I think he wondered if he had ' let God down " But who has known any other person that surpassed him in always doing

what he thought was right' Spiritual integrity. A rare quality in the world of today

He had tremendous power of projection through the ether His presence could be felt from time to time with great force, even though oceans separated him from us Occasionally his spirit would seem to "appear" to a person as he was on the point of taking a disastrous step And since Gurdialji's passing the reality of him, the presence of him has become more intensely real, his love for us all overwhelmingly powerful

x x x x

Gurdialji, in your new country, Oh Traveller, what is it like ? What children are you playing with now ? What souls are you giving the joy of your Self to? What songs of God are you now singing ? What old friends have you met ? And how is Gandhiji, and your friend, 'The Poet' and 'Charlie' Andrews, Christ's Faithful Apostle as you called him ?

What new hills and streams are you discovering ? What divine snow from what mountain peaks of God is falling softly on your shoulders, now ?

And the answer comes back for all of us blessed by his love and one in loving him "I am closer than ever to your hearts and souls There is no space, time, clay of the body now You are spirit and I am spirit Let me be a bridge for you, a new bridge You do not have to wait for death Come, take my hand, and I will show you the New Sights. We'll all go together, laughing and singing

---

[એક સવારે હું દરિયાને કિનારે એકલો ફરતો હતો અચાનક દરિયાની લહેરો અને મારા હૃદયના તરંગો વચ્ચે એક અસાધારણ અને અલૌકિક સુમેળ મેં અનુભવ્યો તેથી મને આનંદ થયો તે વખત મને જે ગીતો સ્ફુર્યાં તેમાંનું એક]

आज प्रभातमें कौन आया !
रात अबही खतम हुई थी,
किसीने आकर दर खटखटाया,
पूछा तब मैंने अंदरसे ।
कौन मेरे घर आज आया !
दिया जवाब प्रभुने ।
तेरा महेमान मैं होके आया,
क्या करोगे मेरी खातिर ।
यह कहके उसने मुझे शरमाया ।

*Who came to my door at dawn?*
*The night had just ended when someone knocked at my door and I asked*
*Who is there ?*
*He answered It is I who have come today to you as your guest*
*How will you entertain me ?*
*And I blushed with shame*

G. M

# Gurdial Mallik – A homage

Mohanlal Bajpai

Mallikji is the bane of the biographer If somebody ever attempted to write a life of his he would declare that he might prevent it by taking the biographer's His life was an open book and yet one knew so little of its personal details Now only was the veil of his self chosen obscurity impregnable but the outer effusion and the apparently bubbling and bustling personality was the mask of an inner poise and calm in which he lived alone with the Lord of his life

Born in the then North West Frontier Province, Mallikji spent his boyhood in Sindh, was educated in Bombay and chose to divide his life between Sabarmati and Santiniketan This about sums up the biographical part the part of the iceberg visible to the eye, the larger mass remaining submerged under the vast sea, yet supporting and sustaining the former

It was the sage of Sabarmati who had pointed to him the way to Santiniketan where he spent a little more than a quarter of a century as a professor of English literature in the Visva Bharati Teaching was to him the kindling of fire in young hearts with that in his own relying not on precepts but on example He literally shared their joys and their grief, tried to tackle their problems as though these were his own and therefore, pressing and urgent, their solution brooking no delay

Mallikji's life in Santiniketan had the elusive charm of a legend in the way he lived it Vying with Gurudeva in early rising and invariably acknowledging defeat Mallikji is still remembered as blending his songs with the first chirping of birds among the trees in the sal avenue or the mango grove His was a deep and powerful voice that resounded far and yet lost none of its profundity, but above all it had a mysterious sould-quality that expressed itself in a call of the deep to the deep Mallikji had never had any formal initiation into the technique of music and metrics and yet he seemed to have caught somehow the very spirit of song and singing in his musical compositions, principally, in Hindi

With Mallikji is associated his tiny thatched mud cottage in the Kala Bhavana of Santiniketan ashram, designed by Nandalal Bose A narrow bed, a half reclining bamboo chair and an improvised bamboo table were its only furnishings, a few essential articles of clothing his only life possessions There he sat receiving his callers from early *dawn to late midnight, the stream of visitors including tiny tots in* their mother's arms and those carrying the burden of age rather heavily, boys and girls humble clerks and learned scholars simple santhals and the modest employees of the ashram Whatever they came for, and it is difficult to recount their sundry motives and missions they seemed to return invariably with a smile on their lips and not unoften, a grateful tear glisteing in the corners of their eyes Mallikji s magic smile would somehow chase away the clouds of gloom, or one would return from his hermitage with the conviction that life was not such a baffling problem as it threatened to look a little while ago

Though some may have doubtless seen Mallikji in his pre beard days yet to most he could never be thought of without his inevitable flowing silvery beard, his broad radiant forehead and his deep deep eyes In his youth he was an outstanding tennis player till an accident ruled out all games and sports from his life The irrepressible spirit of play however, never deserted him and it expressed itself in little pranks and leg pullings, mostly directed against himself So was his humours, of which he himself was the sure target He was more than content to be a laughing stock as long as laughter could be ensured to suffuse a taciturn temper

On the wall of Mallikji's hut was incribed at his instance a quotation from Gitanjali "When one knows Thee then alien there is none then no door is shut" Here lies the secret, if one were permitted to speculate on such an intensely personal matter, of Mallikji's religious consciousness, his altruism, his interest in and love for his fellow-beings, his spirit of service to humanity Indeed it may as well the main spring of his humour and his playfulness his outer no less than inner life For does it not recall to us the opening verse of the Isha Upanishad wherein we come across the great image of the world as a dwelling place for the informing and governing Spirit? Mallikji loved all because he sought to love the One in all, not for philanthropic

reasons. Hence his humanism and hence, indeed, his religious universalism. It was the Religion of Man because it was the Religion of God.

Soft like flowers, Mallikji could be adamantine in the firmness of his convictions. When physically indisposed, he relied mainly on the healing power of nature and not on drugs, except homeopathic. He suffered quietly all his life a host of major ailments but never compromised his principles for an easier or quicker cure. Even in his last illness, suspected to de throat cancer, he refused to relent. One is reminded of the cryptic line in one of his own songs: "There is fire, too, in the lotus of his love."

Such was Mallikji as some of us knew him, but he was greater than our knowledge of him – and far greater than our estimate would represent him to be. It was impossible to limit him to this or that principle, for he exceeded them when you would least suspect it This elusiveness was indeed the charm of his personality that never failed to cast its spell on those that came into contact with him. And who in this ashram dit not come into contact with him while he lived here ?

---

# इस दुनियाके लोगोंको

[ એક શહેરમાં હિંદુ-મુસ્લિમ વચ્ચે એકવાર કોઈ વાત પર મોટો ઝઘડો ઊભો થઈ ગયો હતો અને બંને લોકો સેંકડોની સંખ્યામાં લાઠીઓ હાથમાં લઈને એકબીજા ઉપર આક્રમણ કરવાની તૈયારી કરી રહ્યા હતા. તે દુઃખમય દૃશ્ય જોઈને મારા મનમાં જે ભાવ જાગ્યા એ આ ગીતમાં છે ]

इस दुनियाके लोगोंको,
प्रभु ! प्रेमी बना दीजे ।
प्रभु ! एक ही बना दीजे ॥
रहे हो सब एक ही साथ,
रहे हो हरदम शाद ।
भ्रातृभाव उन सबमें,
प्रभु ! आप ही बढ़ा दीजे ॥
सब धर्मोंका है एक मूल,
जुदा है सिर्फ फल और फूल ।
सबमें साया तेरा,
ये तत्त्व उनको सिखा दीजे ॥
तेरा है नाम शांतिमय,
तेरा है प्रेम सर्वमें ।
प्याला प्रेमका उनको,
प्रभु ! आपही पिला दीजे ॥

*O Lord make all the people of the world one*

*May they all dwell to-gether !*
*May they all be happy !*
*May the spirit of brotherhood ever grow among them !*

*The root of all religions is one,*
*They differ only in foliage and fruit.*
*May the people, then, live under the shade of this truth !*

*Thou art Peace incarnate and Love all pervasive May the people then drink of the cup of love divine from Thy hands*

G. M.

# 'ઈશ્વરનું એક નાનકડું નામ

રતિલાલ 'અનિલ'

માણસને ઘડવાના મિશનમાં મહાપુરુષોએ કેટલીક યુગપ્રવર્તક સમસ્યાઓ પણ જન્માવી છે અને તેણે બે પેઢીઓ વચ્ચે ગેરસમજ ધુમ્મસ પણ રચ્યું છે એમ કહેવું ન ગમતું હોય તો પણ આપણે ત્યાં સ્થિતિ એ જ રહી છે. પોતાની રીતે માણસને ઘાટ આપવાના એ વિરાટ પુરુષાર્થોમાં છેલ્લે આપણે ગાંધીજીને સ્વીકારીએ માણસનું એવું છે કે, એને 'શુભ' ખપે છે, પણ એ શુભનું વ્યાકરણ એનું પોતાનું પણ હોઈ શકે, એ સત્યનો આપણે સ્વીકાર કરીએ તો એકરૂપતાને સ્થાને નરી વિચ્છિન્નતા આવશે એવો ભય ન રાખીએ. જગતમાં થયેલાં બંડોમાં શુભ સામે થયેલા બંડોનો યે સમાવેશ થાય છે એ હકીકત ન ગમે તો યે તે એક તથ્ય છે જ.

આગ્રહ આવે છે કે સામેથી પ્રગટ કે અપ્રગટ પ્રતિકાર આવે છે અને એમ એક સંઘર્ષ ચાલે છે, અને આ ગ્રહ જેટલો બહુસ્પર્શી અને વ્યાપક એટલી પ્રતિકારની લાગણી પણ વ્યાપક, આ 'માણસનું સત્ય' છે અને તેણે કુકેડોને પણ જન્માવ્યા છે.

પોતાની કલ્પનાનો, પોતાના આદર્શની કલ્પનાનો આકાર ઉપસાવવાના એ દુઃસહ આંદોલનના પ્રત્યાઘાત રૂપે જેમ ચિત્રકળામાં આજે અમૂર્તકળા આવી છે એમ માણસ પણ વધારે ને વધારે અમૂર્ત થતો ચાલ્યો છે. આદર્શ બ્રાહ્મણ તો આવો જ, આદર્શ કેથોલિક તો આવો જ હોય, આદર્શ સામ્યવાદી તો આવો જ હોય, આદર્શ ગાંધીવાદી તો આવો જ હોય, સર્વોદયવાદી એટલે કેવો? એના ઉત્તરમાં ઝટ એક રૂપરેખા મળે અને પ્રતિભાશાળી ચિત્રકાર તરત એનું ચિત્ર પણ દોરી શકે. પણ ઈશ્વર વિશે કહેવાયું કે તે આવો યે નથી ને તેવો યે નથી (નેતિ નેતિ) એટલે કે તે સિવાય પણ તે ઘણું ઘણું છે, એટલામાં પર્યાપ્ત, મર્યાદિત નથી, તેમ કેથોલિક અને ગાંધીવાદીની તસ્વીરની બહાર પણ માણસ રહી જાય છે તે તેટલો તો છે જ, પણ તે સિવાય પણ ઘણું છે કે હોઈ શકે. માણસ દેખીતી સીમાની બહાર અનેક શક્યતાઓથી ભરેલો છે, પણ આજ સુધી કોઈ પણ ધર્મના માળખાએ, કોઈ પણ માનવકલ્યાણના ઢાંચાએ આમ વ્યવહારમાં સ્વીકાર્યું નથી, એમણે તો 'માળખા' પર જ સતત ભાર મૂક્યા કર્યો છે અને એ આંકેલા બાહ્ય સ્વરૂપથી જરા જેટલું જુદું દેખાયું કે, 'તું તે નથી' માટે 'તું તે બન' એવો આગ્રહ અને ચેતવણી શરૂ થઈ જાય છે અને 'મારા કેટલાક ઘેટાઓ મારા વાડાની બહાર પણ છે' ઈસુ ખ્રિસ્તના એ અદ્દભુત વચનનો મર્મ અને તથ્ય વીસરાય છે

શુભ માટે થયેલા સંઘર્ષો, માણસને એક ધાર્યું રૂપ આપવાના આગ્રહના પ્રત્યાઘાતમાંથી આવેલી વિરૂપતા ને છેલ્લે છેલ્લે રૂપનો જ લોપ-કળામાં અને માનવીમાં આવેલી અમૂર્તતા-કેવા ગંભીર ચિંતનનો વિષય છે?

સદ્દગત મલ્લિકજી વિશે વિચારતો હતો ત્યારે 'રૂપાયતન'માંનો એમનો સહવાસ, આનંદમય વાર્તાલાપ, બાળસહજ મસ્તી અને એ બધી તરલ સહજતા વચ્ચે રહેલું આનંદમય ઈશ્વરનું સ્વરૂપ-એ ધ્યાનમાં તો આવ્યું અને આ લખવાનું છોડી, એ બધું સંભારીને એક સુખદ માનસયાત્રા કરું એવું થયું, એ કાવ્યને છોડી કાગળ પર શબ્દો પાડવાના પ્રપંચમાં ન પડું એવું થયું. પણ ત્યાં તો માણસને ઘડવાનો, આકાર આપવાનો શ્રેષ્ઠ કીમિયો કયો એના વિચારમાં પડી ગયો અને ઉપર જણાવ્યા તે વિચારો આવ્યા પછી ઉત્તરમાં સદ્દગત મલ્લિકજી દિભુતિતત્ત્વ આંખ સામે તરી આવ્યું.

આ ઉનાળે પણ પવન સહેજપણે વહ્યા કરે છે, વૃક્ષો ડોલ્યા કરે છે, શેરીમાં બાળકો તેમની ધૂનમાં મસ્ત-છે, પેલું પંખી ઉડાઉડ કરે છે તો બે કાગડા ડાળ પર બેઠા છે, એક ડોક નમાવીને બેઠો છે અને બીજો ચાંચથી

તેની ગરદન ખંજવાળે છે, કૂતરું રસ્તા વચ્ચે આંખ મીંચીને પડયું છે. ગાય ઘરનો બારણો સામે ઊભી છે, જમીન પર કીડીઓ ફર્યા કરે છે—એક નજરમાં સમાતા આ ચિત્રમાં લીલાની જે સહજતા છે એ જોઉં છું અને પૂજ્ય ચાચાજીને જોઉં છું!

ચારે તરફ આ ચાલી રહેલી સહજ લીલાને ચોક્કસ આકાર આપવા કોઈ આંદોલન ચાલતું નથી, ચાલી શકતું નથી. પ્રાર્થનામાં શરીર પર સાપ ચઢી ગયો તેનો કશો ય ભયપ્રદ રોમાંચ અનુભવ્યા વિના ગાંધીજી એની સુંવાળી ત્વચાને સ્પર્શ્યા, આવો કંઈ અભિગમ, રૂઢ માન્યતાએ, વ્યવહાર પરંપરાએ જે કંઈ અરૂચિકર, ભયજનક ગણ્યું હોય તે તરફ કેળવીને પોતાના અસીમ પ્રેમથી ખબર પણ ન પડે એ રીતે પરોક્ષપણે પ્રભાવ પાડીએ તો આ જગત છે એથી તો ઘણું વધારે સારું થવાનું—મલિકજીનું સહજ જીવન જો કંઈ પ્રેરણા આપતું હોય તો આ છે.

'મહાપુરુષો અસહ્ય હોય છે! આમ કોઇ કહેતું નથી, કેમ કે એટલી પ્રામાણિકતા નથી, પણ વર્તનમાં તો સામાન્ય માણસ એ જ પ્રગટ કરે છે.આપણાથી એવો ત્યાગ ન થાય, વ્યવહાર સાચવતા થાય એટલું કરીએ' એવો જ અભિગમ રહ્યો છે અને મહાપુરુષો એમ છેતરાતા રહ્યા છે. એમના ગયા પછી ઊંડી ભયજનક ખીણમાં પરિણમતો એક અસલામત ચીલો જ રહી જાય છે અને એક વિરાટ ટોળું વ્યસનીઓની પેઠે મૂળ મિશન કે હેતુ ભૂલીને એકબીજાને ધક્કા દેતું ચાલ્યા કરે છે, બસ ચાલ્યા જ કરે છે.... પ્રત્યેક યુગપુરુષે પછીના યુગને આ સમસ્યાનો વારસો આપ્યો છે.

મલિકજી મહાપુરુષ હતા પણ અસહ્ય નહોતા. માણસ પાસે એ વાત્સલ્યભર્યા માણસ રૂપે આવતા અને ક્યારેય વડીલ તો બનતા જ નહી. બાળક પાસે બાળક રૂપે જ આવતા, અને લાગે છે કે ઈશ્વરની પાસે પણ એ ઈશ્વર રૂપે જ ગયા હશે!

મારે કોઈને કશુંક આપવાનું છે એવી જરાય સભાનતા નહીં, હું જ કશુંક આપી શકીશ એવો કશો જ અહંકાર નહીં. આ જગતમાં તુચ્છ તો કશું જ નથી એવો અદ્દભુત સમાનભાવ; ઈશ્વર, નીતિ, ચારિત્ર, સદાચરણ, અલોભ, સ્વાર્થરહિતતા—આવું કશું શબ્દરટણ નહીં, છતાં માણસરૂપે કોઈ ફિરસ્તો મળે તો તે મલિકજી સિવાય કયા સ્વરૂપે જોવા મળે એ હું સમજી શકતો નથી :

ચાચાજીનું આખું સ્વરૂપ 'ભાવમય' હતું. આ જગતમાં ઈશ્વરે ભાવમય ચેતન પદાર્થ રચ્યા હોય તો ચાચાજી ભાવમય ચેતન પદાર્થ સિવાય શું હતા? વાત્સલ્ય, પ્રેમ, સદ્દભાવ, શુભની ચિંતા–આ બધું અનાયાસ એની પાછળ પાછળ ચાલ્યું આવે છે.

જીવનની સહજ લીલાના ખબરે ન પડે એવા ભાગરૂપે સમૂહછબીમાં એક વધુ શોભતી વ્યકિત તરીકે ચાચાજી પ્રવેશતા અને રાસલીલામાં મગ્ન એવું કોણ કોને જુએ? જુએ તો મશાલથી બળી જતો પોતાનો હાથ નહીં પણ સર્વત્ર કૃષ્ણને જુએ અને 'નરસૈયો' થઈ જાય એમ એમના પ્રવેશ પછી વાત્સલ્ય, પ્રેમ અને મંગલ સિવાય કશું દેખાય નહીં!

શ્રી નવીનભાઈ ભૂલી જાય કે, હું માંદગીના બિછાને છું, શોભા ભૂલી જાય કે મારો હાથ શ્વેતકેશી ફિરસ્તાની રૂપેરી દાઢીમાં છે, ધીરુભાઈને ખબર ન પડે કે હું કોઈ ચાવી લેવા આવ્યો છું અને ચાચાજી સાથે કોઇ વિનોદ કરી રહ્યો છું અને ઓરડાની ભીંતોને તો કયાંથી ખબર પડે કે જેના પડઘાથી હું ધન્યતા અનુભવી રહી છું એ તો ચાચાજીના ઉન્મુકત હાસ્યનો ઘોષ છે– એ ભજન ગાય ત્યારે સંભળાય એવો ગંભીર નહીં પણ મુકત તો એટલો જ!

કેવું સહજ અને સહ્ય વ્યકિતત્વ, ના, વિભૂતિતત્ત્વ હતું. ચાચાજીનું! પુષ્પના પેલા અરૂપ પરિમલ જેવું, સ્વપ્નામાં અનુભવાતા પેલા દિવ્ય પ્રકાશ જેવું, ભયની ક્ષણે પણ અનાયાસ આવેલા શાંત ભાવ જેવું, એક પરોક્ષ સાંત્વન અને છૂપા આશીર્વાદ જેવું! એમનો એ જીવનપ્રવેશ એવો સૂક્ષ્મ હતો કે તેની સામે ઈન્દ્રિયોના તમામ દ્વારો ખુલ્લાં હતા, અને આજે ય એ ખુલ્લા જ છે અને છતાં જોઈએ તો

એ દ્વારમાંથી ચાચાજી ચાલ્યા ગયા નથી, ખૂણે ખૂણે શોધીએ છીએ તો મૂર્ત રૂપે નથી દેખાતા, પણ ભાવ રૂપે સમસ્ત જીવનમાં વ્યાપી ગયા છે.

કર્મકાંડ, ઉગ્રાચાર, અસહ્ય પાંડિત્ય, મહાનતાનો બોજ, બાહ્યાચારના નિરસ કપડાં લઈને આવેલા મહાપુરુષો સામે હૃદયના દ્વાર આટલાં ખુલ્લાં કદી રહેતાં નથી—તેમની ગેરહાજરીમાં તો નહીં જ, આ માણસનું સત્ય છે પણ જે ભાવરૂપે આવે છે, કલ્યાણ હેતુ એ જ પરોક્ષપણે વિહરે છે અને વ્યાપે છે, આનંદ સિવાય બીજી લીલા નથી, બધી લીલામાં આનંદ કેન્દ્રસ્થાને છે એ તો આ ચિત્તમાં અને તેનાથી સજીવ સમગ્ર અસ્તિત્વમાં રમમાણ છે.

ઈશ્વરનું એક નાનકડું નામ 'ગુરુદયાળ' હોય તો તે મને મંજૂર છે



# आज मेरे घर कौन आया है?

[ ગુરુદેવ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરને પરલોકવાસી થયાને એક વર્ષ પૂરું થયું હતું તેમની પુણ્યતિથિને દિવસે હું મારી ઓરડીમાં એકાંતમાં રહી ગુરુદેવનું સ્મરણ ચાલુ હતું અચાનક બપોરના ત્રણ વાગ્યે તેમના મુખ જેવું એક ઉજ્જવળ મુખ બારીની બહાર મને દેખાયું, એમ મને લાગ્યું કારણ કે તે વખતે મારી ઓરડીની બહાર બધું નિર્જન હતું તે અરસામાં આ ગીત સ્ફુર્યું હતું ]

आज मेरे घर कौन आया है !
हो कर मेरा मेहमान ॥

उसे देख है याद पडता
पहेले उसे मिला हूँ ।

कहाँ और कैसे वो तो भूल गया हूँ,
फिरभी रही अनजान ॥

हृदय-आसन मे बिछाऊँ,
अश्रुवन-जलसे चरण मैं धोऊँ ।

प्रेमकी बतियाँ मै जलाऊँ,
यूँ ही चलेगी पहचान ॥

फिर जब चले जाये वापस,
प्रीतम अनन्त धाम ।

उनसे एक ही वरदान मागूँ,
देजो चरण-धूली दान ॥

*To day who has come to my door as my guest ?*

*Seeing him I feel I have met him before somewhere But I have forgotten when and where*

*All the same he is no stanger to me*

*Let me spread my heart s carpet for him wash his feet with my tears and kindle all the lights of my love for thus only could I earn his recognition*

*When eventually he returns to his heavenly home I shlal beg of him to confer only one favour on me – to let me take the dust off his feet*

G M

# પૂ. ગુરુદયાલજી

"અશ્વિન"

પૂ મલ્લિકજીનું નામ સ્મરણ થતાં જ આપણી સમક્ષ એક સામાન્ય ઊંચાઈનો, સામાન્ય શારીરિક બંધારણવાળો, ગૌરવર્ણો, રૂપેરી દાઢી અને ચમકતી તેજસ્વી આંખોવાળો, સદાય નિખાલસ હાસ્ય વેરતો પરમ પવિત્ર પુરુષ આવી જ જાય છે

કોઇ પરિચય છે કે કોઈની ભલામણ છે માટે કામ કરવાનું છે એવો કોઇ ભાવ એમના મનમાં કયારેય પણ આવી જ ન શકે કોઇ પણ અજાણી વ્યક્તિ એમની પાસે જઈને તેમનાથી શકય એવા કામની માગણી કરે તો તેઓ વિના વિલંબે તેનું કાર્ય કરવા સર્વ પ્રયત્ન કરે બધા જ તેમના મિત્રો, બધા જ તેમના સગાસંબંધીઓ, વિશ્વપ્રેમ અને માનવતાના અંકુરા તેમના સંપર્કમાં આવનારમાં સ્હેજે પ્રગટ કરી દે તેવા પારસમણિ જેવા મલ્લિકજી બધા સાથે આત્મીયતા રાખે છતાં કોઇનો પોતાને મોહ નહીં વ્યક્તિ કે સંસ્થાની માયાથી તેઓ પર રહે છતાં તેમની માયા સૌને બંધનયુક્ત કરી દે

તેમના અવસાનના ઓચિંતા સમાચાર વાંચ્યા, તે વાત સ્વીકારવા મન અને બુદ્ધિ જરાય તૈયાર નહોતા છેલ્લા ૩૫ વર્ષથી એક જ સરખો બાંધો, થોડીક શારીરિક નબળાઇ અને વિશેષ રૂપેરી બનતી જતી દાઢીને ગૌણ કરતાં એમ જ લાગતું કે તેઓ હજુ આપણી વચ્ચે વર્ષો સુધી રહેશે મંગલ જીવનના આજીવન સાધક મલ્લિકજીના દેહાવસાનથી તેમના સંપર્કમાં આવનાર દરેકને આ સમાચારથી ગ્લાનિ થાય તે સ્વાભાવિક છે, પરંતુ આધ્યાત્મનો પંથ આખરે તો એકલાનો જ છે. એમાં તો હસવાને એકલા જ મહાપ્રસ્થાનની, નવા જીવનની યાત્રાએ જવાનું હોય છે, અને એ જ આપણુ આશ્વાસન અને એમનો આનંદ હોય છે

છેલ્લાં થોડાં વર્ષોથી તેમને કેન્સરની શરૂઆત થઇ હતી, પણ એ વાતની મને તો હજી હમણાં ખબર પડી. મળવાનું તો અવારનવાર થતુ, પરંતુ આ વાત તેમણે કયારે કરી નહી, જણાવાય ન દીધી કુદરતનાં દરેક તત્ત્વો તેમજ કાર્યોમાંથી સર્વદા આનંદ પ્રાપ્ત કરનાર, નિર્વ્યસની અને સાદુ જીવન ગાળનાર મલ્લિકજી પાસે આ રોગ આવી શકે એવી કલ્પના પણ થઇ શકતી નથી. પોતે આવા રોગમાં સપડાયા છતાં, ધીરે ધીરે મૃત્યુની નજીક જઇ રહ્યા છે એ સભાનતાની વચ્ચે પણ તેમની શાન્તિ અને ઉપાસનામાં વિક્ષેપ આવ્યો નહી. હસતાં હસતા જ તેઓ મૃત્યુને ભેટયા એમ કહી શકાય આવા ખુદાના બંદાને મેળવીને મૃત્યુ પણ ધન્ય બન્યુ

૧૯૩૫માં કવિવર ટાગોરના અંતેવાસી અંગ્રેજી વિષય શીખવશે એ વાત વર્ગમાં જાહેર થતાં બધા ઉત્સાહમાં હતા જ, પરંતુ તેમના દર્શનથી તો વ્યકત ન કરી શકાય એવો આનંદ થયો પ્રથમ પરિચયે થએલો આ આનંદનો સ્પર્શ કાયમ અતૂટ રહ્યો આજે તેઓ આપણી વચ્ચે ન હોવા છતાં તેમના ઉચ્ચારણ સાથે જ તેમના સંપર્કમાં આવનાર દરેક આનંદ વિભોર બને છે, એ એમની જીવન સાધનાનો ચમત્કાર હતો

ભાષામાં કયાય વિદ્વતા, પાંડિત્ય કે આડંબરનો અંશ માત્ર નહી "Bishop's Candle sticks" શીખવતા હોય ત્યારે પાદરીના પાત્રને અનુરૂપ તેમનું જીવન તેમના શિક્ષણ વખતે તદાકાર થાય એ જ રીતે ગાંધીજીના પ્રાર્થના " વિષના વિચારો અને ટાલ્સ્ટાયની નવલિકાઓનાં નીતિમૂલ્યો વાંચે અને સમજાવે ત્યારે તેમની અંતરનિષ્ઠા આ સત્યોની પ્રતીતિ કરાવતી રહે

શનિવારની પ્રાર્થનામાં કોઈવાર વિદ્યાર્થીઓ લાંબો સમય બેસીને કંટાળેલા હોય અને એ સમયે પણ જો મલ્લિકજી આવી ચડે તો વિદ્યાર્થીઓને થાક પણ ભૂલાઇ જાય અને પ્રસન્નતાથી તેઓ તેમને ઉદ્દેશીને કાંઈક કહે તેવુ ઇચ્છતા આવે પ્રસંગે તેઓ

કહેતા કે "ઉપદેશ આપવા માટે તો મારી પાસે કંઈ ભાથું નથી; પરંતુ હું પણ એક સાધક છું અને એ માર્ગે જતા મને જેમાંથી આનંદ અને પ્રેમ મળ્યાં તેવાં ભજનો સંભળાવું." કબીર અને નાનકનાં ભજનો ઉપરાંત "તેરા મકાન-આલા" એ એમનું પ્રિય ભજન. આ ભજનોના મૂળ કવિ જ જાણે એ રજુઆત કરતા હોય તેવા ભાવથી તેઓ ગાતા. તેઓ સંગીતકાર કે સ્વરના સાધક નહોતા. હા, પ્રેમના સાધક ખરા તે છતાં તેમનો જે રણકો હતો તે જાણે સર્વેને ભાવ-વિભોર કરી દેતો.

તેમનો સ્વભાવ પણ એવો જ આનંદી. અને પોતાના ઉપર પણ રમૂજ કરી હસાવી શકતા. તેમના પિતાશ્રી લગભગ ૮૦ વર્ષના હતા. તે સમયે તેમનું મજબુત બાંધાનું લાલઘુમ શરીર જોઈ અમે કહેતા કે "મલિકજી, આ તમારા બાપુજી છે? લાગે છે તો એમ કે જાણે તમે તેમના બાપુજી છો." મલિકજી પણ એટલી જ સહેલાઈથી હસીને જવાબ આપતા કે "ગયા જન્મે મેં તેમને" "આવું" શરીર આપ્યું હશે તેથી આ જન્મે તેમણે મને આ શરીરની ભેટ કરી. અને હવે તો તેમને દંડ કરવાનો સવાલ જ નથી. કારણ કે આવી કોઈ ઉપાધિ કે વળગણથી દૂર રહ્યો છું."

નાના હતા ત્યારે અમે એક ગીત ગાતા કે "હાં રે દોસ્ત ચાલો દાદાજીના દેશમાં" આ દાદાજી અને તેમનો દેશ કેવાં હશે તેની કલ્પના કરતાં મલિકજી જ કલ્પના સમક્ષ ખડા થઈ જાય છે કે જેમના સાન્નિધ્યમાં આવનાર કોઈને પણ સતત પ્રેમ અને શાન્તિ મળ્યા જ કરે. કરાંચીમાં રહેતા તે દરમ્યાન તેમનો રોજનો એ ક્રમ હતો કે અંધશાળામાં જઈ અંધ બાળકોના વાંસે હાથ ફેરવવો. આ બાળકો પણ સ્પર્શમાત્રથી ઓળખી જતા અને નાચી ઊઠતા કે "મલિકજી આવી ગયા." માંદા બાળકોને તેમના પ્રેમ નીતરતા સ્વરે ખબરઅંતર પૂછતા અને દવાથી પણ વિશેષ માંદા બાળકોને આ ક્રમ અસરકારક નીવડતો.

કવિવર ટાગોરના કાવ્યમાં કે ઉસ્તાદ અલ્લા-ઉદ્દીનખાંની સરોદ પર રમતી આંગળીઓમાંથી દેવી સરસ્વતી સાકાર થાય તે સ્વાભાવિક લાગે છે પરંતુ મલિકજીને મૌનની વાણી દ્વારા પણ મા સરસ્વતીને પ્રગટ થવું પડે ત્યારે એમ થતું કે સાધક તરીકે તેઓ ખૂબ ઊંચી કક્ષાએ છે કે જેમને ભાવની અભિવ્યક્ત માટે સાધનની જરૂર ઓછી રહેતી

છેલ્લા પાંચ છ વર્ષથી તેમના ડગલાં ધીમાં પડતાં જતાં હતાં અને ઊંચે ચડતાં કે નીચે ઉતરતાં ટેકો લેવો પડતો. તેમના પર અગાધ પ્રેમ ધરાવતા બે ત્રણ સંસ્થાના સંચાલકોએ તેમને વિનંતિ પણ કરી જોઈ કે "મલિકજી, હવે તમારી ઉમ્મર વરતાય છે અને તેથી તમે કાયમ અહીં રહો જેથી અમે પણ તમારી કાંઈક સેવા કરી શકીએ." પરંતુ જીવનભર જેણે બીજાની સેવા કરી તે તેને બીજા પોતાની સેવા કરે એ ક્યાંથી ગમે? અને ધીમેથી જવાબ આપે "સાધુ ચલતા હી ભલા," કોઈ વળી એમ કહેતા કે "મલિકજી, અચાનક વિશેષ માંદા થઈ જશો ત્યારે?" એનો જવાબ પણ ખૂબ શાન્તિથી આપતા કે, "જો ભાઈ, જીવનમાં વ્યક્તિની વિશેષ માયા અને બંધ-નમાં ન બંધાવાનો પ્રયત્ન કર્યો. તેમાં કેટલો સફળ થયો છું તે તો ઈશ્વર જાણે પરંતુ જીવનના છેલ્લા તબક્કામાં હવે સંસ્થામાં રહીને, સંસ્થાની માયામાં બંધાવા મન ના પાડે છે." અને ઉમેરતા કે "અનંત જીવનની વહેતી સરિતાને કિનારે બેસીને મારા દેહનું આચમન યમદેવ લઈ લેશે તો તેથી કાંઈ એ સરિતા સૂકાઈ કે શોષાઈ જવાની નથી. અને આપણે પ્રાર્થના તો રોજ કરીએ છીએ वासांसि जिर्णानि नवानि देहि"

પરંતુ આવી પ્રાર્થનાઓ રોજ રોજ કરવા છતાં આપણા જીવનક્રમમાં કેટલી અસર કરે છે તે આપણે બધા જાણીએ છીએ.

મલિકજી જ્યારે જીવંત હતા ત્યારે જ તેઓ વ્યક્તિ મટી સમષ્ટિમાં સમાઈ ગયા હતા. તેમના સંસ્મરણો તો પાર વિનાના છે. પરંતુ છેલ્લે એટલું જ લખીને વિરમીશ કે વિદ્યાર્થીઓના જીવનનું ઘડતર કરી શકે તેવા—મલિકજી જેવા શિક્ષકોની પેઢી ઘસાતી જાય છે. પરિણામે આજનો યુવકવર્ગ, મળેલ શિક્ષણ

અનુ૦ પૃષ્ઠ ૨૪૨

માણસાઈ અને નીતિ સાથે પ્રીતિ બાધતાં શીખવું એ સાધકને માટે ખૂબ જરૂરી છે. એ પણ યોગ છે

કવિવર ગુરુદેવે ગીતાંજલિની કવિતામાં ગાયું છે મને મુક્તિ નહિ જોઈએ  આ જગત ભ્રમજાળમાં સપડાયું છે, કેટલી યે ભ્રમણાઓ જીવનમાં પડેલી છે એ જ ભ્રમણાઓનો મુકાબલો કરીને એ ભ્રમણાઓ દૂર કરવી જોઈશે

એથી સાધકને શરૂઆતમાં–સાધનાના માર્ગમાં Rejection નહિ થાશે Seperation નહિ ચાને ત્યાં ગુમ થવું એ જ યોગ

માથી ઉત્તમ યોગિની મે બીજી જોઈ નથી તેવું જ બચ્ચાંઓના સબંધમાં છે

બચ્ચાંઓમાંથી માબાપ તરફ, સખિઓ તરફ જો યોગ થાય તો આપણે ધન્ય થઈએ Yog is right relation ઉચિત સબંધ છે દરેક સબંધમાં દરેક સંજોગોમાં હોવો જોઈએ

આ ગુરુદેવ જાણે મા જાણે અમારા જેવા શું જાણે પછી એ સબંધ સાચવવા માટે અને એ સબંધ સાચવતાં વિરાટ સાથે સબંધ જોડવો ફરી આપણે યાદ કરવું જોઈએ કે આપણે માણસાઈ કેળવવી જોઈશે નીતિ સાથ પ્રીતિ બાધવી જોઈશે આ પણ છે અમુક પદ્ધતિ તેને વળગી રહેવું. એ પદ્ધતિને વળગીને સબંધ બાંધવા ને જાળવવા એ પણ છે માણસાઈ એ પણ છે નીતિ

૧૯૨૩માં ગીતાંજલિ બહાર પડી મારા હાથમાં તે પુસ્તક આવ્યું હું વાચવા લાગ્યો બસ એમ જ વાંચતો હતો એક કાવ્ય ઉપર નજર પડી સમજાયું નહિ સમજવા ખૂબ પ્રયત્ન કર્યો પણ સમજાય નહિ ગુરુદેવ શું કહેવા માગે છે એ જ સમજવું હતું સમજાતું હતું નહિ. અંદરથી આદેશ આવ્યો "પંડિતની કોઈ જરૂર નથી પાંડિત્યથી ભગવાન મળતો નથી પાંડિત્યથી મુક્ત રહે"

અહમ્ ego નો સ્વભાવ છે આ જગાએ તે જ ઊભે તે જગાએથી આ જગાએ એમ તે ફરવાનો છે સૌથી આગળ જઈને બેસવાનો છે એને આપણે એમ જ કહેવાનું છે "અહમ્ મીઆં ઊભા રહો અહીં બેસો પ્રીતમનાં દર્શન કરવાં છે ને આપણે બે મળીને કરીશું દરબારમાં બધી જ ખુરસીઓ સરખી છે"

"પ્રભુજી મૈ હું તેરા દાસ.
પ્રીતમજી મૈ હૂં તેરા દાસ.

તુમ હી મેરી આશ
હરિજી મૈ હું તેરા દાસ.
ફીર મૈં કયો ઉદાસ
પ્રભુજી મૈ હૂં તેરા દાસ."

*

'જીવન યોગ છે."

ચાચાજીને ઉપરના વિષય ઉપર બોલવાનું થયું

ટાંકણી પડે તો ય સંભળાય એવી નીરવ શાંતિ છે. સૌ પોત પોતાનાં મનમંદિરે ગોઠવાઈને બેસી ગયાં છે. અદ્ભુત એ વાતાવરણ જામી ગયું છે

હાજેચી આંખો, ભવ્ય લલાટ ને ટેકાવેલ હાથને આધાર ઊભેલું જ્ઞાનથી ભરપૂર એવું એમનું મસ્તક અને માનવી જગતને માટેનો ફીરસ્તો બનીને ઉતરેલો આ સાધુપુરુષ દેશભરમાં ભટકીને ઘણા અનુભવોનાં પોટલાં હૈયે ચાંપીને જીવનનો આ સદાય વસતો પ્રેમી મસ્તફકીર કોઈક અનોખી ભાન પાડ એવી અદાથી બોલવાની શરૂઆત કરે છે

'જીવન અને યોગને જુદા જુદા રાખવાથી કંઈ વળશે નહિ જીવનનું એ વિશેષ અંગ છે શ્રી કૃષ્ણ મંદિરમાં જઈને તેના ગુણ ગાઈએ છીએ તેનો પાઠ કરીએ છીએ પાછા આવીએ છીએ ઓફિસે જઈએ છીએ સમજવાનો પ્રયત્ન પણ ના કર્યો રટણ કરીને સંતોષ માની લીધો

સૌથી પહેલા તો અંદરથી સંપૂર્ણપણે સ્વીકારવું જોઈશે જીવન જ યોગ છે જીવન તો અનેક સંબંધોનો પૂંજ છે એ સંબંધો સારી રીતે જાળવીશું તો 'સબમે રામ એકાકી' નો અનુભવ થશે જીવનનો યોગ થશે

એવું જાણીએ કે અંદરથી છૂટા પડયા છીએ. કોઈ વહાલાથી છૂટા પડયા છીએ. એને માટે ફરી યોગ થાય, એવુ ઇચ્છીએ એનું નામ સાધના છે

જીવન વિરાટ છે એ વિરાટની સાથે કોઈ તુચ્છ વ્યક્તિનો યોગ થવો જોઈએ. એથી પહેલા એ વિરાટ માટે તર્પણ કરવુ. રાતદિવસ એની યાદમાં બળવું

શારીરિક રોગ માટે દાકતર પાસે જઈએ છીએ ને ! 'રોગ મટાડ.' એમ દાકતરને કહીએ છીએ એ રીતે વહાલાને કહીએ રોગ મટાડ. વહાલા પ્રભુને પહોંચવા માટે રોગ માગીએ.

પંડિત કહે છે યોગ એ સાધના છે કહેવા દો

જીવનની સાધનામાં બીજું કંઈક જડયુ. એ સાધન જ સત્ય છે. એ ધન મેળવવા માટે બીજ ધન છે જીવન પ્રયોગશાળા છે એમાંથી બીજા દૃષ્ટિબિંદુ જડશે સહન શક્તિ વધશે

એક જ માર્ગ છે નીતિનો. માર્ગ છે પોતાના પરિવાર સાથેના સંબધ. બીજાની સાથેના સંબધ. વેપાર કરીને પ્રીતમ સાથે સંબધ બાંધીએ છીએ. આ સંબંધ જાળવવો એ પણ જીવન છે

જીવનને સ્વીકારવુ જોઈશે સુખદુ:ખ સાથે, માન અપમાન સાથે It is a whole કોઈ વિચાર કોઈ વ્યક્તિ બાંધી નહિ શકે એનામાં છૂતા છૂત No touchable. એ સાચો પ્રેમ નથી લોકોની આંખો લાલ થઈ, જ્યારે મેરી ઈસુના સંબંધમા લોકોએ તુચ્છકાર કર્યો 'બહાર કાઢો '

મેરી જાય છે, ચરણ સ્પર્શ માટે

ઈસુ જોઈ રહે છે, તે કહે છે "આ પથાવવું પડશે. જેણે પાપ નથી કર્યું" એ પથ્થર મારી શકશે. કોણ એવો છે જેણે પાપ નથી કર્યું "

કોઈ ના નીકળ્યુ ? કોણ નીકળે પાપ તો દરેકમા છે [વિરાટની સંપૂર્ણતા, વિરાગના ગોગાકારમા

પુણ્યનું અભિમાન નથી. પાપનો ડર નથી લોકો જેને પાપી કહે છે. પણ માની દૃષ્ટિએ સ્વસ્થ દીકરો ને અપંગ દીકરો એકસમાન છે

'Simple union is best.' સહજ સરળ રીતે યોગ મિલાપ એ જ ઉત્તમ. મિત્રો ભૂલશો ના. આ બધાની પાછળ અંદરનો દેવ બેઠેલો હોય છે બેસતો હોય છે

આધ્યાત્મિક જીવનમાં લોભ છે. જલદી સત્યની ઝાંખી કરાવો એમ બોલાય છે પણ મારી કૂટીને તમે ફૂલ નથી કરી શકતા ફૂલ થશે એની મેળે. એના ઢંગે યોગીઓમાં એટલા માટે તો છંદ છે. કવિ એના સ્ટેજ પર ખીલે છે. ફૂલ એના સ્ટેજ પર ખીલે છે. સરખામણી ના કરવી જેમ ગુરુ ગુરુ વચ્ચે સરખામણી ના કરવી. એનાથી દૂર રહેવું.

જીવનમાં જે જાતના સંબધો વધે છે પ્રભુએ તે સંબધો બાંધ્યા છે તે બધાને સરળ રીતે, સહજ રીતે, સાચવવા જોઈએ વિના કોઈ આડંબરે. એ જ છે યોગ. એ જ છે જીવન પ્રકૃતિના સંબંધમાં છે કોઈ આડંબર ? બધુ કરે છે, પણ પોતાનું છૂપાવે છે. યાદ ન કરીએ તો સંબંધ તૂટો પણ જે પોતાને પાછળ રાખે છે તે જ યોગ પામે છે

આપ સૌની સાથે મનમાં હું પ્રાર્થના કરતો આવ્યો છું, એક જ પ્રાર્થના રોજ હું વારંવાર કરું છુ

પ્રીતમ તને કોઈ દિવસ ન મળુ.

મળવાની જે આકાંક્ષા આતુરતા

મળીને જે તને પામી ગયો પામી ગયો

છૂટો પડયો છુ હું કોઈ વખતે તું જ્યારે છુપાઈ ગયો છે ત્યારે, તારી હું કૃપા જ માગુ છુ કે એ જન્મોજન્મ રહે. પછી તારુ મોઢું બતાવતો રહે

જલાઈ મુઝે કર જલાઈ મુઝે કર

એક સૂફી ફકીરની સીધી કાટી યાદ આવે છે તેનો ભાવાર્થ આ પ્રમાણે છે. "તારે બારણે જે કોઈ આવે છે તેને તું ખાલી હાથે નથી જવા દેતો

હું પણ આવી છું, પ્રીતમના વિયોગના દર્દ, તું બધું જાણે છે મારું દર્દ અને દુઃખ. ઇચ્છા હોય તો થોડી દવા આપી દે, જેથી દર્દ સહન કરું. પણ દવા એટલી જ આપજે જેથી વિયોગની આગ સહ્ય બને (એટલી બધી નહિ જેથી તે બુઝાઈ જાય એટલે કે મિલન નથી માંગતી ફક્ત ઝાંખી માગું છું. ફરી વિયોગ, ફરી જલન, ફરી સહન.) હું સદાય તારા વિયોગની આગમાં તડપું એ જ હું માગું."

સખા જલો.

બાજુ કર્યો કાલ,
સખા જલ.
બાજુ કર્યો પર,
હરગુઝે તું સમાવી.

અમદાવાદની શેઠ બાલાભાઈ દામોદરદાસ કૉલેજમાં અધ્યયન કરતી એક વિદ્યાર્થીની ચાચાજીને પોતાની કૉલેજમાં લઈ જાય છે. ત્યાંના આચાર્ય અને અધ્યાપકગણના આગ્રહથી તેમણે પ્રવચન કર્યું છે. પ્રસંગ છે શ્રી કાલિદાસ સંસ્કૃતિદિનનો. તા. ૨૪–૧૧–'૫૯.

"જીવન તો તપોવન છે. એક લીટી યાદ આવે છે વ્યક્ત નથી થતી. સંસ્કૃતિની વ્યાખ્યા– "તારા બધા પથ શુભ થાવ" જે આવી પ્રાર્થના કરે તે cultured.

દ્વિજેન્દ્રનાથને પૂછવામાં આવ્યું: 'કવિ શિક્ષક થઈ શકે?' 'હા, ગધેડાને ઘોડો બનાવી શકે. સેવાગ્રામ રૂપી તપોવનમાં વાઈસરોય જઈ આવ્યો. જેમને આધ્યાત્મિક જ્ઞાન છે. તેમની પાસે જીવનનું જ્ઞાન છે. આજકાલ રાજકારણમાં તેની ઉપેક્ષા–They have no vision. જ્યારે vision નથી, ત્યારે વિરાટ શક્તિનો પરિચય નથી. જ્યારે રાજા ઋષિના ચરણોમાં ઝૂકતો, ત્યારે રાજધાની અને લોકો વચ્ચે પુલ બંધાતો. સંસ્કૃતિનો આજે ભૌતિક પદાર્થોનો પુલ એ સંસ્કૃતિનો વિકાસ. પણ આત્માનો વિકાસ–પ્રેમ મેળવવા યક્ષની જેમ વિરહવ્યથા અનુભવવી પડશે. પ્રણય એ ટેલિવિઝન છે. પ્રણય મેળવવા માટે તપ જરૂરી. પોતે તપ કરે અને બીજાને દીવાની જેમ જલીને પ્રકાશ આપે. તે જ પ્રેમ કરી શકે. સંસ્કૃતિનું ઝરણું લોકોના–ગ્રામજનોના– હૈયામાં છે. 'વસુધૈવ કુટુંબકમ્'ની ભાવના તે સંસ્કૃતિ. જે આશાઓ પૂર્ણ થઈ નથી તે પૂર્ણ થાય. જે આદર્શો સફળ નથી થયા તે પ્રભુ સફળ કરે. ૨૪ નવેંબર શ્રી અરવિન્દનો દર્શન દિન. ઉજ્જ્વળ અતિથિ પોતે ઉજ્જવળ થાય ને બીજાને ઉજ્જ્વળ કરી શકે. કાળમાં રહેતાં રહેતાં જે અમર છે તેની ઝાંખી તમને થાય. તમે સર્જન કરો અને શ્રી કાલિદાસને–સંસ્કૃતિ–ને અને ભારતને સાંભળો."

●

પૃષ્ઠ ૨૩૮થી ચાલુ]

દ્વારા તૃપ્તિ મેળવતો નથી વારંવાર અસંતોષથી પ્રજ્જ્વલિત થતા આપણા આ યુવકવર્ગને યોગ્ય માર્ગદર્શન આપવામાં આજનું શિક્ષણ સફળ થશે? છેલ્લા ૧૦ વર્ષથી ભારતની બદલાતી પરિસ્થિતિથી મલિકજી પણ વ્યગ્ર હતા પ્રાચીન સંસ્કારો અને સંસ્કૃતિના અમૃતસિંચન વગરના શિક્ષણને તેઓ ઝેર માનતા હતા. અને કહેતા કે "ગાંધીજીના દેશભક્તિ અને ટાગોરના વિશ્વપ્રેમના સિદ્ધાન્તોથી આપણું શિક્ષણ જગત દૂર અને દૂર થતું જાય છે." જ્યાં સુધી ગુરુશિષ્ય વચ્ચે તાદાત્મ્ય સધાય નહીં ત્યાં સુધી સાચું શિક્ષણ આપવું અને મેળવવું મુશ્કેલ બને છે. અલબત્ત મલિકજી તો આ વ્યગ્રતાને ખંખેરી તેમની શાન્તિ મેળવી શકે તેવા સમર્થ હતા; પરંતુ આ પ્રકારના માનસિક પરિતાપમાંથી આપણે કેવી રીતે મુક્ત થઈ શકીએ?

આવે પ્રસંગે આવા ગુરુજનોની યાદી એ જ આપણું આશ્વાસન બની રહે છે.

# પરિભ્રમણ

'આશુતોષ'

## કલાની લૂંટ[1]

'ધી સ્ટેઈટ્સ' પાક્ષિકે ૨૭–૬–૭૭ના અંકમાં કલા, શિલ્પ અને સ્થાપત્યમાં જે આંતરરાષ્ટ્રીય લૂંટ અને ચોરી ફૂલીફાલી રહ્યા છે તેનો ખરખરો કર્યો છે. તેમાં સહભાગી થવાનું તો કોઈ શાણા માનવીને મન થશે જ. વાત એમ છે કે ભારત જેવા પ્રાચીન દેશમાં શિલ્પો અને સ્થાપત્યો અદકેરૂ ઐતિહાસિક મૂલ્ય ધરાવે છે કગરના આલોચકે એક બે દૃષ્ટાન્તો પૂરાં પાડીને સમજાવ્યુ કે દાણચોરી માત્ર સોનારૂપાની નથી કલાના અપ્રાપ્ય કીમતી નમૂનાઓની થઈ રહી છે ગુજરાત રાજ્યનો જ એક દાખલો ટાંકીને કહ્યુ છે કે એક મંદિરની મુલાકાતે જતાં ત્યાં ચોગાનમાં ચોતરફ શિલ્પના અપ્રતિમ નમૂનાઓ વેરાએલા પડ્યા હતા ત્યાં આજુબાજુ સુરક્ષા માટે કાંટાળી વાડ કે કોઈ જ નહિ પગી તો ક્યાથી જ હોય? દેખીતી રીતે જ, ચોરી કરનારાઓ માટે આ સોનેરી તક હતી વધુ નવાઈની વાત તો એ હતી કે સ્થાનિક જે વ્યક્તિ તેની જાળવણી માટે જવાબદાર હતી તે પોતે જ આવી કલાકૃતિઓના સંગ્રાહક હતા અને કેટલીક બેનમૂન વિરલ ચીજો તેમના 'અંગત' ખજાનામાં હતી! તેમણે આ ક્યાંથી મેળવી હશે? કઈ રીતે? બીજા એક કિસ્સામાં ઋષિકેશ તરફ એક મંદિરમાં એક પરદેશી સજ્જન તેમણે વર્ષો પહેલાં જોયેલી શિલ્પ મૂર્તિ ફરીથી તેમના મિત્રને દેખાડવા આવ્યા ત્યારે ત્યાં ન હતી! તેને બદલે ત્યાં માટીમાંથી બનાવેલી અનધિકૃત મૂર્તિ મૂકી દેવામાં આવી હતી દેખીતી રીતે જ, ભારત જેવડા વિશાળ દેશને ખૂણેખૂણે કલાના નમૂના સચવાઈ રહ્યા છે ત્યાં બધે જ સરકારના કે પુરાતત્ત્વ ખાતાના હાથ પહોંચી શકતા નથી પરદેશીઓ પ્રાચીન સંસ્કૃતિના અવશેષો પ્રાપ્ત કરવા લખલૂટ નાણાં ખર્ચી શકે છે અને ભારતમાં તો દ્રવ્ય સમક્ષ ઝૂકી પડનારા કલાના ઓરંગઝેબોનો તોટો અત્યાર તો નથી જ. પરિણામ વર્ષોથી કલાના ક્ષેત્રે ઊઘાડી લૂટ ચાલી રહી છે અને જેમ વાઘના શિકારની મનાઈ છે છતાં વાઘની ચામડીની ધૂમ નિકાસ થાય છે, શીંગડા માટે થઈને આસામના ગેંડાને મારી નાખવામાં આવે છે તેમ કલાના ઉત્કૃષ્ટ નમૂનાઓ પરદેશ ચડાવનાર સેંકડો અમીચંદો આજે વિદ્યમાન છે. બીજા શબ્દોમાં કહીએ તો આ ધંધો આજકાલનો નહિ, સેંકડો વર્ષોથી ચાલી રહ્યો છે અંગ્રેજો અહીંથી ઘણુ બધુ ઉઠાવી ગયા છે મૂર્તિભંજક હોવાથી મુસલમાનોના રાજ્ય અમલ દરમ્યાન શિલ્પસ્થાપત્યને સહન કરવુ પડ્યુ છે કલાની બાબતમાં જેનું મન લાગણીશીલ છે તેમણે ધૂમકેતુની હીરાધર શિલ્પીની વાર્તા 'વિનિપાત' વાંચી જવી માત્ર પથ્થરના શિલ્પની જ આ વાત નથી. ધાતુની મૂર્તિઓ–કાંસ્ય પ્રતિમાઓનું તો નામ નિશાન રહ્યુ નથી દેશપરદેશના જે અનેક મહાનુભાવો વસે છે–ખાસ કરીને વિશિષ્ટ દરજ્જો અને હકકો ધરાવતા રાજદ્વારી પુરુષો–તેમની લાગવગનો છૂટથી ઉપયોગ કરવામાં આવે છે ભારતના નટરાજ ઉપર દુનિયા આફરીન છે નટરાજની વિવિધ મુદ્રાવાળી સેંકડો અને હજારો પ્રતિમાઓ ભારતમાંથી અદશ્ય થઈ ગઈ છે અહીં દસ હજાર રૂપિયા ખર્ચીને કોઈ આવી મૂર્તિ પરદેશમાં ચડાવે તો સહેલાઈથી ત્યાં તેની કિંમત અડધા લાખથી ઓછી થાય નહિ

વેપારની–ધંધાની–સટ્ટાની આજે આ વાત બની ગઈ છે 'યુનેસ્કો'એ તાજેતરમાં દરેક રાષ્ટ્રનું ધ્યાન આ બાબત પરત્વે દોર્યુ છે અને પ્રાચીન સંસ્કૃતિના અવશેષો જે દેશોમાં વિદ્યમાન છે ત્યાંની સરકારોને સાબદા કરી છે એ તો સુવિદિત છે કે ઈજીપ્તમાં નાઈલ નદી ઉપર 'આસ્વાન ડેમ' બાંધવાથી ડૂબી જતી રાજા નેપસીગની પ્રતિમાઓ ખસેડવા અને અકબંધ રાખવા યુનેસ્કો'એ અબજો પાઉંડ ખર્ચીને આંતરરાષ્ટ્રીય પુરુષાર્થ કરી બતાવ્યો હતો દક્ષિણ ભારતના શ્રીરંગમ્' મંદિરના પુનરુદ્ધાર માટે પણ વિશ્વસંસ્થાએ મદદનુ વચન આપ્યુ છે ભારતને

લાગેવળગે છે ત્યાં સુધીમાં અજંતા-ઇલોરાથી આગળ વધીને- અનેક અસંખ્ય સ્થળો તરફ હજુ ધ્યાન ખેંચાયું નથી. હા, અત્યાર સુધીમાં સોમનાથના નવા મંદિરનું નિર્માણ કરીને પાટીમાં એકડો ઘૂંટવાનો પ્રયાસ થયો છે ખરો. અફઘાનિસ્તાનમાં હજારો વર્ષથી સમયને પડકાર આપી રહેલી બુદ્ધની ૩૦૦-૪૦૦ ફૂટની વિરાટ પ્રતિમાઓને નામશેષ થતી અટકાવવા ભારત સરકાર હમણાં જ નિદ્રામાંથી જાગી અને અફઘાન સરકારે પણ મદદ કરવાનું વચન આપ્યું એ હકીકત અવશ્ય આનંદદાયક છે. પરંતુ જે નુકસાન આ ક્ષેત્રે થઈ ચૂક્યું છે તે ભરપાઈ થઈ શકે તેમ નથી. હવે તો કોઈ ખજાનામાં બહુ રહ્યું નથી. દુનિયાને બતાવવા માટે તાજમહાલ, અજંતા, ઈલોરા અને ખજૂરાહોના ગણ્યાગાંઠ્યા અવશેષો રહ્યા છે. જગતની એક વિશિષ્ટ અને સુંદર સંસ્કૃતિ ભારતમાં વિકસી હતી એમ ભવિષ્યની પેઢી પૂછે ત્યારે પેલા કવિની પ્રખ્યાત ઉક્તિનું ઉચ્ચારણ કર્યા નથી થઈ શકતું.

"સૌન્દર્ય શુ, જગત શું, તપ એ જ સાથી !"

## ભારતીય કર્ઝન પાકશે ખરો ?

એ જ પાક્ષિકે આજ સંદર્ભમાં લોર્ડ કર્ઝનને યાદ કર્યો છે. આ સદીની શરૂઆતમાં, ભારતના સદનસીબે મળેલ પ્રાચીન કલાના ગુણજ્ઞ આ વાઈસરૉયે સૌ પ્રથમ પગલું ભરીને પુરાતત્ત્વખાતાના નિયામકની નવી જ નિમણૂક કરી અને શિલ્પસ્થાપત્યની જાળવણી માટે કાયદો ઘડ્યો. એક પરદેશી માણસ ભારત જેવા ગુલામ દેશની સંસ્કૃતિમાં આવો ઊંડો રસ લે તેથી તેના દેશમાં ઊહાપોહ થાય તે સ્વાભાવિક છે. ૧૯૦૪માં તેણે પુરાતન અવશેષોની જાળવણી માટે કાયદો પસાર કર્યો તે તેની કારકિર્દીનું એક ઉત્તમ કાર્ય હતું. આ સૌંદર્યપ્રેમી અંગ્રેજ એટલું અવશ્ય જાણતો હતો, ધર્મના મતભેદોની પેલે પાર જ્યાં સૌંદર્ય, કલા, સ્થાપત્ય અને ઇતિહાસના દર્શન થાય છે ત્યાં જ માનવના વસે છે. ભૂતકાળમાં અને ઇતિહાસમાં ડોકિયું કરવાની તેની તાલાવેલી, બંગાળની એશિયાટિક સોસાયટી સમક્ષ તેણે ફેબ્રુઆરી ૧૯૦૦માં કરેલ ભાષણમાં આ રીતે વ્યક્ત થઈ હતી· "સંશોધનના આ યુગમાં પણ મોટાભાગનો પ્રાચીન ઇતિહાસ અનુમાનનો વિષય બની રહે છે. પણ તેની ચાવીઓ જોનારને ઠેરઠેર મળી આવે તેમ છે– દટાએલી નગરીઓના અવશેષોમાં, દુર્વાચ્ય શિલાલેખોમાં, સિક્કાઓમાં અંકિત મુદ્રાઓમાં, તૂટી પડેલા સ્તૂપો અને પથ્થરમાં મંડિત શિલ્પના આકારમાં ઇતિહાસના અંકોડાઓ મળી આવે છે, અને તૂટતી કડીઓ મેળવીને ઇતિહાસનું માળખું ઊભું કરી શકીએ અને લુપ્ત થયેલા યુગનાં કલા, સાહિત્ય, રાજકારણ અને નીતિશાસ્ત્રની ઝાંખી મેળવી શકીએ."

કર્ઝન આટલેથી જ અટક્યો ન હતો. શિલ્પ અને સ્થાપત્યની નમુનેદાર ઇમારતોનો કબજો લઈ બેઠેલ યુરોપિયન અને દેશી અમલદારોને તેમાંથી હાંકી કાઢનાર પણ કર્ઝન હતો. સીદી સૈયદની જાળીની પ્રતિષ્ઠા તેણે સ્થાપી. કર્ઝનની ગરૂડદષ્ટિ દક્ષિણમાં વેલોર, ઉત્તરમાં લાહોર અને આગ્રા, પૂર્વમાં માંડલે સુધી પહોંચી વળી હતી અને ઇમારતોમાં કામ કરતી સરકારી કચેરીઓને બીજે ખસેડી, પુરાતત્ત્વ જાળવણી કાયદો લાગુ પાડી, સુરક્ષિત કરી હતી. તેથી તો આજે, તેને પગલે ચાલીને રહી સહી સમૃદ્ધિમાં રસ લેવાનું કોઈકને મન થાય છે.

## રેલવે સુરક્ષા દલ

રેલવેની અસ્કયામતોનું રક્ષણ કરવા ઠેકઠેકાણે સુરક્ષાદળની સ્થાપના કરવામાં આવી છે, જેથી રેલવેની માલમિલકતનું યોગ્ય રક્ષણ થઈ શકે. આમ છતાં રેલવેમાં ચોરીઓ થતી જ રહે છે અને માલમિલકતને પણ નુકસાન તો થતું જ રહે છે. તાજેતરમાં એક કિસ્સામાં માલગાડી લઈને જઈ રહેલા એક ગાર્ડે જોયું કે એક વેગનમાંથી તમામ કોલસા અદૃશ્ય થઈ ગયા હતા. તેણે ગાડી થોભાવી અને આગળ જવા ના પાડી. ગાડીને પાછી લેવામાં આવી ત્યારે પાટાની બન્ને બાજુ માઈલો સુધી કોલસા વેરાએલા પડ્યા હતા. કે ઈરાદાસર ઘરફાડું ટોળકીએ ઉપર ચડી જઈ વેરવી લીધા હતા. આવી ટોળકીઓ ઠેર ઠેર કામ કરતી હોય છે. રેલવેનો કોલસો શહેરોમાં છૂટથી વેચાય છે, તેમાંથી થતી આવકમાં રેલવે સ્ટાફનો પણ ભાગ હોય છે. અમુક કિસ્સાઓમાં મહોરબાની ભરી નિગાહો

નીચે આ બધુ ચાલતું હોય છે જે ગાડનો કિસ્સો પ્રકાશમાં આવ્યો તે એક જૂજ અપવાદ છે તેવી જ રીતે કર્મચારીઓમાં પ્રમાણિકતા પણ જૂજ અપવાદ તરીકે જોવામાં આવે છે આ વાતને સાચા સંદર્ભમાં જોવા હજુ આગળ નિરીક્ષણ કરવુ જરૂરી છે કર્મચારીઓ ક્યાંથી આવે છે ? તેમની ભરતી સમાજમાંથી જ થાય છે એક્વા રેલવેની નથી. કેન્દ્ર તેમજ રાજ્યોનાં બધાં ખાતાઓનાં કર્મચારીઓની ભરતી સમાજમાંથી થાય છે. એટલે સમાજની પ્રમાણિકતાનું પ્રતિબિંબ જ જ્યાં ત્યાં પડતું હોય છે. ચોરની મા કોઠીમા મોઢુ ઘાલીને રડે તેના જેવી આ વાત થઈ અહી હવે કોઈ જ ફરિયાદ કરી શકતું નથી

રેલવે સામે, પોસ્ટ સામે અથવા રેવન્યુ ખાતાના કર્મચારી કોઈના પ્રશ્ને તમે કાંઈ કહી શકશો નહિ તેમને ઘડનાર, કેળવનાર અને જીવનસાગરમાં તરતા મૂકનાર તમે છો તમે તેમને શિક્ષણ આપ્યું છે-જન્મદાતા તો તમે છો જ એ જે કાંઈ છે તે તમે છો । રાષ્ટ્ર માટે જીંદગી સમર્પી દેતો સૈનિક એ પણ તમારુ ફરજંદ છે પણ તેની કેળવણી અને સંસ્કાર જુદા પ્રકારના છે. હવે વિચારી જુઓ આમાં તમે શુ કરી શકો તેમ છો ?

છેલ્લો કટોરો

અમેરિકાની પ્રિન્સ્ટન યુનિ ના એક પ્રોફેસર થિયોડોર તાજેતરમાં ઝળહળતા પ્રકાશમાં આવ્યા છે કેમકે એથેન્સ નગરીની આસપાસના ઉત્ખનન દરમ્યાન સોક્રેટીસ ઉપર જે સ્થળે કામ ચાલ્યુ હતુ તે મળી આવ્યુ છે તેને દેહાતદંડની સજા થઈ હતી અને તે ઝેરનો પ્યાલો પીને તેણે મરી જવાનું હતું સોક્રેટીસ પી ગયો અને મૃત્યુ પામી અમર બન્યો બાઈ મીરાંએ પણ રાણાનો મોકલેલો વખનો પ્યાલો ગટગટાવ્યો હતો પણ તેને શ્રીહરિનો સાથ હતો છેલ્લે છેલ્લે એક ગાંધી નામનો માણસ થઈ ગયો અને એક કવિએ તેને ઉદ્દેશી ગાયુ હતુ– 'છેલ્લો કટોરા આ ઝેરનો પી જજો બાપુ' કવિ તો ગાઈને ચાલી નીકળ્યા પણ તેમની પંક્તિ બાપુને યાદ રહી ગએલી નોઆખલી પછીના બનાવોમાં તેનણે તે ચરિતાર્થ કરી બતાવી. ઝેરનો કટોરો પી જનારા જગતને યુગે યુગે મળતા રહ્યા છે. સોક્રેટીસની ઇમારત ભલે પ્રકાશમાં આવી. પણ એક વિશિષ્ટ સજા તે ઇમારત ઉપર મૂકવી જરૂરી છે. ભારતમાં તો દેવાધિદેવ નીલકંઠ આનું પ્રતીક છે પણ આજના જગતને ઝેરના કટોરો સૌની દૃષ્ટિ સમક્ષ રહે, તેવો વ્યાપ આપી શકે તેવી સજા કોઈ ક્લાકાર રચી આપશે કે ?

એક જ 'મહેતા' કેમ ?

દરિદ્રનારાયણ માટે મિજબાનીઓ, મહેફીલો, પાર્ટીઓ અને જમણવારોમાંથી વધેલુ અનાજ, રસોઈ ઇત્યાદિ એકઠુ કરી ગરીબોને વહેંચી આપવાની, માનવતાની સાચી સેવા મુંબઈના ડો. મહેતા બજાવે છે. તેઓ ભારતભરમાં તેમની વિશિષ્ટ સેવાથી પ્રખ્યાત બન્યા છે એમ તો દુકાળ જેવા પ્રસંગોએ પીડિતોને ભોજન આપવાની વ્યવસ્થા અનેક દાનવીરો અને ધર્માત્માઓ કરે છે બિહારના દુષ્કાળના કપરા સમયમાં પૂ રણછોડદાસજી મહારાજની સેવા કોઈ ભૂલી શકશે નહિ. ગુજરાતમાં પણ અછતગ્રસ્ત વિસ્તારોમાં સુખડી વહેંચી પુણ્ય કમાનાર વ્યક્તિઓ સુપરિચિત છે પરંતુ શ્રી મહેતા જે વિશિષ્ટ સેવા બજાવી રહ્યા છે તેને તેવી જ રીતે મદ્રાસ, કલકત્તા, દિલ્હી જેવા શહેરોમાં અપનાવનાર કોઈ પુણ્યાત્મા કેમ નજરે પડતો નથી ? આ શહેરો સમૃદ્ધ અને સંપત્તિવાળાં છે અને ત્યાં મિજબાનીઓ બારમાસ એક યા બીજા પ્રસંગે ચાલતી જ રહેતી હોય છે આ શહેરોની વાત જવા દઈએ ગુજરાતની વાત કરીએ તો અમદાવાદ, સુરત, વડોદરા, રાજકોટ, ભાવનગર દરેક ઠકાણે એકએક મહેતાની તાતી જરૂર ઊભી છે સમાજમાં અન્નનો તેમ જ રાંધેલા અનાજનો વ્યય ખૂબ થાય છે લગ્નની મોસમમાં તો ખાસ ડા મહેતાનું કાર્ય એટલુ ઉમદા છે છતાં તેમાં મહેનત સિવાય બીજુ કાંઈ ખર્ચ નથી અને હજારો ગરીબોને અન્નદાન આપી માનવતાનું એક સુંદર કામ થઈ શકે છે પુણ્યની વાત બાજુએ મૂકીએ–આપણા માનવ બંધુઓની કફોડી હાલતથી પ્રેરાઈને આ કામ કરવાનું હજુ પણ મોડુ નથી સમાજસેવકો અવશ્ય વિચારે અને અમલમાં મૂકે

# ચાચાજી છે. કોણ કહે છે મૃત્યુ પામ્યા છે?

વિમળાબહેન પટેલ

બિમારી વધી ગઇ છે આશ્રમવાળાઓ ચિંતા કરશે ફોગટ દોડાદોડ કરશે વળી બચ્ચાઓ પણ ઉનાળાની છૂટીમા ઘેર જશે એમ છેલ્લુ મિલન કરાવવા માટેનું પ્રયોજન બનાવી ચાચાજી આવ્યા ને ગયા મુંબઇમાં વસતા એમના ડૉ મિત્રને (જેમની સારવાર અને દેખભાળ તળે છેક લગી રહેલા) વિનંતી કરી કે 'મને એકવાર આશ્રમમા લઇ ચાલો તે વિના મને ચેન પડશે નહિ વિનંતીમાં તીવ્રતા હતી ઝંખના હતી ડૉ મિત્રે અન્ય ડૉક્ટરોની સલાહ લીધી અને પરાણે બે રાત માટેની પરવાનગી મેળવી લીધી તા ૧૩-૩-૧૯૭૦ની સાંજે પ્લેનમાં હરિજન આશ્રમમા આવ્યા ડાક્તર મિત્ર પણ સાથે જ હતા એમના વિના આવી શકત કે કેમ એ મુખ્ય સવાલ હતો

સવાર–સાંજ શાળાના ચોગાનમાં જ ઘર આગણે પ્રાર્થના થતી ભાવુક ઉત્સુક લોક બહુ મોટી સંખ્યામા હાજર રહેતા ચોગાન ભરાઇ જતું ચાચાજી પણ એમના ગળાની ભયંકર તકલીફ હોવા છ્તાં પ્રાર્થનાને અંતે બે બોલ બોલ્યા વિના રહેતા નહિ (એની ટેપ ઉતારી લેવામાં આવી છે) વાતાવરણમાં ચેતના અને પ્રાણ બંને પોતાનો રંગ પૂરી જતા

તા ૧૫-૩-૧૯૭૦ની સાંજે પ્લેનથી પાછા જવાનું છે ભક્તજનોની બહાર ઠઠ જામી હતી બીજી બાજુ એમણે અમને એક એક કરીને બોલાવ્યા ને પોતાની પાસે બેસાડ્યા ને કહ્યુ તમે કોઇ ચિંતા કરશો ના બેશક, પ્રેમનો સંબંધ છે ચિંતા તો થવાની જ પણ જ્યારે જ્યારે તમને ચિંતાનો ભાર વધી પડે, ત્યારે ત્યારે હરિ ૐ ઊંડેથી પુકારીને કહેવુ કે ચાચાજીને એમનું દુઃખ સહેવાનું બળ દુ આપજે ૧૫ એપ્રિલે મને આમાથી ફેર પડવાનો છે મારા આ શરીરમાં સુધારો થવાનો છે ખાવાનુ તો બનવાનું નથી એ આજની જેમ જ રહેશે થોડો ઘણો ફરતો થઇશ થોડુ ઘણુ વાંચી લખીશ એ દિવસ મારો મુક્તિનો છે એમ મને એક પ્રભુએ કહ્યુ છે' આ એક સંદેશો હતો ગૂઢ હતો. મુક્તિનો અર્થ જ જુદો હતો

નામસ્મરણમાં એમને ગજબની શ્રદ્ધા હતી વિશ્વાસ હતો 'એનાથી મને બળ મળે છે શાંત રહે છે' એમનું આ કહેવુ હતુ અમને નામસ્મરણ કરવાનું ખાસ કહેવમા આવ્યુ હતુ તે પ્રમાણે અમે એક કાર્યક્રમ ગોઠવી પણ કાઢેલો

તા ૧૦મીની રાતે શ્રી રહીપડ્યા 'ચચાજી વિના શું થશે આ વિચાર મગજને કબજે કરીને બેસી ગયા ન રહેવાય ન સહેવાય ન કોઇને કશુ કહેવાય ભયંકર મન સ્થિતિ પેદા થઇ રાતના દોઢેક વાગ્યો હશે શો ચમત્કાર! અંદરથી જ જાણે ચાચાજી બોલતા ના હોય એવો ગૂઢ સંચાર થયો બુલંદ એમનો અવાજ કાને પડ્યો જાણે પાસે ઊભા છે કંઇક લખાવે છે એવી અનુભૂતિ થવા લાગી આ બધુ અચાનક જ થતુ જણાયુ એમ થી સંવેદના જાગી ચાચાજી ઊભા જ છે, લખાવે છે દીવો કર્યો કાગળ–કલમ હાથમા લીધાં ને લખાતુ ગયુ

મેરે બચ્ચો અભી મેરે લિયે દુઆ કરના,
પ્યાર કે ખિલાફ કિસીને નહી શિકવા કરના,
ઉસકે હી સીને પે અભી ચેનસે મૈં સોતા હું
ચાહતા, ઉસકો કિસીને નહીં ભૂલ કરના
બંદગી ખુદાકી ખુદાસે ભી બડી કહતા હું,
બંદગીમેં હી અભી હરસમય જિયા કરના
માગતા મુઆફી મૈં કસૂર અગર કિસીકા હો,
મેરે ખાતિર ભી કિસીસે નહી પરદા કરના,
પ્યાર હી હૈ ખુદા, ઔર પ્યાર હૈ મજહબ સચ્ચા
પ્યાર હૈ જિન્દગી મરકર ઉસે વફા કરના,

તા ૧૦ ૩-૭૦

બસ તે પછી એકદમ ટાઢક વળી ગઇ ચાચાજી રહેવાના છે ક્યાંય જવાના નથી મૃત્યુ પામવાના નથી બાકી બાકી આ બધુ છે એ મૃત્યુ પામ્યા તોય અંદરથી ટાઢક છે

એ મૃત્યુ પામ્યા જ નથી

# અવલોકન

શિ

## "ગાંધીજીની દિનવારી"

સંગ્રાહક : શ્રી ચંદુલાલ ભ દલાલ
પ્રકાશક : ગુ રાજ્ય મહાત્મા ગાંધી જન્મશતાબ્દી
ઉજવણી સમિતિ : પાનાં ૭૬૮ રૂા. પાંચ

એક આશ્ચર્યની પેઠે એક નવું પ્રકાશન સાંપડે છે 'ગાંધીજીની દિનવારી'. સંગ્રાહક શ્રી ચંદુલાલ ભગુભાઈ દલાલનું નામ વાચક પ્રથમ જ વાર વાંચે છે અને તેમની સંશોધન શક્તિથી નવાઈ પામે છે. પુરોવચનમાં શ્રી રસિકલાલ છે. પરીખે બહુ જ યોગ્ય રીતે આ ભગીરથ કાર્યની સમીક્ષા કરી છે અને આવા કાર્યના સંપાદનમાં શી શી મુશ્કેલીઓ રહેલી હોય છે તેનો ખ્યાલ આપ્યો છે ગાંધીજીએ પણ પત્રો લખવામાં સ્થળ, કાળ, મિતિની ભૂલો ક્યારેક કરી છે. તેના કુટીબંધ દૃષ્ટાન્તો આપીને વિદ્વાન સંગ્રાહકે પોતાની અભ્યાસ અને સંશોધન શક્તિનો અચ્છો પરિચય કરાવ્યો છે. સંદર્ભગ્રંથ તરીકે આ પુસ્તક અસાધારણ મહત્ત્વ ધરાવે છે. ગાંધીજી આફ્રિકથી ભારત આવ્યા તે તારીખ ૯–૧–૧૫થી શરૂ કરી તેમના મૃત્યુ દિવસ ૩૦–૧–૪૮ સુધીના ૧૨૮૭૫ દિવસની આ રોજનીશી છે, અને દરેક દિવસે ગાંધીજીએ શું મુખ્ય પ્રવૃત્તિ કરી તેની ટૂંકી નોંધ પણ આપવામાં આવી છે.

તેવી જ રીતે પુસ્તકને છેડે ગામવાર સૂચિ આપવામાં આવી છે તેમાં ક્યા ગામ અથવા શહેરમાં ગાંધીજી કેટલીવાર આવ્યા અને કેટલો વખત રહ્યા તેની તારીખો મહિના માસ સાથે આપી છે જે જે છાપા, અઠવાડિકો, સામયિકો, પુસ્તકો તથા અન્ય સામગ્રીનો ઉપયોગ સંપાદકે કર્યો છે તેની એક સૂચિ છેવાડે આપી છે તે ઉપરથી જે સંશોધન–સમુદ્રમાં તેમણે ડૂબકી મારી છે તેની વિશાળતાનો ખ્યાલ મળી રહે છે સાડાસાતસો પાનાંના પુસ્તકની કિંમત પાંચ રૂપિયા રાખીને પ્રકાશકે મહદ્ ઉપકાર જીજ્ઞાસુઓ ઉપર કર્યો છે. ગાંધીજી વિષે આ વર્ષે સેંકડોની સંખ્યામાં પુસ્તકો લખાયાં છે તેમાં આ તદ્દન ભિન્ન પ્રકારનું, નિરાળું, ઉપયોગી પ્રકાશન છે.

## ધૂમકેતુના જીવન ઘડતરની વાતો ભાગ ૧૨

લેખિકા : શ્રી ઉષા જોશી
પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
પાનાં ૭૨ કિંમત રૂા ૧ ૫૦

અગાઉના ૧૧ ભાગોની પેઠે બારમો ભાગ શ્રી ઉષાબેનની રસાળ શૈલીમાં શ્રી ધૂમકેતુના જીવનના થોડા વધુ પ્રસંગોને નવ પ્રકરણમાં રજૂ કરે છે ગયે વર્ષે જ અમદાવાદે ભયંકર રમખાણ નિહાળ્યું અહીં પણ પહેલા પ્રકરણમાં રમખાણની વાત આવે છે તે તેની પ્રારંભિક અવસ્થાનો ખ્યાલ આપે છે 'સાહિત્ય બંધુ અમરપંથે'માં સ્વ. શ્રી મેઘાણીના મૃત્યુની કરુણતાને શબ્દ દેહ મળ્યો છે અંગત જીવનમાં સ્વર્ગસ્થના હૃદયની મુલાયમતા, તેમના મોટાભાઈનું દુ:ખ દૂર કરવાના પ્રકરણમાં જાણવા મળે છે કરુણતા આલેખતું ત્રીજુ પ્રકરણ 'ગાંધીજીની વિદાય'ને આવરી લે છે. શ્રી ધૂમકેતુના પ્રકાશકોએ તેમનો ષષ્ટીપૂર્તિનો પ્રસંગ ઉજવેલો તેનું મહત્ત્વ એ છે સંબંધો બાંધવામાં અને જાળવવામાં તેઓ વેપારીની નહીં પણ કૌટુંબિક ભાવના જ રાખતા અને સામેથી સ્વ. ગોવિંદભાઈ તથા સ્વ શંભુભાઈએ એવો જ પ્રેમાળ પડઘો પાડેલો. પુસ્તિકાની ભાષા સરળ, પ્રવાહી અને હૃદયંગમ છે અને લેખિકાને તેની ફાવટ સારી આવી ગઈ છે.

## 'કૃષ્ણાવતાર' ખંડ–૪

શ્રી કનૈયાલાલ મુનશી
પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ
પાના ૩૨૭ કિંમત રૂા. ૬–૫૦

ત્રીજો ભાગ દ્રૌપદી સ્વયંવર સાથે પૂર્ણ થયો હતો અને પાંડવોએ દ્રૌપદીને મેળવી હતી આ ભાગમાં પાંડવો પાછા હસ્તિનાપુર આવે છે અને

યુધિષ્ઠિરના રાજ્યાભિષેક પછી ખાંડવપ્રસ્થ તરફ પ્રયાણ કરે છે અને ત્યાં જઈ 'ઇન્દ્રપ્રસ્થ' નામની સ્વપ્નનગરીનું નિર્માણ કરે છે ત્યાં સુધીની હકીકત આવી જાય છે. દુર્યોધન હસ્તિનાપુરમાં રાજ્ય કરે અને પાંડવો દૂરના પ્રદેશમાં જઈ વસે ધૃતરાષ્ટ્રની કલ્પનામાં બંધુઓ વચ્ચેનું ઘર્ષણ ટાળવાની વાત હતી. શ્રી કૃષ્ણે પણ તેને એ રીતે સ્વીકારી હતી કે પાંડવો તેમની રીતે ધર્મરાજ્યની સ્થાપના કરે જેથી દુઃશાસન, શકુનિ અને દુર્યોધનના પ્રપંચોથી તેઓ અળગા રહી શકે. દુર્યોધનની પત્ની ભાનુમતી મૃત્યુ પામે છે અને તેની બહેન જલંધરા સાથે ભીમના સ્વયંવરની ભૂમિકા પણ આ ભાગમાં રચાય છે. એક પ્રધાન પાત્ર તરીકે ભીમ અત્રતત્ર ઘૂમતો રહે છે અને પાંડવોના રક્ષણની જવાબદારી માથે લઈને ફરતો રહે છે. કૃષ્ણ અને ભીમ સામસામા આવી જાય છે ત્યારે વાર્તાલાપમાં હળવી-ક્ષણોનું દર્શન થાય છે. સ્ત્રી પાત્રોમાં દ્રૌપદી અને જલધરા મુખ્યત્વે ચમકે છે. પાંચભાઈઓને વરેલી દ્રૌપદીના પાત્રને ન્યાય આપવામાં તેના ગૌરવને આંચ ન આવે તેવી કુશળતાથી તેનું ચિત્રણ થયું છે. શ્રી કૃષ્ણ પાંડવોની સાથે હંમેશાં સ્થૂળ અને સૂક્ષ્મ રીતે હાજર રહે જ છે. અહીં તેઓ સૌને વચન આપતા અને આપીને તેનું પાલન કરતા નજરે ચડે છે ભાનુમતીને તેમણે બહેન માની છે અને તેનો પતિ દુર્યોધન હસ્તિનાપુર રાજ્ય કરશે એવું વચન આપતી વખતે વાચકને ભવિષ્યદૃષ્ટા કૃષ્ણનો ખ્યાલ આવતો નથી. છેક છેલ્લે જ્યારે તેઓ બાજી ફેરવી નાખે છે ત્યારે જ તે સાનંદાશ્ચર્ય અનુભવે છે. તેવીજ રીતે જલધરાની મનેચ્છા કરવા કૃષ્ણ આડ કતરી રીતે બધુ જ કરી છૂટે છે. ઇન્દ્રપ્રસ્થની રચના થઈ જતાં, કૃષ્ણ દ્વારકાભણી વિદાય લે છે અને કહે છે "દ્વારકા જવું એ મારું કર્તવ્ય છે; પણ મારું હૃદય હું અહીં ધર્મના સામ્રાજ્યની સ્થાપના કરી રહેલા વીર પાંડવો પાસે જ મૂકી જાઉં છું", અને એ રીતે ધર્મસંસ્થાના માટે યુગે યુગે અવતાર લેવાની તેમની આગાહીને પૂરવાર કરે છે.

'સમર્પણ' શિશુઅંક જુલાઈ ૭૦
સંપાદકો: હરીન્દ્ર દવે, ઘનશ્યામ દેસાઈ
ભારતીય વિદ્યા ભવન,
ચોપાટી મુંબઈ-૭.

જુલાઈ ૭૦ નો પ્રથમ અંક શિશુઅંક તરીકે બહાર પાડી 'સમર્પણે' એક નવી દિશામાં ગમન કર્યું છે. આવતીકાલના જવાબદાર નાગરિકો એ આજનાં શિશુ છે અને તેમને યાદ કરવા, બલ્કે તેમના હૃદયમાં પ્રવેશ કરવો, એ એક કરવા જેવું કામ છે. આમાંની કૃતિઓ બાળકને નજર સમક્ષ રાખીને લખવામાં આવી છે, એ તો ખરું જ પણ કૃતિઓનું ધોરણ બાળકો આસ્વાદ લઈ શકે તેટલી સફળતાને પામ્યું છે. બાળકોના સર્જનો પણ આપવામાં આવ્યા છે. બાળકો માટે લખવું સહેલું નથી–બહુ કપરું કામ છે, બાળકોને હસાવવામાં ખૂબી જોઈએ– દૃષ્ટિ જોઈએ–આવડત જોઈએ, અને 'સમર્પણે' તે બતાવી આપ્યું છે. બાલભોગ્ય શૈલી ઉપરાંત વિષયની પસંદગી અને તેની માવજત અહીં ઉત્કૃષ્ટ સ્વરૂપે દેખા દે છે. આશા રાખીએ જે તંદુરસ્ત ચીલો આ પાક્ષિકે પાડયો છે તેને અનુસરવા બીજા સામયિકો પ્રયાસ કરે તો ઊગતી પેઢીને માટે કાંઈક કર્યાનો આત્મસંતોષ જરૂર મળશે

'કવિલોક' શિશિર ૨૦૨૬
જાન્યુ. ફેબ્રુ. ૧૯૭૦
તંત્રીઓ: શ્રી રાજેન્દ્ર શાહ અને
શ્રી બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી, ૧૪૫૪, રાયપુર અમદાવાદ
વાર્ષિક લવાજમ છ રૂપિયા)

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર, 'કવિલોક' દ્વૈમાસિક, નવા કદ-કલેવર અને રૂપરંગમાં 'દ્વિજ' બનીને અમદાવાદથી પ્રકટ થાય છે. ગરવી ગુજરાતી ભાષાને કવિતા વિષયક સામયિકો બાબતમાં સદ્‌ભાગ્ય સાંપડયું છે મુંબઈથી "કવિતા" અને 'કવિલોક' પ્રકટ થતાં જ હતાં. અમદાવાદથી "વૈશાખી" અને "કૃતિ" તેમાં તલ પુરાવતાં હતા. 'કવિલોક' અમદાવાદ આવતાં, ગુજરાતનું પાટનગર કવિ અને કવિતાની બાબતમાં વધુ સુસજ્જ અને સમૃદ્ધ બને છે.

દ્વિજ કવિલોક'નો પ્રથમ અંક શ્રી બચુભાઈ રાવતની સંપાદન કળાના છડીદાર બની રહે છે કેમકે શ્રી રાજેન્દ્ર શાહનું આજ સુધીનું સંપાદન નજર સમક્ષ છે જ. ગાંધી વન અને પ્રકૃતિના કંઈ વર્ડ્ઝવર્થ નાં આ વર્ષ આવતી બીજી શતાબ્દીના ઉપક્રમમાં દેશ ને દુનિયાના સરવર પ્રદેશમાં, આ કવિસમ્રાટના 'વ ડેકોજ'નું રેખાંકિત ચિત્ર જેનું મુખપૃષ્ઠ શોભાવી રહેલ છે તેવા આ અંક પ્રથમ દર્શને જ પ્રકૃતિની ભવ્યતાને ચિત્ત પર આંકી જાય છે. આર્ટ પ્લેટમાં વર્ડ્ઝવર્થ તથા ગ ક ઠકોરના ચિત્રો, કવિના પોતાના હસ્તાક્ષરમાં 'જૂ થતું ભણકારા' કાવ્ય, તેર જેટલા કવિઓની ગાંધી પ્રસાદી ઉપરાંત ગદ્ય વિભાગમાં છ જેટલા ઉત્કૃષ્ટ કવિતા વિષયક લેખો પ્રથમ અંકને ચિરંતન સંગ્રહ માટે સર્વમાન્ય ઠરાવે છે. કથાકાર સોમાભાઈ શાહનું 'શિશિર અને વસંત' આ અંકમાં મૂકીને વિદ્વાન સંપાદકોએ ઘણું બધું કહી દીધું છે અને કવિતાને મૂર્ત સ્વરૂપમાં રજૂ કરી છે.

'કવિલોક' અમદાવાદથી પ્રકટ થાય છે અને તેના સંપાદનમાં શ્રી બચુભાઈ રાવતનું નામ સંકળાયું ત્યારથી કુતૂહલનો જબરો વંટોળ ચડયો હતો. અમ (વા ના નટખટ સ્વૈરવિહારી માસિક 'કૃતિ'એ તો તેના સ્વરૂપ વિષે સહદેવની છટાથી ભવિષ્યવાણી ઉચ્ચારી હતી. સાહિત્યની દુનિયામાં આટલી ઈંતેજારી પ્રથમ જ વાર 'કવિલોક'ના નૂતન પ્રાકટ્ય વિષે જોવામાં આવી છે.

પણ દીવા જેવી સ્પષ્ટ એક વાત આ અંકના દર્શનથી થાય છે. શ્રી રાજેન્દ્ર અને બચુભાઈ બે પેઢીના પ્રતિનિધિઓ છે. કવિતાની જે ભવ્ય પરંપરા વર્ષોથી ચાલી આવતી રહી છે તેને ભૂતકાળ સાથે જોડી રાખતી એક અદૃશ્ય સાંકળ અત્યંત કમનીય અને રમણીય સ્વરૂપમાં કાવ્યના ભોક્તાને જકડી રાખે છે. ૨૦૦ વર્ષ પહેલાંના કવિનો પરિચય શ્રી નિરંજન પાસેથી લઈને શ્રી લલિત ગાંગડિયાના હાઈકુ પાસે અટકીએ છીએ ત્યારે અનંતકાળની કરેલી યાત્રાનો ખ્યાલ સહસા આવે છે.

છપાઈની બાબતમાં પણ મૌલિકતા આંખે ઊડીને વળગે છે. દરેક પાના ઉપર અરધી અરધી જગ્યામાં નાના ટાઈપમાં ગદ્ય અને મોટા ટાઈપમાં પદ્ય. અહીં પણ સમન્વયની દૃષ્ટિ જ રાખી છે. કવિઓનો ભૂતકાળ નામશેષ ન થઈ પહેલાં તેને અમરત્વ આપવાનો પ્રયાગ આ કાવ્ય દ્વૈમાસિકમાં રજૂ થએલી છબીઓ સફળ બનાવે છે. તરુણ વર્ડ્ઝવર્થ, વયસ્ક વર્ડ્ઝવર્થ, કવિની બહેન ડૅરૅથી, કવિનાં મકાનો. મૂછાળા બ. ક. ઠાકોર, તેમના હસ્તાક્ષરા – પૂર્વ અને પશ્ચિમનો સમન્વય ચિત્રવિથીમાં પણ થયો છે. બે મહેચ્છાઓ પ્રકટ કરવાની ઈચ્છા થાય છે – એક એ કે 'કવિલોક' સમગ્ર જગતનું માસિક બની રહે, અને બીજી, ન ભારતનું શ્રેષ્ઠ કાવ્યમાસિક બને!

*

## આભાર સ્વીકાર

### નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદના પ્રકાશનો

ગાંધીજીનો અક્ષર દેહ ગાંધીજીના ભાષણો, લખાણો ને પત્રો વગેરેનો સંગ્રહ કુલ ભાગ ૧ થી ૧૬ પહેલો બીજો ભાગ એક જ ગ્રંથમાં છે એમ કુલ ગ્રંથ ૧૫ પ્રત્યેક ગ્રંથની કિંમત રૂ. ૧૬/૫૦ મહાત્મા ગાંધી શતાબ્દીગ્રંથ સંપાદક ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્ સહસંપાદક આર. આર. દિવાકર ક. સ્વામીનાથન અનુવાદક નગીનદાસ પારેખ અને યશવંત શુક્લ ક્રા. ૩૮ મૂ. સાડાચાર રૂપિયા ગાંધી ગૌરવ લે. યોગેશ્વર (ગાંધી ગૌરવ ગાથા પદ્યમાં) ક્રા. ૩૪૦ મૂ. દસ રૂપિયા શ્રી કિશોરલાલ મશરૂવાળા એક અધ્યયન લે. કેતકી મનસરી ક્રા. ૩૮૧ કાચું પૂઠું મૂ. આઠ રૂપિયા બહુરૂપી ગાંધી (અનુ. મદ્દોપાધ્યાયકૃત 'બહુરૂપી ગાંધી'નો અનુવાદ) અનુવાદક જિતેન્દ્ર દેસાઈ ક્રા. ૨૪૧ કાચું પૂઠું મૂ. સાડાચાર રૂપિયા ગુજરાતના શિલ્પી સરદાર સંપાદક મુકુંદભાઈ કનાર્થી કાચું પૂઠું ૧૧૨ મૂ. એક રૂપિયો

કળાકાર

એ કુદરતનો પ્રેમી છે, ને તેથી એ તેનો સેવક પણ છે અને સ્વામી પણ.



- મનુષ્ય પોતાના ઇતિહાસમાં પોતાને ઉઘાડો પાડતો નથી; પણ એમાંથી એ મથામણ કરીને છટકી જાય છે.
- દરેક બાળક એ સંદેશો લઇને જન્મે છે કે, ઈશ્વર હજી માણસજાતથી નાહિંમત નથી થયો.
- નહેર પોતાના એ ભ્રમમાં જ રાચે છે કે, એને પાણી પૂરું પાડવા માટે જ સરિતાનુ નિર્માણ થયુ છે!
- પ્રેમ પણ નાશ પામી શકે છે, એ એક એવી હકીકત છે જેને આપણે સત્ય માની શકતાં નથી.
- ભાંગીને ધુળભેગી થઈ ગયેલી તમારી પ્રતિમા પુરવાર કરે છે કે, તમારી પ્રતિમા કરતાં ઈશ્વરે સર્જેલી ધુળનું મહાત્મ્ય વધારે છે.

રવિન્દ્રનાથ ટાગોર

મલ્લિકજી પ્રત્યે

હાર્દિક શુભેચ્છાઓ સાથે

**શ્રી ચંદ્રહાસ દવેના સૌજન્યથી**

# ધી જુનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો-ઓપરેટીવ
# બેંક લી : જુનાગઢ

ટેલીફોન – મેનેજર, ૨૦૭ - ૨૦૭ એ
એકાઉન્ટન્ટ – ૨૭૮

ટેલીગ્રામ Coopbank
પોસ્ટ બોક્ષ નં. ૪

તા. ૨૨-૪-૧૯૫૯ ના રોજ મુંબઈ રાજ્યના સહકારી કાયદા હેઠળ નોંધાયેલ
મુખ્ય કચેરી વણઝારી ચોક, જુનાગઢ

પ્રમુખ શ્રી ચિત્તરંજન રૂ રાજા,
ઉપ પ્રમુખ શ્રી ભોજાભાઈ વિરમભાઈ રાઠોડ

| | લાખ |
|---|---|
| ૧ અધિકૃત શેરભંડોળ | ૨૦૦ ૦૦ |
| ૨ ભરપાઈ થયેલ શેરભંડોળ | ૧૧૬ ૭૬ |
| ૩ અનામત ફંડ અને અન્ય ભંડોળ | ૩૮ ૭૨ |
| ૪ કાર્ય ભંડોળ | ૭૫૯ ૫૪ |

## : શાખાઓ :

| | | | |
|---|---|---|---|
| ૧ વેરાવળ | ૬ કેશોદ | ૧૧ કુતિયાણા | ૧૬ માધવપુર-ઘેડ |
| ૨ માણાવદર | ૭ મંગરોળ | ૧૨ રાણાવાવ | ૧૭ બીલખા |
| ૩ પોરબંદર | ૮ માળીયા | ૧૩ જેસાણ | ૧૮ નીલગઢ । રેલ્વે-ઉના |
| ૪ ઉના | ૯ તાલાળા | ૧૪ મેંદરા | ૧૯ બાંટવા |
| ૫ વંથલી | ૧૦ વિસાવદર | ૧૫ ચોરવાડ | ૨૦ શાપુર ૨૧ ગીરગઢડા |

- દરેક પ્રકારની થાપણો આકર્ષક વ્યાજના દરે સ્વીકારવામાં આવે છે
- પંચાયતો મ્યુનીસીપાલીટી, જુદા જુદા પ્રકારના બોર્ડ અને ટ્રસ્ટની બેંકર તરીકે કામ કરે છે
- દરેક શાખા પર તથા ગુજરાત અને મહારાષ્ટ્ર રાજ્યના શહેરો ઉપર ચેક, ડ્રાફ્ટ ખરીદ્યુ કરવામાં આવે છે
- ગુજરાત રાજ્યના શહેરો તથા બીજા સ્થળો ઉપર હુંડી બીન વિ વસુલ કરવાની વ્યવસ્થા કરવામાં આવેલ છે
- જીલ્લાની સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતિવિષયક કામકાજ માટે ધીરાણ કરવા ઉપરાંત ગૃહ અને નાના ઉદ્યોગોના વિકાસ માટે પગારદાર કર્મચારીઓને તથા નાગરિક બેંકોને પણ નાણાકીય સગવડ પુરી પાડવામાં આવે છે

વધુ વિગત માટે સંપર્ક સાધો

મનહરલાલ ૨. નારીચાણીયા
બી કોમ એલ એલ બી
મેનેજર

# વૈષ્ણવજન

સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક—સપ્ટેમ્બર—૧૯૫૭



" ચક્રવર્તી દરિદ્ર નારાયણનો પ્રતિનિધિ છું. તમારી સંપત્તિનો છઠ્ઠો ભાગ મને જોઈએ છે.
હું ભિક્ષા માગતો નથી, તમને સંવિભાગની દીક્ષા આપવા આવ્યો છું." —વિનોબાજી

# વૈષ્ણવજન

વર્ષ ૯] સપ્ટેમ્બર – ૧૯૬૦ [અંક : ૬

## અનુક્રમણિકા





## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

૫ દરમી સુધીમા અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમા હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમા પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકાના છે સંપાદક તે વિચારોમાં સમત છે જ તેમ માનવું નહિ

[લેખકોને]

'વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક, નાનું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમા [વરસનું] ૮ રૂપિયા
પરદેશમા સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન સુરેખ મુદ્રિકા, રેસકોર્સ રોડ, રાજકોટ

स्टील કાસ્ટિંગ્ઝ રોલ્ડ પ્રોડક્ટ્સ
રિબ્ડ ટોરસ્ટીલ
ઈ.ઓ.ટી. અને બીજાં ક્રેઈન્સ
ઈલેક્ટ્રિક આર્ક-ફર્નેસ ખોડીઝ
ફાઉન્ડ્રી અને કેમિકલ
પ્લાન્ટ ઈક્વીપમેન્ટ




**મુકંદ એટલેજ પોલાદ**

મુકંદ આયર્ન એન્ડ સ્ટીલ વર્કસ લિમિટેડ, કુર્લા, મુંબઈ-૭૦ એએસ

ULKA M 2 GUJ

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફિસ : અમદાવાદ )

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા.
અમદાવાદ-૯.

સહકાર, ભવન
ઢેબરભાઇ રોડ,
રાજકોટ.

ગુજરાતના ખેડૂતોને જમીન વિકાસના કામ માટે
રૂા. એક અબજ અને ચાર કરોડનું ધીરાણ કરેલ છે.

અત્યાર સુધીમાં કરેલ ધીરાણની વિગત.

| | સંખ્યા | કરોડ-લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૪૮,૪૩૮ | ૩૩.૩૮ |
| [૨] જુના કૂવા | ૩૧,૦૯૯ | ૨.૮૪ |
| [૩] ઓઈલએન્જીન ઈલે. મોટર્સ | ૧,૩૪,૮૯૦ | ૪૭.૬૪ |
| [૪] ટ્રેકટર્સ | ૩,૧૫૩ | ૫.૭૦ |
| [૫] અન્ય | — | ૧૪.૪૪ |

સભ્ય સંખ્યા : ૭,૩૧,૦૬૪
બેન્કની શાખાઓ : ૧૮૧

મગનભાઈ ર. પટેલ
ઉપપ્રમુખ.

હરિપ્રસાદ હ. ત્રિવેદી
આઈ. એ. એસ. રીટાયર્ડ
મેનેજિંગ ડીરેક્ટર

ઉદયભાણુસિંહજી
યુવરાજસાહેબ ઑફ પોરબંદર,
પ્રમુખ.




સાત મહિનામાં તો ગિરિશે ઊભા થવા માંડ્યું. એના હાડકાંયે મજબૂત છે અને એની ત્વચાયે તેજસ્વી છે. એની આંખોનો ચમકાટ તો કોઈનીયે આંખોમાં વસી જાય એવો છે' લોકો એને ઘડી બેઘડી જોઈજ રહે એવો છે ગિરિશ — એક અજેય બાળક! એની તંદુરસ્તી અને શક્તિશાળી સુદૃઢ શરીરનું રહસ્ય છે — એક વિશેષ પ્રકારનો બાળ આહાર!

અમૂલસ્પ્રેના વેચાણે, શરૂઆતના કેવળ બેજ વર્ષમાં એક એવી છાપ ઊભી કરી દીધી છે, બીજા બાળ આહારોના વેચાણ તો એની સામે નજીવા લાગવા માંડ્યાં — એ એક અજેય બાળઆહાર બની ગયો! અમૂલસ્પ્રે, એક વિશેષ પ્રક્રિયાથી (સ્પ્રે-ડ્રાઈંગ) અને વિશેષ ફોર્મ્યુલાને આધારે બનાવાય છે — વિશેષ પ્રકારના પોષકતત્ત્વો પૂરાં પાડવા માટે.. વિશેષ તો તમારા વ્હાલા બાળક માટે' સહેલાઈથી મોટા થવા અમૂલસ્પ્રે વડે બાળકને સમતોલ પોષણ આવશ્યક એવા વિટામિનો તેમજ ખનિજતત્ત્વો .. અને તમારા વ્હાલા બાળકના શારીરિક તથા માનસિક વિકાસ માટે જરૂરી અધિક, વધુ સારાં પ્રોટીનનાં તત્ત્વો મળી રહે છે!






# અમૂલસ્પ્રે

**માના દૂધની બદલીમાં ઉત્કૃષ્ટ વૈકલ્પિક આહાર**




# જોઇએ છે

## મેટ્રીક અને તેથી ઉપરના તાલીમાર્થીઓ ભારતભરમાંથી ટેલીવીઝન, ટેપરેકોર્ડર, રેડીયો અને ટ્રાન્ઝીસ્ટરટેકનોલોજી માટે

**આ સંસ્થા વિશાળ મકાનમાં આવેલી છે અને અદ્યતન લેબોરેટરી અને ઉત્તમ લાયકાત ધરાવનાર અને અનુભવી સ્ટાફથી સુસજ્જ છે.**



સંસ્થા અને ફેક્ટરીનું દૃશ્ય

સંસ્થાની કોલેજમાં અગર કોરસપોન્ડન્સ કોર્સ હેઠળ ૧૫ માસની તાલીમ લીધા બાદ તેમજ ફેક્ટરીમાં ૭ માસની જહેમતભરી પ્રેક્ટીકલ તાલીમ પૂર્ણ થયેથી ચીકાગો રેડીયો કોર્પોરેશન તરફથી રૂા. ૫૦૦ થી રૂા. ૨૦૦૦/ના પગારથી નોકરી તેમના શહેર/રાજ્યમાં આપવામાં આવશે. નોકરીની ખાત્રી બદ્દલ પત્ર પણ આપવામાં આવશે. જીવનની અદ્યતન સગવડતાવાળા મકાનમાં બોર્ડીંગ અને લોજીંગની વ્યવસ્થા પણ કરી આપવામાં આવશે. લેબોરેટરી તેમજ ફેક્ટરીમાં ઓછામાં ઓછા જરૂરી સમયમાં સંપૂર્ણ રીતે ઇલેક્ટ્રોનીક્સ એન્જીનીયર બનાવવા માટે જહેમતભરી પ્રેક્ટીકલ તાલીમ ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે. છોકરીઓ માટે અલગ રહેવા અને ભણવાની વ્યવસ્થા કરવામાં આવેલ છે. આ રીતે છોકરીઓને પણ ઇલેક્ટ્રોનીક્સ ક્ષેત્રે કારકીર્દી મેળવવાની આ સોનેરી તક છે. વિગતવાર પ્રોસ્પેક્ટસ માટે રૂા ૨-૦ મ.ઓ./પોસ્ટલ ઓર્ડરથી મોકલો. ટેકનીકલ ડાયરેક્ટર.

# ચીકાગો ઇન્સ્ટીટયુટ ઓફ ટેકનોલોજી

એ-૭, ગ્રીનપાર્ક, ન્યુ દિલ્હી,-૧૬. ફોન : ૬૨૪૪૯૪ [૨૭.]

# જ્ઞાન મેળવવું હોય તો નમ્ર બનો

આપણે જંગલીદશામાં હતા ત્યારે માથું નીચે રાખીને ચાલતા. માણસ થયા ત્યારે માથું ઊંચકીને ચાલવા માંડયું. એ માણસાઈ બતાવે છે, નીડરતા બતાવે છે. પૂ. ગાંધીજીએ આપણને નિર્ભય બનાવ્યા. એ માટે જે બહાદુરી જોઇએ તે કયાંથી આવી? ગાંધીજીએ એની શક્તિ બતાવી—આપણે ભારતમાતાના ખોળામાં રહીએ છીએ તેનું મંગળ થાય. આ જે પ્રેમવૃત્તિ છે તે મંગળને જ વરશે. મંગળ અને પ્રેમ એક જ છે. એનો અર્થ વિદ્વાનો આવો કરે છે જેનાથી મન ગળી જાય તે મંગળ. એ કઇ શકિત છે જે મનને ગાળી નાખે છે?

બૌદ્ધધર્મના એક પુસ્તકમાં લખેલું છે કે 'જો જ્ઞાન મેળવવું હોય તો નમ્ર બનો. અને જ્ઞાન મેળવ્યા પછી વધારે નમ્ર બનો!' આપણે થોડું વધારે જ્ઞાન મેળવ્યું અને માથું વધારે ઊંચું કરી મૂકયું. માથું ઊંચે કરવું ને માથું ઊંચકવું, બન્નેમાં ફેર છે. માથું ઊંચકવું એટલેઅન્યાયની સામે થવું. એટલા માટે ગુરુદેવની ગીતાંજલિમાં એક પ્રાર્થના છે: 'પ્રભુ, મને શકિત આપે કે જેના વડે જે બીજાઓનું અપમાન કરે છે, બીજાઓને અન્યાય કરે છે તેની સામે માથું ઊંચકીને ઊભો રહું'.

પરમ વસ્તુ ધન, તેનો વિચાર સતત રહ્યા કરે તેના જ માટે આ બધા પ્રયત્નો છે. વડિલો સામે, ઉંમર, અનુભવ, જ્ઞાન વગેરેમાં પણ માથું નમાવવું જોઇએ. આપણે જ્ઞાન મેળવવા આવ્યા છીએ, અને જેમ જેમ આપણું જ્ઞાન-વિચાર—શકિત વધતી જાય તેમ તેમ આપણે વધારે નમ્ર બનતા જવું જોઇએ. નમ્રતા જેવી બીજી કોઇ શકિત નથી, જે આપણા જીવનને, આપણા ચારિત્ર્યને ઘડી શકે. આ વાત મહાપુરુષો શીખવી ગયા છે.

—ગુરુદયાલ મલ્લિકજી





# કૈસા નાતા રે

મન ફૂલા ફૂલા ફિરૈ જગતમેં કૈસા નાતા રે ॥
માતા કહૈ યહ પુત્ર હમારા, બહન કહૈ બિર મેરા ।
ભાઈ કહૈ ભુજા યહ મેરી, નારિ કહૈ નર મેરા ॥

પેટ પકરિ કૈ માતા રોવૈ, બાંહ પકરિ કૈ ભાઇ ।
લપટ ઝપટિ કૈ તિરિયા રોવૈ, હંસ અકેલા જાઇ ॥

જબ લગિ જીવૈ માતા રોવૈ, બહિન રોવૈ દસ માસા ।
તેરહ દિન તક તિરિયા રોવૈ, ફેરી કરૈ ઘર બાસા ॥

ચાર ગજી ચરગજી મંગાયા ચઢા કાઠકી ઘોરી ।
ચારોં કોને અગિનિ લગાઇ, ફૂંક દિયો જસ હોરી ॥

હાડ જરૈ જસ લાકડી કો કેસ જરૈ જસ ઘાસા ।
સોના ઐસી કાયા જર ગઇ, કોઇ ન આયો પાસા ॥

ઘરકી તિરિયા ઢૂંઢન લાગી, ઢૂંઢ ફિરિ ચહું પાસા ।
કહૈ કબીર સુનો ભાઈ સાધો, છાંડો જગ કી આશા ॥

આ સંસારનો સંબંધ આપણા જીવતર લગીનો જ હોય છે. આપણે જીવતાં હોઈએ ત્યાં સુધી જ 'આ મારાં બહેન' 'આ મારો ભાઈ, 'આ મારાં માતા પિતા' વગેરે સંસારી સંબંધોથી આપણે એક બીજા સાથે જોડાયેલાં હોઈએ છીએ. પરંતુ જ્યારે આપણે મૃત્યુ પામીએ છીએ ત્યારે એ બધા સંબંધો આ બધો સંસાર–છોડીને એકલા જવું પડે છે. આ સંસારના સંબંધીઓ થોડો વખત રોકકળ કરે છે પછી સૌને પોતપોતાના જીવન અનુસાર ગોઠવાઈ જવું પડે છે.

કબીર સાહેબે આ ભજનમાં સ્વજનના મૃત્યુને વખતે કેવી રોકકળ થાય છે અને પછી બધાં કેવાં પોતપોતાના વ્યવસાયમાં ગોઠવાઈ જાય છે એનું આલેખન કર્યું છે. ભજનનું તાત્પર્ય એ છે કે આ સંસારના સંબંધો એ તો આ જગત પૂરતાં મર્યાદિત છે. માટે એ સૌ સંબંધીઓ સાથે નિર્મોહી સ્થિતિમાં રહી આત્માના વિકાસ પ્રત્યે જ મનુષ્યે પોતાના જીવનનો સદુપયોગ કરવાની વૃત્તિ જ કેળવવી જોઈએ.

–ગુરુદયાલ મલ્લિક

# આધ્યાત્મિક પ્રેરણા મૂર્તિઓ

ગુરુદયાલ મલ્લિક

વર્તમાન યુગમાં આપણા દેશમાં આધ્યાત્મિક જીવનની પ્રેરણા આપનાર અને તેના વિકાસમાં મદદ કરનારી મુખ્યત્વે ચાર વિભૂતિઓ છે. રમણ મહર્ષિ, શ્રી અરવિંદ, સ્વામી રામદાસ અને શ્રી આનંદમયી.

એ મહાન વિભૂતિઓની સાધના પદ્ધતિઓનો સાર શો છે તે જાણવાનો પ્રયત્ન કરીશું તો આપણને જરૂર લાભ થશે.

રમણ મહર્ષિનો મંત્ર છે–માણસ તું તને પોતાને ઓળખ. આ મંત્ર તો આદિકાળથી સાધકો આપણને કહેતા આવ્યા છે. પણ આ મંત્રને ફલિભૂત કરવાની એક વિશેષ પદ્ધતિ મહર્ષિએ સૂચવી છે કે માણસ સાક્ષીરૂપે જીવે. પણ તે કોનો સાક્ષી? આ વૈવિધ્યમય જગતને તે એક સાક્ષી રૂપે જુએ. આ વિવિધતાની પાછળ એક તત્ત્વ અથવા વિભૂતિ છે એવું ધ્યાન જ્યાં સુધી એની ચેતનામાં નથી ઉદ્‌ભવતું ત્યાં સુધી આ એકતા પ્રત્યક્ષ અનુભવવા માટે સાધકે જ્યારે જ્યારે અમુક ભાવના અથવા બનાવથી એનું હૃદય હાલી ગયું હોય ત્યારે ત્યારે વારંવાર પોતાની જાતને પ્રશ્ન પૂછવો જોઈએ–'હું કોણ છું?'

એ પ્રશ્ન જો એ શાંત ચિત્તથી પૂછશે તો ધીરે ધીરે તે જીવનના વર્તુળમાંથી જીવનના કેન્દ્ર તરફ જવાનું શરૂ કરી દેશે. અને જો એકવાર એને જીવનના કેન્દ્રની ઝાંખી થઈ ગઈ તો પછી ત્યાં જે અનંત અને અખૂટ શાંતિ અને આનંદ છે તેનો સ્વાદ તેને મળી જશે. જીવનના કેન્દ્રને સ્પર્શ કરવો એટલે શું? એનો અર્થ ફક્ત એટલો જ થાય છે કે માણસને પરમાત્માનું મિલન થાય છે. અને માણસનું પોતાનું વ્યક્તિત્વ પ્રભુની વિભૂતિમાં સમાઈ જાય છે. તેથી પ્રભુ જગત અને જીવન—જે તેણે સર્જ્યાં છે—નો સાક્ષી બની જાય છે. અર્થાત્ આવા અનુભવ પછી સાધક જે કાંઈ જુએ છે તે પ્રભુની આંખ દ્વારા જુએ છે, અને જે કંઈ અનુભવે છે તે પ્રભુના હૈયાથી અનુભવે છે.

શ્રી અરવિંદની સાધના પદ્ધતિ જરા જુદી છે. જો કે તેનું ધ્યેય પણ રમણ મહર્ષિની પદ્ધતિ જેવું જ છે. શ્રી અરવિંદ માણસને કહે છે કે સમગ્ર યોગ દ્વારા તું જડતાવાદ અને માનસિક સત્તાથી દૂર રહીને આત્માના જગતમાં પ્રવેશ કર, ત્યાં તને અતિમનસનો સ્પર્શ થશે. અતિમનસ તો પ્રભુના વિરાટ અને વિશ્વમય આત્માનું એક દ્વાર છે. એક જ વાક્યમાં જો કહીએ તો શ્રી અરવિંદનો મૂળ મંત્ર છે દરેક વિચારને, તમારા વ્યક્તિત્વના પ્રત્યેક અંગને દૈવી બનાવો, દૈવી બનાવો!

અને આનંદ આશ્રમના સ્વામી રામદાસની સાધના પદ્ધતિ શી છે? તે છે સતત પ્રભુનું નામ-સ્મરણ કરવું. આ સતત્‌સ્મરણના પરિણામે સાધકનાં મન અને દિલ તથા આત્મા પર જે અનેક આવરણો છે તે સરી જાય છે. અને સાધક એક નવજાત શિશુ જેવો સરળ અને નિર્દોષ બની જાય છે. અને એક પયગંબરે શું એવું નથી કહ્યું કે જ્યાં સુધી આપણો સ્વભાવ એક બાળક જેવો સરળ અને નિર્દોષ નહીં બને ત્યાં સુધી આપણે સ્વર્ગના રાજ્યમાં દાખલ નહીં થઈ શકીએ. અને સ્વર્ગનું રાજ્ય તો છે આનંદ-રાજ્ય. તેથી સ્વામી રામદાસ કહે છે: પ્રભુનો જય હો, પ્રભુનો જય હો!

તમે કોઈ દિવસ શ્રી આનંદમયીનું શાંત અને સ્મિતભર્યું પ્રસન્ન વદન જોયું છે? જો જોયું હશે તો તમને ખાત્રી થઈ ગઈ હશે કે તેમની એ શાંતિનું એક જ કારણ છે કે તેઓ પળે પળે એક એવી આંતરિક ચેતનાની ભૂમિ પર બિરાજે છે કે જ્યાં અનંત અને અમર યુગલ રાધા-કૃષ્ણ અથવા પ્રભુ અને તેના ભક્ત નૃત્ય કરી રહ્યા છે. એ નૃત્ય જોતાં જ જોનારનું હૃદય વિરહભાવથી વ્યાકુળ થઈ જાય છે. અને તેમાંથી જ એક જ પ્રાર્થના અથવા પુકાર નીકળે છે–'ઓ બંસી બજૈયા! દર્શન કરૈયા!'

ટૂંકમાં આનંદ માની સાધનાનો સાર એક અનંત વિરહભાવમાં છે. અર્થાત્ બંસરીની વૈરાગ્ય જન્માવનારી તાન. અને એ બસંરીની તાન સાધકની ચેતનામાં હમેશાં સંભળાય એટલા માટે તેણે પોતાની ચેતનાને દ્વંદ્વભાવથી મુક્ત રાખવાનો સતત પ્રયત્ન કરવો.

# પરિભ્રમણ

'આશુતોષ'

## જોડાણુ—કોનુ ? કોની સાથે ?

૧૫મી ઑગસ્ટ અને ૨૬ મી જાન્યુઆરી—આ બન્ને દિવસો સુખદ સ્મૃતિ તાજી કરીને દુ:ખદ અનુભવ કરાવે છે એમ પણ થાય છે કે આ દિવસો ન આવે તો કેવુ સારુ ! વર્તમાનપત્રો વડાપ્રધાનને લાલ કિલ્લા પરથી સંબોધતા દર્શાવીને તથા ત્રિરંગાને પાર્શ્વભૂમાં રાખીને મન મનાવે છે કે તેમણે આઝાદી પર્વમાં યોગ્ય ફાળો આપ્યો છે. ભારતનાં મોટાં શહેરોમાં સાંસ્કૃતિક કાર્યક્રમો, નાટકો, મુશાયરાઓ, ફિલ્મી સંગીતના જલસા ગોઠવીને જનતા આશ્વાસન લે છે કે રાષ્ટ્રની આઝાદીને અર્ઘ્ય અપાઈ ચૂક્યો. તે સિવાય નાના શહેરો અને ગામોમાં પોલિસ પેરેડ અને બહુ બહુ તો, ઘેટાંના ટોળાને કસાઈ કતલખાને દોરી જાય તેમ શાળાનાં બાળકોને કોઈક ઠેકાણે ખોડી રાખેલા ધ્વજસ્તંભ તરફ દોરી જતા શિક્ષક—શિક્ષિકાઓના દૃષ્ટથી જ આઝાદીનો સંતોષ માની લેવો પડે છે

પણ વાત હવે આગળ વધી ચૂકી છે શરીરના જખમ દિલ સુધી વિસ્તર્યા છે અને આજે સૌના હૃદયમાં કારી ઘા એક અસહ્ય વેદના જગાવી જાય છે કોંગ્રેસમાં ભંગાણ પડ્યુ એ તો સમજ્યા પણ બાળકો હસે એવી શરૂઆત આખલાઓની જીવલેણ રમત સુધી પહોંચી ગઈ છે ફૂંફાડા નાખતા, આંખમાંથી લોહી ઓકતા, શીંગડાઓ ટકરાવતા આખલા, રખે ઝઘડતા અટકી પડે માટે 'મેટેડોર' (Metador) રાખવામાં આવે તે સ્થાન સામ્યવાદી અને ઈતર ડાબેરી પક્ષોએ લઈ લીધુ જ છે. મેટેડોર જાણતો હોય છે કે બેમાંથી એક આખલાએ બીજાને ખતમ કરવાનો જ હોય છે સંસ્થાકીય કોંગ્રેસ અને ઈન્દિરા કોંગ્રેસ—બળદની જોડીના જુદા પડેલા બે આખલાઓ—કે જેમણે એક ધૂંસરીએ જોડાવુ જોઈએ તો જ રાષ્ટ્રનો ભાર વહન કરી શકે—અને એમ માની રહ્યા છે કે તેઓ એકાદ શીંગવા ઘેટા સાથે અથવા રીંછ, ઘોડા કે ગધેડા સાથે જોડાઈને આગેકૂચ ચાલુ રાખી શકશે—આ નર્યો દંભ છે. પૃથ્વીના એક ખંડ જેવડા આ રાષ્ટ્રની માલિકીનો ખ્યાલ મનમાંથી દૂર કરવો જોઈએ છેવટે શું ઈન્દિરા કે શું મોરારજી—તેઓ કોણ છે ? પૃથ્વીના ફલક ઉપર પથરાયેલો આ વિરાટ ભારત દેશ, જેને માપવા હિમાલય જેવો માનદંડ ઉત્તર દિશામાં પૂર્વ—પશ્ચિમને જોડી રહ્યો છે, જ્યાં વિશ્વવંદ્ય વિભૂતિઓએ જન્મ ધારણ કરી, જગતની શ્રેષ્ઠ માનવ સંસ્કૃતિના પાદચિન્હો અંકિત કર્યા છે, બુદ્ધ, ગાંધી, મહાવીરની વિશિષ્ટ, અહિંસક ફિલસૂફીએ જ્યાં માનવીના અહમ્‌ને ઓગાળવા પોતપોતાની યશોગાથા—જીવનગાથા ભાવિ પેઢીને વારસામાં આપી છે ત્યાં આજે વામણી વિભૂતિઓ સામસામા મર્કટના ખેલ કરે, એકબીજાને ઉતારી પાડવા સિદ્ધાંતોને ત્યાગે અને કેવળ સત્તા ખાતર ગમે તેવુ આચરણ કરે—કેટલુ બાલિશ ?

આ બધા ગઈકાલે કોણ હતા ? તેમનુ સ્થાન ક્યાં હતુ ? કેટલી વિરાટ જવાબદારીઓ ગાંધી અને જવાહરના જીવતાં તેમણે લીધી હતી ? કોંગ્રેસ સંસ્થાના પાયામાં તેમણે જીંદગી નથી હોમી દીધી ?

આ દેશમાં આઝાદી લાવવામાં તેમણે શું કમી રાખી હતી ? અને આઝાદી મળ્યા પછી, છેક શાસ્ત્રીજીના અવસાન સુધી, કોણે તેમની વિરુદ્ધ એક હરફ ઉચ્ચાર્યો હતો ? તો પછી એકજ રાતમાં તેઓ ગેરલાયક ઠર્યા ? વ્યક્તિ વ્યક્તિનો અવિશ્વાસ કરે છે ત્યારેજ આફતનો જન્મ થાય છે. ઈન્દિરા—મોરારજીના એક જ પ્રકરણથી ભારતનો ઈતિહાસ કરવટ બદલવાનો હોય, અને કોંગ્રેસનું નામનિશાન ભૂંસાઈ જવાનું હોય તો આવો નામોશીભર્યો અંત પોતાને ખાતે લખાવવાનું બેમાંથી કોઈને મંજૂર નહિ હોય ગુજરાતે દિલ્હીમાં જો છેલ્લા બનાવમાં શાણપણ બતાવીને ઈતિહાસની એક ગંભીર ક્ષતિ સુધારવા પ્રયત્ન ન કર્યો હોત તો એમ કહેવાત કે સ્વતંત્ર રીતે વિચારી શકનાર અહીં કોઈ ન હતુ ! ગુજરાતને લાખ લાખ અભિનંદન હજો. કાળી વાદળીમાં રૂપેરી કિનાર હજુ દેખાય છે ગુજરાત અને મૈસૂર ! આશા રાખીએ તેઓ બે આખલાઓને 'મેટેડોર'ની પરોજણમાંથી છોડાવીને ધૂંસરીએ

જોડે અને બતાવે કે જોડાણ તો જેનું જ્યાં શોભતું હોય ત્યાં શોભે—વરનું કન્યા સાથે દેહનું આત્મા સાથે અને બે બળદની જોડીનું ધૂસરી સાથે !

## જનતા જનાર્દન

જનતા જનાર્દન કહેવાય છે કોઈપણ રાષ્ટ્ર માટે તેની જનતાથી અધિક કોઈ નથી ગમે તેવો મહાન દેશનેતા છેવટે તો પ્રજાનો સેવક છે રાષ્ટ્રના જીવનમાં એવું પણ બનતું હોય છે કે કોઈ કટોકટી, આફત કે અણધારી પરિસ્થિતિ આવી પડે ત્યારે નેતૃત્વ તેને પહોંચી વળવા અસમર્થ હોય છે બીજા વિશ્વયુદ્ધ પછી તેના વિજેતા વિન્સ્ટન ચર્ચિલને મતદારોએ જાકારો આપ્યો કેમકે યુદ્ધ પૂરતી જવાબદારી તેણે અદા કરી લીધી હતી અને શાંતિકાળ માટે લોકોને બીજો નેતા જોઈતો હતો અમેરિકામાં આઈઝનહોવરને સ્થાને કેનેડીને લાવનાર ત્યાંની જનતા જ હતી હમણાંની જ વાત કરવી હોય તો બ્રિટનની ચૂંટણીમાં મજૂર સરકારના વિલ્સન અચાનક ખુરશી ઉપરથી મતદારોએ જ ઉઠાડી મૂક્યા આજે ભારતના લોકો ઉપર વિરાટ જવાબદારી આવી પડી છે, અને તેને હલ કરવા તેમણે કમર કસવી જોઈએ, કેમકે લોકશાહીને જીવાડનાર તથા ઉગારનાર અદનો આદમી જ હોય છે રાષ્ટ્રજીવનમાં આજે નેતાઓ નિષ્ફળ ગયા છે જેઓ મતદારોના મત વડે ચૂંટાયા છે તેઓ એવા નીવડયા છે સત્તા પ્રાપ્ત કરવા ભયંકર પ્રપંચો ઠર ઠર ખેલાઈ રહ્યા છે

આનો ઉપાય એકદમ સરળ છે, સસ્તો છે અને સહેલ પણ છે તેમાં ખર્ચ નથી, લડવાની કોઈ વાત નથી કે સંઘર્ષ પણ કરવો પડે તેમ નથી તદ્દન ચૂપકીદીથી મતપેટીનો ચમત્કાર સરજવાનો છે આવી તક મળતી જ રહે છે અને નજીકના ભવિષ્યમાં પણ મળવાની છે માત્ર એક જ વાત બહુ મહત્ત્વની છે, વ્યક્તિની પસંદગી તેને માટે આજથી જ આંખ અને કાન ખુલ્લાં રાખવાં પડશે જેમણે જેમણે લોકશાહી ઉપર અત્યાચાર કર્યા છે તેમને ભૂલવાના નથી એક સાથે તેમને રૂખસદ આપી દો—બંગાળમાં, બિહારમાં, અને જ્યાં નજરે પડે ત્યાં ભૂલ એકવાર થાય—બીજીવાર નહિ

## સહઅસ્તિત્વ

રશિયા અને પશ્ચિમ જર્મની શીંગડાં ભરાવીને થાકી ગયા પછી નરમ પડયા છે. કારતક માસમાં ખેડૂત ડાહ્યો થાય તેમ વિલીબ્રાન્ટ અને કોસિજીન આટલાં વર્ષો પછી સહઅસ્તિત્વનો ફાયદો સમજવા શક્તિમાન થયા તે આનંદની વાત છે કેમકે યુરોપના રાજકારણમાં જર્મનીના પ્રશ્ને હમેશાં ઉશ્કેરાટ અને તંગદીલી રહેતાં હતાં તે પરિસ્થિતિનો હવે સદાને માટે અંત આવશે બિન આક્રમણના આ કરારથી પૂર્વ અને પશ્ચિમ જર્મની પણ વધુ નિકટ આવશે અને એકીકરણની દિશામાં વધુ રચનાત્મક પ્રવૃત્તિ થઈ શકશે રશિયા સારી રીતે જાણે છે અમેરિકાની લાગવગ ત્યાં ઘણી છે અને તેમાં ફાચર પાડવાની તાતી જરુર છે આ કરાર તે દિશામાં પ્રથમ પગલું છે રશિયા તો આવી ચાલબાજીમાં પ્રથમથી કુશળ છે ભારતના ગળામાં તાશ્કંદ કરારનો હાર તેણે જ પહેરાવ્યો હતો અને પાકિસ્તાનને પણ તેની લડાણ કરી હતી

ઈઝરાઈલ, ઈજીપ્ત પણ સહઅસ્તિત્વમાં માનવા તૈયાર થતાં હોય તેવું છેલ્લી યુદ્ધ બંધીના પ્રસ્તાવના સ્વીકાર પરથી જણાય છે. નાસેરને સારી રીતે યહૂદી સાથેના યુદ્ધનો ખયાલ આવી ગયો છે ઈઝરાઈલ પણ યુદ્ધ ઈચ્છતું નથી કેમકે તેને ખબર છે કે રશિયાનું પીઠબળ ભાંગવું સહેલું નથી મહાસત્તાઓ આ પ્રશ્ને સંડોવાએલી છે અને નાસેર અમેરિકાની તાકાતનો સ્વાદ લઈ ચૂકયા છે યુનોના ઓછાઓયા મુત્સદ્દી ગુન્નાર યારીંગ અમેરિકી દરખાસ્ત બન્ને પ્રતિસ્પર્ધીઓને ગળે ઊતારવા તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે એટલું સારું છે કે બન્ને યુદ્ધથી કંટાળેલા છે—પક્ષો યુધ્ધનાં પરિણામે સમજે છે અને યુધ્ધને ટાળવા આતુર છે એટલે ભૂમિકા સુલેહ શાંતિ માટે ઘણી અનુકૂળ છે.

## હસ્તક્ષેપ

રૂના વેપારમાં સરકારે રાષ્ટ્રીયકરણના નામે હસ્તક્ષેપ કરવા ધાર્યો છે અને વેપારીઓએ સજ્જડ મુકાબલાની તૈયારી કરી રાખી છે પ્રથમ દૃષ્ટિએ લાગે છે કે બહાદુરીભરી જાહેરાત કરીને સરકાર અટકી ગઈ છે અને બીજું પગલું ભરતાં પહેલાં વિચાર કરવા

માગે છે. રૂના વેપારીઓ અનુભવી, કસાએલા અને પીઢ તો છે જ અને શાસક કોંગ્રેસની બેઠક મુંબઈમાં મળી ત્યારથી જ આ વાતની તેમને ખબર પડી ગઈ હતી અને તૈયારીઓ પણ તેમણે કરી રાખી હતી. દવાઓના ભાવની બાબતમાં નિયમન કરવા જતાં ત્રિગુણસેનની આંખો ઓડે આવી ગયાની વાત તો નજર સમક્ષ છે અને તેમણે એકરાર પણ કર્યો છે કે દવાઉદ્યોગે સરકારની આંખમાં ધૂળ નાખી અદકેરી બુદ્ધિ બતાવી આપી હતી. સરકારે હવે 'વેપલો' કરવાની મહેચ્છા છોડી દેવી જોઈએ, કેમકે એ કામ સહેલું નથી અને સરકાર પાસે એવું નિષ્ઠાવાન તંત્ર પણ નથી. એક જ દાખલો બસ થશે. તાર અને ટપાલખાતું તો સરકારની મોનોપોલી છે છતાં તેનાં જે ત્રણ વિભાગો છે ટપાલ, તાર અને ટેલિફોન્સ તેમાં માત્ર છેલ્લો વિભાગ નફો કરે છે—તારવિભાગ સરભર છે જ્યારે ટપાલ વિભાગમાં તો કરોડોની ખોટ જાય છે. ૧૦ પૈસાનું પોસ્ટકાર્ડ વહેંચવામાં સરકારને કેટલી ખોટ જાય છે તે વાત તો જગજાહેર બની ચૂકી છે. આટઆટલાં વર્ષો છતાં પોતાની કચેરીઓ માટે મકાન બાંધવાની પણ આ ખાતાની ત્રેવડ નથી. "ફૂલછાબ" દૈનિકે તેની તસ્વીર કથામાં ભાવનગરની હેડ પોસ્ટ-ઑફિસની તસ્વીર છાપીને જે ટીકા કરી હતી તે તો ભારતભરની ટપાલસેવાને લાગુ પડે છે. જે તંત્રો સરકારના હાથમાં છે તેનું હજુ કાંઈ ઠેકાણું નથી ત્યાં અન્યત્ર હસ્તક્ષેપ કરવો બીનજરૂરી અને ઉતાવળું પગલું ગણાશે.

### સંસ્કૃત ભાષાની પ્રતિષ્ઠા

'સંસ્કૃતદિન' ઠેર ઠેર ઉજવાયો. આવી તો અનેક જાતના 'દિન'ની ઉજવણી કરતાં આપણે શીખી ગયા છીએ. સાચી વાત એ છે કે ભારતની સંસ્કૃતિનું કેન્દ્ર સંસ્કૃત ભાષામાં છે. આજે રાષ્ટ્રજીવનમાંથી, સમૂહજીવનમાંથી અને કુટુંબજીવનમાંથી આપણી પોતાની સંસ્કૃતિનો ક્રમશઃ લોપ થઈ રહ્યો છે અને પશ્ચિમી દુનિયાનું આંધળું અનુકરણ વિવિધ ક્ષેત્રે થઈ રહ્યું છે. આવતી કાલના બાળકોને સંસ્કાર આપવા માટે સંસ્કૃત ભાષા એક જબરૂં વાહન થઇ શકે તેમ છે, અને પ્રાથમિક ધોરણથી જ તેનું જ્ઞાન વિચારવાનો સમય પાકી ગયો છે. વિદ્યાર્થી ભાષા અને વ્યાકરણ ભલે મોડેથી શીખે પરંતુ પાંચમા ધોરણથી જ સંસ્કૃતનો જ્ઞાન વિમર્શ, અંગ્રેજીની પેઠે અનિવાર્ય છે. શ્લોકો કંઠસ્થ કરવા માટે બાલ્યવયમાં ઈતર વિધિની જરૂર હોતી નથી. ગાયત્રીમંત્ર, પ્રાર્થનાઓ, ગીતાજીના શ્લોકો એમને એમ શાળાઓમાં બાળકોને કંઠસ્થ કરતાં શીખવાડી શકાય. સંસ્કૃત ભાષાની એક ખૂબી છે કે તેનાથી ઉચ્ચાર સુધરે છે, વાણી નિર્મળ બને છે, અને શીખનારનું માનસ સ્વચ્છ, નિષ્કપટ અને અવિકારી બને છે. સંસ્કૃતના સેવનથી વિચારો પણ પવિત્ર અને સાત્વિક રહે છે, અને એવું ઉત્તમ જીવનપાથેય મળી રહે છે જે મૃત્યુપર્યંત વ્યક્તિને સહારો આપી રહે છે. આજે પાઠયપુસ્તકોનું બખડજંતર ચાલી રહ્યું છે ત્યારે કોઈ સાચા ભારતીય કેળવણીકારને હૃદયે સંસ્કૃત ભાષાની આ દુઃખદ પરિસ્થિતિ ભાવિ પ્રત્યે સહાનુભૂતિ જન્માવશે ? સંસ્કૃતની વકીલાત કરવા કોઈ સંસ્કારપ્રેમી આગળ આવશે?

### સમાજવાદ

સૌરાષ્ટ્રના ભેસાણ ગામેથી એવા સમાચાર પ્રાપ્ત થયા છે કે સમાજવાદને ખેંચી લાવવામાં વાણંદોએ પહેલ કરી છે અને દાઢી કરવાના ભાવ ઘટાડીને પાંચ પૈસા કરી નાખતાં ઘરાકીનો પાર રહ્યો નથી. મોંઘાદાટ મહિની હરીફાઈને કારણે હોય તો પણ આ નવી પરિસ્થિતિનો લાભ વાણંદ ભાઈઓને જન્યો હશે. દાઢીના ચાર આના હોય તો મોટા ભાગના ઘરાકો સેફ્ટીરેઝરનો આશ્રય લઈને જાતમહેનત તરફ વળતા થયા છે તેમને પાછા સલૂનમા ખેંચી લાવવા "પાંચિયુ" મદદરૂપ થઈ શકે તેમ છે. બધા જ સલૂનવાળાઓ બધે જ ઠેકાણે આ નિતિ અપનાવે તો એક નવો ગૃહઉદ્યોગ નિર્માણ થઈ શકે—દાઢીના ઉમેદવારો એટલા વધી જાય કે દાઢી વધારવાની જે હિપ્પીની ફેશન આજે ચાલી છે તેના ઉપર અંકુશ આવી જશે. સલૂનમાં પણ ખુરશીઓ વધારવી પડે—વધુ કારીગરોની જરૂર પડે— તેમની ભરતી કરવી પડે અને રોજગાર વિનિમય કચેરીને પણ કામ મળે—બેકારોની સંખ્યા ઘટતી જાય. રોજ દાઢી કરાવવાથી, અર્ધા ભૂખ્યા હોય તો પણ ભારતીય લોકો તાઝગીભર્યા લાગે. પાંચ પૈસામાં દાઢીનો મહિમા ઘણો મોટો છે.

### ધૃષ્ટ માગણી

અલગ ધ્વજ માટે રાજ્યો માગણી કરે ત્યાં

સખ્ત હાથે કામ લેવાની જરૂર છે. તામિલનાડુમાં આવી લાગણી પ્રવર્તે છે. ત્યાંના લોકોમાં ભારતીયપણું ઓછું અને પ્રાદેશિકપણું અધિકતમ જોવામાં આવે છે. આ એક રોગ છે. ભાષાના ધોરણે રાષ્ટ્રના ભાગલા કરી આપણે પગ ઉપર કુહાડી મારી છે અને એટલો અનુભવ પૂરતો ગણવો જોઈએ. રાષ્ટ્રધ્વજ એક હોય જ અને તોજ રાષ્ટ્રીયતા નભે અને ટકે. એમ લાગે છે કે આપણે ત્યાં નાના નાના હીટલરો પેદા થઈ રહ્યા છે અને લોકશાહીના નામે પાર્લામેન્ટમાં બેહુદી માગણીઓ રજૂ કરતાં તેઓ અચકાતા નથી. ટૂંકમાં શરમ નેવે મૂકીને તેઓ વાત કરતા હોય છે. આવી સ્થિતિમાં રાષ્ટ્રપતિનું શાસન તાબડતોબ ત્યાં સ્થાપીને રોગને ઊગતા જ ડામી દેવાની જરૂર છે નહીંતર આ દેશને છિન્નભિન્ન થતાં વાર નહીં લાગે. કાયદો અને વ્યવસ્થાનું દેવાળું તો નીકળી ગયું છે. લોકશાહીનો અર્થ એવો નથી કે રાષ્ટ્રનો સર્વનાશ કરવાનો હકક પણ લોકો ભોગવે !

### હિંસાનું અનૌચિત્ય

રંગૂનના એક પાડાએ હિંસા અને અહિંસા વચ્ચેની પસંદગી માટે ચેતવણી આપી છે. આ તગડા પ્રાણીને કતલ માટે લઈ જવામાં આવ્યું ત્યારે પોતાની કતલ કરનાર ખાટકીને તેણે ત્યાં જ પૂરો કરી નાખ્યો અને કતલખાનામાંથી નાસી છૂટયો. તેને પકડવા દોડધામ થઈ રહી. પોલિસોએ ગોળીબાર કર્યા તે પણ નિષ્ફળ ગયા. છેવટે પ્રાણીસંગ્રહાલયના અમલદારોની મદદથી તેને બીજી રીતે નાથી લેવામાં આવ્યો અને ફરીથી તેને કતલખાને લઈ જઈ તેની હિંસા કરવામાં આવી. તેનું માંસ ખાઈ શકાય તેમ ન હોવાથી તેને દાટી દેવામાં આવ્યો. અલબત્ત ખાટકીને મારી નાખી તેણે ખૂન કર્યું હતું. પણ નહીંતર, તેનું ખૂન કર્યા નહોતું થવાનું ? માનવી અધર્મ કરી શકે છે—હિંસા કરી શકે છે. લડાઈમાં તો તે હિંસ્ર પશુ બની જાય છે. આ કિસ્સામાં આ પાડાને મારવાથી તેના હાથમાં શું આવ્યું ? સૌ મળીને આરોગી ગયા હોત તો આપણે માનત કે 'બુભુક્ષિતો કિં ન કરોતિ પાપમ્' સર્જનહારે માનવીનું સર્જન એટલા માટે કર્યું છે કે આ જગત રહેવા જેવું બને તેની તકેદારી તે રાખે. ગમે તેવી ઘોર હિંસા ગમે ત્યારે થઈ શકે છે પણ માનવીએ ઔચિત્ય દાખવવાનું રહે છે.

*

## ગુરુજીને

મ્હારા કુણાં કુણાં દીલમાં તમે પાડી દીધી છાપ,
ઊંડે ઊંડે, પડયા ઓળા તેનું કોણ કાઢે માપ?

મનડાનાં મહેલોની ઊંચી અટારી
મંથનોએ કોતરી મહીં મહીં બારી,
ફરતી ચઢે, ઝુલે, ઉમેદની વેલ,
ખરતાં પડે, ફૂલ, આશાના વણખીલેલ.

સુકોમળ મારું હૃદય રંગ્યું તમે,
સંધ્યાના રંગે હો રાજ !
અંતર તણાં તાર ઝંકારી,
સજ્યું નવું સાજ !

દોડતા દીલના, ઊછળતા જો, પાણી,
મનોરથોની નાવ તેમાં તરે મનમાણી,
ધ્યેય તણાં ટાપુ પર હંકારે સુકાની
પણ વિચારોમાં વમળોમાં, જાય તાણી તાણી.

કાચી માટીમાંથી ઘડયો, તમે,
મારા આત્માનો ઘાટ,
તમારી અંગુલીઓને સ્પર્શે,
સ્ફૂર્યો દિવ્ય તરવરાટ.

જુદા જુદા ધર્મોના ઘણા વહે વ્હેળા,
આધ્યાત્મિક મેઘધનુષ્યના રંગો ન્યારા ન્યારા,
મેં ડૂબકી મારી કંઈ કંઈ પાણી ઉછાળ્યા,
શ્રદ્ધા તણી પીંછી બોળી, રંગો ઉરાડયા !

કોઈ એક દિશાએ ના તાણી બાંધી,
તમે મારા પ્રાણ પતંગની દોર,
તમે, વિકાસના વાયરે,
છૂટથી ચઢવા દીધી, દુકલ ચહુકોર.

—ઉષા દેસાઈ

(ગયા અંકમાં આ કવિતાની ગદ્ય-કૃતિ શરતચૂકથી છપાયેલી તે અહીં મૂળ કૃતિ છાપી છે. —સં.)

*

# રામરાજ્ય

ધૂમકેતુ

આપણી સંસ્કૃતિના 'રામરાજ્ય' એ શબ્દમાં એક મહાન ભાવના જોવાની આપણને વર્ષોથી જાણે કે ટેવ પડી છે એમ કહીએ તો ચાલે. પ્રજાજનો માટે આ ભાવના એક મનોરમ સ્વપ્ન સમી રહી છે. રાજ્યાધિકારીઓ માટે એ એક ઉચ્ચ આદર્શ સમી રહી છે. દેશ માટે શાંતિ ને વ્યવસ્થાના પ્રતીક સમી છે. જગત માટે એ એક નિત્યના અચલ સત્યરૂપે રહી છે. એ ભાવનાને પહોંચવાના અવારનવાર પ્રયત્નો પણ થાય છે. પરંતુ ગમે તેટલો પ્રયત્ન છતાં એ ભાવના પોતે એટલી ઉન્નત છે કે એમાં અપૂર્ણતા રહેવાની જ. એ અપૂર્ણતામાં જ એ ભાવનાનો વિજય રહ્યો છે. એ હમેશાં ધ્યેયસ્થાને જ રહેવા માટે જાણે નિર્માણ થયેલી છે અને વ્યક્તિગત તેમ જ સમૂહગત પ્રયત્નો માટે એક આદર્શ સમી છે. રામચંદ્રજીના જીવનમાંથી એ ભાવના જન્મી. એનો અર્થ એટલો કે એ જીવનનો જેટલો તલસ્પર્શી અભ્યાસ આપણે કરી શકીએ, તેટલું વધુ સત્ય અને નવું નવું સત્ય આપણે એમાંથી મેળવી શકીએ. આમાંથી જે સત્ય મળે તે પણ કેટલેક અંશે વ્યક્તિગત સત્ય રહેવાનું. એ રીતે એની વ્યાપ્તિ કાંઈક મર્યાદા સાથે સ્વીકારવી ઘટે. રામચંદ્રજીના જીવનમાં પણ સત્ય સમા, અને કેટલીક વખત, હવેના યુગને સત્યાભાસ લાગે એવા પ્રસંગો પણ, બન્યા છે. એમના જીવનમાં વાલીવધ, શમ્બુકવધ. સીતાત્યાગ એવા એવા પ્રસંગો બન્યા છે. રાજધર્મની ઉગ્રતા અને સામાન્યધર્મનું પાલન એ બન્ને વચ્ચેનું મહદ્ અંતર દર્શાવનારાં એ ઉદાહરણો છે અને આપણે એમને એ રીતે સમજવા જોઈએ.

રામરાજ્ય ન ઈચ્છે એવો માણસ કલ્પવો મુશ્કેલ છે. સુખ, શાંતિ, ન્યાય, સત્ય અને પ્રેમનું સામ્રાજ્ય કોને ન ગમે ? આપણા જીવનમાં 'રામરાજ્ય'–ની ભાવના પ્રાણની પેઠે ઓતપ્રોત બનેલી છે. સૌ જાણે છે કે આપણી કલ્પનામાં આપણે જે સુશાસન અને જે સુવ્યવસ્થા માગીએ છીએ, એ સુશાસન અને સુવ્યવસ્થા કેવળ રામરાજ્યમાં જ શક્ય છે, નભી શકે તેમ છે. તે વખતે કૌટુંમ્બિક પ્રેમ સ્થપાતાં, આર્થિક સમતુલા મેળવવી સહેલી થઈ પડે. ત્રીજું પરિણામ એ આવે કે ગામડામાં કોઈ પણ નિરાધાર હોય, એને ગામડું પોતે પોતાની શરમ ગણતું થાય. ચોથું પરિણામ એ આવે કે ગામડાની રક્ષાનો ભાર પણ એ ગામડું જ ઉપાડતું થાય. આમ દિલ્હી ગમે તેટલું દૂર હોય, પણ ગામડું જો રામરાજ્ય સ્થાપવાનો નિર્ણય કરે, તો એ ગામડા પૂરતું તો દિલ્હી એને આંગણે હોય !

પણ રામરાજ્યનો પાયો તો રાજાની અને પ્રજાની, ઉભયની માણસાઈમાં રહ્યો છે. માણસાઈ વિના જેમ માણસ નથી, તેમ માણસ વિના કોઈ રાજ એ રામરાજ્ય નથી. સર્વત્ર ખપ માણસનો છે, કુમાણસ જોઈએ તેટલા મળે. એવા એક લાખ મળીને એક માણસ જેટલું પણ કામ ન આપી શકે. એટલે રામરાજ્યનું છેવટનું રહસ્ય તો માણસાઈ જાગ્રત થાય તેમાં રહ્યું છે. રામચંદ્રજીએ પહેલાં વચનપાલન કર્યું. યુદ્ધનો પ્રસંગ આવતાં યુદ્ધ કર્યું. ત્યાગનો પ્રસંગ આવતાં ત્યાગ કર્યો અને ધર્મનો વિજય સ્થાપ્યો. આટલી રામકથા સુશાસનનું રહસ્ય આપી દે છે. સત્યપાલન પહેલાં, પછી કર્તવ્યપાલન, પછી ત્યાગ, અને છેવટે ધર્મમાં શબ્દાતીત શ્રદ્ધા. રામાયણની શરૂઆત વચનપાલનથી થાય છે. રામાયણનો અંત પણ એના વચનપાલનમાં જ આવે છે. લક્ષ્મણનો ત્યાગ કરવાનો પ્રસંગ આવે છે કાલપુરુષ રામચંદ્રજી સાથે વાત કરવા આવ્યો છે. એ વાતમાં કોઈ વચ્ચે આવે તો એનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લેવાયેલી છે. દુર્વાસા ઋષિના કોપને શાંત કરવા લક્ષ્મણને એ વખતે ત્યાં આવવું પડે છે. પછી રામચંદ્રજીને લક્ષ્મણ પોતે જ કહે છે.

जहि मा सौम्य विस्रब्ध प्रतिज्ञा परिपाल्य ।
हीनप्रतिज्ञाः काकुत्स्थ प्रयान्ति नरकं नराः ।।

આ પ્રમાણે શબ્દની પવિત્રતા ઉપર રામાયણમાં જે ભાર મુકાયો છે, એ આશ્ચર્યજનક રીતે દુનિયાની યુદ્ધવાળાઓનો મર્મ કહી બતાવે છે. જ્યારે શબ્દની પવિત્રતાને, એટલે કે સત્યને ચીંથરિયું ગણવાની વૃત્તિ જન્મે, ત્યારે ઉલ્કાપાત અનિવાર્ય છે. એક જ નાનું બીજ જેમ મહાન વૃક્ષને જન્મ આપે છે, તેમ નાનકડામાં નાનકડું સત્યપાલન મહાન ફળ આપે છે.

આજે આપણે જે અભિનવ ભારતવર્ષના જન્મની રાહ જોઈએ છીએ, તેમાં આ રામરાજ્યની ભાવના જ પ્રબળ બને ને શાસિત પ્રજાજનોને તેમ જ શાસન કરનારાઓને બન્નેને માર્ગદર્શન આપે. તારીખ ર૬મી જાન્યુઆરી આપણને એ આપે, અને એ મેળવવાના પ્રયત્નમાં સૌનો સહકાર મળે. તુમારીતંત્રની આપણી અવહેલના ત્યારે મટી જશે, જ્યારે અધિકારી જનો પોતાને કેવળ 'ઑફિસરો' માનતા બંધ થશે, ને માણસો માનતા થશે; તેમ જ એ તુમારીતંત્ર એની મેળે સુધરશે, જો પ્રજાજનો, એના કાયદામાં રહેલાં છિદ્રોમાંથી પોતપોતાનો લાભ શોધી કાઢવાનો યત્ન કરવાને બદલે ન્યાય અને સત્યનો આ રાહ જોઈ શકે, કાયદાનો ભોગ ગમે તે હોય, એમ સમજશે તો. રામરાજ્યની સ્થાપના કાયદામાં નથી, માણસમાં છે. રામરાજ્યની સ્થાપના એ એક રીતે માણસ માણસના હૃદયમાં રહેલા સત્યની સ્થાપનાનો મહોત્સવ છે. રામરાજ્યમાં જે કાંઈ છે તે સત્યપાલનને આધારે ઊભું છે. તુલસીદાસજીએ એટલા માટે ગાયું છે કે અયોધ્યા છે, ત્યાં રામચંદ્રજી નથી; પણ જ્યાં રામચંદ્રજી છે, ત્યાં અયોધ્યા છે.

## ડેમોક્રસી–પ્રજાવાદ કે ટોળાવાદ ?

બહુમતીથી ચાલતાં તંત્રો પણ પાછળના સાચા પીઠબળ વિના અત્યંત પાંગળાં ને આંધળાં બની શકે છે. એક અંગ્રેજ લેખક લખે છે કે પ્રજાકીય બહુમતી કયા પ્રકારનું સ્વરૂપ લેશે તેનો ઘણો આધાર મુખ્યત્વે ત્રણ બાબતો ઉપર રહે છે: (૧) મત આપવાનું જ્ઞાન; (૨) મત લેનારનું જ્ઞાન; અને (૩) મતની આપ-લે થયા પછીની નિત્યજાગૃતિ. આ ત્રણ વસ્તુઓ જ્યાં ન હોય, એટલે જ્યાં મત આપનારમાં જ્ઞાન ન હોય, મત લેનારમાં ભાવના ન હોય, અને શ્રીમંતોની અસર નીચે પ્રજામત કામ કરતો હોય, ત્યાં પ્રજાકીય સંસ્થા જેવું કાંઈ હોઈ શકે નહિ. રાજાનો વાદ ખરાબ છે, કારણ કે એમાં એક જ માણસના હાથમાં અનિયન્ત્રિત સત્તા રહે છે; પણ જો પ્રજાકીય શાસનમાં પણ એક-હથ્થુ સત્તાને બદલે એક ટોળકીની સત્તા જેવો આ વાદ થઈ પડે, તો છેવટે પરિણામની દૃષ્ટિએ એમાં બહુ જ ઓછો ફેર પડે છે. આજના જુવાનો આવતી કાલે રાષ્ટ્ર-પુરુષો થાય ત્યારે પણ આટલું તો ધ્યાન રાખે કે કેવળ પ્રજામતથી આવતું તંત્ર એટલા શબ્દ માત્રથી કાંઈ સ્વર્ગ નીચે આવતું નથી. સ્વર્ગ તો નીચે ત્યારે જ આવે કે જ્યારે પ્રજાનો ઘણો મોટો સમૂહ જ્ઞાન, સંસ્કાર, ને ભાવના પામે. એ મેળવવા માટે જ રાજકારણની અગત્ય છે: અને એ મેળવી આપનારું રાજકારણ જ રાજકારણ ગણાય; બાકી તો *એ પણ એક ટોળકીનો વાદ ગણાય. સત્તા ચલાવનાર* એક પુરુષ આંધળો હોય કે અનેક આંધળાઓ હોય એ બધાનું પરિણામ સરખું જ નીવડે.

એટલે છેવટે તો રાજકારણમાં પણ ત્યાગીઓની જરૂર પડવાની. અત્યારની પ્રજાકીય સંસ્થાઓ ભલે બહુમતીનો દાવો કરે, પણ રાષ્ટ્રનો પ્રશ્ન તો કેવળ ત્યાગી પુરુષોથી જ ઉકેલી શકાશે.

ત્યાગી પુરુષ એટલે ભગવા ધારણ કરેલો નહિ, પણ જેને પોતાનો કોઈ પણ સ્વાર્થ—સગાંઓનો, સંબંધીઓનો, મિત્રોનો કોઈ પણ સ્વાર્થ—સાધવાનો નથી, જેને યશની પણ પડી નથી, જેની અપયશને માટે પણ તૈયારી છે, અને જેને કેવળ સો ટચના સોનાની જ કિંમત આંકવી છે. એવો માણસ જ રાજકારણને વિશુદ્ધ સ્વરૂપ આપી શકે. બાકી તો દલીલબાજ વકીલો કે યશને ઇચ્છતા પુરુષો–ઠીક છે, થોડા દિવસ ખુરશી માટે એ કાંઈ ખોટા નથી.

અત્યારની પ્રજાકીય સંસ્થાઓ માટે નવેસરનો ઇતિહાસ ને નવેસરની રચના એક દાયકા પહેલાં અગત્યની થઈ પડશે; અથવા તો એ સંસ્થાઓ ધર્મ-સંસ્થાઓ કરતાં વધુ સડેલી ને વધુ ધુણાસ્પદ બની જશે ×

---

× શ્રી ધૂમકેતુના સાહિત્યક લખાણોનો સંગ્રહ "જીવન વિચારણા" ટૂંક સમયમાં બહાર પડનાર છે તેમાંથી.

# જીવનની સરગમ

પ્રકાશ ગજ્જર

પોતાના સમયમાં ખૂબ જ જાણીતો થયેલો કવિ જ્યોર્જ હર્બર્ટ એક વખત કોઈક જાણીતા સંગીતકારના કાર્યક્રમમાં જઈ રહ્યો હતો. આ કાર્યક્રમ એટલો ઊંચી કક્ષાનો હતો કે એનું આયોજન થતાં જ ટીકીટો ટપોટપ વેચાઈ ગયેલી. સંગીતના સાચા રસિયાઓ અને સંસ્કારી જનો આ કાર્યક્રમની ખૂબ જ આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા. સામાન્ય રીતે સમયસર પહોંચનારી અંગ્રેજ પ્રજા પણ આ ઉત્સાહને લીધે સંગીતગૃહ પર ઘણી વહેલી પહોંચી ગઈ હતી.

હર્બર્ટના મિત્રોએ એને પોતાની સાથે વહેલા પહોંચી જવા આગ્રહ કરેલો પણ કોઈ મહત્ત્વના કામમાં રોકાઈ જવું પડયું હોવાથી એ છેક છેલ્લી ઘડીએ જ નીકળી શકેલો. સદ્‌ભાગ્યે સંગીતગૃહ એના ઘરની ખૂબ જ નજીક હતું એટલે ચાલતાં ભાગ્યે જ પાંચેક મિનિટ થાય એમ હતું. ચાલતાં ચાલતાં એ લગભગ પહોંચી જવા આવ્યો ત્યાં એણે જોયું તો રસ્તાની બાજુના ખાડામાં એક ગાલ્લી ઊંધી પડી ગઈ છે ને એક વછેરું પાણીમાં ખૂંચી ગયું છે. ગાલ્લીવાળો એકલે હાથે મહેનત કરતો હતો પણ એમ કાંઈ ગાલ્લી સીધી થાય ?

હર્બર્ટે કોટ ઉતારીને બાંયો ચઢાવીને પેલાને બરાબર ટેકો આપ્યો. ગાલ્લી અને વછેરું બેય બહાર નીકળી ગયાં. એણે જોયું તો બન્ને સાવ ભૂખ્યાં હતા એટલે વછેરું ને તેના માલિકના ખાવા માટે એણે થોડા પૈસા પણ આપ્યા. પછી કોટ ચઢાવીને એ ઝડપથી સંગીતગૃહ તરફ જવા લાગ્યો. કપડાં ચૂંથાઈ ગયા હતાં ને પેન્ટ કાદવવાળું થઈ ગયું હતું. પણ સંગીત શરૂ થઈ જવાનો સમય પાકી ગયો. હોઈ પાછા વાળવાનું પાલવે તેમ નહોતું.

હર્બર્ટ સંગીતગૃહે પહોંચ્યો ત્યારે એના દેદાર જોઈ પેલા શિષ્ટાચારના આગ્રહી મિત્રો આઘાત પામી ગયા. ખૂબ જ ટૂંકમાં વિનમ્રતાથી ઘટનાની વાત કરતાં હર્બર્ટે ઉમેર્યું : “હું વધારે મોડો પડયો હોત તો આ સંગીત ગુમાવત એ ખરું. પણ આ ઘટનાને લીધે જે સંગીત લઈને હું આવ્યો એની સ્વરાવલિની મધુરતા હું જ જાણું છું. એ બિચારાંને ખાડામાં જ ત્રાસ પામતાં મૂકીને હું આવ્યો હોત તો દિવસો લગી મારા અંતરમાંથી વિસંવાદી સ્વરો નીકળ્યા જ કરત. મારા જીવનનું સંગીત એ કારણે વિખરાઈ જાત ને ?”

## શું બદલો લઈશું ?

વરસાદના દિવસો હતા. ઘરના છાપરામાંથી ઘણું પાણી ઝમતું હતું. તેથી એક માણસ જાતે છાપરા પર ચઢી તે રોકવા પ્રયત્ન કરી રહ્યો હતો. બિચારાનો પગ લપસી ગયો અને તે રસ્તા પર પડયો. નીચે રસ્તા પરથી એક ફક્કડ માણસ જઈ રહ્યો હતો. તેના પર બિચારો એકાએક પડયો. તે ફક્કડ માણસને ઈજા તો થઈ, પણ તેથી યે વધુ તો તેના કપડા બગડયાં એ તેનાથી કેમ સહન થાય ? તેણે ન્યાયાધીશ પાસે જઈ ફરિયાદ કરી. ન્યાયાધીશે એ ફક્કડ આદમીને કહ્યું; ‘આ ગરીબ માણસને પણ ઈજા થઈ છે, માટે એને ક્ષમા કરો !’ એ માણસે અભિમાનથી જવાબ આપ્યો: ‘આ ન્યાયની કચેરી છે. હું ધર્મનો ઉપદેશ સાંભળવા નથી આવ્યો. હું ન્યાય માંગું છું !’ ન્યાયાધીશે ગંભીર મુખમુદ્રા ધારણ કરી ફેંસલો આપ્યો; ‘ગરીબ માણસ ગુનેગાર છે. તેને સજા થવી જ જોઈએ. એથી મારું ફરમાન છે કે આ ઉજળા કપડાંવાળો માણસ પોતાના ઘરનાં છાપરા પરથી આ ગરીબ માણસ પર પડે. સંભવ છે કે એ માણસનું ઘર બહુ ઊંચું હોવાથી ગરીબ માણસને વધુ ઈજા થાય. જો ખરેખર એમ થશે તો ફરીથી ન્યાય કરવો પડશે, એથી એણે સાવધાનીપૂર્વક પડવું જરૂરનું છે !’

—કાકાસાહેબ કાલેલકર

# સૌરાષ્ટ્રનાં એકાવન ઇશ્વરાંત શિવમંદિરો

કૃષ્ણલાલ પી. મહેતા

અંગ્રેજી માસ અને તારીખના મોહમાં આપણે દેશી મહિનાઓને, તિથિઓને ભૂલતા જઈએ છીએ પણ ભવિષ્યનો કોઈ ઈકોલોજિસ્ટ જરૂર કહેશે કે ભારતની માસ, તિથિની ગણતરી સૌથી વધારે કુદરતી હતી. સુદ અને વદને આકાશના ચંદ્ર સાથે સંબંધ છે. મહિનાઓને પણ નિસર્ગના ક્રમ સાથે ગાઢપણે સાંકળી લેવાયા છે. 

અંગ્રેજી ગણતરી બધે ઘૂસી ગઈ છે પણ એના અંધકારને વિદારી શ્રાવણ જેવા મહિના પોતાની સ્વયંપ્રતિભાથી જીવતા હોવાનું ઇંગિત આપણને આપી જાય છે.

શ્રાવણનો આરાધ્ય દેવ છે; શિવ. આપણે અત્રે સૌરાષ્ટ્રના એવા એકાવન શિવાલયોનું સ્મરણ કરીએ જેને છેડે 'ઇશ્વર' બિરાજતા હોય.

| નામ | ગામ |
|---|---|
| ૧. કેદારેશ્વર | — પોરબંદર |
| ૨. કુશેશ્વર | — દ્વારકા |
| ૩. ખીમેશ્વર | — કુછડી |
| ૪. ગૌતમેશ્વર | — શિહોર |
| ૫. ગોકર્ણેશ્વર | — ગોકર્ણ–કુતિયાણા |
| ૬. ઘંટેશ્વર | — રાજકોટ |
| ૭. ચહાડેશ્વર | — છાયા–પોરબંદર |
| ૮. ચંદ્રમૌલીશ્વર | — થાન |
| ૯. છેલેશ્વર | — મેવાસા–ભાણવડ |
| ૧૦. જડેશ્વર | — વાંકાનેર |
| ૧૧. ઝડેશ્વર | — રાણાવાવ |
| ૧૨. ઝાલેશ્વર | — ટટાણા–બરડો |
| ૧૩. ઝુંડેશ્વર | — પોરબંદર |
| ૧૪. ટપકેશ્વર | — ઓસમ–માત્રી (રાણપુર) |
| ૧૫. ડુંગરેશ્વર | — ઢાંક |
| ૧૬. ઢંકેશ્વર | — ઢાંક |
| ૧૭. તખ્તેશ્વર | — ભાવનગર |
| ૧૮. ધર્મેશ્વર | — જામનગર |
| ૧૯. ધીંગેશ્વર | — રાણપુર–બરડો |
| ૨૦. ધારેશ્વર | — જસદણ–વીંછીઆ |
| ૨૧. નાગેશ્વર | — જામનગર |
| ૨૨. નંદેશ્વર | — બોખીરા |
| ૨૩. પંચેશ્વર | — જામનગર |
| ૨૪. પ્રગટેશ્વર | — જામનગર |
| ૨૫ ફાડેશ્વર | — ઢાંક |
| ૨૬. બ્રહ્મેશ્વર | — જૂનાગઢ |
| ૨૭. બેડેશ્વર | — જામનગર |
| ૨૮. બુદ્ધેશ્વર | — વલભીપુર |
| ૨૯. બીલેશ્વર | — બીલેશ્વર–બરડા. |
| ૩૦. બાલેશ્વર | — બાલાચડી |
| ૩૧. ભોજેશ્વર | — પોરબંદર |
| ૩૨. ભીળેશ્વર | — લાલપુર |
| ૩૩. મંગલેશ્વર | — માંગરોળ |
| ૩૪. મુચકુંદેશ્વર | — જૂનાગઢ |
| ૩૫. મહાકાલેશ્વર | — જામનગર |
| ૩૬. મણિકર્ણેશ્વર | — જામનગર |
| ૩૭. રુદ્રેશ્વર | — જામનગર |
| ૩૮. રફાળેશ્વર | — મોરબી |
| ૩૯. રૈવતેશ્વર | — કાટેલા |
| ૪૦. રત્નેશ્વર | — દ્વારકા |
| ૪૧. લંકેશ્વર | — પોરબંદર |
| ૪૨. દુદેશ્વર | — પોરબંદર |
| ૪૩. વાલકેશ્વર | — જામનગર |
| ૪૪. શૈલેશ્વર | — ઘુમલી |
| ૪૫. સિદ્ધેશ્વર | — વલભીપુર |
| ૪૬. વિઠ્ઠલેશ્વર | — પ્રાચી |
| ૪૭. હાટકેશ્વર | — જામનગર |
| ૪૮. અનંતેશ્વર | — આણંદપુર |
| ૪૯. ઈન્દ્રેશ્વર | — ભાણવડ |
| ૫૦. ઓમકારેશ્વ | — જામનગર |
| ૫૧. ક્ષેમેશ્વર | — ઉના |

# સુનંદા

વિનુભાઇ રાણા

સુનંદા મારા પરમ પ્રિય મિત્ર નંદલાલની પત્ની તેણે પોતાના પતિએ અધૂરી મૂકેલી સંશોધન પ્રવૃત્તિ આગળ ધપાવવા કરેલી અરજી મંજૂર થઈ છે એવું જ્યારે મેં જાણ્યું ત્યારે આશ્ચર્યથી હું દિગ્મૂઢ થઈ ગયો; જીવનનાં પાછલાં પાંચ–સાત વર્ષનો પડદો ખસી ગયો અને ન ભૂલાય એવું વ્યક્તિત્વ અને એને મળતા પ્રસંગો ઉછળી ઉછળી સ્મૃતિપટ ઉપર ઉપસી આવવા લાગ્યા.

હું અને નંદલાલ પડોશી હતા એટલું જ નહિ લંગોટિયા મિત્ર પણ. ઉમરે તેવતેવડા અને વળી શિક્ષણ માટે અમારા બન્નેનાં મોટેરાંઓ એક મતના તેથી અમે ઠેઠ એકડે એકથી વિજ્ઞાનની અનુસ્નાતક કક્ષા સુધીનો અભ્યાસ સાથે જ કર્યો. હા! નંદલાલ મારા કરતાં ચઢિયાતો ખરો! અને તેથી તે વર્ગમાં ઊંચે નંબરે સફળ થતો. ખરું કહું તો નંદલાલની સોબતે જ મારું ગાડું ગબડતું. નંદલાલના અભ્યાસરત સ્વભાવની આડકતરી પણ પ્રેરણા ન હોત તો મારાં એકાદ બે વર્ષ જરૂર બગડ્યાં હોત!

નંદલાલ જેવો બુદ્ધિશાળી તેવો જ ચપળ અને ઉત્સાહી. એવી કોઈ પ્રવૃત્તિ ન હોય કે જેમાં નંદલાલ ઝળકી ન ઊઠે! શાળા કે કૉલેજમાં નાટ્ય પ્રયોગો હોય, વક્તૃત્વ હરીફાઈ હોય કે રમતગમતનો કોઈ કાર્યક્રમ હોય નંદલાલ હંમેશાં મોખરે જ હોય! એના વગર કોઇ કાર્યક્રમ સફળ ઊતરે એવું કોઈ માને નહિ! આવા ગુણવાન માનવીનો હું મિત્ર છું–જીગરજાન મિત્ર છું તેનો ગર્વ નંદલાલને પોતાની શક્તિનું ભાન હોવા છતાં, જેટલો નો'તો તેટલો મને રહેતો!

યુવાની અને વળી તેમાં કૉલેજનું વાતાવરણ! જરાક કારણ માટે તો ભલભલાને માર્ગ ભૂલાવી બરબાદ કરી નાખે! એવે સમયે પણ નંદલાલ સ્વસ્થ અને ગંભીર હતો. એની રીતભાત સાદી છતાં છાપ પાડનારી હતી, જેમની એક કૃપાદૃષ્ટિ મેળવવા અનેક વિદ્યાર્થીઓ તલપાપડ રહેતા અને મૂર્ખતામાં ખપે તેવાં વેવલાં ટાયલાં કાઢતા, તેવી વિદ્યાર્થીનિઓ નંદલાલને પોતાનો સ્વામી નહિ તો સાથી બનાવવા ઉત્સુક રહેતી.

કરોડપતિ શેઠ લક્ષ્મીનંદનની પુત્રી જયશ્રી અને કૉલેજ સુંદરી નયના જેવી અનેક સહજમાં મળતી કન્યાઓનાં માગાં તેણે જ્યારે પાછાં વાળ્યાં ત્યારે અન્ય કૉલેજીઅનોની જેમ તેને "વેદિયો" માનવા મન પ્રેરાયું! પરંતુ મારી સાથેની વાતચીતમાં જ્યારે એણે કહ્યું–

"શંભુ, મારી કૉલેજ કારકિર્દીથી મોહાઈને આ કન્યાઓ મારી સાથે જોડાવા તૈયાર થઇ છે. તેમાંથી કોઇકને લક્ષ્મીનો તો કોઈકને રૂપનો અહં છે. તે દરેક માને છે કે નંદલાલ "મને" સ્વીકારશે જ!"

"મારી કારકિર્દી એ વટાવવાની નહિ પણ કેળવવાની ચીજ છે. મારે મારું કુટુંબ છે એને સુખી કરવાનું છે, મારે મારાં અરમાન છે એને સિદ્ધ કરવાનાં છે. આવી આવી ભાવનાઓએ મારામાં બળ પૂર્યું છે અને વિદ્યાર્થી જીવનના માર્ગ પરથી લપસતાં હું બચ્યો છું. બાકી આ કન્યાઓને મેળવવા ઈચ્છતા બીજા ઉત્સુક વિદ્યાર્થીઓ કરતાં ઓછો ઉત્સુક હું નથી!" ત્યારે જ હું એની નમ્રતા અને આર્ષદૃષ્ટિ હું સમજી શક્યો.

લક્ષ્મીવાન, રૂપવાન કન્યાઓનાં માગાં માબાપ પાસે આવે એટલે તેઓ હર્ષઘેલાં થઈ કહેવા લાગતાં:

"બેટા, હવે પરણી જાઓ અને અમારી ઉપરનો બોજો ઉતારો!"

"કેમ, આ શાંત જીવન અકારું લાગવા માંડયું કે?" નંદલાલ સસ્મિત જવાબ આપતો.

તને પરણાવવાથી શું અમારું જીવન અશાંત બનશે?"

"પત્ની આવ્યા પછી પોતાના જ માબાપના અવગુણો શોધી કાઢતા અનેક યુવકોના દાખલા આપણી સમક્ષ છે જ ને ?"

"મારો નંદો પણ એ જ પામર દશા પામશે કે ?" નંદલાલને વાંસે હાથ ફેરવતાં માતા બોલી ઊઠી.

"એટલે જ તો વાર લાગે છે ને ? સુશીલ કન્યા રેઢી નથી પડી. લક્ષ્મીવાન કે રૂપવાન જોઈને ચિત્ત ચળી જશે તો તમારો બોજો વધશે કે ઘટશે કોણ જાણે ?"

"એતો વિધિના લેખ...."

"તો કરો કંકુના. પછી કહેતાં નહિ કે આ તો બોજો ઉતર્યો તો નહિ બલ્કે વધ્યો !"

"ના, ના ! એમ નહિ ! તારી મરજી વિરૂદ્ધ કશું જ કરવાનો અમારો ઈરાદો નથી પરંતુ હવે આ બાબત વિચારે તો સારું," પિતા બોલ્યા.

"તે શું હું થોડો સાધુ થઈ જવાનો છું ?"

જાણે માબાપથી સાંભળ્યું જતું ન હોય તેમ "સાધુ થાય તારો દુશ્મન" કહેતો કાને હાથ મૂકતાં મનમાં ખુશી ખુશી થતાં સરકી ગયાં.

પરંતુ વાત આટલેથી અટકી નહિ. એ જ સાંજે નંદલાલ મારે ઘેર આવ્યો અને લગ્ન સબંધી ચર્ચા વિચારણામાં ઊતરી પડ્યો. પોતાના જીવનના આદર્શો અને કલ્પનાને અનુરૂપ જીવનસખી મળશે કે કેમ તેની શંકાકુશંકા તે કરતો હતો. મેં કહ્યું: "પતિને અનુકૂળ થઈ રહેવાની પ્રકૃતિ ભારતની નારીને સહજ છે."

"પોતાનું વ્યક્તિત્વ દબાવીને ને ?"

"ના, પતિના વ્યક્તિત્વમાં ઓતપ્રોત થઈને !"

"આમ જ ભારતીય નારી અર્ધાંગના" પદેથી "દાસીના" પદે લપસી પડી છે !" નંદલાલ જૂસ્સાથી બોલ્યો.

સ્ત્રી સબંધી આર્ષસંસ્કારોના અતિરેકે સ્ત્રીનો આત્મા કચડાઈ ગયો છે એવો નંદલાલનો અભિપ્રાય હતો અને તેથી જ્યારે આવી વાતો થતી ત્યારે તે હંમેશા ઉકળી પડતો. આથી મેં ચર્ચા લંબાવવાને બદલે ટૂંકમાં પતાવવા કહ્યું, "તો તારે કરવું છે કેમ ?"

નંદલાલ જરા મુંઝાયો અને જવાબ શોધતો હોય તેમ વિચારમાં ખોવાઈ ગયો.

આ જ સમય દરમ્યાન મારા પિતાશ્રીના મિત્રની દીકરી સુનંદા અમારે ત્યાં મેટ્રિકની પરીક્ષા દેવા આવેલી. પરણવા લાયક દીકરી એટલે મારા પિતા ઉપરના પત્રમાં તેમના મિત્ર લખતા હતા કે, "સુનંદા કેટલી સુશીલ, ડાહી અને સંસ્કારી છે તે તો તે તમારે ત્યાં થોડા દિવસો રહેશે એટલે તમોને જાતે જ અનુભવ થશે. અહીં ગામડાની ગલી તેનાં કોઈ માગાં કરતું નથી. તમારે ત્યાં કોઈ સારો મુરતિયો હોય તો તેને બતાવી જોશો...."

મને લાગ્યું કે સુનંદા નંદલાલનું અરમાન બનીને રહે તેવી છે. આથી મેં કહ્યું "તારી ઈચ્છા કોઈ સારી કન્યા જોવાની હોય તો તજવીજ ગોઠવી આપું:

"કેવી રીતે ? ક્યાં ?"

"કેવી રીતે તે કેવી રીતે ? બધે થાય છે તેમ ! કન્યા મોટી થઈ ગઈ છે, માબાપને પરણાવવાની ચિંતા છે – કહીયેં કન્યાને દેખાડો !" નંદલાલની ઉત્સુકતા જોઈ મેં જરા ટોળ કરી.

"શંભુ, આજ બોલ્યો તે બોલ્યો. હવે ફરીને આવી વાત ઉચ્ચારતો નહિ," નંદલાલ જરા રોષમાં બોલવા લાગ્યો. "આ તો સ્ત્રી માત્રની મશ્કરી છે. માબાપ લાચાર બની પોતાની પુત્રીને આ રીતે પ્રદર્શનની વસ્તુ તરીકે રજૂ કરે એના કરતાં 'તે અપરિણીત રહે તે સારું' એમ શા માટે નહિ માનતાં હોય ? એકાદ પ્યાલો ચા કે એકાદ ગ્લાસ પાણી પીવરાવે તે દરમ્યાન હું કન્યાને શી રીતે માપી શકવાનો છું ?"

"તો તારી મરજી," હું બોલ્યો, "બાકી તારા કોડ પૂરે તેવી છે."

"એમ ! તો મને નામ ઠેકાણું તો આપ;

હું મારી રીતે કોઈનું સ્વમાન ન ઘવાય એ રીતે તપાસ કરું."

....અને ત્યારે તો વાત આટલેથી અટકી. પરંતુ નંદલાલે કુશળતાપૂર્વક સુનંદાની પરીક્ષા કરી નાખેલી તેના ખબર તો મને, મારા પિતા ઉપરના સુનંદાના પિતાનો નંદલાલ વિશે માહિતી માગતો પત્ર આવ્યો, ત્યારે જ મળ્યા. એની સ્ત્રી–સન્માન ભાવના, જીવન વિષે ભાવનાવાળી છતાં વાસ્તવિક દષ્ટિનો નવો જ અનુભવ આ વખતે મને થયો અને મનોમન નંદલાલને અભિનંદી રહ્યો.

આમ સુનંદા અને નંદલાલ જતે દહાડે એક થયાં. સગાં સ્નેહીઓ અને આડોશી પાડોશીઓમાં દાખલારૂપ બન્યાં. નંદલાલની કોલેજ કારકિર્દી જેમ તેની ગૃહસ્થી પણ દીપી ઊઠી.

નંદલાલને વિજ્ઞાન સશોધન સંસ્થામાં ઉપયોગી છતાં કઠણ સંશોધન કાર્ય સોંપાયું હતું. નંદલાલનું ધ્યાન કેવળ સંશોધનમાં જ ખૂંચી રહે તે માટે સુનંદા પુરતી કોશીષ કરતી.

ઘર આંગણે સાસુ સસરા, તથા કુટુંબકબીલા સૌની તેણે ચાહના મેળવી લીધી. આથી નંદલાલને સંશોધન સિવાય કોઈ ચિંતા રહી નહિ. ક્યારેક તે બોલી ઊઠતો: "સુનંદા, સુનંદા! આ સંશોધનની સફળતામાં મારું નામ ભલે જોડાય પરંતુ તેમાં તારો મારા જેટલો જ હિસ્સો હશે તે હુ કદી જ ભૂલી શકીશ નહિ!" સુનંદા નંદલાલની આવી વાતો ગૌરવભર સાંભળતી અને પતિ પ્રત્યેના પ્રેમમાં અધિકાધિક ખોવાઈ જતી.

પુત્ર પુત્રવધુનો સુખી સંસાર નિહાળી પરમ સંતોષ અનુભવતાં નંદલાલનાં માતાપિતા એક એક વર્ષના અંતરે મૃત્યુ પામ્યાં ત્યારે સુનંદા ન હોત તો નંદલાલ આ આઘાતો સહન કરી શકત કે કેમ તે કહેવું મુશ્કેલ છે! સુનંદાની સીફતભરી માવજતથી માતાપિતાના અવસાનનો કારી ઘા નંદલાલ ભૂલી જઈ પોતાના સંશોધનકાર્યમાં પરોવાઈ ગયો.

પરંતુ આ સુખી સંસારમાં અચાનક અંધકાર છવાઈ ગયો! નંદલાલ સંશોધન પુરું કરી શકે તે પહેલાં એક બસ અકસ્માતમાં માર્યો ગયો. ઝળઝળતો સિતારો જાણે ખરી પડયો! નંદલાલના સગાંસબંધી, મિત્રો, સ્નેહીઓમાં અરેરાટી વ્યાપી ગઈ.

નંદલાલનું એક બાજુ શબ પડયું છે અને બીજી બાજુ આઘાતથી મૂર્છા ખાઈ ગએલી સુનંદા પડી છે. બધાને એમ જ લાગ્યું કે સુનદા નંદલાલ સાથે ચાલી નીકળશે! વૈદ્ય ડોકટરોના અથાગ પ્રયાસોથી સુનંદા ભાનમાં આવી તો ખરી પરંતુ ત્યાર પછીનું આક્રંદ અત્યંત કરુણ અને વર્તન વિચિત્ર હતું.

સુનંદા ભાનમાં આવતાં નંદલાલની શબની અંત્યેષ્ટિની તૈયારીમાં સૌ પરોવાયા. નંદલાલના મૃત્યુનો કારી ઘા મને પણ ઓછો નો'તો લાગ્યો! હું પણ મારી જાત માંડમાંડ સંભાળી રહ્યો હતો. એટલામાં સુનંદા સફાળી ઊઠી અને વાડા તરફ જવા લાગી. સૌ પોતપોતાનામાં મશગુલ હતા; હું એક જ સુનંદાને જતાં જોઈ ગયો. ધીરે પગલે તેની પાછળ પાછળ ગયો.

વાડામાં એક કૂવો અને કૂવા ઉપર કઠોડો. અને સુનદા એ....એ....કઠોડે ..ચ...ડી...એ....એ પ...ડી અને શું થયું તેનો મને પણ ખબર નથી પરંતુ બેભાનપણામાં બેફામ રીતે દોડ્યો હઈશ અને મેં તેને પકડી લીધી હશે—બાકી કઈ રીતે મેં તેને બચાવી તેનો મને આજે પણ ખ્યાલ આવતો નથી!

"કોણ? શંભુભાઈ! છોડો....છોડો...મને!"

"કેમ? આપઘાત કરવો છે ને તમારે?"

"બીજું શું કરું? જીવનનો આધાર ઉઠી ગયો. કોને માટે જીવવું?" અધિક દુઃખની વાત તો એ હતી કે ખારા સંસારમાં મીઠા ફળ જેવું એક બાળક પણ તેમને નો'તું!

"પતિ પાછળ મરી જશો તો લોકો તમારા વખાણ કરશે! સતી કહી બીરદાવશે! પણ...."

"પણ, પણ શું?"

"નંદલાલ તેથી થોડો પાછો આવવાનો છે? તમારા આવા ઉત્કટ પ્રેમની સાર્થકતા કેવળ નંદલાલ

પાછળ મરી જવામાં છે ?"

"શંભુભાઈ, શંભુભાઈ ! હું જીવી નહિ શકું હો ! તમે જ રસ્તો બતાવો !' કહી તે ઘૂંટાતા સાદે રોઈ પડી

"હું શું બતાવીશ ? નંદલાલ જ કહી ગયો છે તે બોલી બતાવીશ," આમ કહી અમે સાથે ફરતા જ્યારે ચર્ચા ઉપર ચઢી જતા ત્યારે આવા પ્રસંગ માટે જ જાણે કહી હોય તેવી નંદલાલની વાતો હૃદયમાં ઉભરાવા લાગી

"સ્ત્રી પુરુષની પૂરક છે, દાસી નહિ પતિ પાછળ બળી મરનારી અધિર અને અજ્ઞાની ! પતિનો પ્રેમ સંભારે, પતિનું અધૂરું પૂરું કરતા જે પ્રેમાગ્નિમાં જલી જાય તેજ સાચી સતી !'

'જે સમાજમાં સ્ત્રી સ્વમાની, સુલક્ષણી, સુવાસિની હોય તે જ સમાજ સ્વમાનપૂર્વક જીવી શકશે. દાસીનો સમાજ દાસ જ રહે છે !"

મે ઉમેરતા કહ્યુ "ભારતે અનેક વર્ષો સુધી દાસત્વ ભોગવ્યુ તેના એકાદ નિમિત્તરૂપ આ દાસી ઓના ચીલામાં ચાલી આત્મસંતોષ લેવો હોય તો જાઓ માર્ગ ખૂલ્લો છો" આમ કહી મે તેને છોડી દીધી

ઘડીભર તો તે આવક બની મારી સામે જોઈ રહી. એકાએક તેના હૃદયમાં પ્રકાશ પડ્યો તેમ તે પાછી ફરી. કંઈ જ બન્યુ ન હોય તેમ ગંભીર ભાવે નંદલાલના શબની વ્યવસ્થા જોતી રહી.

સુનંદા નંદલાલના મૃત્યુ પછી ગમગીન બની પણ ઝરીબરી નહિ ખિલખિલાટ કરતું હાસ્ય વિલાઈ ગયુ છતાં મુખ ઉપરનું સ્મિત જેમનું તેમ રહ્યુ.

સુજ્ઞ પિતાઓની જેમ તેના પિતાએ પણ આવા પ્રસંગોએ કોઈની ઓશિયાળી ન કરવી પડે તેવું શિક્ષણ આપ્યુ હતુ. તેના આધારે સૌનો સમભાવ હોવા છતાં તેણે મદદ માગણી કદાપિ કરી નહિ જેમણે જેમણે ઈચ્છા દર્શાવી તેમને તેમને સવિવેક જવાબ આપતાં કહેતી કે "પગભર થઈ શકુ તેવુ શિક્ષણ તથા ગૃહઉદ્યોગોની તાલીમ મને મળી છે, જરૂર પડશે તો મારી મેળે માગી લઈશ"

હુ અઠવાડિયે પખવાડિયે તેને મળવા જતો ધીરે ધીરે તે નોકરી કરતાં કરતાં અનુસ્નાતક બની અને તે પણ વિજ્ઞાનની જ ! અને જ્યારે તેણે પોતાના પતિનું અધૂરું રહેલુ સંશોધન આગળ ચલાવવા માગણી કરી ત્યારે મારાથી સહસા બોલાઈ ગયુ

"સુનંદા, સુનંદા ! ! સાચી સતી તો તું જ ! પતિ પાછળ મૃત્યુને વરનારી ભલે પ્રશંસનીય હોય પણ અનુકરણીય તો તું જ છે !!"

●

## વિરહભાવ

વિરહની અવસ્થામાં દુઃખ તો લાગે છે, પણ એ દુઃખ એક અજબ આનંદ અને તાદાત્મ્યતા તરફ માણસને લઈ જાય છે જ્યાં જે કંઈ એણે બાહ્યદૃષ્ટિથી જોયુ છે તેને એક કલાકાર કે કવિ રંગરૂપબદ્ધ કે છંદબદ્ધ કરવા જાય છે, ત્યારે જે પ્રેરણા અંદરથી એને મળે છે તેના મૂળમાં એક જાતનો વિરહભાવ હોય છે જે એણે દીઠું છે, સાંભળ્યુ છે, તેને એ ફરીથી અનુભવવા ઈચ્છે છે તેથી જ તો વિરહભાવ એની કૃતિમાં રંગ અને છંદ પૂરે છે એટલે જ તો દરેક સાચી કૃતિમાં પહેલાં સ્રષ્ટાના દિલમાં તાદાત્મ્યતા ઉદ્ભવે છે અને પછી જુદાઈનો ભાવ

તો પછી ટૂંકમાં એમ કહી શકાય કે, સર્જનમાં–પ્રભુના, પ્રકૃતિના કે માણસના–બે ભાવ પ્રબળ હોય છે એક મિલનનો ભાવ અને બીજો વિરહનો ભાવ જેમ એક ઈંદ્રધનુષની સુંદરતા અને સાકારપણાનું કારણ તડકો તેમ જ વરસાદનો સંપર્ક અથવા સંયોગ છે

—ગુ. મ.

# લગ્નનું રહસ્ય

પ્રજ્ઞા ચતુર્વેદી

લગ્ન થઈ ચૂકયા

કાનમા હજી ત્રાસાવાળાઓનો ઘોઘાટ અને શરણાઇઓનો તીણો અવાજ ગુજે છે

મહેમાનો વેરાવા લાગ્યા છે

મનમા ભાન થના લાગે છે કે જીવનનુ નવુ પ્રભાત ફૂટયુ છે

ઘરમાં નવુ હાસ્ય ખડખડે છે શરૂઆતમા જરા સકોચથી ધીમેથી એ હાસ્ય સાભળતા તમારા રોમેરોમ ઊભા થાન છે તમારી જુવાનીનુ મહાસ્વપ્ન આખરે સાચુ પડયુ !

એ નવી વ્યક્તિ પ્રત્યે તમારા હૃદયમા જે અપૂર્વ ભાન પેદા થાય છે તે પ્રેમથી સ્વીકારો, દૃઢ કરો ને જાળવી રાખો મરણ સુધી એના પ્રતિ સપૂર્ણ વફાદારી રાખવાની ભાવના એ તમારા પરિણીત જીવનનો ધ્રુવતારક છે

લગ્ન થવાથી બ્રહ્મચર્યની સાથેનો તમારો સબધ નથી તૂટયો

× × × ×

કેટનાક યુવાન લોકો તો એમ માને છે કે પ્રેમ એટને રોમાચ લાગણીનો ઊભરો, હૃદયની ભરતી અને કવિઓએ પ્રેમના અસખ્ય લક્ષણોનુ જે અથાગ નિરૂપણ કર્યું છે એનો પ્રત્યક્ષ અનુભવ

શાબાશ ! પરતુ તમે એવા મતના હો તો જરા ધ્યાન રાખો કે લાગણીઓ ચચળ હોય છે અને ભરતી પણ અમુક સમય પછી ઊતરી જાય છે

તમારો પ્રેમ એવા ડગમગતા પાયા પર જો ચણાયો હોય તો એની જગા પર થોડો સમય પછી કેવળ એનું ખડેર ઊભુ રહેશે

રોમાચ ઓસરી જતા (અને ચોક્કસ ઓસરી જવાનો જ ! તમારા રૂના ઓછા ચોવીમે કનાક ઊભાં રહી શકે ?) એની જગ્યામા ગૃહકનેશ આવશે, અને ત્યાર પછી ત્યાર પછી તમારા પાડોશીઓની વાતચીતમા એમ તો એક રસિક વિષયનો ઉમેરો થશે ખરો !

પણ એ સાચો પ્રેમ નથી. એ માત્ર ‘નકલી પ્રેમ’ છે

સાચો પ્રેમ ધીરગભીર, ગહન ને ચિરસ્થાયી છે એમા સમાયેલા ઊડા ભાવની સરખામણીમા એનાં બાહ્ય ચિહ્નો ગૌણ રહે છે

પ્રેમનુ મૂળ તત્ત્વ બલિદાન છે, સમર્પણ છે પોતાની જાતને સદાને માટે પ્રિયજનને ચરણે ન્યોછાવર એ જ પ્રેમનો ઉદ્દેશ છે

આથી પ્રેમની પરાકાષ્ઠા વિવાહિત જીવનની શરૂઆતમા નથી ઊલટુ, લગ્નના સમયને કેવળ પ્રેમનો આરભ જ કહેવાય ત્યારથી માડીને એ વૃદ્ધિ પામવા લાગે છે, અને જેમ જેમ કરેલા અર્પણનો અર્થ અને રોજના વ્યવહારમા એનો અમલ કરવાની રીત સમજાતા જાય છે તેમ તેમ એ વધારે મજબૂત ને ગાઢ બનતો જાય છે

એમ મૃત્યુ પછી પણ એ પ્રિયજનનુ સ્મરણ તાજુ રાખે છે અને એને એકવાર અર્પણ કરેલા હૃદય તથા શરીર બીજા કોઈની માલિકીમા આવવા દેતો નથી

લાગણી કે ભોગવિલાસ પર અવલબિત નકલી પ્રેમ પરિણીત જીવનની શરૂઆતમા જ તીવ્ર સ્વરૂપ પકડે છે પણ લાગણીઓ ઓસરી જતા એ પણ મદ પડે છે હોલવાઈ જાય છે અને મૃત્યુનો ઘા ઝીલી શકતો નથી

પરતુ આત્મબલિદાન ઉપર આધાર રાખનાર સાચો પ્રેમ જિદગીભર સ્થિર પગને આગળ ને આગળ વધતો જાય છે એમા ભરતી–ઓટ નથી,

પણ વૃક્ષની જેમ શુદ્ધ આકાશ ભણી ઊગવાની સતત વૃત્તિ છે.

× × × ×

જ્યાં ફક્ત આનંદ લૂંટવાની વૃત્તિ હોય ત્યાં પ્રેમ નથી ' કહેવાતા પ્રેમીઓ એ પવિત્ર શબ્દનું રટણ કર્યા કરે તો પણ.

પરંતુ જ્યાં પ્રિયજન માટે કોઈપણ ભોગ આપવાની ઉત્કંઠા હોય, અને પ્રસંગ આવ્યે એ અભાવ પણ ખરીદે, ત્યાં જ શુદ્ધ પ્રેમ ખીલ્યો કહેવાય.

× × × ×

'ડુંગર દૂરથી રળિયામણા '

અને પ્રિયતમા સંવનનને સમયે અતિ રળિયામણી

પણ રોજિંદો પરિચય વધતાં ભલભલી સતીમાં પણ ખોડખાંપણ દેખાવા લાગશે કંઈ નહિ તો એની ને તમારી રુચિ–અરુચિમાં ફેર પડશે, અને એમ ધીમે ધીમે સંઘર્ષણ પેદા થશે.

એને સાંજે તમારી સાથે ફરવા જવું હશે ત્યારે તમારામાં આડા પડીને એક જાસૂસી નવલકથા વાંચવાની વૃત્તિ જાગશે એને મોળી દાળ ભાવશે તો તમને તીખી. એ પોતાના સગાઓ માટે વિશેષ લાગણી રાખશે અને એ તમને સાલશે

આવા નાના નાના પ્રસંગોમાં તમે બને ત્યાં સુધી તમારી લાગણીને દબાવીને તમારી પત્નીને અનુકૂળ થવા પ્રયત્ન કરો તો જ તમારા પ્રેમમાં સમર્પણનું તત્ત્વ આવી ગયું કહેવાય

બલિદાનની વૃત્તિ એવી નાની બાબતોમાં જ સિદ્ધ થાય છે

પત્નીને ખાતર જીવન આપવાની તકની રાહ ન જુઓ, નહિ તો સંભવ છે કે એવાં પ્રેમશૌર્યનાં સ્વપ્ન રચતાં રચતાં તમે એને રોજના વ્યવહારની અનેક નાની વસ્તુઓમાં દુઃખી કરશો

× × × ×

બે વસ્તુ વચ્ચે મેળ બેસાડવા માટે તો દરેકમાંથી થોડું કાપવું જોઈએ . એ જ આપણે બલિદાન તરીકે ઓળખાવેલી વૃત્તિ છે

જો હીરો ને સોનું પોતપોતાના આકાર રાખવાનો દુરાગ્રહ કરે, તો વીંટી ન જ બનાવી શકાય

પણ જરા સોનાને કુલડીમાં ગાળીને ઘડો, અને હીરાને ઘસીને એના ખૂણાઓ કાપો ..., હવે નગ સોના પર બંધ બેસતું આવશે, અને રમણીય વીંટીનું લાવણ્ય ઓર દીપી ઊઠશે

સફળ લગ્નનું રહસ્ય પણ એવું છે

---

## પ્રભુની અસીમ અખુટ લીલા !

માણસ પ્રભુની એક સૌથી ઉત્તમ કૃતિ છે. તે એના હાથમાં એક પાત્ર છે, જે પાત્રમાં તે પોતાનું પ્રભુત્વ–પ્રેમ–રેડયા જ કરે છે તેના દાનની ધારા કોઈ દિવસ વિરામ પામતી નથી પણ પ્રભુ કોઈ સાધારણ કુંભાર નથી, તે તો કલાકાર – કુંભાર છે એ જે જે પાત્ર બનાવે છે તેનાં રૂપ–રંગ વારવાર બદલવામાં અને તેને વધારે ને વધારે સુંદર બનાવવામાં એને અતિશય આનંદ થાય છે.

પણ માણસની એ સર્જનશક્તિ ત્યારે જ ખીલે છે જ્યારે તેના આત્માને અનતતાનો, નવીનતાનો સ્પર્શ થાય છે એ અનંતતા, નવીનતા જીવનમાં પગલે પગલે અને અણુએ અણુએ વ્યાપ્ત છે એને જોવા માટે માણસની આંખ-શિવની આંખ-ઊઘડવી જોઈએ તેથી જ તો જ્યારે માણસ કંઈ સર્જન કરે છે ત્યારે તે પોતાની કૃતિ દ્વારા તેનામાં જે અનંતતા બીજરૂપે છુપાયેલી છે તેનો સ્પર્શ અને આસ્વાદ પામે છે. અને એવી શુભ ઘડીએ તેનો આત્મા અપાર આનંદથી લલકારી ઊઠે છે –

'પ્રભુ અને હું એક છીએ, હું બ્રહ્મ છું : હું સત્ય છું.'

એવી રીતે પ્રભુ જે પ્રેમમય છે, તે પોતાના પ્રભુત્વનું દાન વધારે ને વધારે માણસને જન્મજન્માન્તર આપ્યા જ કરે છે, ન તો દરરોજ દેનારનું દાન ખૂટે, ન તો દાન[illegible], એ તો અનંત કાળ સુધી અખૂટ જ રહે છે. એવી છે અનંતની, પ્રભુની અસીમ [illegible]

# પાત્રતા

લલિતકુમાર શાસ્ત્રી

,દાન આપી દીધાથી જ માનવીનું કર્તવ્ય પૂરું થતું નથી સાચું પૂછો તો દાન આપતી વખતે આપનારે હજાર વિચાર કરવાના હોય છે અપાત્રને આપેલું દાન એ દાન નથી હોતું. ઊલટું એનાથી એક પ્રકારની હાનિ થાય છે અને તેની સાથે એક યોગ્ય વ્યક્તિને દાન મળતું અટકી જાય છે. જે લોકો જીવનમાં 'ફક્ત દાન આપવું' એટલું જ સૂત્ર સમજે છે તેઓ માટે એક સુંદર ઉદાહરણ છે :

પ્રાચીન કાળમાં એક રાજા થઈ ગયો. એના ખજાનામાં સાત સાત પેઢીથી ચાલી આવતી અખૂટ ધનસમૃદ્ધિ હતી. જે પ્રમાણમાં ધનસમૃદ્ધિ હતી તે પ્રમાણમાં રાજા ઉદાર પણ હતો. એણે છૂટે હાથે પ્રજાહિતનાં કાર્યો કરવા માંડયાં. એની એક જ નેમ હતી 'દાન આપવું.' એના મનમાં એક જ તત્ત્વજ્ઞાન હતું: માનવીના મર્યા પછી તે સાથે શું બાંધી જવાનો છે? જે દાનપુણ્ય હશે તે જ સાથે આવવાનું છે. અને જેનું દાનપુણ્ય વધુ તપતું હશે એને સ્વર્ગ મળશે! આમ એ પરભવનું ભાથું બાંધવામાં જ વધારે રચ્યોપચ્યો રહેવા લાગ્યો. તે અનેક પ્રકારે અને અનેક રીતે દાન કરતો પણ એની દાનવીરતાની ખ્યાતિ તો એના અન્નક્ષેત્રે કરી.

એ અન્નક્ષેત્ર હરકોઈને માટે ખુલ્લું હતું. સવારના સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી અહીં ભૂખ્યાં માનવીઓની અવરજવર ચાલુ જ રહેતી. બ્રાહ્મણોથી માંડીને ફકીર ..ઓલિયા અને ભિખારીઓ એ અન્નક્ષેત્રના નિયમિત મહેમાન થતા. ત્યાંથી કોઈ ખાલી હાથે જતું જ નહિ. ભૂખ્યા પેટને ત્યાં અવકાશ નહોતો. કારણ કે ત્યાં લક્ષ્મી હતી. લક્ષ્મીથી ખરીદાયેલું અનાજ હતું ...નોકરો હતા. અને ,ભૂખ્યા પેટને તૃપ્ત કરે તેવી અનેક સ્વાદિષ્ટ વાનગીઓ હતી. તૃપ્ત થનારા, રાજાની દાનવીરતાની પ્રશંસા કરતા પોતાને પંથે વળતા અને જ્યાં જતાં ત્યાં રાજાની કીર્તિને પ્રસરાવતા.

એક દિવસ એ જ ગામમાં રહેતા એક માછી અને માછણ ઝઘડી પડયાં ઝઘડાનું મૂળ કારણ ભૂખ હતી. અને એ ભૂખનું મૂળ, માછી તે દિવસે માછલાં પકડવા ગયો નહોતો એ હતું. એ માછલાં પકડવા ગયો નહોતો કારણ કે એને આળસ આવતું હતું. આમ આળસને પરિણામે જાગેલી ભૂખે બન્ને વચ્ચે ઝઘડો કરાવ્યો.

માછણે કહ્યું : 'તારા હાથ પગ તો પહેલેથી જ ભાંગી ગયા છે. કેટલી વાર ટોક ટોક કરે ત્યારે જાળ નાખવા જાય !'

માછીએ સામો જવાબ વાળ્યો–'તું યે કયાં ઓછી છે? માછલાં પકડાયાં પછી તેને બજારે વેચવા જવા માટે તને સમજાવતાં તો મને નવનેજાં પાણી આવી જાય છે!'

આમ બન્ને એકબીજાનો વાંક કાઢતાં જ રહ્યાં. અંતે એનો ઉકેલ જુદો જ આવ્યો માછણે ધીરેથી માછી પાસે આવીને કહ્યુ : 'આપણો રાજા બહુ દયાળુ છે એણે અન્નભંડાર ખોલ્યો છે. જે કોઈ એને બારણે જાય એ ખાલી હાથે પાછો આવતો નથી. તું ત્યાં જા'

'શું તું એમ કહે છે કે હું રાજાને બારણે ભીખ માગવા જાઉં ? એ કદી નહિ બને ..'

'પણ હું કયાં ભીખ માગવા જવાનું કહું છું! આ સદાવ્રત બધાંને માટે ખુલ્લું છે. આપણે કયાં રોજ રોજ જવું છે! કાલે તો તું માછલાં પકડવા જવાનો જ છે ને!'

માછણની વિનંતીને માન આપી અને પોતાના પેટમાં પણ ભૂખ સળવળતી હતી. એટલે પછી ન છૂટકે રાજાના અન્નક્ષેત્ર તરફ જવા નીકળ્યો અન્નક્ષેત્રે પહોંચ્યો ત્યારે તો નોકરો બધું આટોપી રહ્યા હતા.

સાયંકાળ પૂરો થવા આવ્યો હતો. માછીએ

ડરતાં ડરતાં કહ્યું : 'ભાઇ, કંઇ ખાવાનું આપશો? ત્રણ દિવસનો ભૂખ્યો છું'

ભંડારના નોકરે કહ્યું ' 'કાલે સવારે આવજે અત્યારે તો બધું ખલાસ થઈ ગયું ..'

'થોડું હોય તો થોડું આપો ' માછીના કાલાવાલાં જોઇ એક બીજા નોકરે પેલા નોકરને કહ્યું : 'જે કંઇ વધ્યું ઘટ્યું હોય તે આપી દેને ! બિચારો ભૂખ્યો છે'

પછી વધી–ઘટી જે મીઠાઈ હતી તે લઈ માછી ઘેર આવ્યો એણે આખી જિંદગીમાં આવી મીઠાઈ ચાખી નહોતી રાજાને માટે હજાર હજાર વાર યશગાથા ગાતાં માછીદંપતીએ મીઠાઈ આરોગી.

બીજે દિવસે માછી માછલાં પકડવા ન ગયો એને થયું 'એક વધુ દિવસ માછલાં પકડવા ન જાઉં તેમાં શું થઈ જવાનું છે?

એમ વિચાર કરી અન્નક્ષેત્રે તે આગલા દિવસ કરતા વહેલો ગયો અને જે મળ્યું તે જોઇ માછી ખૂબ જ પ્રસન્ન થઈ ગયો તાજી અને જાતજાતની મીઠાઇએ એની જીભમાં સળવળાટ પેદા કરી દીધો હતો. અને એ સળવળાટે એનાં અંગોને શિથિલ કરી નાખ્યાં હતાં એ કામચોર બન્યો

પછી તો એ નિયમિત રીતે અન્નક્ષેત્રે જતો મીઠાઇ લાવતો ને દંપતી તે હોંશેહોંશે આરોગતું કોઈ વાર મનફાવે ત્યારે માછલાં પકડવા જતો અને એના જે પૈસા આવતા તે સંઘરી રાખતો. પણ અગત્યની વાત તો એ હતી કે જે દિવસે એ માછલાં પકડવા જતો તે દિવસે પણ અન્નક્ષેત્રે જવાનું તો ચૂકતો જ નહિ–એ તેનો નિત્યક્રમ હતો.

આમ રાજાના અન્નક્ષેત્રે અનેકોને તૃપ્તિ આપી હતી કાળે કરીને રાજા અને માછી એક જ દિવસે મૃત્યુ પામ્યા

ભગવાનના ન્યાયાલયમાં બન્નેને સાથે ઊભા રાખવામાં આવ્યા રાજાએ પાસે ઊભેલા માછીને જોઇને નાક સંકોડયું. પછી ચિત્રગુપ્તે ચોપડો ખોલ્યો માછીને નર્કની સજા કરવામાં આવી રાજાને થયું. આવા માનવીને બીજી સજા પણ શી હોઈ શકે? આખી જિંદગી એણે હિંસા સિવાય બીજું કર્યું પણ શું હશે?

પછી રાજાનાં કર્મો જોવામાં આવ્યાં. તેને કહેવામાં આવ્યું : 'હે રાજા, તારે પણ નર્કમાં જવું પડશે'

રાજા હેબતાઈ ગયો બોલ્યો ' 'હે પ્રભુ ! શું માછીનાં ને મારાં કર્મો સરખાં? તેણે જિંદગીભર હિંસા કરી છે મેં જિંદગીભર દાન કર્યું છે'

તમારા બે વચ્ચે ઝાઝો ફેર નથી. એણે આખી જિંદગી પોતે જાતે હિંસા કરી છે જ્યારે તે બીજા મારફત કરાવી છે!'

'મને સમજ ન પડી પ્રભુ!'

'તો સાંભળ. તે અન્નક્ષેત્ર ખોલ્યું. અનેક ભૂખ્યાં માનવીઓ ત્યાં અન્ન પામતાં. પણ તેમાં કેટલાક એવા પણ આવતાં જે ફક્ત આળસને કારણે કામ ન કરતાં અને તારે ત્યાંથી અન્ન મેળવીને પેટ ભરતાં આ માછી પણ તેમાંનો જ એક છે તે રોજ તારા અન્નક્ષેત્રમાંથી મીઠાઇ લાવતો અને પેટ ભરતો દિલ બહેલાવવા તે માછલાં મારતો, અને તે વેચતાં જે પૈસા આવે તેનો સંઘરો કરતો'

'પણ પ્રભુ એની સાથે મારે શી લેવાદેવા છે?'

'એ જ તો જોવાનું છે! પાત્રઅપાત્ર જોયા વિના કરેલું દાન, દાન નથી ગણાતું પણ પાપ ગણાય છે તારા અન્નક્ષેત્રે એને આળસુ બનાવ્યો એ કામચોર થયો તારે એ જોવું જોઈતું હતું કે એ દાનને પાત્ર છે કે નહિ? એના એ આળસુ જીવન માટે એ જેટલો જવાબદાર છે તેટલો જ તું પણ છે કારણ કે તારી લક્ષ્મીને કારણે, તારા દાનને કારણે એ આળસુ બન્યા જો તે પાત્રઅપાત્ર જોવાનો પ્રયત્ન કર્યો હોત તો આમ ન જ બનત બીજું એની હિંસા તો શાનું જ રહી પહેલાં એ પોતાનું પેટ ભરવા માછલાં મારતો તારે ત્યાંથી અન્ન મળવા માંડયું ત્યારથી એ ફક્ત મન બહેલાવવા હિંસા કરતો અને પછી એને કારણે ત્રીજું અનિષ્ટ સર્જાયું–સંગ્રહ આ બધાં અનિષ્ટો પેદા થવાનું કારણ તારું અપાત્રે દાન છે એટલે એ માછીનાં કૃત્યોનો તું પણ જવાબદાર છે. ફક્ત–દાન આપી છૂટવું–એ વૃત્તિ કેળવવાથી પોતાની જવાબદારીમાંથી છટકી જવાતું નથી.

રાજાને નર્કની સજા ભોગવવી પડી

આ વાત ભલે તર્કથી ભરેલી લાગે પણ એમાં

રહસ્ય તો છે જ. આ તો ભૂતકાળની દૃષ્ટાંત કથા છે પણ આજના જમાનામાં દાન માટે પાત્રઅપાત્રનો કોઈ વિચાર કરતુ નથી એનો એક દાખલો છે :

કેતન નામનો એક વિદ્યાર્થી મારી પાસે આવીને કહે, 'ભાઈ, મને ફ્રીશીપ (માફી) મળે એવી વ્યવસ્થા ન કરી આપો ?'

હુ એ છોકરાને ઓળખતો હતો નીચલા મધ્યમવર્ગમાં જન્મેલો. બહુ હોશિયાર નહિ એટલે સ્કોલરશીપ પણ ન મળે. એ છઠ્ઠીમાંથી પાસ થઈ મેટ્રીકમાં આવ્યો હતો.

મે પૂછયુ : 'તે તમારી નાતનુ મ ડળ નથી ?'

'ના, એવુ કોઈ મ ડળ નથી.'

પછી એની સાથે આવેલા સુરેશને પૂછયુ '

'સુરેશ, તુ તો કહેતો હતો કે તમારી નાતનુ મ ડળ છે અને ફી, પુસ્તકો બધુ આપે છે ! તુ અને કેતન તો એક જ નાતના છો, પછી ?'

કેતન કહ્યુ : 'ભાઈ, અમારી જ્ઞાતિ એક, પણ પેટાજ્ઞાતિ જુદી એટલે તેઓ મને મદદ નહિ આપે' ઘડીભર મારે તો હું જ્ઞાતિ અને પેટાજ્ઞાતિના વિચારના ચક્કરમાં જ અટવાતો રહ્યો.

થોડીવારે મારાથી સહજ પૂછાઈ ગયુ . 'સુરેશ, તુ તારી નાતના મ ડળમાંથી ફીના પૈસા લે છે ?'

'હા, કેમ ન લઉ ? એ લોકો આપે છે પછી લેવામાં શો વાંધો ?' સુરેશે કહ્યુ.

આ સુરેશને અને એના આખાયે કુટુમ્બને હુ સારી રીતે જાણુ છુ સુરેશના પિતા પાસે અઢળક ધન છે. બબ્બે મોટરો રાખી શકે એટલી સાહ્યબી છે. ધંધામાં લાખોની ઉથલપાથલની એમને કોઈ નવાઈ નથી. એવા કુટુ બનો છોકરો સુરેશ સહેલાઈથી મ ડળમાંથી ફીના પૈસા લઈ શકે છે. મ ડળના મોવડીઓ વિદ્યાદાનની યોગ્યતા જોયા વિના જ આ બધુ ચલાવ્યે રાખે છે. જ્યારે કેતન, કે જેને મદદની ખૂબ જ જરૂર છે. ફીની મદદ વગર ભણવાનુ અટકી પડે એવી પરિસ્થિતિ છે–એવા વિદ્યાર્થીને માફી મેળવવા અનેક દોડધામ અને કાલાવાલા કરવા પડે છે.

જેને વિદ્યા મેળવવા માટે દાનની જરૂર છે એને મળતુ નથી. જે બીજાને દાન આપી શકે છે તેને જ મ ડળના મોવડીઓ દાન આપે છે ! દાન માટેની પાત્રઅપાત્રતાનો કોઈ વિચાર કરતુ નથી. ફક્ત પેટાજ્ઞાતિના ભેદના કારણે સુરેશને આ લાભથી વ ચિત રાખવામાં આવે છે. અફસોસ આ એક સુરેશ માટે નથી થતો પણ આવા કેટલાયે સુરેશોનુ આવી નીતિને કારણે ભણતર અટકી પડયુ હશે એમ વિચાર કરતા થાક છે મે કેતનને કહ્યુ 'તુ ગભરાતો નહિ. હુ તારા માટે પ્રયત્ન કરીશ તે નિશાળમાં માફીનુ ફોમ ભરી દીધુ ?'

'ભર્યુ તો છે પણ મારા માર્ક ઓછા છે એટલે માફી આપવાની ના પાડે છે'

'એ હું જોઈ લઈશ.' મે કહ્યુ. પછી મારાથી સુરેશને કહેવાઇ ગયુ . 'સુરેશ, તારા જેવાએ તો માફી ન લેવી જોઈએ. તારે શી ખોટ છે ? જો તુ ન લે તો તારા વતી બીજા એક વધુ લાયક વિદ્યાર્થીને રાહત મળેને !'

'ખોટનો કયાં સવાલ છે ? એટલા પૈસા આવે તો મારો ચાર મહિનાનો ખીસાખરચ નીકળે ને !' એનો જવાબ સાંભળીને મારુ મન બેચેન બની ગયુ પછી એ આગળ બોલ્યો 'અને ધારો કે હુ માફી ન લઉ તો મારા બાપા મને ફી આપે જ નહિ ને ! મે એમને એક વાર મ ડળથી મદદ ન લેવાથી વાત કરી ત્યારે કહે આ ફૂલફટાક થઈને ફરો છો તે શાના ઉપર ! આ મ ડળના પૈસા આવે છે તેની ફી ભરાય છે અને એ ફી જેટલા પૈસા અમે તારા વાપરવા માટે પેઢીમાં ઉધારીએ છીએ. તને મ ડળની મદદ લેતાં શરમ આવતી હોય તો મહિને ખીસાખરચ લેવાનુ માંડી વાળજે–આમ બોલ્યા ત્યારથી હું કઈ જ ન બોલ્યો'

સુરેશ અને કેતન બન્ને ગયા પણ મારુ મન અશાંત બની ગયુ . કેતનને માટે હુ એની નિશાળની બોર્ડના ચેરમેનને મળ્યો ત્યારે એને માફી તો મળી, પણ તે અર્ધી જ

મારા મનમાં આઘાત સાથે પ્રશ્ન ઊઠયો : શુ દાનની પાત્રતા એના જ્ઞાન અને લાગવગ પર આધાર રાખે છે કે એની જરૂરિયાત પર ?

મારો પ્રશ્ન પડઘો બનીને પાછો મારા કાને અથડાયો કારણ કે એનો કોઈ જવાબ નહોતો

પણ સાથે મનમાં એક બીજી વાત ઊઠે છે : દાનની પાત્રતા ન જોનાર માનવીઓ આ જમાનામાં પણ પેલા રાજાની માફક, અને ખોટાં દાન લેનાર પેલા માછીની માફક શુ નર્કની સજા ભોગવશે ખરા ?

કે પછી એમને કોઈ સજા કરનાર જ નથી ?

# ઈરાનનો મહાકવિ ફિરદૌસી

મણિભાઈ વોરા

મધ્ય એશિયામાં નીકળી આર્યકુળની એક શાખા હિંદુકુશ પાર કરી હિમાલયની છાયામાં વસી વિસ્તરી, તેમજ બીજી શાખા નજીકમાં એલ્બુર્ઝ પર્વતની ગોદમાં રહી વિકસી ભારતીય અને ફારસી બનેલી આર્યપ્રજાઓની સંસ્કૃતિમાં સમાનતા છે ઇસ્લામના આઘાતે ધર્મનો અગ્નિ લઈ હિંદુસ્તાન આવેલા ઝરથુસ્તીઓ સિવાયના તમામ ઈરાનવાસીઓએ આરબ અસર નીચે મુસ્લિમ ધર્મ સ્વીકાર્યો. સાતમી સદી સુધી હિંદ અને ફારસમાં એક જ આર્યસભ્યતા દેખાય છે. હિન્દ અને ફારસે મિસર, એસિરિયા, ગ્રીસ સાથે સાંસ્કૃતિક આપલે કરી છે. ફારસી સાહિત્ય-સ્વામી શેખસાદી વિશ્વની સંસ્કાર સંપન્ન મહા-પ્રજાઓના પ્રથમપંક્તિના કવિઓની હરોળમાં ઊભી શકે છે. સાદી જેવા મહાકવિ ઉત્પન્ન કરનાર પ્રજા મહાન જ હોય

સંસ્કૃત સાહિત્યમાં રામાયણ, મહાભારત, રાજતરંગિણીના રચનાર વાલ્મીકિ, વ્યાસ, કલ્હણ થયા તેમ ફારસી શાહનામા—રાજાઓની કથા—ના કર્તા ફિરદૌસી થયા છે ફિરદૌસીનો જન્મ ઈરાનમાં ઈશાને આવેલા તુસ શહેરમાં એક જાગીરદાર કુટુમ્બમાં દસમી સદીના પૂર્વાર્ધમાં થયો સમજો અને સાહિત્યપ્રેમી યુવાન કવિ ફિરદૌસીની પ્રતિભાએ તેને એ સમયના ગઝનીના સમૃદ્ધ અને વિદ્યાવિલાસી સુલતાન મેહમદના દરબારમાં સ્થાન આપ્યુ પોતાના દેશ અને જાતિનો ગૌરવવંત ઈતિહાસ કવિનો શોખનો વિષય થઈ પડયો. તેમણે શરૂ કરેલ શાહનામાનો પ્રથમ ખંડ જોઈને મુગ્ધ થઇ ગયેલા સુલતાન મેહમુદે ફિરદૌસી—એ—તૂસીને કાવ્યની જેટલી કડી થાય તેટલી સોનામહોર આપવાની ખુશી જાહેર કરી કવિ, ધનના લોભથી નહિ પરંતુ માતૃભૂમિ અને ફારસી પ્રજાની ગૌરવગાથા સુંદર રીતે રજૂ કરવાની તમન્નાથી મહાકાવ્ય રચવા મંડી પડયા. કાવ્યની શરૂઆત કરી ત્યારે ફિરદૌસી ચાલીસ વર્ષના યુવાન હતા. સાઠ હજાર કડીનું મહા-કાવ્ય રચવામાં પાંત્રીશ વર્ષ ગાળ્યાં અને એ બુઝુર્ગ આદમીએ ઈ સ. ૧૦૨૫માં પોતાના મૃત્યુ પહેલા આ મહાન કાર્ય પૂર્ણ કર્યું. હસ્તલિખિત મહાગ્રંથને ઊંટ પર લાદી ફિરદૌસી પ્રસન્ન ચિત્તે અને વદને મેહમુદના દરબારમાં હાજર થયા. સુલતાન પરાક્રમી અને વિદ્યાપ્રેમી હતો તેટલો જ ધર્મઝનૂની અને લોભી હતો મહાકાવ્યની આટલી બધી કડીઓ જોઈ લોભવશ રાજાએ કડી દીઠ રૂપામહોર આપવાનું ફરમાન કર્યું કવિ વિસ્મય પામ્યા, નારાજ થયા અને પોતાની કૃતિમાં સુલતાન માટે કટુસત્ય દાખવતુ એક કાવ્ય, ઉમેરી દીધુ ! એ કાવ્યનો અર્થ આમ છે. "જો સુલતાનના માતાપિતા રાજકુળના હોત તો મારા માટે સોના રૂપાની નદી વહેવડાવત હીનજન્મ વ્યકિત પાસે આશા રાખશો નહિ. હબસીને ધોવાથી સફેદ કરી શકાય નહિ "

આપણે જાણીએ છીએ કે સુલતાન મેહમુદ ગુલામવંશનો રાજવી હતો હૃદયભગ્ન વૃદ્ધ કવિ તુરત જ ગઝની છોડી તૂસ ચાલી નીકળ્યા, તેમને ડર હતો કે કટુકથન માટે રાજા સજા કરશે પણ રાજાને પસ્તાવો થયો અને સાઠ હજાર સોના મહોરોથી લાદેલાં બે ઊંટ ખાસ માણસ સાથે તૂસ રવાના કર્યા ખજાનો તૂસ પહોંચ્યો પણ શહેરના દરવાજામાં સુલતાનની એ સોગાદને ફિરદૌસીનો જનાજો સામે મળ્યો ! મેહમુદે મોકલેલ દ્રવ્ય, કવિના કુટુમ્બે નહિ સ્વીકારતાં, તૂસને સમૃદ્ધ કરવા કલ્યાણ માર્ગે વપરાયું. કવિએ મરીને પણ જન્મસ્થાનની સેવા કરી

શાહનામા—એ—ફિરદૌસી—એ—તૂસીમાં ઈરાની પ્રજાનો ચાર હજાર વર્ષનો જીવન ધબકાર સંભળાય છે પારસીભાઈઓની અસલ માતૃભૂમિનું સમગ્ર માનવ-જીવન—રહેણી, કરણી, રૂઢિ, ધર્મ ફિરદૌસીએ વિસ્તારથી અને પૂરા ભાવપૂર્વક ગાયુ છે તેના કવનમાંથી ઈરાનની ગૌરવવંત સંસ્કૃતિ નિતરે છે. આ મહાકાવ્યમાં ઈ.સ. પૂર્વેના ઘણા પુરાણા પિશદાદિયાન યુગ અને

તે પછીના કાયેનિયન યુગ તથા ઈસુના જન્મ સમયના અરકાનિયાન યુગ તેમજ તે પછીના સાસાનિયાન યુગના વીર માનવોની કથા અચ્છી રીતે આલેખવામાં આવી છે

સર્વ સુલભ ગુણોવાળાં, આજે પણ વાચકને ગમી જાય તેવા, સદાકાળ જીવતાં પાત્રો ફિરદૌસીએ રજૂ કર્યા છે. આ વીર અને વીરાંગનાઓએ ઈરાનને ગૌરવવંત બનાવ્યુ છે. ફારસી તવારીખમાં વીરપુરુષો સૂર્ય સમાન જાહેર છે, પરંતુ નારીરત્નો ય પોતાની તેજસ્વિતાથી અગત્ય ધરાવે છે પ્રાચીન સમયનાં ઝાંખા સ્ત્રી પાત્રોને કવિએ-કાવ્યકુશળતાની-કલ્પનાથી જીવંત બનાવ્યાં છે દરેક પાત્રનું વિશિષ્ટ વ્યકિતત્વ શાહનામામાં ઉપસી આવ્યુ છે સ્ત્રી પાત્રો પ્રત્યે ફિરદૌસીને ભક્તિભાવ છે, સહાનુભૂતિ છે શાહનામાનાં સ્ત્રી પાત્રો, ઈરાનની નારીને કવિએ આપેલો અર્ધ્ય છે ઈરાનની સ્ત્રી ઊભા થતા સંજોગોમાં પોતાના ભાવિનું ઘડતર પોતે ઘડી શકે છે સ્ત્રી, પુરુષની દુનિયામાં માત્ર સહન કરતી નિષ્ક્રીય સાક્ષી રૂપ જ નથી પણ માનવ જીવનમાં પુરુષની સહચરી છે જીવનનાં સુખદુખમાં સક્રીય ભાગ લેતી ઘણી નારીઓએ તો મહાન ઘટનાઓ ઘડી છે અને પાર ઉતારી છે સુંદરતા, નાજૂકતા હેતાળપણુ, સહનશીલતા અને પુરુષને સંભાળવાની તત્પરતાથી સ્ત્રી સદૈવ શોભી છે સ્ત્રીને મહાન તો પ્રેમ જ બનાવે છે, તેમાંય માતૃપ્રેમથી તરબતર સ્ત્રી સર્વક્ષેત્રે સદાકાળ પૂજનીય ઠરે છે શાહનામામાં વર્ણવેલ દરેક યુગના વિવિધ સ્ત્રી પાત્રોમાં ઈરાનની સનાતન નારીનું આપણને દર્શન થાય છે

## શાહનામા-એ-ફિરદૌસીના સ્રીપાત્રો

### ૧ ફરાનાક

આશરે ચાર હજાર વર્ષ પૂર્વે પિશાદાદિયાન યુગમાં મહાન જમશેદના રાજ્યશર્મા આબતીન નામે રાજકુમાર થયો રાજકુમાર સુંદર યુવાન હતો, સફરનો શોખીન હતો એક પ્રવાસ દરમિયાન તે સિથિયનોના મુલકમાં જઈ ચડયો. અને એ દેશની રાજકન્યા ફરાનાકના સંસર્ગમાં આવ્યો ફરાનાક આશાભરી સર્વગુણસંપન્ન સુંદર રાજકુમારી હતી આબતીન અને ફરાનાક વચ્ચે પ્રેમ પ્રગટયો અને તેઓ લગ્નગ્રંથિથી જોડાયાં યુગ પુરુષ ફરિદૂનના તેઓ જનકજનેતા થયા આર્યાવર્તમાં અર્જુન-સુભદ્રા અને ફારસમાં રૂસ્તમ-તેહમિનાનાં પણ આજ રીતે લગ્ન થયાં હતાં

ફરિદૂનના જન્મ પહેલાં ઇરાનની પશ્ચિમે આવલ એબિલોનના જુલ્મી રાજા ઝોહાકે ઈરાન પર ચડાઈ કરી મહાન જમશેદ પર જીત મેળવી તેનો વધ કર્યો અને જમશેદી ખાનદાનની બે સુંદર રાજકન્યા શાહરિનવાઝ અને અર્નવાઝને કેદ કરી ઝનાનખાનામાં રાખી હતી તેમજ ફારસી પ્રજાને ત્રાસથી દબાવી તેનો ધણી થઈ બેઠો હતો જુલ્મગારને આંતરિક શાંતિ મળતી નથી તેને નિરાંતની નિદ્રા હોતી નથી, ઝોહાકને એક રાતે સ્વપ્નું આવ્યુ જેમાં તેણે કોઈ યુવકને હાથે પોતાનો પરાજય અને નાશ જોયા બીજે દિવસે રાજાએ પંડિતો અને સુસજ્જનોની સભા ભરી સ્વપ્નાની વાત કહી અને સ્વપ્નાનો અર્થ માગ્યો પંડિતોના અગ્રણીએ કહ્યુ "એક વીર બાળક જન્મશે, જેનું નામ ફરિદૂન હશે અને તે આપને પદભ્રષ્ટ કરશે' ઝોહાક વ્યગ્રચિત્ત બન્યો એવા જન્મનારા બાળકને શોધી કાઢવા આકાશ પાતાળ એક કર્યાં, જ્યાં જ્યાં બાળક જન્મની શકયતા હોય તે આખા કુટુમ્બ અને ગામને સાફ કરી નાખવાની ઝોહાકે આજ્ઞા કરી ભારતમાં પણ દેવકીના થનાર બાળકથી કંસનું મૃત્યુ થશે એ આગાહીથી જુલ્મી કંસ પણ વ્યગ્રચિત્ત બનેલો અને વ્રજના બાળકોનો નાશ કરવા લાગેલો

નવજાત બાળક ફરિદૂન અને પોતાની જિંદગી જોખમમાં ભાળી આબતીન ઘર છોડી ચાલી નીકળ્યો પણ કમભાગ્યે તે ઝોહાકના માણસોના હાથમાં પડયો તેને ઝોહાક સમક્ષ લઈ જવામાં આ૦ા અને ત્યાં તેનો વધ થયો પતિના દુખદ ઘાતથી અને બાળ ફરિદૂનની સલામતી માટની સતત ચિંતાથી કૃશ થઈ ગયેલી ફરાનાક, અજ્ઞાત આશ્રયની તલાશમાં ઘર તજી ચાલી નીકળી પોતાના દેવના દીપેલ શિશુને બાહુમા લપેટી વસ્તીથી દૂર રણ પ્રદેશમાં જઈ પહોંચી અહીં તેણે એક ચરાણવાળુ મેદાન જોયુ અને પૂર્ણમેથા અદ્ભૂત ગાયને ચરતી નિહાળી ફરાનાક નજીક ગઈ અને ગાયે ફરિદૂનને ધવરાવ્યો આ ગાયની પાછળ પાછળ ફરાનાક ચાલી અને ગોપાલકનાં ઝૂંપડે પહોંચી

ફરાનાકે ગોપાલકને વિનંતી કરી "મારા બાળને રક્ષણ આપો. મારા જણ્યા માટે શક્ય એ સર્વ કરવા, મારુ જીવન અર્પણ કરવા પણ હુ તૈયાર છુ. નિઃસહાય-માતાના આ બાળકને અભય આશ્રય આપો" ભલા ગોપાલે ફરાનાકની પરિસ્થિતિ જોઈ બાળકને વહાલ-પૂર્વક હાથમાં લીધો, તેનુ પાલન પોષણ કરવાનું તેમજ આશ્રય આપવાનું સ્વીકાર્યું ફરિદૂને વીરમાય ગાયનુ અલૌકિક દૂધ પી, માતા સાથે આ ગોપજનના આશ્રયે ત્રણ વર્ષ અજ્ઞાતવાસમાં ગાળ્યાં ભારતમાં શ્રીકૃષ્ણે પણ ગાયોની સેવા અને ગોપજનોના સહવાસમાં જીવનનો પાયો નાખ્યો હતો, નંદ યશોદાને ત્યાં બાળપણના વર્ષો ગાળ્યાં હતા.

રાક્ષસ ઝોહાકે અદ્‌ભુત ગાય વીરમાય અને અજાણ્યા બાળકની વાત સાંભળી રણના એ ચરાણનુ સ્થળ શોધી કાઢયુ કામધેનુ વીરમાય અને બીજા ગોધનનો વધ કર્યો, ગોપાલકોમાં સંહાર અને ત્રાસથી કેર વર્તાવ્યો બાળ ફરિદૂન ઝોહાકને હાથ આવ્યો નહિ કારણકે થોડા દિવસ પહેલાં જ ફરાનાકને આ સ્થળ છોડી જવાની પ્રેરણા થયેલ અને તે પુત્ર સાથે સૌ ગોપાલકોની વિદાય લઈ ચાલી ગઈ હતી

ગોપાલકોના આશ્રયેથી ચાલી નીકળેલ ફરાનાક બાળક સાથે હવે એલ્બુર્ઝ પર્વતમાં એક સંતના આશ્રમે પહોંચી ગઈ. આશ્રમે પહોંચતાં પહેલાં ફરાનાકને અનેક મુશ્કેલીઓ નડી પુત્ર માટે સર્વ મુસીબતો સહવા અને નિવારવાની શકિત આ વીરમાતાએ દાખવી માતૃપ્રેમમાં વીંટેલ ફરિદૂનને ફરાનાકે સંતઋષિના ચરણે મૂક્યો ઋષિએ બાળકને અને માતાને આશીર્વાદ આપ્યા બાળકને શિષ્ય બનાવી સર્વવિદ્યા શીખવી તૈયાર કરવાનું મહાભારત કાર્ય ઋષિએ ઉપાડી લેતા, ફરિદૂનને અભય સમજી ફરાનાક અન્યત્ર ચાલી ગઈ

આર્યાવર્તમાં સાંદિપનીને ત્યાં શ્રીકૃષ્ણ, વિશ્વામિત્રને ત્યાં શ્રીરામ રહ્યા હતા કુટુંબીજનોથી સાથે ન રહેવાનુ એ જ પ્રણાલિકા પ્રાચીન ઈરાનમાં પણ જોઇ શકાય છે

એલ્બુર્ઝમાં ઋષિ પાસે ફરિદૂન સોળ વર્ષનો થયો દરેક વિદ્યામાં પ્રવીણતા પ્રાપ્ત કરી અને ગુરુઆજ્ઞા તથા આશીર્વાદ લઈ માતાને મળવા આશ્રમમાંથી વિદાય લીધી.

ફરિદૂનના શ્રેય માટે રોજ સૂર્ય, અગ્નિ, વરુણની પૂજા કરતી અને પાક યજ્ઞદાનની ભક્તિમાં સમય ગાળતી તપસ્વિની માતા ફરાનાકને યુવાન બ્રહ્મચારી પુત્ર મળતાં અનેરો આનંદ થયો ગદ્‌ગદ્ હૃદયે માતાના હર્ષના આંસુનો વીર ફરિદૂનના મસ્તકે અભિષેક થયો. થોડો સમય અરણ્યમાં એક શાંત સ્થળે માતાપુત્ર સાથે રહ્યા. સમજણા ફરિદૂને માતાને પોતાના જન્મની અને બાળપણની વાત પૂછી, માતાએ પુત્રને સર્વ સત્ય હકીકત કહી સમજાવી. ફરિદૂન કંપી ઊઠયો અને 'એ રાક્ષસને દુનિયામાંથી દૂર કરીને જ જંપીશ' એવું પણ લીધુ તથા દુષ્ટ ઝોહાકને બદલો આપવા તત્પર થયો. માતૃહૃદય પોતાના ઉગતા પુત્રને સાહસ કરતો રોકવા સમજાવે છે 'યુવાનીમાં સાહસ કરવાનો ઉત્સાહ એક પ્રકારનો ઉભરો છે, ઉશ્કેરાટના અગ્નિમાં શકિતને બાળીને ભસ્મ કરવામાં ડહાપણ નથી શક્તાનથી ચેતતા રહેવુ અને સમય પાકયે પગલાં લેવાં એ સુજ્ઞના લક્ષણ છે યુવાની એ આનંદનો સમય છે તેને ભયના અગ્નિમાં હોમી દેવાય નહિ. ધીરજ ધરો, ઉતાવળ ઇષ્ટ નથી."

પણ ફરિદૂનને હવે જંપ વળે તેમ નથી પુત્રઘેલી માતાની શિખામણ પ્રતિ માથુ નમાવી ફરિદૂન પોતાના નિર્ણય પર મક્કમ રહ્યો અને ફરાનાક પાસે આજ્ઞા તથા આશીર્વાદ માગ્યા

આ સમયે એવુ બન્યુ કે ઇરાનની પ્રજા-જમશેદી જમાનો જોયેલી જનતા—ઝોહાકના રાક્ષસી રાજ્યથી ત્રાહિમામ્ પોકારી ગઈ હતી ઘણા લોકો મરણિયો સામનો કરવા સુધી આવી ગયા હતા એક સામાન્ય માનવી કાવા નામનો લુહાર તો જીવ ઉપર આવી જઈ જુલ્મી રાજ સામે બળવો પોકારી ચૂકયો કાવાના એકના એક પુત્રને ઝોહાકના હુકમથી મારી નાખવામાં આવ્યો, લોકો કાવાના ઝંડામાં જોડાયા કાવા ખડખોર પ્રજાનો મોવડી બન્યો, બરાબર આ જ સમયે અરણ્યવાસ છોડી ફરિદૂન બહાર આવ્યો કાવાની ટોળીમાં ભળ્યો ફરિદૂનને માનવબળ મળ્યુ અને ક્રાન્તિકારોને સુયોગ્ય રાજવંશી સરદાર મળ્યો ફરાનાકે હવે ઘણી જ ખુશીથી પુત્રને આશીર્વાદ સાથે

આજ્ઞા આપી અને તેના વિજય માટે ખુદાની બંદગીમાં રત બની.

જમશેદી સુરાજ્યના વિનાશક, દુનિયાને ત્રાસના અગ્નિમાં બાળનાર, જગતની શોભારૂપ શ્રેષ્ઠ સુંદરીઓને બંદિવાન કરનાર અનેક માથાના રાક્ષસ ઝોહાકને દંડ આપવાની શકિત પોતાને મળે તે માટે ફરિદૂને વરુણ અને પ્રભુની પ્રાર્થના કરી, સાધ્વીમાતાની આશિષ લઈ જંગ ખેલ્યો, ઝોહાકની સત્તા ઉખેડી નાખી, વિજય મેળવ્યો અને આખું ઈરાન હાથ કર્યું. પછી–પ્રભુના સંકેત મુજબ–બેબિલોન પર ચડાઈ કરી, ઝોહાકને દંડ દેવા ફરિદૂન તેના મહેલ પર ધસી ગયો. જ્યોતિષીઓએ ભાખેલ ભવિષ્યથી ગભરાઈને ઝોહાક હિન્દુસ્તાન તરફ ભાગી ગયો. ઝોહાકના મહેલમાં પુરાયેલી કમભાગી શાહરિનાઝ અને અર્નવાઝે પોતાના મુક્તિદાતાને હર્ષનાં આંસુથી વધાવ્યો. ઝોહાકને જ્યારે ખબર પડી કે ફરિદૂન તો બેબિલોન જીતી પોતાના ઘર સુધી પહોંચી ગયો છે ત્યારે ક્રોધાવેશમાં તે બગદાદ પાછો ફર્યો, પાટલા ઘો નાખી મહેલની દીવાલ પર ચડી છાપરેથી જોતાં અંદર યુવાન વિજેતા ફરિદૂન અને શાહરિનાઝ તથા અર્નવાઝને આનંદથી બેઠેલા જોયા. આવેશમાં બરછી કાઢી ઝોહાક ફરિદૂન તરફ ધસ્યો પણ ફરિદૂન તૈયાર જ હતો. ઝોહાકને પાડી દીધો અને સખ્ત બાંધી, પર્વતની એક ઊંડી અંધારી ખીણમાં, તેના યોગ્ય મૃત્યુને ભેટવા ફેંકાવી દીધો.

ઈરાનમાં શાંતિ પ્રસરી. ફરિદૂન રાજા થયો. રાક્ષસના જનાનખાના રૂપી દોજખમાંથી છૂટેલી બન્ને શ્રેષ્ઠ સુંદરીઓ ફરિદૂનને પરણી. શાહરિનાઝથી સામ અને તુર રાજકુમારો થયા, અર્નવાઝથી ઈરજ થયો જે પાછળથી ઈરાનનો રાજા બન્યો.

ફરાનાક મુગ્ધા રાજકુમારી, પ્રેમાળ પત્ની અને વાત્સલ્યમય આદર્શ માતા હતી. યુગપુરુષ ફરિદૂનને જન્મ આપી તેના દ્વારા ઈરાનમાં શાંતિ લાવનાર સન્નારી હતી.

દેવકી–યશોદાના માતૃપ્રેમની પ્રસાદીથી શ્રીકૃષ્ણ પણ આર્યવર્તના યુગપુરુષ બન્યા. શાહનામા–એ–ફિરદોસીનાં સ્ત્રીપાત્રોમાં ફરાનાક આદર્શ માતાનું એક તેજસ્વી પાત્ર છે *

---

* ઋણ સ્વીકાર : બેપ્સી પાવરી કૃત : The Heroines of Ancient Persia, કેમ્બ્રીજ યુનિવર્સિટી, લંડન,– આવૃત્તિનો મેં મહદ્ અંશે આધાર લીધેલ છે.

*

## કિલ્લોલ

કિલ્લોલતી કુતુહલે છલકંત આંખો !

શું ભૂતકાળ મમળાવત હૈયું એની,
આભા વિશિષ્ટ ઉભરે નયનાંતરાલે ?

તેજે મઢી હૃદયના રસથી રસી વા
ચિત્રો રમાડત અનાગતના સમુજ્જવલ !

કે નીતરે હૃદયમંથનનું અમી શું !

વા ઝૂમતા ગગનની ગરવાઈ ગૂઢ
સત્કારવા હૃદયવૈભવ પૂર્ણ ખોલ્યો ?

તારા મહીં ઉછળતો રમમાણ દેખું,
ઉલ્લાસ આ નિજલયે તરતી ધરિત્રી !

—રામપ્રસાદ દવે

# મનોવૈજ્ઞાનિકની નજરે પુનર્જન્મનું મહત્ત્વ

[રહસ્ય કથા]

પુનર્જન્મની ઘટનાઓ જે બને છે અથવા સાભળવા મળે છે એ આજના યુગના માનવીઓ માટે નવી નથી એવી ઘટનાઓને હજુ સુધી વિજ્ઞાનિકો–મનોવિજ્ઞાનિકો સપૂર્ણ જૂઠી કે સાચી સાબિત કરી શકયા નથી, છતા આવી ઘટનાઓમાં કોઇ એવી વિશેષતા હોય છે, જેને લીધે માનવીને એ વિશે જાણવાની આતુરતા હોય છે જાણ્યા પછી માનસિક રીતે એ વાતની માનવાની તૈયારી પણ હોય છે

આવી જ એક પુર્નજન્મની રહસ્યમય અને અદ્દભુત વાત થોડા સમય પહેલા જ તુર્કીમા બની છે તુર્કી એક મુસ્લિમ દેશ છે, અને મુસ્લિમ ધર્મ અનુસાર તેઓમા પુનર્જન્મને કોઇ સ્થાન નથી અપાતુ ત્યાના લોકો આવી વાતો માનતા નથી તેમ બીજા કોઇ એ વિશે વિશેષ આતુરતા બતાવે તે પણ પસદ કરતા નથી છતા બાળક ઇરમાઈનની વાતથી એક નવુ રહસ્ય પુનર્જન્મ વિશે પ્રકાશમા આવ્યુ છે

અદાનાની બાજુમા જ મિકિક જિલ્લો આવેલો છે આ જિલ્લાના બચાહે નામના ગામમાં એબિટ સુજુલસુસ નામે એક ધનવાન જમીનદાર રહેતો હતો એણે પોતાના મોટા મોટા ખેતરોમા અસખ્ય મજૂરોને કામ પર રાખ્યા હતા પોતાની પહેલી પત્નીને સતાન ન થવાથી એબિટે એની સાથે છૂટાછેડા લઇ બીજા લગ્ન કર્યા હતા છતાં પહેલી પત્નીને જીવનનિર્વાહ માટે તે આર્થિક સહાય આપતો હતો એની પહેલી પત્નીનું નામ હાતિશ હતુ અને તે એબિટના બાજુના મકાનમાં જ રહેતી હતી એની બીજી પત્નીનું નામ શહિદા હતું તે અત્યત સુદર હતી, તેમ જ પાંચ સતાનોને જન્મ આપી ચૂકી હતી

એક દિવસ થોડાક મજૂરો કામને બહાને એબિટ પાસે આવ્યા એબિટે એમ પર કોઇ પણ જાતનો સદેહ રાખ્યા વગર ખેતરો પર કામે રાખવાનું સ્વીકાર્યું એ મજૂરોએ પોતાના કામથી સપૂર્ણ સતોષ એબિટને આપ્યો અને વિશ્વાસ સપાદન કર્યો

થોડા દિવસ પછી મજૂરોએ 'ઘોડાના પગમા જખમ થયો છે' જણાવી એબિટને ઘોડારમા ઘોડો બતાવવા લઇ ગયા એબિટ વાકો વળીને ઘોડાના પગનો જખમ જોવામા રહ્યો ત્યાં પાછળથી આ મજૂરોએ એની નિર્મમ હત્યા કરી નાખી એબિટની ચીસ સાભળી એની બીજી પત્ની શહિદા પોતાના બે બાળકો સાથે ત્યા જઇ પહોંચી તો તે ત્રણેય ને પણ એ મજૂરોએ મૃત્યુના મુખમા ધકેલી દીધા એ પછી એ હત્યારાઓ ત્યાંથી ભાગી છૂટ્યા

આ બનેલ ઘટનાના થોડા મહિના પછી બચાહે ગામથી થોડે જ દૂર એક નાનકડા ગામમા મેહમત અલ્ટિગલિશ નામના કસાઇ કુટુબમા ઇરમાઈન નામે એક બાળકનો જન્મ થયો દોઢ–બે વર્ષની ઉમરમા જ ઇરમાઇલ પોતાના પાછલા જન્મને વિશે બતાવવા લાગ્યો એક દિવસે એ સૂતા સૂતા પોતાના પિતાને કહેવા લાગ્યો

'હુ અહીં રહેવાથી તગ આવી ગયો છુ, હુ મારે ઘેર જવા માગુ છુ

આ સાભળી એના પિતાને આશ્ચર્ય થયુ 'તુ આ શુ કહે છે ? હુ તારી કાંઇ વાત સમજતો નથી'

અને ઇરમાઇને પોતાના પિતાની પાસે પાછલા જન્મના કુટુબીઓના નામ બતાવી, ત્યા લઇ જવા માટે વારવાર આગ્રહ કરવા લાગ્યો એણે પોતાનુ નામ 'એબિટ બતાવ્યુ અને કહ્યુ કે એની હત્યા કરી નાખવામા આવી હતી

કટ્ટર મુસલમાન હોવાને કારણે ઇરમાઇલના ઘરવાળાઓ એના આવા વ્યવહારને ભૂત-પ્રેતનો

પ્રભાવ માનવા લાગ્યા ઇસ્માઇલ પોતાના પિતાને બચાહે ગામ લઈ જવા માટે ખૂબ જ આગ્રહ કરતો અને ક્યારેક તો રોઈ પણ પડતો

જ્યારે તે ત્રણ વર્ષનો થયો ત્યારે એના પિતા, પોતાના જ એક મિત્ર ઇદરીસ ઇર્ઈના આગ્રહ પર ઇસ્માઇલને એબિટના મકાને લઇ જવા માટે સંમત થયો ઇસ્માઇલ કશી પણ આનાકાની વગર એના પિતાને રસ્તો બતાવતો બચાહે ગામમા લઈ ગયો ત્યા એણે એબિગનુ મકાન પણ બતાવ્યુ તેમ જ મકાનની અંદર જઇને એબિટના કુટુંબના દરેક સભ્યોને ઓળખી બતાવ્યા એની જે ઘોડારમા હત્યા કરવામાં આવી હતી તે જગ્યા તેમ જ એની દફનક્રિયા કરવામાં આવી હતી તે જગ્યા પણ બતાવી આપી એબિટની પત્ની હાનિયને એણે છાતી સરસી ચાપી એ પછી થોડીવારે જ્યારે એબિટની પુત્રી ગુલશરીનને જોઇ ત્યારે ઈસ્માઇલની આંખો આંસુથી ઊભરાઇ આવી એણે ઘણા સમય સુધી ગુલશરીન સાથે વાતચીત કરી ગુલશરીનને પણ શ્રદ્ધા બેઠી કે આ છોકરો જ એમનો પિતા એબિટ જ છે

ઇસ્માઇલનો એબિટના કુટુંબીઓ સાથે જે આત્મીયપૂર્ણ વ્યવહાર હતો, તેનાથી ઊતરતો વ્યવહાર તેના વર્તમાન જીવનના કુટુંબીઓ સાથે હતો એ નિરંતર સૌને કહેતો કે મને ઇસ્માઇલને બદલે એબિટને નામે જ બોલાવવામા આવે જો કોઇ એને ઇસ્માઇલને નામે બોલાવે તો એ તરફ એ જરા પણ ધ્યાન આપતો નહિ પરંતુ જો એબિગને નામે બોલાવવામા આવે તો એ તુરત જ હસીને વાતો કરવા લાગતો પૂછેલા પ્રશ્નોના ઉત્તર પણ આપતો

એકવાર એના પુનર્જન્મના વિશે તપાસ કરતાં એક મનોવૈજ્ઞાનિકે ઇસ્માઇલને પૂછ્યુ 'તારુ નામ શુ ?'

'એબિગ' તુરત એણે ઉત્તર આપતા કહ્યું 'મારુ એક મકાન છે મારા બાળકોના નામ છે જેકિ, હિકમત અને ગુલશરીન'

આ પ્રકારની ઇસ્માઇલ જ્યારે પણ વાત કરે છે ત્યારે એની વાતોમા ઊંડી વેદના અને તીવ્ર લાલસા ભરેલી હોય છે એકવાર એના પિતા મેહમત બજારમાંથી થોડાક તરબૂચ લાવ્યા ઇસ્માઇલે એમાથી જે સૌથી મોટુ તરબૂચ હતુ તે એક તરફ જુદુ રાખવાનુ તેના પિતાને કહ્યું એના પિતાએ એમ કરવાની ના કહી તો એ રડવા લાગ્યો અને કહેવા લાગ્યો કે તે એ તરબૂચને પોતાની પુત્રી ગુલશરીનને માટે રાખવા ઇચ્છે છે

જ્યારે પણ ઇસ્માઇલ એબિટના કુટુંબીઓને મળવા બચાહે ગામ જાય છે ત્યારે મીઠાઇ સાથે લઇ જવાનુ ક્યારેય ભૂલતો નથી આમ જુઓ તો એના માતાપિતા ગરીબ છે, તો પણ તે મીઠાઇ લઇ જઇને પોતાના બાળકોને વહેચે છે

બાળક ઇસ્માઇલ દ્વારા એબિગના ઘર સુધીનુ લગભગ પોણા માઇલનુ અંતરનુ માર્ગદર્શન કરાવી દેવુ એ એ વાતનો સંકેત છે કે બાળક માત્ર અનુમાન દ્વારા આ કાર્ય કરી ન શકે એબિટના ઘરને અને એના કુટુંબીઓને ઓળખી બતાવવા, નામ સહિત બોલાવવા, એની પ્રથમ પત્નીને આવેગથી ભેટવુ પોતાના બાળકો માટે મીઠાઈ લઈ જવી, એ બાળકના કથન અનુસાર એક રહસ્યમય વિષય છે તેમ જ આ બધી વાતો ઇસ્માઇલના પ્રથમ જન્મના કુટુંબીઓ તરફ એક વિશિષ્ટ ભાવનાપૂર્ણ સંબંધો હોવાના સંકેતો ઊભા કરે છે

---

[પૃષ્ઠ ૨૮૯ ચાલુ

"ધનિક આવી નાની ઉંમરે સેવા ધર્મને ઓળખે તેમાં પરાયણ રહે રોજે રોજ ગીતાપાઠ કરે કઠિન મરણ ને તેને સહેવા માને, રામાયણનો અભ્યાસ બે વર્ષમાં પૂરો કરવા મનોરથ કરે અને આવી શુભ ભાવનાને સંઘરતો અનન્ય સેવા પામતા મૃત્યુની ભેટ કરે, આવા મૃત્યુનો બધા દ્વેષ કરે તેના વિષે મારા જેવો દાઝે શોક કરે તે વ્યર્થ જ છે અને મોહ છે"

—ગાંધીજી

તત્ત્વજ્ઞ, સંયમી વાનપ્રસ્થ, શુ ન સાધી શકે !

# મુજમાં શું દીઠું?

જયંત વસા

વસંત ઋતુ ક્યારની યે વીતી ગઈ હતી પણ કનકલતાના મનને માંડવેથી એની ભભક ગઈ નહોતી વિજયની વાટ જોવામાં એણે ઘણો સમય ગાળ્યો, પણ એના દર્શન ક્યાંય થતાં નહોતાં વિજય સાથે એનું વેવિશાળ થયું હતું ને લગ્નને પણ હવે ક્યાં ઝાઝી વાર હતી? છતાં વિજયનું ચિત્ર કેમ કનકમાં સ્થિર થતું નથી? કનકના મનમાં શંકા જન્મી કે વિજય સવિતાને ચાહે છે સવિતા બિચારી નમ્ર અને ગભરૂ છોકરી પ્રેમના પગથિયાં ઉપર એણે કદી પગ મૂકયો નહોતો– તો પછી વિજયને એ ચાહી શકે શી રીતે? છતાં ઓ સુલભ ઈર્ષ્યાની થોડીક રતાશ કનકલતાની આંખોમાં ચમકી ગઈ જાણે કે પોતાનું સર્વસ્વ કોઈ ઝૂંટવી જતું હોય એમ તેને લાગ્યું એની આંખો ભીની થઈ

'કનક, તું આજે કેમ આટલી વ્યગ્ર દેખાય છે? આ અવાજ વિજયનો હતો એણે ફરી કહ્યું 'આટલી ઉદાસીનતા મે તારા મોં પર ક્યારેય જોઈ નથી'

મારી ઉદાસીનતાનું કારણ તમે છો' કનકે બોલવા માંડ્યું

'હં? હું કેવી રીતે? તને દુઃખ થાય એવું હું ક્યારેય કશું બોલ્યો નથી સૂરજમુખી જેવા તારા અંગમાં આટલી ફિક્કાશ મે ક્યારેય જોઈ નથી'

'જ્યાં ત્યાં કવિતા કરવી એ સારા કવિના લક્ષણ નથી કવિરાજ!' કનક કંઈક કટાક્ષમાં બોલી 'હું જોઉં છું કે સવિતા સાથે વાતો કરવામાં તમને જેટલો સમય મળે છે તેનાથી અરધોય મારી પાસે ઊભા રહેવાનો તમને વખત મળતો નથી હં, કેમ કાંઈ બોલતાં નથી? મને ખબર જ હતી કે તમારા તરફથી મને મારા પ્રશ્નનો કશો જ ઉત્તર નહિ મળે.'

'ના, એવું કશું નથી તને ખબર તો છે કે હું આજની સ્ટીમરમાં પરદેશ જાઉં છું. મારે કેટલી બધી તૈયારી કરવાની છે તે તું કયાં નથી જાણતી?'

'પણ સવિતાને તો મળવા ગયા હતા ને?' કનક વ્યગ્રમાં બોલી 'તમે પરદેશ જવાના છો એમ જાણીને એ બિચારી તો ગુંગળાઈ મરશે'

આ સાભળી વિજયના અંતરને આઘાત પહોંચ્યો સત્ય હકીકત ઢાંકવા જતાં એ ગેંગેફેંફે પણ થઈ ગયો આખરે મનને સ્વસ્થ કરી એ બોલ્યો 'સાંભળીને તને દુઃખ થાશે કનક, પણ ખરખર હું સવિતાને મળીને જ ચાલ્યો આવું છું તારી સાથે મારું વેવિશાળ થયું છે એ સાચું, પણ સવિતાને હું વર્ષોથી ચાહું છું એટલે એને છેહ નહિ આપી શકું સવિતા મારું સર્વસ્વ છે. એ મારું પાવનકારી તીર્થધામ છે'

વિજય બોલતો બંધ થયો પણ એના શબ્દો કનકના કાનમાં ગુંજી રહ્યાં પોતાને મળેલું સુખ સવિતા શા માટે ઝૂંટવી રહી છે એવા પણ એને વિચારો આવ્યા થોડીવાર પછી એ બોલી 'માણસનું મન કેવું ઘેલું છે? એની નજર દૂર દૂરના તીર્થધામ પર પડે, પણ ખરું તીર્થધામ તો ઘર આંગણે જ પણ કોણ જાણે કેમ આપણી આંખો દૂર જોવાને ટેવાયેલી છે, તેથી નજીકનું કાંઈ દેખાતું નથી'

વિજય ત્યાંથી ચાલ્યો ગયો કનકે બારીમાંથી જ્યાં સવિતા રહેતી હતી તે મકાન તરફ જોયું. સવિતા પણ પોતાના ઘરની બારીમાંથી કનક સામે જોઈ રહી હતી ને કાંઈક ગાતી હતી

o

વિજય પરદેશથી પાછો આવી ગયો પણ એટલા વખતમાં અદ્‌ભુત પરિવર્તન થઈ ગયું હતું. વિજયના આગમનના સમાચાર દેવા તે સવિતાને ઘરે આવી

જૂઈના ફૂલ કોઈએ કચડ્યા હોય તેમ આખા

આગણામાં પડયા હતા કોણ જાણે સવિનાએ કેટલા હાર ગૂથી ગૂથીને તોડયા અને ફેંકી દીધા ! આશા પૂરી ન થઇ. તે ન આવ્યા એણે મનમાં ધાર્યું હતુ કે હવે બધુ સાહસ ભેગું કરીને યેનકેન પ્રકારે એક માળા તો સ્વાગત કરતી વેળા તેમના ગળામાં પહેરાવી જ દઇશ—અને જો તે નહિ બને તો તેમના ઓરડામાં મૂકી આવીશ પણ તે આવ્યા જ નહિ.

કનકે ઘરમાં પ્રવેશતા કહ્યું. 'કશ છે બા ? એ કુશળક્ષેમ પાછા ફરે છે....સવિતા ક્યાં છે ?'

'કોણ ? બેટા કનક ? તારા મોંમાં ઘી ને સાકર. તો શુ મારો વિજય આવી રહ્યો છે ?'

'હા, પણ બા, ખાલી ઘી–સાકરથી શુ થાય ? હું તો મીઠાઈ ખાઇશ મીઠાઈ !'

વૃદ્ધાએ ઘણાં જ વહાલથી કનકના માથા પર હાથ ફેરવતાં કહ્યુ 'કેમ નહિ બેટા ? આ ઘર તારુ જ છે ને ! હુ હવે કેટલા દિવસ જીવવાની છુ ? જે કંઇ છે એ બધુ તમારે જ ભોગવવાનું છે ને ! સવિતા રોજ તો આવે છે, પણ આજે કોને ખબર કેમ નથી ? બેટા, સવિતા ય બહુ સારી છોકરી છે હો !'

'હુ આ રહી બા, તમે તે દિવસે કહ્યુ હતુ કે મારી રજાઈમાં ભરત ભરી જજે .' દુરથી સવિતાનો અવાજ આવ્યો.

વૃદ્ધાની વાતોનો કઇ પણ જવાબ વાળ્યા સિવાય કનક સવિતા જ્યાં સીવતી હતી ત્યાં ચાલી ગઈ. આ સમયે પણ કોણ જાણે કેમ તેનાથી નિ:શ્વાસ નખાઈ ગયો.

કનકે સવિતાની નજીક આવી કહ્યુ 'સવિતા, તુ કેમ કાંઈ બોલતી નથી ? મૂગી કેમ બેસી રહી છે ?' કહીને કનકે તેનું મુખ ઊચુ કર્યું ને કહ્યુ: 'અરે ! આ શુ ? તુ તો બહુ જ ફિક્કી પડી ગઇ છે શુ તારી તબિયત સારી નથી ?'

'ના, મારી તબિયત તો સારી છે. હું દૂબળીયે નથી પડી ને નથી ફિક્કી પડી પણ તમે આમ .' કહેતાં સવિતા અટકી ગઈ. તેની આંખમાં આંસુ ઊભરાયા.

'અરે, તારી આંખોમાં આંસુ ?' વહાલથી તેનો હાથ પકડી કનક બોલી.

આ સાંભળતાં જ કનકના ખોળામાં માથું મૂકી સવિતા રડી પડી

ક્ષણવાર મૌન રહી કનકે તેનું માથુ પંપાળતાં કહ્યુ 'એક વાત તને પૂછવાનો વિચાર હુ ઘણા સમયથી કરી રહી હતી. સાચે સાચુ કહે તો પૂછુ ખોટુ બોલીશ નહિ અને મનની વાત છૂપાવીશ નહિ .. અરે ગાંડી, મનની વાત છૂપાવવાથી ઘણું જ દુ:ખ થાય છે'

સવિતાએ આશ્ચર્યથી કનક સામે જોઈને કહ્યુ: 'શુ પૂછવુ છે ? બહેન, મે તમારાથી કોઈ પણ વાત છૂપાવી નથી.'

'હા, એ હું ક્યાં નથી જાણતી ...ઘણા દિવસથી એક અનુમાન થાય છે અને વિચારતા જણાય છે કે તે કદાચ સાચુ હોય ! નિશ્ચય નથી કરી શકતી કે સાચુ છે કે નહિ ?'

'મને તમારી આ વાત નથી સમજાતી જે કાંઇ કહેવુ હોય તે સાફ સાફ શબ્દોમાં કેમ નથી કહેતા ?'

કહુ ? સારુ ત્યારે કહુ છુ સવિતા !

'બહેન !'

'ખોટું ન બોલતી સારુ, તુ વિજયને ચાહે છે ?' કહીને કનક ગભીર થઇ. બેઠી. જાણે કે ફાંસીનો હુકમ સાંભળવા બેઠી હોય !

સવિતાના મુખ પર ગુલાબી છવાઈ, પણ થોડા સમયમાં તે પહેલાં કરતાં વધુ પીળી પડી ગઇ તે બોલી. 'કેવો પ્રેમ ? કોને પ્રેમ કરીશ બહેન ? હુ તો ફક્ત તમને પ્રેમ કરુ છુ ' આટલુ કહીને તેણે બે હાથ વડે મોઢુ ઢાંકી દીધુ.

'ઉતર નહિ. મને ગોળ ગોળ ન સમજાવ સવિતા, સારુ, એક બીજી વાત કહીશ ?'

'શુ ?'

'અહીંથી પરદેશ ગયા તે દિવસે થોડીવાર

માટે તે તારી પાસે આવ્યા હતા ?'

'હા'

'તને તેણે શું કહ્યું ?'

'કંઈ નહિ'

'પાછી ખોટું બોલી ?

'મારો હાથ....બહેન હું તો ધ્રુજી ઊઠી. એ જ પહેલા પ્રસંગ હતો જ્યારે સારું બહેન, આ બધું તમે શું કામ પૂછો છો ?'

'તમારા બંનેના લગ્ન કરવા માટે' હૃદય પર હાથ મૂકી કનકે કહ્યું

'એવું ન કહો મોટીબેન એ તમારા પણ છે ને હું તમારા બંનેની, સેવા કરીને કંઈ ઓછી સુખી નથી થવાની'

'એવી વાતો ક્યારથી શીખી છે સવિતા ! તારાથી સેવા નહિ થઈ શકે હું જ તે કરી શકીશ કહીને કનકે સવિતાના ગાલ પર હળવેકથી ટપલી મારી ઊભી થઈ 'હું જાઉં છું સવિતા ઘરની વ્યવસ્થા કરવાની બાકી છે હવે ફક્ત એક જ દિવસ વચમાં છે' કહીને કનક ઝડપથી ઘર તરફ ચાલી ગઈ એ સમયે તેને લાગતું હતું કે વર્ષોથી પાણી પાઈ ઉછેરેલ છોડ એકદમ કોઈએ ખેંચી ફેંકી દીધો છે

સવિતા અપરાધીની માફક ત્યાં બેસી રહી એનું મનોમંથન ખૂબ જ વધી ગયું હતું કનકના ચહેરા પરની વદનાની રેખાઓ હજુ પણ તેની આંખ આગળ રમી રહી હતી.

પોતાના પિતાની આજ્ઞાની અવગણના કરીને કનકે વિજય અને સવિતાના લગ્ન કરવાનો નિશ્ચય કર્યો, અને આ કાર્યનો બોજો તેણે પોતાને માથે લઈ લીધા ધીરે ધીરે બધાં આ કામમાં ઉત્સાહ દાખવવા લાગ્યા વિજયની માને આ વાત ગમી નહોતી પરંતુ કનકનો ત્યાગ અને વિજયના પ્રેમની હકીકત સાંભળી તેઓ સંમત થયા હતા પરંતુ કોણ જાણે કેમ વિજયનું હૃદય દબાઈ રહ્યું હતું જાણે એણે અજાણતાં કોઈની હત્યા કરી નાખી ન હોય !

આજે તેમની મધુરજની હતી કનક સુંદર પુષ્પોના બનાવેલા બે હાર લઈ આવી અને સીધી વરવધૂના ઓરડા તરફ ગઈ એ બંને જણાં ચુપચાપ પલંગ પર બેઠાં હતાં કનકને જોઈને વિજય ઊભો થઈ ગયા કનકે ફૂલનો એક મોટો હાર વિજયના ગળામાં પહેરાવી કહ્યું 'સદાય આદરથી એને તારા હૃદયમાં જ રાખજે.'

વિજયના હાથ એની મેળે જ કનકના પગ ઉપર પડયા અને સાથે નયના છલકાઈ ગયા થોડાં અશ્રુબિંદુઓ કનકના ચરણ પર પડ્યાં ભૂતકાળ સંભારીને એનું મન રડી ઊઠયું

કનકનું હૃદય તો રડી રહ્યું હતું જ, પણ તેણે સાવધાનીથી કહ્યું 'આ શું કરી રહ્યાં છો વિજય ? મારી ધીરજ પર આઘાત ન કરો શું તમે મારા માટે આટલું પણ નહિ કરી શકો ? જુઓ સવિતાનું મોઢું કેટલું પડી ગયું છે'

'પરંતુ તારો આ વિચાર તો મૃત્યુથી પણ અધિક ભયંકર છે કનક !,

ક્યા ?

વિવાહ ન કરીને આજન્મ કુંવારી રહેવાનો વિચાર તું શું સમજતી નથી કે તારા પિતાજીને આનાથી કેટલું દુઃખ થશે ?

'શું તમે મારા ઉપહાસ કરી રહ્યાં છો વિજય ? ભારતની લલનાઓ તો એકને જ હૃદયદાન કરે છે ને તમે પિતાજીની ચિંતા ન કરો એમને હું સમજાવી દઈશ'

'ઊભા રહો એટલા તો આશિષ દેતા જાઓ દેવી, કે જેથી હું તમને ભગિનીના રૂપમાં હૃદયમાં રાખી શકું !

'ભલે, તમારી આ ઈચ્છામાં પ્રભુની કૃપા ઉતરે અને વિજય, તમારામાં જો એ સંકલ્પ હશે તો પછી એ પવિત્ર બંધનને કોણ તોડી શકવાનું છે ?'

કહીને કનક રાત્રિના ગાઢ અંધકારને ચીરતી પાતળી તેજરેખાની માફક અદશ્ય થઈ સવિતા કનકની પ્રતિજ્ઞાથી અંજાઈ ગઈ એણે વિજયના આંખોમાં જોયું એ અશ્રુપૂર્ણ આંખોમાં પોતા માટે છલોછલ પ્રેમ નીતરતો જોયા સવિતાના હર્ષઘેલા હૈયામાં પડઘો પડયા 'હું શું જાણું વહાલે માર મુજમાં શું દીઠું ?'

# કાવ્યરચનાની આત્મીય ક્ષણ

ઈન્દુલાલ ગાંધી

તમારે મમ્ મમ્થી કામ છે કે ટપટપથી ! આ કહેવત તમે જરૂર સાંભળી હશે. મેં કવિતાઓ લખી છે, છપાવી છે, સંભળાવી છે. તમે એ સાંભળીને, વાંચીને કોઈને કોઈ પ્રકારનો આનંદ મેળવો છો. હવે તમને એ જિજ્ઞાસા થઈ છે ને કે હું કવિતા કેવી રીતે લખું છું ? ક્યારે લખું છું ? ક્યાં લખું છું ? શું કામ લખું છું વગેરે પણ તમે મેં હમણાં જ કહી એ કહેવત નથી સાંભળી ? તો બસ. પરંતુ કવિતાની વાત જુદી છે. આ બધા જ સવાલના જવાબ જો હું આપું તો કવિતાના રસમાં જરૂર ફેર પડશે. આ જિજ્ઞાસાના આધારે જ કાવ્યપિપાસુઓને બે ભાગમાં વહેંચી શકાય. એક તો એ કે જે કાવ્યથી મળતા આનંદથી જ સંતુષ્ટ થઈ જાય છે અને પછી આગળ કંઈ પૂછતો નથી. બીજા એ કે જે કાવ્યના વિષયમાં આવી જિજ્ઞાસા પણ રાખે છે. એમની બુદ્ધિ પણ હૃદયની સાથે જ કામ કરતી હોય છે. આ જ વસ્તુ વિકાસ પામીને વિવેચકને જન્મ આપે છે. માત્ર આનંદ લૂંટનારાની સંખ્યા વધુ હોય છે અને વિવેચકો થોડા જ હોય છે એ તો જાણીતું છે પરંતુ વિવેચન પણ અસ્વાભાવિક વસ્તુ નથી. મમ્ મમ્ ઉપરાંત ટપ ટપ ગણનારા પણ પડ્યા છે.

કાવ્યરચના કેવી રીતે થાય છે એ કહેવું સહેલું નથી. સાચે સાચી કાવ્યરચનામાં કવિનું પરિપૂર્ણ વ્યક્તિત્વ છૂપાયેલું હોય છે ને એ જ સર્જનાત્મક પ્રક્રિયા છે. સર્જન કેવી રીતે થાય છે એ જાણવું એનું નામ વિશ્લેષણાત્મક પ્રક્રિયા અને એક સર્વમાન્ય વાત છે કે સર્જનની પળે વિશ્લેષણ અને વિશ્લેષણની પળે સર્જન થઈ શકતું નથી. રચનાપ્રક્રિયા જાણવાની જિજ્ઞાસાને પૂરેપૂરી સંતોષવા માટે સર્જક પોતે પણ સમર્થ છે કે કેમ એ મને તો શંકા છે. રચનાના વિશ્લેષણથી માત્ર સ્પંદનોનું અનુમાન કરી શકાય. એનું જ્ઞાન ન થાય. એટલે કે રચનાપ્રક્રિયાનું રહસ્ય કદી પૂરેપૂરું ખુલ્લું પાડી શકાતું નથી અને ખુલ્લું નથી પાડી શકાતું એમાં જ મહાન કૃતિઓનું સૌંદર્ય અબાધિત રહ્યું છે.

હું મારી ઘણી રચનાઓ પર વિચાર કરું છું તો મને લાગે છે કે એ મારા અનુભવે માંથી જન્મી છે. એ અનુભવોને મેં એક વિસ્મય અનોખા, અદ્ભુત, એક માત્ર મારા જ માનેલા. હવે લાગે છે કે એમાં એવું કાંઈ જ નવીન નહોતું. પરંતુ મેં કાવ્યવર્તુળનો પરિઘ ઘણો મોટો રાખ્યો છે. એમાં મેં કલ્પનાને પણ સ્થાન આપ્યું છે. કેટલીક કલ્પનાઓ અનુભવોથી પણ વધુ જીવંત લાગે એવી શા માટે હોય છે એ બતાવવાનું કાર્ય તો મનોવૈજ્ઞાનિકનું છે. હું તો એટલું જ કહું કે હા આમ થાય છે. અનુભવોની માફક જ કલ્પનાની પ્રતિક્રિયા પણ અસહ્ય હોય છે, ને અભિવ્યક્ત થઈ જતાં જ જાણે એક જાતની રાહત અનુભવાય છે, સુખ લાગે છે, નિરાંત થઈ જાય છે.

મારી અનુભૂતિ જ્યારે પહેલીવાર શબ્દોમાં સાકાર બની ત્યારે મને વિચાર આવ્યો કે શું હું કવિ છું ? જો કવિ છું તો મારે શબ્દોના માધ્યમ દ્વારા મારી જાતને જ વ્યક્ત કરવી જોઈએ ને એ માટે મારે શબ્દો પર પૂરેપૂરો અધિકાર પ્રાપ્ત કરવો જોઈએ. સાહિત્યના સ્વાધ્યાયથી, કાવ્યોના વાચનથી કાવ્યોના મર્મ સમજવાના પ્રયત્નથી શબ્દો પર અધિકાર મળી શકે. હું અંગ્રેજી, થોડું સંસ્કૃત, થોડું હિન્દી જાણું છું. થોડુંક બંગાળી પણ જાણું છું અને એ માધ્યમ દ્વારા મેં લખ્ય એવા સાહિત્ય, કાવ્યનો અભ્યાસ પણ કર્યો છે. હજી પણ સમય મળતાં હું અભ્યાસ કરું જ છું. ઊગતા કવિઓને હું સલાહ આપું છું કે સો પાના વાંચો પછી એક લીટી લખો. મેં પણ ખૂબ વાંચ્યું છે, જાણ્યું છે.

અનુભવોમાં ડૂબીને, અભિવ્યક્તિના માધ્યમ પર અધિકાર મેળવીને, મેં મારી જાતને પ્રેરણાના આધારે છોડી દીધી છે. હું પ્રેરણાના અસ્તિત્વમાં માનું છું. કોઈ મનોસ્થિતિમાં, કોઈ પરિસ્થિતિમાં, કોઈ બનાવથી, કોઈ દૃશ્યથી, કોઈ વિચારથી સર્જકને સર્જન કરવા માટે વિવશ બનાવી દે એવી કાંઈક હલચલ મચી જાય છે એને અંગ્રેજીમાં તો Urge કહે છે. ગુજરાતીમાં શું કહીશું ? પ્રેરણા મળે અને અંદરથી જ જો લખવાની ધૂન ઊપડે તો મારો અનુભવ છે કે રચના સુંદર થાય. કોઈ કોઈવાર કવિને અંતરની પ્રેરણા વિના ને બહારની ધૂન વિના જ લખવું પડે છે. શબ્દો પર અધિકાર હોવાને લીધે શુદ્ધ રચના તો થાય, પણ વર્ષો પછી રચનામાં જો

આવે છે એ પ્રયત્નથી નહિ, પ્રેરણાથી જ આવે છે એ કાંઈ ઉત્પન્ન કરવામાં નથી આવતુ એ તો સ્વયસ્ફુરિત છે, આપોઆપ મળે છે જેને અગ્રેજીમાં આપણે revealed કહીએ છીએ જાણે કોઈ દિવ્ય દૃષ્ટિ ન મળી હોય !

કોઈપણ કવિને માટે એ જીવન અને સાહિત્યના સ્વાધ્યાયથી પરિપક્વ થઈને પ્રેરણાની પ્રતીક્ષા કરે અને પોતાની મનની ધૂન મુજબ લખવા સ્વતંત્ર હોય એ જ આદર્શ પરિસ્થિતિ છે મને દુર્ભાગ્યે એવી પરિસ્થિતિ સદાય મળી નથી હુ સોએ સો ટકા કવિ ન રહી શકયો મારે મારા પોતાના અને મારી પર આધાર રાખવાવાળાઓ માટે જીવન માટે કાયમ એવુ કઈને કઈ કામ કરવુ પડયુ છે જેમાં સર્જનની પુરી સ્વતત્રતા ન હોય મને વર્ગમાં ભણાવતાં ભણાવતાં, કચેરીમાં કામ કરતાં કરતાં દુકાનમાં ઘરાકને સમજાવતાં સમજાવતાં, સરકારી કચેરીમા ફાઈલોના ઢગલાં વચ્ચે પ્રેરણા થઈ છે ને દરક વખતે મ એને કોઈ યોગ્ય વખતે ઉપયોગ કરવા માટે ટપકાવી પણ લીધી છે કેટલીક પ્રેરણા ગગનગામી પખીઓ જેવી હતી, એ મારા મગજના દ્વારા ઉઘાડી નીકળી ગઈ, પાછી કોઇ દિવસ આવી જ નહિ કોઈ કોઈ વાર પ્રેરણા અને urge-ધૂન-સાથે પણ આવ્યાં છે મે એ પણ અનુભવ કર્યો છે કે રચના કરવા માટે સગવડ મળે એની રાહ જોતાં જોતાં પ્રેરણા ચાલી નથી ગઈ પણ અદરને અદર રહી વધુ પરિપક્વ થઈ છે પ્રેરણા આવે એ જ ક્ષણે રચના કરો તો જ ઉત્તમ રચના થાય એવુ પણ નથી હા, એમ થતાં મનને કદાચ વધુ સતાષ મળતો હશે ને એમ ન થતાં કદાચ અસતોષ લાગે પણ મનના એ સતોષ અસતોષને રચના સારી કે ખોટી થાય એની સાથે સબધ હોય એવુ હુ માનતો નથી

રચના કરતી વખતે ભાવની-વિચારાની અભિવ્યક્તિ જ મારુ મુખ્ય ધ્યેય હોય છે અભિવ્યજનાના નવા પ્રયોગો ખાતર કાંઈક લખવુ મને તો અસ્વાભાવિક લાગે છે જીવનમાં જે કોઈ પ્રાયોગિક અવસ્થા હોય તો રચનામાં- અભિવ્યક્તિમાં-પ્રયોગ આવે એ બરાબર છે કઈ રચના માટે હુ કયો છદ, કેવી શૈલી કેવા રૂપકનો ઉપયોગ કરુ એ હુ પહેલેથી વિચારતો નથી એ તો હુ અભિવ્યજના માટે વ્યાકુળ થતાં અનુભવોની એરણ પર જ છોડી દઉ છુ એક દાખલો આપુ મે લગભગ ૧૯૩૦ થી લખવુ શરૂ કર્યું અને વર્ષો સુધી છદોમાં જ લખ્યે ગયો ૧૯૪૭માં દેશના ભાગલાના બનાવોએ મારા મનને જે ધક્કો પહોંચાડયો, એથી બધા છદોના બધન તૂટી ગયાં અને પ્રવાહ મુક્ત છદમાં જ વહેવા માંડયો હુ જાણુ છુ કે ભાગલાના એ બનાવોને મે છદોમય કાવ્યમાં ઉતાર્યા હોત તો આટલી સરસ રચના ન થાત

ટૂકમાં મારી રચનાની પ્રક્રિયા જ્યાં સુધી હુ મને પોતાને સમજી શકુ છુ ત્યાં સુધીની જ છે એ કોઈ રૂઢિ નથી કોઈ વ્યક્તિ કોઈના કહ્યા પ્રમાણે જે પ્રક્રિયાનુ અનુસરણ કરીને લેખક કે કવિ બનવા માગે તો જરૂર મુશ્કેલ જ પડવાનું ખરેખર તો આપણી પ્રવૃત્તિ પ્રમાણે આપણે આપણી પ્રક્રિયા બનાવવી જોઈએ મગજની સાધારણ પ્રક્રિયાઓ પણ ખૂબ રહસ્યમય છે મનોવિજ્ઞાનિકો હજી એનો કક્કો પણ માંડ જાણી શકયા છે અને જેમાં માત્ર આપણુ જ મન નહિ પણ જનતાનું માનસ, યુગનું માનસ, પરપરાનુ માનસ એક સાથે કામ કરે છે એવી સર્જનની પ્રક્રિયાનુ તો પછી કહેવુ જ શુ ? આ બધાને એક સાથે મેળવીને, એક ધ્યેય બનાવીને, એક પરિપૂર્ણ કૃતિમાં કેવી રીતે ઊતારવુ ? બહુ મુશ્કેલ-વિકટ સમસ્યા છે ને આપણને નવાઈ ન લાગવી જોઇએ કે એક— મહાન કવિએ આ બધુ સહેલાઈથી હસ્તગત કરી લીધેલુ એની પ્રેરણા સડેલાં સફરજનની દુગધ માંથી આવતી હતી એ એના ટબલના ખાના સડેલાં સફરજનથી ભરેલાં જ રાખતો અને એ ખાના ઊઘાડતાં જ એની બધી સર્જનશક્તિ સજાગ અને સક્રિય બની જતી આમ કોઈને કોઈ જાતની પ્રેરણાથી જ કાવ્ય રચના થઈ શકે છે, માત્ર શબ્દો કે છદો સાથ પ્રયત્ન કરવાથી નહિ કોઈ કવિએ જ કહ્યુ છે ને કે Poetry is nothing but the spontinious overflow of the falings of the hearts અતરની લાગણીઓનો આપમેળે ઊભરો આવે એમાંથી જ સાચી કવિતા આકાર લે છે ને એ કવિતા જ ચિરજીવ બને છે પ્રેમની માફક જ પ્રેરણા પણ સ્વયસ્ફુરિત છે પ્રયત્નથી પ્રેરણા પધારતી નથી ઉલટુ કદાચ પાછા પગલાં પાડે ! તો મે રચના પ્રક્રિયા વખતે કવિની આ મીજ લહ કેવી હોય છે તે વિશેની મારી માન્યતા આપને કહી ! આપ પણ માનો છો ?

# ગાંધીજીનો પૌત્ર ચંચળ રસિક, ભક્ત બન્યો

છગનલાલ ન. જોષી

મહાત્મા ગાંધીજીના મોટા પુત્ર હરિલાલ ગાંધીનાં પત્ની વહેલાં ગુજરી જવાથી તેમના બાળકોની સંભાળ પૂજ્ય કસ્તુરબાને રાખવી પડતી હતી અને કસ્તુરબાના ખોળામાં જ મનુબહેન, કાંતિ તથા રસિક ઉછર્યાં અને મોટા થયાં એમ કહી શકાય.

હરિલાલભાઈનો સૌથી નાનો દીકરો રસિક, જ્યારે આશ્રમમાં રહેતો હતો ત્યારે તેને રમતિયાળ ને તોફાની છોકરા તરીકે, હું ઓળખતો હતો. આશ્રમની પ્રાર્થનામાં નાના છોકરાઓ સામેમળી ધૂળ ઉડાડવામાં તેનો નંબર પહેલો હતો. નિશાળમાં વર્ગોના છોકરાઓને પણ ઠીક ઠીક તે પજવતો હતો, પણ સ્વાતંત્ર્યના વાતાવરણમાં ઉછરવાથી ધીમે ધીમે સ્વચ્છંદને રસ્તે ન જતાં રસિક સંયમને પંથે પડયો અને પછી તો જોતજોતામાં એટલો બધો શિસ્તબધ્ધ જીવન ગાળવા લાગ્યો કે તે રાષ્ટ્રીય સપ્તાહમાં એપ્રિલથી ૬ થી ૧૩ તારીખ અખંડ રેંટિયો ચલાવવા તૈયાર થયો અને એક જ દીવસે તો વીસેક કલાક સુધી લગાતાર પિંજણ, અને કાંતણનું કામ તેણે કર્યું હતું.

રામાયણના દુહાઓ, ચોપાઈ અને ભજનાવલીના ભજનો પણ તેમણે મોઢે ઠીક ઠીક કરી લીધા હતા. આવી કુશળતા તેણે પ્રાપ્ત કરેલી હોવાથી રસિકના કાકા દેવદાસભાઈ જ્યારે દિલ્હીમાં જામીયામીલીયામાં હકીમ અજમલખાન અને ડૉ. અનસારીએ મળીને જે રાષ્ટ્રિય વિદ્યાપીઠ શરૂ કરી હતી એમાં પિંજણ શિક્ષક તરીકે હતા ત્યારે તેમની મદદમાં ભાઈ રસિક ગયો હતો અને દુર્ભાગ્યે ત્યાં ટાઈફોઈડમાં સપડાઈ જતાં ગુજરી ગયો ત્યારે જે રસિક વિષે ગાંધીજીએ નવજીવનમાં જે નોંધ લખી હતી તે પરથી નાના બાળકો પણ ધારે તો કેવા જ્ઞાની બની શકે છે તે સમજી શકાય છે. આવો રમતિયાળ રસિક જ્ઞાની બની શકે એવું માનવામાં આવતું નહોતું પણ સત્સંગ અને સારું વાતાવરણ જીવનમાં કેવા પરિવર્તન લાવી શકે છે તેનું સાક્ષાત દૃષ્ટાંત રસિકના જીવન પરથી આપણને મળે છે.

"રસિકની ઉંમર ૧૭ વર્ષની હતી. બચપણથી તે મારા કબજામાં આવ્યો હતો. જેમ બીજા બાળકોને તેમ રસિકને ધર્મમય દેશસેવાની તાલીમ અપાતી હતી. રસિક ચંચળ, તોફાની અને તેજસ્વી બાળક હતો. તેના શરીરનો બાંધો સરસ હતો. તે સાહસિક હતો. જોખમવાળા કામો કરવામાં હંમેશા તે પહેલ કરતો. છેલ્લા એક વર્ષમાં તેનું તોફાન સમીને શક્તિનું રૂપ લઈ રહ્યુ હતુ. તે ગીતાનો અભ્યાસી હતો. કાંતવા-પિંજવામાં તે કુશળ હતો. એક બે સમયે તેણે લાગલગાટ ચોવીશ કલાક પિંજવાનું પણ લીધું હતું. તે તેમાં તે પાર ઉતર્યો હતો.

"મારો સૌથી નાનો દીકરો દેવદાસ જામીયામીલીયામાં સેવા કરી રહ્યો છે. ત્યાંના વિદ્યાર્થીઓને તે કાંતવાનું ને હિન્દીનું શિક્ષણ આપે છે. તેણે રસિકની અને એકબીજા પૌત્ર નવીનની માગણી સુથારી કામ ને પિંજણને અંગે ચારેક માસ ઉપર કરી. બન્ને દિલ્હી ગયા ને સુંદર સેવા કરી રહ્યા હતા. રસિક તેના પહેલા બારડોલીમાં તેની તીવ્ર ઈચ્છાથી સેવા કરવા ગયો હતો. ત્યાં જાય ત્યાં લોકપ્રિય તો થાય જ. આવા ઉગતા સેવકને કુદરત ઉપાડી ગઈ એ સ્વાર્થનું દુઃખ મને થયુ ખરુ પણ મનમાં વિચાર્યું કે, કુદરત હંમેશા ન્યાય તોળે છે તેથી દયાળુ છે એટલે રસિકની પાસેથી વધારે કામ લેશે, આ અચલિત શ્રદ્ધાથી હું શાંત થયો.

દિલ્હી જઈને તો રસિક ભક્ત બન્યો. મહાસભામાંથી પાછો હું દિલ્હી તરફ રસ્તે વળ્યો હતો. ત્યાં રસિકે મને ખબર આપી હતી કે તેને ૧૭મું વર્ષ બેઠું હતું. તે વખતે બધા બાળકોની જેમ તેણે પણ કાંઈક વ્રત લીધાં તેના ત્રણ વ્રત હતા. એકી વખતે માત્ર ત્રણ વાની ખાવી. ચોવીશ કલાકમાં ત્રણ ટંક જ ખાવું ને બે વર્ષમાં રામાયણનો અભ્યાસ અર્થ સુદ્ધા કરી લેવો. તેના ચંચળ સ્વભાવને ધ્યાનમાં રાખીને મેં તેને ચેતવ્યો પણ તેણે કહ્યું, "હવે મને આવા વ્રત કઠીન લાગે તેવું નથી રહ્યું રામાયણ મને પ્રિય છે."

અનુ૦ ૨૮૬

[૧] બહુરૂપી ગાંધી

લેખિકા અનુ બંદોપાધ્યાય અનુ. જીતેન્દ્ર દેસાઈ
નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ
પાનાં ૨૪૨ સાડાચાર રૂપિયા

બંગાળી લેખિકાએ તેંદુલકરના 'મહાત્મા' માંથી પ્રસંગો ચૂંટી કાઢીને રજૂ કર્યા છે, અને તેનો આમુખ શ્રી નહેરૂજીએ લખ્યો છે, તથા પુસ્તક બાળકોને નજર સમક્ષ રાખી લખાયું છે તે વાત મહત્ત્વની છે. ગાંધીજી શું શું હતા તેના ર૭ પાસાંઓ જેવાં કે દરજી, વાજંદ, ભંગી મોચી, નોકર ઇત્યાદિ દૃષ્ટાન્તો અને હૃદયસ્પર્શી પ્રસંગો આલેખીને બતાવવામાં આવ્યું છે. ગમે તે પ્રકરણ ગમે ત્યાંથી વાંચી શકાય છે. બાળકો માટે અમૂલ્ય પુસ્તક છે અને તે સિવાય અન્ય સૌ કોઈ માટે પ્રેરણાસ્રોત જેવું છે.

[૨] શ્રી કિશોરલાલ મશરૂવાળા

(એક અધ્યયન)

લેખિકા : કેતકી બલસારી
નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ
પાનાં ૩૮૫ આઠ રૂપિયા

કોઈ વિશિષ્ટક્ષેત્રની નિષ્ઠાવાન વ્યક્તિઓના રેખાંકન કે જીવનચરિત્રો આપવાની શૈલી હજુ આપણે ત્યાં વિકસતી આવે છે. વળી જનસામાન્યને તો એમાં નહીં જેવો રસ હોય છે. કિશોરલાલભાઈની શક્તિની પિછાન માત્ર ગાંધીજી જ આપી શકયા ત્યારે ભારતવાસીઓને તેમનું મૂલ્ય સમજાયું. આ એક વ્યક્તિમાં અનેકવિધ પ્રતિભાનો સમન્વય હતો. જીવન ચરિત્રકાર, કેળવણીકાર, સર્જક, અનુવાદક, ગાંધીવાદી ફિલસૂફ–ક્રાંતિકારી એમ અનેક રીતે તેમની મૂલવણી કેતકીબહેને કરી છે અને અથાગ પરિશ્રમથી એકઠી કરેલી સામગ્રી અને માહિતી પુસ્તકરૂપે સુપ્રાપ્ય કરી આપી છે. કિશોરલાલભાઈ મશરૂવાળાનું યોગ્ય તર્પણ કરવું જોઈએ એવી ભાવના આ અધ્યયનગ્રંથ વાંચીને જાગે છે. આજે આપણા કેળવણીકારો વચ્ચે એકાદ કિશોરલાલભાઈ હોય તો કેવું સારું એવો અફસોસ પણ મુખમાંથી સરી પડે છે કૉલેજોના અભ્યાસક્રમમાં આવા પુસ્તકને ખુશીથી સમાવી શકાય.

(૩) "ગુજરાતના શિરછત્ર સરદાર"

સંપાદક : શ્રી મુકુલભાઈ કલાર્થી
નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ
પાનાં ૧૨૨ : એક રૂપિયો

સરદાર વલ્લભભાઈ પટેલનું ટૂંકું જીવનચરિત્ર આપવાનો શ્રી મુકુલભાઈનો પ્રયાસ ૩૮ પ્રસંગો દ્વારા સફળ થયો છે તેમ આ પુસ્તિકા વાંચીને અવશ્ય કહી શકાય. સરદારશ્રીનું લાંબું જીવનચરિત્ર પ્રાપ્ય છે જ. જે ગુણ અને નીડરતાને કારણે તથા વ્યવહારૂ બોધના વકતા તરીકે સરદાર અમર બન્યા તેનું દર્શન અહીં સમ્યક રીતે વાચકને કરાવ્યું છે ભાષા પ્રવાહી અને વિષયને અનુરૂપ રહી છે. ઉપયોગી અને જરૂરી પ્રકાશન.

(૪) ગાંધી ગૌરવ

શ્રી યોગેશ્વર : નવજીવન પ્રકાશન
મંદિર, અમદાવાદ પાનાં ૩૪૦ મૂલ્ય ૧૦ રૂપિયા

ગાંધીજી વિષે બધું ગદ્યમાં જ લખાય-પદ્યમાં કેમ નહિ ? તેનો ઉત્તર રૂપે શ્રી યોગેશ્વરે આ ગાંધીગાથા ભાવવાહી અને અર્થપૂર્ણ બનાવી છે. ગાંધીજી પ્રત્યે ભક્તિ ન હોય તેને માટે આવો પ્રયાસ જ અશકય ગણાય. ભાષા કયારે પણ આવડી દીર્ઘ કૃતિમાં કિલષ્ટ બનતી નથી અને સહજ રીતે આસ્વાદ માણી શકાય તેવી કાવ્ય રચના સહજ ઉપલબ્ધ બની છે. ગાંધીજીના જીવનમાંથી ખાસ ચૂંટી કાઢેલા પ્રસંગોને અહીં ઉપસાવ્યા છે. શ્રી મોરારજીભાઈએ આમુખમાં યોગ્ય કહ્યું છે "તેમનું પદ્ય સરળ અને પ્રસાદયુક્ત છે,

કવિતાનું સંકલન સુગઠિત છે અને ભાષા સાદી અને નિરાડંબરી છતાં અભિવ્યક્તિપૂર્ણ છે" કાકા કાલેલકર કહે છે "યોગેશ્વરજી પોતે સાધક હોઈ, ગાંધીજીની જીવનસાધના સમજતાં તેમને મુશ્કેલી પડી નથી અને તેથી આ કાવ્ય કેવળ આસ્વાદ્ય નથી પણ બોધક અને પ્રેરક થયું છે"

[૫] મહાત્મા ગાંધી શતાબ્દી ગ્રંથ

સંપાદક સર્વપલ્લી રાધાકૃષ્ણન્ અનુ નગીનદાસ પારેખ અને યશવંત શુક્લ નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ પાના ૩૧૦ મૂલ્ય રૂ. ૧૨–૫૦

"*Mahatma Gandhi–100 years*" નામનો ગ્રંથ ગાંધી શતાબ્દી નિમિત્તે ડૉ રાધાકૃષ્ણન્, આર. આર દિવાકર તથા કે સ્વામીનાથને સંપાદન કર્યો છે અને તેમાં વિશ્વની નામાંકિત વ્યક્તિઓએ ગાંધીજીનું જે રીતે મૂલ્યાંકન કર્યું છે તે તેમના શબ્દોમાં આપવામાં આવ્યું છે પરિણામે જગતના દરેક ભાગમાંથી તેમને જે રીતે મૂલવવામાં આવ્યા છે તેનો સર્વગ્રાહી સાર એવી સાથે એક પુસ્તકમાં મળી રહે છે ગાંધીજી આપણા દેશમાં જન્મ્યા અને વિશ્વ વિખ્યાત બન્યા તેથી ભારતના લોકો જે અંજલિ આપે તેમાં પક્ષપાતની માત્રા હોય તેમ માની લઈએ પણ આ ગ્રંથમાં વિશ્વની સન્માન્ય વ્યક્તિઓ (હોરેસ એલેકઝાન્ડર, વેરા બ્રિટન, હેયેસિલાસી, લોર્ડ કેસી, ઉર્થા, લુઈ ફિશર, મિખેલ શોલોખોવ હેરલ્ડ વિલ્સન, કુર્ટ જ્યોર્જ કીસિંગ ) થોડાં જ નામો આપીએ તો તેમને જે રીતે જુએ છે અને તેમના કાર્યની પ્રશંસા કરે છે અને મૂલ્યાંકન કરે છે ત્યારે એમ લાગે છે કે ગાંધીજી સમગ્ર વિશ્વના હતા માત્ર આપણો અધિકાર તેમના ઉપર હોઈ શકે નહિ. ગુજરાતી અનુવાદ એ પ્રખર વિદ્વાનોએ કર્યો છે, અને તેથી અંગ્રેજીની પ્રવાહીતાને ક્યાંય આંચ આવતી નથી, બલકે મિષ્ટ અને મધુર ભાષા પ્રયોગ થયો છે વિશ્વવિભૂતિ તરીકે ગાંધીજીને સમજવા માટે આ ગ્રંથ ઘણો ઉપયોગી છે નવજીવને ગાંધીજી વિષેના દરેક પ્રકાશનમાં નવીનતા રાખી છે છપાઈ, કંગ, ટાઈપ અને ગેટઅપમાં જે જે પુસ્તકોનું અવલોકન અત્રે થયું છે તે બધાં જ એકમેકથી જુદા તરી આવે છે અને વિવિધતામાં એક સૂત્રતા આણે છે.

(૬) ગાંધી–જેવા જોયા જાણ્યા વિનોબાએ

સંપાદક શ્રી કાન્તિ શાહ

યજ્ઞ પ્રકાશન, હજરતપાગા, વડોદરા

પાનાં ૨૭૦ અઢી રૂપિયા

વિનોબાજી જેવા સમર્થ ચિંતક–નિરીક્ષકનો જોટો આજે ભારતમાં મળવો મુશ્કેલ છે તેમની વાણી હૃદયમાંથી–નાભિમાંથી નીકળે છે અને તેનો રણકાર અદ્ભુત હોય છે–અપૂર્વ હોય છે તેમણે જે વાંચ્યું–વિચાર્યું હોય છે તેના ઉદાહરણ સહિત શાસ્ત્રીય રીતે રજૂ કરવાની હૃદયંગમ શૈલી તેમની પાસે હોવાને કારણે વિનોબાજી પગપાળા ભારતને ગામડે ગામડે દરેક પ્રકારના, ધર્મના, જાતિના લોકો સમક્ષ પોતાની વાત રજૂ કરી શકે છે અને લોકોને ગળે ઉતારી શકે છે ગાંધીજીના તેઓ અનન્ય ભકત હોવાને કારણે. તેમજ તેમનું અધૂરું કાર્ય પૂરું કરવા પોતાનું જીવન વ્યતીત કરતા હોવાથી વિનોબાની દૃષ્ટિએ ગાંધીજીને જોવા સમજવા એ એક વિરલ અનુભૂતિ છે અને ગુજરાતીમાં રજૂ કરવા શ્રી કાંતિ શાહે સંપાદક તરીકે આગવી દૃષ્ટિ બતાવી છે સ્વામી આનંદ કહે છે તેમ "આ સંકલનમાં વિનોબાજીનું ગાંધીદર્શન જે સંપૂર્ણતાએ વણાયું છે તે જોઈને હરકોઈ અભ્યાસી હેરત પામે તેમ છે"

[૭] 'રાજ્યશાસ્ત્ર વિચાર'

શ્રી પુરુષોત્તમ ગણેશ માવળકર

સન્નિષ્ઠ પ્રકાશન, અમદાવાદ

પાનાં ૧૫૫, સાડા ત્રણ રૂપિયા

શ્રી માવળંકર રાજ્યશાસ્ત્રના પ્રખર અભ્યાસી, ચિંતક અને લેખક છે હેરોલ્ડ લાસ્કી ઇન્સ્ટિટ્યૂટ, અમદાવાદના તેઓ સ્રષ્ટા છે. પરદેશોના વર્તમાન રાજકીય વહેણો સતત તેમની નજરમાં નોંધાઈ રહે છે અને તેમની ગુરુદૃષ્ટિ વિશ્વના બનાવોના વ્યાપને સમાવી લે છે કેળવણીકાર અને શિક્ષક તરીકે અમદાવાદ તેમની શક્તિથી અજાણ્યું નથી અહી તેઓ એક

એવા વિષયને છેડે છે જેના ઉપર બહુ જ ઓછું લખાય છે. રાજ્યશાસ્ત્રના પાયાના સિદ્ધાંતોની તાત્ત્વિક ચર્ચા, દેશ અને સમાજના સંદર્ભમાં કરીને તેમણે એક મોટી ઊણપ દૂર કરવા યશસ્વી પ્રયત્ન કર્યો છે. આપણે ત્યાં લોકશાહીના મૂળ જેમ જેમ ઊંડા ઊતરતાં જાય છે અને એક પછી એક ચૂંટણીઓ યોજાતી જાય છે તેમ તેમ જનસામાન્યની રાજ્યશાસ્ત્ર વિષયક જાણકારી આવાં પુસ્તકોની માગ ઊભી કરશે એમાં શંકા નથી. કોલેજોમાં પણ આપણા યુવાનોને આ પુસ્તક વિના ચાલવાનું નથી. બાવીશ પ્રકરણમાં તેમણે ચિંત્ય સામગ્રીનો એટલો સંભાર આપ્યો છે કે બ્રિટિશ ઉમરાવસભા, પરમાણુ શસ્ત્રોનો નિષેધ, રાષ્ટ્રકુટુંબ, આફ્રિકા ખંડમાં ચીનનો પગપેસારો, આધુનિક ભારત, સલામતિ સમિતિ એમ ભાતીગળ વિષયોની છણાવટ સિદ્ધહસ્ત શૈલીમાં કરી છે. આ એક ઘણું ઉપયોગી પ્રકાશન સાબીત થશે.

[૮] તૃપ્તિ

લેખક શ્રી પિનાકિન દવે : પ્રકાશક–ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ, પાનાં ૧૯૪, ચાર રૂપિયા

શ્રી પિનાકિન દવેનો પ્રથમ નવલિકા સંગ્રહ તેમની પ્રથમ નવલકથા જેટલો તેજસ્વી અને વિસ્તાર નીવડતો નથી. જો કે આધુનિક શૈલીની નવલિકાના સર્જનમાં તેઓ મેદાન મારી જાય છે વિષયની પસંદગી અને નિરૂપણ શૈલી તથા શબ્દ પ્રયોગમાં શ્રી પિનાકિનને કોઈ ગુરુની જરૂર નથી, કોઈની કંઠી બાંધવાની પણ જરૂર નથી. "કેશોઍક્રૂક" જેવી એકજ વાર્તાની અનુભૂતિ પાઠકને બસ થઈ પડશે. અહીં કેટલાક આકારો, અને નવલિકાની ફરતી કિનાર જોઈ શકાય છે ભર્યાં નાળિયેર જેવી આ વાર્તાઓ છે. શ્રીફળને ફોડવાથી અંદરથી પાણી અને ટોપરૂં નીકળે એ સૌ કોઈ જાણે છે એટલે એવો પ્રયત્ન અહીં અપ્રસ્તુત છે શ્રી પિનાકિનની નિરીક્ષણ શક્તિ તીવ્ર હોવાને કારણે વાસ્તવિકતાનો ઓપ ચઢાવવામાં બહુ સફળ નીવડ્યા છે 'કિસ્મતનો દિવસ,' 'અકસ્માત,' 'માણસ, કૂતરાં ને ચૂંટણી' જેવા બેત્રણ ઉદાહરણ બસ થશે. નવલિકા ઢાંચો બદલે છે ત્યારે 'તૃપ્તિ'નો અભિષેક આવકાર્ય છે.

# વૈષ્ણવજન

સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક—ઑક્ટોબર : ૧૯




આપણે માત્ર ભગવાનનો જ ડર રાખવો જોઈએ. તો આપણને માણસોનો ડર લાગશે નહીં. —ગાંધીજી

# વૈષ્ણવજન

વર્ષ : ૯ ] ઓક્ટોબર – ૧૯૭૦ [ અંક : ૭

## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લખકોના છે સંપાદક તે વિચારોમાં સમ્મત છે જ તેમ માનવુ નહિ.

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં એક ગિનિ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ રાજકોટ

# તારી કૃપા અપાર છે

હે ભગવાન ! કેટલાય અપરિચિત લોકો સાથે તેં મારી ઓળખાણ કરાવી. કેટલાય ઘરોમાં મને પ્રેમનું સ્થાન આપ્યું. હે ચિર સખા, જે દૂર હતા તેમને નજીક લાવી દીધા, અને જે પરના મુસાફરો હતો તેમને મારા ભાઈ બનાવ્યા. કોઈ પુરાણું પરિચિત સ્થાન છોડવું પડે તો દિલમાં બીક લાગે છે. કારણ કે નવા સ્થળે કોઈનો પણ પરિચય નથી હોતો, ત્યાં મારું શું થશે? અમે ભૂલી જઈએ હોઈએ છીએ કે નવામાં પણ પુરાતન તું જ છે, ઘર બદલીએ તો પણ ઘરનો માલિક તું પહેલા હતો તે જ છે.

જીવનમાં કે મૃત્યુમાં આ અખિલ વિશ્વમાં જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે મને લઈને તું જાય છે ત્યારે અનંત જન્મોના પરિચિત સાથી જેવો તું જ હોય છે. સૌની સાથે મારો જે સંબંધ છે તે સમજાવનાર તું જ છે તને ઓળખ્યો ત્યારે પછી કોઈને ઓળખવાનું બાકી રહેતું નથી, કોઈ પરાયું રહેતું નથી કોઈ પ્રકારની મુશ્કેલી કે ડર રહેતો નથી. જેટલા લોકો સાથે તું સંબંધ બાંધે છે તેટલામાં તું જ પ્રગટ થાય છે. બધા લોકો સાથે ઓળખાણ કરાવવામાં તું તારી પોતાની જ ઓળખાણ કરાવે છે એટલું હું સમજી શકું તો બસ. આ વિવિધ જગતને આત્મીયતાથી જોતી વખતે હરેકમાં સ્વાભાવિક રીતે જ તારું દર્શન થાય છે તે સમજવાની મને શક્તિ આપ.

—ગુરુદયાલ મલ્લિકજી





સખિયો, હમ હું બલમાસી ॥

આયો જોબન, બિરહ સતાયો,
અબ હમ જ્ઞાન-ગલી અટલાતી ॥

જ્ઞાન-ગલીમેં ખબર મિલ ગયો,
હમેં મિલી પિયાકી પાતી ॥

ઉસ પાતીમેં અજબ સંદેસો,
અબ હમ મરનેકો ભી ન ડરતી ॥

કહેં કબીર સુનો ભાઇ સાધો,
અબ હમ પાયો જન્મમરણ કો સાથી ॥

દરેક માણસના જીવનમાં એવો એક વખત આવે છે, જ્યારે તેને પ્રભુની જુદાઇ ઘણી સાલે છે. તે વખત તે આત્મજ્ઞાનની શોધમા જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં ભટકે છે. એક શુભ ઘડીએ તેને કોઈ ગુરુજન દ્વારા અથવા પ્રભુ—કૃપાથી પ્રભુને મળવાની દિશા મળી જાય છે. પછી એ દિશા પામીને હમેશ માટે ભયમુક્ત થઇ જાય છે, એટલે સુધી કે તેને મૃત્યુનો પણ ડર નથી રહેતો. ત્યારે જ તે પ્રભુ જે પ્રેમ છે, એને પામી શકે છે, કારણ કે જ્યાં ભય નથી ત્યાં ભક્તિ છે, ભગવાન છે.

—ગુરુદયાલ મલ્લિકજી



# પરિભ્રમણ

'આશુતોષ'

## વિનોબાજીનાં ૭૫ વર્ષ

૧૧મી સપ્ટેમ્બર ૧૯૭૦ ભારત એ રીતે યાદ કરે છે કે ગાંધીજીના સૌથી વધુ પ્રિય અને વફાદાર અનુયાયી વિનોબાજી તે દિવસે જીવનનાં ૭૫ વર્ષ પૂરાં કરે છે. વિનાયક નામનો એક માણસ એકલે હાથે, એકલપંડે ભૂદાનયજ્ઞ દ્વારા અહિંસક ક્રાંતિ કરી શકે તે ભવિષ્યની પેઢીના મનમાં ઠસાવવા ઠીક ઠીક પરિશ્રમ લેવો પડશે. વિનોબાજી શાસ્ત્રો અને વેદવેદાંતમાં પારંગત હતા અને ૧૯૧૯માં અમદાવાદ ગાંધીજીના આશ્રમમાં આવીને રહ્યા ત્યારે ગાંધીજી પણ તેમના પ્રત્યે આકર્ષાયા હતા ગાંધીજીના સિદ્ધાંતો પ્રમાણે જીવન જીવનાર આજે વિનોબાજી સિવાય અન્ય વ્યક્તિનો ભેટો થવો મુશ્કેલ છે સ્વરાજ્ય માટે ગાંધીજીની નેતાગીરી નીચે લડનારા આજે કૌરવ-પાંડવના યુદ્ધમાં સામસામા શસ્ત્રો ખખડાવતા ઊભા છે સ્વદેશી, ખાદી, રેંટિયો, સૂતર, ગ્રામોદ્યોગ, ગાય—આ બધું ગાંધીજી જીવતા ત્યારે કેન્દ્રમાં હતું તે આજે પ્રદર્શનના ઓરડામાં અને સેમીનારની ચર્ચાના ચકડોળમાં અટવાઈ ગયું છે. ત્યારે અપરિગ્રહનો ભેખ ધરીને આ ડોસો દેશ આખામાં ભમ્યા કરે છે એટલે માનવું રહ્યું કે એને પગે પનોતી લખાઈ છે સો વર્ષનું તેમનું આયુષ્ય હોય તો રઝળપાટમાં આડો આંક વળી જશે. નકસલવાદીઓની વીજળી ક્રાંતિ પાસે વિનોબાજીની અહિંસક ક્રાંતિની રફતાર ઘણી ધીમી લાગે છે, અને ગાંધી જેવા ગાંધીને 'હોઈયા' કરી જનારા વિનોબાજીનું પાદપ્રક્ષાલન કરશે એમ માનવું ભૂલ ભરેલું છે. પરંતુ મહાન પુરુષો આવી ગણતરીઓ માંડતા નથી—તેઓ ધર્મ બજાવે છે અને કાળની રેતીમાં જે પાદચિહ્ન મૂકી જાય છે તેને બ્રહ્મા પણ ભૂંસી શકતા નથી.

## લૈલાં !

લયલા-મજનૂની વાતો હવે બેકાર બની છે. જમાનો એવો આવી ગયો છે કે રસ્તે ચાલતાં એકાદ ડઝન લયલા મજનૂનો ભેટો થઈ જાય છે. પણ આરબ જગતની લૈલાએ તો સન્નાટો બોલાવી દીધો છે અને અમેરિકા, બ્રિટન, ફ્રાન્સ અને સ્વીસ સરકારોને ધૂળ ફાંકતી કરી દીધી છે અવકાશી ચાંચીયાગીરીમાં અદ્ભુત વીરરસનો અનુભવ દુનિયાને કરાવનાર આરબ લલનાના મુખ ઉપરથી બુરખો દૂર થતાં હુસ્નની પરી નિહાળવાનો મોહ રાખનાર દુનિયા ભોંઠી પડી ગઈ છે બ્રિટિશ ચોકિયાતોની નજર હેઠળ આ આધુનિક લયલા કોઈ મજનૂનો સંપર્ક સાધી શકશે નહિ પણ દુનિયાના અખબારોમાં ચમકી ગએલી તેની તસ્વીરોથી દુનિયાની બધી જ એર-લાઈનોમાં મુસાફરી કરનારા મજનૂઓ ટિકિટ કેન્સલ કરાવવાની વેતરણમાં પડયા હશે. પેલેસ્ટાઈન મુક્તિ ફોજના ગેરીલાઓ ઘણા ઝનૂની છે અને તેમણે જે વિમાનો ફૂંકી માર્યાં તેનાથી જોર્ડન સિરિયા વચ્ચે લોહિયાળ છમકલું પણ થઈ ચૂક્યું છે જો એક લયલા આવી ખતરનાક પરિસ્થિતિ જન્માવી શકે તો એકસો લયલા ગેરીલાઓને પક્ષે હોય તો દુનિયાની મહાસત્તાઓ પણ પછી વિસાતમાં નથી. કેરલની કન્યાઓ સાધ્વી બનીને પશ્ચિમની દુનિયામાં નામ બોળાવે છે અને નામદાર પોપની ધાર્મિક આબરૂને બટ્ટો લગાડે છે. તેના કરતાં એકાદી આરબ લલનાની પેઠે નામ કાઢે તો પણ જીવ્યું પ્રમાણ !

## લુસાકા

ઝામ્બિયાના પાટનગર લુસાકામાં બિનજોડાણવાદી દેશોની પરિષદ મળી તે આ હારમાળામાં ત્રીજી હતી અગાઉ કેરો અને બેલગ્રેડમાં આવી પરિષદ યોજાઈ હતી ઝામ્બિયાના પ્રમુખ કેનેથ કૌન્ડાને ભારત માટે માન છે અને ભારતના વડા પ્રધાનનું ત્યાં ઉમળકાભેર સ્વાગત થયું તે હકીકત સૂચક છે. આરબ દેશોએ આ પરિષદ પ્રત્યે ઉદાસી બતાવી. નાસેર હાજર રહ્યા નહિ, માર્શલ ટીટો એક જ સૌનું ધ્યાન ખેંચે તેવી વ્યક્તિ હતા. ઈઝરાયેલ સાથે સમાધાન કરવાના પ્રશ્ને આરબ રાજ્યો વચ્ચે ગંભીર મતભેદો પ્રવર્તે છે આજે તટસ્થ રાષ્ટ્રોનું મહત્વ રહ્યું નથી. ઈજી-

પ્તને રશિયા પાસેથી લશ્કરી મદદ એટલા પ્રમાણમાં લેવી પડી છે કે આખું રાષ્ટ્ર રશિયાના સૈનિકોને કબજે કર્યું છે તેમ કહેવામાં અતિશયોકિત નથી તટસ્થ રાષ્ટ્રો કાંઇ કરી શકવાની સ્થિતિમાં નથી થોડાક ઠરાવો પસાર કર્યે કાંઇ ભલીવાર થવાની નથી ચમત્કાર વિના નમસ્કાર નથી, અને શકિત વિના ભકિત નથી ભારતનું બહુ વજન આવી પરિષદમાં પડતુ નથી છતાં પ્રતિષ્ઠા ખાતર આપણે હાજરી આપીએ છીએ ભારત ઉપર ચીને આક્રમણ કર્યું ત્યારે મદદ માટે આપણે ચોતરફ દ્દષ્ટિ નાખી હતી તટસ્થતા આજે ખનબળાઇમાં ખપે છે. બીજી તરફ નવોદિત રાષ્ટ્રોની સખ્યા એટલી વધતી જાય છે કે આ બધાં ભેગાં મળીને કાંઈ કરી શકે કે કેમ તે પણ એક સવાલ છે ચીનનો દાખલો લેવો હોય તો તેણે એટલી ઠરી તાકાત કેળવી છે કે ગમે તેવી પરિષદમાં હાજરી આપીને પોતાનો પ્રભાવ તે દેખાડી શકે છે, રશિયા અથવા અમેરિકાનો ગમે ત્યારે કાન પકડી શકે છે તટસ્થોએ આવી તાકાત કેળવવી રહી

## પાઠ્ય પુસ્તકો

પાંચમા ધોરણના પાઠ્ય પુસ્તકો વિષે આજ કાલ બહુ ઊહાપોહ થઈ રહ્યો છે શ્રી નગીનદાસ પારેખે 'બુદ્ધિપ્રકાશ'માં લખ્યું, 'નિરીક્ષક'માં પણ વિસ્તારથી ચર્ચાઓ આવે છે અને છેલ્લે 'મિલાપ'માં મહેન્દ્રભાઇ મેઘાણીએ પણ ઠીક ઠીક ગુસ્સો (જુસ્સો ?) ઠાલવ્યો છે સરકાર કાંઇ ખુલાસો કરવા બહાર પડતી નથી અગ્રેજી દૈનિકોમાં પણ ચર્ચાપત્રો છપાયાં છે સભવ છે કે આ ઝુંબેશ હજુ ચાલુ રહેશે કેમકે પાઠ્ય પુસ્તકોના રાષ્ટ્રીયકરણના પ્રશ્ને લેખકો, પ્રકાશકો, વિવેચકો, શિક્ષકો, વાલીઓ, વિદ્યાર્થીઓ, શિક્ષણ ખાતાના અમલદારો—બધા જ સમાન રસ ધરાવે છે છબરડો વળ્યા પછી કેમ સુધારવો તેની રસિક મૂઝવણ આમાં રહેલી છે કાવ્યાલકારની ભાષામાં નાયિકા દૂતી મારફત પોતાના મનના ભાવો પ્રગટ કરે છે એટલે પાઠ્યપુસ્તકોની બાબતમાં સરકારની ઇચ્છા સૌનો પ્રેમ સપાદન કરવાની હતી સામે પક્ષે જે પ્રેમીઓ હતા તે તો અન્લડ ટટ્ટુની જેમ તૂટી પડે એવા નીકળ્યા ! પ્રેમનો પ્રથમ અનુભવ નાયિકાને નરો તેમજ મૂઝવનારો હોય છે સરકારને જો ખાત્રી થઈ ગઈ હોય કે વીછી છાણે ચડાવવા જેવો નથી તો "અલમ્ અતિ વિસ્તરેણ !" અને શ્રી નગીનદાસભાઈને અનુવાદ માટે પુસ્તક શોધી આપીએ ! પ્રથમ ગ્રાસે મક્ષિકા થશે એવું આ પ્રશ્ને કોઈએ ધાર્યું ન હતું પરપરાનો ત્યાગ કરતી વખતે લોકશાહીમાં ગજબનો વિચાર કરવાનો હોય છે સાલિયાણા નાબૂદી માટે આ રીતે વિરોધ થશે એવું કોઈએ ધારેલું ! પાઠ્ય પુસ્તકોના છબરડામાં શરમના માર્યા કોઈ ઊંચુ જોઇ શકે તેવું ટીકાકારોએ રહેવા દીધુ નથી

## બે મહાનુભાવો

શ્રી જયન્તી દલાલ અને શ્રી. ડોલરભાઇ માંકડ જેવી બે પ્રતિભાઓ એકસાથે ગૂમાવીને ગુજરાત સાહિત્ય, કેળવણી અને વિચારના ક્ષેત્રે દરિદ્ર બન્યુ છે શ્રી દલાલ વર્ષોથી સાહિત્તક્ષેત્રે ક્રાંતિકારી રહ્યા હતા નાટ્યક્ષેત્રે તેમનું પ્રદાન વિશિષ્ટ હતું 'ગતિ' રખાની તેમની કારકિર્દીએ જે કીર્તિ અપાવી તે અનુવાદો આપવામાં પણ ચાલુ જ રહી જન્માષ્ટમીને દિવસે જ તેમણે દેહ છોડયો પત્રકાર તરીકે, રાજકારણના સ્વતંત્ર વિચારક તરીકે શ્રી દલાલ એક સન્માન્ય વ્યકિત હતા, અને મૃત્યુપર્યન્ત તેમની સાધના ચાલુ રહી હતી

અલિયાબાડામાં કેળવણીના ક્ષેત્રે ક્રાંતિ રચી જનાર ડોલરભાઈ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના આદ્ય સ્થાપકમાંના એક હોવાથી નહી પણ ઈતિહાસ સંશોધન, લોકસાહિત્ય એમ વિધવિધ ક્ષેત્રે તેમણે જે પદાર્પણ કર્યું તેમાં તેમની વિદ્વત્તા અગ્રપણે રહી હજુ તેમની શકિતનો લાભ તેમની નિવૃત્તિ પછી પણ લેવાનો મનસુબો અનેક વિદ્વાનો સેવી રહ્યા હતા તે સ્વપ્ન તો એકાએક રોળાઈ ગયુ છે શિક્ષણક્ષેત્રને રાજકારણથી પર રાખવામાં ડોલરભાઈએ નિપૂણતા અચૂક બતાવી ખાસ કરીને લોકસાહિત્યને માનાર્હ સ્થાન આપવામા તેમણે વિદ્વદ્દજનને શોભે તેવી ખેલદીલી બતાવી હતી નાજુક તબિયત છતા વિદ્યાપીઠનો કારભાર તેઓ વહી રહ્યા હતા અને નિવૃત્તિની પળ નજીક આવી ત્યાર અચાનક જ ચીર વિશ્રાન્તિ લઈ લીધી !

## ચોમાસું

નૈઋત્યનું ચોમાસું દર વર્ષે આવે છે અને જાય છે અને જાતજાતની–ભાતભાતની વીતકકથાઓ મૂકતું જાય છે ભારતના જુદાજુદા ભાગોમાં તેની કામગીરી ભિન્નભિન્ન પ્રકારની રહે છે. જરૂર ન હોય ત્યાં વધુ પાણી તે ઠાલવે છે. અને સખત જરૂર હોય ત્યાં વાદળીઓ વરસ્યા વિના ચાલી જાય છે. પાક તૈયાર થઈ ગયો હોય તેને તે સાફ કરી નાખે છે. તો ત્યાં માણસો, ઢોર અને ખેતરો ટીપા પાણી માટે આતુર નયને ઝંખના કરતા હોય ત્યાં આછી ઝરમર પણ પડતી નથી. ચેરાપુંજી, આસામ, કોંકણ, અને દક્ષિણ ભારતમાં ઈન્દ્રરાજા મન મૂકીને વરસે છે જ્યારે સૌરાષ્ટ્ર, રાજસ્થાન, કચ્છ, મધ્યપ્રદેશ અને બિહારમાં તેમની ઉદારતામાં ખોટ આવે છે. શા કારણે તે તો મેઘરાજા જાણે પણ આ વખતે ગુજરાતમાં તેમનો પ્રકોપ રેલગાડીના પાટા ઉપર ખૂબ ઊતર્યો અને માઈલોના માઈલો સુધી પાટા ઉખેડી નાખીને રસ્તો સાફ કરી નાખ્યો. ઉત્તર પ્રદેશ અને હૈદરાબાદમાં પણ પરચો બતાવ્યો. સહુ કોઈ મેઘરાજાને ચરણે પડીને હમેશાં પ્રાર્થના કરે છે. છતાં આ વર્ષના જેવું સંતોષકારક અને સફળ ચોમાસું નીવડ્યું તેનો લાભ મોટા પ્રમાણમાં જળાશયો અને ચેક ડેમો દ્વારા લઈ શકયો નહીં તે દુઃખદ છે. કેટલાક ડેમો તૂટી ગયા અને કેટલાકને તોડી નાખવા પડયા. ઉનાળો આવતાં પાણીની બૂમ ઠેર ઠેર ઉઠવાની છે. કેટલેક ઠેકાણે તો ખેડૂતો આકાશ સામે જોઈને કહે છે 'એક વરસાદ થાય તો સારું!' જેને પામી ન શકાય તેવું કોણ છે–ઈન્દ્ર કે માનવી ?

## ઉપનગરો

મુંબઈ, કલકત્તા, દિલ્હી, મદ્રાસ જેવડા મોટાં શહેરો વિરાટ કોયડારૂપ બની જાય છે. આવડા મોટા શહેરોમાં રોજિંદું જીવન એક દિવસ માટે ક્ષુબ્ધ થઈ જાય તો હાહાકાર મચી જાય છે. બીજી તરફ ત્યાંની વસતિની રોજિંદી જરૂરિયાતો જેવી કે દૂધ, પાણી, શાકભાજી તે પણ જબરજસ્ત પ્રશ્ન બની રહે છે. દિલ્હી શહેર માટે એક માસ્ટર પ્લાન ઘડવામાં આવ્યો છે અને તેને માટે ૨૦ વર્ષની સમય મર્યાદા બાંધવામાં આવી છે. ૧૯૦૧ માં દિલ્હીની વસતિ બે લાખની હતી–આજે ૪૦ લાખ થવા જાય છે. અને છતાં ચોતરફથી દિલ્હીમાં વસવાટ તેમજ રોજગારી માટે અપૂર્વ ધસારો રહે છે. આ ધસારાને ખાળવા દિલ્હીને ફરતાં ઔદ્યોગિક તેમજ વેપારી શહેરો વિકસિત કરવાનું દિલ્હી વિકાસ યોજનામાં નક્કી થયું છે. ઉત્તર પ્રદેશ, હરિયાણા અને રાજસ્થાનની સરહદોને અડીને દિલ્હી પ્રદેશનો વિસ્તાર આવેલો છે અને રેલવે તેમજ રસ્તાઓથી સારી રીતે સંકળાએલ છે. દિલ્હીમાં આવતા લોકો તેની આસપાસના ઉપનગરોમાં જ રોકાઈ જાય તેવી વ્યવસ્થા વિચારવામાં આવી છે. દિલ્હીની ચોતરફ ૨૪ થી ૩૨ કિલોમિટર ફરતા વિસ્તારમાં બધી જ રીતે સંપૂર્ણ અને સ્વાયત્ત એવાં શહેરો ઊભાં કરવા અને જે છે તેને અદ્યતન ધોરણે વિકસાવવાની યોજના છ સાત વર્ષથી તો ચાલી રહી છે. ઉદાહરણ તરીકે, ફરીદાબાદ, ગુડગાંવ, બહાદુરગઢ, નરેલા, મોદીનગર મીરત, બાગપેટ, હાપુર, બુલંદશહર, ખુર્જા, રેવારી, સોનેપત, પાણીપત, રોહટક વગેરે જુદા જુદા ઉદ્યોગો, વેપાર ઈત્યાદિ અહીં આકાર લઈ રહ્યા છે. દિલ્હીને અડીને જે જે રાજ્યોમાં આ શહેરો આવેલા છે તેમણે પણ વિકાસ આયોજનમાં ફાળો આપવાનો રહે છે. આ શહેરો સ્વતંત્રપણે વિકસે અને દિલ્હી ઉપરનું દબાણ ઘટે એવી વૈજ્ઞાનિક ઢબની આ વિચારણા અન્ય શહેરો માટે જરૂર વિચારી શકાય

## કોણ વધે

કુંવારી કન્યાઓને પશ્ચિમમાં લઈ જઈ, રોમન કેથોલિક સંપ્રદાયની શિષ્યાઓ બનાવાય છે તે પ્રશ્ને જામેલો ઊહાપોહ હજુ બેઠો નથી ત્યાં મુંબઈમાં એક એવું બીજું ષડયંત્ર પકડાઈ ગયું છે જેમાં મુસ્લીમ છોકરીઓને, રીતસર લગ્નવિધિ પ્રમાણે નવવધૂ બનાવી આરબ દેશોમાં લઈ જવામાં આવે છે. આમાં કાજી પાસે મુસ્લીમ ધર્મવિધિ પ્રમાણે નિકાહ પઢાવવામાં આવે છે. અને રીતસર પાસપોર્ટ કાઢીને આરબ સોદાગર નવવધૂને આરબ દેશોમાં લઈ જાય છે અને ત્યાં છૂટાછેડા આપી તેને વેંચી મારે છે. કોઈની રખાત

તરીકે દસ હજાર રૂપિયા સુધીની રકમ તેને મળે છે. આવું નિરંતર ચાલ્યા જ કરતું હોય છે. અને કેટલીયે છોકરીઓને આવી રીતે ફસાવીને પરદેશ નિકાસ કરવામાં આવે છે. જો કે કાયદાની દષ્ટિએ આમાં કાંઈ વાંધો આવતો નથી. કાજી લગ્ન કરાવી આપે એટલે છોકરી કાયદેસરની પત્ની બની જાય. પરદેશ ગયા પછી દેશમાં આવવાનું દ્વાર બંધ થઈ જાય છે અને આવી કમનસીબ સ્ત્રીઓએ શેષ જીવન જેમતેમ પૂરૂં કરવાનું રહે છે. કેરાળાની કન્યાઓની બાબતમાં જીવનની પવિત્રતા તો અખંડ રહી શકે છે. નજરે જોવાનું ઝેર વધુ ઉન્માદપ્રેરક હોય છે. નહીતર અકકલ બધી કે લેંસ જેવા આ પ્રશ્નમાં લોકલાગણી દોષિતજનોને નજર બહાર રાખવા તૈયાર થાય છે જ્યારે નિર્દોષ જણાતા કિસ્સાઓમાં તે ભભૂકી ઊઠે છે.



સાદગી માટે સુવિખ્યાત હજરત ઉમરે પોતાના બાહુબળથી જ રાજ્ય વિસ્તાર્યું હોવા છતાં તે તો માત્ર વીસ રૂપિયામાં જ જીવન વિતાવતા. આટલા પગારમાંથી માંડ ભરણ પોષણ જ થઈ શકતું હોય ત્યાં કપડાં કે જોડાની વાત ક્યાંથી હોય ? તેથી જોડા હાથે જ સાંધતો ને કપડાં પણ થીંગડાં પર થીંગડાં મારી ચલાવતા.

એકવાર તેમના પુત્ર અબ્દુલ રહેમાનને ફાટેલાં કપડાં માટે સૌએ ચીડવ્યો, તેથી લાગી આવ્યું: "હું ખલીફાનો પુત્ર ને મારા કપડા ફાટેલાં ?" એણે તો પિતા પાસે નવાં કપડાંની હઠ લીધી.

પિતાએ ઘણુંય સમજાવ્યો કે આવતા મહિનાના પગારમાંથી નવાં કપડાં જરૂર લઈશું પણ ના માન્યો ને ધ્રુસ્કે-ધ્રુસ્કે રડી રહ્યો. આથી પિતૃહૃદય પીગળ્યું ને કોષાધ્યક્ષ પાસે બે રૂપિયા ઉધાર મગાવ્યા.

કોષાધ્યક્ષ પણ તેમનો જ શિષ્ય હતો. ચોખ્ખી ના પાડીને તેણે જણાવ્યું: "મૃત્યુ ક્યારે આવશે તેની ખબર નથી ને આપ તો સદા યુદ્ધમાં જ ડૂબેલા રહો છો. તેથી આપ ઓચિંતા મૃત્યુ પામો તો બે રૂપિયા કોની પાસે લેવા ?...ને આપ મૃત્યુ પામો ત્યારે દેવાદાર હો એમ હું ઇચ્છતો નથી"

આ ચિઠ્ઠી વાંચી હજરતનું હૈયુ ભરાઈ આવ્યુ: તેમના જ શિષ્યે તેમને મોટી ભૂલમાંથી બચાવી લીધા હતા...દોડીને ભેટી પડયા.

આપણા દેશમાં પણ આવા, દેશની પાઈ પણ બગડવા ન દે એવા સંનિષ્ઠ કોષાધ્યક્ષો અને રાજ્યકર્તાઓની કેટલી બધી જરૂર છે ?

—સીતારામ શાસ્ત્રી

# પલાશવનની શેઢી

શિવશંકર શુકલ

વરધરી ને ધામોદની પાછળના ડુંગરમાથી શેઢી નીકળે છે અહી ધામોદમાં કેદારમહાદેવ ઉપ રાત અમદાવાદથી પારસમણિ લઇને નાસી આવેલા લાલિયા લુહારની જાહોજલાલીનાં દર્શન કરવાના પણ મળે છે લાલિયાનુ તો સ્મરણમાત્ર રહ્યુ છે ને પારસ મણિ કારટામા ભાદર નદીમા લય પામ્યો છે પરંતુ એક ગરીબ લુહાર પારસમણિ મળવાથી કોટ્યાધીશ કેવી રીતે થયો ને નામના મેળવી, એ વાતની તો ધામોદના કિલ્લાના ખડિયેરો આજે પણ સાક્ષી પૂરી રહ્યા છે

શેઢીનું બીજુ દર્શન પાલી સેવાલિયાથી વાડાસિનોર જતાં રસ્તામા કર્યું છે ચોમાસામા તે માર્ગ રોકી લે છે દિવસો સુધી માણસો કે વાહનોને જવા આવવા દેતી નથી વાડાસિનોરના બાબી વંશની જાહોજલાલી ને પતન તમ જ આજે મુબઈથી ધૂમ ઘસડાઈ આવતી કાળાબજારોની લક્ષ્મી એણે જોઇ છે પાલી સુધી તો આપણને એમ જ લાગે કે એ હમણા ક્યાંક મહીને મળી જ જવાની પણ એ ડાબે હાથે વળવાને બદલે જમણી બાજુ ફટાઇ જાય છે ત્યાથી એક બાજુ અગાડીના અદ્વિતીય કોતરોની બાજુએથી વંકાઇ જઇ એ દાસરા આગળ ઘસાઇ ડાકોરને સીમાડે આવીને ઊભી રહે છે રણછોડરાયના દર્શન કરવા જનાર પ્રથમ શેઢીના દર્શન કરે છે

ડાકોર એટને ગુજરાતના હૃદયેશ્વરની રાજધાની ડાકોર નામ ઉચ્ચારતા કે તેનું સ્મરણ કરતા વાલ્મીકિ ને બોડાણા સ્મૃતિપટ પર ખડા થાય છે લૂટારા વાલ્મીકિની પેઠે ભયકર લૂંટો ને ખૂન કરનાર ને શેઢી ને મહીનાં કોતરોમા ભરાઇ રહેનાર બોડાણો ઇશ્વરનો પરમ ભક્ત થઇ શકે છે, એની ખાતરી શેઢી કરાવે છે એને કિનારે ગીતાના શ્લોકો સાચા પડે છે

अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग् व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि, न मे भक्तः प्रणश्यति ॥

દારકામા બોડાણે આણેલા રાજા રણછોડની રાજધાની ડાકપુરનાં દર્શન કરી શેઢીને કિનારે કિનારે જ આગળ ચાલીએ

શેઢીને પલાશવનચારિણી કહી છે સાપણની પેઠે ઘડીકમા ગૂચળુ વળતી ને ઘડીકમા લાબી લસરક થઈ જતી શેઢી છેક શરૂઆતથી જ ખાખરાના વનમા રમતી ધૂમતી ચાલી આવે છે ખેડા જિલ્લાનો આ ભાગ ને આખો પંચમહાલ ખાખરાના વનથી ખડકાયેલો છે વસતમા ખાખરાની અને ચોમાસામા ડાંગરની શોભા ખૂબ જ ખીલી નીકળે છે કેસૂડા એ વસતના છડીદાર છે જગલમા કેસૂડા ખીલવા માંડ્યા એટલે વસતની શરૂઆત થઇ ગઇ એમ સમજવુ પણ વસતનો એવો ભભકભર્યો કેસરિયો રંગ સર્વોચ્ચ ત્યાગ માગે, એટલે ખાખરો કેસૂડા ફૂટતા પહેલા પોતાનુ સર્વસ્વ ત્યાગી દે છે એકાદુ રહ્યુ સહ્યુ પાનેય ખરી પડે છે હુ આ પલાશવનની જ સસ્કૃતિનો રહેવાસી છુ અનેક બટુકોને પલાશદંડ ધારણ કરતા જોયા છે પલાશની સમિધો હોમી છે પલાશના પાદડા એકઠા કરવા માટે જગલોમા રખડ્યા છીએ, ડૂ મોની ગાડી બનાવી ફેરવી છે અને ઘણી વાર થયુ છે કે, પતરાળી તો ખાખરાના પાનાની જ સર્વશ્રેષ્ઠ થઈ શકે એમ સૌથી પહેલુ શોધી કાઢનારે વનસ્પતિ સૃષ્ટિના પતરાળી બનાવી શકાય એવાં બધા જ પાતના અખતરા જરૂર કરી જ જોયા હશે

કેસૂડાને 'દવ — 'Flame of the forest' કહ્યા છે

ધીકેલ વહ્નિ સરખે કુસુમે નમેલા,
કંપાયમાન પવને વન કેસૂડીનાં,
શોભે વસંત સમયે ધરણી સુરાતી,
રાતે પટે વનવધૂ સરખી જ માતી

શિશિર ઋતુ પૂરી થઇ ગઇ છે ને રામ, લક્ષ્મણ ને જાનકી વનમાં ચાલ્યાં જાય છે તે વખતે રામ સીતામાતાને કેસૂડાંની શોભા બતાવતા કહે છે.

"आदीप्तानिव वैदेहि सर्वत पुष्पितान्नगान् ।
स्वैः पुष्पै किंशुकान् पश्य मालिन' शिशिरात्यये ॥"*

આવા પલાશવનમાં સ્વૈરવિહાર કરતી સેઢિ઼ા મેઢી ડાકોરથી ઉમરેઠ જવાને બદલે જરાક જમણી બાજુ કતરાઇ જાય છે ઉમરેઠ એટલે ખેડાવાળ બ્રાહ્મણોનું મોટું મથક. ગુજરાતના ઔદિચ્ય વગેરે પંચગૌડ બ્રાહ્મણો ઉત્તરમાથી આવ્યા ખેડાવાળો દક્ષિણમા શ્રીરંગપટ્ટણથી આવ્યા એ ખેડા કે ખેડબ્રહ્મા પરથી ખેડાવાળ થયા એની ચર્ચામા ઊતરવાની આપણને ઝાઝી નિસબત નથી પરંતુ ગુજરાતની આ એક ખડતલ કોમ છે એમ તો શેઢી પણ કહે છે

થામણાને જાણીતું કર્યું શ્રી બબલભાઇએ. એ માસરાથી થામણા આવ્યા ત્યાર પછી 'બબલભાઈનું થામણું' એમ એ ઓળખીતું થયુ પણ શેઢી નદીને કિનારે એ જ થામણામાં સિદ્ધ નાગાર્જુને પારદની રસસિદ્ધિ કરી એ વાત જ્યારે ઇતિહાસની તવારીખે મને પહેલવહેલી કહી, ત્યારે મારું દિલ હર્ષથી પુલકિત થઇ ઊઠયુ રસાયનશાસ્ત્રનો પ્રણેતા નાગાર્જુન ઇશુના દસમા સૈકામાં ગુજરાતમાં જ થઈ ગયો અને તેણે સહસ્રવેધી પારદની સિદ્ધિ બબલભાઇના થામણા ગામમાં કરી એ વાત સમસ્ત ગુજરાતને ગૌરવપ્રદ છે.

"સોવન રસ સાધઇ જિહાં,
રસતિહાં સીધુ સુયશ લીધું,
નદી સેઢી નઈ નટઈ"

એ બ્રાહ્મણ હતો, પાદલિપ્તાચાર્ય પાસેથી ગગનવિહારી વિદ્યા શીખવા એ જૈન થયો શેઢી નદીને કિનારે પલાશવનના ઝાખરામા પડી રહેલી સ્તંભનક પાર્શ્વનાથના સાન્નિધ્યમાં, મરણનુ મારણ શોધવા નીકળેલા નાગાર્જુને જે સિદ્ધિ પ્રાપ્ત કરી, તેણે એને ઇતિહાસને ચોપડે તો અજરામર નામ આપ્યુ જ.

એ બધું બન્યું ત્યાર પછી બારમા કે તેરમાં સૈકામા અભયદેવસૂરિને પતનો રોગ થયેલો, એ આ જ સ્તંભનક પાર્શ્વનાથની પૂજાઅર્ચા કરવાથી મટી ગયેલો અને અભયદેવસૂરિએ ત્યાં જ 'જયતિહુયણ' સ્તોત્ર રચેલું, એ 'સ્તવનાવલિ' તો શેઢી આજે પણ કોઇક કોઇક વાર રાત્રિના એકાતમા ગાતી સંભળાય છે અભયદેવસૂરિની તપસ્યા પૂરી થઇ ને થામણા વસ્યું. વાચક કુશળલાભ કહે છે.

"તામ દેવી કહઈ નદીય સેઢી વહઇ,
"તિણુ તટિ તટિ વૃક્ષ આખર તલઇ એ,
તિહાં તુમ જાઈવું સ્વતન કરિવું નવું,
પ્રગટ થાસ્યઇ પ્રભુ થંભણઉ એ,
તેહનઈ સ્નાત્રજલિ રોગ સવિ જાઇ ટલિ,
કહીય ઈમ ગહીય સાસણસૂરીએ,
સંઘ સગલુ મિલી–તિહાં જાઈ મનરલી,
નામ ધરણેન્દ્ર ધ્યાનઇ ધરીએ,

અને પછી?

જિણ કરી જયતિહુયણ બતીસી, પાસી પ્રગટ્યા તતખિણઈ
તસુ સ્નાત્રનીરઈ સુપ્પસરીરઈ, ધન્ય ધન્ય સહુ ભણઈ,
तिणि थान थाप्यु सुजस व्याप्युं, थयो परतो अति घणउ,
तेहनई नामई तेणई ठामई, गाम वास्युं थमणुं.

વિજ્ઞાનના પ્રયોગો માટે જેમ અર્કનલિકા તૈયાર કરવા આવે છે એમ આવા મહાન પ્રયોગો જેને કિનારે થવા સર્જાયેલા છે એ શેઢી આ થામણા આગળ અર્કનલિકા જેવી બન છે પછી એ સાક્ષરનગરી નડિયાદ બાજુએ જાય છે પણ ગામથી છેટે જ વહી વાત્રકને શોધતી શોધતી આગળા વધે છે આટલે સુધી તો એને અલીણા–મહીસા આગળથી ચાલી આવેલી લૂણી કોટ આગળ મળી હોય છે. અને વરાસી ને મહોર કપડવણજ આગળ એક થઇ વહી આવતી વીણા પાસે બનૈયાના નાકા આગળ શેઢીને મળી ગઇ હોય છે

વિજ્ઞાન કેળવણી ને સાહિત્યના પ્રયોગો કર્યા પછી એને જાણે થાક લાગ્યો છે કેદારનાથનું પાણી એને સોએક માઇલ પાયુ છે. એ મેદાનોની હવા ખાતી ખાતી ચરોતરના અવનવા રંગ નિહાળતી ખેડા આગળ દૂરથી વાત્રકને જોઇ જતાં અધીરી થઇ જાય છે. ને ખેડા પાસે એ બે બહેનો પુષ્પોના ગજરાથી ને શંખલાના કંકણથી સુશોભિત હાથ એકબીજાની ઓવામા ભરવી દે છે, ઘડીભર ત્યાં જ થંભી જાય છે, ને પછી આનંદથી મસ્ત થતી, ડોલતી, એકત્વ અનુભવતી વૌઠાનો મેળો જોવા આગળ દોડી જાય છે.

---

*"હે સીતા! વસંત બેસી ગઇ છે ને ચોગરદમ પર્વતો પુષ્પોથી આચ્છાદિત થઇ ગયા છે અને ખાખરાનાં કેસૂડાંથી એ પર્વતો પર દવ સળગ્યો હોય એમ લાગે છે"

# એ કોણ હતા?

શશિકાંત નીલકંઠ

હરિજન આશ્રમ સાબરમતીમાં નવો સવો જ આવ્યો હતો. એક સવારે ઘર આંગણે ઊભો હતો ત્યારે, એક બહેનની સાથે આદરણીય વૃદ્ધ આવતા જોયા, એ કોણ હતા?

ધોળી દાઢી ધવલ કફની
ભાલ છે તેજવાળું,
ધીમું ધીમું મુખ મલકતું
નેત્રમાં પ્રેમ મસ્તી.

જેને તેને ખબર પૂછીને,
બોલી મીઠું, હસાવે.
દેખી એને, રમત મૂકીને,
બાળકો, દોડી આવે.

મારી નજીક આવતાં બહેને કહ્યું, "આ આશ્રમમાં હમણાં જ આવ્યા છે" વૃદ્ધે નમસ્કાર કરી કહ્યું, "હું હમારે ત્યાં ચા પીવા આવું છું."

એ હતા શ્રી ગુરુદયાલ મલ્લિકજી બધા એમને ચાચાજી કહેતા.

એમની જીવનયાત્રા તા. ૭મી મે ૧૮૯૬થી સરહદ પ્રાંતના ડેરા ઇસ્માઈલખાનથી શરુ થઈ. સરહદના લોકો પઠાણ કહેવાય છે.

મલ્લિકજી પઠાણ હતા.

ચુસ્ત વૈષ્ણવ કુટુમ્બના હોવા છતાં નાનપણથી તેઓ છૂત અછૂતમાં માનતા ન હતા. શાળામાં એક ભંગીને અડકયા તેથી તેમને શાળામાં સખત માર પડેલો, અને તેમને શાળામાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા.

મલ્લિકજી નમ્ર ક્રાન્તિકારી હતા.

કૉલેજમાં હતા ત્યારે એક બે અંગ્રેજી સાપ્તાહિકો માટે અગ્રલેખો લખતા હતા. વળી એમણે, પ્રેમચંદ્રજીની ટુંકી વાર્તાઓનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો છે. 'ગાંધી અને ટાગોર,' તથા સુફી સંતો વિષે 'ડીવાઈન ડવેલર્સ ઈન ધ ડેઝર્ટ', નામના પુસ્તકો અંગ્રેજીમાં લખ્યા છે.

ગુરુદયાલ લેખક હતા.

એમણે હિન્દી અને અંગ્રજીમાં ભજનો લખ્યાં છે. એમણે લખેલા પુસ્તક 'હાઉન્ડ ઑફ ધ હાર્ટ'માં અંગ્રેજીમાં લખેલા હૃદયસ્પર્શી ભજનો છે. તેમજ 'દિલકી બાત'ના હિન્દી ભજનો દિલના ઊંડાણમાંથી આવ્યા હોય એમ લાગે છે.

ગુરુદયાલ ભક્ત કવિ હતા.

શ્રી ગુરુદયાલ મલ્લિકજીને કવિવર રવીન્દ્રનાથ ઠાકુરને મળવાની ઘણી જ ઇચ્છા હતી. તેઓ શાન્તિનિકેતન ગયા. કવિવરને મળ્યા, કે તરત જ એમના હૃદયમાં વસુધૈવ કુટુમ્બકમ્‌ની ભાવના જાગ્રત થઈ ને ધર્મવાદ, પ્રાન્તવાદ, જ્ઞાતિવાદ વગેરેની સંકુચિતતા દૂર થઈ. એ કહેતા કે કવિવરને મળવાથી, સર્જનહાર અને મારી વચ્ચે પ્રીતિનો પુલ બંધાઈ ગયો છે. ત્યારથી મલ્લિકજીએ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરને પોતાના ગુરુ સ્થાને બેસાડયા ને તેમને ગુરુદેવ કહેવા લાગ્યા.

મલ્લિકજી રવીન્દ્રનાથના શિષ્ય હતા.

ચાચાજી કરાંચી જતા તો સિંધીઓ સાથે તેઓ ઓતપ્રોત થઈ જતા–સિંધી થઈ જતા.

ચાચાજી સિંધી હતા.

ચાચાજી ગુજરાતમાં આવતા તો એમને ગુજરાત પણ અજાણ્યું ન હતું. ગુજરાતી સારું બોલી શકતા. ગુજરાતીમાં સારું પ્રવચન કરી શકતા. ગુજરાતીમાં સારા લેખ લખી શકતા. ગુજરાતમાં ચાચાજીના પ્રસંશકો ગામે ગામ હતા. ચાચાજી ગુજરાતી રહેણી કરણીથી પૂરા વાકેફ હતા.

ચાચાજી ગુજરાતી હતા.

ચાચાજીને આવતા જોઈને બાળકો પોતાની રમત પડતી મૂકીને ચાચાજી ચાચાજી કરી દોડી આવતા ને તેમને વળગી પડતા. બહુ નાના બાળકોને તો ચાચાજી ઊંચકી લેતા ને તેમની પાસે પોતાની દાઢી ખેંચાવતા. બાળકોની સાથે બાળક બની જતા. તેમની સાથે મસ્તી કરતા. તેમને કોઈ જાતનો ભેદભાવ ન હતો. બધાં સરખાં હતા. છતાં પણ કોઈ બાળક મેલોઘેલો હોય કે છેક ગરીબ ઘરનો જણાય તો તેના પર વધારે ધ્યાન આપતા ને તેનો સંકોચ દૂર કરતા.

ચાચાજી બાળકોના આનંદપ્રિય હતા.

સિંધમાં ચાચાજી સૂફી ફકીરોના સમાગમમાં આવ્યા. કેટલાક સૂફી ફકીરોને સિદ્ધિ વરેલી હતી, ને કેટલાક સૂફી ફકીરો, સિદ્ધિઓને, આધ્યાત્મિક પથમાં નડતર રૂપ ગણે છે. ચાચાજીને કેટલીક સિદ્ધિઓ કોઈ સૂફી ફકીર પાસેથી મળી હતી. પણ એમને લાગ્યું કે આ સિદ્ધિઓથી સાધકને અહંકાર આવે છે, ને ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકાતો નથી. તેથી તેમણે સિદ્ધિઓ પાછી લઈ લેવા માટે ઈશ્વરને પ્રાર્થના કરી. ચાચાજીને સિદ્ધિઓવાળા સૂફીઓ ઘણા મળ્યા પણ પ્રભુમાં ઓતપ્રોત થએલા સૂફીઓ તો કવચિત જ શહેરમાં આવતા. સૂફીઓ એક અનંતના પ્રેમ પર ખૂબ ભાર મૂકે છે. તેઓ માને છે કે પ્રભુની પ્રાર્થનાનું સ્થાન દિલ છે, મસ્જિદ નથી. ચાચાજી પણ પ્રભુ અનહદ — અનંત પ્રેમમય, સર્વઠેકાણે વ્યાપી રહ્યો છે એમ માનતા.

ચાચાજી સૂફી હતા.

મલ્લિકજી શાંતિનિકેતનમાં રહેતા ત્યારે બાઉલ ધર્મીઓના સમાગમમાં આવ્યા હતા. બાઉલમાં ઘણું કરીને એક પ્રથા હતી કે બાઉલે મંદિર સામે ઊભા રહીને પોકારવું કે હું હિન્દુ નથી, તેમ મસ્જિદ આગળ ઊભા રહીને પોકાર કરવો કે હું મુસલમાન નથી. પૂર્વ બંગાલના બાઉલો પણ સર્વવ્યાપી એકતામાં માનનારામાં છે. જેમ વાયુ સર્વત્ર ફેલાયેલો છે, તેમ પ્રભુ પણ સર્વવ્યાપી છે. બાઉલ એટલે વાયુ. બાઉલ લોકો પ્રચાર કરતા નથી, પણ જ્યારે તેમને અંદરથી સ્ફુરણા થાય છે ત્યારે તેઓ ભજન ગાય છે. ચાચાજી ઘણું ખરું એક બાઉલ ગીતનો સાર કહેતા. તેનો ભાવાર્થ લગભગ આ મુજબ છે:–

હે પ્રભુ !

અશ્રુ સાર્યાં, જીવન ભર મેં,
આપજે તું જવાબ,
મૃત્યુ આવ્યું, સમીપ મુજની,
કાંઈ આવ્યું ન હાથ.
ક્યાં સિંચ્યાંતેં, નયન જલને
આપ તેનો હિસાબ
થાકયો હાર્યો, મુજ જીવનમાં,
સુખ સાચું ન લાધ્યું.

પ્રભુ જવાબ દે છે.–

પાસે આવી, નજર કરતું, આંસુંનું શું થયું તે,
કેવો ખીલ્યો પરિમલ ભર્યો, બાગ તારો ફૂલોનો.
નિરાશાનાં, બીજ મહીં ઊગે આશનો છોડ રૂડો.
એકે વસ્તુ, કુદરત મહીં ના, નકામી ગણાયે.

ચાચાજીનું પોતાનું જ ભજન :–

बैठा हूँ मंदिरके बाहिर,
लेके दिल में आस ।
कभी तो बुलावोगे ही
अपने चरनन पास ॥

આ શું બાઉલ ભજન નથી ?

ચાચાજી બાઉલ હતા.

ચાચાજી સ્વેચ્છાએ અકિંચન રહેતા. કોઈ કોઈ વાર લેખો લખતા એમાંથી એમને પૈસા મળતા, પણ એ પૈસા ગરીબોને રાહત આપવામાં વપરાતા. સાબરમતી આશ્રમમાં એક વખત એમના સાંભળવામાં આવ્યું કે ત્યાંની એક વાસણ કપડાં ધોનારી બહેનના બચાવેલા પૈસા કોઈ ચોરી ગયું. ચાચાજી તે વખતે તો કાંઈ બોલ્યા નહીં. પણ એકાદ બે મહિના પછી એમના લેખના પૈસા મળ્યા તે બધા જ કોઈની મારફતે પેલી બહેનને મોકલી આપ્યા.

'વૈષ્ણવ જન તો તેને કહીયે,
જે પીડ પરાઈ જાણે રે.
ચાચાજી સાચા વૈષ્ણવ

ચાચાજી પરદેશનાં તેમજ ભારતના ઘણા સંતો-ઋષિઓના સમાગમમાં આવેલા. ભારતના સંતો-સંત લક્ષ્મણસિંહજી, ગુલાબસિંહજી, ઓમ બાબા, શ્રી મોટા, મા આનંદમયી, હંસદેવજી, રામદાસ, અમદાવાદના પારસી સંત શ્રી લાઉર દાદા વગેરે સાથેનો એમનો પરિચય ઘણો હતો.

ચાચાજી સંત હતા

શ્રી ગુરુદયાલ મલ્લિકજીને સંપ્રદાયો કે પોત પોતાના કુંડાળામાં ભરાઈ બેઠેલા ધર્મપંથો પસંદ હતા. તેમને પ્રેમ-એકતા-અનંતના પસંદ હતી. તેમને એક વખતે ખ્રિસ્તી ધર્મના કવેકર મંડળમાં દાખલ થવાની પ્રેરણા થઈ. આ કવેકર મંડળના સભ્યો માનતા હતા કે એક સ્થળે બધા ભેગા થઈ, લોક કલ્યાણ માટે ઈશ્વરની પ્રાર્થના કરે તો, આ પ્રાર્થના કરનારાઓમાંથી કોઈકને ઈશ્વરનો સંદેશો મળે છે જેને આ સંદેશો મળે તે પ્રાર્થના કરતી વખતે ધ્રુજે છે. મલ્લિકજીએ આ આ મંડળના સભ્ય થવા પત્ર લખ્યો, પણ કવેકર મંડળના દરવાજા બંધ હતા. ખ્રિસ્તી સિવાય બીજા ધર્મના માણસોને એ મંડળમાં દાખલ કરતા ન હતા કવેકરો પણ રુઢિચુસ્ત હતા ચાચાજીના પત્રનો ઘણા વખત સુધી જવાબ ન મળ્યો પણ આખરે બે વર્ષને અંતે કવેકરોએ એકમત થઈ એમની રૂઢિ તોડીને ચાચાજીને એમના મંડળમાં દાખલ કર્યા.

ચાચાજી કવેકર હતા.

કવેકર મંડળના સભ્ય થયા પછી ઘણે વર્ષે અમેરીકાની એક કવેકર સોસાયટીએ ચાચાજીને એમને ત્યાં બોલાવ્યા, આ ખબર બીજી કવેકર સોસાયટીઓને પડી. તેમણે સૌએ ચાચાજીને આમંત્રણ આપ્યા ને એમનો સર્વ ખર્ચ તેમણે ઉપાડી લીધો.

ચાચાજી અમેરિકા ગયા, ત્યાં એમણે કવેકર્સ મંડળીઓએ યોજેલા સેમિનાર કેમ્પ્સ, કોન્ફરન્સો વિગેરેમાં ભાગ લીધો. આ બધા સંમેલનો ઉદ્દેશ એક બીજાના સિદ્ધાંતો અને વિચારો સમજીને જગતમાં શાન્તિ અને શુભવૃત્તિ ફેલાવવી અને લોકોમાં રહેલી ભેદભાવ વૃત્તિ દૂર કરવી. આ સમારંભોમાં ચાચાજીએ ગાંધીજી, રવીન્દ્રનાથ ઠાકુર અને વિનોબાજીના વિચારો તથા તેમના પ્રયાસો સમજાવ્યા. તે ઉપરાંત ભારતના સનાતન ધર્મ, ભારતની સંસ્કૃતિ તથા શ્રી રામકૃષ્ણ, વિવેકાનંદ તથા ભારતના બીજા સંતો વિષે બોલ્યા. ને ગૌતમ બુદ્ધથી ગાંધીજી સુધીના ભારતના અહિંસા અને શાન્તિના પ્રયાસો વિષે વાતો કરી.

ચાચાજી ભારતના શાન્તિદૂત હતા.

જગતની યાત્રાએ નીકળેલા ચાચાજી ચેમ્બુરમાં અટકી પડ્યા આખરે ૭૪ વર્ષ પછી એમના દૈવી અસંતોષનો આર્ત પોકાર :–

कभी तो बुलावेंगे ही,
अपने चरनन पास।

ઈશ્વરના કાને અથડાયો ને વિયોગે ઝુરતા પુત્રને એમણે પોતાની પાસે ખેંચી લીધો. તા ૧૪ એપ્રિલ ૧૯૭૦.

આવા હતા પૂ. ચાચાજી.

---

—આજના યુગની આ એક અજાયબી છે સૌને પૈસા પેદા તો કરવા છે, પરંતુ જાતે પરસેવો પાડીને નહિ, પરસેવો ખરીદીને પહેલા પૈસો પરિશ્રમનો પરિચારક હતો, આજે પરિશ્રમ પૈસાનો ગુલામ છે. આ ગુલામીમાથી આજની માનવજાતે છૂટવુ જ રહ્યુ.

૦ ૦ ૦

—કપડા ભલે જરી પુરાણાં હોય, પરંતુ આચાર પવિત્ર હોવો જોઈએ સારાં કપડાં નીચે પણ શરીર જો પાપથી ભરેલું હોય તો તે નકામું છે.

૦ ૦ ૦

જીવનારંભ વેળાની બિંદુ સમી નાનકડી ટેવો જ આગળ જતા, સુટેવો યા કુટેવોનો સિંધુ બની જાય છે

— ગાંધીજી

# રામાયણની પ્રતિભા

ઇન્દુલાલ ગાંધી

પ્રલયની ફૂંક જેવી કારમી યાદવાસ્થળીઓને આપણે સહી લઈએ, રાજ્યપલટાને ય ચલાવી લઈએ નહિ, પણ સંસ્કૃતિના રક્ષણાર્થે જીવન સમર્પણ કરવા જેટલી તૈયારી તો સૌ કોઈની હોવી જોઈએ રામાયણમાં આર્યસંસ્કૃતિનો રક્ષણમંત્ર આરંભથી અંત સુધી સફળતાપૂર્વક સમજાવવામાં આવ્યો છે. રામાયણએ કાંઈ રામચરિત્ર જ નથી, મહાકવિ વાલ્મીકિએ વહેતી મૂકેલી કોઈ કાલ્પનિક કથાયે નથી, એમાં તો આર્યસંસ્કૃતિનું પારદર્શક રેખાદર્શન છે

બે વિરોધી તત્ત્વોના દ્વંદ્વ તો આજની વાર્તાઓમાં ઠાંસી ઠાંસી ગૂંથી દેવામાં આવ્યાં છે, રામાયણને એ દષ્ટિથી જોનારાઓએ જરા વધારે ઊંડા જવું પડશે; રામાયણનું પાનેપાનું સંસ્કૃતિરક્ષાના મંત્રોથી અંકિત થયું છે. એનો પ્રતાપી મંત્રોચ્ચાર છે 'તમારા યજ્ઞકાર્યમાં વિઘ્ન કરનારને હોમી દ્યો.' હોમી દેવાના રૂઢ અર્થમાં પેલા વિઘ્નકર્તાઓનો વિધ્વંસ આચરવાનું સૂચવાયું છે એમ કોઈએ સમજવાનું નથી પણ 'તમારી સંસ્કૃતિના જબ્બર પ્રવાહમાં એ વિઘ્નકર્તાઓને પણ માનપૂર્વક સાથે જ ઘસડી જાઓ' એવી મંજળ અને પૃથ્વી જેવડી વિશાળ ભાવના એ અર્થ પાછળ સાચવવામાં આવી છે.

એ કાળ તે સભ્યતાના સંઘર્ષણનો કાળ હતો, ભારત દેશ દૈવી–પારલૌકિક સભ્યતાનો પ્રચારક હતો, એનાથી વિરુદ્ધ લંકા પાશવી સભ્યતાની રાજધાની હતી. ભારતની સભ્યતા નૈતિક ભાવો અને મોક્ષને શોધવામાં મશગૂલ હતી, લંકાની સભ્યતા પાર્થિક જગતની અનુગામિની હતી. આમ તે કાળ સભ્યતાના પ્રબળ સંઘર્ષણનો કાળ હતો.

આવે વખતે ભગવાન રામનો જન્મ થયો; દૈવી સભ્યતાસંગઠન અને શક્તિપ્રચાર માટે જ રામે જન્મ લીધો એમ કહીએ તો અત્યુક્તિ નહિ ગણાય. રામે શું કર્યું તે અત્યારે કોઈને જણાવવાની જરૂર છે ખરી ? એ કાળનો મહાગ્રંથ રામાયણ છે; રામાયણની કથા કોણે નહિ સાંભળી હોય ? રામાયણ જીવશે ત્યાં સુધી આપણો દેશ જીવશે. રામાયણનો એક એક પ્રસંગ પ્રેરણાવાહી કવિતા જેવો છે. ભગવાન રામના રાજગાદીના ત્યાગ પાછળ એકલી પિતૃભક્તિ જ નહોતી, મહાન રાજનીતિ હતી; એ રાજનીતિ જ એમને જગતના સર્વોત્તમ પુરુષોની હરોળમાં ખેંચી ગઈ.

ચૌદ વર્ષના વનવાસમાં સીતાને સાથે રાખવાનું ખાસ કારણ હતું, તે વિના રાવણકુળના નિકંદનનો બીજો એક પણ માર્ગ નહોતો. એ અનાચાર–સેવી લંકેશની વૃત્તિ રામે જનકની સભામાં ધનુષ્યના કટકા કરતી વખતે જ પારખી લીધી હતી. સીતાજી શું આ બધું નહોતા જાણતા? જાણતાં હતાં જ. રાવણની મદાન્ધ આંખોને જીવતી ખેંચી કાઢવા એણે અંતરની મહાન શક્તિને જાગૃત કરી. રામની રાજનીતિના મુખ્ય અંગ તરીકે સીતાએ અનેક જોખમ વહોરીને પણ



અતિ ભજરમાન ભાગ ભજવ્યો છે રામાયણમાં જે કોઈ સૌથી વધુ પ્રતિભાશાળી સ્ત્રીપાત્ર હોય તો તે સીતા છે હું એને આજની સ્ત્રીજાગૃતિની આદ્ય-જનની કહું છું.

રામાયણનું પાનેપાનું ઉલટાવી જુઓ, સંસાર પર એક ચક્રે પ્રેમ-રાજ્ય સ્થાપવાનો મંત્ર એમાં પ્રભુત્વ ભોગવે છે, આપણે કદી વિચાર કર્યો છે ? એ ઉજ્જ્વળ ભૂતકાળથી આજે આપણે કેટલાં પગ થિયાં નીચે ઊતરી આવ્યાં છીએ ?

કૌશલ્યાનો એ પ્રતાપી પુત્ર, ભરત-લક્ષ્મણનો જ્યેષ્ઠ બંધુ, સીતાનો શિરોમણિ આજે આપણને આહ્‌વાહન દઈ રહ્યો છે, પુત્ર, પુત્ર રામના જીવન-માંથી પ્રેરણા ઝીલે, ભાઈ, ભાઈ રામના કર્તૃત્વમાંથી બોધ તારવે, પતિ, પતિ રામનાં ચરણો પર મસ્તક રાખે ને એકપત્નીવ્રતના આદર્શને દૃષ્ટિ સામેથી ખસવા ન દે.

જીવનનું કલ્યાણ અહોરાત્ર એના જાપ જપ-વામાં નથી, મંદિરો બંધાવવામાં નથી, કથાઓ ગૂંથ-વામાં નથી, પણ એના આદર્શને પગલે પગલે જાગતો રાખવામાં છે

●

## મુસીબતનું મારણ

ટોની અને જો બન્ને મુક્કાબાજ એ વરસની વાર્ષિક બૉક્સીંગ સ્પર્ધાના બન્ને જણા સામ સામા આવી ગયેલા પ્રેક્ષકોના મનમાં એ ઉત્તેજના હતી કે પહાડ જેવા આ બે કુસ્તીબાજમાંથી કોણ જીતશે બન્નેએ એ માટેની તૈયારીઓ બરાબર કરી લીધી હતી નિયત સમયે બેય જણા સ્ટેજ ઉપર આવ્યા ચારે બાજુ પ્રેક્ષકો માય નહીં મુક્કાબાજી શરૂ થાય એ પહેલાં રમતના નિયમો સમજાવીને નિર્ણાયકે છેલ્લે કહ્યુ

"બેમાંથી એક જણ જમીન ઉપર પડી જાય અને હું દસ સુધી ગણું ત્યાં સુધી એ ઊભો ન થઈ જાય તો એને હારેલો ગણવામાં આવશે '

પછી પ્રેક્ષકોની ચિચિયારીઓ વચ્ચે મુક્કાબાજી શરૂ થઇ ટોની અને જો બેય જણ કસાયેલા હતા પહાડ જેવા શરીર અને મજબૂત સ્નાયુઓ

જોએ શરૂઆત સરસ કરી પણ ટોનીએ દરિયાના ઉછાળતા લોઢની જેમ એવો તો હુમલો કર્યો કે જો અકળાઇ ગયો ટોનીએ મુક્કાનો મારો ચાલુ જ રાખ્યો જો જમીન પર પછડાઇ પડ્યો

ખેલ ખતમ !

ના, નિર્ણાયક હજી ગણતરી શરૂ કરે એ પહેલાં તો સિફતથી ઊભા થઇ જઇને જોએ ટોની ઉપર ચિત્તાની ઝડપે એવો તો હુમલો કર્યો કે એ ડઘાઇ જ ગયો. ક્ષણવારમાં રમતનો રંગ બદલાઇ ગયો. ટોની માર ખાઇ ગયો એ જમીન ઉપર પછડાઇ પડ્યો નિર્ણાયકે દસ સુધી ગણતરી કરી ટોની એમ જ પડ્યો રહ્યો જોને વિજેતા જાહેર કરવામાં આવ્યો

પાછળથી જોને તાલીમ આપનારા નિષ્ણાતે કહ્યુ "તું જીત્યો એ સરસ થયું પણ જ્યારે ટોનીએ તને પછાડી નાખ્યો ત્યારે નિર્ણાયક દસ સુધી ગણે ત્યાં લગી તારે પડ્યા રહેવુ જોઇતુ હતુ આવી ખૂનખાર રમતમાં એટલો આરામ પણ મહત્ત્વનો બની જાય છે એ તારા હક્કનો સમય હતો ને નવ સેકંડ પણ તને આરામ મળી જાત ને ! પેલો નવ ગણે ત્યાં સુધીમાં ઊભા થઈ જવાનું"

"એમ ! હું એ રીતે પડ્યો રહું અને મારા હરીફને આરામ કરવાની તક આપું ? કદી ના બને મારા કારણે એ આરામ કરી શકે એ થવા જ ન દઉં', જોએ જવાબ આપ્યો

મુસીબતો અને અવરોધો આપણને પછાડી નાખે ત્યારે પણ પછડાયેલા રહીએ શા માટે ? તો તો એમને આરામ મળી જાય ને એમનુ બળ વધે ! એમના ઉપર તો ચિત્તાની ઝડપે જ હુમલો થવો જોઇએ

મુસીબતોને મારવાનો આજ રસ્તો છે એમનો કેડો જ ન છોડીએ —પ્રકાશ ગજ્જર

# વિષની વર્ષા

મ. પ.

ઑફિસેથી સાડા છએ હું ઘેર આવ્યો ત્યારે નિયમ મુજબ નબુ બાબાને લઈ બારણે ઊભી હતી. મને દેખતાં જ બાબો નબુના હાથમાંથી છૂટી મારી પાસે આવવા તોફાન કરવા લાગ્યો.

'હવે રે' લુચ્ચા, બહુ બાપવલો થઈ ગયો છે તે કોટબોટ તો ઉતારવા દે !' કહી નબુએ બાબાના ગાલ પર ધીમી ટપલી મારી. એવી ટપલી કાંઈ બાબાને કાર કરે તેમ ન હતી, પણ તેને તો બહાનું જોઈતું હતું ને મળી ગયું. તે ઊં...ઊં...ઊં.... કરી ખોટે ખોટું રડવા લાગ્યો. એ રોવા પાછળ ઉદ્દેશ ચોક્કસ હતો ને તે 'મારે તેને તેડવો.'

'માર્યો બાબાને માર્યો,' કહી મેં તેને તેડી લીધો. બાબો ખિલખિલાટ હસી પડયો. નબુની મશ્કરી કરતો હોય તેમ તેની સામે હાથ લાંબા કરી 'તા.. તા...તા..તા' કરવા લાગ્યો.

'ભારે પાજી છે હં ! કેવો ઢોંગ કરવા લાગ્યો'તો જા, હવે તને તેડું જ નહિ ને !' કહી નબુ જવા લાગી. ત્યાં તો 'બા...બા...બા...બા' કરતો બાબો મારા હાથમાંથી છૂટી નબુ પાસે જવા તૈયાર થયો.

'તને મારે છે ને ! આપણે નથી જવું.' કહી હું તેને રોકવા લાગ્યો. પણ બાબાજી કાંઈ માને ? એણે તો નબુની સાડી જોરથી પકડી. અંતે નબુએ તેડયો ત્યારે જ તેણે સાડી છોડી. બાળકને મનાવતાં ને રિસાતાં પણ કેવું આવડે છે !

પણ પાછા બાબાભાઈ વટકયા. મારા ખિસ્સામાં પેનથી પીળી ચકચકિત કલીપ જોઈ તે લેવા લલચાયો ને મારી તરફ ઢળ્યો. હું તેને હાથમાં લઉં ત્યાં તો 'કા...કા......કા...'એક અવાજ અંતરિક્ષમાંથી આવતો હોય તેમ સંભળાયો. મારું ને નબુનું ધ્યાન ઊંચે ગયું. જોયું તો અમારા નાનકડા મકાનના ફળિયામાં ત્રણ માળની હવેલીની પડતી પછીતના જાળિયામાં એક બાઈ બાળકને તેડી ઊભી હતી.

બાળક અને બાઈ બન્ને અમારા સામે તાકી રહ્યાં હતાં. અમે ઊંચું જોયું એટલે બાઈ જરા મલકી. બાળક તો જાળિયું તોડીને નીચે આવવા મથતો હોય તેમ સળિયા સાથે યુદ્ધ કરવા લાગ્યો. નબુ શરમાઈ સાડીનો છેડો સંકોરતી અંદર ચાલી ગઈ, પણ હું મારી નજર એકદમ ત્યાંથી ન ખેસવી શકયો. મેં એ ત્રણ માળની હવેલીના જાળિયે ઊભેલ બાઈના ચહેરા ઉપરથી મલકાટ અદૃશ્ય થતો જોયો ને તેના સ્થાને કોઈ અકથ્ય વેદનાની આછી ઝાંય ભાળી.

બાઈની ઉંમર ત્રેવીસ ચોવીસ વર્ષથી વધારે નહોતી દેખાતી છતાં એ ઉંમરે એના જેવી સુખી યુવાન સ્ત્રીઓમાં જે તંદુરસ્તી અને લાલી દેખાય છે તેવી તેના ચહેરા પર જોઈએ તેટલી નહોતી. છતાં આંખ, નાક અને ચહેરાનો ઘાટ એટલો નમણો હતો કે આવી તંદુરસ્ત લાલી પૂરેપૂરી તેમાં ભળી હોય તો કવિને કલ્પના સ્ફુરે ને ચિત્રકારને એક ફક્કડ શરીર માંડણી મળે તેવું સૌન્દર્યમય મુખ તે બની જાય. પણ પેલી વેદનાની ઝાંય એના સૌન્દર્યને અપૂર્ણ રાખતી હશે એમ મને લાગ્યું.

'આને શું કમીના હશે ? મને તો લાગે છે કે તાવ અગર બીજો કોઈ શારીરિક વ્યાધિ એને પીડતો હશે.' એમ હું વિચારતો ઊભો જ હતો ત્યાં તો 'હવે મૂકોને બાબાને નીચે કોટ-બોટ તો ઉતારો !' અંદરથી નબુનો સાદ આવ્યો. મારો વિચાર પ્રવાહ અટકયો. મેં ઘરમાં જતાં પહેલાં ઊંચે જોયું, બાઈ ચાલી ગઈ હતી. દૂર દૂરથી આવતો હોય તેવો 'કા કા...કા...' નો અસ્પષ્ટ અવાજ હજી સંભળાતો હતો. હું ઘરમાં ગયો. બાબાને રમતે ચડાવી કપડાં ઊતાર્યાં.

ધૂપ-દીવા કરી નબુએ બત્તી ચેતાવી એટલે હાથ પગ ધોઈ હું પાટલે બેઠો. નબુ જમવાનું પીરસી સામે બેઠી.

'નબુ, આ પંખીના માળા જેવડુ નાનકડુ મકાન, તાણીતૂસીને માંડ માંડ આછી-પાતળી ભેગી થતી જરૂરિયાતો, સદાય પૈસાની તાણ ને તાણ શુ તને આ બધું ગમે છે?" મે નબુનુ દિલ વાંચવા પ્રશ્ન કર્યો

'આ નાનકડુ મકાન મારુ સ્વર્ગ છે તમે એ સ્વર્ગના દેવ છો ને આ મારુ નાનકડુ બાબલુ એ મારા સ્વર્ગને અજવાળતો સૂર્ય છે' કહી તેણે બાબાને તેડી એક બચ્ચી લીધી

'વાહ રે વાહ! તું તો કોઈ કવયિત્રી જાણે! મેં હસતાં હસતાં નર્મદાને જરા ચીડવવા મજાક આદરી પણ તે તો આજે કોઈ અનેરા આનંદમા મસ્ત હોય તેમ બોલી

'કવયિત્રી છુ નહિ, પણ કદાચ લેખકની પત્ની હોઈ ભવિષ્યમા બની જાઉ આ મારા સ્નેહભર્યા સસાર, આ મારુ સ્વર્ગસુખ મને એનાં ગાન ગાતી કરી મૂકે તો ના નહિ!

'અને તો તો ' હુ બોલવા જાઉ ત્યાં વચમાં જ તે હસીને બોલી

'હા હા હા તમો શુ કહેવા માગો છો તે હુ સમજી હુ કવયિત્રી થાઉ તો કલ્પનામા ઊડુ ને વાસ્તવિકતાને વિસરી જાઉ ને તો પછી તમને ને બાબાને "

"પણ ! આજે આટલી બધી ખીલી છુ કેમ? મે જરા આશ્ચર્ય સાથે અધવચ્ચે જ પ્રશ્ન કર્યો કારણ કે અમને પરણ્વાને સાત વર્ષ થયાં હતાં, છતાં નબુ આટલી કોઈ વખત ખીલી ન હતી

એણે ફાઇનલ સુધી અભ્યાસ કર્યો હતો પણ એ એટલી શરમાળ, એટલી સૌમ્ય ને એટલી ઘર રખ્ખુ હતી કે ઓછા પરિચયે તો એ શિક્ષિત જ નહિ હોય એમ લાગે.

'આજે આજે હુ ખીલી છુ એનુ કારણ પેલી બાઈ અને તેના બાબો છે'

'શુ ?' હુ જરા આશ્ચર્ય પામ્યો આશ્ચર્ય પામવાનુ કારણ તો એ જ હતુ કે નબુ મારા દિલની જ વાત બોલી હતી. હુ પણ તેને એ વાત જ પૂછ વાનો હતો

'પણ એ બાઈ અને બાબાને જોઈ ખીલવા જેવુ શુ છે? કે તારા અસતોષને આનદમા ફેર-વવાની કળા દેખાડે છે?"

'અસતોષ! મને?"

'હા, ત્રણ માળની હવેલી, સમૃદ્ધિથી છલકાતુ જીવન ..અને.. અને તે જોયુ'તુ ને, તેના કાનમાં કેવા કિંમતી હીરાનાં એરિંગ ઝળક ઝળક થતાં હતાં? ને તારે પહેરવા સાદા કાંપ પણ .'

'હવે રાખો, એ મે બધુ જોયુ હતુ અને સાથોસાથ તેના મુખ પર આછા મલકાટ પછી પ્રસરી રહેલ દર્દઝાંય પણ ભાળી હતી' કહી નબુ મારા સામે તાકી રહી

'એમ ! તે પણ એ દેખેલુ?"

'હા'

'બધી પછી ને શુ? ત્યારે તુ સીધી ઘરમા નહિ જતાં અદર જાળીમાં ઊભી રહેલ, ખરુ ને?"

અમા ગુનો તો નથી કર્યો ને?"

'ખાસ નહિ, પણ નબુ, મને સમજાતુ નથી કે એ બાઈને શુ દુ ખ હશે?"

'પ્રભુ જાણે પણ તમને બીજી ખબર છે?"

'ના, શુ ?"

'તે આપણને ક્લિયોવ કરતાં આજે લગભગ મહિનાથી જાએ છે'

'શુ કહે છે?

'સાચુ, બરાબર સાડા છ-પોણા સાતે તે ત્યાં આવી ઊભી રહે છે પણ આજના જેટલી નજીક ન આવતી દૂર રહી એની મારી નજર ત્યાં બરાબર જતી, પણ દૂર રહેવાનુ કારણ આપણે શરમાઈએ એ હશે એમ મે ધારેલુ અને એ સાચુ પણ હોય છતાં બીજુ ય કારણ હશે એમ હુ આજે કલ્પી શકુ છુ, અને તે તેના બાબાનુ'

'એના બાબાનુ? એટલે?" મે ન સમજતાં

આશ્ચર્ય સાથે પ્રશ્ન કર્યો

'એનો બાબો આપણા બાબાને આપણા પ્રેમમાં નાહતો જોઈ જેમ આજે 'કા ..કા ..કા' બોલ્યો તેમ બોલી ઊઠે'

'બાળક છે તે બોલે. એમાં શુ ?'

'બોલવા બોલવામાં ફેર હોય છે એ બાળક જે વલખાં મારતો હતો અને શબ્દ બોલતો હતો તેની પાછળ દીવા જેવુ દેખાઈ આવતું હતુ.'

'શુ ..?'

'પિતૃ–પ્રેમની અતૃપ્તિ.'

'ઓહો . હો તું તો માનસિક સ્થિતિનું પણ પૃથક્કરણ કરી જાણે છે ને શુ ?' હુ હસ્યો.

'તમને મશ્કરીમાં જાય છે પણ તમો પુરુષો કરતાં અમો સ્ત્રીઓ બાળમાનસમાં વધારે નિષ્ણાત હોઈએ છીએ એ ન ભૂલતા'

'એ હુ કબૂલ કરુ છુ. ત્યારે શું એ બાળક ખરેખર પિતૃ–પ્રેમથી વચિત હશે ?'

'હુ એમ ધારું છુ'

મારા મનમાં ગજબ મથન મચ્યુ જમવામાં મારુ ચિત્ત ન ચોંટ્યુ. જેમ તેમ કરી જમવાનુ મે પૂરૂ કર્યું ને ઊઠ્યો ઓસરીમાં જઈ આરામ ખુરશી પર પડ્યો

'બાળક પિતૃપ્રેમથી વચિત હોય તો માતા પતિપ્રેમ ક્યાંથી પામતી હશે ? ઓહો . હો ખરેખર આ શુ સોનાના પિંજર સમી દેખાતી મહોલાતમાં '

હુ આગળ ન વિચારી શક્યો. વિચારોના એક પછી એક એવા ઓઘ ઉછળવા લાગ્યા કે ન પૂછો વાત

ચિત્તને શાંત કરવા મે આંખો મીચી ત્યાં 'કેમ સોપારી ન લીધી ?' નબુનો સાદ સાંભળ્યો છતાં હુ તો બોલ્યા વગર પડ્યો જ રહ્યો

× × ×

સરિતાના વહેણ આડી પાળી કરીનેય રોકાય છે સાગરનાં જળ પણ આજનુ વિજ્ઞાન સ્થગિત કરી શકે, પણ સમયનાં વહેણ કાંઈ રાક્યા રોકાય છે! એ તો એની નિયત ગતિએ વહ્યે જ જાય છે

હમણાં એકાદ માસથી પેલી બાઇ જાળીએ દેખાતી નથી કદાચ બહારગામ ગયેલ–હશે અગર તો તેના બાબાને લોચાવવો તે તેને ગમતુ નહિ હોય. ગમે તેમ પણ બાઈ દેખાતી બધ થઈ હતી હુ પણ એ વાતને ભૂલ્યો હતો ત્યાં આજે જમતી વખતે નબુએ વાત છેડી

'પેલી બાઈને તેનો બાબો તો તમને યાદ છે ને ?'

'હા ..હા હ, પણ હમણાં તે જોવામાં નથી આવતાં.'

'ક્યાંથી આવે ?' બોલતાં નબુના અવાજમાં દર્દ દેખાયુ.

'કેમ ? ક્યાંય બહારગામ ગયેલ હશે કે બીજું કાંઈ ' હુ મારુ વાક્ય પૂરુ કરુ ત્યાં તો મે લીધેલ કોળિયો મારા હાથમાં જ રહી ગયો કોઈક હાલરડુ ગાતું સભળાયુ.

'અનુ ...લુ લુ હાં.. હાં હાં

સૂઈ જા મારા બાપલા રે,

આજે મારે આનદનો દિન છે,

હમણા બેની આવશે રે, તુજને રમાડશે '

ગાન અટક્યુ ને કોઈનો સાદ સભળાયો

'એવા કોણ છે ? આ ગાડી બહાર નીકળી ગઈ છે પકડી પૂરી . '

'ગાંડી ? હુ હુ ગાંડી ! હા ! હા ! હા ! ' ને તેજ વખતે 'ધ ડ' બારણુ બધ થવાનો અવાજ આવ્યો તે સાથે જ આંહી મારા હાથમાંનો કોળિયો થળીમાં પાછો પડી ગયો

'રા . મ હરિ હરિ ' નબુની આંખો ભીની થઈ ગઈ.

'અરે ! પણ તુ ગળગળી કેમ થઈ ગઈ ? આ બધુ છે શુ ? મે પ્રશ્ન કર્યો

'આપણે જોયેલ એ બાઈની દશા.. '

'હે .. એ ગાંડી થઈ ગઈ છે ?'

'થઈ જ જાય ને '

'કેમ ? તુ કાંઈ જાણે છે?' કહી મે અન્ન-

દેવને નમન કર્યું. પાણી લઈ હાથ સાફ કરવા લાગ્યો ત્યાં—

'મેં ભારે ખોટું કર્યું. આ વાત ન છેડી હોત તો જ ઠીક હતું' નબુ બોલી.

'અમરથું'દ મને ન ભાવત તે વાત છેડી એ ઠીક જ કર્યું છે.'

'કેમ ન ભાવત?'

'નબુ, એ હાલરડાના સૂરોએ સાચું કહું, મારા હૃદયને કંપાવી મૂકયું હતું જીવતા બાળક પર વહાલ કરતી માતાના સૂર એ ન હતા, પણ બાળુડાના શબ ઉપર મરસિયા ગાતી કોઈ માનું એ રૂદન ..'

'બસ...બસ .બસ ..' નબુ પોકારી ઊઠી તેના ગળામાંથી એક ધ્રુસકું નીકળી ગયું. આંખો મર અશ્રુબિંદુઓ દેખાયાં. તે એકદમ ઊઠી, સૂતેલ બાબાને ગાંડા માફક બચીઓ ભરવા લાગી. મેં એને ન રોકી ઊંહૃદય જાણનારને કોઈ પણ ન રોકે અને શાંત બની તે આવી એટલે—

'હ, કહે જોઉં?' મેં પ્રશ્ન કર્યો. તેણે વાત શરૂ કરી હજુ અવાજમાં ભીનાશ તો હતી જ.

'પેલા પ્રસંગ પછી એક દિવસ ઇશારતથી મેં એ બાઈને આપણા ઘેર આવવા જણાવ્યું. બે-ત્રણ દિવસ પછી અચાનક એ બાઈ આવી મેં બાઈને ખૂબ માન આપી બેસાડી, ચા પાઈ ને પછી વાત છેડી પહેલાં તો બાઈએ વાતને ઉડાડવા પ્રયત્ન કર્યો, પણ હું વાતને વળગી રહી ને કહ્યું કે 'કહો ન કહો, પણ બાબાનો વલખાટ કહી આપે છે કે એને પિતૃપ્રેમની અતૃપ્તિ છે, ને એ જોતાં સ્વાભાવિક રીતે જ તમે પતિપ્રેમથી વંચિત હો જ.' એ સંસ્કારી બાઈ પર આ શબ્દોએ રામબાણનું કામ કર્યું બાઈએ તેનું હૃદય ખોલ્યું ને એમાં મેં જે સાંભળ્યું તે પુરુષત્વની પામરતાનો ને સ્ત્રીત્વ પ્રત્યેની અવગણનાનો ઈતિહાસ છે.' કહી નબુ ઘડીક અટકી

'હું.. હ .. હ ...' હું ફક્ત હોંકારો જ દઈ શકયો

'એ હવેલીમાં વસતું કુટુંબ ચુસ્ત રાષ્ટ્રવાદીને શુદ્ધ ખાદીધારી છે'

'હે . .! હં...હં...' મેં મારી જિજ્ઞાસા રોકી.

'દેશના સ્વાતંત્ર્ય-સંગ્રામમાં તેનો ફાળો છે, જેલ મહેલનો મહેમાન પણ પુરુષવર્ગ થઈ આવ્યો છે.'

'અજબ! છતાં.. '

નબુનો અવાજ મક્કમ બન્યો

'બાઈ પ્રિવિયસ ભણેલ છે ઊંચ કુટુંબની ને ખાનદાન છે પુરુષ એમ. એ થયેલ છે. પૂર્ણ સરકારી કહેવાય છે. બન્ને વચ્ચે ખૂબ પ્રેમ ને ઉચ્ચ ભાવના ખીલ્યાં હતાં. પુરુષ સાહિત્યનો શોખીન એટલે વિધ વિધ વિષયો પર લેખો લખતો. બાઈને વંચાવતો ને રાષ્ટ્રકાર્યમાં પ્રવૃત રહેતો, ઘરનો સુખી હતો એટલે તત્કાળ નોકરીની જરૂર ન હતી છતાં અંતે તે પત્રકારત્વમાં જોડાયો પત્ની સહિત એ કુટુંબ છોડી નોકરીએ ગયો. એની કલમ ખીલી ઊઠી. ત્યાં રાષ્ટ્રનો સાદ પડયો જનતાને જગાડવા ઠેર ઠેર ભાષણો અને સભાઓ થવા લાગી સરકાર પણ સામે તેના દમનદોર સાથે ચળતાં પગલાં લેવા તૈયાર થઈ. પકડાપકડી ચાલી. એમાં આ પુરુષ ઝડપાયો.'

'બાઈએ હસી વિદાય આપી, પણ એ માસથી જ એ બાજા પેટે ઊગી હતી બાઈ તો દેશમાં આવતી રહી ત્યાં પણ લડાઈના પડઘમ પુરજોશમાં હતાં બાઈએ પોતાના પ્રિય પતિ પાછળ ઝંપલાવ્યું. તે પણ જેલમાં ગઈ તેને બે માસની જ સજા હતી. એ ભોગવી એ પાછી આવી'

'રાષ્ટ્રકાર્યમાં પ્રવૃત્ત આ દંપતી તો હવે ખૂબ પ્રસિદ્ધિમાં આવી ગયાં હતાં બાઈ જેલમાંથી બહાર આવ્યા પછી એના મકાને કાર્યકર્તાઓ ને સ્વયંસેવકોનો કાયમ પડાવ રહેતો. નવા વ્યુહોની મંત્રણાઓ થતી કંઈક જેલમાંથી છૂટતા છૂટનાર ને જનાર પેલા પુરુષની વાત સ્ત્રી પાસે લાવતા ને સ્ત્રીની વાત પુરુષ પાસે જેલમાં લઈ જતા જુવાળ એટલો મહાન હતો કે તેમાં કંઈક ખાટસવાદિયાઓ પણ ઘુસી ગયા હતા વિધ વિધ વાતો થયા કરતી.'

'અંતે પુરુષની પણ સજા પૂરી થઈ છૂટયો સૌનો સત્કાર ઝીલી ઘેર આવ્યો. બાઈએ હસીને ચરણરજ લીધી પુરુષે હસીને બાઈના ખબર અંતર

પૂછ્યા ને તેના અંગને નિહાળી આંખમાં ઊઠતી ઝાળને માંડ માંડ રોકી.'

'એક દિવસ, બે દિવસ પણ પુરુષ તો દૂરનો દૂર જ રહેવા લાગ્યો. ઘેર આવે તોય એક—બે સાથી-સાથિનીઓ તો સાથે હોય જ. બધા બેસે, હસે, ખીલે પણ પેલી બાઇને તો કોઇ ગણે ય નહિ.'

'સ્વમાની ઓરતની સહનશીલતા હવે હદ ઓળંગી ગઈ હતી તેના દિલમાં પ્રશ્ન થયો : 'આમ કેમ ?' ને તે રાત્રે જ તેણે પુરુષને પકડયો. પૂછ્યું :

'તમે કેમ સાવ પલટાઇ ગયા છો ? મારા શરીર સામે તો જુઓ ! કાલે સવારે હું બેટાની બા ..'

'હં..હં..' કહી પુરુષ હસ્યો ને બોલ્યો

'રજની, હું જેલમાં હતો ત્યારે એ જેલના જેલરની ઑફિસમાં એક સુંદર પિંજરામાં એક સરસ પોપટ હતો. ઘણી વખત મારે ઓફિસમાં જવુ પડતું, રોકાવું પડતું. અરે, કામ પણ કરવું પડતું. ત્યારે હું જોતો કે એ પોપટ પિંજરના સળિયામાંથી બારી બહારના ક્ષિતિજમાં જોયા કરતો અને જ્યારે કોઈ પોપટનું ટોળું ત્યાંથી પસાર થતું ત્યારે એ પિંજરાના સળિયાને ચાંચોથી તોડી નાખવા પ્રયત્ન કરતો. હું એ તરફ તાકી રહેતો. એક વખત જેલર આ જોઈ બોલ્યા:

'જુવાન ! શું જુએ છે ? સાંભળ, એ પોપટને સુંદર એક પોપટી હતી. પોપટી બહાર છે ને પોપટભાઇ આવી પડયા છે પિંજરે. એટલે જ્યારે જ્યારે પોપટના પસાર થતાં ટોળામાં ગેલ કરતી એની પોપટીને જુએ છે ત્યારે ત્યારે એ બીજું તો શું કરે, પણ આ પિંજરાના સળિયા ઉપર દાઝ ઉતારે છે. જુવાન ! ઓરત તે કોઈની થઈ છે કે થાય....હા હા . હા ! કહી જેલર હસ્યા. મારા દિલ પર મોટો ઘા થયો. હુ સજ્જડ થઈ ગયો.'

'અને..તે ગત્રે જ અમારી બરાકના સ્વયં-સેવકો ખીલેલા હું ઠંડીનો માથે ઓઢી સૂતેલો. તેઓ પેલા સૂર્યભાઈ ને ચંદ્રભાઈના બડભાગ્ય—'

'. ની વાત વાત કરતા હતા. એમ કહેવું છે ને ?' વચમાં જ બાઇ ધમેલ ત્રાંબા જેવા ક્રોધભર્યા નેત્રો વિસ્ફારતી બોલી ઊઠી. તેનો અવાજ રણકતી ગજવેલ જેવો બની ગયો.

'અનિલ..હું કાંઈ અબુધ નથી. તારી વાત સમજું છું, પણ તું ખડ ખાય છે. તું ફર્યો છે. તારા દિલમાં મારા પ્રત્યેનો શુદ્ધ પ્રેમ લુપ્ત થયો છે, તારા દિલમાં પાપ પેઠું છે. નહિતર તારા એ પવિત્ર હૃદયમાં આવી પાપી શંકા જાગે જ નહિ. હુ સ્ત્રી છું, જનની છું, પામર પુરુષને તો પેનીએ દાબી દઉં તેમ છું....ને તું જ આ તારા પ્રેમછોડને રોપી ગયો હતો છતાં ભૂલી..'

'હા..હા ..હા . ' પુરુષ હસ્યો. સ્ત્રીએ એ હાસ્યમાં ભયંકર ભાવિ જોયુ.

'રજની, થયું તે થયું. આપણે સંસ્કારી ગણાઈએ, તું ખા પીને લહેર કર, પ...ણ હવે મારા ને તારા રસ્તા જુદા '

'બસ !' એ બે અક્ષર સ્ત્રીનાં દિલ-દર્દ જાણ-નાર પુરુષ માટે બસ હતા. પણ પેલો શંકિત તો શયતાનનો સાથી બન્યો હતો. તેણે દર્દ પારખવાની શક્તિ ગુમાવી હતી.

'સ્ત્રીને ચંદ્રના ટુકડા સરખો પુત્ર અવતર્યો. પુત્ર અદાડે ઉઝરવા લાગ્યો સમાજ આ જોડલાના સુખની ઈર્ષ્યા કરવા લાગ્યો. મોટા ઘર ને ઉચ્ચ કુળ પર સંસ્કારનાં ને શ્રીનાં ઢાંકણ હોય છે, પણ એ ઢાંકણ નીચે કેવી આગ ધૂંધવાય છે એ જગત શું જાણે ? આમ સમાજ જ્યારે તેમના સુખની ઈર્ષ્યા કરતો હતો ત્યારે પેલો પુરુષ વીફર્યો હતો સ્ત્રીને શેકવા તે ઊઘાડે છોગ એના ઘરે જ સ્ત્રીના દેખતાં જ આનંદ પ્રમોદ કરતો હતો. સ્ત્રીએ તો હવે અનાસક્તવૃત્તિ જ કેળવી હતી. તે તો તેનો બાળક ભલો ને એ ભલી. એમાં એક દિવસ પુરુષે વાત છેડી :

'રજની, તું મને ચાહે છે ?'

'અંતરમાં પહેલાં હતી તે એક જ મૂર્તિ અખંડ છે.' સ્ત્રી કહ્યું.

'તું મને સુખી ન કર ?' પુરુષે સ્વરને પ્રેમાળ બનાવતાં કહ્યુ.

'હું નથી ફરી, તમે ફર્યા છો. એ ફેર તમો

ભાગો ને આવો, સુખી જ થશો.' બીએ કહ્યું.

'પ...ણ એમાં એક આડખીલી છે.'

'શું....?'

'આ...' કહી પુરુષે પેલા બાળક સામે આંગળી ચીંધી. બાઈ ફાળ ખાઈ ગઈ. બાળકનું ભાવિ વાંચી ગઈ, તે ઊઠી. તેણે બાળકને છાતીએ ચાંપ્યો.

'અનિલ, તારા લોહીને પણ તું નથી ઓળખી શકતો, આંધળા!' બાઈના રોમરોમ ઝાળ ઊઠી.

પુરુષ હસીને ચાલ્યો ગયો.

આટલું કહી નબુ અટકી. તેણે ઊઠીને પાણી પીધું. પાછી મારી પાસે આવીને બેસતાં બોલી :

'પછી એ બાઈ ઊઠવા તૈયાર થઈ પણ મેં ઘડીક બેસાડી પૂછ્યું. 'તે આ બાળકને તેના પિતાએ કોઈ વખત લાડ કરેલ કે નહિ?'

આ સાંભળી બાઈની આંખો ભીની થઈ. તે બોલી:

'બહેન, લોહીના ગુણે બાળક પિતાને ઓળખતો. એ એમને જોતો-હસી ઊઠતો, પણ એ એ વલખાં મારતાં બાળકની સામું ય ન જોતા. બાળક ખસિયાણું બની પિતૃપ્રેમની તૃષ્ણામાં ને તૃષ્ણામાં વલખતું રહી જતું.'

'ખરેખર, ભારે નિષ્ઠુર કહેવાય. બાળક તો પ્રભુ સર્જેલ પુષ્પ છે. આવો સંસ્કારી આટલું પણ નહિ સમજતો હોય!'

'શંકિત હૃદયની એ કરુણ કથની છે એ બાળક જ એમને મહાપાપ લાગતું હતું. અને બહેન, હું એ સમજી ગઈ છું એટલે બાળકને છાતીથી જરાય અળગો નથી કરતી. લ્યો બહેન, હવે હું જઈશ. તમે અંતર ખોલાવ્યું ને મેં ખોલ્યું, મોટી હવેલીઓમાં કેવી આગ ધીકતી હોય છે એનો તો આ નાચીજ નમૂનો છે. હું, પણ બહેન, હજુય એમની આબરૂ સચવાય એમ હું ઇચ્છું છું. આ કહાણી બીજે ન જાય તેમ વચન માગું છું.'

'આટલું કહી બાઈ ઊઠી. હું તેને ચોક સુધી મૂકીને પાછી આવી ત્યાં બાબો ઊઠયો હતો. તેને લઈ હું બહાર ઓટે ઊભી ને પેલી હવેલી સામે જોયું, આપણું નાનકડું- મકાન જોયું, દિલમાં પ્રશ્ન ઊઠયો :

'હવેલીના વૈભવ જો જીવન બાળી ખાખ કરતા હોય તો ઝૂંપડાનાં જીવન શું ખોટાં?'

'નબુ, પણ આ બાઈ ગાંડી કેમ થઈ ગઈ છે?' મેં પ્રશ્ન કર્યો.

'પેલું હાલરડું તમે ન સાંભળ્યું? એ સૂચવે છે કે એનો બાબો...'

નબુ અટકી પડી. એના મુખ પર કરુણતા છવાઈ ગઈ.

'બાઈ આપણે ત્યાંથી ગઈ. અઠવાડિયું વીત્યું હશે ત્યાં એક દિવસ એ હવેલીના પાયા હલી ઊઠે એવી કાળી ચીસો સંભળાઈ :

'ન મરે, મારો બાબો ન મરે... મારો પ્રાણ...' ને પછી મેં સાંભળ્યું કે પેલી બાઈનો બાબો આંચકી આવવાથી મરણ પામ્યો. ડોકટરોના ખિસ્સાં ભારે થતાં– અભિપ્રાય– 'તાવ મગજ પર ચડી ગયો ને પુષ્પ કરમાઈ ગયું'–પડયો.'

'એ દિવસથી બાઈએ ભાન ગુમાવ્યું. એનો એ લવારો ગાંડપણ ગણાવા લાગ્યો. આજે એ બાઈની દશા કલ્પી શકો છો! પ્રભુ-પ્રભુ...'

નબુએ વાત પૂરી કરી. એક પણ શબ્દ બોલ્યા વગર જ અમો બન્ને અમારી પથારીમાં લેટી ગયાં. એ રાતનું મંથન ગજબ હતું.

× × ×

પંદરેક દિવસ થયા હશે. હું ઓફિસમાં અમારા પત્રનું છેલ્લું મશીન પ્રુફ જોતો હતો ત્યાં તો ટેલિફોનની ઘંટડી ટનનનન કરતાં ગાજી ઊઠી.

અમારા શેઠ ઊઠીને ટેલિફોને ગયા. રીસીવર હાથમાં લઈ કાને માંડયું 'હં.. હલો... હં...હેં શું.. શું... ગજબ!' ને તેમણે રીસીવર છોડી દીધું ને તેઓ મારી પાસે આવતા બોલ્યા:

'જગત, અનિલભાઈની પત્ની ગુજરી ગયાં!'

'હેં...! શું થયું?'

'દાઝી જવાથી !'

'હ હ ' હુ એટલુ જ બોલ્યો એ જોઈ શેઠને જરા આશ્ચર્ય થયુ'

'કેમ, જગત, તને કાંઈ આમાં શકા જેવુ '

'ના જી હ, પણ હવે શુ કરવુ છે ?'

'છેલ્લા સમાચાર આ પ્રુફમાં જ ઉમેરી દો. ફ્રોમ મશીને જવા દો. પછી ઓફિસ બધ કરીએ શહેર સભાનો આ આદેશ છે'

'ભલે ' કહી મે પ્રુફમાં દસેક લાઈનો કાઢી નવી લાઈનો ઉમેરી દીધી પછી ખુરસી ઉપરથી ઊભો થયો ઓફિસ બધ થઈ હુ સીધો ઘેર પહોચ્યો જોયુ તો નબુ ખરેખર ખૂબ રોઈ હશે એમ લાગતુ હતુ પેલી બાઈને બાળી ડાઘુઓ હજુ ઘેર નહોતા આવ્યા.

'શા હો બિચારી છૂટી ..' નબુ મને જોતા બોલી

'હ ' હુ વિશેષ ન બોલ્યો અડધીક કલાક થઈ ત્યાં માણસોનો કોલાહલ સભળાયો ડાઘુઓ આવી ગયા લાગ્યા હુ કપડાં પહેરી અનિલના મકાને ગયો અનિલ ખૂબ રાતો હતો બધા સમજાવતા હતા મને થયુ 'જગત કેવુ આધળુ છે, પ ણુ એમ જ ચાલે છે '

બીજે દિવસે અનિલભાઈના આળા હૃદયને આશ્વાસન આપવા જાહેરસભા રખાઈ હતી હુ પણ વખત થતાં સભામાં પહોચ્યો શહેરના પ્રતિષ્ઠિત એક બે સજ્જનો ને 'વેદના' પત્રના તત્રી, અમારા શેઠ બોલી રહ્યા પછી અનિલ આભાર માનવા ઊઠયો

'મારા તરફ આપે જે સ્નેહ બતાવ્યો છે ત બદલ હુ સૌનો આભારી છુ મારુ દિલ આજે તૂટી ગયુ છે હુ પાખ વિહોણા પક્ષી જેવો બન્યો છુ દિલમાં દર્દ એક જ–રહી ગયુ રજની માંદી હોત તો હુ સેવા કરી શકત પણ હુ પાપીને પ્રભુએ એથી– યે વચિત રાખ્યો એના ચિત્તભ્રમના કારણે અકસ્માત સર્જાયા એ ગઈ વિશેષ હુ નહિ કહી શકુ આપ સૌનો ફરી આભાર માનુ છુ' કહી તે બેસી ગયો સભા વીખરાઈ સૌને અનિલના બદકિસ્મત બદલ કરૂણા જન્મી

બે માસ પછી જાણ થઈ કે અનિલ વર્ષા નામની એક ગ્રેજ્યુએટ બાઈ સાથે લગ્ન કરે છે વર્ષા અને અનિલનો જેલમાં જ પ્રેમ બધાયેલ એમ મે સાભળ્યુ ત્યારે મારા દિલમાં પાછો એક પ્રશ્ન થયો કે 'રજની અને એના બાળાનાં મૃત્યુનું કારણ આ નવી આવેલી વર્ષા તો નહિ હોય ?'

---

## સિદ્ધિ જ આપણું ધ્યેય છે

આજે પણ બોસ્ટનના રસ્તા પર રહેઠાણના અભાવે દેવદારના ખાલી ખોખામાં કાગળો વીટાળીને મે ગાળેલી રાત મને બરાબર યાદ છે બે ઘડી માટે તો મને થયેલુ કે આ હાલાકી છોડીને હુ પાછો મારા દુષ્કાળભર્યા ભારતમા ચાલ્યો જાઉ પણ એ ઘાતક વિચાર ક્ષણવાર જ રહેલો મે તરત જ મારી જાતને વાળી લીધી નિરાશાનું ઝેર આખા શરીરમા અને મનમાં ફરી વળીને મને મુડદા જેવો બનાવી દે એ પહેલાં મે મારી જાતને મારા ઉચ્ચ ધ્યેયની યાદ આપી કે 'હે આતમરામ! ખાવાનું સારુ મળે કે ના મળે નિવાસની વ્યવસ્થા થાય કે નહી, પણ સિદ્ધિ જ આપણુ મહત્ત્વનું ધ્યેય છે જે કામ કરવા માટે આપણે અહી આવ્યા છીએ તે ગમે તે ભોગે થવુ જ જોઈએ એ ન થાય, ને બાકીનુ બધુ જ મળે એનો શો અર્થ ! માટે હે જીવ ! આ બહારની મુશ્કેલીઓ ભૂલી જાઓ એ બધાની અવગણના કરો ને કાર્ય-સિદ્ધિ માટ મચી પડો"

મારા આ એકાંતિક વિચારોએ મને જે પ્રેરણા, ધીરજ અને બળ પૂરાં પાડયાં તેને પરિણામે મારા અમેરિકાનો પ્રવાસ સફળ થયો ને વિશ્વધર્મ પરિષ મા પ્રવેશ પામી શકયો

સિદ્ધિના બદલામાં સગવડો ભોગવવાનો મોહ રાખશો નહી હમણાં એટલો આગ્રહ રાખો કે, કાયસિદ્ધિ વગર તમે નહી જ જપો પ્રત્યેક ભારતવાસી આ ભાવ અપનાવે એમાં જ ભારતનો ઉદ્ધાર છે

—સ્વામી વિવેકાનદ

# પુરુષને રમકડું જોઇએ છે!

રોહિણી શાહ

'મંદાકિની બહેન, મને તમારે માટે બહુ ખરાબ લાગે છે. પણ હું લાચાર છું. આ શાળા છે. અહીં એવા રંગરાગ થાય એ મને જરા પણ પસંદ નથી.'

શા કારણે તે આમ કહેતી હશે એ જ પ્રથમ તો મંદાકિનીની સમજમાં ઊતર્યું નહિ. એવા રંગ-રાગ? કેવા રંગરાગ? ને મારી સાથે એનો કયો સંબંધ? મોટાબહેનને કંઈ ગેરસમજણ થઈ લાગે છે.

ને એ ગેરસમજણ શી રીતે થઈ તે વિશે તેણે આગળ વિચાર્યું; પણ પ્રસંગઘટના જ એવી વિચિત્ર હતી કે તે સમજાવ્યા વિના ગેરસમજણ દૂર ન થઈ શકે.

શાળાની તપાસણી માટે એક નવા ઇન્સ્પેકટર આવ્યા. તેની સાથે એક ઓરડામાં એકાંતનો લાભ લીધાનો તેના પર આરોપ હતો. ઇન્સ્પેકટર સાહેબે તેનો હાથ પોતાના હાથમાં લીધો હતો ને એ પ્રસંગ બે જણ જોઇ ગયા હતા. તેમણે મોટાબહેનને ખબર આપી.

તેના એકાકી જીવનમાં શાળાની હસતી કૂદતી બાલિકાઓ જ તેને સુખ-શાંતિ દેનાર હતી. આજે એ સુખ પણ તેની પાસેથી છીનવી લેવામાં આવનાર હતું. એની નોકરી જાય તેને બદલે આ દુઃખ મોટું હતું.

મોટાબહેન પાસે ફેરબદલી કરાવવાનો કે હાથે પગે પડીને તેના કાલાવાલા કરવાનો તેણે જરા પણ યત્ન કર્યો નહોતો. ઇન્સ્પેકટર સાહેબે તેનો હાથ પકડ્યો, વાત ખરી, તો પણ તેનું સ્વરૂપ....

તેના પર અચાનક આપત્તિ આવી પડવા છતાં તેને બની ગયેલા પ્રસંગ પર હસવું આવ્યા વિના ન રહ્યું. તેનું હાસ્ય જોતાં મોટાબહેન ખળભળી ઊઠ્યાં. તે કંઇ બોલ્યાં તો નહિ પણ મનમાં તો તે બબડતાં જ હશે: 'જુઓને કેવી નિર્લજ્જ છે! પાપ કર્યાનું પણ દુઃખ નથી – ઊલટું, હસે છે. મામલો ખૂબ જ બિચકી ગયેલો જણાય છે.'

અને તેણે મનમાં રમતા થોડા શબ્દો સંભળાવ્યા: 'મંદાકિની બહેન, મને નહોતી ખબર કે તમે આટલી હદ સુધી...'

મંદાકિની આગળના શબ્દો સાંભળવા ઊભી ન રહી. ઝટ પાછા ફરી તે મોટાબહેનની ઑફિસમાંથી બહાર નીકળી ગઈ.

ઑફિસ બહાર પગ મૂકતાં જ તેનું માથું શરમથી નીચું થઈ ગયું. બધી શિક્ષિકાઓ મારકણી બેંશ પ્રમાણે તેની સામે આંખો ફાડી જોઈ રહી હતી. તે ઝેરીલી નજર.... મંદાકિનીને થયું કે અહીંથી તુરત જ નાસી જવું જોઈએ.

આખે રસ્તે તેને કંઈ કંઈ શબ્દો સંભળાયા: 'દેખાય છે ત્યારે તો કેવી સાલસ બાઈ! પણ...'

'ને પેલો કાસરથ ઇન્સ્પેકટર! દેખાવે તો જાણે શંકરનો જ અવતાર! માથે, પાઘડી, હાથમાં લાકડી, લાંબો કોટ, બેસ જાણે....

મંદાકિનીને થયું કે દુનિયા કેટલી સહેલાઈથી હૃદયને ભાંગી નાખે છે? ખરી વાત એમને કહેવાય તો? પણ શી રીતે?

તેની નજર સમક્ષ ભૂતકાળ ખડો થયો. કેટલી નિરાળી એ દુનિયા હતી?

× × ×

રાજપુરમાં તે અણસમજુ છોકરી હતી ત્યારથી દશમાળા શરૂ થઈ. દશેક વર્ષની ઉંમરે તેના હૃદયમાં કંઈ કંઈ તરંગો ઊઠતાં હતાં. આસપાસની સ્ત્રીઓને તે એકીટશે જોયાં જ કરતી. કેવો ચમત્કાર!

એ કરતાં તો તેને એની ખબર જ ન પડત તો કેવું સારું? એમ પણ તેને કદીક કદીક લાગતું. ઉંમર વધતાં તેની સમજણ વધતી ગઈ.

અને ધીમે ધીમે તેને લાગતી બીક દૂર થવા લાગી. એનુ સ્થાન કુતૂહલે લીધું.

તેની જિજ્ઞાસા વધતી જતી હતી. કોઇક વાર તો તે છાતી પર હાથ દાબતી. જાણે તેની છાતીના ધબકાર તેની મા સાંભળી લેવાની હોય એવી બીક તેને હમેશાં રહેતી.

બે વરસ વીત્યાં. તેના જીવનની હોંશ પૂરી થઇ. તેના લગ્ન થયાં.

આખું ય વાતાવરણ પ્રેમાળ ! નણંદીની હૃદયને મૂંઝવતી વાતો, પતિની આંખો સાથે કદીક રચાઇ જતું તારામૈત્રક આદિથી પિયરને તે વિસરી જવા લાગી. સાસરિયામાં તે સંપૂર્ણ રીતે સમાઇ જવા લાગી.

છેવટે જે દિવસની રાહ સાસરિયાના બધા માણસો જોતાં હતાં તે દિવસ ન આવ્યો. કંઇક કચ-કચ શરૂ થઇ. જોષીને બોલાવ્યો. જોષ જોવડાવ્યા. જોષીએ કહ્યુ. 'આ સ્ત્રી કજાત છે. નક્ષત્રો એવાં છે: જો પુત્ર થશે તો પતિનું મૃત્યુ થશે.

તેણે તે સાંભળ્યું. ને આંખો સૂજી જાય તેટલું તે રડી. 'મારો શો વાંક ?' તે સ્વગત બોલતી હતી ને વિચારતી હતી.

તે દિવસથી ઘરનાં બધાં માણસોનું વર્તન બદલાયું. જે તે તેને પજવવા લાગ્યા.

તેને લાગ્યું: 'જગતમાં હવે મારું કોઇ નથી. હું એકલી જ પડી છું. મારા પતિ પાસે જવાનો મને અધિકાર નથી...' આગળ તેનાથી કલ્પના જ ન થઈ શકી. રાત્રિની ભેંકાર એકાંતમાં તેનું હૃદય ભરાઈ આવતું. છાતીએ ડચૂરો ભરાઇ ત્યાં સુધી તે આંસુ સારતી. તેને સાંત્વન આપનારું કોઈ નહોતું. દુનિયામાં તે એકલી–અટૂલી પડી ગઈ હતી.

સાસરામાં રહેવું ધીમે ધીમે અસહ્ય થવા લાગ્યું. બધાં તેની સામે એવી રીતે જોતાં કે જાણે તેણે ભયંકર પાપ કર્યું હોય – ગુનો કર્યો હોય ! પણ જવું કયાં ? પિયરમાં ? ને બા પૂછે તો શું કહેવું ? દુનિયામાં મારા માટે કયાં સ્થાન છે ? મૂંઝાતા હૃદયના ભડકા ઊઠતાં ને તે શેકાતી રોજ રોજ સુકાતી.

પતિ પ્રત્યે તેને પ્રેમ હતો. કંઇક આશા પણ હતી. તે સારું ભણેલો–ગણેલો હતો. નાના સરખા રાજપુરમાં તે વિદ્વાન ગણાતો. તેની સામે તેણે બેએક વાર હિંમત કરી નજર ફેરવી જોઇ. પણ તે સામેય નહોતો જોતો. ઘરના માણસોનો વિરોધ ને જોષીના જોષ ઉપર અવિશ્વાસ તેનાથી લાવી શકાતો ન હતો અથવા તો તેનામાં એટલી હિંમત નહોતી.

જીભના ઝેરીલા વાગ્બાણ તેના તરફ છૂટવા લાગ્યા. અગ્નિ–વરસાદની આંખો તેના સામે તકાવા લાગી. બધાં તેને સીધી કે આડકતરી રીતે કહેવા લાગ્યા 'તારું અહીં કામ નથી. અહીંથી તારું મોઢું કાળું કર.'

છેવટે તેની સહનશક્તિ ખૂટી ગઈ. તે પિયર ગઈ. વખત કોને માટે રાહ જુએ છે :

ધીમે ધીમે તે વાંચતાં શીખી. તેણે મહેનત કરી. લોકના બોલવા ઉપર ધ્યાન આપ્યું નહિ ને અભ્યાસ કર્યો. વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા તેણે પાસ કરી ને એક દૂરના શહેરમાં શિક્ષિકા તરીકે તેની નિમણૂંક થઈ. હવે તે પોતાના સાસરાના ગામથી ખૂબ દૂર રહેતી હતી. દરમિયાન તેની કોઈએ દેખભાળ લીધી નહોતી. બેએક વરસ પર તેને ખબર મળ્યા હતા કે તેના પતિનો ગ્રેડ વધ્યો છે ને તે હવે શાળાનો ઇન્સ્પેક્ટર બન્યો છે, વળી વિશેષમાં સાસરું છોડયા પછી તરત જ તેના પતિએ બીજું લગ્ન કર્યું છે.

આજે બાવીસ વર્ષે પોતાનો પતિ પોતાની નિશાળની તપાસ માટે આવ્યો હતો.

બન્નેએ અરસપરસને જોયાં, ઓળખ્યાં–પણ કોઇએ તે કળાવા દીધું નહિ. તપાસણી પૂરી થઇને....

તે ઓરડીમાંનો પ્રસંગ મંદાકિની કદી ભૂલી શકે એમ નથી. તેણે પોતાના પતિને ખૂબ કહ્યું હતું.' તેની લાલ વિકારી આંખો, કામી નજર... છેવટે તેણે મંદાકિનીનો હાથ પકડયો. તેનો દેહ ધ્રુજી ઊઠયો. મંદાકિનીએ બળ કર્યું, પણ....

–પણ તે નિરપરાધી ગણાતો હતો ને મંદાકિની ! જેવી બચવા–બચાવવા તેણે જીવનને જુદે જ માર્ગે વાળ્યું હતું તેનો આરોપ તેના માથે જ આવ્યો. તે

કજાત ગણાઈ. કજાતનું પ્રમાણપત્ર તેને મળ્યું ને એ રીતનો સિક્કો તેને કપાળે ચોંટયો!

દુનિયામાં ક્યાંય ન્યાય છે ખરો? આ શું કલ્પનામાંથી ઘડી કાઢેલી વાત છે? એનું છેવટ શું હોય? દુનિયામાં એવી મંદાકિની કેટલી હશે તેનો હિસાબ છે? જગતના અંધારા ખૂણામાં કેટલી મંદાકિની સુજેલી–ઊંડી ઊતરેલી આંખોમાંથી આંસુ સારતી હશે તે કોને ખબર?

કોણ એ તરફ નજર પણ ફેંકે? કોને પડી છે એમની દયાની? જગત રંગરાગમાં મશગૂલ છે. પુરુષને રમકડું જોઈએ છે, વાસનાતૃપ્તિને ખાતર ગમે ત્યાં ગમે તે રીતે તે મેળવી શકે છે ને રમકડું ભાંગી નાખે છે. ભાંગી નાખવાનો પુરુષસુલભ માલિકી–દાવો તેનો હક ગણાય છે. ભાંગવામાં જે તેને રસપ્રાપ્તિ થાય છે–પછી એ ભાંગેલ રમકડું ભલે કજાત ગણાય!

*

## કેદી

ખલીલ જિબ્રાનની ઋષિવાણી ક્યારેક તો ગજબનું આર્ષદર્શન લઈને હાજર થઈ જાય છે: એની ફિલસૂફી ભરેલી કથાનો રાજા બોલે છે:

*'હું રાજા છું, બીજા લોકોથી અનેક રીતે હું જુદો છું એટલે સામાન્ય પ્રજાજનો કરતાં મારી* કાંઈ ખાસ વિશેષતા હોવી જોઈએ.'

આવી ધૂનમાં ને ધૂનમાં રાજા આગળ વધે છે: 'લોકોનાં ટોળાંની વચ્ચે જો હું પાઘડીની સોનેરી કલગી જેવો ન શોભી રહું તો પછી મારું મૂલ્ય શું? મારી મહત્તા શી? માનવીથી હું કેટલો મહાન છું એવી ઓળખાણ તો મારે આપવી જોઈએ ને?'

આવી ધૂનને લીધે એના મગજમાં એક એવી કલ્પના ઘર કરી બેઠી કે, જેમ સામાન્ય માનવીઓના પડછાયા પડે છે તેમ મારો પડછાયો ન પડવો જોઈએ. પોતાની છાયા પડતી બંધ થાય એ માટે તેણે તેના સમગ્ર રાજ્યના તંત્રમંત્ર જાણનારાઓ, શાસ્ત્રજ્ઞો, તત્ત્વજ્ઞો, પંડિતો ને વિદ્વાનોને સૌને ભેળા કર્યા.

'પણ મહારાજ, કોઈનો પડછાયો ન પડે એવી વાત ત્રણલોકમાં બનવી અશક્ય છે, આપની ધૂન પ્રમાણે ચાંદો સૂરજ ઊગતાં નથી કે દિવસની રાત કે રાતનો દિવસ થઈ જતાં નથી, માટે આવી અસંભવિત વાતોને છોડી, કાંઈક બુધ્ધિપૂર્વકની વાત કરો તો સારું.' સૌએ એકમતે અભિપ્રાય ઉચ્ચાર્યો.

પણ રાજા, વાજાં ને વાંદરાં; આવો પોતાના તરંગને સાવ નાસીપાસ કરનારો અભિપ્રાય સાંભળીને રાજહઠ મજબૂત બની.

રાજા કહે: 'તમે પંડિતો શું ક્હેતા'તા ધૂળ! મારો પડછાયો ન પડે એવું જાતે જ કાંઈક કરવું પડશે. અથવા હું અત્યારે ને અત્યારે ભીષણ પ્રતિજ્ઞા લઉં છું કે જ્યાં સુધી તમે સૌ આ અશક્ય વાતને શક્ય નહિ બનાવો ત્યાં સુધી હું મારા મહેલની બહાર જ નહિ નીકળું. મહેલની ચાર દીવાલોની વચ્ચે જ હું મારું જીવન પૂરું કરીશ. તમે આનો કાંઈક ઉપાય ગોતો તો ભલે, નહિતર સામાન્ય માણસની જેમ હું પંડે જ મારો પડછાયો પાડવો બંધ કરું છું. મહાન માણસોના બોલેલાં વચનો કદી મિથ્યા થતાં નથી.'

થયું. ત્યારથી રાજા મહેલની ચાર દીવાલોની વચ્ચે ગોંધાઈ રહેવા માંડયો. તાપ અને તડકા વિના એની કાયા પીળી પડવા માંડી અને ધીમે ધીમે એને ક્ષયરોગ લાગુ પડયો ને તે મૃત્યુ પામ્યો.

# ગાંધીજીના પ્રથમ મંત્રી મહાદેવભાઈના પૂર્વજ છગનલાલ ગાંધી

છગનલાલ ન જોષી

છગનલાલ ગાંધીના સ્વર્ગવાસના સમાચાર સાંભળી આશ્રમવાસીઓ કે જાણે પોતાના પિતાતુલ્ય વડીલ ગુમાવ્યા હોય એવો શોક અનુભવ્યો તેમના વિષે આશ્રમવાસીઓની લેખમાળામા જે થોડા વખત પહેલાં લેખ તૈયાર કર્યો હતો તે પરથી વાચકને છગનલાલભાઈ ગાંધીના જીવન ઝરમરનો ખ્યાલ આવશે

છગનલાલ ગાંધી આજે ૮૯ વર્ષના વૃદ્ધ થયા છે તેમની કમર નમી ગઈ છે અવાજ બહુ જ ધીમો થઇ ગયો છે છતાં તેઓ હાથે રસોઈ કરે છે અને ખાટલા ઉપર બેસી બેઠા અંગ્રેજી અક્ષર દેહના પુસ્તકો માંથી કયા લેખો ગાંધીજીના રહી ગયા છે, તેમાં શું શું ઉમેરવું જોઈએ, ગુજરાતી આવૃત્તિમાં તે માટે ખાસ કાચની મદદ લઈને ઝીણા ઝીણા અક્ષરો વાંચીને નવજીવનના સંચાલકોને દોરવણી આપે છે જે કામ મહાદેવભાઈએ નવજીવનના સંચાલનનું કામ ભારતમાં સંભાળ્યું હતું એવું જ કામ ઇન્ડીયન ઓપીનીયનનું છગનલાલભાઈએ દક્ષિણ–આફ્રિકામાં સંભાળ્યું હતું ફિનિક્સમાં છાપખાનું ચલાવવાનું નાનામોટું બધું કામ આશ્રમવાસીઓ સાથે મળી છગનલાલભાઈ કરતા હતા.

દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીનું જે કાંઈ કામ થયું હતું તે સામાજીક, આર્થિક કે રાજકિય પ્રકારનું હોય તે બધા કાર્યની સતાવાર માહિતી છગનલાલભાઈની પાસે હોવાથી ગાંધીજીના અક્ષર દેહ અથવા કલેકટેડ વર્કસનું જે કામ સરકારે ઉપાડ્યું છે તેમાં છગનલાલભાઇએ ઘણી કિંમતી સેવા આપી છે

ભાઈ પ્યારલાલજીએ ગાંધીજીનું લાસ્ટફેઈઝ નામનું જે પુસ્તક લખેલ છે, તેમાં છગનલાલભાઈનાં સક્રિય સાથ અને માર્ગદર્શન મળ્યા હતાં એમ પ્યારેલાલજીએ સ્વીકાર્યું છે

ગાંધીજીએ ખુશાલદાસભાઈ પાસેથી તેમના પુત્ર છગનલાલભાઈની ખાસ માગણી કરી'તી અને જેમ પોતે બેરીસ્ટર બન્યા હતા તેમ છગનલાલભાઈને પણ ગાંધીજીએ વિલાયત મોકલ્યા હતા ને બેરીસ્ટર બનાવવા માંગતા હતા પણ ગાંધીજી પ્રગતિશીલ આત્મા રહ્યા ગાંધીજી બેરીસ્ટરી છોડીને દેશસેવાનો અંચળો સ્વીકાર્યો એટલે છગનલાલભાઈ પણ ગાંધીજીમાં સમાઇ જઈને આશ્રમ જીવન પણ તેમણે ફિનિક્સમાં જઈને સ્વીકારી લીધું.

સત્યાગ્રહ આશ્રમની સ્થાપનાથી આશ્રમના હિસાબી કામ અને વહીવટ કામ છગનલાલભાઈ સંભાળતા હતા. છગનલાલભાઈના હિસાબી કામમાં અને ખરીદી કામમાં બે પાંચ રૂપિયાની ભૂલ દેખાઈ અને તેમણે પોતાના હાથે જ ગંભીર દોષ થયો છે એમ માનીને આફ્રિકાની જે કાંઈ કમાણી થઇ હતી કે બેરીસ્ટરી ભણતા જે સ્કોલરશીપમાંથી રકમ બચી હતી તે રકમ લગભગ ૧૪૦૦૦ રૂા જેટલી ગાંધીજીને ચરણે ધરી દીધી હતી અને ગાંધીજીની આજ્ઞા માથે ચડાવીને કચ્છ પ્રાંતમાં વિજાપુરમાં નાનકડું ખાદી કેન્દ્ર ચલાવવા તેઓ ગયા હતા. અને ત્યાં મુસ્લીમ બહેનોમાં રેંટિયા ચલાવવાનું અને અમદાવાદના મજૂર મહાજનને પૂણી પૂરી પાડવાનું તેઓએ હોંશપૂર્વક મમ સ્વીકાર્યું હતું.

ગાંધીજીના સાચા વારસદાર છગનભાઈ હતા એતો ૧૯૧૪માં જ્યારે જીંદગી જોખમમાં હતી, ત્યારે જે વસીયતનામા જેવો બાપુએ છગનલાલભાઈ પર પત્ર લખ્યો તે જોતાં ખાત્રી થાય છે

કેપટાઉન,

ફાગણ સુદ ૧૪, માર્ચ–૧૧–૧૯૧૪:

ચિ છગનલાલ,

આ ઘડીએ મને ફુરસદ છે જોહાનિસબર્ગમાં મારા પ્રાણ લેવાનો પ્રયત્ન પણ થાય છે, એમ મેઠ લખે છે એમ બને તો ઇચ્છવા યોગ્ય છે જે સારુ કાર્ય સંપૂર્ણ થયું ગણાશે તે કારણથી ડરીને મારે જોહાનિસબર્ગથી દૂર નથી રહેવું એવા સંજોગોથી કે બીજે પ્રકારે પણ મારું અચાનક મૃત્યુ થાય તો મે ખીલવેલા કેટલાક વિચારો મે તમારી પાસે મુકયા નથી, એ અહીં લખી નાખવાં ધારુ છે

કુટુંબસેવા પ્રથમ કરવી એ વાક્ય પરમાર્થ દૃષ્ટિએ બહુ વાસ્તવિક છે તે જેનાથી થઈ શકે તે જ કોમસેવા કે દેશસેવા કરી શકે છે, કુટુંબસેવા કોને કહેવી એજ વિચારવાનુ રહ્યુ છે. શુદ્ધ વર્તન અને વિચાર સહેજાજથી બતાવી દે છે એમ લાગે છે

મને એમ જણાય છે કે આપણે જે ચાકરીની કે રાજદ્વારી જીદગી ભોગવતા આવ્યા છીએ એ કનિષ્ઠ છે. આપણુ કુટુબ પકાયેલુ છે, એટલે લૂટારાની ટોળીમા આપણે ઓળખાઈએ છીએ વડીલોનો દોષ કાઢયા વિના કહી શકાય કે તેઓએ પ્રજાની ચાકરી તો કરી હશે પણ આપસ્વાર્થને અગે એ થઈ છે. સાધારણ દૃષ્ટિએ જોતા તેઓએ ન્યાય કર્યો જણાય છે. એટલે કે થોડો જુલમ રૈયત પર કર્યો અત્યારે કુટુબ પાયમાલ સ્થિતિમાં છે જો નોકરી ન મળે તો બધા રખડે ભારે નજર પહોંચતાં નારણદાસ મુબઈમાં ગુલામી કરે છે, બીજા કુટુબીઓ રખડે છે, અથવા રઝળ પાટમાં પડયા રહી પેટિયુ મેળવે છે બધા પ્રજાની ઉત્પત્તિ કરવામાં પરણાવવામાં રોકાયા છે સાસુ-વહુનો મહાન લોભ પોતાના છોકરાને પરણાવવાનો છે.

આમાંથી ઉગરીયે ! રસ્તો બની શકે તો ફેરવવો પ્રથમ તો ખેડૂત જ બનવુ તેમાં અસહ્ય કષ્ઠ આપણા કઠણ ભાગ્યને લીધે પડે તો વણકર વગેરની મજૂરી કરવી જે દશાએ ફિનિક્સમા રહીએ છીએ તે દશાએ રહેવુ ઓછામાં ઓછી હાજતો રાખવી ખોરાકની પદ્ધતિ બને તેટલી જે વિચારી છે તે સાચવવી દૂધને પવિત્ર વસ્તુ માની છે તે લેવી, તો પણ અપવિત્ર ગણીને લેવી આ મહાન ફેરફાર મહાન છે

તેના મૂળ ઊડા છે, ને તેના પરિણામ સજ્જડ છે તે બધાને માન્ય હો કે ન હો એ જુદી વાત છે પણ કરોડોને જે વસ્તુ અલભ્ય છે, એ જાણીને પણ તજવા યોગ્ય છે એ શુદ્ધ છે, જે અહિસા ધર્મનું વિરોધી છે. એ વિચાર કોઈ કાળે મારા મનમાંથી જનાર નથી આ દેહે દૂધ-ઘી આદિ લેવાય એમ સૂઝતુ નથી બને તેમ અગ્નિનો ઓછો ઉપયોગ કરી રહેણી ચલાવવી, કુટુબના જે છોકરાઓ આવવા માગે તેને આપણે રાખવા અને લેવા તેઓ ઉપરના વિચારને ન અનુસરે તો ન રહી શકે વિધવાઓ જે આવી રહેણીમાં ન દાખલ થવા માગે તેને માનપૂર્વક જણાવવુ કે એ રહેણીને ધારણે ચાલતા જણુદીઠ જે ખર્ચ થાય તેથી દોઢુ તેમને આપી રુખ પતાવીશુ. એ સિવાય બીજુ નહી આપી શકીએ કોઈને પણ વરાવવા-પરણાવવાની ઉપાધિમાં પડવું જ નહી યોગ્ય થયે જે પરણવા માગશે તે પોતે જોઈ લેશે છોકરી હોય તેના સારુ વર શોધવો જ પડશે, તો જે તુલસીને પત્રે વરશે દઈશુ એક પાઈનુ ખર્ચ નહી કરીએ, તેવો વર નહી મળે ત્યાં લગી રાહ જોઈશુ અને છોકરીને ધીરજ રાખતાં શીખવીશુ. આમ કરતાં વાતો સાંભળવી પડશે, તિરસ્કાર થશે તે બધુ પ્રેમપૂર્વક સહન કરીશુ. જો આપણું વર્તન અખડિત રહેશે તો કશી અડચણ નથી આવવાની પ્રજાની ઉત્પત્તિ કરવી એ આપણાં ધર્મનું અગ નથી સંસારને ફેલાવવો એ આપણ કર્તવ્ય નથી જે સસાર છે તેમા ખરડાયા વિના એ પ્રમાણે રહેવું, કે જેથી આપણને અને બીજાને મોક્ષ સુલભ થઈ પડે એ જ જીદગીનુ રહસ્ય જણાય છે. અને તેમા આપસેવા, કુટુબસેવા ને રાજસેવા આવી જાય છે. એ દશા આવે ત્યાં આપણે થોભવાનું નથી "

છગનલાલભાઈ ધારત તો મોટા બેરિસ્ટર બની શકત મોટા મત્રી બની શકત, મોટા ઉદ્યોગ ધધાના હિસાબનીશ બની શકત પણ આ બધુ છોડીને તેઓ તો ટાલસ્ટાય અને બાપુને પથે ચાલીને સેવાગ્રામમાં ગાંધીજી પાસે પહોંચી ગયા હતા અને ૭૦ વર્ષની ઉમરે પણ ખેતી કામ એટલે હાથમાં પાવડો અને કોદાળી લઈ સવારના ત્રણ ચાર કલાક પરિશ્રમ કરતાં મે સેવાગ્રામમાં જોયા છે અને આ શરીર શ્રમને લીધે તેઓ લાબુ તદુરસ્ત આયુષ્ય ભોગવી શક્યા છે એની પ્રતીતિ થાય છે.

છગનલાલભાઈના પુત્ર પ્રભુદાસ ગાંધી તો ગુજરાતી ભાષાના સારા લેખક છે ગાંધીજીની છાયામાં રહીને છગનલાલભાઈના જ્યેષ્ઠ પુત્ર ભાઈ પ્રભુદાસ ઉછરેલા હોવાથી તેમણે દૃઢ સકલ્પ કર્યો હતો કે જે કાંઈ મારે જ્ઞાન મેળવવાનું છે તે માતૃભાષા અને હિંદી દ્વારા જ મેળવવુ અને એ નિયમ પ્રમાણે તેઓ અંગ્રેજી

ભાષા શીખવા માટે મથવા નથી કાકાસાહેબ અને નરહરિભાઇ જેવા ગુરુ મળવાથી ગુજરાતી ભાષા ઉપર તેઓ સારુ પ્રભુત્વ મેળવી શકયા છે

છગનલાલભાઈના બીજા પુત્ર કૃષ્ણદાસ તો વિનોબામા સમાઇ ગયા હોય એવી રીતે પોતાની બાલ્યાવસ્થા ગાળી હતી અને વિનોબા પાસે ટેક નિકમાં તો એ ખાં, બની ગયા છે અને આજે ખાદી કમિશનની અબર પ્રયોગ સમિતિના સચાલક તરીકે કામ કરીને ખાદી સરંજામમાં અનેક સશોધનો કરીને ભારતનું અને એશિયાનું ધ્યાન આકર્ષી શકયા છે

છગનલાલભાઈના પની કાશીબહેન તો આશ્રમ માં સાચા વૈષ્ણવ ભક્ત તરીકે ઓળખાતા હતાં તેમનું જીવન સરળ અને સાદુ અને ભકિત પારાયણ હતુ સગીત શાસ્ત્રી પડીતજી ખરે આશ્રમમાં નહોતાં આવ્યા ત્યાં સુધી તો આશ્રમની પ્રાર્થના કાશીબહેન જ ચલાવતા હતાં

'કાવ્ય દોહન''માંથી પ્રહલાદ આખ્યાન, ધ્રુવ આખ્યન તેમને કઠસ્થ હતાં. અને તેમની પૂજાભાવ જોઈને જ વિનોબાજીએ પોતાની માતુશ્રીની દેવપૂજા સભાળવાનું કામ કાશીબહેનને સોપ્યુ હતું અને કાશીબહેન સત્યાગ્રહી બહેન તરીકે દક્ષિણ આફ્રિકામાં નામના કાઢી હતી અને તેમની છાયા નીચે આશ્રમની બહેનો ઘડાઈ હતી એમ કહી શકાય



## શ્રમ દાન

યુદ્ધમાં અનેક યોદ્ધાઓ અને પ્રાણીઓનો સહાર થયો

સમ્રાટ અશોકને તેથી ખૂબ ખેદ થયો

એ પાપનું પ્રાયશ્ચિત કરવા માટે બ્રાહ્મણોને દાન કરવા લાગ્યા

રાજ્યના સઘળા બ્રાહ્મણો દાન લઈ ગયા પણ એક બ્રાહ્મણ દાન લેવા ન આવ્યો દાન ન લેવાનું કારણ પૂછ્યુ .

સત જેવા સતોષી બ્રાહ્મણે પ્રત્યુત્તર આપ્યો

"મહારાજ ! રાજ્યનો ખજાનો રાજાનો નથી પણ પ્રજાનો છે કર–વેરા દ્વારા પ્રજાનુ ધન રાજ કોષમાં એકઠુ થાય છે તે પ્રજાના હિત માટ વપરાય રાજાનો તેના પર કોઇ હક્ક નથી રાજા તેનુ દાન ન કરી શકે પોતે શ્રમ કરીને મેળવ્યુ હોય દુખો વેઠીને ઉપાર્જન કર્યુ હોય, તેજ ધનનું કોઈ પણ વ્યકિતને દાન કરવાનો સાચો હક્ક છે''

બ્રાહ્મણની દલીલ અશોકને ગળે ઊતરી ગઈ

પદર દિવસ પછી તેણે બ્રાહ્મણને દાન લેવા બોલાવ્યો

સમ્રાટ પદર દિવસ સુધી એક નહેર ખોદાતી હતી ત્યાં શરીરશ્રમ કર્યો પદર સોનામહોરો તેમને મજૂરીની મળી, તે પેલા બ્રાહ્મણને આપવા માંડી ત્યારે બ્રાહ્મણ કહે

"મહારાજ ! તમારી કમાણી પર પ્રથમ તમારા સ્વજનોનો હક્ક છે, તેમના ભરણપોષણ માટે ચૌદ સોનામોહોરો રાખી લો માત્ર એકનું જ દાન કરવાનો તમને હક્ક છે

બ્રાહ્મણે એક સોનામહોરનો સ્વીકાર કરતાં કહ્યુ

"આપના પુનિત પરસેવાની કમાઈની એક મહોર રાજભડારની લાખો સોનામહોરો કરતા શ્રેષ્ઠ છે. પોતાના શ્રમથી મેળવી કરલુ દાન જ શ્રેષ્ઠ દાન છે.

# શાહનામા–એ–ફિરદૌસીનાં સ્ત્રીપાત્રો

મણિભાઈ વોરા

## ૨–રૂદાબા

એલ્બુર્ઝ પર્વતની છાયાથી ઢંકાયેલ ઇરાનની ઉચ્ચ ભૂમિમાં હજારો વર્ષ પૂર્વે આર્યોએ ઇરાની સંસ્કૃતિ સ્થાપી પશ્ચિમે મેસિપોટેમિયામાં 'સુમેર' નામે અનાર્ય રાજ્ય હતું ભારતીય ગ્રંથોમાં આ અનાર્ય પ્રજા'ને અસુર તરીકે ઓળખાવામાં આવી છે ઇરાની અખાત દિલ્મુન તથા દક્ષિણ ઇરાન થઇને સિંધુના મુખ પ્રદેશ સુધી આ અસુરોનો વ્યવહાર હતો.

આ સમયે કાબુલ હિંદુસ્થાનમાં હતું અને તેનો રાજા 'ઇરાનના દાહક' ઝોહાકનો વંશજ મિહરાબ નામે હતો. મિહરાબની રાણી સિંદુખ્ત બહુ ડાહી અને ભલી નારી હતી તથા રાજકુમારી રૂદાબા એ જમાનાની સર્વશ્રેષ્ઠ રૂપવાન કન્યા ગણાતી સર્વગુણ સંપન્ન રૂદાબા યૌવનમાં પગ માંડતી હતી લલિતકળામાંની તેની નિપુણતા લોકજીભે ચર્ચાનો વિષય હતી

ઝાબુલીસ્તાનના રાજા સામને ઘેર પુત્ર અવતર્યો જેને જન્મથી માથે ધોળા વાળ હતા તેથી તેનું નામ ઝાલ રખ્યુ ઝાલ એટલે બુઢ્ઢો–સફેદ પળિયાવાળો આવા બાળકના જન્મથી સામ વહેમાયો રાજપુરોહિતને તેડાવ્યા અંતે એ બાળકને એલ્બુર્ઝ પર્વતના ગાઢ અરણ્યમાં તજી દેવામાં આવ્યો પર્વતની ટોચે રહેતા પંખરાજ સિમુર્ગે એ બાળકને જોયું અને ઉપાડી પોતાના માળામાં બેઠું કર્યું પંખરાજ સિમુર્ગ એટલે ત્રીસ પંખીના તોલાનું મહાન ગરુડ બાળક ઝાલ આ પંખરાજની છાયા તળે મોટો થયો પ્રકૃતિને ખોળે અને ગિરિના ઉચ્ચ સ્થળે વિહાર કરતાં આ બાળકને યૌવન આવ્યું માથાના સફેદ વાળ છતાંય ઝાલ મનોહર યુવાન બન્યો

બાળકને તજી દીધા પછી રાજા સામને પસ્તાવો શરૂ થયો ઉમરની સાથે એનું દુઃખ પણ વધવા લાગ્યું પુત્રની શોધ આદરી ખબર પડી કે એલ્બુર્ઝ પર્વત ઉપર સિમુર્ગ–ગરુડદંપતિને ત્યાં ધોળાવાળવાળો એક સુંદર છોકરો ઉછરે છે પુત્રને ઘેર લાવવા માટે પ્રયાસ શરૂ થયા સામે પોતાના વારસ તરીકે ઝાલને જાહેર કર્યો કુદરતને ખોળે ઉછરેલ ઝાલ પૂરા આનંદથી ઝાબુલીસ્તાનમાં રહી શકશે તથા તેની તે ઇચ્છાનો કોઈ પણ વિરોધ નહિ કરે એવા વચનો જાહેર થયા અને ઝાલ નગરમાં આવ્યો રાજવી યોગ્ય સર્વ શિક્ષણ પામી ઝાલ, પ્રતાપી યોદ્ધા તરીકે દેશ–પરદેશમાં પ્રખ્યાત થયો પ્રકૃતિને ખોળે ઉછરેલ ઝાલને પ્રવાસનો ભારે શોખ જગત જોવા એ સફરે ચડ્યો ફરતો ફરતો હિન્દુસ્તાનના કાબુલ નગરે આવી પહોંચ્યો ઝાલની વીરતા અને પરાક્રમથી પરિચિત કાબુલના રાજા મિહરાબે તેને ઉચિત સન્માન આપ્યું ઝાલના વ્યક્તિત્વથી રાજા પ્રભાવિત થયો ઝાલ તો નગર બહાર નદીને સામે કિનારે પોતાના તંબુમાં રહે છે ઝાલને ખબર પડી કે મિહરાબને એક સોનાપરી જેવી રૂદાબા નામે કન્યા છે પૂછપરછ કરતાં કોઈ એક રૂદાબાનો પરિચય આપ્યો.

રૂદાબાની જોડ જગમાં તો જડશે નહિ,
શોભે સરૂનો છોડ, અવનિ પરની અપ્સરા

ફૂલડાંની ફોરમ એના અંગેઅંગ વછૂટતી,
મુખડું માદક નેણ, એની વેણી અંબર*વેરતી
સરગાપરના ઘાટથી પડ્યા કેશ પૃથ્વી પરે,
ચડ્યા અષાઢી મેઘ, ઢાંક્યો પૂનમ ચાંદને
સોળધરે શણગાર અલૌકિક હીરા–મોતીના,
નખતર, સૂરજ, ચાંદ એ નારીને નમતા ફરે
મેઘ મૂક્યો મલ્હાર, એ કોકિલાના કંઠમાં,
વિજ તણો ચમકાર એ નૃત્ય કરતા અંગમાં.

કુંવરીના આવા વખાણથી ઝાલના હૃદયમાં કામના જાગી માતપિતાની વાત ઉપરથી કુંવરી

* એક સુગંધી પદાર્થ

રૂદામાને પણ મહેમાન તરીકે આવેલા ઈરાની કુમાર માટે રસ જાગ્યો હતો કુવરીએ પોતાના મનની વાત એક વિશ્વાસુ દાસીને કરી દાસી જરા ડરી તે જાણતી હતી કે રાજા પોતાની પ્રિયપુત્રીને ઘોળાવાળવાળા સાથે પરણાવે જ નહિ

રૂદામાની નિદ્રા ચાલી ગઇ ઝાલને જોવા મળવા તે તલસી રહી દાસીથી રુદામાની સ્થિતિ અછાની ન રહી એક દિવસ આ દાસી કુવરી માટે ગુલાબ વીણીને નદી કિનારે ફરતી હતી સામે કિનારેથી ઝાલની નજર પડી અને પોતાનો પરિચય આપવા ધનુષ ટંકાર કરી બાણુ ચડાવ્યુ દાસી જોઈ રહી અને જોતજોતામા ઝાલના બાણથી એક જળચરપંખી વિંધાયને નીચે પડયુ શિકાર લેવા માટે ઝાલનો ચાકર જ્યારે આ કાંઠે આવ્યો ત્યારે દાસીએ તેની સાથે ઓળખાણ કરી અંતે દાસીએ કહ્યુ "કલા પ્રવીણ રૂદામા અને બહાદૂર ઝાલ પરસ્પર મળવુ ઘટે" ચાકરે જ્યારે આ વાત ઝાલને કરી ત્યારે એનું દિલ નાચી ઊઠયુ. બીજે દિવસે ઝાલે હીરામાણેકની ભેટ દાસીને મોકલાવી અને ત્રીજે દિવસે ખુદ પોતે જ મળવા ગયો ચિત્રલેખાદાસીએ રૂદામાનું શબ્દ ચિત્ર ઝાલ સમક્ષ રજૂ કર્યુ

સૌંદર્ય–સ્નેહે શોભતી, ઓઝલ પુરુષની આંખથી;
દૈવે બનાવી પુતળી, નખશિખ હાથી દાંતની
હસત હંસની ડોક સમ, કલાપ કસ્તૂરી કેશનો;
અધર બિંબ ઉર અનેરા ને રંગ અદ્દભૂત દેહનો.
નેત્રે લીધી નમણાઈ ત્યાં' બાગના નરગીસ શી;
ભ્રમર કમાનો થઇ રહી, મશહુર તીર દાજની.
ગાલો ગુલાબો સ્વર્ગનાં, શરીર મોટી સાગ શું;
મુખ મરકતું તેજ છે, પ્રાતઃ સમયના ભાણુનું.
શ્યામ સુંદર વાળમાં, સૌરભ ભરી બ્રહ્માંડની,
મીઠાશ મુખ પર મલપતી, પૂનમ કેરા ચાંદની.
કોમળ કુમારી કામિની, એ છે અલૌકિક સુંદરી;
સર્વાંગ સુંદરતા સજી ને દૂર અવનિ ઉતરી

જન્મ રૂદામાને મળવા મનમાં રહ્યો પ્રેમીઓ વચ્ચે મુલાકાત ગોઠવાઇ એક રાતે ઝાલ રૂદામાના ઊંચા મહેલના ઝરૂખા નીચે પહોંચ્યો. સ્વર્ગની પરી તુરત બહાર આવી અને 'ઝા–લ' નામનો હળવેથી મીઠો ઉચ્ચાર થયો. ઝાલે આનંદસ્વરે કહ્યુ "પૂર્ણ ચન્દ્રના તેજ સમાન તમારા ચહેરાના દર્શન હુ કેવી રીતે કરી શકું ?" ઝાલ ઉપર આવી શકે તે માટે રૂદામાએ દુપટ્ટો નાખ્યો તે ટુંકો પડતા પોતાના શ્યામ સુંદર વાળની લટો સાથે તેને જોડી પ્રિયતમ સુધી પહોચતો કર્યો ઝાલ ઉપર આવ્યો. કુવરીના હૃદય બળથી અવાક બની ઝાલ, રૂદામાની અલક લટોને ભાવપૂર્વક ચુમતો રહ્યો.

ઝાલ ફરિદૂનના વંશનો ઇરાની આર્ય પ્રજાનો કુમાર હતો રૂદાબા ઝોહાકકુળની અસૂર રાજકુમારી હતી. રૂદામાનો કુલવધુ તરીકે સ્વીકાર ઝાલના વડીલો કરશે કે કેમ તે સવાલ હતો. રૂદામાના માતાપિતા ઘોળાવાળવાળા ઝાલને પસંદ કરશે કે નહિ તે પણ મુશ્કેલ હતી બન્ને પ્રેમીઓ ખિન્નતા અનુભવી રહ્યા.

વર્ષો પૂર્વે પિતાએ જાહેર કરેલ વચન યાદ કરી ઝાલે, પિતાને પત્ર લખ્યો : "કાબુલની રાજકન્યા રૂદામા સુલક્ષણી છે દૈવી ગુણો અને પ્રતિભા ધરાવે છે મારુ દિલ એ યુવતીને ઇચ્છે છે કન્યા પણ ખુશ છે મારી ઇચ્છાનો વિરોધ ન કરવાની આપના જાહેર વચનની યાદ સાથે આ લગ્ન માટે આપના આશીર્વાદ સહ મંજૂરી યાચુ છુ"

સામને આ ખબરથી થોડોક આઘાત લાગ્યો. અસૂર કુળની કન્યા ઇરાની આર્યપુત્રને ? મુઝાયેલા રાજાએ જ્યોતિષીઓને બોલાવ્યા, જોશ જોઇને તેમણે કહ્યુ "આ લગ્ન થવા દો એનુ ફળ શ્રેષ્ઠ છે." સામે ઝાલ–રૂદામાના લગ્ન માટે પોતાની અનુમતિ મોકલી, આશિષ પાઠવ્યા

પિતાની અનુમતિ મળતા ઝાલ ખુશી થયો. આ ખુશીના સમાચાર તેણે તુરત રૂદામાને મોકલ્યા વડીલની સંમતિથી રૂદામા પણ રાજી થઈ અને પોતાના પ્રિયતમ માટે પીડી તથા ઝભ્ભાની ભેટ લઇને એક દાસીને મોકલી ભેટ લઇ જતી દાસીને રાણી સિન્દુખ્તે જોઇ, દગાબાજ થતા દાસીએ હકીકત કહી. સિન્દુખ્તને મૂંઝવણનો પાર ન રહ્યો પુત્રી

તરફ મમતા, ઝાલ તરફની ભની લાગણી છતાં રાજા મિહરાગના સ્વભાવને તે ઓળખતી હતી ઈરાની કુમારને પોતાની પુત્રી ન આપે એની એને ખાત્રી હતી. શાહી અને ભની રાણી સિન્દુખ્તે ધીરજ અને કુશળતાપૂર્વક રૂદાબા અને ઝાલના મનમેળની વાત રાજાને કરી રાજાનો ક્રોધ ફાટી નીકળ્યો ઝાલને દંડ દેવા અને જરૂર પડે તો કુવરને મારી નાખવા પણ તે તૈયાર થયો સિન્દુખ્તે ધીરજપૂર્વક કામ લીધુ, રાજાના ગુસ્સાને વશ કર્યો અને પોતાની બુદ્ધિચાતુરીથી વિરોધી રાજાને અનુકૂળ બનાવી ઝાલ–રૂદાબાની સમતિ મેળવી

ઝાલના પિતા સામે ઝાબુલીસ્તાનથી પોતાના કુળના વડા ઈરાનના શાહ મિનુચિહરની ઝાલ–રૂદબાના લગ્ન માટે આજ્ઞા માગતી અરજ કરી મિનુચિહર તપી ઊઠયો ઝોહાકનું અસૂરી ફરજદ ઈરાની વંશમા ! શાહે સામની અરજ તો એક બાજુ રાખી અને કાબુલ પર ચડાઇ કરી, અસુરનો વંશજ પૃથ્વી પરથી મીટાવી દેવાનો તેને આદેશ આપ્યો કુળના વડાની આજ્ઞા થતા ખુદ સામને જ લશ્કર લઇ કાબુલ પર ચડાઇ કરવી પડી ઈરાની લશ્કર કાબુલની સરહદે પહોચ્યુ, કાબુલરાજ પણ યોગ્ય જવાબ વાળવા તૈયારી કરી રહ્યા ઝાલના દુખનો પાર ન રહ્યો છેલ્લા પ્રયત્ન તરીકે, લડાઇ શરૂ થાય તેની પહેલા પિતાને મળવાનુ ધાર્યું

ઈરાની છાવણીમા લશ્કરના વડા સિપેહ સાલાર સામને મળવા તેનો કુવર અને કાબુલનો મહેમાન ઝાલ નમ્રતાથી હાજર થયો પિતાપુત્ર વચ્ચે પ્રેમપૂર્વક વાતો ચાલી ઝાલે વિનતી કરી "કુદરતે જ અમારુ મિલન કરાવેલ છે, જેમા ખુદાનો હાથ છે અમે દોષિત નથી, અમારી જોડી યોગ્ય છે અમારા લગ્નમા શાહે ઈરાન સમતિ આપે એ માટે છેલ્લો પ્રયાસ કરો જાતિ જાતિ વચ્ચેના ગુમાની ભેદ ખાતર પૃથ્વી પર બહાદૂરોના લોહી વહેવડાવવામા ખુદા રાજી નથી આપના આ પ્રયાસમા સદેશવાહક તરીકે હુ પોતે પાર્સ જઇશ અને મિનુચિહર સમક્ષ ઊભો રહીશ" પિતાએ આ સૂચન માન્ય રાખ્યુ અને ઈરાની શાહની ખુશી વાચતો સામનો સદેશ લઇ ઝાલ પાર્સના પાટનગર પાર્સપુર જવા ઉપડયો

ઝાલ પાર્સપુર આવી પહોચતા મિનુચિહરે પોતાના કુળના પરાક્રમી યોદ્ધાનું પ્રેમ અને આદર પૂર્વક સ્વાગત કર્યું. ઝાલે કુશળતાપૂર્વક પિતાની વિનતી શાહ સમક્ષ રજૂ કરી ઝાલનાં વ્યક્તિત્વથી અને સામના વિનીપણાથી ખુશ થઇ મિનુચિહરે અસુર–આર્ય લગ્નની સમતિ આપી ત્યારથી ઝાલ કાબુલ આવ્યો અને યુદ્ધનુ તગ વાતાવરણ આનદોત્સવમા ફેરવાઈ ગયુ યુદ્ધના નગારાને બદલે શાદીની નોબતથી વાતાવરણ ભરાઈ ગયુ

કાબુલમા રાજકુવરીના લગ્નની ધામધૂમ શરૂ થઇ ઝાલ–રૂદાબાના લગ્ન પૂરા આનદથી આરંભાયા ઈરાનના શાહ મિનુચિહર તરફથી શાહી ભેટ સોગાદ વરવધુને મળી અને સામે પોતાના પરાક્રમી પુત્ર ઝાલને ઝાબુલીસ્તાનના તખ્તોતાજ સોપી ઝાલને રાજા જાહેર કર્યો દિવસો સુધી આનદોત્સવ અને મહેફિલોએ કાબુલના સીમાડાને રગીન રાખ્યો

ઝાબુલીસ્તાન ઝાલ રૂદાબાની ઉપસ્થિતિથી ગૌરવવત બન્યુ વખત જતા રૂદાબા ઈરાનના વિશ્વ-વિખ્યાત વીર પુરુષ રૂસ્તમના માતા બની પોતાની લલિતકલા રૂદાબાએ યુગની લલનાઓને સોપી ઈરાનમાં સ્વર્ગ ઊતાર્યું

રૂદાબા ફિરદૌસીના શાહનામાની એક રમ્ય રૂપસુદરી લલિતકલામા પ્રવીણ પ્રિયજન ખાતર પોતાનુ સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થતી બુદ્ધિમાન રમણી છે વડીલોની આજ્ઞાને માન આપતી ગૃહિણી નારી, આદર્શ–પતિના સુયોગ્ય સહચરી તથા વીર પુત્રની વીરમાતા છે પ્રાચીન ઈરાનની તવારિખમા ચમકતુ એ અદ્ભુત સ્ત્રીપાત્ર છે

ભારતના પ્રાચીન યુગમાં આર્ય–યાદવકુળના મનોહર કુમાર અનિરુદ્ધ અને અસુર બાણાસુરની સર્વગુણ સપન્ન કન્યા ઉષા, તેમની વચ્ચેનો પ્રેમ, બન્નેનુ ઐકય સાધવા ચકોરદાસી ચિત્રલેખાની પ્રવૃત્તિ, યાદવઅસુર–ઉભય પક્ષના જાતિ વેર ઝેર, સગ્રામ અને અત ઉષા–અનિરૂદ્ધના લગ્ન, યાદવકુળની જાન, બાણાસુરનો માડવો, ઉષાનું યાદવ રાણી બની દ્વારકામા આવવુ લલિતકલામા નિપૂણ ઉષાએ સૌરાષ્ટ્રને હિદને આપેલી નૃત્યરાસની ભેટ, ઉષા ઉપરથી આજેય સૌરાષ્ટ્રના એક ભાગનું ઓખામડળ નામ–આ સર્વ ઝાલ રૂદાબાની કથાની યાદ આપે છે ભારત અને ઈરાનની કથાઓમા કેટલુ સામ્ય છે !

# રમ્ય એ જીવન ગ્રામ્ય રસાળ બોટાદકર

(બોટાદકર જન્મ શતાબ્દી નિમિત્તે)

નરોત્તમ પલાણ

નવેમ્બર ૭૦મા બોટાદકરના જન્મને સો વર્ષ પૂરાં થાય છે. ઓછો અભ્યાસ, અસહ્ય ગરીબી દમનો વ્યાધિ છતાંય બોટાદકરે ગુજરાતી ભાષાને પાંચ કાવ્ય સંગ્રહોનો અર્ધ્ય અર્પ્યો.

માસિક અઢાર રૂપિયાના પગારથી કદીય વધારે પગાર નહિ મેળવી શકનાર બોટાદકરને પ્રભુએ બે તકો આપી હતી. એક વેરાવળની હવેલીવાળા ગોસાંઈજી મહારાજ સાથે મુંબઈ જઈ સંસ્કૃત શીખવા મળ્યું તે અને બીજી ર. અમૃતલાલ દાણીની મૈત્રી જેના દ્વારા બોટાદકર અન્ય કવિઓને મળી શક્યા તથા અંગ્રેજી કવિતાનો પરિચય પામી શક્યા.

બોટાદકરની કવિતામાં પ્રકૃતિ મુખ્ય છે પણ પ્રકૃતિ લેખે પ્રકૃતિ તેમનામાં ક્યાંય જોવા મળતી નથી. સંસ્કૃત સુભાષિતોની અસરને કારણે કે દલપતરામની છાયાથી બોટાદકર દરેક દૃશ્ય પાસેથી કંઈને કંઈ બોધ તારવવા મથે છે. નિસર્ગનું વર્ણન હંમેશાં સત્ત્વારોપણથી જ કરતા બોટાદકર મૂળે તો ગ્રામ્ય જીવનના કવિ છે.

એક વાત અહીં નોંધવા જેવી છે કે બોટાદકરની નારી પછી તે કન્યકા હોય, પ્રિયા હોય કે માતા હોય, ગામડાની છે. ગ્રામ્ય જીવન બોટાદકરને અપાર રમ્ય લાગ્યું છે અને એ જીવનના કેટલાક પ્રસંગો બોટાદકરની કવિતામાં સમૃદ્ધપણે ચિત્રણ પામેલા મળી શકાય છે.

કવિની નજરમાં સ્વર્ગ જેવી શુચિતાવાળા માનવઆત્માના વિશ્રામ સ્થાનરૂપ, સત્ત્વમોદંતું ગ્રામ્ય જીવન છે. નાનકડાં ઘરોની નાની હારમાં સૂર્યનો પૂર્ણ પ્રકાશ પડે છે. વનમાંથી આવતો અણમોલો પવન શીતળતા અને આરોગ્ય બક્ષી જાય છે. પ્રત્યેક ઘરના આંગણામાં ગાય અને તુલસી ક્યારો આવેલાં છે. ગોરજથી વાસિત ઘર ને ઓસરી, આંગણાના વૃક્ષ અને વેલીથી શોભિત છે.

ગામડાને પાદર બગલાની હારથી શોભતી સરિતા, પોતાના બન્ને કાંઠા પર મોર, હરણ અને વેણુ વાતા ગોપબાળને ધારણ કરતી, ચાલી જાય છે.

બોટાદકરનું પ્રિય કાવ્ય-સ્વરૂપ રાસ છે. ગામડાનું વર્ણન કરવા બેસે છે ત્યારે ય બે જ લીટીમાં ઉષાનું વર્ણન પતાવી, બપોરને તો નજરમાં લીધા વિના જ સીધા રાતનું અને રાતમાં ય રમણીના રાસનું વર્ણન વિગતે આલેખવા મંડી જાય છે.

ગામડાંના જીવનમાં કોસ, કાપણી, મેળા, શ્રમ અને ઉલ્લાસના પ્રસંગો છે. કોસ એ ગામડાનું આવશ્યક અંગ છે. અર્થાન્તરન્યાસ દ્વારા કવિ, કોસમાંથી ગામડાના જીવન માટે આવશ્યક ઉપદેશ પણ તારવે છે. કોસ કૂવામાં ગયો અને પોતાનું પેટ ભરાઈ જતાં તુરત ચાલતો થયો. 'રે સ્વાર્થ સગના કો અન્યને આગળે ધરે?' બાપડો કોસ ઉપર આવે છે 'પણ ખાલી અરે પણ એકલો!' કવિ એક સુંદર અર્થાન્તરન્યાસ યોજે છે. 'ન ભીખના ભાજન કદી શીકે ચડેલા સાજના?'

કોસનું પાણી થાળામાં થઈને ધોરિયામાં આગળ ગતિ કરે તેનું એક સ્વાભાવિક ચિત્રણ કવિ આપે છે. ગુજરાતી કવિતામાં કોસના પાણીનું આવું ચાક્ષુષ સમગ્ર ચિત્ર બોટાદકર સિવાય અન્યત્ર સુલભ નથી.

કાપણી ગ્રામ્યજીવનનો આનંદ લાગી આવતો પ્રસંગ છે. 'કાપણી' નિમિત્તે કવિ ખેતર ને ખેતરમાં અવનવા પંખીનું અને ગોફણના ઘાનું સુંદર વર્ણન આપણી આગળ મૂકી જાય છે. દરેક વસ્તુમાંથી બોધ તારવવાનું તો કવિ ચૂકવાના જ નહિ — આ પણ ગ્રામ્ય જીવનના ભોળા માનસની ભોળી પ્રતીતિ આપણને કરાવી જાય છે.

'મેળા' ગામડાના જીવનનું એક મહાન પર્વ છે. જુવાન હૈયાંને મુક્ત મહાલવા માટે મેળો પૂર્ણ

અવકાશ કરી આપે છે આખા વર્ષમાં આ એક જ પ્રસંગ સૌથી વધારે ઉલ્લાસ અને મસ્તીનો છે મોટાદકર ગામડાનો જીવ હોવા છતાંય મેળાની મસ્તીને મન મૂકીને ગવરાવી નથી શક્યા કહો કે ગુજરાતી કવિતામાં હજુ સુધી એનું મનભર ચિત્રણ આપણને નથી મળ્યું જેવું પન્નાલાલને હાથે 'મળેલા જીવ'માં મળ્યું છે

બોટાદકરે લખેલા ગ્રામ્ય જીવનના કાવ્યોમાં એના વિષયવસ્તુને કારણે અદ્વિતીય બની રહેલી કૃતિ વત્સલી । છે ગામ ને પાદર મસ્તી કરતા વાછરડાનું અતિ હૃદયંગમ સ્વાભાવોક્તિભર્યું વર્ણન અહીં આપણને પ્રથમવાર જ મળે છે ચરતા વાછરડા કાન ઊંચા કરી કૈં સુણતા વાછરડા ચાર પગે ઉછળતા વાછરડા ઊડતા પંખીને જોઈ વધારે ચકિત બનતા વાછરડા સામસામા લડતા વાછરડા ખડ નજરે પડતા ગંભીર થઈ ચરવા લાગી જતા વાછરડા, અંગ ઉપર હાથ ફરતા ઉન્નત રોમ બનતા વાછરડા—બોટાદકરની કવિતા વાછરડાના આ વિવિધ હૃદ્ય ચિત્રણમાં પૂર્ણ કલાએ ખીલેલી આપણે અનુભવી શકીએ છીએ અનંતરાય રાવળ સાચું જ કહે છે "ગ્રામ્ય જીવનના આ નિત્ય પરિચિત દૃશ્યમાં રહેલા સૌંદર્ય અને ભવ્ય પર પોતાની નજર કવિના જ પ્રતાપે પહેલીવાર વળતી હોવાનો અનુભવ ઘણા સહૃદયોને થશે

ગ્રામ્ય જીવનનું એક આદર્શ અને સુભગ ચિત્ર બોટાદકરની કવિતામાં આપણને મળે છે. તેમની મર્યાદા વિશે કહેવું હોય તો કહી શકાય કે બોટાદકરમાં ગામડાનું ચિત્ર, ગામડાની નજરે છે પણ ગામડાની ભાષામાં નથી

છતાંય મોટાદકર ગુજરાતી કવિતામાં ગ્રામ્ય જીવનને સૌથી મોટા પ્રમાણમાં વાસ્તાર્થ દ્વારા આપનાર કવિ છે આજે જ્યારે છેલ્લી કવિતામાં ગામડું એના અભિનવ રંગે અભિનવ સંદર્ભમાં પ્રવેશ કરી રહેલું દેખાય છે ત્યારે ગામડાની લીલાને ગાનાર મોટાદકરનું સ્થાન ગુજરાતી કવિતામાં વધુ દૃઢ બનેલું આપણે કલ્પી શકીએ છીએ



સ્વામી રામતીર્થ જ્યારે લાહોરમાં ગૃહસ્થ જીવન જીવતા હતા ત્યારે લાહોરમાં પણ તેમની વૃત્તિ ઓમાં સાત્ત્વિકતા છલકાતી હતી ને આંખોમાંથી પવિત્રતા નીતરતી હતી

લાહોર તે વખતે રામરંગમાં જાણીતું હતું ને રામતીર્થના મહોલ્લામાં પણ અનેક ગણિકાઓ હતી આથી શહેરના સારા રહીશોએ ભેગા મળીને નાનાં બાળકોમાં કુસંસ્કાર ન પડે તે માટે તેમને ખસેડવાની અરજી કરવાનું નક્કી કર્યું મિટિંગમાં સર્વાનુમતે ઠરાવ કરાયો ને સૌની સહી સાથની અરજી તૈયાર કરાઈ તે પછી પાંચ આગેવાનો અરજી પર ગેરહાજર રહેલાઓની સહી લેવા ફરી રહ્યા

રામતીર્થનું મકાન આવ્યું, એટલે તેમને અરજી વાંચવા આપી અરજી વાંચતાં વાંચતાં જ રામતીર્થ રડી પડયા

"આપને રડવું કેમ આવ્યું ? એક ગૃહસ્થ પૂછ્યું

'ભાઈ ! મને થાય છે કે વેશ્યાઓ જો પોતાનું આવું વાતાવરણ જમાવી શકે છે તો આપણે આપણા સારા સંસ્કારોનું વાતાવરણ એવું વ્યાપક શા માટે ન જમાવવું જોઈએ કે આપણાં બાળકો તેમની સામે પણ ન જુએ ? આ અરજી કરવાથી તો તેમને મહત્ત્વ અપાશે

'ને સૌનું—બાળકોનું ધ્યાન પણ તેમના ભણી દોરાશે પ્રથમ તો આપણે જ આપણાં બાળકોમાં ચારિત્ર્યનું બળ રેડવું જોઈએ, સંયમના પાઠ શીખવવા જોઈએ કે જેથી વિલાસના પથરા તેને કદાપી તોડી ન શકે" રામતીર્થે કહ્યું. ને આ સાંભળતાં જ સહી કરાવવા આવેલા આગેવાનો અરજી ખિસ્સામાં મૂકીને ચાલ્યા ગયા

# સૌરાષ્ટ્રનાં એકાવન દેવીસ્થાનો

કૃષ્ણુલાલ પી મહેતા

આધ્યાત્મિક ભારતનુ જીવન વ્રતો અને ઉત્સવોથી ભરપૂર છે ચાતુર્માસમાં આવતા તહેવારો પૈકી ચોમાસાને અ તે આવતું નવરાત્રિ પર્વ, સર્વ સાધરણ જન સમુદાય અને ખાસ કરીને શકિત ઉપાસકો માટે મહત્ત્વનું છે.

આ નવરાત દરમ્યાન અશ્વિનના પહેલા દસ દિવસ સુધી સર્વત્ર દેવીની સ્થાપના, ઉપાસના, આરાધના, પૂજા વગેરે જુદા જુદા પ્રકારે થાય છે

નોરતામાં સ ધ્યા સમયે અને રાત્રીના પ્રથમ પહોરે ચોટાં, શેરીઓ અને આંગણા, કુમારિકાઓના ગરબાના ટમટમ પ્રકાશે શોભી હાલે છે ગરબાથી ગુંજતું વાતાવરણ, ઉગતી પ્રજાના અનેક આશા તથા ઉમ ગો અને માતાજીના આશિષથી સભર બનેલુ અનુભવાય છે શકિતપૂજા એ આસૂરી શકિત પર દૈવી શકિતના વિજયનુ પ્રતીક છે જગતજનની આદ્ય અ બા સાથે પ ચ મહાશકિત, સપ્તમાતૃકા, નવદુર્ગા દસ જગન્માતા, સોળ દેવી, એકાવન શકિતપીઠો, ચોસઠ જોગણીઓ અને એક સો આઠ દેવી નામો ઉપરાંત એના સ્તોત્રો, ધ્યાનમ ત્રો છ દ વગેરે હિન્દુ સમાજમાં પ્રચલિત છે

આજ આપણે ઘર આંગણે—સોરાષ્ટ્રમા આવેલાં એકાવન દેવીસ્થાનોનુ સ્મરણ કરીએ

| | નામ | ગામ . |
|---|---|---|
| ૧ | અન્નપુર્ણા | પોરબ દર, જામનગર |
| ૨ | આશાપુરા | જામનગર, ધુમલી |
| ૩ | અ બાજી | જૂનાગઢ |
| ૪ | કાલી (ભદ્ર) | પ્રભાસપાટણ |
| ૫ | ગાયત્રી | જામનગર |
| ૬ | ખોડિયાર | ભાવનગર પાસે |
| ૭. | ચામુ ડા | ચોટીલા, પો રબ દર |
| ૮ | ચ ડી | ચોટીલા, બખરલા |
| ૯ | તુલજાભવાની | શિહોર |
| ૧૦ | દુર્ગા (નવ) | પોરબ દર |
| ૧૧. | ઘાસી | જામનગર |
| ૧૨. | બહુચરાજી | વલભીપુર |
| ૧૩ | ભવાની | માંગરોળ |
| ૧૪ | ભુવનેશ્વરી | ગોંડલ |
| ૧૫ | વરુડીમાતા | ધુતારપર (હાલાર) |
| ૧૬ | સુ દરીભવાની | હળવદ પાસે |
| ૧૭. | મહાલક્ષ્મી | જામનગર, જૂનાગઢ રાજકોટ |
| ૧૮. | માત્રી | ઓસમમાત્રી |
| ૧૯. | ભાદર આઈ | નવીબંદર |
| ૨૦. | રોઝીમાતા | રોઝીબ દર(જામનગર) |
| ૨૧. | રુકિમણી | દ્વારકા |
| ૨૨ | અનસૂયાજી | થાન, જૂનાગઢ |
| ૨૩ | વિ ધ્યવાસીની | છાયા |
| ૨૪. | હર્ષદ | મિયાણી, વેરાવળ, ગોરજ |
| ૨૫. | હિ ગળાજ | ઢાંક, જામનગર |
| ૨૬. | હોલમાતા | વાકાનેર |
| ૨૭ | બુટમાતા | બુગાવદર (પ્રે ફા) |
| ૨૮ | મમઈમાતા | શીહ, લોજ |
| ૨૯. | સામુદ્રિ | માંગરોળ |
| ૩૦ | પદમાણી | પોરબ દર |
| ૩૧ | પોગાવ | પોરબ દર |
| ૩૨ | વાઘેશ્વરી | વઢવાણ, જૂનાગઢ |
| ૩૩. | સરસ્વતી | જૂનાગઢ |
| ૩૪ | શિકોતરી | પોશિત્રા, ગુ દાળા |
| ૩૫. | મેલડી | કતપર, વઢવાણ, દિવાસા |
| ૩૬ | રાંદલ | દડવા, બગસ્દર |
| ૩૭. | વેરાવળી | વેરાવળ, પોર બદર |
| ૩૮ | શીતળા | કાલાવડ |
| ૩૯ | બાલવી | બાલવા |
| ૪૦ | નાગબાઈ | પાટણ, મોણિયા, |
| ૪૧ | કનકાઈ | ગિર |
| ૪૨ | મ ગળાજ | માંગરોળ |
| ૪૩ | નરવાઈ | નવીબ દર |
| ૪૪ | લુપાઈ | આખા મ ડળ |
| ૪૫ | આત્રાળ | મિયાણી, દાતરાણા |
| ૪૬. | ચોરવાડી–ઝુ ડ | ચોરવાડ |
| ૪૭. | રવરાઈ | ભોગસર–ચેડ |
| ૪૮ | શકિતમાતા | ધ્રાંગધ્રા, મોરબી |
| ૪૯ | મચ્છોઈ | વાંકાનેર |
| ૫૦ | ચામ્રી | ઓરિયા–ભરડો |
| ૫૧ | ભગવતી | પોરબ દર. |

## ગાંધીજીનો અક્ષરદેહ (ભાગ ૧–૨)

પ્રકાશક જીવણજી દેસાઈ,
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪
પાનાં ૩૦૪ + ૩૦૪ કિંમત રૂા. ૧૬–૫૦

પ્રથમ પુસ્તક ૧૮૮૪ થી ૧૮૯૬ નો સમય આવરી લે છે.

"આ યુગના સૌથી મહાન પુરુષના ઉછેર, વિકાસ અને કાર્યપદ્ધતિની પ્રેરણાદાયી કથાને, તેમનાં જ લખાણો અને ભાષણોના રૂપમાં" પંદર ભાગની આ ગ્રંથમાળા સુલભ કરી આપે છે ગાંધીજીએ તેમના કર્મયોગની શરૂઆત દક્ષિણ આફ્રિકાથી કરી હતી અને રંગદ્વેષ તેમજ અન્યાયી જુલમો સામે તેમણે જે લડત આપી ત્યા થી સત્ય માટેના તેમના પ્રયોગો શરૂ થયા. ત્યાં તેમણે અખબારોમાં, ધારાસભામાં તેમજ ગોરાઓને ઉદ્દેશીને જે નિષ્ઠાથી પ્રામાણિક અહિંસક લડત આદરેલી તેનો ખ્યાલ, આજે પોણી સદીથી વધુ સમય પછી, આ ગ્રંથ વાંચીને પ્રત્યક્ષ અનુભવી શકાય છે

પ્રથમ પુસ્તકનો બીજો ખંડ ૧૮૯૬ થી ૧૮૯૭ નો ગાળો રજૂ કરે છે તેમાં ગાંધીજી ઉપર જે શારીરિક આફતો આવી પડે છે અને તેની સામે તઓ ઝઝૂમે છે તેનો ચિતાર આપ્યો છે. તે વખતના મશહૂર 'લીલા ચોપાનિયા' ગાંધીજીના ગોખલે ઉપરના પત્રો, તેમજ હિંદીઓની કફોડી હાલતનો બયાન આપતું ૮૪ પાનનુ વિનંતીપત્ર આ ભાગમાં જોઈ શકાય છે ગાંધીજીએ પોતાની લડતની શરૂઆત પરદેશીઓ વચ્ચે રહીને વિરોધના વાતાવરણમાં જ કરી તે પૃષ્ઠભૂ આજના તેમજ ભવિષ્યના ગાંધી–અભ્યાસીને માર્ગદર્શક બની રહેશે.

## ગાંધીજીનો અક્ષર દેહ (ભાગ–૩)

પ્રકાશક : ઉપર મુજબ
પાનાં ૫૬૦ કિંમત રૂા. ૧૬.૫૦
સમય ૧૮૯૮ થી ૧૯૦૩

પાંચ વર્ષનો આ ગાળો ગાંધીજીના કાર્યક્રમને વધુ સક્રિય સ્વરૂપે આગળ ધપાવે છે. ૧૮૯૯ના અરબો યુદ્ધમાં તમણે ઇન્ડિયન એમ્બ્યુલન્સ કોર ઊભી કરી, તેની આગેવાની લઈ ઘાયલ અને જખમીઓની સેવા કરવાનું ઉમદા કામ બજાવ્યું અને ગોરા લોકો પણ તેમની શુભેચ્છાથી પ્રભાવિત બન્યા. ૧૯૦૧માં ગાંધીજી ભારત પાછા ફર્યા, પરંતુ પાછું આફ્રિકાથી તેડું આવતા ૧૯૦૨ના નવેમ્બરમાં જોહાનિસબર્ગ પહોંચી ગયા. ત્યાં તેમણે અન્યાય સામેની ઝુંબેશ ચાલુ રાખી આ વર્ષોએ ભવિષ્યના ગાંધીના ઘડતરનો પાયો નાખ્યો.

## ગાંધીજીનો અક્ષરદેહ (ભાગ–૪)

પ્રકાશક : ઉપર મુજબ
પાનાં ૫૮૨, મૂ. રૂા. ૧૬.૫૦
સમય ૧૯૦૪–૧૯૦૫

જોહાનિસબર્ગમાં ગાંધીજી રહ્યા ત્યારે હિંદીઓના હકક માટે લડત આપી, વકીલાતની સાથે જાહેરજીવનમાં પણ ઝુકાવ્યું તેમજ Indian opinion શરૂ કર્યું; પ્લેગ ફાટી નીકળ્યો ત્યારે મરકીનો ફેલાવો ન થાય તે માટે સેવાઓ આપી. અને ડરબનની નજીક ફિનિકસ વસાહતની સ્થાપના કરી. ન્યાય અને ગોરાઓ તરફથી સદ્વર્તાવ માટે હિંદીઓને જે લડત આપવી અને અનેક મુસીબતોમાંથી પસાર થવું પડયું તેનો વૃત્તાંત અહીં આપેલા ગાંધીજીના પત્રો તથા બીજા લખાણોમાંથી મળી રહે છે 'ઇન્ડિયન ઓપિનિયન'ની હિંદી, તામીલ અને ગુજરાતી ફોટો પ્રિન્ટ્સ આ ભાગનું આગવું આકર્ષણ બની રહે છે

## ગાંધીજીનો અક્ષરદેહ (ભાગ–૫)

પાનાં ૫૮૦
કિંમત રૂા. ૧૬–૫૦

સુલભ અકસ્માત છે

"સહજ માર્ગના પ્રકાશમાં
રાજયોગનું દિવ્યદર્શન"

શ્રી રામચંદ્ર મહારાજ

અનુ કે કા શાસ્ત્રી

પાનાં ૮૦ પાકું પૂઠું મૂલ્ય રૂા ૩

મૂળ અંગ્રેજી ઉપરથી ગુજરાતી ભાષામાં 'સહજમાર્ગ' વિષેનું આ પ્રથમ પુસ્તક પ્રગટ થાય છે ઉત્તર પ્રદેશના ફત્તેહગઢના શ્રી રામચંદ્રજી મહારાજ આ માર્ગના સંશોધક તેમનો હેતુ દરેક ધર્માત્માની પેઠ માનવીનું કલ્યાણ કરવાનો અને ધર્મસ્થાપનાનો હતો તેમણે 'રામચંદ્ર મિશન''ની સ્થાપના પણ કરી જે આજે આ દિશામાં સત્વશીલ કામ કરે છે મુંબઈના વલ્લભજી કુંવરજી ટાંકે આ ગ્રંથના પ્રકાશનની જવાબદારી લઈને ગુજરાતને એક ઉચ્ચ કોટિનું આધ્યાત્મિક પુસ્તક પૂરું પાડ્યું છે અધ્યા કે કા શાસ્ત્રીએ ગુજરાતી અનુવાદ કરવામાં સહયોગ આપ્યો તે તેની ચિંત્ય સામગ્રીને આભારી છે માણસ આજે માણસ મટી રહ્યો છે અધર્મ, અનીતિ, દ્રવ્ય પાછળ દોટ અને ભોગવિલાસ પાછળ તેની શક્તિનો હ્રાસ થઈ રહ્યો છે મનુષ્ય માત્ર બહારથી નહિ, અંદરથી પણ શુદ્ધ બને તે માટે સહુકોઈ (ગૃહસ્થાશ્રમીઓ પણ) માટે સરળ અને સચોટ સાધનાપદ્ધતિ શ્રી રામચંદ્રજીએ શોધી કાઢી તેના નિષ્કર્ષરૂપે આ પુસ્તક છે અને સ્વયં કાંઈક પ્રાપ્ત કરવા અને જીવનરહસ્ય શોધતા મુમુક્ષુઓ માટે, તે માર્ગદર્શન બની રહેશે આ શ્રેણીમાં બીજાં બે પુસ્તકો પ્રગટ થઈ રહ્યાં છે પુસ્તકનું પ્રાપ્તિસ્થાન ગુજરાતમાં નીચે મુજબ છે

શ્રી માનસ ગજી ખારડ
'પથિક' કાર્યાલય,
પ્રેમ દરવાજા બહાર, અમદાવાદ-૨

Reg. No. G. 153

# વૈષ્ણવજન

વર્ષ : ૯]          નવેમ્બર – ૧૯૭૦          [અંક : ૮

## અનુક્રમણિકા



## સૂચના

### [ગ્રાહકાને]

દર માસની બારમી તારીખે અ[ ] પ્રસિદ્ધ થાય છે

પ દરમી સુધીમા અક ન મળ તે પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યા લયને જણાવવુ અંક શિલિકમા હશ તો માકલાશે

ગમ ત મ[ ]કન ગ્રાહક થઈ શકાય છે

•

આ મ[ ]નિકમા પ્રસિદ્ધ થતા વિચારા જે ત લ ખકાના છ ત પાઠક ત વિચારામા સંમત છ જ તમ માનવુ નહિ

### [લખકાન]

વૈષ્ણવજન'મા સસ્કૃતિ કલા શિક્ષણ અન સાહિત્ય વિષયક લખાણા લવામાં આવ છે

લખાણ સાફ મૌલિક તાજું યોગ્ય એવી અપક્ષા રહ છ કાગળની એક બાજુ શાહીથી લખવુ

### લવાજમ

દશમા [વરસ ]] ૮ રૂપિયા

પરદેશમાં સો ળ શિ[ ]ગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સપાદક નવીન ગાંધી ૨ રામકૃષ્ણનગર રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા રેઈસકોર્સ રોડ રાજકોટ

કળાકાર

એ કુદરતનો પ્રેમી છે, ને તેથી એ તેનો સેવક પણ છે અને સ્વામી પણ.



- મનુષ્ય પોતાના ઇતિહાસમાં પોતાને ઉઘાડો પાડતો નથી; પણ એમાંથી એ મથામણ કરીને છટકી જાય છે.
- દરેક બાળક એ સંદેશો લઇને જન્મે છે કે, ઇશ્વર હજી માણસજાતથી નાહિંમત નથી થયો.
- નહેર પોતાના એ ભ્રમમાં જ રાચે છે કે, એને પાણી પૂરુ પાડવા માટે જ સરિતાનુ નિર્માણ થયુ છે!
- પ્રેમ પણ નાશ પામી શકે છે, એ એક એવી હકીકત છે જેને આપણે સત્ય માની શકતાં નથી.
- ભાંગીને ધુળભેગી થઈ ગયેલી તમારી પ્રતિમા પુરવાર કરે છે કે, તમારી પ્રતિમા કરતાં ઈશ્વરે સર્જેલી ધુળનુ મહાત્મ્ય વધારે છે

રવિન્દ્રનાથ ટાગોર

૭ મહિનાની થઈ, ત્યાં તો બસરીએ ઘર આખામાં ફૂદડિયાં તાણવા માંડયા. એટલી તો આનંદી ને સ્ફૂર્તીલી છે! આખોયે દિવસ બસ હસતી ને હસતી જ! એના જન્મથી તે આજ સુધી એનું વજન પણ જોઈએ એટલું બરાબર રહ્યું છે. બસરીની આંખોની ચમક પરથી જ બીજી બધી માતાઓ એના તરવરાટભર્યા આરોગ્યને પારખી લે છે. બસરીના સુદૃઢ આરોગ્યનું રહસ્ય છે—એક વિશેષ પ્રકારનો બાળ આહાર!

## અનન્ય બાળક



## અનન્ય બાળ આહાર

અમૂલસ્પ્રેના વેચાણે શરૂઆતના કેવળ બેજ વર્ષમાં એક એવી ટોચ સર કરી લીધી કે બીજા બાળ-આહારોના વેચાણ તો એની સામે નજીવાં લાગવા માંડયા—એ એક અજોડ બાળ આહાર બની ગયો!
અમૂલસ્પ્રે એક વિશેષ પ્રક્રિયાથી (સ્પ્રે ડ્રાઈંગ) અને વિશેષ ફૉર્મ્યુલાને આધારે બનાવાય છે—વિશેષ પ્રકારના પૌષ્ટિકતત્વો પૂરા પાડવા માટે—વિશેષ તો તમારા લાડકા બાળક માટે! સહેલાઈથી પચી જતા અમૂલસ્પ્રે વડે બાળકને સમતોલ પોષણ મળી રહે છે. સાથોસાથ મળે છે આવશ્યક એવા વિટામિનો તેમજ ખનિજતત્વો અને તમારા લાડકા બાળકના શારીરિક તથા માનસિક વિકાસ માટે જરૂરી અધિક, વધુ સારા પ્રોટીનનાં તત્વો!




# અમૂલસ્પ્રે

માના દૂધની બદલીમાં ઉત્કૃષ્ટ વૈકલ્પિક આહાર

ASP/AS 14

# મનસુખનગર કો. ઓ. હાઉસીંગ સોસાયટી લિ. (સૂચિત) વાંકાનેર



સ્વ. મનસુખલાલ મી. શાહ

- આ સોસયટી ચંદ્રપુરના રસ્તે જીનપરામાં વાંકાનેર સર્વે નંબર ૧૭૩/૧, ૧૭૦/૧ માં કરવામ આવેલ છે આ સોસયટીમાં થોડાક પ્લોટ બાકી છે તો વહેલી તકે પ્લોટ પસંદ કરી પહેલો હપ્તો રૂા. ૧૧૨૬-૦૦ નો ભરો.
- ૬૪ ટકા લોનની સગવડતા છે
- આ સર્વે નંબરની જમીનની આગળને પાછળ મકાનો આવેલા છે

વધુ વિગત માટે લખો અથવા મળો :

(૧) પ્રવીણચંદ્ર એચ શાહ
વાંકાનેર ઓટોમોબાઇલ્સ
દિવાનપરા, વાંકાનેર

(૨) ગુલાબચંદ સી. શાહ
વાંકાનેર ઓટોમોબાઇલ્સ
રાજકોટ.
ફોન નં ૨૬૨૫૮

શુભેચ્છાઓ સાથે



## સૌરાષ્ટ્ર પેકીંગ સર્વિસ

રાજકોટ

ધીરાણ-વસુલાતનુ સંકલન ન કરીએ તો
સહકારી પ્રવૃત્તિ ઉચ્ચપવાળી લાગશે

: ચિતરંજન રૂગનાથ રાજા

દેશની કાયાપલટ કરવાના કાર્યમાં આર્થિક અને સામાજિક ક્રાંતિ અનિવાર્ય છે. જે સહકારી પ્રવૃત્તિ દ્વારા શકય બનાવી શકાય તેમ છે.

## ઊના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ.

( રજી નં. ૧૪૫૬ તા ૨૫-૬-૧૯૫૬ )

## જીનીંગ ફેકટરી એન્ડ ઓઈલ મિલ

દેલવાડા રોડ, ઊના ( જનાગઢ જિલ્લો )

સભાસદ સંખ્યા=૬૦ મંડળીઓ : શેરભંડોળ રૂ. ૨૩૨૩૪૨/-

ઓડીટ વર્ગ-અ

ચંદ્રશંકર લાભશંકર જાની
પ્રમુખ.

## નૂતનવર્ષે

નવા વર્ષમાં ત્યાગની વધારે વિશાળ ભાવના, ધ્યેયની વિશેષ સ્થિરતા અને આત્મ-સંયમની વધારે તાદ્દશ સમજ તમારામ આવો એમ ઈચ્છું છું.

તમારી ધર્મજાગ્રતિ વધો, તમારું નીતિબળ વધો, તમે વધારે સેવા પરાયણ થાઓ.

તમે સારા થવાનો દઢ સંકલ્પ કરો. તમને સારા બનાવવાની ભગવાનને સદા પ્રાર્થના કરો, એટલે તમે સારા થશો, તમારું જીવન વધારે શુદ્ધ વધારે સંયમશીલ કરો.

ઈશ્વર તમને શાંતિ આપો, તમારું કલ્યાણ કરો. જ્ઞાન સહિત સેવા કરો, સેવા કરતાં અલિપ્ત રહો. આપણે વધારે સાવધાન અને કર્તવ્યપરાયણ થતાં શીખીએ. મારી ખાતરી છે કે તમે અંધકારમાંથી જલદી પ્રકાશ જોઈ શકશો

જો તમે દઢ હો, તમે બહાદુર હો, તો તમારે તમારો ગુસ્સો સમાવી દેવો પડશે ગોઇન્સાફની કંઈ પણ લાગણી તમારા હૃદયને કોતરી ખાતી હોય તો તેને દબાવી દેવી પડશે. શેતાન હમેશાં છિદ્રોનો લાભ લે છે. માટે છિદ્રો પૂરવા એ આપણું કર્તવ્ય છે.

વળી તમારે બીજાના દોષો પ્રત્યે ઉદારચિત્ત રહેવું આવશ્યક છે. ક્રોધની સામે ક્રોધ નહીં, અવગુણની સામે અવગુણ નહીં; ક્રોધની સામે શાંતિ, અવગુણનો બદલો ગુણ, ગાળનો બદલો પ્રેમ, અપકારનો બદલો ઉપકાર–આ ધર્મ છે. આ આક્રામવ્યવહાર છે. ખબરદાર એ ચૂકયા તો !

— ગાંધીજી





# પાનીમેં મીન પિયાસી

[સંત કબીરનું 'પાનીમેં મીન પિયાસી' ભજન પૂ. મલ્લિકજી અવાર નવાર રસપૂર્વક નીચે પ્રમાણે સમજાવતા]

પાનીમેં મીન પિયાસી।
મોહિ સુનિ સુનિ આવત હાંસી રે ॥–પાની મેં...

આતમ જ્ઞાન બિના નર ભટકે,
કોઈ મથુરા કોઇ કાસી।

જૈસે મૃગા નાભિ કસ્તૂરી;
બન બન ફિરે ઉદાસી રે ॥–પાની મેં...

પરમાત્માનો વાસ આપણા અંતરમાં છે. પ્રભુ તો સર્વવ્યાપી છે, તેથી તેનું અસ્તિત્વ બધે જ વ્યાપેલું છે પ્રાચીન ઋષિઓ પણ એ કારણે જ કહેતા: 'તદ્ દૂરે, તદંતિકે' તે દૂર-પણ છે. અને સમીપ પણ છે. પરંતુ આપણા ઉપર મોહમાયાનો, અજ્ઞાનનો, અહંકારનો એવો અપારદર્શક પડદો પડી ગયો છે કે આપણે પ્રભુનું સાન્નિધ્ય અનુભવી શકતા નથી; અને પ્રભુની ખોજ કરવા માટે તીર્થસ્થાનો ઈત્યાદિ સ્થળોએ ભટકીએ છીએ. પરંતુ એક બાઉલ સાધુએ કહ્યું છે. એમ: 'તોરિ ભીતર અતલ સાગર' તારામાં જ એ અતલ સાગર રહેલો છે, તેનું જ્ઞાન આપણને ન હોવાથી જ આપણી આવી સ્થિતિ થાય છે. એક ભક્ત કવિએ યથાર્થ જ કહ્યું છે: 'તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ' આવી દશા સંસારી લોકોની જોઈને કબીર કહે છે કે, આ તો ભાઈ, પાણીમાં માછલી રહેતી હોવા છતાં તરસી રહે છે, એના જેવી હાસ્યાસ્પદ વાત થઈ! પ્રભુ તો ક્યાંક બહાર વસેલો છે, તેનું દર્શન કરવા ઘરબાર છોડીને દૂર દૂર જવું જોઈએ આ આપણો ભ્રમ સાચો ગુરુ મળે તો જ દૂર થાય છે. પ્રભુના સાન્નિધ્યનો અનુભવ ગુરુ દ્વારા પ્રાપ્ત થયેલ સત્ય જ્ઞાન દ્વારા જ મળી શકે. એ સિવાય બધા પ્રયત્નો નિષ્ફળ છે.

# દી વો કોણ પ્રગટાવશે ?



સર્વપલ્લી રાધાકૃષ્ણન્

બાર બાર વર્ષના વનવાસ ભોગવી રામ ઘેર આવ્યા; આર્યાવર્તની સંસ્કૃતિના એ રખેવાળ અને ધર્માવતારના આદરપૂર્વક સામૈયાં લેવાયાં, ઘેર ઘેર દીપમાળા પ્રગટી

પણ દિવાળી એ માત્ર રામે રાવણ ઉપર મેળવેલા મહાવિજયની એટલે કે રામોત્સવની સૂચક નથી. કારણ કે મનુષ્ય રામને, મનુષ્યમાંથી દેવ બનાવનારા બીજાં બળોનું પણ આ વાર્ષિક પર્વ પાછળ એટલું જ મહત્ત્વ છે.

આ બળોમાં કલ્યાણમૂર્તિ સીતા સૌથી વધુ માનનાં અધિકારી છે દિવાળી જેટલી રામના આગમન માટે તેટલી જ સીતાના આગમન માટેનો એક ભવ્ય ઉત્સવ છે. સીતાજી એ ભારતની પરમ પવિત્ર લોકમાતાનું પૂજનીય સ્વરૂપ છે ગૃહ–કૌટુમ્બિક જીવનનો પણ એ ઉત્સવ છે. જીવનને સરળ અને ત્યાગની ભાવનાથી સજીવ રાખવું એ સીતાનો જીવન-સંદેશ છે માત્ર ગતાનુગતિક પતિપરાયણપણું નહિ પણ રાષ્ટ્રોદ્ધારની પ્રત્યેક પ્રવૃત્તિમાં સીતાજી રામની સાથે જ ઊભાં છે

પૌરુષમૂર્તિ રામનું બુદ્ધિચાતુર્ય વનવાસ મળ્યો તે જ દિવસથી વધુ આપણને દેખાય છે. આ ચાતુર્યમાં રાજકીય હેતુ મુખ્ય છે, અને એ હેતુની પૂર્તિ માટે જ તેમણે સીતા અને લક્ષ્મણને પોતાની સાથે રાખવાની ઇચ્છા બતાવી હતી. તે વિના દુષ્ટ-બુદ્ધિ રાવણકુળના નિકંદનનો બીજો એક પણ માર્ગ નહોતો. એ અનાચાર સેવી લંકેશની વૃત્તિ રામે જનક-સભામાં ધનુષ્યના કટકા કરતી વખતે જ પારખી લીધી હતી સીતા શું આ બધું નહોતી જાણતી ? જાણતી હતી જ, અને રાવણની મદાન્ધ આંખોને જીવતી જ એથી કાઢવા માટે એણે અંતરની મહાન શક્તિને જાગૃત કરી, પ્રજા–કલ્યાણના મહાયજ્ઞમાં પોતાનું બલિદાન આપી દીધું

આમ રામની રાજનીતિના મુખ્ય અંગ તરીકે સીતાએ અનેક જોખમદારી વહોરીને પણ અતિ જાજ્વલ્યમાન ભાગ ભજવ્યો છે. આખી રામાયણમાં જો કોઈ સરસમાં સરસ સ્ત્રીપાત્ર હોય તો તે સીતા છે સીતા એ આજની સ્ત્રી જાગૃતિની આદ્યજનની છે.

આવું જ બંધુપ્રેમનું પાત્ર લક્ષ્મણ છે. મોટાભાઈ રામ માટે એ પોતાનો આખો સંસાર ઉજ્જડ

કરવા તૈયાર દેખાય છે; ને એની આ બાંધવભક્તિ તદ્દન નિઃસ્વાર્થી છે, કપટથી પર છે: વનમાં જતી વખતે લક્ષ્મણે મોટાભાઈને કહ્યું: 'પિતાજી સ્રૈણ છે, તેઓ કૈકેયીના પ્રેમમાં ઉચિત અનુચિતનું ભાન ખોઈ બેઠા છે, આ બધું મારાથી તો સહન થતું નથી. જુઓ, પ્રજા તમારા માટે કેવી ટળવળે છે ? ભાઈ, તમે સિંહાસને બેસો, આપણા માર્ગની વચ્ચે આવશે તેને હું જોઈ લઈશ'

પણ ભગવાન રામને એ માનવું નહોતું. એની વાણીમાં અર્થગંભીર આર્જવતા હતી. આંખોમાં અપાર દયા હતી. એમણે લક્ષ્મણને શો ઉત્તર આપ્યો ? રામે કહ્યું, 'ભાઈ, લક્ષ્મણ, ભવિષ્ય આપણને જ્યાં દોરી જતું હોય ત્યાં જ જવામાં આપણું શ્રેય છે. ને પિતાજીની આજ્ઞા ઉથાપાય પણ શી રીતે ? ને માતા કૈકેયીનું વચનભંગ થાય એવું પિતાજી સહી શકે જ નહિ.'

રામની આ પગલું ભરવામાં અપાર કાર્યદક્ષતા હતી, કારણ કે આખું સૈન્યબળ રાજ્ય પક્ષે હતું. રાજ્યના ગુરુપ્રધાન વશિષ્ઠ ભીષ્મપિતામહની જેમ શાસકની ભેરુબંધી સ્વીકારી લેતો રામ-લક્ષ્મણની પાંખ નીચે બીજું કોણ હતું ! અયોધ્યાની પ્રજાનો રામને સાથ હતો પણ એકમેકમાં અથડાઈ પ્રજાનો નાશ કરવા રામ જેવો રાજનીતિજ્ઞ પુરુષ નિર્બળ થાય ખરો ? એટલે રામે બુદ્ધિપૂર્વક એ ત્યાગને પ્યારો ગણ્યો. પ્રજાના અંતર ઉપર એ ત્યાગની અસર ચિરંજીવ રહી ગઈ ચૌદ વર્ષ પછી પ્રજા એમને અંતરને સિંહાસને બેસાડવા ઉત્સુક હતી.

પ્રજાવત્સલ રામનું આ ચિત્ર એ ભારતની સંસ્કૃતિનો સૌથી મોટો વિજય છે, આ ચિત્રમાં રામ પુત્ર તરીકે, કુશળ રાજનીતિજ્ઞ તરીકે શોભી રહે છે.

જે ભૂમિને રામ જેવા તપસ્વી મહારથીએ સ્પર્શ કરી તે ભૂમિ આજે અજ્ઞાન, ગરીબાઈ, રોગ, દુઃખ અને ભોગથી પતિત થઈ છે, રાષ્ટ્રીય જીવનની બૂઝાઈ ગયેલી જ્યોતને-દીપમાળાને હજી સોળે કળાએ પ્રગટેલી આપણે જોઈ શક્યા નથી. રામ વિજય મેળવી અયોધ્યા આવ્યા પણ એનો વિજય તપશ્ચર્યા-બલિદાનને આભારી હતો.

તપોવનમાંથી રામ વિજય વરી ઘેર આવ્યા, ઓ ભારત ! તારી ઝૂંપડીએ આજે તપસ્વીઓનો ખપ છે, તપસ્વીમાંથી જ તેજ પ્રગટશે, ઉદ્ધારનો નવો દીવો પ્રગટશે.

●

વિશ્વની એ વિચિત્રતા છે કે પોતાના પરાજય કરતાં માનવીને પારકાનો વિજય વધુ ખૂંચે છે.

○ ○ ○

જેમ ધ્વનિના પડઘા પડે છે તેમ સદ્‌વિચારના પણ પડઘા પડે છે.

○ ○ ○

કોડિયાને સતત ઝગમગતું રાખવા માટે વાટ સંકોરવી પડે અને તેલનું સિંચન કરવું પડે. વાયરો એની જ્યોતને હચમચાવી ન દે એટલા માટે એને સતત હથેળી કે પાલવનું રક્ષણ આપવું જ પડે આપણા જીવનનું પણ એવું જ છે

○ ○ ○

અંધકારને હટાવવા માટે સૂર્યને કાંઈ એની સાથે સંગ્રામ ખેલવો પડતો નથી. સત્ય પણ એક સૂર્ય છે.

—ગાંધીજી




# બાપુની સમાધિ

ગુરુદયાલ મલ્લિક

સવારનો સમય હતો. હજી સૂર્યોદયને ઘણી વાર હતી. જૂની દિલ્હીના લોકો મોટી સંખ્યામાં જમનાને પુનિત તીરે સ્નાન કરવા જઈ રહ્યાં હતાં. રસ્તામાં રાજઘાટની પુણ્ય ભૂમિ આવે છે. બાપુની સમાધિ પાસે લોકો થોડીવાર બેસી, પછી જમનાતટ તરફ જતાં હતાં. કેટલાંક અંતરથી જ બાપુને યાદ કરી ને ત્યાં ઊભા થઈ જતાં. પણ ઘણાખરાં તો 'રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતારામ. ઈશ્વર અલ્લાહ તેરે નામ સબકો સન્મતિ દે ભગવાન' એ ધૂનમાં મગન બની જઈ આંસુ સારતાં આગળ જતાં હતાં.

આ ભાવભીના દૃશ્યને હું દૂરથી જોઈ રહ્યો હતો અને મને થયું "આ લોકોની સાચી સ્નાન-યાત્રા અહીં થઈ. નદીમાં સ્નાન કરવાથી તો માણસનું ફક્ત શરીર સ્વચ્છ થાય છે, પણ એનું મન તો એકાદ મહાન પુરુષની ચરણરજમાં જ સ્નાન કરવાથી વિમલ થાય છે. આજે આ લોકોનું જમનાનું પવિત્ર સ્નાન સફળ થશે."

બહુ સમય વીતી ગયો ન હતો, ત્યાં તો મેં શું જોયું ? જનસમૂહનો મોટો ભાગ 'રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતા રામ' નું રટણ કરી રહ્યો હતો. 'ઈશ્વર અલ્લાહ તેરે નામ સબકો સન્મતિ દે ભગવાન' તો કોઈક જ રટતું હતું. એવા વધારે સંખ્યા વૃદ્ધ માતાઓની જ હતી.

હું જરા નવાઈ પામ્યો અને વિચાર કરવા લાગ્યો: "આ તો બાપુના જીવનકાર્ય પર પાણી ફેરવવા જેવું થયું. ઈશ્વર અને અલ્લાહ એક જ છે, એ સત્ય માટે એમણે પોતાનો પ્રાણ આપ્યો. પણ આ રૂઢિગ્રસ્ત લોકો પોતાના ઘરના 'રામને' જ વળગી રહ્યા છે ! તેઓ પોતાના "ખાબોચિયામાંથી ક્યારે બહાર નીકળશે ? સત્યનાં મુક્ત આકાશનું ક્યારે દર્શન કરશે ?"

આ વિચારમાળાથી મારા મનમાં દુઃખ અને નિરાશા પ્રસરી ગયાં. હવે હું એકલો જ સમાધિની પાસે રહ્યો. બાપુના ધ્યાનમાં અને એમના ઉજ્જ્વળ આત્માનો સ્પર્શ અનુભવવા માટે હું ચૂપચાપ એક બાજુએ બેસી ગયો. આમને આમ કેટલો સમય વહી ગયો તેની મને જાણ નથી, પણ જ્યારે મેં મારી આંખો ઉઘાડી ત્યારે પૂર્વદિશામાં સૂર્યનો ઉદય ક્યારનોય થઈ ચૂક્યો હતો અને એની દિનચર્યા શરૂ થઈ ચૂકી હતી. સૂર્યનાં કિરણો મારા માથા પર પડી રહ્યાં હતાં. તે ક્ષણે તો મને એમ લાગ્યું કે બાપુના કર-કમળની અંગુલિઓ મને આશિષ આપી રહી છે.

એ વિચારે મારી નિરાશા આશામાં ફેરવાઈ ગઈ. પણ આ મારી કેવળ કલ્પના ન હતી. એની પ્રતીતિ તો મને જ્યારે હું ત્યાંથી જવા માટે ઊભો થયો ત્યારે થઈ..

હું બાપુના આત્માને પ્રણામ કરીને ઊભો થયો

જતો હતો એવામાં એક પઠાણ ત્યાં આવ્યો. સમાધિની પાસે એ ચૂપચાપ બેસી ગયો. થોડા સમય પછી કુરાને શરીફમાંથી કલમો રટવા લાગ્યો. એ પવિત્ર રટણ પૂરું થયું એટલે તે ઊભો થયો અને પોતાના બે હાથ જોડીને, આંખો બંધ કરી બાપુના આત્માને શાંતિ મળે એ માટે દુવા કરી:

"યા અલ્લાહ, ગાંધી મલંગ (ભગવાનનો પ્યારો) કી રૂહ કો અમન બક્ષ. વોહ તેરા સચ્ચા ખાદિમ (દાસ) થા. વોહ તેરા એક વલી (ઓલિયો) થા ક્યોંકી ઉસને હમ સબકો, આદમ જાત કો, સીધા રાસ્તા દિખાયા. હમ લોગ તેરે નામ પર એક દૂસરે ઝઘડતે મરતે હૈ. ઉસને હમકો બતલાયા ઈશ્વર અલ્લાહ એક હૈ, હમ સબ ઉસકે બચ્ચે હૈં બચ્ચોં કો આપસ મે નહિ ઝઘડના ચાહિયે બલ્કિ આપસ મેં મહબ્બત સે રહેના ચાહિયે. યા અલ્લાહ, હમ સબકો તાકત બક્ષ કિ હમ ગાંધી મલંગ કી સિખાઈ હુઈ સબક કો કભી નહિ ભૂલે. હમ સબ કો તાકત બક્ષ કિ ઈસ મુલ્ક મેં – સારી દુનિયા મેં – લોક આપસ મેં અમન મેં રહેં 'ઈશ્વર અલ્લાહ તેરે નામ સબકો સન્મતિ દે ભગવાન.'

આ અવર્ણનીય દશ્ય હું આંસુભરી આંખોથી જોઇ રહ્યો હતો. પઠાણની આંખોમાં પણ આંસુ છલકાતાં હતાં. એ પઠાણે અને મેં આજે એક એવી નદીના નીરમાં સ્નાન કર્યું છે કે જેની આગળ જમનાના જળ પણ શરમાતાં હતાં. આજે અંતર સત્યના નીરમાં ધોવાયાં છે. એ આંખોનાં આંસુ એની સાબિતી છે

પઠાણ શાંતિથી જૂની દિલ્હી ભણી પાછો ફર્યો. હું પણ નવી દિલ્હી તરફ જવા લાગ્યો. રસ્તે જતાં મારા કાનમાં, ભગવાન જાણે ક્યાંયથી મીરાંના એક ભજનની પંક્તિઓ ગુંજવા લાગી:

"મીરાં કે પ્રભુ ગહિર ગંભીરા,
હૃદે રહો જી ધીરા;
આધી રાત પ્રભુ દર્શન દીન્હોં.
પ્રેમ – નદી કે તીરા."

અને મેં મારા મનને પૂછ્યું: "શું પઠાણની આંખોમાં જે આંસુ હતાં અને મારી આંખોમાં જે આંસુ હતાં તે એ જ પ્રેમ – નદીની જળધારા હતી ?"







## એક કાવ્ય △ સતીશ ડણાક

આંખોને આંજી નાંખતા
આકાશમાં
હજી મને સૂર્જનો
સાતમો ઘોડો
સ્પષ્ટ દેખાય છે
ઘૂવડની આંખોના
પોલાણમાં આધોળો ભીંત
અંધકાર હજી
ફેફડતો હોય તેમ લાગે છે.
કાલે તમે આવેલા
સ્વપ્નની વાતનું રહસ્ય
પેલા ઘોડાઓ જાણે છે
અને
એમને ફરી
આંખી ન જાય ત્યાં સુધી
હું છીવતો છું

## આજનું ગીત △ હસમુખ પટેલ 'શૂન્યમ'

પર્વતથી કૂદતા ઝરણાની આંખે જોયું, જગત ને નાણી રે લોલ
કબરોએ કબરોમાં મન જરી પ્રેર્યું પોપટજી એ વાંચ્યું રે લોલ

હોલાં ટીચે ખેતરની ખધ
વગડો ભટકે બળે
મડદાં બબડે સ્મશાનને દ્વાર
વાગોળ હિલોળે ચડે

તેતર વાઘરની કાંધે ડોલ્યું વાસ એની વાડે અડે રે લોલ
રાણી હું આરે મલકની ચરકલડી શીદ મારગને નડે રે લોલ

કબરોમાં ફૂલ જો ઊગશે
ઊગશે સૂરજ એક
કબરોને કબરોનો સૂરજ
અંધકાર એકલો છેક

ઘૂવડ સૂરજઆંખે જોશે પંખીડાં કલરવ કરશે રે લોલ
ઊંટ અંધકારનાં આવશે કબરો રેતીએ પગલા પડશે રે લોલ

## શ્રદ્ધા △ પ્રહ્લાદ શુકલ

દીવા બૂઝાઇ ભલે ગયા આતમ અનેરી સંઘરી,
જીતી લઇએ આધિને, દીવા નવા પેટાવશું.

છાયા પડી ઘનઘોર કાળી, દગ્ધ આ ધરણી ઉપર,
સૂકા બળેલા છોડ પર કુસુમો નવા ખીલાવશું.

તૂટી ગયેલા શહેરને ભૂકો થયેલાં છે ઘરો,
ભાગી ગયેલા ભાગ્યમાંથી ભવ્યતા સર્જાવશું.

હૈયે ભલે ઉકળી જતાં હોઠે હસી સ્હેજે નથી;
ગરલે જલેલા જીવનોમાં, રસ નવલ સીંચાવશું.

આજે છવાઈ ગયું ભલે, સહુ દિશામાં જગનું તિમિર.
કાલે જશે શુભ ચાંદ ઊગી, પુનમે પ્રગટાવશું.

## દ્રીઓ △ મહેશ ત્રિવેદી

આકાશી કરોળિયો
ઘીંકણીની ડાબી
દડદોલા ખાતું ગાડું

જો— △ વ્રજલાલ દવે

જો મારા શબ્દમાં, ઘાટા
આષાઢી નભની માટી ચપટીક ભળે
વીંટી વળે એને રુધિરવર્ણુ વિરહાકાશ
–ઉર પાતાળ સેરો શા
ભળે જો નેત્ર નિર્ઝરો...
ફૂટતા સૂર્યરશ્મિના
ઝિલાયે જો અગ્નિઓ ફૂણા
ફૂલના શામળા હાથે,
યમ સંગી રાતના કરે
હીંચોળાતી હવાનો યે
મળે સંગાથ શીળો જો...
વાસયષ્ટિ રહેના,
ને વહેના કોઈ પિંજર...
મુક્ત રહે તરતો ત્યારે
શબ્દ મારો વને વન...
મુક્ત ને તરતો શબ્દ...
કલકલે નિર્વાણની ક્ષણ

.... △ આશિત હૈદરાબાદી

નિરવતાનો ઘોઘાટ હૃદયના એકાંત પોલાણોને
ખડભડાવી મૂકે છે
ને એ ઘોંઘાટમાંથી
એક હબસી એના ભયંકર રૂપે પ્રગટ થાય છે ત્યારે
બિલાડી મોઢામાં પકડાયેલ
મરવા પડેલા એક ઊંદરના
ચૂં...ચૂં...ચૂ... ના અવાજો
હવામાં ભરાઇ ગોળ ગોળ ફરતાં ઊંચે ચડે છે
ફરી નીચે પછડાય છે ને
ઊંદરના દેહમાંથી ટપકતાં લોહીની જેમ
એકાંત
ટપક્યાં જ કરે છે.
ટપક્યાં જ કરે
ટપક્યાં જ
કરે છે.

ગઝલ △ મૌન-બલોલી

એણે વલૂરી ના હવાઓ તો પછી
હર શ્વાસને ખંજવાળ ક્યાંથી ઉપડી ?
રાતી ટસરની ઝંખના ક્યાં લઇ ગઇ ?
હર દૃશ્યને બચકાં ભરે છે આંખડી !
ગઈ કલથી એનાં પીખાતાં ઉડ્યન,
જય ત્યાં રહ્યું જે આજ પીછું આથડી.
અહિં શક્યતાનું બાકોરું ઉગશે કદી,
દીવાલથી ખરતી રહી છે હર. ઘડી.
મથતો રહ્યો જેને પકડવા આદિથી
છાયા હતી મારી; ખબર આજે. પડી.
'ખામોશ' કાંડાં કાપીને ફેંકી દીધાં,
ને જુઓ છે બાંધેલ ખીરી ગાવડી.

એક કાવ્ય △ હરબન્સ પટેલ

નદીમાં મેં તરતું મૂક્યું તે ફૂલ
તમને નયે મળ્યું હોય
મારા નામે છપાઇ ગયેલી વાર્તામાં
અજાણી છોકરીનું વર્ણન આવે—
પણ તમે એ વારતા
નહિ વાંચી હોય કદાચ.
વહેલી પરોઢે
પારિજાતની કેસરી દાંડીના
કાનમાં
મેં ધીમેથી મૂકી દીધું હતું
તે નામ
લુચ્ચો પવન સાંભળી ગયો હતો
એણેય કદાચ તમને
કશુંય ન કહ્યું હોય
પણ વસંતે છેડાઇ પડેલી
કોયલના અવાજો ય તમે
સાંભળ્યા નથી ?
સીમના ગોવાળિયાની જેમ
બોલાવું ત્યાર પહેલાં
કંઇ વાત કરો કંઇ શોર કરો
સોનલ કંઇ વાત કરો !

# પરિભ્રમણ

'આશુતોષ'

## પદવીદાન

ગયા માસમાં અમદાવાદ ખાતે ભારતના ચીફ જસ્ટીસ હિદાયતુલ્લાના અધ્યક્ષપદ નીચે ૨૯મો પદવીદાન સમારંભ યોજાયો અને આઠ હજાર યુવક યુવતીઓને પદવીઓ આપવામાં આવી. વસ્તીવધારાનું પરિણામ વિદ્યાર્થીઓના ન ખાળી શકાય તેવા ધસારામાં પરિણમ્યું છે અને શિક્ષણસંસ્થાઓ તથા કૉલેજો નીત નવી ખૂલે છે તો પણ બધા જ વિદ્યાર્થીઓને પ્રવેશ મળી શકતો નથી. પ્રવેશ મેળવવામાં નાસીપાસ થનારાઓ જ્યાં ત્યાં ગડથોલા મારે છે. પંચવર્ષીય યોજનાનાં લક્ષ્યાંકો કેળવણીના ક્ષેત્રે અપૂરતા રહ્યા છે, અને નાણાંકીય જોગવાઈ પણ અધૂરી રહી છે. વિદ્યાર્થીની વાત કરીએ તો તેનો અજંપો વધી રહ્યો છે. છેલ્લી વાર્ષિક પરીક્ષાના જે અહેવાલો અખબારનાં પાને ચમક્યા છે તેમાં પરીક્ષામાં ધરાર ચોરી કરવાનો હક્ક વિદ્યાર્થીઓએ વર્તન દ્વારા બતાવી આપ્યો છે અને આડે આવનાર પરીક્ષક કે નિરીક્ષકનું ખૂન કરવા સુધી વાત આગળ વધી છે. પરીક્ષાના હૉલમાં વિદ્યાર્થીઓના સામૂહિક બળ પાસે સુપરવાઈઝરો શું કરી શકે? પરીક્ષામાં નાપાસ થવું કોઈને ગમતું નથી, સૌને પાસ થવું છે. અને કૉલેજોમાં પ્રવેશ મેળવવો છે અને ડીગ્રી સાથે બ્હાર નીકળવું છે. આઠ હજાર ડીગ્રી ધારીઓ! હવે આગળ શું? આ આઠ હજારમાંથી કેટલી સંખ્યા રોજગાર મેળવશે? સમાજ કેટલાને પોતાનામાં સમાવી લેશે? રોજગાર વિનિમય કચેરી કેટલાને મદદ કરી શકશે? અને કેટલી સંખ્યા બેકાર તરીકે રહેશે?

પદવીદાન સમારંભમાં હાજર રહેલાં યુવક-યુવતીઓ, ઝભ્ભો પહેરીને પદવી સ્વીકારતી વખતે ગૌરવની લાગણી અનુભવતાં હશે અને તેમનાં ચહેરા ઉપર હાસ્યમિશ્રિત પ્રસન્નતા છવાઈ રહેતી હશે પણ આ બધું કેટલી ક્ષણ માટે? જીવનની વાસ્તવિકતાનો સ્પર્શ થતાં જ ધુમ્મસની પેઠે તેમનો આશાવાદ અદૃશ્ય થઈ જવાનો.

## ઉકેલ હાથવેંતમાં?

ઉપર કથ્યો પ્રશ્ન ઉકેલવાની ફોરમ્યુલા કેન્દ્ર સરકારના શિક્ષણપ્રધાન વી. કે. આર. વી. રાવ પાસે છે. તેઓ કેળવણીનો વ્યાપક પ્રચાર ટેલિવિઝનની જાદુઈ આંખ દ્વારા કરવા માગે છે. તેમની મહેચ્છા ભારતમાં ટેલિવિઝન યુનિવર્સિટી સ્થાપવાની છે અને ભારતમાં એક મધ્યસ્થ કેન્દ્રથી તેનું સંચાલન કરી, દેશના ખૂણે ખૂણે વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાની મહત્વાકાંક્ષી યોજના તેમના ભેજામાં આકાર લઈ રહી છે. વળી આ રીતે ઓછામાં ઓછા ખર્ચથી, દેશભરમાં એક જ કેન્દ્રમાંથી એકી સાથે લાખોની સંખ્યામાં વિદ્યાર્થીઓને શિક્ષણ આપી શકાય. પરીક્ષાના પ્રશ્નપત્રો પોસ્ટથી મોકલીને જવાબો પોસ્ટથી મેળવવાના રહેશે. ઉત્તીર્ણ થનારાઓને પદવીઓ પણ મળશે. આમાં મોટી મોટી કૉલેજો ઊભી કરવાનો, શૈક્ષણિક સ્ટાફ રોકવાનો, વિદ્યાર્થીઓની હડતાલો નિવારવાનો, શિક્ષકોની તંગી દૂર કરવાનો અને શિક્ષણના ધોરણમાં થઈ રહેલી અવનતિનો—એમ અનેક પ્રશ્નો એકસાથે હલ થઈ જશે. અલબત્ત આવું ટેલિવિઝન કેન્દ્ર સ્થપાય તો તેના ઉપર હકુમત માહિતી અને પ્રસારણ વિભાગની નહિ પરંતુ કેળવણી મંત્રાલયની જ હશે.

## 'માતૃભૂમિ'

અમદાવાદથી શ્રી અનિરુદ્ધ શાહના તંત્રીપદ નીચે એક નવું દૈનિક શરૂ થાય છે તે બહુ સારી વાત છે. સારી એટલા માટે કે આ દૈનિક સરકારી તંત્રનું વાજીંત્ર નહીં બને તેવી ખાત્રી તેમાંથી મળી રહે છે. આ લખાય છે ત્યારે તેના બે ચાર અંકો જ જોવા મળ્યા છે પરંતુ પ્રથમ અંકમાં જ ગુજરાતમાં તેલના ઉકળતા પ્રશ્ન ઉપર જે ટીકાટિપ્પણ અમારા ભેરુબંધ અખબારે કરી છે તે ટાંકયા વિના રહી શકાતું નથી

"ગુજરાતની પ્રજા આજે તેલ માટે કેમ ટળવળે છે? તેલનો પ્રશ્ન જાહેર કરવામાં આવે છે એટલો મહાન નથી પરંતુ એક વ્યક્તિની ચાંચીયાગીરીને કારણે ગુજરાતની અઢી કરોડની પ્રજા ટળવળે છે. મદ્રાસ રાજ્યમાં ચોખાની મુશ્કેલી હતી. ભાવ વધારે હતા. સામાન્ય માનવી ચોખા ખાઈ શકતો ન હતો રાજ્યની કઝગમ પક્ષની સરકારે ખુલ્લા બજારમાંથી ચોખા ખરીદી લોકોને સસ્તા ભાવે વહેંચ્યા. બાર કરોડ રૂપિયાની મદદ રાજ્યે આપી....પરંતુ ગુજરાતની પ્રજાએ એક વાતની નોંધ લેવી રહી. જ્યાંસુધી શ્રી જશરામ પટેલ પ્રધાન મંડળમાં છે ત્યાં સુધી તેલનો પ્રશ્ન ઉકલશે નહીં."

'માતૃભૂમિ'ની નીડરતાને અભિનંદન !

## અમેરિકન શસ્ત્રો

વળી ફરીથી બૂમ ઊઠી છે. અમેરિકા પાકિસ્તાનને લશ્કરી શસ્ત્રો આપવાનું છે. મહાન સત્તાઓની આ રાજરમતને અંકુશમાં રાખવાનું શક્ય નથી, કેમકે જે ગણતરીઓ ઉપર આ બધું થતુ હોય છે તે સાવ ભિન્ન અને અલગ હોય છે. સાર્વભૌમ સત્તાઓએ શું કરવું અને શું નહિ તે તેમની મુન્સફીનો વિષય છે ભારત જેવું કોઈ રાષ્ટ્ર પોતાની ઘર આંગણની ઉત્પાદક શક્તિ વધારીને શસ્ત્રાસ્ત્રોની બાબતમાં સ્વાવલંબી બને તે પણ મહારાજ્યો સાંખી શકતા નથી અને પડોશી દેશ નિર્બળ ન રહે તે ખાતર મદદ કરતાં હોય છે. રણગાડીઓ, ટ્રક, મીગવિમાનો આપણે દેશમાં જ બનાવીએ છીએ. એટલે દેખીતી રીતે જ શસ્ત્રોની મદદ માટે પાકિસ્તાન બૂમરાણ મચાવે અને અમેરિકા તેની મદદે જાય તે સ્વાભાવિક છે. સવાલનો સવાલ આટલો જ છે. આપણે ચીનના જેવી ઠંડી તાકાત કેળવવી જોઈશે અને અમેરિકાનો પણ કાન પકડી શકીએ તેટલી શક્તિ પ્રાપ્ત કરવી પડશે. આરબ–ઈઝરાઈલ સંઘર્ષમાંથી ઘણો ગોળાબારૂદ ફળે છે ત્યાં અમેરિકા અને રશિયા સામસામે બેસી ગયા છે. ઈજીપ્તમાં રશિયાએ થાણું નાખ્યા પછી અમેરિકાને થાણું નાખવાની તક પાકિસ્તાનમાં છે માટે જ આ પ્રેમગોષ્ટિ ચાલી રહી છે.

## ઉત્તર પ્રદેશ

સૌ પ્રથમ બંગાળમાં ગવર્નર ધર્મવીર સામે જ્યોતિર બસુએ અવાજ ઉઠાવ્યો ત્યારે ગવર્નરની તરફેણમાં લોકમતનો શોર મચ્યો હતો. પણ ત્યાર પછી રાજકારણના સેતાને ભારતનાં બધાં રાજ્યોમાં જે ઝેર ફેલાવ્યો તેનાથી સૌ રીઢા થઈ ગયા અને ચરણસિંગે ઉત્તર પ્રદેશમાં ગવર્નરના હુકમ સામે અવાજ ઉઠાવ્યો ત્યારે દેશભરમાંથી તેમને અભિનંદ મળવા લાગ્યા ! આ માણસે વડાપ્રધાનને હંફાવવા ભવ્ય જોશ કરી બતાવ્યું. અને ત્રિભુવન નારાયણ સિંગને સિંહાસન સોંપી દીધું. કેરાળાનું વેર સિન્ડિકેટે ઉત્તર પ્રદેશમાં આબાદ લીધું. પરંતુ મુખ્ય હકીકત તો એ રહી છે કે આપણે ત્યાં રાજકીય પક્ષોનું ધ્રુવીકરણ આ બહાને થઈ રહ્યું છે. ઇન્ડિકેટ અથવા સિન્ડિકેટ કરતાં વધુ સમાન વિચારસરણીવાળા પક્ષો નજીક આવી રહ્યા છે. મુંબઈમાં પરેલ વિસ્તારની કૃષ્ણ દેસાઇની ખાલી પડેલી જગ્યા ઉપર જે રીતે ચૂંટણી લડાઇ અને શિવસેનાએ વિજય મેળવ્યો તે સૂચક છે. કોંગ્રેસના ભાગલા પડયા તેનાથી એક ફાયદો એ થયો છે કે લોકો મતનો ઉપયોગ કરતા થયા છે અને ૧૯૭૨માં મતપેટી જે ચમત્કાર સર્જી જશે તે પણ અપૂર્વ હશે.

## બિઆસ–સતલજ જોડાણ

હિમાલયમાંથી નીકળતી બે નદીઓ બિયાસ અને સતલજને પર્વતમાં ટનલ ખોદી નહેરવાટે જોડવાની એક ભગીરથ યોજના ભારતના કુશળ ઇજનેરો રાતદિવસ કામ કરીને અમલમાં મૂકી રહ્યા છે આ યોજના ૧૯૭૪ની અધવચ્ચે પૂરી થશે અને તેના ઉપર ૧૮૦ કરોડ રૂપિયાનું ખર્ચ થનાર છે. અઢાર હજાર કામદારોને તથા ૭૦૦ એન્જિનિયરોને આ યોજના માટે રોકવામાં આવ્યા છે. પર્વતમાળામાં બે ટનલ (એક ૧૩ કિ. મિ. અને બીજી ૧૨ કિ. મિ.) ખોદીને બિયાસનું પાણી એક હજાર ફૂટની ઊંચાઈએથી સતલજમાં ફેંકાશે અને તેની શક્તિથી ૬૬૦ મેગ વોટ વીજળી ઉત્પન્ન કરવા ચાર યુનિટો તૈયાર થશે. આ યોજનામાં દોઢ લાખ ટન સ્ટીલ તથા પાંચ લાખ ટન સિમેન્ટ વપરાશે. આ બે નદીઓના સંયોગની ૨૦ લાખ એકર ફીટ પાણી પંજાબ, હરિયાણા તથા રાજસ્થાનને મળશે અને ખેતીનું ઉત્પાદન વધારવામાં

સહાયરૂપ થશે. ત્રિવાસનું કેટલુંક પાણી ગોવિંદસાગર સરોવરને પણ મળશે જેમાંથી ભાખરા ટર્બાઈનને પુરવઠો મળે છે. આ યોજના સફળ થયે એ જ રીતે દેશભરમાં મોટી મોટી નદીઓના સંકલનનો પ્રશ્ન વિચારણા માટે હાથ ધરવો પડશે.

## સાલેમ સ્ટીલ પ્લાન્ટ

તામીલનાડુ રાજ્યને જે ત્રણ પોલાદનાં કારખાનાં મળવાનાં છે તેમાંના એકનું ઉદ્‌ઘાટન વડાપ્રધાને કર્યું તે સાલેમ પ્લાન્ટ માટે રાજ્ય સરકારે ભારે ઝડપી તૈયારીઓ અને પૂર્વભૂમિકા તૈયાર કરી લીધાં હતાં. આ પ્રશ્ન કેટલાંક વર્ષોથી ગૂંચવાએલો પડયો હતો અને ડી. એમ. કે સરકારે લાગ જોઈને સોગઠી મારવામાં ભારે નિપુણતા દર્શાવી હતી આ કારખાનાનું ખર્ચ એકસો કરોડ રૂપિયા અંદાજ્યું છે અને છ વર્ષે પૂરું થવાની ધારણા છે ભારે ઉદ્યોગોનું દેશમાં વિકેન્દ્રીકરણ કરવાની યોજનાનો આ પોલાદનાં કારખાના એક ભાગ છે, અને તેની સ્થાપના વખતે બીજી ઘણી આનુષંગિક બાબતો વિચારવાની રહે છે. કંજામલાઈ ટેકરી વિસ્તારમાંથી અઢળક ખનીજ કાચા લોખંડ તરીકે મળી આવે તેવી શક્યતા છે આ ટેકરીવાળો વિસ્તાર ચાર માઈલ લાંબો, બે માઈલ પહોળો અને ૨૨૦૦ ફીટ ઊંચાઈ ધરાવતો પ્રદેશ છે અને ૨૫ કિ. મિ. ના વિસ્તારમાં ફેલાએલ છે એક અંદાજ પ્રમાણે અહીં કાચી ધાતુનો જથ્થો એટલા વિપુલ પ્રમાણમાં છે કે સાલેમપ્લેન્ટને વર્ષો સુધી તેમાંથી પુરવઠો મળતો રહેશે. ખાસ જાતનું એલોય સ્ટીલ ઉત્પન્ન કરવાની સરકારની ખ્વાહેશ છે. આપણે ત્યાં શસ્ત્રોત્પાદનમાં ખાસ પ્રકારના ઉચ્ચ ક્ષમતા ધરાવતા પોલાદની જરૂર રહે છે. ખાસ કરીને લશ્કરી વાહનો, ટેન્ક, વિમાનો ઈત્યાદિ માટે ઘણી ગંજાવર માગ રહે છે તે પૂરી કરવા માટે આવા કારખાનાઓનું આયોજન પણ જરૂર બની રહે છે.

## એક પૈસા દે દે !

ભિખારીઓનો પ્રશ્ન, બેકારોના પ્રશ્ન જેટલો જ જટીલ છે. ભારતની રાજધાની દિલ્હીમાં પાંચ હજાર જેટલા ભિખારીઓ અસ્તિત્વ ધરાવે છે તે પ્રશ્નને હલ કરવા મ્યુનિ. કોર્પોરેશને કમર કસી છે. વાસ્તવમાં દિલ્હીમાં મોટી સંખ્યામાં પરદેશી સહેલાણીઓ તથા મુસાફરો આવતા હોવાથી આ લોકો દેશભરમાંથી રાજધાનીમાં ઠલવાય છે અને અહીં જામે છે. હાલ દિલ્હીમાં ત્રણ ભિક્ષુકગૃહો ચાલે છે તેમાં આવા ભિખારીઓને રાખીને તેમને ધંધાકીય તાલીમ અપાય છે અને છાપકામ, દરજીકામ, ધોબીકામ, સુતારકામ, બેકરી તથા બાગબાનનું કામ તેમને શિખવવામાં આવે છે. આ રીતે તેમને રાખવામાં ભિખારી દીઠ રૂા. ૬૦ નું ખર્ચ આવે છે અને તેઓ વળતર રળી આપે છે તે આંકડા છેલ્લા વર્ષ પ્રમાણે નીચે મુજબ થાય છે.

| | |
|---|---|
| પ્રિન્ટીંગ . | ૬૦૦૦ |
| દરજીકામ ... | ૨૫૦૦ |
| ધોબીકામ .. | ૨૫૦૦૦ |

એટલે હવે દિલ્હીનું તંત્ર એક મહત્ત્વાકાંક્ષી યોજના તૈયાર કરી રહ્યું છે અને બીજા ચાર ભિક્ષુકગૃહો ખોલીને બધા જ ભિખારીઓને કામધંધે વળગાડી દેવા માગે છે, અને આ સામાજીક ગ્રાન્ટ માટે પાંચ લાખ રૂપિયા વાર્ષિક મળે છે તે વધારીને બાર લાખ સુધી ફાળવવામાં આવ્યા છે. દેખીતી રીતે ભારતમાં બધાં રાજ્યોએ આ રીતે આ દિશામાં વિચારવાનું રહે છે દરેક રાજ્યોમાં મોટી પ્રોજેક્ટો ચાલતી જ હોય છે તેમાં ઘણીવાર ઈતર રાજ્યમાંથી મજૂરોની આયાત કરવી પડે છે. તેને સ્થાને ભિખારીઓમાં અશક્ત અને કામ કરી શકે તેવાઓને તાલીમ આપી, ભીખ માગવાનો ધંધો છોડાવી શકાય તેમ છે.'

## મીગ વિમાનો

એક રીતે જોઈએ તો મીગ-૨૧ વિમાનનું ઉત્પાદન ભારત માટે બહુ મોટી વાત છે અને બીજી રીતે નથી. સામાન્ય રીતે MACH-2 શક્તિના વિમાનો દુનિયાના બહુ ઓછા દેશો બનાવી શકે છે. ભારત આવો દસમો દેશ છે પરંતુ વિમાનોની બનાવટ, પ્રકાર, ડિઝાઈન ઈત્યાદિમાં વિજ્ઞાન એટલી પ્રગતિ કરી રહ્યું છે કે આજનું વિમાન આવતી કાલે જુનવાણી બની જાય છે વળી વિમાનો બનાવતાં ઘણો સમય લાગે છે

અને અઢળક નાણું જોઈએ છે ભારતીય વિમાનીદળને બે મીગ વિમાનો મળ્યા પણ તેને માટે વર્ષો લાગ્યા. નાસિક, કારાપુર અને હૈદરાબાદ એમ ત્રણ જુદે જુદે સ્થળે આ વિમાનના ભાગો બને છે અને બાકીના પરદેશથી આવે છે. આ વિમાન હજુ સંપૂર્ણ ભારતીય બનાવટનું થઈ શક્યું નથી સ્વાવલંબનની માત્રા ૬૦ ટકા સુધીજ પહોંચી છે. બાકીના ૪૦ ટકા સ્વાવલંબન માટે પણ ભગીરથ પુરુષાર્થ કરવો પડશે. ભારતે આ બાબતમાં પહેલ કરી છે તે જાણીને પાકિસ્તાને આડેધડ વિમાનો ખરીદવાનું શરૂ કર્યું છે. ફ્રાન્સ પાસેથી માયરેજ પ્રકારના વિમાનો ઉપરાંત સબમરિનો તેણે મેળવી છે. અમેરિકા પાકિસ્તાનને ફેન્ટમ વિમાનો પૂરાં પાડે એટલે ભારતના મીગ સામે તેની સરસાઈને વાંધો આવે નહિ અને હવે તો અમેરિકાએ છડેચોક આવી બાહેધરી આપી છે. એટલે બધી વાતનો સાર એકજ કે ભારતની મંઝિલ હજુ ઘણી લાંબી અને વિકટ છે. સંરક્ષણ ક્ષેત્રે સ્વાવલંબન મેળવનાં જે અકલ્પ્ય મુશ્કેલીઓ આવે છે અને આવવાની છે તેનો અંદાજ અમેરિકન પગલામાંથી મળી રહે છે, અને પરાવલંબન કેટલી હીણપત ભરેલી બાબત છે તેનો ખયાલ પણ સાથે સાથે મળી રહે છે.

## 'યુનો'નાં ૨૫ વર્ષ

બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું ત્યારે દુનિયા યુદ્ધથી ત્રાસી ગઈ હતી. યુદ્ધનો અંત આવે તેમ સૌ કોઈ ઈચ્છતા હતા. જર્મની અને જાપાન બન્નેની સ્થિતિ દયાજનક બની હતી. અને તેથી ૨૫ જૂન ૧૯૪૫ના રોજ વિશ્વસંસ્થાનો જન્મ થયો તેને દુનિયાએ આવકાર્યો. એ વાતને પણ પચ્ચીસ વર્ષ વીતી ગયાં છે. એ સમય દરમ્યાન આ સંસ્થાએ અનેક કટોકટી નિહાળી છે. કોરિયા, કાશ્મીર, સુએઝ ઉપરાંત હંગેરી અને ઝેકોસ્લોવેકિયાના બનાવો વખતે વિશ્વસંસ્થા ઉપર ગંજાવનાક જવાબદારી વિશ્વસંસ્થા ઉપર આવી પડી હતી તિબેટને ચીન હડપ કરી ગયું તેને લાચારીથી જોવા સિવાય કાંઈ જ થઈ શક્યું નહિ તે દુ:ખદ અવશ્ય છે. પરંતુ યુનોએ રાજકીય કામગીરી બજાવી છે તેના કરતાં અનેક ગણી, માનવ કલ્યાણની ઈતર કામગીરીઓ માનવજાતની આશા અને ગૌરવરૂપ છે. આજે દુનિયામાં રાજપુરુષોની અને રાજકારણની વાહવાહ બોલાય છે અને બીજી સનાતન ચિરંજીવ સિદ્ધિઓ ઢંકાઈ જાય છે. મહાન સાહિત્યકાર, મહાન ચિત્રકાર કે મહાન કવિને આજે કોઈ દાદ કરતું નથી. વિશ્વસંસ્થાની પેટા સંસ્થાઓ જેવી કે યુનેસ્કો FAO, WHO, યુનિસેફ, અન્કટાડ વગેરે દુનિયાભરમાં વિધવિધ ક્ષેત્રે જે કામગીરી બજાવી રહી છે અને શિક્ષણ, ખેતીવાડી, આરોગ્ય, માનવહક્કો, કુટુંબ નિયોજન, બાળકોની શુશ્રૂષા, આર્થિક વિકાસ, અને વ્યાપાર જેવા ક્ષેત્રોમાં કોઈ પણ જાતના ભેદ-ભાવ વિના વિશ્વના પછાત અને નાનાં રાષ્ટ્રોને મદદરૂપ બની રહી છે તેનો જ્યારે ઈતિહાસ લખાશે. ત્યારે માનવજાતિનું એક ઉજજવળ પ્રકરણ આલેખાશે. એ ખરૂં કે ત્રીજું વિશ્વયુદ્ધ નિવારી શકાયું તે 'યુનો' સંસ્થાને આભારી છે. યુનો અસ્તિત્વમાં આવ્યું ત્યારે સભ્ય રાષ્ટ્રોની સંખ્યા પચાસ હતી જે આજે વધીને સવાસો થઈ છે. લગભગ પોણોસો નવોદિત રાષ્ટ્રોને અસ્તિત્વમાં આણવા યુનોએ સહકાર આપ્યો છે. વિશ્વસંસ્થાએ જે કામગીરી બજાવી છે તેની સફળતાનો આધાર છેવટે સભ્યરાષ્ટ્રોના મુક્ત મનના સહકાર ઉપર હોય છે આજે મહાસત્તાઓ નાણા અને સત્તાના જોરે જે રીતે વિશ્વસંસ્થાને રમાડી રહ્યા છે અને તેના સિદ્ધાંતો સાથે ચેડા કરી રહ્યા છે તે નિહાળ્યા પછી આ સંસ્થાનો વાંક બહુ ઓછો રહે છે.

## સાંસ્કૃતિક ઉત્સવ

ગુજરાતમાં નવરાત્રિના ઉત્સવને સાંસ્કૃતિક ઉત્સવ તરીકે ઘટાવવામાં અનર્થ થતો નથી. વાસ્તવમાં હવે તો નવરાત્રિઓની ઉજવણીમાં લત્તે લત્તે, ગામડે-ગામડે અને શહેરોમાં હરીફાઈઓ થાય છે. સંગીત અને નૃત્ય તથા નાટકની મહેફીલ જામે છે. પરંતુ આ ઉત્સવની ઉપયોગિતા વધે તેમ જ લોકોની રુચિનું સ્તર ઉચ્ચ આવે એ રીતે તેનું આયોજન બહુ ઓછા કરે છે ભાવનગરમાં આ વર્ષે મહેન્દ્ર મેઘાણી

'('લોકમિલાપ'વાળા સ્તો!) એ નવતર પ્રયોગ કરેલો અને દશેરાના દિવસે ગુજરાતના દસ નૂતન કવિઓના કાવ્યોનું પઠન તેમના જ મુખે રાખેલું આ મ ટેનો ખર્ચ કાઢવા મ ટે જે કવિતા–કાવ્યોનું પઠન યોજ્યું હતું તે પુસ્તિકા રૂપે વેંચીને તેની કિંમતની ઊપજમાંથી કવિઓને ગાડીભાડું તથા પુરસ્કાર આપવાનું નક્કી કરેલું. આ એક અભિનવ પ્રયોગ છે. એક સાથે દસ કવિઓને નિહાળવા ઉપરાંત તેમના મુખે તેમના કાવ્યો સાંભળવા તે એક વિરલ અનુભૂતિ કહી શકાય. અને સામાન્ય જનતામાંથી વિદ્યાર્થી–વિદ્યાર્થીનીઓ તેમ જ સાહિત્ય પ્રેમી ટકાવારી એટલી અવશ્ય મળી આવવાની જે ભાવનગર–રાજકોટ જામનગર પોરબંદર જેવા શહેરોમાં આવી યોજનાને સફળ બનાવે જ. આશા રાખીએ આવતે વર્ષે ગુજરાતના અન્ય શહેરો મહેન્દ્રભાઈએ બતાવેલ રાહપર ચાલી, નવરાત્રિના સાંસ્કૃતિક મહત્વને દીપાવે.

### સારાં પુસ્તકો

નવું નવું કરવાની જેમને ટેવ પડી છે અને વિશેષ જેમની પાસે દૃષ્ટિ છે તેમને ચીલે ચાલવામાં સમાજને એકંદરે ઘણો લાભ છે. ભાવનગરના 'લોકમિલાપ' તરફથી સૌને પડકાર ફેંકવામાં આવ્યો છે, કે હવે એમ ન કહેશો કે સારાં પુસ્તકો મળતાં નથી!

"આ મુશ્કેલીમાંથી રસ્તો કાઢવા લોકમિલાપ ટ્રસ્ટ જેમ સારાં પુસ્તકોની યાદી બનાવે છે તેમ અનેક સ્થળેથી તે ભાવનગરમાં એકત્ર કરીને ગુજરાત ભરના પુસ્તકાલયોને સુલભ પણ કરી આપે છે. આ અનોખા અને સામાજીક માલિકીના પુસ્તક ભંડારમાં ગુજરાતી ઉપરાંત હિન્દી તથા અંગ્રેજી નવાં નવાં સુંદર પુસ્તકો દર અઠવાડિએ કેટલા બધાં આવે છે તે જોવા માટે" ટ્રસ્ટ આગ્રહ ભરેલું નિમંત્રણ પણ આપે છે.

"લોકમિલાપના જેવા પુસ્તક ભંડારો બીજાં શહેરોમાં પણ ચાલુ થાય એવી ટ્રસ્ટને ખૂબ હોંશ છે, અને એવી જવાબદારી લેવા આપણા સાહિત્યપ્રેમી અને પુરુષાર્થી સ્નાતકો જિલ્લે જિલ્લે નીકળે તો પોતાથી બનતી બધી મદદ ટ્રસ્ટ તેમને કરશે. દરમ્યાન જે લોકો ભાવનગર રૂબરૂ ન આવી શકે તેમને ટપાલથી કે રેલ્વે પાર્સલથી ઘેર બેઠાં પુસ્તકો પહોંચાડવાનું કામ ટ્રસ્ટ કરે છે"

'લોકમિલાપ'ના ઓકટો. માસના અંકની પૂર્તિમાંથી આ અવતરણ એટલા માટે લીધું છે કે ગુજરાતમાં આવી એક અનન્ય અને અજોડ સંસ્થા જ્ઞાનની જે પરબ માંડીને બેઠી છે તેનો લાભ લેવા ઉપરાંત તન–મન–ધનથી મદદ કરવાની પ્રત્યેક કેળવાએલ નાગરિકની પ્રથમ ફરજ છે.

●

## વિલક્ષણ માનવમન

આ માનવમન પણ કેવું વિલક્ષણ છે. જેના પર આપણને અગાધ પ્રેમ હોય છે એના પર બહુધા આપણને બેહદ ક્રોધ પણ આવી જાય છે. જેના સ્મરણ માત્રથી હૃદય પુલકિત થઈ જાય છે એ જ જ્યારે સન્મુખ આવે છે ત્યારે આપણા મુખમાંથી કઠોર વચન નીકળવા લાગે છે. જેને જોવા માટે આપણા પ્રાણ વ્યાકુળ બની જતા હોય છે એને જોવાથી આપણે એવો ભાવ દર્શાવીએ છીએ કે જાણે એનું આવવું આપણને અપ્રિય લાગતું હોય! જેનાથી જુદા પડવાની કલ્પના માત્રથી હૃદય કંપ અનુભવતું હોય છે એને મળીએ ત્યારે આપણે એવી વાતો કરવા માંડીએ છીએ કે એ રૂઠીને ચાલી જાય છે.

આપણે વારંવાર એવો વિચાર કરીએ છીએ કે હવે આવું નહિ થાય, પણ આવા બધા પ્રસંગે આપણા મન પર આપણી 'દુર્જનતા' કાબુ મેળવી લે છે. મનની આ વિલક્ષણ પ્રવૃત્તિ-વાસનામાં કેટલી રહસ્યમયી અને અનોખી છે!

# ફૂલ વીણ સખે !

ખલિલ જિબ્રાન

મોડી રાતે એક ઘોડેસ્વાર મુસાફર શહેરમાં દાખલ થયો. ધર્મશાળા શોધતો શોધતો તે એક વીશી આગળ આવી ઊભો રહ્યો. તેની અત્યારે જમવાની ઈચ્છા નહોતી, પણ રાતની રાત ક્યાંક ઊતારાપાણી જેવું મળી જાય તો સારુ એવી ઈચ્છાથી ઘોડો ઝાડ નીચે બાંધી ને વીશીમાં દાખલ થયો. વીશીના માલિકે તેનો સત્કાર કરી બીજા દશપંદર ઊતારૂઓની સાથે તેને સૂવાની સગવડ કરી આપી

મધરાતે બધાં ભરઊંઘમાં હતાં ત્યારે ત્યાં એક ચોર આવ્યો અને બીજુ કાંઈ ન લેતાં, ઝાડ નીચે બાંધેલો પેલા નવા મુસાફરનો ઘોડો ચોરી ગયો. ઘોડો પણ જાણે કે ચોરનો જ હોય એમ કાંઈ આનાકાની કે હણહણાટ કર્યા વિના ચોરની સાથે ચાલી નીકળ્યો વીશીમાં સૂનેલાં પંદર—વીસ મુસાફરોમાંથી કોઈની ઊંઘ ઊડી જ નહિ

સવારે સૌ મુસાફરોની સાથે પેલો મુસાફર પણ જાગ્યો. મોંમાં દાતણ લઈ તે બહાર આવ્યો ત્યારે તેને ખબર પડી કે તેનો ઘોડો કોઈ ચોરી ગયુ છે. તેણે હોહા કરી મૂકી માણસો એકઠાં થઈ ગયાં, વીશીનો માલિક બહાર આવ્યો વીશીના બીજા મુસાફરો પણ બહાર આવ્યા. આવી ચોરી અહીં અગાઉ કદી થઈ નહોતી તેથી ચોરનાર વિષે લોકો અંદરોઅંદર ચિત્ર વિચિત્ર વાતો કરવા લાગ્યા

'પણ ભાઈ, તમે વીશીમાં આવ્યા ત્યારે ઘોડો ઝાડ નીચે બાંધ્યો છે એ વાત તો તમે અમને કોઈને જણાવી જ નહોતી ' એક જૂનો મુસાફર પેલા નવા મુસાફરને પૂછવા લાગ્યો 'અને ઘોડા જેવુ ઉમદા પ્રાણી રઢુ મુકાય જ કેમ ? અહીં વીશીના ફળિયામાં ક્યાં જગ્યા નહોતી કે તમે એને બહાર ઝાડ નીચે બાંધ્યો ? ને તેય ઠીક પણ બાંધ્યા પછી તમે અમને કોઈને કહ્યું હોત તો આટલામાંથી એકાદ માણસ રાતના જાગીને પણ ઘોડાની સંભાળ રાખત આ તો આપણે બધાં મૂરખ બન્યાં "

એ બોલતો બંધ થયો કે તરત જ બીજો મુસાફર બોલવા લાગ્યો 'આજકાલ ચોરી પણ કેટલી વધી પડી છે? બહાર બકરી બાંધી હોય તો તે પણ કોઈ ચોર્યા વિના રહેતું નથી આ તો ખૂબ રૂપાળા હંસ જેવા ઘોડાની વાત ભાઈ મુસાફર, તમે કહો ન કહો પણ એ ચોરની નજર તમારા ઘોડા ઉપર ઘણા દિવસથી હોવી જોઈએ, તમે શહેરમાં દાખલ થયા ત્યારે જ એ ચોર તમારી પાછળ અહીં સુધી આવ્યો હશે. પણ તમને એની શી ખબર ? ખરેખર ડાહ્યા માણસોએ કહ્યુ છે કે શાહુકારની એક અને ચોરની ચાર આંખ એ બરાબર છે '

પેલો નવો મુસાફર હજી તેની વાતનો જવાબ આપે તે પહેલાં ત્રીજો માણસ કહેવા લાગ્યો "ને ભાઈ, જો તમારે ઘોડો બહાર ઝાડ નીચે જ બાંધવો હતો તો તેના ચારે પગ પણ તાણીને બાંધવા હતા ને ? ધારો કે એને કોઈ ચોરી ન ગયુ હોત અને ઘોડો પોતે જ ભૂખ્યો–તરસ્યો થવાથી ગળાનુ રાંઢવુ તોડીને નાસી ગયો હોય તો પણ આપણને શી ખબર પડે ?"

હજી એનુ બોલવુ ચાલતું હતુ ત્યાં વળી ચોથો માણસ વચ્ચે ટપકી પડયો: 'ઘોડા જેવા ખાનદાન પ્રાણી માટે એવો અવિશ્વાસ કદી લાવી શકાય નહિ મૂળ બેદરકારી એના માલિકની ઘોડો રાખવો એ રેંજીપેંજીનું કામ નથી એની સંભાળ બહુ વસમી છે ભાઈ ! અને સાચુ પૂછો તો આ જમાનામાં ઘોડાની જરૂર પણ શી છે ? આપણે અહીં પંદર જણા રહીએ છીએ, કોઈ પાસે ઘોડો છે ? બેપાંચ ગાઉ જવુ હોય એમાં ઘોડાનું કામ શુ ? ને જુવાન માણસ ઘોડે બેસે એમાં મને તો આળસુના જ લક્ષણ દેખાય છે, ઘોડે ચઢીને ગામતરે જવાનું કામ તો ઘરડાં બુઢ્ઢાનું '

આ બધાની વાત સાંભળીને મુસાફર વિસ્મય પામ્યો વાતો કરનારને ઘોડાની ચોરીમાં મુસાફરનો જ વાંક દેખાયો સૌએ તાળીઓ પાડી પાડીને એ બિચારા ગરીબ મુસાફરની જ ખામીઓને આગળ કર્યા કરી, અને છેવટે તેને અક્કલ વિનાનો આળસુ પણ કહી દીધો ચોરી કરનાર ચોરને તો કોઈએ કશો ઠપકો આપ્યો જ નહિ મુસાફર મનમાં બોલ્યો 'માણસો બીજાના દુઃખમાંથી જ પોતાની ગમત ગોતી કાઢે છે '

# જીવતું જાગતું આશ્ચર્ય

અજ્ઞાત

લગભગ વીસ વર્ષ પહેલાંની જ આ વાત છે. મૈસૂર વિશ્વવિદ્યાલયના ખચાખચ માનવીઓથી ભરેલો મુખ્ય હૉલ–એ હૉલના મંચ ઉપર એક છ વર્ષની બાળકી મંદ મંદ હાસ્ય વેરતી ગણિતના જટિલમાં જટિલ પ્રશ્નોનો થોડીક જ સેકન્ડમાં ઉત્તર આપતી નજરે પડે છે. દર્શકો અને આમંત્રિત કરાયેલ મોટા મોટા ગણિતાચાર્યો પણ એના ઉત્તરથી આશ્ચર્યચકિત થઈ ઊભાં થઈ જાય છે જે પ્રશ્નોને હલ કરવામાં સારામાં સારા ગણિતાચાર્યોને એક કલાક લાગતો હતો, તે આ બાળકીએ એક મિનિટની અંદર જ ઉત્તર આપી પોતાની માનસિક અદ્‌ભુત શકિતનો પરિચય આપી દીધો હતો. આ બાળકી હતી આધુનિક ભારતની માનવીય કમ્પ્યૂટર કુમારી શંકુતલાદેવી.

શંકુતલાદેવીનો જન્મ બેંગ્લોરના એક પ્રખ્યાત શિક્ષિત અને પ્રગતીશીલ કુટુંબમાં થયો હતો. પાંચ જ વર્ષ નાની ઉંમરથી એમને ગણિત પર અજબ પ્રેમ જાગ્યો હતો. ગણિતના અટપટા પ્રશ્નોનો ઉકેલ લાવવામાં મોટા મોટા ગણિતશાસ્ત્રીઓ ગોથું ખાઈ જતા હતા, ત્યાં આ બાળકી એ પ્રશ્નોનો ઉકેલ ચપટી વગાડતાં જ લાવી દેતી હતી. અન્નામલાઈ યુનિવર્સિટીના વિદ્વાન ઉપકુલપતિ શ્રી વી એસ. શાસ્ત્રીએ શંકુતલાદેવીને 'જીવતું જાગતું આશ્ચર્ય'ના વિશેષણથી નવાજ્યા હતા

૫, ઑક્ટોબર ૧૯૫૦માં જ્યારે લંડનમાં બી. બી. સી. રેડિયો દ્વારા ટેલિવિઝન પર પોતાનો કાર્યક્રમ પ્રસ્તુત કરી રહ્યાં હતાં ત્યારે એક અસંભવિત ઘટના બની ગઈ શકુંતલાદેવી ખૂબ જ એકાગ્રતાથી પ્રશ્નોના ઉત્તર આપી રહ્યાં હતાં ત્યારે એક પ્રશ્ન એમને પૂછવામાં આવ્યો. સંપૂર્ણ આત્મવિશ્વાસથી એમણે જવાબ આપ્યો કે આ પ્રશ્ન જ ખોટો છે. આ પ્રશ્ન બ્રિટનના પ્રસિદ્ધ ગણિતાચાર્યો દ્વારા તૈયાર કરવામાં આવ્યો હતો એને ખોટો ઘોષિત કરવો એ કાંઈ જેવી તેવી વાત ન હતી. બી. બી. સી.ના કાર્યક્રમ આયોજકે એ સમયે જ પ્રશ્નની તપાસ આરંભી અને એ જાણતાં એમને આશ્ચર્ય થયું કે પ્રશ્ન ખરેખર ખોટો જ હતો.

એકવાર રોમ વિશ્વવિદ્યાલયમાં શકુંતલા દેવી પોતાનો કાર્યક્રમ આપી રહ્યાં હતાં. એમના ઉત્તરની તપાસ કમ્પ્યૂટર મશીન દ્વારા થતી હતી. એમના એક ઉત્તરને મશીને ખોટો બતાવ્યો. તેથી એમણે ખૂબ જ સરળતાથી કહ્યું. 'જરૂર ક્યાંક મશીનમાં જ ખામી હોવી જોઈએ.' એમના આ કથન પર એકાએક કોઇને વિશ્વાસ બેઠો નહિ. પણ પછી જ્યારે મશીનની તપાસ કરવામાં આવી તો મશીનમાં જ દોષ જણાયો.

અમેરિકાનાં આધુનિક નગર ન્યૂયોર્કનાં ટેલિવિઝન કાર્યક્રમ વખતે નવીનમાં નવીન ગણનાયંત્ર મોડેલની સાથે શકુન્તલાદેવીની હરીફાઈ ગોઠવવામાં આવી. અમેરિકાવાસીઓને એ જાણવાની ખૂબ જ આતુરતા હતી કે પહેલા ઉત્તરો કોણ આપે છે ? અમેરિકાના આધુનિકમાં આધુનિક ગણનાયંત્ર કે પછી રહસ્યપૂર્ણ ભારત દેશના શકુન્તલાદેવી ? આ હરીફાઈમાં શકુન્તલાદેવીએ ગણનાયંત્ર કરતાં છ સેકન્ડ પહેલાં જ સાચા ઉત્તર આપીને ભારતીય પાંડિત્ય અને વિદ્વતાની પતાકા એકવાર ફરી અમેરિકામાં લહેરાવી દીધી.

આ જ પ્રમાણે ઑસ્ટ્રેલિયાના સિડની નગરમાં ન્યૂ સાઉથ વેલ્સ વિશ્વવિદ્યાલયમાં શકુંતલાદેવીની પ્રતિયોગિતા ૮૦ હજાર પાઉન્ડના વીજળીથી ચાલતા કમ્પ્યૂટરની સાથે યોજવામાં આવી પ્રસિદ્ધ ગણિતાચાર્ય આર. જી. સ્માર્ટ અને વેરી થાનર્ટન કમ્પ્યૂટરને સંભાળી રહ્યા હતા. પરંતુ આ કમ્પ્યૂટરમાંથી નીકળતાં ઉત્તર પહેલાં જ શકુન્તલાદેવીની ઉત્તર

આપવાની શક્તિ જોઇ બધાને ચોંકાવી દીધા હતા

એ જ પ્રમાણે ઑગસ્ટમાં ઈ સ ૧૯૬૧ના માર્ચ મહિનામાં યૂનેસ્કો ઑડિટોરિયમમા શકુંતલા દેવીનો મુકાબલો એક સાથે બે ગણુનાયંત્ર સામે કરવામા આવ્યો એમણે પોતાના સ્વભાવગત હાસ્ય સાથે પહેલાંની જેમ જ ગણુનાયંત્રોની ગતિ કરતા પોતે ઉત્તર આપવામાં આગળ નીકળી ગયા હતા

આવા ગણિતશાસ્ત્રના અનન્ય ભક્ત શકુંતલા દેવીએ અત્યાર સુધી અનેક દેશોની યાત્રાઓ કરી છે, અને લોકો તેમની આ અદ્દભુત શક્તિથી મંત્ર મુગ્ધ થયાં છે, અનેક મહાપુરુષો, વિદ્વાનો અને કલાકારોએ એમની પ્રશંસા કરી છે એમા આવા ગાર્ડનર જેવી અભિનેત્રી, ટૂંકુ અબ્દુલ જેવા રાજનીતિજ્ઞ અને ડૉ રાધાકૃષ્ણન જેવા મહાન દાર્શનિક વિદ્વાનનો પણ સમાવેશ થાય છે

ન્યૂયૉર્કમા એકવાર ત્યાના મહાન ગણિતાચાર્યે એમને પૂછ્યુ હતું 'તમે આ બધુ કેવી રીતે કરી શકો છો? શુ તમે જાદુ, હિપ્નોટિઝમ અથવા ટેલિપૈથી જાણો છો?'

'ના, એવુ કશુ નથી' જવાબમા શકુંતલા દેવીએ કહ્યુ

'તો શુ આ માત્ર સતત અભ્યાસ અને મનને કેન્દ્રિત કરવાની શક્તિનો જ ચમત્કાર છે?' ફરી પ્રશ્ન પૂછાયો

'કંઈક એવુ જ સમજી લ્યો' હસતા હસતાં એમણે ઉત્તર આપ્યો

પરંતુ એમની આ શક્તિનું રહસ્ય શુ છે? ગમે તેવા જટિલ પ્રશ્નોના ઉત્તર તેઓ જે સહેલાઈથી આપી શકે છે તેનો આજ સુધી કોઈ સંપૂર્ણ સત્ય જવાબ મળ્યો નથી આખરે એ શુ હશે?



## પરદેશમા પણ સ્વદેશ

ભાઈબીજનો પવિત્ર તહેવાર આવ્યો અને લોકમાન્ય ટિળકનુ દિલ બહેન પ્રત્યે પ્રેમના ભાવોથી ભરાઈ ગયુ, 'હુ અત્યારે સ્વદેશમાં હોત તો કેવા પ્રેમથી ભાઈબીજ ઉજવત!" તેઓ વિચારી રહ્યા ને મનોમન નિર્ણય કર્યો ગમે તે થાય હુ ભાઈબીજ ઉજવીશ જ" પણ બહેનનો પ્રેમ કયાથી મળે? એકાએક કર્નલ ચિંતામણીનાં પત્ની સુંદર યાદ આવ્યા

હર્ષમાં આવી એ સુંદરબાઈને ઘેર ગયા ને કહ્યુ "બહેન, તમે અહીં હો ને હુ લંડનમાં ભાઈબીજ ઉજવ્યા વિનાનો રહી જાઉ એ કેમ ચાલે? શુ આપણે આપણુ તહેવારો પરદેશમા ઊજવી ન શકીએ? મનના ભાવ સ્વદેશી હોય તો પરદેશમાં પણ સ્વદેશ અનુભવી શકીએ સુંદરબાઈએ પણ તુરત જ દીપ પેટાવ્યા ને ભાઈનાં ઓવારણાં લઈ સ્નેહથી નવાજ્યા

અનેક લંડનવાસીઓ આ જોવા ભેગા થયા. વિધિ પત્યા પછી જ્યારે લોકમાન્ય ટિળકે સ્વદેશના આ ભાઇ બહેનના પ્રેમના ભાવોની બધાને સમજ આપી ત્યાર બધાય આ તહેવારને પ્રેમથી નમી પડયા પરદેશમાં પણ સ્વદેશની પ્રણાલિકાઓ ને ભાવનાને નહી ભૂલવા માટે અનેક માનવો લોકમાન્ય ટિળકને ભેટી પડયા

—રઘુનાથરાવ દત્ત

# સાધુ હઠ

નિરુપમા રાજગુરુ

ઘણે દૂરથી એક સાધુ ચાલ્યો આવે છે. તે એક ઘરને આંગણે અટક્યો એ ઘર શહેરના કોટવાળનું છે. બારીબારણાં પર કતાનના પડદા છે.

ઘરને બારણે આવીને તેણે ટહેલ નાખી. 'મૈયા, બારણે સાધુ ઊભો છે. ભિક્ષા દે'

અંદર બારણાં પાસે કોટવાળ જાતે જ ખુરશી પર બેઠો હતો. તેણે આ ટહેલ સાંભળી. પણ જવાબ આપવાને બદલે સાધુફકીરો વિશે ઊલટા જ વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા.

ફરીથી સાધુનો અવાજ આવ્યો. કોટવાળને થયું કે આ પ્રમાણે બોલી બોલીને થાકી જતો રહેશે. એટલે નિરાંતથી તેણે હુક્કો પીવા માંડ્યો.

પડદો હાલતો નથી, મૈયાએ નહિ સાંભળ્યું હોય એ વિચારે તેણે પડદો ઉપાડી અંદર જવા માંડ્યું 'મૈયા, સાધુ આવ્યો છે ભિક્ષા દે.'

કોટવાળ આ માટે તૈયાર ન હતો. સાધુના નજીક આવતા અવાજથી તે ગભરાયો. સાધુ આવીને બારણાં પાસે ઊભો રહ્યો. કોટવાળે જોયું કે સાધુ ખરેખરો છે. જુવાન લઠ્ઠ છે, સુંદર પણ ખૂબ છે. તેને થયું આ ફકીર નહિ હોય. હોશિયાર છે. માન્યું હશે કે અંદર કોઈ પુરુષ નહિ હોય એટલે ચાલ્યો આવ્યો. કોટવાળે જોરથી પૂછ્યું 'શું છે?'

'સાધુ છું. ભિક્ષા માગું છું'

'જોતો નથી કોનું ઘર છે તે?' કોટવાળનો કહેવાનો અર્થ એ હતો કે ઘરનો માલિક તે કોટવાળ છે. જેણે એકેએક બદમાશને સીધા દોર બનાવી દીધા છે.

સાધુએ અંદર પગ મૂકતા જ જોઈ લીધું હતું કે કોઈ અમલદારના ઘરમાં આવી પડાયું છે. પણ જ્યારે તે ઘરમાં દાખલ થયો જ છે તો પછી તેમાં તેને ખાસ વાંધો પણ ન જણાયો. તેને કોટવાળની કોઈ પણ જાતની પ્રસિધ્ધિની ખબર નહોતી. તેણે કહ્યું 'કોનું ઘર છે, તે જાણવાની મારે જરૂર નથી. હું તો માત્ર ભિક્ષા માગું છું.'

કોટવાળે જોયું કે આ ખૂબ જક્કી જણાય છે. ખૂબ હિંમતવાળો છે પાકો બદમાશ છે. ખુરસી પરથી ઊઠતાં એક ડગલું આગળ વધીને તેણે કહ્યું: 'ભીખ માગે છે તે ઘરની અંદર ઘૂસી જઈને?'

'અંદર–બહાર બધું સાધુનું છે. ઘર–ગામ જંગલ બધું તેનું છે. સાધુ પડદો નથી રાખતો તે ભિક્ષા માગે છે.'

કોટવાળને એ ઠીક ન લાગ્યું. સાધુની આ જક્કી ધૃષ્ટતાને આગળ કેમ વધવા દેવાય? ક્રોધ-ભર્યા સ્વરે તેણે કહ્યું. 'ભીખ બીખ અહીં નહિ મળે, સમજ્યો?'

પણ સાધુએ તદ્દન શાંત સ્વરે કહ્યું: 'ભિક્ષા આપો, ખૂબ પુણ્ય પ્રાપ્ત થશે'

સાધુના શબ્દોમાં ધીમકી હતી કે આખરે તમારે ભિક્ષા આપવી જ પડશે. સાધુના મોં પર એવા જ ભાવ જણાતા હતા. કોટવાળ આથી તડૂક્યો 'બદમાશ, બહાર નીકળ.' અને એમ કહેતાં જમણે હાથે રસ્તો બતાવી મોંના ભાવથી બતાવ્યું કે એમ નહિ કરવાનું પરિણામ સારું નહિ આવે.

પણ સાધુએ આ બધું હસવામાં કાઢી નાખ્યું. 'ગુસ્સો બહુ ખરાબ ચીજ છે સાધુને જલ્દ ભિક્ષા આપી દો, તેનું પણ ભલું અને તમારું પણ.'

પરંતુ કોટવાળના ઊકળતા મગજમાં સાધુના ઠંડા સ્વભાવે વધારો કર્યો. એનો ગુસ્સો અત્યાર સુધી મનમાં ધૂંધવાયા કરતો હતો તે એકદમ ભભૂકી ઊઠ્યો. તેણે બેએક ડગલાં આગળ વધીને ગુસ્સાભેર લાલચોળ આંખે કહ્યું 'ભીખ જોઈએ છે? લે, બરાબર લે.' કહીને એક ભારે થપ્પડ સાધુના લમણામાં ઝીંકી.

'હજી જોઈએ છે ? લે, લે.' કહેતાં બીજી એક કાન પર લગાવી.

કોટવાળનું સાધુ સાથેનું આ વર્તન ન્યાયી હતું એમ કોણ કહે ? પણ ક્રોધથી ઉન્મત્ત થયેલાનો ન્યાય શાંત માણસ પ્રત્યે ભારે, સ્પષ્ટ અન્યાય જ હોય છે.

કોટવાળની સ્ત્રી ચક પાછળથી આ જોઈ રહી હતી. તેને પતિનું વર્તન ગમતું નહોતું. સાધુ તરફ તેનું મન ખેંચાયું હતું કે નહિ તે તો કહી શકાય નહિ, પણ પતિના જુલમી વર્તનથી તે સાધુનો પક્ષ લેવાને એટલી બધી તૈયાર થઈ કે ઘરનાં રીતરિવાજોને પણ ભૂલી જઈ તેણે કહ્યું 'હેં....હેં....તેને શા માટે મારો છો ? બિચારાથી ભૂલ થઈ ગઈ હશે, જવા દો હવે'

પણ ક્રોધમાં કલ્પના કંઈ ઓર સ્વરૂપ પકડે છે જેને બદમાશ કહ્યો તેને બિચારો કહેવો એ ક્રોધને વધારવા જેવું જ છે. એ જ રીતે ક્રોધપાત્ર માણસ પ્રત્યે સહાનુભૂતિ બતાવવી એ બળતામાં ઘી હોમવા જેવું છે કોટવાળે ચીડિયેલ અવાજે પૂછયું. 'તને કોણ પૂછે છે ? કમજાત ' અને ફરીથી સાધુને બે પાંચ થપ્પડ લગાવી દેતાં તેને બારણે હડસેલ્યો.

પણ સાધુએ બહાર જવાની બિલકુલ ઉત્સુકતા બતાવી નહિ તેમ જ કંઈ પણ પ્રતિકાર પણ ન કર્યો. કોટવાળનો ગુસ્સો વધુ વિકરાળ બન્યો.

એ વખતે કોટવાળની સ્ત્રી અંદરથી બહાર દોડી આવી સાધુ પર જોરથી ઊગામેલા કોટવાળના હાથને તેણે પકડી લીધો. કોટવાળ ખૂબ રાતો પીળો થયો.

તેની સ્ત્રી કહેતી હતી: 'છિ: છિ ! એ શું કરો છો ? બહુ માર્યો હવે જતો રહેશે. જા ભાઈ જા, અરે જાને ! જવા દો, શું તમે એના પર હાથ ઉપાડો છો ? એ બિચારો એના માટે લાયક છે ? જા રે... હટી જા, નાસી જા....'

પણ કોટવાળે આ બધું સાંભળવાની પરવા ન કરી. ક્રોધાવેશમાં તેણે એનો હાથ છોડાવી સ્ત્રીના વાળ જોરથી પકડયા અને લાતો વડે સ્ત્રીને મારવા માંડયો.

માર ખૂબ પડયો હતો. સાધુ જોઈ રહ્યો હતો. જે માર તેના નસીબમાં હતો તે કોટવાળની સ્ત્રી જાતે ખાતી હતી. એ પણ દયાળુ ઈશ્વરની જ ઈચ્છા. કોટવાળની સ્ત્રી પ્રત્યે સાધુના હૃદયમાં દયા નહિ પણ ભક્તિ જાગી.

પણ કોટવાળની સ્ત્રીને સાધુની ફિકર હતી. તેને બીક હતી કે વળી પોતાનો પતિ સાધુને મારવા માંડશે. તેણે માર ખાતાં ખાતાં કેટલીય વાર સાધુને ચાલ્યા જવા કાલાવાલા કર્યા.

સાધુ ઊભો જ રહ્યો કોટવાળ સ્ત્રીને વધુ જોરથી માર મારવા લાગ્યો. છેવટે સ્ત્રીએ કિકિયારી પાડી: 'હજી કેટલોક માર ખવડાવશે ?' જીવથી મારી નખાવશે કે શું ? કમબખ્ત, ચાલ્યો કેમ નથી જતો કે હું બચી જાઉં ?'

સાધુ પાછો ફર્યો.

પણ ક્રોધ હજી શમ્યો ન હતો. સાધુ પાછો ફર્યો કે તરત જ કોટવાળ સ્ત્રીને છોડી તે તરફ ગયો. અને તેને પકડીને લાતો અને મુક્કા લગાવવા લાગ્યો. સાધુના કપડાં ફાટી ગયા. ઠેર ઠેર ઉઝરડા પડયા. નાકમાંથી લોહી નીકળ્યું.

છેવટે સાધુઓ વિશે ખૂબ તીખાં શબ્દો સંભળાવી તેને હાલહવાલ ધકેલી મૂકયો.

* * *

સાધુ બીજે ઘેર ન ગયો. સીધો પોતાને સ્થાને ગયો. શહેરની બહાર એક શિવાલય હતું. પાસે એક કૂવો હતો. કોને ખબર તે કયાંથી આજે અહીં આવી રહ્યો હતો.

હાથ મોં ધોઈને સ્વચ્છ થયો કપડાં ધોયાં અને ફાટયાં હતાં ત્યાં ધાગાથી સમાર્યા અને એ પછી આસન જમાવ્યું. તેના મનમાં આજના બનાવથી વિચારોની પરંપરા શરૂ થઈ હતી

'આજે આ શું થઈ ગયું ? કેમ થયું ? તેને ક્રોધ શા માટે આવ્યો ? મને જોતાં તેનું હૃદય કોમળ કેમ ન થયું ? મારા ભક્તિતત્વે તેનામાં ક્રોધ જગાવ્યો. આહ, મારામાંથી તેને શાંતિની પ્રેરણા કેમ ન મળી?

બધાં મારામાંથી શાંતિ મેળવે એમ શી રીતે બને ? સૌ આનંદિત શી રીતે બને ? મારા પોતાનામાંથી હું શું દૂર કર્યું ? મારા આ હીન વ્યક્તિત્વને ક્યાં લઈ જાઉં ? જેને જોઈને લોકોને ગુસ્સો થાય છે હે ભગવાન, હું શું કરું, તું જ બતાવ !'

વિચારમાં જ તેણે આંખો મીંચી દીધી તેમાંથી આંસુ ઢળી પડયાં

'હે પ્રભુ, જે તારું નથી તે મારામાંથી દૂર થાય એવી ઈચ્છા મેં ક્યારેય નથી કરી મારું સર્વસ્વ સ્વત્વ તારા હાથમાં મૂકીને મેં પ્રાર્થના નથી કરી કે મારામાં, મારા રોમેરામમાં, મારા અણુ અણુમાં તું એવો વસી જા કે બીજી કોઈ વસ્તુને સ્થાન જ ન રહે ? હે ભગવાન, હું તો તારા થઈને જ રહેવા ઈચ્છું છું મારા રોમેરામમાંથી દરેક તને જ જુએ, પ્રાપ્ત કરે, કોઈને જરાય ગુસ્સો ન આવે એ મારી પ્રાર્થના છે તું શું નથી સાંભળતો ? મારા વ્યક્તિત્વમાં એવાં કયાં અનુચિત તત્ત્વો છૂપાયાં છે તે બતાવી આપ. હું તેને ભસ્મ કરીશ હું સોગંદ ખાઈને કહું છું કે હું તારા જ થઈને રહેવા ઈચ્છું છું તારા દર્શન કરીને જ તને છોડીશ હું તને છૂટો નહિ થવા દઉં મને આણા આપ હું સર્વ કાંઈ છોડી શકીશ સ્ત્રી, પુત્રને ઘરબાર છોડયાં જેને માટે બધું છોડયું તેને નહિ છોડું

અને તું પણ મને નહિ છોડી શકે તારા રમણમાં જે જે આડે આવ્યાં તેનો ત્યાગ કર્યો છતાં હે ભગવાન, આજે શું થયું ? પહેલા જ ઘર ભિક્ષા માગવા ગયો ત્યાં દ્વેષ, ક્રોધ અને કંકાશ થવાના નિમિત્તરૂપ બન્યો છું હું શું કરું જેથી તેનો ક્રોધ પીગળી જાય ? માર લીધે તેને કાંઈ દયા તેમાં તે બિચારાનો વાંક નથી ખામી મારામાં છે જેથી તેને ગુસ્સો થયો ક્ષોભ થશે તેને પશ્ચાત્તાપ થશે, તને વિચાર થશે કે તેણે પોતાની સ્ત્રીને નકામો માર માર્યો તેના હૃદય પર એ ભાર રહેશે એ શા માટે, શી રીતે એ ભાર દૂર થઈ શકે ? હું શું કરું ? હું તને જ પૂછીશ તું જ બધું કર છે, અને જે કર છે તે સાચું કર છે મને માર પડયો એ બરાબર થયું છે જેણે ગુસ્સો કરાવ્યો તેણે તેનું ફળ ભોગવવું જ જોઈએ પણ બિચારી મેયાને તે શા માટે માર ખવડાવ્યો' એ દશ મારાથી કેમ ભૂલી શકાય હૃદયની સહાનુભૂતિ એ જ તેનો અપરાધ હતો એક બીજાના સુખદુઃખમાં ભાગ લેવાની ભાવના તો તે માણસમાં મૂકી છે તે જ મેયાને માટે આફત રૂપ નીવડી એ શા માટે થયું ? હું એ નહિ ભૂલી શકું. મેયાની એ અનુભૂત મૂર્તિ 'જેણે સ્વયં માર ખાતાં ખાતાં મને બચાવવાનો પ્રયત્ન કર્યો. મેં મેયાને માર ખવડાવ્યો ? મારા દોષથી તેને માર પડયો ! પ્રભુ, મારો કેવો ભયંકર દોષ ? મારો શી રીતે ઉદ્ધાર થશે ? સમજ્યો તું દયાનિધિ છે તે મેયાને એટલા માટે મોકલી કે હું પણ મારી અપૂર્ણતાઓ, ખામી જોઈને સમજી શકું કે એ કેવી ભીષણ છે ને અત્યાચાર જન્માવી શકે છે ઓહ ! હું સાફ જોઈ શકું છું. મારાથી નથી જોવાતું, નથી સહન થતું મને મુક્ત કર આમાંથી હે પ્રભુ ! મારી રક્ષા કર. મને સંપૂર્ણ રીતે પોતાનો બનાવી લે. તારા પ્રતિરૂપે, મારા જ સ્વરૂપે હું ત્યાં જાઉં, બસ, એક ધાબો જ રહું, જેમાં માત્ર તું જ હોય જે તને યાદ કરવાના આધારરૂપ હોય મને જોઈને તારી જ યાદ આવે તને પ્રકાશિત કરે, પ્રતિષ્ઠિત કર, પ્રાપ્ત કરે '

*

બીજે દિવસે જ્યારે આગલા દિવસની માફક જ પેલો સાધુ બારણે બે ત્રણ વાર ટહેલ નાખી ઘરમાં ગયા ત્યારે કોટવાળની સ્ત્રીને ખૂબ આશ્ચર્ય થયું શંકા પણ આવી તે હમેશની રીતે અંદરના ઓરડામાં હતી જાણી જોઈને આ રીતે ભયને નોતરવાની આ ટેવ તેને ન સમજાઈ તે બહાર આવીને સાધુને કહેવા લાગી 'બાબા તું અહીં ફરી કેમ આવ્યો ? દુઃખને શા માટે બોલાવે છે ? કાલે શું હજી ઓછો માર પડયો હતો ? કે મને માર પડયો હતો તે ઓછો હતો ?'

'મૈયા, હવે હું આ ઘર સિવાય બીજે ક્યાંથી ભિક્ષા લઈ શકું ? આજે શું, ને કાલે શું, હું અહીં આવ્યા જ કરીશ. કોઈનું મન મારાથી દુઃખાય ? જેના ક્રોધથી માર ખાધો તેના શુભ પ્રેમનો આશરો લઈશ. એ પહેલાં મને સંતોષ નહિ થાય એ ક્યાં ગયા છે ? '

સાધુની આ વાતો તે પૂરી સમજી શકી નહિ પણ તેના અંતરમાં વસી ગઈ તેણે કહ્યું 'કામકાજ

માટે બહાર ગયા છે. અર્ધા પોણા કલાકમાં આવશે. પણ તમે...મારી વાત માનો, જલદી પાછા ચાલ્યા જાવ. મને મારી ફિકર નથી, પણ તમે નાહક શા માટે દુઃખ વહોરો છો? એની ટેવની તમને ખબર નથી. પાકા જિદ્દી છે, તેટલા જ સારા પણ છે. પણ બહુ જલદી વહેમ લાવે છે. એ વખતે પોતાને પણ ભૂલી જાય છે ને કંઈનું કંઈ કરી બેસે છે. હું કહું છું બાબા, તું ચાલ્યો જા, મને બહુ આઘાત થયો છે. કાલના બનાવથી મારો જીવ ખૂબ કોચવાય છે. જો હું તને કહું છું. મારી તરફ જો, તેમને માફ કરજે. એમના પર નહિ તો મારા પર દયા રાખીને હવે તું ચાલ્યો જા. તે આવીને તને જોશે તો ગુસ્સે થશે. એમનો સ્વભાવ જ એવો છે. માટે મહેરબાની કરીને ચાલ્યો જા—બાબા જા.'

સાધુએ ઠંડે સ્વરે કહ્યું: 'હું બહાર બારણે બેસું છું. અર્ધા કલાકમાં તો એ પાછા ફરશે ને! કલાક સુધી મારાથી રાહ જોવાશે. તેમનો પ્રેમ મેળવ્યા પછી જ હું જઈશ'

સાધુ પાછો ફરતો હતો ત્યાં તેણે કહ્યું: 'બહાર બેસીશ? શા માટે બહાર બેસે છે? નહિ, ચાલ્યો જા. અહીં નથી રહેવાનું. તને મારા પર દયા નથી આવતી? દયાને ખાતર પણ મારી વાત મનમાં નથી ઊતરતી? શા માટે આટલી બધી હઠ લીધી છે? મારા ઘરમાં જે કંઈ ખાવાનું છે તે હાજર કરું છું પછી શા માટે તું અહીં બેસવાનો? દયા કર, તને બે હાથે પગે લાગું' કહે તો ..ચાલ્યો જા'

'જઈશ તો ખરો જ, પણ એક કલાક સુધી રાહ જોઈશ. તમારા હાથે લેવાથી મને—મનને સંતોષ નહિ વળે! હું તો તેના હાથે જ પ્રેમથી જે આપશે તે લઈશ. મને એનો જ લોભ છે. કાલની વાત હું ભૂલી જાઉં, એ પણ ભૂલી જાય એ જરૂરી છે. અને એ મારે સંભાળવાનું છે, કેમ કે ભૂલ મારી હતી.

સ્ત્રીએ જોયું: સાધુના વિચાર અને હેતુ સામાન્ય ન હતા. પરંતુ પતિની ધાક—ગુસ્સો તેના મનમાં વસી ગયો હતો. તેણે કરુણામિશ્રિત સાદે કહ્યું: 'હું તને હવે શી રીતે ચાલ્યા જવા સમજાવું? તારા માટે નહિ, મારા માટે જ હું કહું છું. મારો માટે એટલા માટે કે ફરીથી એને પાપ કરવાની તક ન મળે. તને જોઈ તેનું મગજ કાબૂમાં ન રહે અને ક્રોધમાં ગમે તે કરી બેસે તેમાં તને શું ફાયદો થશે? પાપ ચડશે તો એને માથે. એટલે જ હું તને કાલાવાલા કરું છું: ઈશ્વરને ખાતર ચાલ્યો જા.'

'જો ઈશ્વર મારાથી નારાજ હોય, હું અત્યાર સુધી અપવિત્ર હોઉં ત્યારે મારે લીધે બીજાથી સારું-નરસું થઈ જાય અને એ જરૂરી પણ છે. કેમ કે ત્યારે જ મને ઈશ્વરની પ્રાર્થનાની જરૂરત સમજાશે.'

'તું મારી વાત નથી માનતો, મારા હાથે ભિક્ષા પણ નથી લેતો—ત્યારે હું કહું છું કે અહીં તારું કોઈ કામ નથી. મારી વાત નથી માનતો તો હું ઘરના માલિક તરીકે મારે કહેવું પડે છે કે તું અહીંથી ચાલ્યો જા.'

સાધુ જવા લાગ્યો પણ તેને તેમ કરતો અટકાવી સ્ત્રીએ કહ્યું: 'ક્યાં જાય છે? તને કોણ જવાનું કહે છે? ઊભો રહે, મારે તારી પાસે એક કામ છે. ચાલ્યો ના જતો. હું હમણાં આવી.' કહીને તે અંદર ગઈ. સાધુ ઊભો રહ્યો એટલામાં એક પાથરણું લઈને તે આવી. તે પાથરતાં બોલી: 'બેસ, રોકાવું જ હોય તો રોકાઈ જા અને નિરાંતે અહીં બેસ. બહાર શા માટે બેસે છે? એ આવશે અને જોશે તો ભલે જુએ—પણ બારણાં પર બેસવાનો શો અર્થ? હું એમને કહી દઈશ કે મેં બેસાડયો છે, કંઈ વાંધો છે બેસાડવામાં?'

પણ સાધુ ઊભો જ રહ્યો. સ્ત્રી બોલી: 'બેસ, કેમ નથી બેસતો? આનાકાની ન કર. કમનસીબી છે કે તું કંઈ ખાવાનો નથી. મારી વાત તો માની નથી: મે ચાલ્યા જવાનું કહ્યું તો તેં રોકાવાનું નક્કી કર્યું: ભિક્ષા માગવા આવ્યો ને મેં આપવા માંડી તો તેની ના પાડી. હવે તું રોકાયો છે તો ભલે માની તને બેસવાનું કહું છું. બેસ, બેસ, એમ ઊભો ન રહે.'

'આવી તસ્દી લેતાં પહેલાં મને પૂછવું તો હતું? મારાથી અહીં શી રીતે બેસાય? હું તો દરવાજા પર જ બેસીશ.'

સ્ત્રીનું વદન મ્લાન બની ગયું. તે કંઈ બોલી

શકી નહિ સાધુ બહાર ગયો ને તે અંદર જતી રહી ને પોતાના કામમાં ગૂંથાઈ

નોકર મારફતે કેટલી ય વાર તેણે બહાર તપાસ કરાવરાવી સાધુ નિરાંતે રાહ જોતો બેઠો હતો તેણે કંઈને કંઈ કામમાં ગૂંથાવાના પ્રયત્નો કર્યા. છતાં કોટવાળ ન આવ્યો કલાક ઉપર વખત થવા આવ્યો. એમને શું થયું હશે ? કેમ નહિ આવ્યા હોય ? સાધુને નવાઈ લાગવા માંડી.

જ્યારે નોકરે થોડીવારમાં જ ફરીથી સાધુ જતો રહ્યો છે એવા સમાચાર સ્રીને આપ્યા ત્યારે તેણે ઠીક કહી નોકરને વિદાય કર્યો હાથમાંનું કામ બધું પડતું મૂકીને ઉતાવળે ઉતાવળે ઓરડામાં આંટા મારવા લાગી.

★

કોટવાળ જલદી ઘેર કેમ પાછો ન આવ્યો એનું કારણ કહી શકાય એમ નથી પણ ઘેર જવાને તેના પગ જ ઊપડતા નહિ એ વાત ખરી છે. ઘેર જશે તો પોતાની સ્રી સાથે બોલવું પડશે— એ શી રીતે બનશે એવા જ વિચારો તેના મનમાં રમી રહ્યાં હતાં ક્રોધ ઊતરી જતાં તે ઢીલો ઘબ્બ પડી ગયો. તેનો જીવ પણ ઉદાસ થઈ ગયો. મન શૂન્ય બની ગયું. કોઈ કામમાં મન પરોવાતું જ નહોતું શરીર પણ ઠીક નથી લાગતું શા કામ માટે તે ઘેરથી નીકળ્યો હતો તે પણ યાદ રહ્યું ન હતું. કેમ કે સાધુ સાથે ઝઘડો થઈ ગયા પછી ઘરમાં તેનાથી રહી શકાતું જ નહોતું. એકલા બેઠાં બેઠાં મનદુઃખ થાય અને જાતજાતના વિચારો આવે તેનાથી બચવા તે ભાઈબંધમિત્રોને મળવા નીકળી પડેલો તે મોડી રાતે ઘેર પાછો ફરેલો આજે ઘેર જલદી પાછું ફરવાનું કહી ગયા છતાં ઘેર પાછા ફરવાની તેનામાં ફિકર ન હતી.

કોટવાળની સ્રીને પણ પોતાના પતિનું વર્તન જોઈ એમ માન્યું કે એમને પશ્ચાતાપ થતો હશે. અને તે શાંતિ માટે માફી માગવા તેની પાસે આવશે, પણ તેની એ આશા નિષ્ફળ નીવડી હતી. બીજે દિવસે સાધુ આવ્યો ત્યારે તેને પોતાના ગેરવર્તન અને દુઃસાહસ બદલ ખૂબ પસ્તાવો થયો. તેણે સાધુને ખૂબ કાલાવાલા કર્યા પણ સાધુએ પોતાનો મક્કમ નિર્ણય જણાવી દીધો, ત્યારે પોતાના પતિ સાથે બે દિવસમાં પડેલો વિખવાદ દૂર કરવા સાધુનો હથિયાર તરીકે ઉપયોગ કરવાનું તેને એકાએક સૂઝ્યું. ને એ હેતુથી સાધુને સાદડી પાથરી આપી, પણ તેમાં ય તે નિષ્ફળ નીવડી ને છેવટે કોટવાળ આવે તે પહેલાં તો સાધુ ચાલ્યો ગયો. છેવટે બપોરના જમવાના સમયે કોટવાળ આવ્યો.

જમતી વખતે સ્રીએ વાત ઉપાડી: 'પેલો સાધુ પાછો આવ્યો હતો.'

કોટવાળે ચૂપચાપ જમવા માંડયું.

'તેને મેં તમારે માટે બેસાડયો હતો'

'તેનું અહીં શું કામ હતું ? તેનું મોત એ થી લાવ્યું હશે ?' કોટવાળે જરા ઊંચે જોઈ ક્રુદ્ધ અવાજે કહ્યું.

'મેં સર્વ કંઈ આપ્યું'...

'તેમાં મારા આગળ શું પુરાણ બોલવાનું હતું ? મોટા પુણ્યનું કામ કર્યું.'

'પણ તેણે કંઈ જ ન લીધું.'

કોટવાળ મૌન રહ્યો

'અને મેં તેને અહીં સાદડી પર બેસાડયો. પણ એ તો ન બેઠો બહાર બારણે ઓટલા પર જ બેઠો.'

કોટવાળ મૌન બન્યો. આ બધી ઘટના જાણે એવી બની ગઈ હતી કે જે તેણે કરેલા નિર્ણયને ખોટો ઠરાવતી હતી. તેના નિર્ણયનો આધાર એ હતો કે સાધુ બદમાશ છે અને ખરાબ નજરથી ઘરમાં ઘુસી આવ્યો છે. સ્રીએ કહેલી વાતો તેના આ નિર્ણય પર કુઠારાઘાત લગાવતી હતી

સ્રીએ કહ્યું: 'સાંભળો, તમને જે ઠીક લાગે તે માનો સાધુ જેવો તેવો નથી, તે કહેતો હતો કે તમારા હાથે જ ભિક્ષા લઈશ. જ્યાં સુધી તમે નહિ આપો ત્યાં સુધી તે બીજા પાસેથી ભિક્ષા નહિ લે. ને તમે તો નજીવી વાત પર તેને એટલો માર માર્યો કે....જરા જરામાં તમે ગુસ્સે થઈ જાઓ છો...પણ....'

કોટવાળે આંખો બંધ કરી દીધી. તેને પસ્તાવો થતો હતો.

# જાતીય વૃત્તિ

શ્રી અરવિંદ

માણસનું મન જ અવિશ્વાસની કલ્પનાઓથી, ખોટા વિચારો અને અશ્રદ્ધાથી ભરેલું છે, અજ્ઞાન અને દુઃખ પણ તેમાં ભરેલાં છે. આ અજ્ઞાન જ એ અશ્રદ્ધાનું કારણ હોય છે, એ દુઃખનું મૂળ હોય છે. મોટે ભાગે તે ખોટા વિચારો અને ખોટી ધારણાઓથી ભરેલી હોય છે અને તે એમ જ માનતી હોય છે કે મારા વિચારો જ સાચા છે. પોતાના વિચારમાં ભૂલ છે કે નહિ અને ભૂલ ક્યાં છે તે જોઇને તેનો વિચાર કરવાની તેને ઇચ્છા જ થતી નથી. અને તે એટલે સુધી કે એને એની ભૂલ બતાવવામાં આવે છે ત્યારે એના અહંકારને આઘાત થાય છે, એ ક્રોધે ભરાય છે અથવા તો દુઃખી થાય છે. એ એ વસ્તુનો સ્વીકાર કરવા માગતી નથી. અને એને જ્યારે બીજાની ભૂલ કે દોષ દેખાડવાની તક મળે છે ત્યારે તેને ખૂબ તૃપ્તિ થાય છે. પારકાની નિંદા સાંભળતાં એ વસ્તુનો તે એમને એમ સ્વીકાર કરી લે છે, એ કેટલી સાચી છે તેનો તેને વિચાર સરખો પણ આવતો નથી. આવી રીતના મનની અંદર શ્રદ્ધા અને વિશ્વાસનો ઉદય સહેલાઇથી બનતો નથી. એટલે તમારે માણસની વાત સાંભળવી ન જોઇએ, તમારા ઉપર માણસનો પ્રભાવ ન પડવા દેવો જોઇએ. તમારે જો મૂળ વસ્તુ જાણવી હોય તો તે માટે પોતાની અંદર જઈ ચૈત્ય પુરુષને જગાડવો જોઇએ. એમાં રહેવા લાગ્યાં પછી ધીરે ધીરે સાચી બુદ્ધિ મનમાં વૃદ્ધિ પામવા લાગશે, હૃદયમાં સાચો ભાવ અને લાગણી જન્મશે, પ્રાણમાં સાચી પ્રેરણા જાગશે, ચૈત્ય પુરુષના પ્રકાશમાં તમને માણસો, વસ્તુઓ, બનાવો તથા જગત વિશે એક નવી દૃષ્ટિ પ્રાપ્ત થશે. મનનું અજ્ઞાન, ખોટી દૃષ્ટિ, ખોટા વિચાર, અવિશ્વાસ, અશ્રદ્ધા પછી આવશે નહિ.

અશુદ્ધ પ્રકૃતિ જ સાધકની મુશ્કેલીઓ ઊભી કરે છે. કામભોગની ઇચ્છા, અજ્ઞાનતા ઇત્યાદિ માણસની અશુદ્ધ પ્રકૃતિની અંદર જ રહેલું છે. આ બધાં બધાંની જ અંદર હોય છે. એ બધાં જ્યારે ચડી આવે ત્યારે ગભરાયા વિના શાંત ભાવે પોતાની જાતને તેમનાથી અલગ પાડી લઇને તેમનો ઇનકાર કરી દેવો જોઇએ. 'હું તો પાપી છું' એવું એવું તમે બોલતાં રહેશો તો તેમાંથી દુર્બળતાનો જ વધારો થાય છે. તમારે એમ કહેવું જોઇએ કે 'આ તો મનુષ્યની અશુદ્ધ પ્રકૃતિ છે. આ બધું માણસના સામાન્ય જીવનમાં હોય છે, તો ભલે રહ્યું. મારે તે જોઇતું નથી, મારે તો ભગવાન જ જોઇએ છે, ભગવતી મા જોઇએ છે– આ બધી મારી સાચી ચેતનાની વસ્તુઓ નથી. જ્યારે જ્યારે આવશે ત્યારે સ્થિર ભાવે તેનો વિરોધ કરીશ–ગભરાઇશ નહિ, તેને સંમતિ આપીશ નહિ.

જાતીય આવેગ માણસ માત્રમાં રહેલો છે. એ વૃત્તિ પ્રકૃતિનું એક મુખ્ય હથિયાર છે. અને તેની દ્વારા તે માણસને હલાવે ચલાવે છે. એ વૃત્તિમાંથી જ સંસાર, સમાજ, પરિવારનું સર્જન થાય છે, મનુષ્યના જીવનમાંથી ઘણીક વસ્તુઓ એના ઉપર આધાર રાખે છે. એટલા માટે બધાની અંદર જાતીય વૃત્તિ રહેલી છે. એમાંથી કોઈ બાકી નથી. સાધના કરવાથી પણ આ જાતીય વૃત્તિ સાધકને છોડી જવા માગતી નથી, સહેલાઇથી છોડતી નથી. જ્યાં સુધી પ્રાણ અને શરીરની પ્રકૃતિ રૂપાંતર પામતી નથી ત્યાં સુધી તે ફરી ફરીને આવતી રહે છે. એટલે સાધકે સાવધાન રહીને, સંયમ રાખીને, એનો ઇનકાર કરતાં રહીને, એ જ્યારે જ્યારે આવે ત્યારે એને હાંકી કાઢવી જોઇએ–આમ કરતા કરતાં છેવટે એ લુપ્ત થઇ જાય છે,

સ્થિર ભાવે સાધના કરતાં રહો.–ક્રમે ક્રમે પહેલાંની પ્રકૃતિના જે કાંઈ અંશો હજી પણ ટકી રહેલાં હશે તે ધીરે ધીરે ચાલ્યાં જશે.

મુશ્કેલીઓ બધાને હોય છે... ભીતરમાં સ્થિર રહો, મુશ્કેલીની અંદર પણ સહાય આવી મળશે, સત્ય ચેતના બધાં જ ભાગોમાં પ્રગટ થઈ જશે.

# કલાઓમાં શ્રેષ્ઠ—કવિતા

આજે આ એક સામાન્ય ફરિયાદ થઇ પડી છે કે લોકોને કવિતામાં રસ નથી. અને ફરિયાદ ખોટી પણ નથી. પંચાણું ટકા વાંચનારાઓ માસિકનો કવિતા વિભાગ જોવાની દરકારે પણ કરતા નથી. એક તંત્રી મિત્રે કહેલું તેમના માસિક માટે કવિતાઓ આવે છે પણ છૂટકે-ન છુટકે એને પાછી વાળવી પડે છે અથવા કચરા ટોપલી ભેગી કરવી પડે છે કવિતા માટે ઝાઝા પાના રોકવામાં તંત્રીઓને જોખમદારી લાગે છે. કારણ કે એમ થવાથી રસિક વાંચનારને એટલાં અરસિક વાંચન માટે રસ ન હોવાથી માસિક માટેનું આકર્ષણ ઘટે છે. આકર્ષણ ઘટતાં ગ્રાહક સંખ્યા ઘટે અને તેમ થતાં માસિકની કરોડરજ્જુ જેવી જાહેરખબર ઓછી થાય અને આખરે માસિકનું મરણ અનિવાર્ય થઈ પડે છે.

લોકોને ટૂંકી કે લાંબી વાર્તા વાંચવી ગમે છે. નવલકથા માટેની રૃચિ ઓછી થઇ હોય એમ માનવાનું કાંઈ કારણ નથી. નાટકો પણ લખાય છે, વંચાય અને ભજવાય છે. ત્યારે કવિતા માટે જનતાનો રસ કેમ સૂકાઈ ગયો તે એક વિચારવા જેવો પ્રશ્ન છે. વળી કવિતાની સૂગ માત્ર ગુજરાતીઓને જ છે અને અન્ય ભાષાભાષીઓમાં એ અતિ માનનીય છે એમ માની લેવાની કોઈ ભૂલ ન કરે. તાજેતરમાં જ રિચાર્ડ એલ્ડિંગ્ટન નામના અંગ્રેજ લેખકે 'કવિતા માટે સમય નથી' નામનો 'જોહન ઓફ લંડન'માં લખેલો લેખ આનો પુરાવો આપે છે. એ લખે છે:

'હું એમ નથી માનતો કે આજે આપણી વચ્ચે માનનીય અને પ્રશંસનીય કવિઓ નથી. જે કોઈ સમય કાઢી એમના ગ્રંથોનો અભ્યાસ કરે તો ખાત્રી થશે કે હજી કવિતા જીવતી છે. કવિતાનો જે અનાદર થઇ રહ્યો છે તેનાં બે સ્પષ્ટ કારણો છે. (૧) જે કવિતા પ્રગટ થાય છે તેમાં કવિના વ્યક્તિત્વ અને રસ અધૂરાં આછાં હોય છે, સંપૂર્ણ હોતાં નથી. (૨) આધુનિક કવિતા એક ખાસ ઊભા થયેલા વર્ગને જ સ્પર્શી શકે છે. જે વર્ગનું દૃષ્ટિબિંદુ અતિ વિવેચનીય હોય છે. આ લઘુમતી વર્ગને ભાવતું જો કવિ ન લખે તો કવિ કવિનું બિરુદ પામતો નથી, એટલું જ નહિ પણ અપમાનિત થાય છે.'

આ કારણો આપણી આધુનિક કવિતાને બરાબર બંધ બેસતા છે. આજનો કોઇ પણ કવિની કવિતા લ્યો અને જુઓ કે આ અંગ્રેજ લેખકે આપેલ પહેલું કારણ એને પૂરેપૂરું લાગુ પડે છે કે નહિ? મીરાં, નરસિંહ, દયારામ અને પ્રેમાનંદનાં કાવ્યો તપાસનાર બહુ મહેનત લીધા વિના જોઈ શકશે કે આ કવિઓએ પોતાનાં કાવ્યોમાં પોતાનો આત્મા રેડ્યો છે. મીરાં અને નરસિંહ તો પોતાનું દૈહિક અને ઐહિક અસ્તિત્વ પણ ભૂલી જાય છે માટે જ એમના સાદા શબ્દો જીવતા-જાગતા હોય તેવા આજે આટલે વર્ષે પણ લાગે છે. જો કવિનું વ્યક્તિત્વ કવિતામાં ન ઊતર્યું હોત તો આજના જમાનાના છોકરાઓ માણભટ્ટ, પ્રેમાનંદનું સુદામાચરિત્ર સાંભળતાં ગાંડાતૂર શી રીતે થાત?

હવે બીજું કારણ તપાસીએ: આપણી આજની કવિતાનાં લક્ષણોમાં સંસ્કૃતપ્રાચુર્ય, જડબાંતોડ સમાસો, સામાન્ય બુદ્ધિને અગમ્ય એવા શબ્દ અને રસના અલંકારો ઈત્યાદિ જોવામાં આવશે. અહીં એમ કહેવાનો આશય નથી કે સંસ્કૃત શબ્દ ન હોવો જોઇએ. અલંકાર ભૂષણ નહિ પણ દૂષણ રૂપ છે, પણ જો કવિતાની સૂગ ઘટાડવી હોય, સામાન્ય જનતાને કવિતામાં રસ લેતી કરવી હોય તો કવિએ લોકો સમજી શકે, એમના હૃદયના તાર ઝણઝણાવી શકે એવા શબ્દોમાં જ પોતાના ભાવ ઉતારવા જોઈશે. 'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ ગાઈને મેઘાણીએ હજારો માણસોની આંખમાંથી ભરકોર્ટમાં આંસુ વહાવ્યાં. પૃથ્વીના છંદનું સંસ્કૃત શબ્દોથી

ભરપૂર નક્ષત્રોના પર્વતરાજ એમ કોને ગાયું કોણ તો ? પરિણામ વાચક કલ્પી શકશે. આમ લખી કોઈને ભિન્નરુચી છે એમ કહેવા માગતો નથી, પણ કવિતાને એનું સાચું સ્થાન અપાવવા કવિઓએ લોકને સ્પર્શી શકે એવું કંઈક આપવું જોઈએ એમ હું નમ્રપણે માનું છું.

કવિતા અપ્રિય થવાનાં બીજાં કારણો પણ છે. આપણા મોટા ભાગના વાચકો અભણ છે, છીછરા છે, સનસનાટીભર્યાં લખાણો વાંચવાની એમને ટેવ પડી ગઈ છે, અને તેમાં વળી સિનેમા, નાટક અને રેડિયોએ તેમને જે નશો જોઈએ તે પૂરો પાડ્યો છે. આ કારણો સાચાં છે, પણ એ ભૂલવું ન જોઈએ કે આવા લોકોમાં પણ એક ભાગ એવો છે જેને રમણલાલ અને મુનશીની નવલકથાઓ વાંચ્યા વિના ચાલતું નથી, ધૂમકેતુની નવલિકા તેમને લોહચુંબકની જેમ ખેંચી રાખે છે ત્યારે કવિતાનો અણગમો શા માટે ? જરૂર તેઓ આપણે ધારીએ છીએ તેવા છીછરા તો નથી જ.

રિચાર્ડ એલિંગ્ટન આ અનાદરનું એક ઐતિહાસિક કારણ આપે છે તે નોંધવા જેવું છે. તે લખે છે,

'કવિતાના અનાદર માટે ખરી રીતે લોકો કે કવિઓ જ જવાબદાર નથી. કવિતા વેદ-જૂની આદ્ય છે. દ્રષ્ટાઓએ પોતાને એની દ્વારા જ વ્યક્ત કરેલ છે. ધારાશાસ્ત્રીઓએ લોકોને માટે ધારા કવિતામાં ગાયા. વૈદે વૈદક ગાયું, વૈયાકરણીએ વ્યાકરણ રચ્યું, રસશાસ્ત્રીઓએ રસના સિદ્ધાંત એની દ્વારા જ આપ્યા, એટલે કે કવિતા એ જમાનામાં ભાવપ્રકાશનનું એક જ માત્ર વાહન હતું. ધીમે ધીમે પદ્યે ગદ્યનું સ્થાન લીધું અને આજે એવો જમાનો આવ્યો છે કે કવિતામાં કવિતા સિવાય બીજું કશું ગાવાનું રહ્યું નથી !"

જ્યારે આ સ્થિતિ આવી ત્યારે કવિતા અમુક વર્ગની જ બની ગઈ અને જાણ્યે-અજાણ્યે લોકોએ એનો અને એણે લોકોનો અનાદર કર્યો.

હવે જ્યારે કવિતામાં માત્ર કવિતા જ ગાવાની રહી છે ત્યારે એને લોકપ્રિય બનાવવા, એને એનું સાચું સ્થાન અપાવવા આપણે એને લોકભાષામાં જ ઉતારવી જોઈએ, જેથી એ લોકહૃદયમાં સોંસરી ઊતરી જાય, જીભને ટેરવે રમતી થાય અને જીવનમાં નવો ઉલ્લાસ આણવાનું સાધન બની જાય.

નિરાશા સેવવાનું કશું કારણ નથી. કવિતા ફરીથી એકવાર લોકહૃદયનો દુર્ગ જીતશે એમાં શંકા નથી. રિચાર્ડ એલિંગ્ટનના શબ્દોમાં કહીએ તો આજના મહાન વિચારકોને કલેવર વિષયોએ ઘેરી લીધા છે. વિજ્ઞાનના વિકાસમાંથી જન્મેલા નવા વિચારોએ અને નવી શોધોએ તેમને આકર્ષ્યા છે અને તેઓ પોતાનો સમય એ વિચારોને અને શોધોને સમજવામાં વાપરે છે, પણ એ સમય અચૂક આવશે જ્યારે લોકોને જાણવાનો અને જીવવાનો થાક ચડશે અને ત્યારે એ થાક ઊતારવા તેઓ સર્વ કલાઓમાં શ્રેષ્ઠ એવી કવિતાને કંઠે ઊતરશે.



માત્ર બે જ વસ્તુઓ છીનવી લેવાય તો માનવીના જીવનમાં રસ જ ન રહે. એક છે આશા-બીજી છે કલ્પના.

*

—હસવું સહેલું છે, પડવું વળી એથી વધુ સહેલું છે, અઘરું તો છે ઉપર ચડવું તે.

*

—સામાના ભલાના ખ્યાલથી નહીં, પણ એ દ્વારા પોતાના કલ્યાણની તક મળી છે એ ભાવથી જ પર દુઃખે ઉપકાર કરવો.

# ભાઇ અને બહેન

ચ્યવન વૈદ્ય

'રમકાંત !'

'અત્યારે કોણ ?'

'ભાઈ જલદી ઊઘાડોને ?'

મનહરલાલનો અવાજ સાંભળી રમાકાન્ત એકદમ દ્વાર ઊઘાડવા દોડી ગયો. જેઠ માસ ચાલતો હતો. બપોરના બાર વાગી ગયા હતા. અમદાવાદમાં ઊનાળાના દિવસો બહુ જ ઊકળાટવાળા હોય છે. બપોરે તાપ અસહ્ય પડે છે, અને બહાર નીકળવું અશક્ય લાગે છે. મનહરને આવા તાપમાં આવેલો જોઈ રમાકાંતને આશ્ચર્ય થયું. તે તેનો પરમ મિત્ર હતો. શાળામાં સાથે અભ્યાસ કરતા ત્યારની તેઓની ગાઢ મૈત્રી થઈ હતી. મનહર અમદાવાદથી થોડે દૂર આવેલા એક ગામનો રહીશ હતો. તે સાધન સંપન્ન હતો અને ધીરધારનો ધંધો કરતો. રમાકાંત સાધારણ સ્થિતિનો હતો અને અમદાવાદમાં નોકરી કરતો.

'ભાઈ અત્યારે ક્યાંથી ?'

'બધું પછી કહીશ, મને હાલ જરા આરામ લેવા દે.' કંટાળેલા ચિત્તે તાપમાં અતિશય આકુળ વ્યાકુળ થયેલો હોવાથી મનહરે ઉત્તર આપ્યો; અને વસ્ત્રો ઊતારી પાસે પડેલી ચટાઈ પર તે સૂતો.

રમાકાંતની પત્ની કુમુદા પોતાના પતિના મિત્રના આગમનથી ઘણી જ ખુશી થઈ હતી. તે તેને સગા દિયરની માફક ગણી તે જ્યારે જ્યારે આવે ત્યારે તેની સુશ્રુષા કરવામાં મગ્ન રહેતી. આજે પણ તેના આનંદનો પાર ન હતો. તરત જ તે ઠંડું પાણી લેવા દોડી. મહોલ્લામાંથી તે જાતે બરફ લઈ આવી અને પાણીમાં નાખી એક પ્યાલો તેણે મનહર આગળ મૂક્યો.

રમાકાંતના ઘરમાં મનહરને સઘળે શીતળતા લાગી. તેને તેથી ઘણો સંતોષ થયો. અને પોતાની સઘળી વ્યગ્રતા નષ્ટ થઈ ગઈ. તેણે પાણી પીધું અને આનંદથી બોલ્યો: 'ભાઈ રમાકાંત, કેવી સુંદર જગ્યા છે ? મારું સર્વ દુઃખ જતું રહ્યું. કેવી શીતળતા ! અહીં તો ગરમીનું બિલકુલ નામ નથી.'

'તું અતિશય ગરમીમાંથી આવ્યો છે તેથી તને એમ લાગે છે. અહીં પણ ઘામ તો થાય છે, પણ આ સમયે તું આવ્યો ક્યાંથી ?'

'એક આસામીની પાસે આવ્યો હતો. કેટલાય વખતથી તે નાણાં આપતો ન હતો. વ્યાજ પણ ઘણું ચઢી ગયું હતું. ખાતાની મુદત પૂરી થતી હતી. દાવો કરવો ન પડે અને માની જાય તો સારું એમ ધારી તેને સૂચના કરવા આવ્યો હતો. પરંતુ તે તો બેપરવાઈથી જવાબ આપે છે, એટલે હવે તો કોર્ટનો આશ્રય લીધા વિના છૂટકો નથી.'

'તું તો ચાલતો આવ્યો હતો ?'

'ના રે ભાઈ, આજની વીતકની તો વાત જ જવા દે. કોણ જાણે ઘરની બહાર નીકળતાં કોનાં શુકન થયાં હશે ? ગાડીમાં જ નીકળ્યો હતો. પરંતુ રસ્તામાં તે ભાંગી ગઈ, અને ઘોડો પણ જખમી થયો. તેથી ચાલતાં જ આવવું પડ્યું.'

'કાંઈ ઈજા નથી થઈ એટલું સારું થયું. હં, ત્યારે ઘેરથી જમ્યા વિના જ નીકળેલો ?'

નીકળ્યો હતો તો એમ ને એમ, પણ એક જૂનો મિત્ર રસ્તામાં મળી ગયો. તે ઘેર લઈ ગયો અને આગ્રહ કરવાથી ત્યાં જમી લીધું. 'હં, પણ ભાભી ક્યાં ગયાં ?'

'તારે માટે કાંઈ લેવા ગઈ હશે.'

'મારે ખાતર બિચારીને બહુ કષ્ટ પડે છે.'

એટલામાં તો કુમુદા આવી ને બંનેને શરબતના ગ્લાસ આપ્યા.

'મારે ખાતર આવા તાપમાં બહાર જઈ આવ્યાં ? મને પૂછવું તો હતું ?'

'એમાં શું મેં અધિક કર્યું છે ? અને તમે

કયા રોજ આવો છો ?" કુમુદાએ વિનયથી કહ્યું

હવે મનહર કાંઈક સ્વસ્થ થયો હતો પરંતુ પોતાને ગામ જવાની તેનામાં પૂર્ણ શક્તિ ન હતી. શ્રમથી તેને નિદ્રા આવવા લાગી આખરે સ્મિત કરીને બોલ્યો' 'રમાકાંત, ભાભી શરબત પાઈને છૂટી શકે એમ નથી આજ તો અત્રે રહેવું પડશે નિદ્રાદેવી પોતાની સત્તા મારા ઉપર અજમાવે છે'

'કાંઈ આ ધર્મશાળા છે ? મફત રહેવાશે નહિ.' કુમુદ હસી પડી

'સાંભળ્યું આ ઘર છે, ધર્મશાળા નથી' રમાકાંતે ટાપશી પૂરી

'ભાઈ, તું બોલ મા! આ તો દિયર ભોજાઈની લડાઈ છે ભાભી હું મફત નહિ રહું પરંતુ પ્રથમ શરત કરો પાછળથી ઝઘડો ન રહે બોલો શું ભાડું પડશે ?"

'રાત્રે અહી ભોજન લેવું પડશે

'ભાડું વધાર છે, કાંઈ ઓછું કરો'

'એ નહિ બને

'ઠીક ત્યારે, તમારી આજ્ઞાનો સ્વીકાર કરું છું ભોજન સારું બનાવજો હો! વિવિધ જાતનું થાય'

'એમાં તરી ભાભીને કંઈ કહેવું નહિ પડે! રમાકાંત મરકતો બોલ્યો.

તાપ ઘણો લાગે છે રમાકાંત, ઉકળાટમાં નિદ્રા આવવી મુશ્કેલ છે તે ખેંચવાનો પંખો તો રાખ્યો છે બહાર કોઈ મજૂર મળે તો જોને! મનહરે કહ્યું

'તેનું ભાડું જુદું પડશે' કુમુદાએ મરકરીમાં કહ્યું.

'અહી મજૂર ક્યાંથી મળે ? અને તે ય વળી આ તાપમાં ?' રમાકાંતે ઉત્તર આપ્યો

મનહર નિરાશ થઈ ગયો પરંતુ કુમુદાના મનમાં થયું કે આજે ઘણે દિવસે પોતાના પતિનો પરમ મિત્ર આવ્યો છે અને તે નિરાશ થાય તે સારું નહિ તેનું સ્વાગત બંધુસમાન ભાવથી થવું જોઈએ

બહારથી પંખો ચાલવા લાગ્યો બંને મિત્રો નિદ્રામાં અને જાગૃત અવસ્થામાં ઝોલાં ખાતા હતા. તેઓને લાગ્યું કે કુમુદ ક્યાંકથી મજૂરને ખોળી લાવી હશે ને તેની પાસે પંખો નખાવતી હશે બન્ને પ્રસન્ન થયા અને ગાઢ નિદ્રામાં પડયા.

થોડા સમય પછી મનહર ઊઠયો. રમાકાંતના ઊઠયા પહેલાં મજૂરને પૈસા આપી દઉં એ ચિંતા તેના મનમાં રહી હતી કારણ કે પોતાનો પરમ મિત્ર તે આપવા દે જ નહિ રમાકાંત ધનાઢય નહોતો તેની આવક બહુ ન હતી પરંતુ આત્મ-સન્માનની દોલતથી તે પૂર્ણ હતો.

મનહરે બહાર આવી જોયું તો કુમુદા બેઠી બેઠી પંખો ખેંચ્યા કરતી હતી એનું શરીર પરસેવાથી ભીંજાઈ ગયું હતું તેના કોમળ હાથ થાકી ગયા હતા આવી ભક્તિ કોઈ ભક્તે પ્રભુની કરી હોય તો તે રીઝ્યા વિના રહે નહિ' એમ મનહરને લાગ્યું એની આંખો અશ્રુથી તરબોળ થઈ ગઈ 'આવી પવિત્ર સ્ત્રી પાસે પોતાની ખાતર આવું કાર્ય કરાવવું એ પાપ સમાન છે' એ મનમાં બબડયો. એને શરમ આવી તે અંદર ગયો ને રમાકાંતને જગાડયો ને આડી અવળી વાતચીત કરવા લાગ્યો

કુમુદાએ મનહરને બહાર આવતાં જોયો ન હતો તેણે બંને મિત્રોને વાત કરતા સાંભળ્યા એટલે પંખો ખેંચવો મૂકી, હાથ મો ધોઈ, ઠીકઠાક થઈ અંદર આવી તેને નીરખતાં જ મનહર શરમાઈ ગયો.

* * *

રાત્રે મનહરને અતિ સ્વાદિષ્ટ રસમય ભોજન કુમુદાએ જમાડયું તે તેનાથી ઘણો જ પ્રસન્ન થયો એક સ્વાદપૂર્ણ ભોજન અને વળી અતિશય ભાવથી તૈયાર કરવામાં આવેલું એટલે તેનો રસ તેને અજબ લાગ્યો આવી સુશીલ અને કર્તવ્યપરાયણ ગૃહપત્ની પ્રાપ્ત થવા માટે તે રમાકાંતને ધન્યવાદ આપવા લાગ્યો

'ભાઈ, સાચું કહું છું આજનો આ દિવસ કદી પણ વિસ્મૃતિમાં જશે નહિ. ગાડી ભાગી ગઈ તે મને તો લાભદાયી નીવડી કારણ કે તે સિવાય આ ઉત્તમ ભોજન મને પ્રાપ્ત ન થાત'

'તું ખોટી પ્રશંસા ના કર.'

'મને શરમાવ નહિ. જે મિષ્ટતા આજે આ ભોજનમાં લાગી છે. તેવી કોઈપણ પ્રસંગે મેં અનુભવી નથી.'

'તારી પત્નીની રસોઈમાં પણ નહિ.'

'ના, બિલકુલ નહિ.'

'તું અસત્ય બોલે છે. માની કેમ શકાય ?'

'વહાલી પત્નીનો પ્રેમ દુનિયામાં ઉચ્ચ વસ્તુ મનાય છે, પરંતુ સ્નેહમયી ભગિનીની પ્રીતિ તો તેનાથી પણ વધુ છે.'

'પણ આ તો તારી ભાભી છે, બહેન નથી.'

'હું તો હવે ભાભી ન જ કહી શકું. ભાભીનો સાંસારિક નાતો છે. ભગિનીનો ધાર્મિક સંબંધ છે. જે પવિત્રતા, પ્રેમ અને સ્વાર્પણનો નાતો છે. આજે અહીં આવીને મને એ મહદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે. ખરે માટીના ટુકડામાં જ આ હીરાની કણી છૂપાઈ રહી છે, એ જ્ઞાન મને આજે થયું. તારું ધામ ખરેખર તો તીર્થરાજ જ છે.'

કુમુદા અને રમાકાંત આ વચનો સાંભળી સ્તબ્ધ જ બની ગયા. એક શબ્દ પણ તેમના મુખમાંથી ન નીકળ્યો. કુમુદાનું હૃદય આનંદપૂર્ણ બની ગયું. તેને એકે ભાઈ નહોતો. આજે એ ઊણપ પુરાઈ ગઈ.

બન્ને પતિ-પત્નીની અનુજ્ઞા લઈ મનહર પોતાને ગામ જવા નીકળ્યો. તેના હૃદયમાં આનંદના તરંગો ઊછાળા મારી રહ્યા હતા. રાત્રિનો સમય હતો. ચંદ્રનો પ્રકાશ માર્ગને આલ્હાદજનક બનાવી રહ્યો હતો. મંદ મંદ શીતલ વાતો સમીર મનહરની પ્રસન્નતામાં વૃદ્ધિ કરતો હતો. મનહર તો પોતાના મિત્રને ત્યાં અનુભવેલા પ્રસંગના વિચારમાં જ તલ્લીન થઈ ગયો હતો. અને પોતાની ધર્મ-ભગિનીએ કરેલા ઉપકારનું ઋણ એ ક્યારે વાળી શકશે એના વિચાર કરતો કરતો પોતાને ઘેર પહોંચ્યો.

* * *

મનહરની પત્ની સુશીલા પોતાના પતિની રાહ જોઈને બેઠી હતી.

'આજે કેમ આટલું મોડું ?' આવતા મનહરને જોઈ સુશીલાએ પૂછ્યું.

'અમદાવાદ ગયા એટલે મોડું તો થાય જ ને ? તેમાં વળી મારો પરમ મિત્ર રમાકાંત મળે એટલે પૂછવું જ શું ?'

'ચાલો ત્યારે જમી લો. મેં તો જાણ્યું કે હવે નહિ આવો.'

'ના, મારે નથી જમવું, રમાકાંતને ત્યાં જ જમીને આવ્યો છું.'

'આજે શા વિચારમાં છો ? ઉદાસીન કેમ લાગો છો ?'

'અરે, આજે તો ઘણો જ પ્રસન્ન છું.'

'કામ સફળ થયું ? નાણાં મળ્યાં ?'

'આજે જે વસ્તુ પ્રાપ્ત કરી છે તે તો નાણાંથી પણ વિશેષ છે.'

'તે વળી શું ?'

'સમજી જાને ?'

'પણ કેવી રીતે સમજી શકાય ? તે ગુણ મારામાં નથી.'

મનહર સુશીલાના સ્વભાવથી અપરિચિત ન હતો. તે જાણતો હતો કે પોતાના પ્રસંગની વાત કહેવાથી તે પ્રસન્ન નહિ થાય. સ્ત્રીઓમાં અનેક સદ્ગુણો હોય છે. પરંતુ તેઓમાં ઘણી વહેમી પ્રકૃતિ હોય છે અને પોતાના પતિ પ્રત્યે અવિશ્વાસની લાગણી ધરાવે છે. મનહર આનંદના તરંગોને ખાળી શકશે નહિ. તેણે સઘળો વૃત્તાંત સુશીલાને કહી સંભળાવ્યો.

સુશીલા સર્વ પ્રકારે સારી હતી. પોતાના પતિ પ્રત્યે તેને અતિશય ભાવ હતો. પરંતુ આ કથની સાંભળતાં જ તેના હૃદયમાં કાંઈ કાંઈ વિચારો ઉદ્ભવ્યા. તે ધીરેથી બોલી:

'ચાલો ત્યારે કોઈ તહેવારને દિવસે ચાર પૈસાની વસ્તુ મોકલજો. બિચારી ગરીબ છે, ખુશી થશે.'

'સુશીલા, ગુમાન ન કર, તે ગરીબ છે; પણ તેનું દિલ ગરીબ નથી.'

'આખું ઘર આપી દેજો ને, જો હાથ પકડું તો કહેજો? તેમાં મારે શું?' સુશીલાના શબ્દોમાં ધીમી કડવાશ હતી.

મનહર આ સાંભળી અતિશય રાતોપીળો થઈ ગયો, અને કહ્યું: કેવું ભાન વગરનું બોલે છે? સ્ત્રી અને શંકાનાં બહેનપણાં જૂનાં છે.'

'ત્યારે કેમ કહેતા નથી કે નવી સાથે મન મળ્યું છે. હું સાફ સાફ કહું છું કે હું એવી સ્ત્રીઓમાંની નથી કે જે પોતાની દૃષ્ટિ સમક્ષ ઘર લૂંટાતું જોઈ રહે, અને મન મારીને બેસી રહે.'

મનહર સહનશીલ હતો. પરંતુ આ દોષારોપણથી તેના હૃદયમાં જ્વાળા પ્રકટ થઈ. 'ખબરદાર એક શબ્દ બોલી તો. તારી જીભ બ્હાર ખેંચી કાઢીશ. જાણ્યા કર્યા વિના બોલ બોલ કરે છે?'

પોતાના પતિને અતિશય કોપિત થયેલા જોઈ થોડી વાર તો તે બોલ્યા ચાલ્યા વિના બેસી રહી પરંતુ અંતરનો ઉકળાટ તે રોકી શકી નહિ.

'પણ તે તમારી કોણ છે કે જેને માટે આ મહાભારત તમે શરૂ કરી રહ્યા છો?' તે ઉદ્વિગ્ન ચિત્તે બોલી.

'તે મારી બહેન છે'

'સગી બહેન તો નહિ ને?'

'તેના કરતાં તે વિશેષ છે. તે ધર્મથી સ્વીકારાઈ છે. તેને માટે ગમે તે કરવા હું તત્પર છું.'

'શા માટે છૂપાવો છો? તમારું મન મને સાફ નથી લાગતું.'

મનહરનો ક્રોધાગ્નિ વધુ પ્રદીપ્ત થયો. પણ તે ચુપ રહ્યો. તે પલંગમાં જઈ સૂઈ ગયો.

હવે સુશીલાને પોતાની ભૂલનું ભાન થયું. તે પશ્ચાતાપ કરવા લાગી. તે ધીરે ધીરે પલંગ પાસે ગઈ. અને મનહરના શરીર ઉપર હાથ ફેરવતાં મધુર સ્વરે તે બોલી

'મેં મૂર્ખતા કરી છે. ક્ષમા આપો, હવેથી આવી ભૂલ નહિ કરું.'

આ પશ્ચાતાપ સૂચક શબ્દોએ મનહરના ક્રોધનો નાશ કર્યો. પરંતુ પાછા સુશીલાના બોલ યાદ આવ્યા એટલે કહ્યું: 'મારું મન ખોટું છે. મારી પાસે માફી કેવી?'

સુશીલા નિરાશ થઈ, ત્યાંથી ઊઠી, અને પોતાની શય્યામાં જઈ સૂઈ ગઈ. પરંતુ નિદ્રા આવી નહિ. મનહરની પણ એજ દશા હતી. બન્ને ક્રોધના આવેશમાં જે કાંઈ બોલ્યા તે માટે મનમાં તો દિલગીર હતાં. પરંતુ પ્રથમ કોણ બોલે? એ વિચારમાં બંને ચુપચાપ પડી રહ્યાં હતાં. પ્રભાતમાં કોઈના પણ મુખ ઉપર પ્રફુલ્લિતતા નહોતી. મનહર નોકર પાસે દાતણ-પાણી માગી લઈ વહેલાં વહેલાં સ્નાન કરી લીધું. આ જોઈ સુશીલા ખિન્ન થઈ ગઈ. તેના માટે આ સખત શિક્ષા હતી. મનહરે કપડાં પહેર્યાં અને દુકાને જવા નીકળ્યો. સુશીલાને થયું કે ખાવાનો સમય થશે ત્યારે આવશે. તે વખતે મનાવી લેવાશે, પરંતુ મનહર ઘેર આવ્યો નહિ બહાર જ ભોજન પતાવી લીધું. સુશીલાએ પોતાના પતિને રીઝવવા સારું સારું ભોજન બનાવ્યું હતું. પરંતુ તે કંઈ પણ કામ આવ્યું નહિ. સુશીલા હતાશ થઈ ગઈ—તેણે પણ ભોજન લીધું નહિ

૦ ૦ ૦

મનહર રાત્રે ઘેર આવ્યો. તેનું ચિત્ત વિહ્વળ થઈ ગયું હતું મગજ ઉપર બહુ જ અસર થઈ હતી તેથી તેને જ્વર આવ્યો. તે જ્વર નહોતો, પરંતુ વિજયનું પૂર્વસૂચન હતું. તે વિચારવા લાગ્યો જોઉં છું સુશીલા કેવી બેસી રહે છે? તેનું હૃદય ભોળું છે તેથી આ જાણતાં જ તેના હોશ ઊડી જશે. તે દોડી આવશે, ને બધું ઘમંડ જતું રહેશે.

મનહરની ધારણા પાર પડી. સુશીલા ગભરાઈ ગઈ. તરત જ તે પોતાના પતિ પાસે આવી અને જોવા લાગી. તેને શોચ થયો. મસ્તક પર હાથ ફેરવતાં તેનાં લોચન અશ્રુથી ભીંજાયાં.

મનહર પણ આ દૃશ્ય જોઈ દિલગીર થયો. અને આંખમાં આંસુ આવ્યાં

૦ ૦ ૦

જ્વર વધવા લાગ્યો. ડૉકટરોને વારંવાર બોલાવવામાં આવ્યા પરંતુ જ્વર ઊતર્યો નહિ આ પ્રમાણે ત્રણ દિવસ સુધી સ્થિતિ રહી. સુશીલા ગભરાઈ તે પણ યુવાવસ્થામાં વિચરતી હતી સાંસારિક વિટંબણાઓથી તે તદ્દન અજ્ઞાત હતી મનહરનો વ્યાધિ વધ્યો અને સનેપાતનાં ચિહ્ન જણાયા સુશીલાનાં હૃદયમાં હવે ઘણાં જ દુષ્ટ વિચાર આવવા લાગ્યા, મનહર બેહોશ દશામાં પડયો હતો તે લવારીમાં કહેતો હતો. 'કુમુદ, મારી ભગિની, તારા જેવું રત્ન સંસારમાં કોઈ નથી સુશીલા તારો સંદેહ ખોટો છે, ભ્રમ છે .. હવે ખુશી થજે'

સુશીલા જ્યારે જ્યારે આ શબ્દો સાંભળતી ત્યારે ત્યારે તેનું હૃદય ચીરાઈ જતું, નેત્ર સજળ થતા અને અંતર કોઈ અકથ્ય વેદનાથી પીગળી ઢગલો થઈ જતું હોય તેમ તે રડી પડતી. બપોરનો સમય હતો સુશીલા મનહરની પાસે બેઠી હતી, એટલામાં મનહરે પાસું બદલ્યું, અને બોલ્યો. 'તું કોણ છે?'

'એ તો હું સુશીલા!' ગભરાયેલા ચિત્તે સુશીલાએ ઉત્તર આપ્યો

મનહરે નિસ્પૃહાથી તેનાં સામું જોયું અને પાસું બદલી પાછો સૂઈ ગયો. સુશીલા નિરાશ થઈ ગઈ. અમદાવાદથી રમાકાંત અને કુમુદાને બોલાવી લાવવા તેણે નોકરને મોકલ્યો. ગાડી લઈ નોકર રમાકાંતને ત્યાં ગયો, અને સઘળી હકીકત નિવેદન કરી. પોતાના પરમ મિત્રની સ્થિતિનું વર્ણન સાંભળતાં રમાકાંત અતિશય દિલગીર થઈ ગયો. તે અને કુમુદા તરત જ નીકળી મનહરને ઘેર સાંજ પડતામાં આવી ગયાં.

કુમુદા તરફ દૃષ્ટિ કરતાં સુશીલાનો ભ્રમ તરત જ ટળી ગયો અને વિશ્વાસ આવ્યો કે પોતાના પ્રાણવલ્લભ આ ભગિનીને નીરખતાં જ શાંત થઈ જશે.

'બહેન જુઓ, કેવા હાલ થઈ ગયાં છે? રાત-દિવસ તમારું જ ધ્યાન ધરે છે.' સુશીલાએ કુમુદને કહ્યું.

'ત્યારે પ્રથમ ખબર કેમ ન કહેવરાવી?'

'મેં માન્યું કે સાધારણ મંદવાડ હશે.'

'તમે મને પારકી ધારી?'

'ના, ના, એમ તે હોય? હવે અહીં રહીને તમારા ભાઈને સાજા કરો'

'પ્રભુ સર્વ સારું જ કરશે.' આમ બોલતાં બોલતાં કુમુદાની આંખો અશ્રુથી ભરાઈ ગઈ રમાકાંત મનહરની પથારી પાસે બેઠો હતો 'સુશીલાને કહો કે દવા આપવાનો સમય કહે બિચારી ઘણા દિવસથી કષ્ટ વેઠે છે હવે સુખેથી આરામ લે' તેણે કુમુદાને કહ્યું.

સુશીલાએ સઘળું સમજાવી દીધું, અને ખાવા પીવાની વ્યવસ્થા કરવા લાગી તે બધી ચિંતાઓથી વિમુખ થઈ

મનહરને ધીમે ધીમે આરામ થવા લાગ્યો. પંદર દિવસ સુધી તે પથારીવશ રહ્યો આ સમયમાં જે પ્રેમ અને જે સેવાના ભાવો કુમુદાએ પોતાના ધર્મબંધુના માટે દર્શાવ્યા હતા તે જોઈને સુશીલા તો વિસ્મય પામી હતી. તેનો બધો સંદેહ નાશ પામી ગયો અને શાંત ચિંતવનની કુમુદાની સમયસરની સહાય માટે આભાર માનવા લાગી

મનહર હવે માંદગીના પાશમાંથી મુક્ત થયો હતો. ધીમે ધીમે શક્તિ આવવા લાગી સુશીલાના આનંદનો પાર રહ્યો ન હતો પોતાનો સૌભાગ્ય દીપક પ્રજ્વલિત રહ્યો એ વિચાર આવતાં તે ઈશ્વરનો આભાર માનતી. રમાકાંત અને કુમુદા પણ પોતાના પરિશ્રમનું સફળ પરિણામ આવવા માટે પ્રસન્ન થયાં હતાં. સુશીલાને હવે કુમુદા પ્રત્યે અત્યંત માન અને પ્રેમ ઊભરાયાં હતાં જ્યારે મનહરમાં સાધારણ હાલવા ચાલવાની શક્તિ આવી ત્યારે કુમુદ તથા રમાકાંત અમદાવાદ જવાની તૈયારી કરવા લાગ્યાં સુશીલા આ જાણીને દિલગીર થઈ ગઈ ને રાત્રે મનહરને કહેવા લાગી

'કુમુદ બહેન તો જવાની તૈયારી કરે છે.'

'અત્યાર સુધી બંને રહ્યાં, હવે ક્યાં સુધી રહે? રમાકાંતને પાછી નોકરી સંભાળવાની ને?'

'પણ મને નહિ ગમે તે?'

આ વચન સાંભળી મનહર ઘણો ખુશી થયો.

'બહેનો સાસરે તો જાય ને! રાજકુમારીઓ પણ પિયરમાં નથી રહેતી' તેણે ઉત્તર આપ્યો

'ત્યારે સાસરે જતી બહેનને કંઈક આપવું જોઈએ'

'તારો શો વિચાર છે?' સુશીલાનું હૃદય જાણવા માટે મનહરે સંકુચિત હૃદયથી કહેવા માંડ્યું 'હાલ તો વ્યાપારની સ્થિતિ ખરાબ છે વ્યાજ બરાબર આવતું નથી, માટે બહુ ખર્ચ ન કરવો પડે એમ વ્યવસ્થા ઉતારજે'

'એમ તે થાય? આખા ગામમાં વાત થાય છે કે તમારાં બહેન આવ્યાં છે જો તેમને સંતોષ નહિ થાય તો લોકો શું કહેશે? તમે તેમને બહેન તરીકે ઓળખાવો છો, અને પછી આમ કહો તે કેમ ચાલે? નામ મોટાં અને દર્શન ખોટાં, એમ બનશે નહિ!'

'તું ભાભી છો માટે જેમ કરવું હોય તેમ કર પણ કેટલું ખર્ચ આવશે?

'બ–ત્રણ દાગીના અને બસો રૂપિયા આપવા જોઈએ'

'સારૂ, ત્યારે થોડાં દિવસ તેઓને રોકી દે'

સુશીલાએ કુમુદાને સમજાવી એક અઠવાડિયું વધાર આ પતિ-પત્નીને રોકયાં

* * *

આજે કુમુદા અને રમાકાંતને અમદાવાદ જવાનું હતું. બધાનાં નયનો વિયોગનાં આંસુથી ભીંજાયાં હતાં કુમુદાની આંખોમાં તો અશ્રુ માતાં નહોતાં પોતાનું આ શાયું પિયર છે એમ એને લાગતું હતું

મનહર કુમુદાને વિદાય દેતાં અચકાતો હતો તેનું હૃદય ભરાઈ આવ્યું હતું નણંદ અને ભોજાઈ પરસ્પર કંઠ વળગી પડી રડતાં હતાં. પરસ્પરના વિયોગની વેદના પ્રત્યેકને સાલતી હતી

અત્યંત ગ્લાનિપૂર્વક રમાકાંત અને કુમુદા ગાડીમાં બેઠાં સુશીલાએ તૈયાર કરાવેલાં આભૂષણો તથા રોકડા રૂપિયા કુમુદાને અર્પણ કર્યાં

'ભાઈ, આ બહુ અયોગ્ય છે, એની આવશ્યકતા છે?' આનાકાની કરતાં કુમુદાએ કહ્યું

'જે પોતાની બહેનને ભૂલી જાય એનું કદી યે સારું ન થાય' મનહર અંતરની ઊર્મિ પ્રગટ કરતાં કહ્યું

'પણ આ ઋણ મારાથી કેમ વળાશે?

કુમુદાએ બજાવેલી શુશ્રૂષાને યાદ કરી મનહરે જવાબ આપ્યો 'બહેન ઋણ નથી તમે બહેન તરીકે જે સત્કાર કર્યા હતા તેના બદલામાં તો આ ફૂલપાંદડી છે એ બદલો વાળી શકવા હું અસમર્થ છું'

અંતે બંને ભાઈ બહેન પરસ્પર ઋણ-દર્શન કરી પ્રત્યેકનો આભાર માની વિખૂટાં પડયાં

✠

આસ્થાથી ઓછા ખર્ચે જીવનનિર્વાહ કરતા આવડે તો માની લેજો કે તમને પારસમણિ મળી જ ગયો.

—ફ્રેન્કલીન

પથ્થરની જે શિલા નિર્બળોને અવરોધરૂપ લાગે છે એ જ શક્તિશાળીઓ માટે સફળતાની સીડી બની જાય છે

—કાર્લાઈલ

કેટલાક લોકોની હાલત ઘંટી જેવી હોય છે, એ પીસે બીજાને, ને બૂમ પોતે પાડે

—શ્રી રામકૃષ્ણ

—નિરાશા ખતરનાક છે એ વાત ખરી, પરંતુ ખોટી આશા તો એથીય વધુ ખતરનાક છે એ હકીકત ભૂલવી જોઈએ નહિ

—પથ્થર બનવાની જેની તૈયારી ન હોય તે પૂજા પામવાની આકાંક્ષા શી રીતે સેવી શકે?

—જે તારી સામે ઝૂકી જાય, એની સામે તું પણ ઝૂકી જા —શેખ સાદી

# આરબ દેશના હૃદયરોગીઓનું એક અણમોલ તીર્થધામ —'પીરામીડ ક્લીનીક'

અનુ ડૉ મહેન્દ્ર એમ જોષી

આરબ પ્રજાસત્તાકમાં Rheumatic fever (સાંધા ઝલાઈ જઈ આવતો તાવ) એ એક મોટી સમસ્યા છે આ રોગ ખાસ કરીને ઉગતા નવયુવાનોમાં વિશેષ જોવા મળે છે ૬ થી ૧૪ વર્ષની વય વચ્ચેના કિશોરો આ રોગનો ભોગ બને છે ત્યારે આવા દરદીઓની સારવાર સાથે સાથે તેમને યોગ્ય અભ્યાસ વિ પણ જવાબદારીભર્યું છે આવુ એક અતી અદ્યતન સારવાર કેન્દ્ર કૈરામાં આવેલ છે જેનું નામ 'પીરામીડ ક્લીનીક' છે ઇતિહાસ પ્રસિદ્ધ ગગનચુંબી ઇમારતો ધરાવતા ચીઓપોસ, ચેફ્રેન અને માઈકેરી નોસના વિખ્યાત પીરામીડાની છાયામાં કે જે મકાનો લગભગ ચાર હજાર વર્ષ જૂના છે ત્યાં આ ઈસ્પી તાલની આધુનીક ઇમારત ખડી છે કે જ્યાં પૃથ્વી પર જન્મીને કિશોરાવસ્થાના કલરવમાં કેકારવ કરતા બાળકો હૃદયના તથા સાંધાના દર્દોના ભોગ બની સારવાર લઈ રહ્યા હોય છે આ એક તીર્થધામ સમી ઈસ્પીતાલના વડા તબીબ એક મહિલા છે જેઓ બાળ રોગ નિષ્ણાત છે તેમનું શુભ નામ છે ડો ઝાહીરા આબ્દીના બાળકોના હૃદય રોગ માટે તેઓ ભેખધારી બન્યા છે આ ક્લીનીક ખૂબ જ નાના પાયા પર પ્રારંભ થયેલુ પણ ખાનગી દાન તથા સરકારી ગ્રાંટથી આ ક્લીનીક ખૂબ પ્રગતિ કરી રહ્યુ છે અને દરદીઓના આર્શીર્વાદ લઈ રહ્યુ છે ડૉ ઝાહીરાની મહેચ્છા તો એવી છે કે તેઓ જે કાર્ય કરે છે તેના અનેક વિવિધ ક્લીનીકો સારાયે ઈજીપ્તમાં સ્થપાઈ શકે કારણ કે આ સંધિ વાથી થતા હૃદયનો રોગ સારાયે ઈજીપ્તમાં અને તેમાં યે આશાભર્યા કિશોરોમાં ખૂબ જ ફેલાયેલો છે તેમાંયે યુનાઈટેડ આરબ રીપબ્લીકમાં હૃદય તથા સાંધાની બીમારી મુખ્યત્વે ખૂબજ ઘટ્ટ વસ્તીમાં સ્ટ્રેપ્ટોકોકસ નામના કીટાણુઓથી વિશેષ રૂપે જોવા મળે છે આ દેશની ઇસ્પીતાલોમાં આ રોગના દર્દીઓના ધસારાને પહોંચી વળવુ અશક્ય છે અને હવે તો પરિસ્થિતિ વણસી રહી છે તેથી દરદીઓને દાખલ કરવા જેટલી પથારીઓ પણ નથી કારણ કે આ રોગીઓને ખૂબજ ગંભીર પરિસ્થિતિમાં દાખલ કર્યા પછી તેમને ખૂબ જ લાંબા સમય સમય સુધી હોસ્પીટલમાં રાખવા પડે છે ઈ સ ૧૯૫૮માં એ રોગની વૃદ્ધિ અને ગંભીર તાથી એક સંસ્થા ઊભી કરવામાં આવી જેનું નામ છે The Society of Friends of Children with Rheumatic Heart Disease (સંધિવાના હૃદયરોગથી પીડાતા બાળકોની મિત્ર સોસાયટી) આ સંસ્થાના આગવે સરકારી તથા ખાનગી સંસ્થાઓએ આપેલ દાનની રકમથી ૨૮ દરદીઓને શરૂઆતમાં દાખલ કરેલ જેઓને આ ક્લીનીકની સૂકી, આરોગ્યપ્રદ અવી લીબીઆનના રણુની હવા કે જે પીરામીડની ઉપર થઈ પશ્ચિમે જાય છે, તેનાથી ખૂબ ફાયદો થશે

આ સંસ્થા શરૂ થયા ૧૦ વર્ષના વહાણા વીતી ગયા છે અને હાલમા ક્લીનીકમાં ૨૪૦ પથા રીઓ છે જેમાંથી ૮૦ પથારીઓ અતીગંભીર દર્દીઓ તથા જેઓને લાંબો સમય એટલે કે ૩ થી ૬ માસ રાખવા પડે તેમના માટે અલગ રાખવામાં આવી છે બાકીની ૧૬૦ પથારીઓમાં કિશોરવયના દર્દીઓને સંપૂર્ણ તબીબી દેખરેખ હેઠળ રખાય છે અને તેઓ ક્લીનીકની સાથે જ ચલાવવામાં આવતી પ્રાથમિક શાળામાં અભ્યાસ કરે છે અગર તો તેઓ થોડી મોટી ઉંમરના હોય તો તેઓ હોસ્પીટલને લગોલગ આવેલ મકાન કે જ્યાં ધંધાકીય તાલીમ અપાય છે ત્યાં તેમની શક્તિ મુજબ કામ કરે છે, અને શીખે છે આ વર્કશોપ આખા યે વર્ષ દરમ્યાન ચાલુ રહે છે અને તેમાં અનુભવી શિક્ષકો બાળકોને શીવવાનું, રગો વણવાનું, ચર્મ ઉદ્યોગ, વિ નું કામ શીખવે છે સાથે સાથે—

કામનો પણ અનુભવ આપવામાં આવે છે

આ ક્લીનીકનો પરીચારક વર્ગ ખૂબ જ ઉદ્યમી છે. છેલ્લા થોડા વર્ષો દરમ્યાન છ થી ચૌદ વર્ષની વય વચ્ચેના લગભગ ૮૦૦૦ બાળકોને આ હોસ્પીટલમાં સારવાર અપાઈ છે. જે બીલકુલ વિના મૂલ્યે અપાઈ છે.

આ ક્લીનીકમાં એક 'આઉટડોર' વિભાગ પણ ચાલે છે જેમાં તંદુરસ્ત બાળકોને તબીબી તપાસ કરી આપવામાં આવે છે અને આ રોગથી બાળકોને બચાવવા જેહાદ ચલાવવામાં આવે છે.

આ સંસ્થાને ડૉ. આબ્દીન, કે જેઓ કેરો મેડીકલ કૉલેજમાં બાળરોગ નિષ્ણાત છે, તેમની ખૂબ જ મદદ અને પ્રોત્સાહન મળે છે. અને જે સોસાયટીએ આ ક્લીનીકનું મકાન બંધાવ્યું છે તે સારાયે કેરો શહેરના અને અમુક જીલ્લાના બાળકો પૂરતી પોતાની પ્રવૃત્તિ વધારી રહી છે અને હવે તેની પ્રવૃત્તિની પરિસીમા નાઈલ નદીના કીનારા પર એલેક્ઝાન્ડ્રીયાથી એસીયુટ કે જે પાટનગરથી લગભગ ૩૦૦ કીલોમીટર દક્ષિણે છે ત્યાં સુધી આ સેવાકાર્ય કરે છે.

આ રોગની ગંભીરતા તાજેતરમાં જ છટણી દ્વારા જાણવા જેવી બની રહી છે. કવાવીઝ વિભાગમાં ૧૫ નિશાળોમાં ૪૦૦૦ વિદ્યાર્થીઓને તપાસવામાં આવેલા. તેમાં ૪૦ વિદ્યાર્થીઓમાં હૃદયરોગ હતો અને ૧૬૦માં આ રોગ શંકાયુક્ત હતો. આ બાળકોમાં શ્વાસને લગતા રોગો તો હતા જ પણ ઘણા બાળકોમાં એ જાતના 'સ્ટ્રેપ્ટોકોકસ' કીટાણુઓ પણ હતા કે જે વાને લગતો તાવ Rheumatic Fever ઉત્પન્ન કરી શકે.

આ જ જાતની તપાસમાં અન્ય જગ્યાએ જેવી કે એલેક્ઝાન્ડ્રીયા, આસ્વાન તથા કેરોના છ થી બાર વર્ષના બાળકોમાં પણ તેમજ માલુમ પડેલું હતું. આ દેશના તબીબો માને છે કે રાષ્ટ્રની સલામતી ખાતર પણ રાષ્ટ્રના સૂત્રધારોને આ જોખમથી બચાવવા કટીબદ્ધ બનવું જ જોઈએ.

## હૃદય ના પાડે છે

"બધા મુલાકાતીઓને કહી દો, હવે હું કોઇનેય મળવા માગતી નથી." પ્રખ્યાત ફ્રેંચ સ્ત્રી ગાયક મેલિબ્રાને પોતાના નોકરને સૂચના આપી.

"બહેન! હવે તો એક ગરીબ છોકરો જ બેઠો છે." નોકરે કહ્યું.

"ભલે બોલાવ." મેલિબ્રાને કહ્યું.

મેલિબ્રાનનો નોકર કિશોરને અંદર લઇ આવ્યો મેલિબ્રાને પ્રેમથી પૂછયુ: "ભાઈ! તારું નામ શુ? તું કેમ આવ્યો છે?"

કિશોરના નાજુક હોઠ ફફડયા. તે બોલ્યો: "મારું નામ પિયરે."

"વાહ! ખૂબ સુંદર નામ...કહે ભાઇ, મારું શું કામ હતું?"

"મારી મા માંદગીના બિછાને છે. નથી ખાવા માટે પૈસા કે નથી દવા લાવવા માટે પૈસા. ભગવાન ભરોસે અમારું ગાડું ગબડે છે. મનમાં તો ઘણાએ ચોરીના વિચારો આવે છે પણ હૃદય ના પાડે છે. આથી જ તે વિચારો છોડીને મેં એક નાની કવિતા બનાવી છે. આપ તેને આપના જલસામાં ગાવ અને જે કાંઈ યોગ્ય લાગે તે કવિતા ગવાયા પછી આપજો." બાળકે વિનંતિ ભર્યા સ્વરે કહ્યું.

મેલિબ્રાને કાવ્ય વાંચ્યું. ને તેને ગમી ગયુ.

બીજા દિવસે મેલિબ્રાને જલસામાં કરુણ સ્વરે મીઠી હલકથી પિયરે રચિત કાવ્ય ગાયું ને શ્રોતાઓની આંખો આંસુથી છલકાઇ ગઇ.

જે કાઇ પૈસા મળ્યા તે લઇને જાતે જ પિયરેના ત્યાં પહોંચી ને તેની માતાના પગમાં મૂકતાં કહ્યું: "ચોરીને તિલાંજલી આપી શ્રમપૂર્વક સત્યના રાહે કમાયેલું આ આપના બાળકનું ધન છે. તેમાથી દવા અને અનાજ લાવજો." આ સાંભળતાં જ માની આંખમાં અહોભાવના આંસુ ઉભરાયાં. તે પોતાના પુત્રને સ્નેહથી નવાજી રહી.

# દૂષિત બોજ

બે બૌદ્ધ સાધુઓ તેમના પરિભ્રમણ દરમિયાન એક નદી પાસે આવી પહોંચ્યા વર્ષાની ઋતુ હમણાં જ પૂરી થઈ હતી, અને નદીમાં પાણી ઠીક ઠીક પ્રમાણમાં હતું. બન્ને સાધુઓએ કપડાંને સરખાં બાંધ્યાં અને નદીને પાર કરવાની તૈયારી કરી, ત્યાં તેમને કાને કોઈના રુદનનો અવાજ આવ્યો.

'કોઈક રડતું લાગે છે' પહેલા સાધુએ કહ્યું.

એ તો કોઈ સ્ત્રીનો અવાજ છે.' બીજાએ કહ્યું 'આપણે શા માટે એની ફિકર કરવી જોઈએ?'

પહેલા સાધુએ કહ્યું: 'આપણે તપાસ તો કરવી જ જોઈએ'

બન્ને સાધુઓએ આગળ જઈને જોયું તો નદીને કિનારે એક સુંદર યુવતી બેઠી બેઠી વિલાપ કરતી હતી.

'શા માટે રડે છે તું બહેન?' પહેલા સાધુએ પૂછ્યું.

યુવતીએ રડતાં રડતાં જ કહ્યું 'નદીમાં આગળ બધું પાણી છે ને મારે મારી માંદી માને મળવા સામે પાર જવું છે હવે હું શી રીતે જઈ શકીશ?'

પહેલો સાધુ ઘડીભર મૂંઝવાયો પણ તરત જ તેને માર્ગ સૂઝી આવ્યો સ્ત્રીને તેણે પોતાના ખભા પર બેસી જવા કહ્યું બીજો સાધુ આ જોઈ ક્રુદ્ધ થઈ તેનાથી જરા અળગો થઈ ગયો

સામે કિનારે પહોંચીને સાધુએ સ્ત્રીને ઉતારી દીધી અને ચૂપચાપ આગળ ચાલવા લાગ્યો થોડી વારમાં જ બીજો સાધુ તેની સાથે થઈ ગયો. ચાલતાં ચાલતાં તે ઉકળાટથી બોલ્યો 'છી છી આજે તેં ત્યારે દૂષિત કર્મ કર્યું છે આપણાથી સ્ત્રીને સ્પર્શ કરાય જ કેમ?'

પહેલા સાધુએ કશો ઉત્તર વાળ્યો નહિ; પણ એના મનમાં એટલું તો થયું કે મેં સ્ત્રીનો સ્પર્શ કર્યો છે પણ સ્ત્રીનો સ્પર્શ પાપ કહેવાય એ વાત માનવા એનું મન તૈયાર નહોતું સ્ત્રીનો સ્પર્શ જો પાપ હોય તો જન્મ પહેલાં અને જન્મ પછી પણ આપણે માતાનો સ્પર્શ તો પામ્યા જ હોઈએ છીએ. નવ નવ મહિના સુધી આપણને એક જ સ્થળે માતાના ઉદરની સાથે ચંપાયેલા પડ્યા હોઈએ છીએ અને જન્મ પછી પણ માતાનો ખોળો મૂકીને નીચે પગ ક્યાં મૂક્યો હોય છે? જો માતાનો સ્પર્શ આટલો પવિત્ર ગણાતો હોય તો બીજી કોઈપણ સ્ત્રીનો સ્પર્શ માત્ર સ્પર્શ જ અપવિત્ર શા માટે બની જાય એ વાત કોઈ રીતે એને ગળે ઊતરી નહિ

પેલો ફરી બોલ્યો 'આપણા ગુરુ આ જાણશે ત્યારે તને તે શું શિક્ષા નહિ કરે?'

તોય પહેલો સાધુ શાંત જ રહ્યો

વળી પેલાએ કહ્યું, 'સ્ત્રીનો સ્પર્શ આપણા વ્યવહારમાં ત્યાજ્ય છે અને વળી એ યુવાન સ્ત્રી હતી તે આજે ઘોર પાપ કર્યું છે.'

પહેલા સાધુએ શાંત અવાજે કહ્યું: 'ભાઈ, મેં તો એ સ્ત્રીને નદીને કિનારે ઉતારી દીધી તું શા માટે હજુ એને ઊંચકીને ચાલે છે?'

●

પગમાં દોરી ગૂંચવાઈ હોય ત્યારે કૂદાકૂદ કરવાને બદલે શાંતિથી ઊભા રહેવું જોઈએ જીવનમાં પણ સમસ્યાઓ જાગે ત્યારે શાંતિ, સમતા અને શ્રદ્ધાના આસન પર બેસતાં આવડે તો જલદી ઉકેલ મળે

—ગુરુદેવ ટાગોર

# રામ રાખે તેમ રહીએ

આસામના કવિ મિત્રદેવ મહંતે લખ્યુ છે

અસમ, અસમ, સોનાર અસમ્ !

વાંસના ઝુંડ જાણે કે પૃથ્વીમાંથી લીલા ફુવારા ફૂટતા હોય એવા લાગે છે ડાંગરના સોનેરી ખેતરો, સોપારીનાં ઝાડ, સફેદ વાદળાં, લાલ ધરતી–બધુ ભારે સરસ લાગે છે પ્રભાતનું ધુમ્મસ નવરાઈને પાને પાને ફરી વળ્યુ છે અને સૂર્યનાં કિરણો ત્યાં રમવા આવ્યાં છે

તેરમી સદીમાં શાન–વંશના રાજાઓ આસામ પર ચડી આવ્યા તેના એક રાજાના નામ પરથી આસામ નામ પડ્યુ. લોકો બોલે છે તે અસમિયા બોલી માગધી અને ગૌડ અપભ્રંશ પરથી ઊતરી આવી છે દેવનાગરી લિપિ પરથી ગાર્ગેય, કૈથિલી લાખરી વગેરે લિપિઓ અહીં પ્રચલિત હતી, પણ હવે બંગાળી લિપિ જ આસામે સ્વીકારી છે

આટલો દૂર છતાં આસામમાં સંસ્કાર આપણાથી ભિન્ન નથી ત્યાંના પ્રાચીન કાવ્યો પણ રામાયણ અને મહાભારત પરથી જ રચાયાં છે કવિઓના નામો તો ગુજરાતી જ લાગે હરિહર વિપ્ર, શંકર, માધવ દેવ. દુર્ગાવર, પીતાંબર !

ગૌહાટિ રાજ્યનું મુખ્ય શહેર. વસ્તી એક લાખની, પણ શહેર તરીકે આકર્ષક નહિ ધરતીકંપનો સતત ભય એથી મકાનો નીચાં, મોટે ભાગે લાકડાની દીવાલો ઉપર પતરાંના છાપરાં, સાંકડી બજાર રસ્તામાં ગાડાં અને રેંકડીઓ આડેધડ પડેલાં નીચી દુકાનો ધૂળવાળા રસ્તા પર રીક્ષાઓ ચાલે. ખુલ્લી ગટરો નદી કાંઠે બંદરના ધક્કા પર શણની ગાંસડીઓના ગંજ શહેરને શોભા આપતી હોય તો તે નીલ વનરાજિથી મઢાયેલી ટેકરીઓ અને બાજુમાં થઈને વહેતી બ્રહ્મપુત્રા અંધ ભિખારી ભજન ગાય છે

સુધાસિન્ધુ જેનો અમૃતેર બિન્દુ,
કૃષ્ણપ્રેમે હૃદય લાગેણો..

હાથમાં અમુક જાતનું વાજિંત્ર છે બેઉ ડબા વચ્ચેથી એક દોરી કાઢી છે પટપટિયા જેવો એકધારો તાલ આપે છે. ભજનનો ઢાળ સોતાવના ગીતને મળતો આવે છે

જોરહાટથી શિવસાગર જતાં આસામનો ગ્રામ-પ્રદેશ જોવા મળ્યો બ્રહ્મપુત્રાની રેલથી દર વરસે આ પ્રદેશ જલમબાકાર થાય છે. તિબેટની રાજધાની લ્હાસાથી સંદેશો આવે કે 'સાંગપો'ના પૂરની સપાટી ચડવા લાગી છે એટલે આ પ્રદેશના લોકો આફત માટે તૈયાર થઈ રહે દિબ્રુગઢમાં પાણી રેલાય દિબ્રુગઢ અને સૌખોઆઘાટ વચ્ચેનો 'આસામ ટ્રંક રોડ' પાણીમાં ડૂબી જાય રેલવેમાં ભંગાણો પડે ગાબડાં પડવાથી પણ રેલવે અટકે તાર અને ટપાલ માટે હોડીઓ ફરે. પૂરનાં પાણી ઊતરે, એટલે પછી લોકો ડાંગર વાવે અને કામે ચડે દર વરસનો આ અનુભવ

શિલોંગથી ૩૮ માઈલ દૂર માવસીનરામ નામનું ગામ છે વરસાદનો વિશ્વવિક્રમ આ ગામે નોંધાયો છે. ૧૯૫૪માં ત્યાં ૬૮૪ ઇંચ વરસાદ થયો. ચેરાપુંજીમાં વધુમાં વધુ ૬૪૧ ઇંચ વરસાદ નોંધાયો છે. શિવસાગર નાનું ગામ છે. સરોવર તટે એક ઊંચું શિવાલય છે.

એક હાટડીના ભાંગલા બાંકડા પર વૃદ્ધ બેઠા હતા બોલ્યા 'ભાઈ ! રામ રાખે તેમ રહીએ !' અહીં ગુજરાતી ભાષા સાંભળીને નવાઈ લાગી પૂછ્યુ 'ક્યાંના છો ?'

તો કહે 'જૂનાગઢનો છું.'

'અહીં શિવસાગરમાં શું કરો છો ?'

'દિલરૂબા વગાડતાં શીખવું છું'. વીસ વરસ થયાં અહીં છું.'

જોરહાટ પાસે નળ નીચે એક જુવાન નહાતો હતો લહેરથી ગાતો હતો

ભાયું જેની ભારજા ભૂંડી રે.
પીડા એને અંતરે ઊંડી રે !

પૂછ્યું: 'કયાંના રહીશ છો ?'
કહે: 'સાવલાના.'
'અહીં શું કરો છો ?'
'મધ, ભેગું કરીએ છીએ. આંદં તો ચારસેં વાઘરીની વસ્તી છે.[1]

કરો વાત ! ઝાલાવાડના ચારસો વાઘરી આસામનાં જંગલોમાં મધ એકઠું કરે છે. ડબા ભરી વેપારીઓ મધ કલકત્તે મોકલે છે. અભણ માણસ આ વિશાળ ધરતીમાં ગમે ત્યાં ગોઠવાઈ જાય છે. બેકારી નડતી નથી.



## અંતરનું અવલોકન

નવું નવું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આપણી બધી કુતૂહલ વૃત્તિનો આપણે ઉપયોગ કરવો જોઈએ. અને કોઈ જ્ઞાન કે માહિતી આખરી નથી તે પણ આપણે જાણવું જોઈએ. આપણી આ દુનિયામાં બધું નવું છે, ભડકાવી ઊઠે તેવું છે. શીખવાનું બંધ કરવાનું, આપણી કુતૂહલવૃત્તિને દબાવી દેવાનું અથવા તો નવી નવી પરિસ્થિતિને નમ્રતાથી પિછાનવાનું છોડી દેવું તે આપણને કોઈને પોસાય તેમ નથી.

નવા નવા વિચારોને આવકાર આપવાની વૃત્તિ અને મનની તાજપને આપણે જો સદાય એવીને એવી રાખીએ તો ગમે ત્યાંથી આવતાં નવા વિચારોના પ્રવાહને આપણે આવકારીશું, તેની તુલના અને મૂલ્યાંકન કરી શકીશું અને દરેક વળાંક વખતે જે નવા અને વિચિત્ર ખ્યાલો આપણી પાસે રજૂ થાય તેનું હાર્દ સમજવાને આપણે તૈયાર રહીશું.

આપણે બારીઓ બંધ કરીને પડદા નીચે નાખીને બેસી રહી શકીએ નહિ. તેમ એમ કહેવું પણ બરાબર નથી કે 'જાણવા જેવું મેં બધું જાણી લીધું છે. દરેક વસ્તુ ઉપર મારા વિચારો દૃઢ છે. તેમાં ફેરફાર કરવા કે આ નવી વસ્તુઓનો વિચાર કરવા હું તૈયાર નથી.' આજ તો નહિ પણ ભવિષ્યમાં પણ કોઈ દિવસ આમ કરતા નહિ.

આજે તો જીવવાનું અને શીખવાનું બંને સાથોસાથ ચાલવા જોઈએ. દરેક નવો અનુભવ અને દરેક નવી માહિતી એ નવા સવાલો ઉકેલવાનાં સાધનો બની રહે છે. આપણી ચારે બાજુ ઉપસ્થિત થતા નવા નવા સવાલો અને નવી નવી પરિસ્થિતિને સમજવા અને તેનો તોડ કાઢવા માટે આપણે જે કાંઈ જ્ઞાન મેળવી શકીએ તે બધાંની જરૂર પડે છે.

આપણી કેળવણી સદાય ચાલુ રાખવી હોય તોય જે જુઓ તેને ઓળખવાની અને તેની અર્થ સમજવાની શક્તિ કેળવવી એ સૌથી વધુ જરૂરી છે. ઘણાં માણસો જાણે બંધ આંખોએ જીવન પસાર કરતાં હોય એમ લાગે છે. પોતાની આજુબાજુનું કેમ અવલોકન કરવું તેની જ તેમને ખબર હોતી નથી.

જ્યારે મેં અવલોકન કરવાનું અને જે જોઉં તેનો અર્થ સમજવાની કોશિશ કરવા માંડી ત્યારથી મારા સંપર્કમાં આવતી દરેક વસ્તુમાં મને ખૂબ રસ પડવા લાગ્યો; અને તેની કિંમત સમજાવા લાગી. આમ લંબાઈ–પહોળાઈવાળા ચિત્રને હું તેની ઊંડાઈમાં પણ હવે જોવા લાગી.[1]

જે કાંઈ જુઓ તેનું અવલોકન કરવું, તેનો અર્થ સમજવો અને નવી માહિતી પોતાની સમજણમાં અપનાવવી એટલી શક્તિ તમે કેળવો તો જીવનભર તમે શીખવાનું અને વિકાસ કરવાનું ચાલુ રાખી શકશો; એટલું જ નહિ પણ તેમાં અનેરી મોજનો અનુભવ કરશો. —ઈલિનોર રૂઝવેલ્ટ

# જે ખોવાઇ જાય છે, તે જડે છે

પ્રજ્ઞા ઉપાધ્યાય

અનંતનો સેવેલો એક એક આદર્શ ને અનેક સુંદર સ્વપ્નાઓનાં નીર વ્યવહાર અને વાસ્તવિકતાની પાળ પર પછડાટ ખાઇ રહ્યાં ત્યારે આ સંસારમાં એને અંધકાર જ અંધકાર દેખાવા લાગ્યો. જીવનમાં અનંતને ક્યારેય પણ વિશ્વાસ ને સત્ય સમજવાનો અવકાશ જ ન મળ્યો. નારી એને ક્યારેય કલ્યાણમૂર્તિ જેવી ન જણાઈ. એની આંખો તો એટલું જ જોતી કે વિધિ સૃષ્ટિની સઘળી શકિતઓને ઓગાળવા જ બેઠી છે. માણસ તો જાણે એના હાથનું એક રમકડું માત્ર છે! આ બધાથી અનંત આકુળવ્યાકુળ થઈ ઊઠયો ને એક દિવસ કોઈનેય પૂછયા—ગાછયા વિના અનંત પ્રકાશની શોધમાં નીકળી પડયો. અને એ પ્રકાશ પણ કેવો? જેનાથી એના જીવનના સૂરજ-મુખીની બધી પાંખડીઓ ખીલી ઊઠે.

—ને અનંતની શોધયાત્રાનો પછી આરંભ થયો. કેટલાય સ્થળોએ એ રખડયો ને રવડયો, પણ એની નિરાશા ન મટી દિવસે દિવસે એનું હૃદય ફાટતું જતું હતું. એક દિવસ અનંત થાકયો પાકયો એક અજાણ્યા ગામમાં આવી ચડયો. ભાગોળે વડનું એક વિશાળ ઝાડ હતું. અનંત એ વડની નીચે થાક ઊતારવા આડો પડયો ને ઊગતા ચંદ્રને જોવા લાગ્યો.

અનંત જોઈ જ રહ્યો ચંદ્રનાં કિરણો પાંદડા-ઓની ચાળણીમાં ચળાઈને એના પગ પર નાચવા લાગ્યાં છે. જેમ જેમ કિરણો એને સ્પર્શે છે તેમ તેમ એના મનનો પટ પણ ખુલી રહ્યો છે જાણે એની આંખો પર પડેલો કાળો પડદો કોઇ હટાવી ન રહ્યું હોય! એ જ વખતે પાસેની ઝૂંપડીમાંથી કોઈના કંઠનો મીઠો અવાજ એને કાને અથડાયો. ઝૂંપડીની બાજુના હરિયાળા ઘાસ પર નિસર્ગ સાથે એકરસ થવા જાણે પોતાના હૃદયની ચીનીને આકાશના દૂધમાં ઘોળી દીધી ના હોય! એ ગાતી 'હમેશાં આવો જ ચંદ્ર અને આવી ધરતી મને મળે. નદી-ઓના વહેણનું આ ગાન નિરંતર હું સાંભળ્યા જ કરું. તન અને મન ભલેને જર્જર થઈ જાય, પણ આ તાન ન તૂટે; કિરણોનો આ સાથ ન છૂટે.'

અનંતનું હૃદય આ સાંભળી વમળે ચડી ગયું. આ છોકરી કેવું આમંત્રણ આપી રહી છે? સંસાર તો માત્ર અંધકાર છે. જે ધરતી પર કેવળ મેલ જ મેલ ભરેલો છે એ જ ધરતીની સદા કામના કરવી એ કોઈ પણ રીતે ઈચ્છવા જોગ નથી!

હવા ધીરે ધીરે વાઈ રહી હતી. પેલી છોકરીના ગીતની લહેરો વાતાવરણમાં લહેરાઇ રહી હતી. ચંદ્ર ત્યારે આ ઝૂપડીના આંગણામાં ઊતરું ઊતરું કરી રહ્યો હતો. અનંત એ જ વખતે આંખમાં અગ્નિ અને વાણીમાં જ્વાળા લઈને છોકરીની સામે જઇ ઊભો. તરત જ એ બોલી ઊઠયો: 'ગીત બંધ કર. આ સંસારના મેલને ધોઈ શકે એવી પ્રલયની વેદના તારે તો ગાવી જોઇએ. તુ તો હજી બાળક છે, દુનિયાનો અનુભવ તને મળ્યો નથી. તને હજી એ વાતની ખબર નથી કે તુ જેના ગીત ગાઈ રહી છે તે જ તને ભરખી જવાને મોઢું ફાડીને ઊભા છે!'

છોકરી અનંતને જોઈને ઊભી થઈ ગઈ. પળેક મૌન. એણે કોઇ ઉત્તર ન વાળ્યો. ચૂપચાપ એણે એક સાદડી લાવીને અનંતને સાદડી પર બેસવાનો ઇશારો કર્યો. એ પછી ઝૂંપડીમાં ગઇ અને થોડી જ ક્ષણોમાં એક વૃદ્ધની સાથે બહાર આવી, બોલી: 'આ આપણા મહેમાન છે, એમને કાંઇ સમજાવો.'

વૃદ્ધ બોલ્યો 'આવ ભાઈ આવ, સમજતાં ને સમજાવતાં તો દિવસો વીતી રહ્યા છે આજે તો આરામ કર.' પછી છોકરીને સંબોધીને કહ્યું: 'બેટા સરૂ, એક જામમાં પાણી લઈ આવ તો-ઠંડું પાણી.' ને અનંત ત્યાં જ રહી પડયો.

અનંત હજી તો ઊઠયો પણ ન હતો ત્યાં એણે જોયુ—પ્રભાતના ધૂંધળા પ્રકાશમાં વૃદ્ધની દાઢી ચમકી રહી છે અને સરૂ એક સાદડીને આંગણમાં પાથરી રહી છે વૃદ્ધ ઊભા ઊભા ઊગતાં સૂરજના કિરણોમાં નહાતી ધરતીને જોઈ રહ્યા છે

સરૂ એક ગીત ગાઈ રહી છે ને વૃદ્ધનો આત્મા એ જ ગીતમાં ડૂબી ગયો છે અને અનંત પથારીમાં પડયો પડયો વિચારે છે. 'ધરતી આજે કેવી સોહામણી લાગે છે!'

દૂધ પીધા પછી વૃદ્ધે અનંતને કહ્યુ 'ચાલો ભાઈ, આ ઢોરોની સાથે પાસેની ટેકરીઓમાં રખડી આવીએ' બન્ને નીકળી પડયા ઢોરાનું ટોળુ આગળ ચાલતુ હતુ.

ચાલતાં ચાલતાં અનંતે કહ્યુ 'તમે પૂછો છો કે હુ ઉદાસ કેમ છુ? સાંભળશો? આ માટીએ મારી રૂણાવસ્થા છીનવી લીધી આ હવાએ મને સૂકવી નાખ્યો પૃથ્વીએ મને સુખ આપવાને બદલે દુ:ખ જ આપ્યું છે શરૂઆતથી માંડીને આજ સુધી હુ કરુણા ને દયાનું નામ જ સાંભળતો આવ્યો છુ. પણ અનુભવમા તો કેવળ કઠોરતા ને નિષ્ઠુરતા જ મળ્યાં છે આ ધરતીમાં ફકત નાશ નિહાળ્યો, અભિશાપ જોયો, અસત્ય જોયુ, દુ:ખીઓના દુ:ખ જોયાં, પણ જેને સુખ કહે છે, સત્ય કહે છે, પ્રકાશ કહે છે—એનો તો કયારેય ન જોયાં દાદા!'

વૃદ્ધનો ચહેરો દાદા સંબોધનથી ઝળકી ઊઠયો. થોડાક શબ્દોમાં જ દાદાએ ઉત્તર વાળ્યો 'ભાઈ. મારી ઝૂંપડીમાં થોડા દિવસ રહે કદાચ તુ જે શોધે છે તે તને મળી પણ રહે' અને પછી અનંતને આરે મીટ માંડી કાંઈક રહસ્ય શોધતા હોય તેમ થોડીવાર દાદા મૌન રહ્યા પણ પાછા એ જ ધીર ગંભીર અવાજે બોલ્યા 'આ નદીનું પાણી મે પીધુ છે એ કેવળ પિવાડવાનુ જ નથી જાણતી ભાઈ! આ વડના ઝાડે મને છાયા આપી છે આ નદીકાંઠાએ મને હરિયાળી જમીન આપી છે અને આ ખેતરોએ મને મીઠું અન્ન ખાવાને આપ્યુ છે કે જેથી હું જીવી શકુ એવી એ ધરતી ને એનો કવિકણ મને વહાલો છે ભાઈ!'

અનંત એનો પ્રતિકાર કરતો બોલી ઊઠયો 'નદીએ આપણને વેરાન વનમા વહાવ્યાં છે ખેતરોની કમરોએ મારા પૂર્વજોને ભરખી લીધા છે અને આ માટી! એની તો વાત જ ના કરશો દાદા, એના કણકણમાં એક સર્વનાશ જ કોતરાયેલો છે.'

દાદા શાંતિથી અનંતને સાંભળી રહ્યા હતા. બોલ્યા 'ફકત ચર્ચા કરવાથી આપણે કયાંય પહોંચી શકતા નથી ભાઈ! ચાલવાની અને જીવવાની એક કળા છે. શ્રદ્ધા, સત્ય ને પ્રકાશને શીખવા—સમજવાની પણ એક કળા છે મે તો કયારેય અંધકાર નથી ભાળ્યો મને તો હમેશાં પ્રકાશ જ જોવા મળ્યો છે'

બન્ને એક ટેકરી પર જઈને બેઠી ગયા દાદાની આંખોમાં શકિતના કિરણો ચમકી રહ્યાં હતાં રહી રહીને એ કાંઈ ગણગણી રહ્યા હતા. સાંજ પણ ધીરેક રહીને ઊતરી આવી ને બન્ને ઘેર પાછા ફર્યા.

કેટલાય દિવસો આવ્યા અને ગયા જંગલના પાંદડાઓએ અનંતના હૃદયમાં હરિયાળી સીંચવાનું શરૂ કરી દીધુ હતું દાદા એને ખૂબ વહાલા લાગતા હતા અને એમના હૃદયમાંથી વહેતી ધારા બસ સાંભળ્યા જ કરવાનુ મન થતું હતુ.

એક દિવસ દાદાએ અનંતને પૂછયુ 'અનંત ભાઈ, તારે ઘેર બીજા કોણ કોણ છે?'

અનંતે કહ્યુ 'કોઈ નહિ દાદા! એક બેની હતી તે પણ વિદાય લઈ ગઈ' અને એણે એક ઊંડો નિ:શ્વાસ નાખ્યો

ઘડીભર મૌન!

—ને અનંતે થોડીવારે એ મૌનને ભેદ્યુ: 'દાદા, તમે પેલી માલતી વેલની કુંપળને કેટલું વહાલ કરો છો? જાણે તમારી બીજી સરૂ ના હોય!'

'જેને—' દાદા બોલ્યા, 'કેવું કહે છે? શુ એ મારી દીકરી નથી? સરૂની જેમ એ પણ મને ચાહે છે ને પાળે છે'

અનંત એક બાળકની જેમ બોલ્યો 'પણ

એ કેવી રીતે તમને ચાહી શકે દાદા ?"

'કેમ નહિ ?' દાદા હસી પડયા 'એ તને કેવી રીતે સમજાવું ? હું એને ચાહું છું ને એ મને ન ચાહે ? સ્નેહ શું કોઈ એક પક્ષનો ઈજારો છે ? એક છોડ તું પણ વાવને ઊછેર પછી એ સમજ પડશે '

× × ×

રાત છે ખાટલા પર અનંત ભરનિદ્રામાં પડયો છે એક સ્વપ્ન જોઈ રહ્યો છે પ્રકાશના કોઈ મહાપુંજમાંથી કોઈ કણકણ વેરી રહ્યું છે અને એ પ્રકાશમાં એ જ દાઢીવાળા વૃધ્ધ દાદા ઊભા છે ને લોટામાંથી માલતીની વેલને પાણી પાઈ રહ્યા છે, જાણે કહી રહ્યા છે 'આજ સત્ય છે, આનું જ નામ પ્યાર છે'

પછી જાણે કોઈએ પડદો બદલી દીધો થોડાં પંખીઓ ઝાડની ડાળી પર બેસીને ગીત ગાઈ રહ્યા છે, એ ગીતનું રહસ્ય છે કે 'પ્રકાશ તો આંખોમાં છે દયા તો અંતરમાં છે, સત્ય તો મનમાં છે ફક્ત શોધવાની જ વાર છે ક્યાં શોધે છે ? તારી આંખોમાં જ પ્રકાશને જોને ?"

સવારે ઊઠીને અનંતે સરૂને કહ્યું 'સરૂ, આજ તારી પાસે એક ભીખ માગું છું, પછી હું મારે ઘેર પાછો જઈશ'

'શાની ભીખ ?' સરૂએ કહ્યું

'ગીતની ભીખ સરૂ ! પેલું ગીત તેં દિવસે સંધ્યાએ તું ગાતી હતી ને ? આવો જ ચાંદ ને આ જ ધરતી મને મળે. નદીઓનું આ નિરંતર ગાન હું હમેશાં સાંભળ્યા કરું, મન ને તન ભલે જર્જર થઈ જાય પણ આ તાન ન તૂટે, કિરણોનો આ સાથ ન છૂટે.'

—ને અનંતની ભીખની ઝોળીમાં સરૂએ ગીતનું દાન ઢાલવ્યું

આજે અનંતની સામે દુનિયા નવે રૂપે વિલસી રહી એને લાગતું હતું કે તે જે શોધવા નીકળ્યો છે તે પ્રદક્ષિણા કર્યે નહિ મળે, એ તો હૃદયમાંથી જ ઊગી આવે છે

## યોગ્યતાનો ઉપયોગ

જે માણસ પોતાના જીવનનો પૂર્ણ વિકાસ કરવા માગે છે એ કદી પ્રગતિ કર્યા વિના રહેતો નથી એના ચરણ હમેશાં પ્રગતિ–પથ પર જ રહે છે એનું લક્ષ્ય હમેશાં આગળ વધવાનું જ હોય છે જો માર્ગ પર એ રોકાય તો થોડા વખત માટે નકામો બોજો ઊતારી નાખવા માટે અને અવરોધોને દૂર કરવા માટે જ એ રોકાય છે પછી પુનઃ એ આગળ વધવા લાગે છે અને એમ ચાલતા ચાલતા એ જીવનના લક્ષ્ય સુધી પહોંચી જાય છે

જો તમે પણ તમારી સૂતેલી શક્તિઓને જગાડવા ઈચ્છતા હો તો તમારે હમેશા પ્રગતિના માર્ગે આગેકૂચ ચાલુ રાખવી પડશે નવું નવું જ્ઞાન પ્રાપ્ત કરીને બુદ્ધિને વિકસાવવી પડશે આત્માની શક્તિ વધારવી પડશે જીવનમાં નિઃસ્વાર્થી અને પ્રેમમય બનવાનું રહેશે.

મનુષ્ય જેટલે અંશે પોતાની જાતને વધાર ઓળખે છે એટલે અંશે એ પોતાનો વિશેષ વિકાસ સાધી શકે છે આપણી યોગ્યતાનો આપણે જેટલો વધુ ઉપયોગ કરીશું એટલી આપણી શક્તિ વધશે અને આપણે આપણી જીવનધારાને પ્રગતિ ભણી લઈ જઈ શકીશું

માણસ જંગલી અવસ્થામાંથી સુસંસ્કૃત બન્યા એ આપણી નિરંતર ચાલતી પ્રગતિની કથા છે આ પ્રગતિ દરમિયાન આપણે એવી શક્તિઓનો વિકાસ કર્યો જેની આદિવાસી માનવે કલ્પના પણ નહોતી કરી આમ છતાં યે માનવીની પ્રગતિકૂચ હજુ ચાલુ જ છે, કેમ કે એનું લક્ષ્ય મહાન છે

ગ્રીસના મહાન ડેલ્ફીન મંદિરના દ્વાર પર આ શબ્દો અંકિત થયેલાં છે 'તમારી જાતને ઓળખો' એ દેશના સાત બુધ્ધિમાન મહાપુરુષોના જ્ઞાનનો આ સાર છે

'તમારી જાતને ઓળખો'—સફળ જીવનનો આ જ મૂળ મંત્ર છે. પોતાની જાતને ઓળખવી અને પોતાના અંતરમા વસતા ઈશ્વરના રૂપને પિછાનવું એ જ માનવજીવનનું એક માત્ર લક્ષ્ય છે

—સ્વેટ મોર્ડન

# એકલાપણું – આશીર્વાદરૂપ

ફ્રેન્ચ કવિ જ્યો ગિયાનો

આપણે આપણી બુધ્ધિને એવી સમસ્યાઓમાં રોકી રાખી છે જે સુખની સમસ્યા નથી. સુખનો વૈજ્ઞાનિક પ્રગતિ સાથે કોઈ સંબંધ નથી. જેને સામાજિક પ્રગતિ કહીએ તે પણ એક અભિશાપ હોઈ શકે છે. આપણી સંસ્કૃતિમાં આજે એ વિચારો થાય છે કે કામના કલાકો કેમ ઘટાડવા ! ઓછા કલાકનો કામનો કેમ બનાવવો ! આ તો ઘણું ઘાતક પુરવાર થશે. આંતરિક સંપત્તિ જેની પાસે નહિ હોય તેવા મોટા ભાગના લોકો ઘણા દુઃખી થઈ જશે. શ્રમ જ એક એવી વસ્તુ છે જે તેમને સુખ આપી શકે છે. મારો એવો વિશ્વાસ છે કે આપણે કાર્યરત રહેવા માટે જ જન્મ્યા છીએ. જે કામમાં આપણને રસ હોય તેને આપણે પ્રેમ કરવો જોઈએ અને આનંદનો વાસ્તવિક આધાર પ્રેમ છે.

મૃત્યુ પણ ઘણી આશ્વાસન આપનારી વસ્તુ છે. આપણે મરીએ નહિ તો ખરે જ પાગલ થઈ જઈએ. મૃત્યુ નિરાશાજનક નથી. મૃત્યુ ન હોય તો જીવવાનું મુશ્કેલ બની જાય. જ્યારે જ્યારે મારે ઘેર મૃત્યુ આવ્યું છે ત્યારે તે પોતાના સાચા સૌમ્ય રૂપે આવ્યું છે, ભયાનકરૂપે નહિ. મારી માતા મારા ખોળામાં જ માથું નાખીને મરી હતી. હું તેની પાસે હતો. મેં કોઈને બોલાવ્યા નહોતા. ઘરનું કામ પહેલાંની જેમ જ ચાલુ રહ્યું હતું. મને થયું આ પણ અદ્દભુત છે. લોકોને બોલાવવાની શું જરૂર છે ? મા ૮૭ વર્ષની હતી પણ યુવાન હતી. તમે જેને પ્રેમ કરતા હો તે કદી વૃદ્ધ થતાં નથી. મા મારા ખોળામાં હતી. મારી પત્ની, મારા બાળકો અને મારી સાસુ પાસેના ઓરડામાં વાત કરી રહ્યાં હતાં. મૃત્યુના આ સૌમ્ય દુઃખમાં બાધા ઊભી કરવાની શી જરૂર હતી? મા આવી જ રીતે મરવા ઇચ્છતી હતી. તે દિવસે સાંજે અંત્યેષ્ટિ ક્રિયા પૂરી થઈ. હું કામ કરતો હતો અને મને લાગ્યું, મા મારી સાથે જ છે.

હું સ્નેહને પ્રેમ કરતાં વધુ મહત્ત્વ આપું છું. પ્રેમ શબ્દ બહુ સામાન્ય બની ગયો છે. તેમાં સ્વાર્થ અને ક્રૂરતા છે; સ્નેહમાં એ વાત નથી... આપણે સ્નેહનો વિકાસ કરવો જોઈએ. 'આપવા'માં આપણને સ્નેહ હોવો જોઈએ. સ્નેહનું એ જ સૌન્દર્ય છે કે તે નિઃસ્વાર્થ ભેટ આપે છે.

એકલાપણું સ્નેહમાં બાધારૂપ નથી. એ મનુષ્યના ભાગ્યની વાત છે. આપણે એ વાત સમજીને સ્વીકારી લેવી જોઈએ. હજારો લોકોનો તમને પ્રેમ મળ્યો હોય, બધા તરફથી તમે સુરક્ષિત હો પણ તમને કેન્સર હોય તો તમારે એકલાએ જ તેનું દુઃખ ઊઠાવવું પડશે અને દુઃખ વહન કર્યા વિના એનો સામનો કરતાં આપણને આવડતું નથી. તમે સારી રીતે સંતુલિત ન હો અથવા તમારી આંતરિક સંપત્તિનો આનંદ ન ઉઠાવી શકતા હો તો તમે બીજાની મદદ ખોળવા જશો, પણ એ વ્યર્થ છે. મનુષ્યે પોતે પોતાની જ અંદરથી આનંદનો અનુભવ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

આત્મસ્થ અને આત્મપૂર્ણ બનીને જીવવામાં જ સુંદરતા છે, પરિપૂર્ણતા છે. કોઈ દેવતા કે જીન આવીને ત્રણ વરદાન માગવાનું કહે તો હું દ્વિધામાં પડી જાઉં. હું પહેલું વરદાન જ ન માગી શકું. સાચે જ મને કશું જ જોઈતું નથી. મને કોઈ વસ્તુની ઈચ્છા નથી, કોઈ વસ્તુ મેળવવાની પરવા નથી.



# સંશય દૃષ્ટિ

બર્ટ્રાન્ડ રસેલ

માણસનાં કાર્યો કેટલે અંશે બુદ્ધિપૂર્વકનાં, અગાઉથી કરેલા વિચારના પરિપાકરૂપ હોવાં જોઈએ? મારા મનમાં આ વિષે કેટલીક ચોક્કસ મર્યાદાઓ છે અને વિચારપૂર્વકની ગણતરી કે તર્કનો ઉપયોગ એ મર્યાદામાં જ થવો જોઈએ જીવનની એવી કેટલીક મહત્ત્વની બાજુઓ છે કે જેમાં તર્ક કે બુદ્ધિનું આકર્ષણ થાય તો એ નુકસાનકર્તા જ નીવડે. લીબનીઝે એની વૃદ્ધાવસ્થામાં એકવાર એના મિત્રને કહેલું કે 'જીવનમાં એક જ વાર મેં એક સ્ત્રીને મારી સાથે લગ્ન કરવા કહેલું અને તે પણ હું ૫૦ વર્ષની ઉંમરે પહોંચ્યો ત્યારે' એમણે ઉમેર્યું હતું. 'સારે નસીબે એ સ્ત્રીએ વિચાર કરવા માટે વખત માગ્યો. આથી મને પણ વિચારવાનો સમય મળ્યો અને મેં જ મારું સૂચન પાછું ખેંચી લીધું.' લીબનીઝની વર્તણૂક ખૂબ જ વિચારશીલ અને બુદ્ધિપૂર્વકની હતી એ નિઃશંક છે, પણ હું આ વર્તણૂકની પ્રશંસા કરું એમ હું કહી શકતો નથી.

શેકસપિયરે 'પાગલ પ્રણયી અને કવિ'ને એકી સાથે મૂકયાં છે, પણ પ્રશ્ન તો પાગલને એક બાજુએ મૂકીને પ્રણયી અને કવિને જ માત્ર સાથે રાખવાનો છે પાગલને સાથે રાખ્યા વિના પ્રણયી અને કવિને જ માત્ર જાળવવાનું શકય છે? આપણા બધામાં આ ત્રણે તત્ત્વો વધતાઓછા પ્રમાણમાં હોય જ છે. એ ત્રણે એટલા બધાં જોડાયેલાં છે કે જો એકને અંકુશમાં લાવીએ તો બીજાઓનો પણ સાથે નાશ થઈ જાય? હું એ માનતો નથી. હું માનું છું કે પ્રત્યેક માણસમાં એવી અમુક શક્તિ હોય છે જે બુદ્ધિ કે તર્કની પ્રેરણાથી થયેલાં કાર્યોમાં વ્યક્ત નથી થઈ શકતી, પણ કલા, આવેગશીલ પ્રેમ કે આવેગમય ધિક્કારમાં જ એ કદાચ વ્યક્ત થાય છે. નિયમિતતા, સમાજમાન્ય વર્તણૂક અને એકધારાપણું – આધુનિક ઔદ્યોગિક સમાજની આ લોખંડી શિસ્તે કલાવૃત્તિને રૂંધી નાખી છે અને પ્રેમને કેદમાં પૂરેલ છે જે વસ્તુઓ મુક્ત હોવી જોઈએ એના પર જ નિયમનો લાદવામાં આવ્યાં છે ત્યારે ઈર્ષા, નિષ્ઠુરતા અને ધિક્કાર મુક્ત રીતે વિચારી શકે છે. આપણી વૃત્તિઓ બે રીતે કામ કરે છે. એક તો આપણા પોતાના અને આપણા પર આધાર રાખનારાઓના જીવનના વિકાસ માટે અને બીજું આપણા માની લીધેલા હરીફોને નિષ્ફળ બનાવવામાં એમ બે રીતે કામ કરે છે પ્રથમમાં જીવનનો આનંદ, પ્રેમ અને પ્રેમના પ્રાદુર્ભાવરૂપ કલાનો સમાવેશ થાય છે બીજામાં સ્પર્ધા, દેશભક્તિ અને યુદ્ધનો સમાવેશ થાય છે. પરંપરાગત, રૂઢિગ્રસ્ત નૈતિકતા પ્રથમને દબાવીને બીજાને પ્રોત્સાહન આપવાને માટે બધું જ કરે છે સાચી નૈતિકતા આથી સાવ ઉલટું જ કરશે આપણે જેને ચાહીએ છીએ એની સાથેના વ્યવહારને આપણે આપણી વૃત્તિ પર છોડી દઈ શકીએ તેમ છીએ, પણ આપણે જેને ધિક્કારીએ છીએ એમની પ્રત્યેના વ્યવહારને આપણે બુદ્ધિ અને વિચારશીલતાના વર્ચસ્વ હેઠળ લાવવો જ જોઈએ.

માત્ર સારા પ્રમાણમાં સંશયદૃષ્ટિ રાખીને જ આપણે આપણાથી છુપાઈને રહેલા સત્ય પરનું આવરણ દૂર કરી શકીશું. આટલું સિદ્ધ કર્યા બાદ આપણે ઈર્ષા અને સંકુચિતતા પર મંડાયેલી નહિ, પણ સંપૂર્ણ જીવનની ઈચ્છા પર તેમ જ ઈર્ષાનો અંત આવ્યા બાદ બીજા માણસો અવરોધક નહિ પણ સહાયક છે, એવી આવેલી સમજણ પર મંડાયેલી નવી નૈતિકતાની સ્થાપના કરી શકીશું.



# તમારો પ્રતિનિધિ છું

ખલિલ જિબ્રાને એક કથા લખી છે.

એક રાજાની પ્રજાએ એક વખત બળવો કર્યો રાજાના મહેલને પ્રજાજનો ઘેરી વળ્યા, અને ચારેકોર 'સિંહાસન ખાલી કરો, સિંહાસન ખાલી કરો' ના પોકારો થવા લાગ્યા.

આ સાંભળી રાજા રાજમહેલના ઝરૂખામાં આવી ઊભો રહ્યો અને પછી ધીમે ધીમે પગથિયાં ઊતરી પ્રજાના વિરાટ સમુદાયની સામે આવી ઊભો. એના એક હાથમાં રાજમુગટ હતો અને બીજા હાથમાં રાજદંડ હતો.

તેને આવી રીતે શાંત ઊભેલો જોઈને લોકો અવાજ કરતા બંધ થઈ ગયા પણ હજી વાતાવરણમાં ઉકળાટ ઘણો હતો. શાંતિ હતી—પણ એ શાંતિ રાજાનો તિરસ્કાર કરતી હોય એવી દેખાતી હતી. પછી રાજાએ બોલવા માંડ્યું; 'હવે મારે તમને શું સંબોધન કરવું એની મને કાંઈ સમજ પડતી નથી. આજથી તમે મારાં પ્રજાજનો નથી ને હું તમારો રાજા નથી હવે આપણે સૌ સમાન દરજ્જાના મિત્રો છીએ. મારો રાજમુગટ અને રાજદંડ આજથી તમને સોંપી દઉં છું. હું રાજા તરીકે નહિ પણ તમારા જ એક નાના બંધુ તરીકે તમારી સાથે રહીને કામ કરીશ આજથી હું એક સામાન્ય પ્રજાજન છું, એટલે પ્રજાના જ અધિકારો ભોગવીશ, અને તમે સૌ સાથે મળીને જે કામ ચીંધશો તે હું કરીશ '

આ સાંભળી લોકો વિચારમાં પડી ગયા જે રાજાને એમણે પોતાના દુ:ખ અને અસંતોષનો કર્તા માન્યો હતો, તે જ રાજા પોતાનો રાજમુગટ અને રાજદંડ બંને તેમને સોંપી દેતો હતો તેમજ આજથી તે પોતાના જેવો એક સાદો પ્રજાજન બની જતો હતો.

તે પછી રાજાએ પ્રજાજનોની સાથે રહીને ખેતરમાં તનતોડીને કામ કરવા માંડ્યું. પણ પછી એ પ્રદેશનું રાજ્ય રાજા વિહોણું બનતાં કંઈ સુધર્યું હોય તેવું થયું નહિ. હજી સુધી અસંતોષની આગ તો દેખાતી હતી.

વળી પાછી લોકોએ બૂમાબૂમ કરી: 'અમારે રાજા જોઈએ છે, રાજાને કોઈ શોધી લાવો, રાજા વિના રાજ નકામું છે.'

પછી લોકોએ રાજાને શોધી કાઢયો. તે એક ખેતરમાં નિરાંતે પોતાનું કામ કરી રહ્યો હતો. તેને પાછો સિંહાસન પાસે લાવ્યા. રાજદંડ અને રાજમુગટ તેને પાછાં સોંપ્યાં, અને રાજા તરીકે ફરીવાર તેની 'જય' બોલાવી.

તેની પાસે અનેક ફરિયાદો આવવા લાગી. ગરીબ માણસો ઉપર વધી ગયેલો જમીનદારી ત્રાસ જોઈને એણે જમીનદારોને બોલાવ્યા અને કહ્યું: 'ઈશ્વરના દરબારમાં એક માણસનું જીવન બીજા માણસના જીવન જેટલું જ મૂલ્યવાન છે, એટલે જેટલી જમીન હોય તેટલી સૌએ સાથે મળીને વહેંચી લેવી અને ખેડવી.'

પછી ન્યાય માટે બીજા માણસો આવ્યા. ધર્મના સંરક્ષકો તેમની પાસે વેઠ કરાવતા હતા અને ભારે પથરા ઊપડાવતા હતા છતાં બદલામાં એમને કંઈ મળતું નહોતું. ધનભંડારો ધન અને ધાન્યથી ઊભરાઈ જતા હતા, છતાં એના મજૂરોને અન્નનો દાણો મળતો નહોતો.

આ ફરિયાદ ઉપરથી રાજાએ ધર્માધિકારીઓને બોલાવ્યા અને કહ્યું - 'તમે ધર્મનો સાચો અર્થ સમજ્યા વિના જ ધર્માધિકારી થયા છો. ધર્મમાં તો જીવન આપીને જીવન પામવાની વાત છે, અને તમે તો જીવનમાંથી જીવન પડાવી લ્યો છો, અને કોઈને જીવન આપતા તો નથી. માટે તમારે આ રાજ છોડીને જતાં રહેવું. મંદિરો આજથી બંધ થાય છે.'

આમ કોઈની તરફદારી વિનાનો, લાગવગ વિનાનો શુદ્ધ કાંચન જેવો ન્યાય આપવો રાજાએ શરૂ કર્યો.

પ્રજા આ જોઈને હર્ષઘેલી બની ગઈ. આનંદના પોકારો કરતી કરતી રાજાની જય બોલાવતી બોલાવતી તે ફરી પાછી રાજમહેલ સામે આવીને ઊભી રહી ગઈ.

પહેલાની જેમ ફરી પાછો રાજા નીચે આવ્યો. રાજદંડ અને મુગટ ફરીવાર પ્રજાના હાથમાં સોંપતાં તે બોલ્યો: 'આ તમારું છે, તે તમને પાછું સોંપું છું. જ્યારે તમે મને નિર્બળ અને અન્યાયી જાણતા હતા ત્યારે ખરી રીતે એવો હું નહોતો. હું તો તમારો જ પ્રતિનિધિ હતો. એટલે તે વખતે નિર્બળ અને અન્યાયી તમે હતા. અને હવે આ ધરતીમાં સુશાસન ચાલે છે તો એનું કારણ પણ તમારી જ ઈચ્છામાં રહ્યું છે. હું તો તમારા બધાંના મનમાં સ્ફુરી રહેલો વિચાર માત્ર છું. મારી હસ્તી બીજે ક્યાંય નહિ પણ તમારા જ પુરુષાર્થમાં રહી છે.'



## નકટા સાધુઓનો પંથ

કાંઈક અપરાધ કરતાં એક દુષ્ટ મનુષ્ય પકડાયો અને તે અપરાધની શિક્ષા તરીકે તેનું નાક કાપી લેવામાં આવ્યું. તેને પોતાનું નાક વગરનું મુખ જગતને બતાવવાની શરમ થવા લાગી અને પોતાને માટે જ તિરસ્કાર થયો. એટલા માટે તે એક અરણ્યમાં પલાયન કરી ગયો અને ત્યાં પૃથ્વી પર એક વ્યાઘ્રચર્મ પાથરીને જ્યાં કોઈના પાસે હોવાનો ભાસ થાય કે તરત જાણે પોતે મહાધ્યાનમાં નિમગ્ન ન હોય એવો દંભ કરવા લાગ્યો. આ વર્તનથી દૂર રહેવાને બદલે લોકોના સમુદાય સમુદાયના એ ચમત્કારિક સાધુને માન આપવા માટે તેની પાસે આવવા આકર્ષાયા. અને તેને એમ જાણવામાં આવ્યું કે તેના વનવાસે પુનઃ એકવાર તેને સુખનું જીવન મેળવી આપ્યું છે. એવી રીતે કેટલાક વર્ષો વીત્યાં. અને આસપાસના લોકોએ મૌન ધારણ કરી બેઠેલા સત્પુરુષના મુખમાંથી કાંઈ પણ ઉપદેશ સાંભળવાને બહુ જ આતુર થઈ ગયા. તેમાંના એક તરુણ ગૃહસ્થને પોતાનો એ પંથમાં પ્રવેશ થાય તો સારું એવી અતિ ઉત્કટ ઉત્કંઠા થઈ આવી.

હવે વાત એવી હદ પર આવી લાગે કે જો એક પળ માત્રનો પણ સાધુ મહારાજ બોલવામાં વિલંબ કરે તો તેમની અપકીર્તિનો સમય પાસે જ આવીને ઊભો રહે એ નિશ્ચિત હતું. એથી એક દિવસે તેણે પોતાના મૌનનો ભંગ કર્યો અને તે ઉત્સાહી તરુણને પોતા સાથે બીજીવાર એક અસ્તરો લાવવાની આજ્ઞા આપી દીધી તે તરુણ ગૃહસ્થ પોતાના જીવનમાંની તે સર્વથી મોટી ઈચ્છા આટલી શીઘ્રતાથી તૃપ્ત થવાની છે, એવી ભાવિ આશાથી આનંદિત થઈને બીજે દિવસે સૂર્યોદય થવા પહેલાં જ અસ્તરો લઈને સાધુ મહારાજ પાસે આવી લાગ્યો.

તે નકટા સાધુએ તેને હાથમાં લીધો, ઊંચાક્યો અને બહુ જ ગંભીર સ્વરથી કહ્યું: 'હે તરુણ ગૃહસ્થ! આ પંથમાં મારો જેવી રીતે પ્રવેશ થયો છે, તેવી જ રીતે હું તારો પ્રવેશ કરાવું છું. જ્યારે તારા પર આવો પ્રસંગ આવે, ત્યારે તું પણ આ પ્રમાણે જ મહાપરિશ્રમથી બીજાઓને આ પંથની દીક્ષા આપજે.' આમ કહીને એક ઝટકા સાથે તેના નાકને ઉડાડી નાખ્યું. લજ્જાના યોગે તે તરુણ ગૃહસ્થ એ ચમત્કારિક દીક્ષાના રહસ્યને વ્યક્ત કરી શકતો નહોતો. એટલે પછી તે પણ પોતાની શક્તિ અનુસાર પોતાના ગુરુના ઉપદેશને વ્યવહારમાં લાવવા મંડી ગયો. એથી ધીમે ધીમે આખા દેશમાં નકટા સાધુઓનો એક પંથ પ્રસરી ગયો.

—વિવેકાનંદ

# મૌનની પળો

એફ. પી. ગેન્ટ

ઇસ્પિતાલોની બહાર સામાન્યતઃ એવી તકતીઓ લગાવી હોય છેઃ 'શાંતિ રાખો.' આ શા માટે અવશ્યક છે એ તો બધાં જાણે છે. પણ માંદા સિવાય પણ બીજાઓ એવા હોય છે, જેમને માટે આ શાંતિ ખાસ આવશ્યક છે. હકીકતમાં આપણને બધાને શાંતિની જરૂર છે.

બે ભય સાથે આપણે જન્મીએ છીએ : એક તો ક્યાંકથી પડી જવાનો ભય અને બીજો મોટા અવાજોનો ભય. કમનસીબે આપણી સંસ્કૃતિ એની વધતી ગતિને પહોંચી વળવા માટે વધુ ઝડપ મેળવવા પ્રયત્ન કરે છે અને પરિણામે ઘોંઘાટ–અવાજ પણ વધી રહ્યો છે.

પેરિસ સંશોધન સંસ્થાના માનસચિકિત્સા વિભાગના નિષ્ણાતોએ આપણા જ્ઞાનતંતુઓ પર અસર કરતાં અવાજોનું વર્ગીકરણ કર્યું છે. માર્ગ પર ખોદકામ માટે વપરાતી ડ્રીલ ચાર મિનિટ બાદ અસર કરે છે, વાયોલીનના તારનો અવાજ પોણા પાંચ મિનિટે તેમજ મોટર સાઇકલનો અવાજ સાડા પાંચ મિનિટે આપણા જ્ઞાનતંતુ પર અસર કરવા લાગે છે.

આપણા પોતાના ઘરમાં જ રેફ્રિજરેટરના ચાલવાનો એકધારો અવાજ, આખો દિવસ ચાલતાં રેડિયોનો અને વખતો વખત ભસ્યાં કરતાં કૂતરાનો અવાજ સાંભળીએ છીએ, એ પણ આપણા પર અસર કરે છે.

અવાજ–ઘોંઘાટ હાનિકર્તા છે. એથી આરોગ્યને અસર થાય છે, ઉત્પાદનમાં ઘટાડો થાય છે અને કાર્યક્ષમતા ઘટે છે. આપણે ધારીએ છીએ કે આ બધાને આપણે અનુકૂળ બની જઈશું અને કેટલેક અંશે એમ થાય છે પણ ખરું, પણ આ ઘોંઘાટની ઉપેક્ષા કરવાથી પણ આપણા પર એની જે હાનિકારક અસર થાય છે એનું નિવારણ થતું નથી.

સંભવતઃ અમુક સમય પછી આપણે આપણી આસપાસ થતાં એકધારા અવાજ સાથે એકરૂપ થઈ જઈએ, પણ શરીરને એવું થતું નથી. અવાજનો સામનો કરવાના જે તંગ પ્રયાસો એને કરવા પડે છે એમાં જ્ઞાનતંતુને વધુ શક્તિ ઉપયોગમાં લેવી પડે છે. આ શક્તિનો આ રીતે દુરુપયોગ ન થાય તો આપણે એનો વધુ સારો ઉપયોગ કરી શકીએ.

વસતિના બધાં વિભાગોમાં એક પ્રકારનો માનસિક સંઘર્ષ વધી રહ્યો છે, એ પ્રત્યે આપણે સવિશેષ જાગૃત બની રહ્યાં છીએ. કેટલાક તો કદી સ્વસ્થ જ રહી શકતા નથી. કલાકો સુધી ઊંઘ એમનાથી નાસતી ફરે છે અને એમને પથારીમાં પડખાં ફેરવ્યાં કરવા પડે છે.

જૂના ધર્મપરસ્ત માનવીઓ એમના જમાના-માં ડાહ્યા માણસો હતા. તેઓ મૌન પાળવાનું, શાંત રહેવાનું મહત્ત્વ હંમેશાં સમજતાં હતાં અને કહેતાં કે શાંત થવાથી, મૌન પાળવાથી માણસને મનમાં એક પછી એક નવા વિચારો ચાલે છે, નવી નવી ઊર્મિઓ આકાર લે છે.

ગહન શાંતિમાં રહેતાં આવા કેટલાકની વિચિત્રતાઓ અને અતિશયતાઓ પ્રતિ કદાચ આપણને ખેદ થાય, પણ ઘણીવાર તેઓ વ્યવહારુ આદર્શવાદી હતા. તેઓ દુષ્કાળ કે રોગચાળા જેવા વખતે સહાય કરવા ખડે પગે તૈયાર રહેતા. બીજાઓ નાસી જતાં ત્યારે તેઓ માંદાની માવજત કરતાં, તેઓ રાહતની આયોજના કરતા અને અનાજ વહેંચતા.

આ માનવીઓએ એકાંતના સારા ફળ પ્રાપ્ત કરીને વિશ્વને સમૃદ્ધ કર્યું છે અને પોતાના તેમ જ બીજાઓને લાભકર્તા થયાં છે. મૌનના મહાન ઉપાસકો દુનિયામાં થયેલા ઘણા લાભકારી સુધારાઓના પુરસ્કર્તા હતા.

વિચારશીલ માણસોને મૌનનું–શાંતિનું જે તાજગીભર્યું મૂલ્ય છે એ સમજાઈ રહ્યું છે. કેટલાક

એમ પણ કહે છે કે આત્માની શાંતિ માણસને ઘણું આપી શકે છે. મૌનની કેળવણી એ શિક્ષણનો આવશ્યક ભાગ હોવો જોઈએ.

આપણે મોટા ભાગે શાંતિ-મૌનને આવકારપાત્ર ગણતાં નથી. અવાજ બંધ થઈ જાય તો આપણે અસ્વસ્થ થઈ જઈએ છીએ અને એ અસાધારણ પરિસ્થિતિને અનુકૂળ થતાં આપણને તકલીફ થાય છે.

કેટલીકવાર આપણને થાય છે કે આપણું જીવન વધુ સમૃદ્ધ અને વિશેષ ઊંડું હોવું જોઈએ. આપણે વેગીલા જીવનમાંથી શાંત અને શક્તિ સંપન્ન જીવનની ઇચ્છા કરીએ છીએ. થોડાકને જીવનનું આ કેન્દ્રબિંદુ પ્રાપ્ત થાય છે અને તેઓ સંવાદી, નિશ્ચિત અને શાંત છતાં યે કર્મશીલ સ્થિતિએ પહોંચે છે. તેઓ આળસુ કે કેવળ સ્વપ્નશિલ્પી નથી હોતા. તેઓ આપણા જેટલો જ બોજો લઈને જીવતા હોય છે અને એનાથી તેઓ કચડાઈ જતાં નથી.

આધુનિક જીવનને જે એક શાપ મળ્યો છે તે વેગ-ગતિશીલતાનો છે. શાંત સ્થિતિને પ્રાપ્ત કરવા માટે કોઈ ટૂંકો માર્ગ નથી. એ સ્થિતિને પ્રાપ્ત કરીને-કરવાના આપણા પ્રથમ પ્રયાસમાં આપણે કદાચ નિરાશ થઈએ. અનેક વિચારો આપણી સમક્ષ પૂરની માફક ધસી આવે. આપણે હતાશ થઈને એવો સાર કાઢીએ કે સમય બદલાઈ ગયો છે. આધુનિક સ્થિતિ સાથે મૌન-શાંતિ કે એકાંતનો મેળ થઈ શકે તેમ નથી.

કાર્લાઇલે લખ્યું છે: મૌન એ એક એવું તત્ત્વ છે કે જેમાં મહાન વસ્તુઓ એક સાથે સર્જાય છે અને છેવટે જીવનના પ્રકાશમાં સંપૂર્ણ અને ભવ્ય બનીને એ આકાર લે છે. ત્યાર પછી જગત પર એનો ડંકો વાગે છે. જે કરવું હોય તે કાર્ય તમે કરો-પણ એક દિવસ માટે મૌન પાળો અને બીજા દિવસે તમારા હેતુઓ અને ફરજો કેટલે અંશે સ્પષ્ટ નિર્મળ થયેલ છે અને તમારા પર મર્મઘાત કરતાં અવાજો બંધ થતાં એ શાંત શ્રમિકે કેટલો કચરો અને ભંગાર સાફ કરી નાખ્યો છે એ તમે જોશો.

જીવનના ઘોંઘાટને શાંત કરીને અને મનના કચરાને સાફ કરીને આપણે જીવનની સમૃદ્ધિને મૌનની પાંખોમાં સિદ્ધ કરી શકીશું.

## ગાંધીજીની ટહેલ

કરાચીમાં ગાંધીજી હરિજન ફાળા માટે આવ્યા ત્યારે ત્યાંની ડી. જે. સિંધ કૉલેજમાં કૉલેજિયન ભાઈ-બહેનો સમક્ષ ગાંધીજીનું પ્રવચન રાખવામાં આવ્યું હતું. ખૂબ જ મેદની જમા થઈ હતી. પ્રવચનની શરૂઆતમાં ગાંધીજીએ વિનોદી વાતોથી વાતાવરણને હળવું બનાવી દીધું અને પછી કહ્યું કે 'અહીં એકઠાં થયેલાં યુવકો અને યુવતીઓએ અત્યારે પોતાની પાસે જે કાંઈ હોય તે આ ફંડમાં આપી દેવાનું છે.'

ગાંધીજીના શબ્દો પૂરા થયાં કે શ્રોતાઓમાંથી ગાંધીજી જ્યાં બેઠાં હતાં તે વ્યાસપીઠ ઉપર અવનવી ચીજોનો વરસાદ શરૂ થયો ને ઘોંઘાટ પણ ખૂબ જ વધી પડયો. આ ચીજોમાં બંગડીઓ, ફાઉન્ટન પેનો, ઘડિયાળો, વીંટીઓ વગેરે હતાં. પણ આ બધી ચીજો જે રીતે પોતાની પાસે આવતી હતી તેનાથી બાપુજીનું મન દુભાયું તેમણે બંને હાથ ઊંચા કરી ચીજો ફેંકનારાઓની સામે જોઈ કહ્યું કે 'દાન આપવાનો તમારા સૌનો ઉત્સાહ મને ગમે છે, પણ દાન આપવાની તમારી આ રીત મને ગમતી નથી. તમારે જે કાંઈ આપવું હોય તે અત્યંત નમ્રતાથી અને નજીક આવીને હાથોહાથ આપી જવું જોઈએ'

ઘોંઘાટ બંધ પડયો ને ચીજોનો વરસાદ પણ બંધ પડયો ને યુવાનો અને યુવતીઓ ધીમે ધીમે નજીક આવીને પોતપોતાની વસ્તુઓ ગાંધીજીની બાજુમાં પડેલી ગાદી પર મૂકવા લાગ્યા. બાવીસેક વર્ષની એક સિંધી વિદ્યાર્થિનીએ પોતાના બન્ને હાથની બારેક સોનાની બંગડીઓ એક પછી એક ઉતારીને બાપુજીને આપવા માંડી. બાપુજી આ બહેનને પ્રસન્નતાથી જોઈ રહ્યા અને પછી એના માથા પર હાથ મૂકીને કહ્યું:

'બેન, તેં તારી તમામ બંગડીઓ મને આપી દીધી છે તો જાણીને તારા બાપુજી તારા ઉપર નારાજ નહિ થાય?'

'ના નહિ થાય.' કહીને પેલી સિંધી યુવતી હસી પડી.

—ઈન્દુભાઈ ગાંધી

# દુનિયાની દ્રષ્ટિએ

છગનલાલ પરમાર



મથુરાનો શિલ્પી મધુસૂદન, પોતાની કૃતિ, કલકત્તાના કલાપ્રદર્શનમાં મૂકવા આવ્યો, ત્યારે તો તેને સ્વપ્નેય ખ્યાલ ન હતો, કે એ આટલી બધી કીર્તિદા નીવડશે. હા, એની પાછળ તેણે પુષ્કળ પરિશ્રમ લીધો હતો, પોતાનો સમગ્ર પ્રાણ ઠાલવ્યો હતો, પરંતુ તેથી શું ? તેના જેવો તરુણ, નવોદિત કલાકાર, એવડી મોટી આશા સેવી શકે ખરો કે તે સારાયે

દેશના સમર્થ, ને સુવિખ્યાત કલાકારોને યે ટક્કર મારી દે? તેની કૃતિ, કલા પ્રદર્શનની, સર્વોત્તમ કૃતિ તરીકે જ્યારે જાહેર થઈ, ત્યારે તેના આશ્ચર્ય ને આનંદની અવધિ આવી ગઈ તેનું હૈયુ, છલકાઈને આંખો વાટે વહેવા લાગ્યુ, ત્યારે પ્રેક્ષકોને જ નહિ તેને પોતાનેયે અતિ કુતૂહલ થયુ એ કૃતિની પ્રેરણામૂર્તિ બનેલી, તેની પ્રિયતમા તેના હૃદયનો ખૂણેખૂણો કેવો સર કરીને બેઠી છે, એ ખૂણાને તેણે કેવા પ્રબળ પ્રેમથી ભરી દીધા છે, એનું પૂરું ભાન તેને ત્યારે જ થયુ.

સમારોહ પૂરો થયો, કે બીજ દિવસે એ કૃતિ શુદ્ધ સંગેમરમરમાં કંડારેલી, રાધાકૃષ્ણની પાંચેક ફૂટ ઊંચી એ મૂર્તિ લઈને, તે મથુરા ઊપડવાની તૈયારી કરતો હતો, એટલામાં એક વૃદ્ધ શેઠ, આવી ચડયા, ને મૂર્તિ ખરીદવાની માગણી મૂકી શિલ્પીએ નમ્ર, પણ દૃઢ અવાજે ઉત્તર આપ્યો

"એ મારી અંગત ચીજ છે વેચવા માટે એ નથી કરી'

ઘડી બે ઘડી, શિલ્પી સામે, આશ્ચર્યથી તાકી રહીને, શેઠ પણ એટલા જ નમ્ર ને દૃઢ અવાજે બોલ્યા

"વેચવા માટે ભલે ન કરી હોય, છતાં તમારે એ વેચવી જ પડશે ધર્મનું કામ છે"

"પણ .. "

"પણ બણ કંઈ નહિ ચાલે' શેઠ મીઠુ ભાવ ભર્યું હસ્યા ને કલાકારને કલાકારની રીતે સમજાવવા લાગ્યા

"કલાકારોની ધૂન હુ સમજું છુ. આવી અદ્ભુત કૃતિ, કલાકારને હાથે, ગમે ત્યાર સર્જી નથી શકાતી કોઈ ધન્ય પળોએ જ, એ સર્જાઈ જાય છે એના સર્જકનો સમગ્ર આત્મા એ સમયે જાગી ઊઠે છે એથી જ તો એ કૃતિ, તેને પ્રાણથીએ વધુ પ્રિય થઈ પડે તેનાથી અળગા થવા, તેનું મન ન માને પણ ભાઈ," શિલ્પીને ખભે હાથ મૂકી, તેની આંખમાં આંખ પરોવી, પ્રેમનો પ્રવાહ વહાવી, પળ બે પળ મૌન રહી શેઠ ફરી બોલ્યા

"કોઈ કોઈ વાર પ્રસંગ જ એવા ઊભા થાય છે, કે માણસે પોતાનું અંગત મમત્વ જતું કરી, સાર્વજનિક કલ્યાણની માગણીને નમતુ આપવુ પડે છે તમારી આ મૂર્તિને, મંદિરમાં પધરાવવામાં આવે, તો વિશાળ જનતાને, તેના દર્શનનો લાભ મળે લાખોના ખર્ચે મે અહીં, કલકત્તામાં, રાધાકૃષ્ણનું એક આલીશાન મંદિર બંધાવ્યુ છે એમાં પધરાવવાની મૂર્તિ પણ, હજારોના ખર્ચે તૈયાર કરાવી છે થોડા જ દિવસોમા પ્રાણપ્રતિષ્ઠા કરવાની છે, પણ આ પ્રતિમા જોઈ, હું મુગ્ધ થઈ ગયો અંતરંગ તારેતાર, અપૂર્વ આનંદથી રણઝણી ઊઠયો મને થયુ, બસ, આ જ પ્રતિમા મંદિરમા પધરાવીએ, તો જ, મંદિર સાંગોપાંગ શોભી ઊઠે, અઢળક ખર્ચ કર્યું લેખે લાગે"

શિલ્પી, શેઠની વાણી સાંભળી રહ્યો હતો, મા પોતાના બાળક વિશેની વાત સાંભળે તેમ સંતોષથી, સંતાપથી સંતોષ પોતાની પ્રાણપ્રિય કૃતિને મળનારી પ્રતિષ્ઠાની વાતે, સંતાપ, તેનાથી વિખૂટા થવાની વાતે શિલ્પીનું મન કલ્પનાની પાંખે ચડી, કોણ જાણે ક્યાંય ઉડ્ડયન કરી આવ્યુ! પ્રફુલ્લ પ્રસન્નતાથી, તેનુ મનોરમ મુખ વધુ મનોરમ બની રહ્યું

શિલ્પીને પીગળતો જોઈ, શેઠ ઉત્સાહમાં આવી ગયા તેને પૂરેપૂરો પિગળાવી દેવા તેમણે વાણીને જરા મલાવી, લડાવી'

"ભાઈ મધુસૂદન, મૂર્તિ ખરેખર અદ્ભુત બની છે! કૃષ્ણની મુખમુદ્રા કેવી નમણીને નિર્મળ ગરવીને ધાટીલી છે! અને આ મોરમુગટ, વૈજયંતી માલા ને પીતાંબર, આ કુંડલ વલય ને ઘૂઘરમાળ, આ મુખમરોડ, બંસીધારણ ને પદવિન્યાસની બંકિમ છટા—બધુ કેવુ સરસ ને સુરેખ છે!'

શેઠ કવિ લાગ્યા, તેમનું ગોરુ, બેઠી દડીનુ શરીર, વૈષ્ણવી બંડી, ફેંટા ને ધોતિયુ, વિશાળ લલાટ પર સોહી રહેલુ, લાલ સુરેખ તિલક, મૂર્તિને નીરખતાં નીરખતા, તેમના નેત્રોમાં રેલાઇ રહેલા અવનવા ભાવો, બોલતાં બોલતા રચાયે જતી, વિધવિધ હસ્તમુદ્રાઓ, સુભગ માનવતાનો અનોખો 'પોઝ' શિલ્પી સમક્ષ ધરી રહ્યાં હતાં પરંતુ શિલ્પીની આંખ, શેઠ પર ફરતી

ગાનારીની છોકરીની મૂર્તિ હું મંદિરમાં રાખી મૂકું, એમ ?

"અમે બધા વૈષ્ણવો, એને નમતા રહીએ! સુંદર, ભાવવાહી મૂર્તિ મૂકવા માટે, પ્રથમ તો મારા પર અભિનંદનનો વરસાદ વરસેલો, પણ જેવી આ વાત બહાર આવી કે ભારે ઊહાપોહ થયો. વૈષ્ણવોનું એક પ્રતિનિધિ મંડળ મને મળવા આવ્યું મને એમની માગણી વાજબી લાગી એટલે આ મૂર્તિ કાઢી નાખી અગાઉ તૈયાર કરાવેલી મૂર્તિની પ્રતિષ્ઠા કરવાનો નિર્ણય લીધો છે."

'ત્યાર તો શેઠ તમે પણ માણસની નાતજાત ને જ જુઓ છો, તેના ગુણને નહિ' શિલ્પી પણ સામો જરા તપી ગયો

"તમને તો એમ જ લાગે ને ! મોહાંધ માણસને, ગાનારી ને ગાનારીની છોકરીયે ગુણવાન જ લાગે પરણ્યા પછી, વળી સર્વગુણસંપન્ન ને સર્વશુભોપમાલાયક લાગતી હશે" રાષ ભરાયલા શેઠ, શિલ્પીએ જાણીજોઈને તેને અંધારામાં રાખ્યા, ને આવી ઉપાધિમા ઉતાર્યા એમ માની લઈ, વક્રોક્તિનાં તીર છોડયાં.

શિલ્પીએ, ઘા સહી લેવા જેટલું, મન મજબૂત બનાવ્યું. આગની સામે આગ સળગાયે શું વળે ? તેણે મૂળ વાત જ માંડી

'શેઠ, એ કોઈ સામાન્ય બજારુ ગાનારી નથી, ગુણની સાક્ષાત્ દેવી છે ! વખાની મારી આ ધંધે ખેંચાઈ આવી છે, છતાં, આ અપ્રતિષ્ઠિત લેખાતા ધંધામાંયે, ચારિત્ર્યે, ને ગૌરવે, અણિશુદ્ધ રહી છે એથી જ તો સૌ તેને મીરાંબહેન કહે છે ને !"

શેઠ કુતૂહલથી સાંભળી રહ્યા આવી વિગતો તેમના કાને કોઈએ મૂકી નહોતી

"મીરાંબહેનનું મૂળ નામ તો જે હોય તે, પણ મૂળ એ મહારાષ્ટ્રના એમનું વેવિશાળ, જે જુવાન વેરે થયેલું, તે હતો, સંગીતનો પરમ જીવ મીરાંબહેનના કંઠમાંયે કોકિલા ટહુકતી સંગીતનું શિક્ષણ લેવા, મીરાંબહેનનેયે, પેલો જુવાન, પોતની સંગાથે એથી જતો બેઉ માણસ, લગ્ન થયાં પહેલાં, બહાર હરતાં ફરતાં થયાં. જુવાનીનું વહાણું લોઢી, તે જરા આગળ વધી ગયાં મીરાંબહેનને મહિના રહ્યા શરમાવા જેવું તો થયું, પણ ગભરાવાનું તો હતું જ નહિ બન્નેને પરસ્પર અપૂર્વ સ્નેહ, ને શ્રદ્ધા હતાં, તરત જ લગ્ન લેવાનાં ત્યાં પ્રભુને કરવું, તે, એ જુવાનને કોઈ ઝેરી તાવ એકાએક લાગુ પડયો, ને ફટકિયું મોતી ફૂટે, એમ, એ ફૂટી ગયો ! દૈવની ગતિ મનુષ્યની ગતિને કેવી ઉથલાવી દે છે ?"

વાત કરતાં કરતાં, શિલ્પીનો સ્વર ગદ્ગદ થઈ ગયો પછી શું થયું, એવી પ્રશ્નસૂચક મુખમુદ્રા, શેઠની થઈ રહી ગળું ખંખારીને શિલ્પીએ વાતનો પ્રવાહ આગળ વહાવ્યો

"હવે સ્થિતિ વિષમ થઈ પડી માબાપે, મીરાંબહેનને કહ્યું, કે ગર્ભ પાડી નાખ પણ મીરાંબહેનનું મન ન માન્યું પોતાના પ્રિયતમનું એકનું એક સંભારણું, ને પોતાનું પેટ, કઈ સ્ત્રીને પ્યારું ન લાગે ? ભાવિ બાળકને ઉછેરવા, યોગ્ય શિક્ષણ આપવા, તેનું જીવન સુખમય બનાવવા, તેમણે આજીવન અપરણિત રહેવાનો સંકલ્પ કર્યો, પણ આ સંકલ્પને, માબાપની સંમતિ ન મળી મીરાંબહેને, એટલે ઘર છોડયું. પરપ્રાંતમાં આવી ચડયાં, કોઈ પ્રસૂતિગૃહમાં બાળકને જન્મ આપ્યો, ને તેની પાછળ ભેખ લીધો.

'ભેખ" શબ્દે શેઠ જરા ચમક્યા શંકાની રેખા, તેમના મુખ પર ફરી વળી શિલ્પી સમજ્યો, તેમણે સ્પષ્ટતા કરી

'એ ખરેખર ભેખ જ છે, શેઠ ! વાત પૂરી સાંભળ્યા પછી, તમે પણ સહમત થશો" અને પળેક રહીને બોલ્યો 'મીરાંબહેને, પતિ સંગાથે સંગીતનું જે શાસ્ત્રીય શિક્ષણ લીધેલું, એ શિક્ષણને, તેમણે આજીવિકાનું સાધન બનાવ્યું ગાયિકાનો વ્યવસાય સ્વીકાર્યો કુંવારી માતાને આપણા સમાજમાં પ્રતિષ્ઠિત વ્યવસાય મેળવવો મુશ્કેલ થઈ પડે !...પણ તે કોઈ સામાન્ય બજારુ ગાનારી નથી બન્યાં, તુલસી, મીરાં, સૂર, કબીર, વગેરે ભક્તકવિઓનાં જ પદ તે ગાય છે ગાવાનું શરૂ કરતાં પહેલાં, પોતાના સદ્ગત, અપરિણીત પતિના

તેના ચિત્રને ધૂપદીપનો અર્ઘ્ય ધરે છે, ફૂલહાર પહેરાવે છે, ભાવભર્યું વંદન કરે છે પછી જ ગાવાનું શરૂ કરે છે જાણે પોતાના પતિને જ પ્રેમભક્તિનાં પદો સંભળાવતા હોય એ રીતે. જેતે માણસને, એમને ત્યાં સ્થાન નથી મળતું, આવનાર સૌ, શિષ્ટ ને સરકારી સજ્જનો જ હોય છે, તેમને ય કડક મર્યાદા પાળવી પડે છે ધૂમ્રપાન ત્યાં થઈ શકતું નથી. પાનબીડાં પણ અપાતાં નથી શુદ્ધ ભક્તિનું જ વાતાવરણ જામે છે, મીરાંબહેનનો મીઠો, કેળવાયેલો કંઠ, સૌને મંત્રમુગ્ધ ને ભક્તિભીના કરી મૂકે છે ગાતી વખતે, એ એવાં ભક્તિમસ્ત બની જાય છે કે પંદરમી સદીની સાક્ષાત્ મીરાં જ જોઈ લ્યો જાણે!"

શેઠનું કુતૂહલ વધતું જતું હતું. સાથે સાથે તેમનો પૂર્વગ્રહ ઘટતો જતો હતો.

"અને એમણે પુત્રીનું નામ પણ કેવું પ્રેરણાદાયી રાખ્યું! સુશીલા! ગાનારીની દીકરી, ને નામ જુઓ તો સુશીલા! સાંભળતાં જ અચરજ થાય. પણ જેવું નામ રાખ્યું, તેવું જ શિલ્પ મીરાંબહેને તેને આપ્યું.

"આ બધાં પાછળ એમની એકજ અભિલાષા દીકરીને શાસ્ત્રીય વિધિથી, કોઈ લાયક મુરતિયા વેરે વરાવવી સુશીલાએ પણ, એ શિક્ષણને શોભાવ્યું એ નામને સાર્થક કર્યું.

"પ્રેમભક્તિના અવતાર સમી રાધાની મૂર્તિ ઘડવા, કોઈ જીવતા જાગતા પ્રતીકની ખોજમાં, વર્ષોથી હું ભમતો હતો સુશીલા એકાએક મારા દૃષ્ટિએ પડી ને મારી કલ્પનાનું આબેહૂબ પ્રતીક, મને મળી ગયું અને મારા જીવનમાં જડાઈ જઈને એણે."

અપૂર્ણ રહેતું વાક્ય પૂર્ણ કરી રહી હતી શિલ્પીની આંખો, જેમાં કોઈ અપૂર્વ આનંદનો ઉદધિ ઊછળી રહ્યો હતો શેઠ તેને પ્રશંસાભીની નજરે નિહાળી રહ્યા એ મા-દીકરી માટે, જે પ્રેમ, ને પૂજ્યભાવથી, શિલ્પી બોલી રહ્યો હતો, તેનો રંગ, શેઠને પણ લાગી ગયો શિલ્પીએ વાતની પૂર્ણાહુતિ કરતાં કહ્યું

'આવી સુશીલાને, પ્રતીક બનાવી, રાધાની મૂર્તિ મેં ઘડી, એમાં કયો દોષ થયો? કયો અનર્થ થયો? પ્રદર્શનનાં પરીક્ષકોએ, એ મૂર્તિને સર્વશ્રેષ્ઠ ગણી છે. તમે પણ ભારોભાર પ્રશંસા કરી હતી. જેનાં દર્શને વિકાર માત્ર શમી જાય, ને સૂતેલા સુસંસ્કાર જાગી ઊઠે, એવી સૌમ્ય, ને પ્રેરક મૂર્તિ, એ બની છે, બની ગઈ છે..ખરેખર, બની જ ગઈ છે,–આપો આપ. બનાવ્યે એવી ન બને આવી જીવંત ભાવમૂર્તિ મંદિરમાં ન રહે તો કયાં રહે!"

શિલ્પીએ જોયું, કે શેઠ પણ લાગણીના પૂરમાં તણાઈ રહ્યા હતા તેમના પ્રત્યુત્તરની, વ્યાકુળ હૈયે તે પ્રતીક્ષા કરી રહ્યો થોડીવાર રહીને, ભાવભીના સ્વરે શેઠ બોલ્યા

"ભાઈ મધુસૂદન, મા-દીકરીની કથની, ખરેખર સૌની સહાનુભૂતિ ને સન્માનને પાત્ર છે એ બેઉ તપ પૂત આત્માઓને હું વંદન કરું છું તમને યે. ખરા અંતરથી અભિનંદન આપું છું–આવી સરસ, સુપાત્ર પત્ની મેળવવા માટે, અને કુંવારી ગાયિકાની પુત્રીને, પરણવા જેટલી, જાહેર હિંમત બતાવવા બદલ"

શેઠમાં જાગેલા સમભાવથી, શિલ્પીને કલકત્તા આવવાનો આશય સફળ થતો લાગ્યો તેના હૈયામાં હર્ષનું પૂર આવ્યું.

"મધુસૂદન, તમને યાદ છે, મૂર્તિ આપવાનો આગ્રહ કરતી વખતે મેં તમને કહ્યું હતું તે? કોઈ કોઈ વાર, પ્રસંગ જ એવા ઊભા થાય છે, કે માણસે પોતાનું અંગત મમત્વ જતું કરી, સાર્વજનિક કલ્યાણની માગણીને નમતું આપવું પડે છે આજે જુઓ, સામાજિક જવાબદારીના એ નિયમને, અમલમાં મૂકવાનો મારો વારો આવી ગયો!" આદર્શના આકાશમાંથી વ્યવહારુતાની ભૂમિ પર શેઠ ઊતરી આવ્યા.

છેલ્લા વાક્યો સાંભળીને શિલ્પીનો શ્વાસ અધ્ધર ચડી ગયો તેને ખભે હાથ મૂકી, અત્યંત સ્નેહથી સમજાવી રહ્યા હોય, તેવા સ્વરે શેઠ બોલ્યા

"મંદિરમાં દર્શને આવતા ભક્તો, તમે પણ જાણતા હશો, કેવા રૂઢિચૂસ્ત હોય છે! ક્રાંતિ તો ગણતર વ્યક્તિઓ જ કરી શકે સમસ્ત સમાજ ક્રાંતિ થોડો અપનાવી શકે? સમાજને હવેથીએ આવતો ચાલુ

રાખવો હોય, તો તેના મનનું સમાધાન, તેની જ રીતે કરવું પડે. દુનિયાની દષ્ટિએ જ દુનિયાને રાજી રાખી શકાય. રાધાની મૂર્તિ જેમ તેવી રમણીય, કલાત્મક ને ભાવવાહી બની હોય, તો યે તે, એક ગાનારીની દીકરીની પ્રતિકૃતિ છે. એ ખ્યાલ ઘણાખરા વૈષ્ણવોના મનમાં ખટકયા જ કરે. તેમના ભકિતભાવને નડયા જ કરે. એટલે ભાઈ, મનમાં ઓછું ન આણતા. દુનિયાને રાજી રાખવા, મારે મૂર્તિ તો બદલવી જ પડશે. જનમનરંજનને માર્ગે જ, ઘણે ભાગે જનકલ્યાણ સાધી શકાય. એટલે જ તો રાજા રામે, પ્રાણપ્રિય, ને પરમ પવિત્ર સતી સીતાને, સગર્ભાવસ્થામાં યે વનવાસ આપ્યો હતો ને?" શેઠનો નિર્ણય, એ, ને એ, રહ્યો. માત્ર કારણ જરા બદલાયું. દુનિયા ખાતર, શેઠે દુનિયાની દષ્ટિએ નિર્ણય લીધો.

શેઠના સ્વરમાં સ્નેહ, સમજાવટ, ને સાંત્વના, સભર ભર્યાં હોવા છતાં, શિલ્પીની આંખે ઘડીભર અંધારાં આવી ગયાં. બ્રહ્માંડ તેને ગોળગોળ ફરતું દેખાયું. દુનિયા આખી તેને અણસમજુ ને અનુદાર લાગી!

## ટુંકી વાર્તા જેવો એક પત્ર

કવિતાની જેમ ચિત્રોનું બારીક અધ્યયન પણ જીવનમાં કેવું અદ્‌ભુત પરિવર્તન લાવે છે તેનો એક તાજો બનાવ એક મિત્રના ખાનગી પત્રમાંથી તેની અનુમતિસહ અહીં ઉતારું છું.

ગઈ રાતે વિચારોના હુમલાએ ઊંઘને નસાડી મૂકી હતી એટલે આજે ચિત્ત સ્વસ્થ નહોતું. કંઈક વાંચીશ તો મગજ શાંત પડી જશે એવી ધારણાથી લાયબ્રેરી ખોલી અંદર જઈને બેઠો. ઠંડીને લઈને બારી બારણાં બંધ રાખ્યાં હતાં. સગડીમાં પાકા ટમેટાં જેવા લાલ અંગારા જીવનના છેલ્લા શ્વાસે ઝગતા હતા.

વાંચવામાં મન ચોંટે એમ લાગ્યું નહિ. એટલામાં બારણામાં ટકોરો પડયો: મારા રસોઇયાએ કોઈ વસ્તુ લિલામમાંથી ખરીદી હતી તે મને બતાવવા આવ્યો હતો અને ગમી જાય તો ભેટ કરવા પણ.

વસ્તુ ઉપરથી કાગળ ખસેડી નાખ્યો. તે એક ચિત્ર હતું. ચીતરનાર કોઈ બંગાળી લાગ્યો. ચિત્ર ઓઈલ- પેઈન્ટ હતું. લિલામી ધારત તો એના સો રૂપિયા ઉપજાવી શકત, પણ તેને તેની શું કિંમત હોય? રસોઈયાએ પાંચ રૂપિયામાં એ ખરીધુ હતુ. તે પણ શોખીનને ?

ચિત્રને ટેબલ પર ગોઠવી રસોઈયો કામે વળગ્યે ને મેં ચિત્રનું અધ્યયન કરવા માંડયું. ચિત્રનું નામ હતું: 'પ્રજ્વલિત પંથ.' એક યુવતી ઘરની બારી આગળ ઊભી હતી સામે ક્ષિતિજમાં ભળી જતી ચાંદનીના રેલા જેવી પાતળી એક પગદંડી હતી યુવતીની આંખો એ પગદંડી ઉપર સ્થિર થઇ રહી હતી. આંસુ સરી સરી ગાલ ઉપર કાળા તલ પડી ગયા હોય તેમ ઠરી ગયાં હતાં એ કોઇની રાહ જોતી હતી, પણ એ શોધતી હતી એવા પગલાં પેલી પગદંડી પર પડતાં તેણે જોયાં નહોતાં એટલે એ પગદંડી એને મન સળગતી હોય તેમ લાગતું હતું. મોં પરના ભાવને, શૂન્ય પડલી કેડીને વધારે ભયાનક બનાવવા માટે રેલાયેલાં સંધ્યાના કિરણો બતાવવા ચિત્રકારે શકિત નિચોવી નાખી હતી. પગદંડીની બંને કિનારીઓ પર હૈયામાં હૈયાં ગૂંથીને ઊભી રહેલી વૃક્ષડાળીઓ, પવનના ઝાપટે ખરી પડેલાં પુષ્પો વગેરેમાં તેણે પ્રકૃતિનું સજીવ અને અપ્રતિમ દર્શન ખડું કર્યું હતું.

આ બધાં વર્ણનોથી તને વધારે ગૂંચવણમાં નહિ નાખું. ગઈ રાતે વિચારોએ કરેલા જીવલેણ હુમલાથી હું રાક્ષસ થતાં રહી ગયો, હિંદુસ્તાનથી હજારો માઇલ દૂર પડેલા આ આફ્રિકામાં એકલું સાદું જીવન ગાળતાં ગાળતાં મને 'એકલું' ગાળવાની ગઈ રાતથી ચટપટી લાગેલી. મને ભય રહે છે કે જો આ ચિત્રને મેં હૃદયમાં પૂરેપૂરું ન પચાવ્યું હોત તો કદાચ એ પાપ હું કરી બેસત .. ... અમારી પાડોશમાં હમણાં એક ખૂબ સુધરેલું ક્રિશ્ચિયન કુટુંબ રહેવા આવ્યું છે. એની ત્રણ છોકરીઓમાંથી વચલી જોસફાઈનને મેં 'હૃદય–મૂર્તિ' તરીકે સ્વીકારવાની ઇચ્છા કરી હતી, ઇચ્છા જ!

ચિત્રનું અધ્યયન જેમ જેમ લંબાતું ગયું તેમ તેમ યુવતીને સ્થાને સવિતા ખડી થઈ ગઈ આઠ આઠ વરસ થયાં કમાણીને સ્વાર્થે દૂર કરેલું એ માં–લગભગ ભુલાઈ ગયેલું મોં પેલી છબીમાં આબાદ દોરાઈ ગયું. એ જ આંખો, એ જ હોઠ, એ જ કારુણ્ય! મારી આંખમાં પાણી આવ્યાં.

# મોહિની

જયાનંદ દવે

મનુષ્ય જીવન વિચિત્ર અને વિરોધી વસ્તુઓનું એટલું બધું સુઘટ્ટ મિશ્રણ છે કે અમુક વિષાદ કઈ ક્ષણે હર્ષમાં પરિણમશે અથવા અમુક આનંદ કઈ ક્ષણે દુઃખમાં ફેરવાઈ જશે એ પૃથક્કરણ મનુષ્ય બુદ્ધિના પ્રદેશથી અતિ દૂર અને અપ્રાપ્ય છે. કેટલીક-વાર જીવનમાં વિષાદની એવી કપરી ક્ષણો આવે છે કે એ ક્ષણ કારણસર છે, કેટલી કેટલી મૂંઝવણભરી પરિસ્થિતિ ઊભી કરે છે અને ક્યારે સમાપ્ત થશે, એ વિષે માણસ કશું વ્યક્ત કરી શકતો નથી. આવો માનસિક પરિતાપ એ ક્ષણે મૂક રહીને સહ્યે જવામાં જ એને મજા આવે છે. અન્ય કોઈ એને દિલાસો આપવાના શુભ હેતુથી આવીને એની વિષાદજન્ય તલ્લીનતામાં ભંગ પાડે તે પણ તેને અસહ્ય થઈ પડે છે.

શકુન્તની આજ આવી જ કંઈક સ્થિતિ હતી. ટ્રેઈન કલકત્તા તરફ ધસારાબંધ કૂચ કરી રહી હતી. દરેક ક્ષણે અંતર કાપ્યાના હર્ષથી ટ્રેઈન જાણે વધારે ને વધારે ઉત્સાહિત થતી હોય એમ લાગતું હતું. ત્યારે કલકત્તા જેમ જેમ વધારે નિકટ આવતું જતું હતું તેમ તેમ શકુન્તની વિષાદની માત્રા વધતી જતી હતી ટ્રેઈનની બારીમાંથી નજરે પડતાં અને તરત જ ચાલ્યા જતા દશ્યો એને ક્ષણિકતાનું ભાન કરાવતાં હતાં; પૃથ્વી અને આકાશના સંયોગ પ્રદેશ ઉપર દૃષ્ટિ પડતાં જ એની શૂન્યતા વધી પડતી. ગાડીના અવાજમાં એને જીવનના આરોહ–અવરોહનું કર્કશ અને બેસૂરું સંગીત માલુમ પડતું હતું.

ક્ષણિકતા અને શૂન્યતાના આક્રમણથી બચવા એણે આંખો મીંચી કૉલેજ જીવનના ચાર વર્ષ દરમિયાનના પ્રસંગો એક પછી એક આવીને સ્મરણોનું મીઠું પણ અસહ્ય દુઃખ આપીને જતાં રહેતાં એણે નિહાળ્યાં. મેટ્રિક પાસ થયા પછી જ્યાં સુધી ભણવું હોય ત્યાં સુધી ભણવાનું–વિલાયત મોકલવાનું–પિતા-શ્રીએ આપેલ વચન એને યાદ આવ્યું, અને તમામ આશાઓ નાબૂદ થયેલી નિહાળતાં એની આંખોની પાંપણો પર આંસુનું તોરણ બંધાયું.

'ભાઈ, રડો છો શા માટે ?' સામેની બેઠક-માંથી એક યુવતીનો પ્રશ્ન થતાં શકુન્ત ભાનમાં આવ્યો. એની આસપાસ આખાયે ડબ્બામાં બંગાળી, પંજાબી અને અન્ય એવી જાતિનાં લોકો બેઠાં હતાં. એમાં આ એક ગુજરાતણ બેઠી હશે એની શકુન્તને ખબર ન હતી. અચાનક, અજાણતાં અને તે પણ એક સ્ત્રી તરફથી પ્રશ્ન આવતાં શકુન્ત પ્રથમ તો જરા ચમક્યો, પણ તરત જ આંસુ લૂછી, સ્વસ્થ થઈ જાણે કશું જ થયું ન હોય એમ કૃત્રિમ સ્મિતની એકાદ નિષ્ફળ રેખા હોઠ ઉપર ફરકાવતો બોલ્યો.

'ના, ના, કાંઈ જ નહિ, એ તો....' શકુન્ત અધવચ્ચ અટક્યો. એને અટકવું જ હતું.

'એમ કાંઇ વિના કારણ રડવું ન આવે એમ સૌ કોઈ સમજી શકે છે. તમારે ન કહેવું હોય તો....' યુવતીએ વિવેક સાથે મર્યાદા દાખવી.

ડબ્બામાં બીજું કોઈ ગુજરાતી ન હોવાથી તે બન્નેની વાત ઉપર કોઈપણ જાતનાં વિવેચન કે કટાક્ષનો ભય નહોતો, અને તેથી જ તે યુવતીએ આટલી હિંમત કરી હતી.

'ન કહી શકું એવી એ કાંઈ છાની વાત નથી. વળી મારી અંગત વાતમાં તમને કદાચ રસ પણ ન પડે.' શકુન્તે પોતાની વાત સાંભળવાનું એ યુવતીનું ઓત્સુક્ય માપતાં કહ્યું.

'જરૂર રસ પડશે, કહો !' યુવતીએ આગ્રહ દર્શાવ્યો.

'સાંભળો ત્યારે, ટૂંકાણમાં પતાવું. ચાર વર્ષ પહેલાં સારા નંબરે મેટ્રીક પાસ થઈને કૉલેજમાં ગયો. છ એક માસ થયાં ત્યાં અચાનક મારી માતા,

મૃત્યુ પામી મારા બે ભાઈ અને એક બહેનમાં હું સૌથી મોટો હતો કૉલેજમાં ગયો ત્યારે પિતાશ્રી તરફથી બી એ પાસ થયા પછી વિદેશ મોકલવાનું વચન પણ મેળવ્યુ હતું મારી માતાના મૃત્યુ પછી એમણે અમારી કશી પણ દરકાર કર્યા વિના, ક્રુર થઈ બીજુ લગ્ન કર્યું અને પછી ઓરમાન માતાના પ્રધાનપણા હેઠળ કૉલેજના વર્ષો મે કેમ પૂરા કર્યા હશે એ તમે સહેલાઈથી કલ્પી શકશો આ વર્ષે હું બી એ પાસ થયો છુ આગળ ભણવાના કોડ ઘણા છે, અને પિતાશ્રી ધારે તો એ પૂરા પણ પાડી શકે તેમ છે, પણ એ તો સાવ બદલાઈ જ ગયા છે કહે છે કે 'તુ તારી મેળે કમાતો થઈ જા, હવે નાનો નથી' આ ક્રુર વચનોથી મારુ હૈયુ ભરાઈ આવ્યુ ને કલકત્તામાં કોલસાની ફેક્ટરીમાં કલાર્કની એક તાત્કાલિક જગ્યા મળવાથી ત્યાં જાઉં છુ' શકુન્ત જરા શ્વાસ લેવા થભ્યો ત્યાં યુવતીએ પૂછયુ

'કલકત્તા પહેલી જ વાર જાઓ છો કે કોઈ વાર ગયેલા ?

'પહેલી જ વાર વળી ત્યાં કોઈ સગુ કે મિત્ર પણ નથી'

'ત્યારે ઊતરવાનું ક્યાં રાખો છો ? યુવતીએ પૂછયુ

'લોજમાં જ તો !' શકુન્તે ટૂકો જવાબ વાળ્યો

એ યુવતીને શકુન્તને કલકત્તામાં પોતાને ઘેર ઊતરવાનો આગ્રહ કરવો હતો પણ એ વસ્તુ તેના અધિકાર અને મર્યાદાની બહાર હોઈને એ માત્ર 'ઠીક' એટલુ જ બોલી શકી

પોતાની વાતમાં આટલો બધો રસ લેનાર આ યુવતી વિષે કાંઈક જાણવા શકુન્તને ઉત્સુકતા થાય એ સ્વાભાવિક હતું પણ એ કેમ શરૂ કરવું એ ન સૂઝ વાથી 'તમે પણ કલકત્તા જ આવો છો ? તેણે પૂછયુ

'હા, મારી બ્હેનને ત્યાં મારા બનેવી એક સારા ડોક્ટર છે' યુવતીએ જવાબ આપ્યો

'ભણતાં હશો ?' શકુન્તથી ન રહેવાયુ

'હા, આ વર્ષે જ મેટ્રિકમાં આવી છુ.' જવાબ મળ્યો.

ગાડી અટકી વાતવાતમાં કલકત્તા ક્યારે આવ્યુ બેમાંથી એકેયને ખબર ન રહી.

'તમારુ નામ ?' શકુન્તને એકાએક યાદ આ યુ

'મોહિની' મોહિનીએ નામ સાથે સરનામુ પણ આપ્યુ અને શકુન્તનું નામ પણ પૂછી લીધુ.

મોહિનીને લેવા માટે તેના બેન-બનેવી સ્ટે શને આવ્યા હતાં સ્ટેશનની બહાર નીકળી જુદા પડતાં 'પછી જરૂર મળજો હો !' મોહિની કહ્યા વગર ન રહી શકી'

એકાદ અઠવાડિયુ લોજમા રહ્યા પછી શકુન્તે એક સ્વતંત્ર રૂમ ભાડે રાખી અને ભૂતકાળને ભુલવા મથતાં જેમ તેમ કરી નોકરી કરવા માંડી જરા સ્થાયી થયા પછી જ મોહિનીને ત્યાં જવુ એમ એણે વિચાર્યું હતુ ગાડીમાં મોહિની મળી હતી ત્યારે પોતે વિષાદ-મય સ્થિતિમાં હતો એટલે એનું એને આકર્ષણ નહોતુ, પણ છૂટા પડયા પછી તો મોહિનીને મળવા માટે એટલો બધો તલસતો હતો કે એ રજાની રાહ જોતો હતો

આજે રવિવાર હતો કલકત્તામાં અજાણ્યો હોવા છતાં સરનામા ઉપરથી મોહિનીનું ઘર એ શોધી કાઢશે એવી એને ખાત્રી જ હતી' અને બે ત્રણ જણને પૂછતાં આખરે એ એક બેઠા ઘાટના પણ કલાત્મક રીતે બંધાયેલા નાનકડા બંગલા પાસે આવી પહોંચ્યો બંગલાના પ્રવેશ દ્વારમાં 'કુસુમ કુંજ' વાંચતાં એને ખાત્રી થઈ કે મોહિનીએ સરનામામાં લખેલ જ એ બંગલો હતો સહેજ અંદર જઈ એણે ધીમેથી સાદ કર્યો

'મોહિની બહેન !'

'કોણ છે ?' કહેતીક ત્રીસેક વર્ષની એક બાઈ બહાર આવી પણ આગંતુક શકુન્ત એને અજાણ્યો લાગ્યો

'આવોને મોહિની બહાર ગઈ છે, હમણાં આવી જશે' એણે આગ્રહ કર્યો

એને જોતાં જ શકુન્ત સમજી શક્યો કે એ મોહિનીની મોટી બહેન હતી. સહેજ સંકોચ સાથે તે અંદર ગયો.

'તમે મોહિનીબહેનના બહેન થાઓને?' તરત જ તેણે પ્રશ્ન કર્યો.

'હા, પણ તમે......'

'હું અને મોહિની ગાડીમાં સાથે...'

'અરે, તમે જ શકુન્તભાઈ કે? બેસો, બસો, મોહિની તો તમને જ ઝંખ્યા કરે છે, તમારા જ જાપ જપે છે.'

'કુસુમ! કોણ આવ્યું છે?' અંદરથી મોહિનીના બનેવી પ્રવીણચંદ્રે પૂછ્યું.

'આ શકુન્તભાઈ, મોહિની જેની વાત કરતી હતી તે...' કુસુમ બોલી ત્યાં તો એકાએક મોહિની બહારથી આવી. આવતાંની સાથે શકુન્તને ત્યાં બેઠેલો જોયો.

'ઓહો! તમે! આટલા બધા દિવસ ક્યાં છૂપાઈ ગયા હતા? મેં તો ધાર્યું હતું કે તમે તો પાછા દેશમાં ચાલ્યા ગયા હશો.' મોહિનીએ આશ્ચર્ય સાથે આનંદ વ્યક્ત કર્યો.

'ગયો હોત તોય તમને તો મળીને જ જાત.' પોતાને વચનની અગત્યતાનું ભાન છે એમ બતાવતો શકુન્ત બોલ્યો.

ત્યાર પછી તો પ્રવીણચંદ્ર સાથે શકુન્તને પરિચય થયો. અને સાંજ સુધી અનેકવિધ વાતો કરી. શકુન્ત ઠેઠ અંધારું થયું ત્યારે ઘર તરફ વળ્યો.

અને પછી દર રવિવારે કે રજાના દિવસે શકુન્તને મોહિનીને ત્યાં જવાનું જ. પ્રવીણચંદ્ર અને કુસુમને પણ આ સંસ્કારી યુવક પ્રત્યે માન હતું, અને શકુન્ત પણ અવારનવાર હરકોઈ બાબતમાં તેઓની સલાહ લેવાનું ન ચૂકતો.

જ્યારે જ્યારે શકુન્ત પોતાને ત્યાં આવે ત્યારે મોહિનીએ કંઈકને કંઈ શીખવાનું તો શોધી રાખ્યું જ હોય: કોઈવાર અંગ્રેજી તો કોઈવાર સંસ્કૃત; અને શકુન્ત પણ એની એ મુશ્કેલીઓનું ઘણી રસભરી રીતે નિવારણ કરતો.

આ દરમિયાન શકુન્તને કલકત્તામાં ઠીક ઠીક ફાવી ગયું હતું. પ્રવિણચંદ્રના સહવાસથી ઘણા મોટા મોટા માણસોની ઓળખાણ અને મૈત્રી થઈ: અને હવે પોતે કલકત્તામાં જ રહેવાશી થઈ રહેશે એમ એને લાગ્યા કરતું હતું.

શકુન્તના આઠ–દસ માસના સહવાસ દરમિયાન પ્રવીણચંદ્ર એટલું જાણી શક્યા હતા કે શકુન્તને પોતાની હાલની નોકરી અનુકૂળ નથી. કોઈ શિક્ષણસંસ્થામાં તક મળે તો સારું, એવી એની ઊંડી ઊંડી ઇચ્છા પણ તેઓ વાંચી શક્યા હતા.

ઘણીવાર સંજોગો એટલા બધા અનુકૂળ–એવા સાનુકૂળ થઈ જાય છે કે આપણને પ્રભુની વ્યવહારદક્ષતા ઉપર આફરીન થઈ જવાનું મન થઈ જાય છે.

કલકત્તાની કૉલેજના ગણિતના પ્રોફેસરનું અચાનક અવસાન થયું. પ્રિન્સિપાલ સાથે પ્રવીણચંદ્રને જૂનો ગાઢ સંબંધ હતો. શકુન્ત પણ ગણિતનો બીજા વર્ગનો ગ્રેજ્યુએટ હતો. અને તેથી જ ખાલી પડેલી જગ્યાએ ગણિતના લેકચરર તરીકે શકુન્તની નિમણૂંક થઈ ગઈ.

આ જ વર્ષે મોહિની પણ મેટ્રિક પાસ થઈને કૉલેજમાં આવી હતી. કૉલેજનો સમય પૂરો થયા પછી દરરોજ મોહિનીને ઘેર મૂકીને જ પોતાને ઘેર જવાનો શકુન્તનો કાર્યક્રમ હતો. અને આ રીતે શકુન્ત અને મોહિની એકબીજાની વધારે નિકટમાં આવતાં ગયાં.

કૉલેજથી ઘેર આવતાં સુધીમાં એ બન્ને વચ્ચે ઘણી યે જાતની વાતો થતી: શિક્ષણ પ્રણાલિકા, સમાજ વ્યવસ્થા અને સાહિત્ય વિવેચન.

અને પછી તો એ સંબંધ એટલે સુધી વધ્યો કે શકુન્ત અને મોહિની કૉલેજના સમય દરમિયાન પોતપોતાના કામમાં ગૂંથાયેલા હોય ત્યારે જ જુદા રહેતા. શકુન્તે પણ ઘર ફેરવીને સગવડતાની ખાતર મોહિનીના પાડોશમાં લીધું હતું. ફરવા, સિનેમામાં અને બીજે ક્યાંય પણ શકુન્ત અને મોહિની જુદા ન જતાં. કોઈ કોઈવાર તો કુસુમ અને પ્રવીણચંદ્ર પણ

ચાહે હોય.

'શકુન્તભાઈ, તમે આમ એકલા જ રહેવાના છો ?' એકવાર અચાનક મોહિનીથી પૂછાઈ ગયું.

'એકલો કેમ, તમે સૌ અહીં સાથે જ છો ને?' શકુન્તે ન સમજવાનો ડોળ કરતા કહ્યું.

'બહુ પાકા છો હો !' મોહિની રમતિયાળ થતી જતી હતી. 'હું પૂછું છું. કે તમે લગ્ન... ક્યારે કરશો ?' અચકાતાં એણે આગળ ચલાવ્યું.

'હજુ કશું નક્કી નથી...પણ...' શકુન્ત અટક્યો.

'પણ શું ? કહી નાખો ને !' મોહિનીની ધીરજ ખૂટતી હતી.

'હું તમારા વિષે પૂછવા માગું છું.' શકુન્તે વાતનું વહેણ ફેરવ્યું.

'મારું તો બધુંય કુસુમબહેનના હાથમાં છે.' મોહિનીએ કહ્યું.

'ત્યારે મારુંય મારા બાપુજી અને ઓરમાન માતાની સંયુક્ત મરજી ઉપર અવલંબે છે.' શકુન્તે પોતાની સ્થિતિ જાહેર કરી.

વધુ સહવાસમાં આવતાં શકુન્તને સંપૂર્ણ ખાત્રીપૂર્વક જણાવ્યું કે મોહિની એને ચાહે છે; અને તે પણ જીવનસાથી તરીકે. અને પોતાને પણ તેમાં કશો વાંધો નહોતો. પિતાજીના ગમે તેવા વિરોધને હવે તે ફગાવી દેવાની શક્તિ ધરાવતો હતો. કુસુમ અને પ્રવીણચંદ્રની સંમતિ આ વાતમાં મળે એની એ રાહ જોતો હતો.

એકવાર મોહિનીની ગેરહાજરીમાં એ એને ત્યાં ગયો. પ્રવીણચંદ્ર પણ સંજોગવશાત હાજર નહોતા. એણે પોતાની વાત કરવાની સુંદર તક નિહાળી.

'કુસુમબહેન, મોહિનીને ક્યાં સુધી ભણાવવી છે ?' એણે પૂછ્યું.

'બી એ સુધી તો ખરી જ, પછી તેની મરજી ભણવું હોય તો ભણે અને નોકરી કરવી હોય તો તેમ કરે.' કુસુમે પોતાનો વિચાર વ્યક્ત કર્યો.

'એને શા માટે નોકરી કરવી પડે ?' શકુન્તની શંકા સ્થાને હતી.

'ત્યારે શું કરશે ? આપણામાં અને તેમાંય બ્રાહ્મણમાં વિધવાઓ થોડી જ પુનર્લગ્ન કરી શકે છે?' શકુન્તના હૃદય સોંસરવું આ વાક્યબાણ ગયું હોય તેમ તે ચોંક્યો.

'શું મોહિની વિધવા છે કુસુમબહેન ?' એ મોટેથી બોલી ઊઠ્યો.

'દશ વર્ષની હતી ત્યારની. એને તો બિચારીને એ વાતની ખબરેય નથી.' કુસુમે સ્ફોટ કર્યો.

'વિ...ધ...વા...પ...ણ' શકુન્ત પોતાનું આશ્ચર્ય વ્યક્ત કરે અને કુસુમ તેનું નિવારણ કરે તે પહેલાં તો 'શકુન્તભાઈ !' કહેતી મોહિની બહારથી આવી પહોંચી.

'ન આવ્યા ને ? બેનરજીનું લેક્ચર ઘણું જ સારું હતું.'

'વિષય કયો હતો ?' શકુન્તે પૂછ્યું.

'વિધવા વિવાહ !' જવાબ મળ્યો.

શકુન્ત અને કુસુમ બન્ને ઊંડી ગ્લાનિભરી દૃષ્ટિથી મોહિની તરફ જોઈ રહ્યાં. મોહિની એ ન સમજી શકી.

'શકુન્તભાઈ ! તમે વિધવા વિવાહમાં માનો છો કે નહિ ?' મોહિનીએ એટલી જ બેદરકારીથી પ્રશ્ન પૂછ્યો.

શું જવાબ આપવો તે શકુન્તને ખબર ન પડી. કુસુમ પણ એની સ્થિતિ કંઈક અંશે સમજી શકી હતી.

'જવાબ આપોને, મૂંગા કેમ થઈ ગયા ?' મોહિની પૂછતી રહી અને 'સાંજે આવીશ ત્યારે જવાબ આપીશ' કહેતો શકુન્ત એકદમ ઘર છોડી ચાલ્યો ગયો.

કુસુમ અને મોહિની, એક દુઃખની અને બીજી આશ્ચર્યની દૃષ્ટિથી એને જતો જોઈ રહ્યાં.

પિતાજીની માંદગીનો અચાનક તાર આવવાથી બીજે જ દિવસે શકુન્ત દેશમાં ગયો હતો: મોહિની,

# ગર્વખંડન

ઈન્દુલાલ ગાંધી

ભાભીએ પરણવાનો પ્રસ્તાવ મૂક્યો એટલે તરંગિકા તરંગોમાં અટવાઈ ગઈ. મિસીસ એલિઝાબેથનાં સોનેટો અને નાનાલાલ વાંચીને એણે લગ્નનો આદર્શ નક્કી કર્યો હતો; 'જસુભાભી ભલેને પરણ્યાં પણ લગ્નમાં એ શું સમજે?' આવી અભિમાની વિચારસરણીને હીંચકે તરંગિકા હીંચકતી હતી.

પણ ભાઈ અને ભાભીએ જ્યારે અપરેશને ઘેર બોલાવ્યો અને તરંગિકા સાથે એની ઓળખાણ કરાવી ત્યારે મનસ્વી તરંગિકા છંછેડાઈ ઊઠી પણ ભાઈ કે ભાભી સામે ઉઘાડા ઊઠવાનું એનું ગજું નહોતું એટલે તે ચૂપ રહી અને હવે તો મને કે કમને અપરેશની સાથે પરણવું જ પડશે તેની તેને ખાત્રી થઈ ગઈ.

અપરેશ ગયા પછી જસુભાભીએ કાંઈક વ્યંગથી અને કાંઈક રંગથી તરંગિકાને પૂછયું: 'અપરેશને જોયો ? કેવો લાગ્યો તમને ?'

'પૂછવાનો અર્થ ભાભી ?' તરંગિકા બોલી.

'તમારું ડહાપણ તમારી પાસે રાખો—અર્થ છે એટલે તો પૂછું છું.' ભાભીની જીભ કરતાં આંખો વધારે વાચાળ હતી.

'સારું, ડહાપણ નહિ કરીએ બસ—પણ જોયો એટલે ?'

'તમે જ કહો ને.'

'જોયો એટલે શું વળી ? બધા હોય છે એવો ને એવો' તરંગિકાની આંખો સામે તદ્દન મુગ્ધ, ભોળપણની રેખાઓથી ભરેલું નિર્દોષ મોઢું તરવરતું હતું. 'અને ભાભી, અપરેશે નાસ્તાની પ્લેટ તો આમ રોફથી પકડી હતી. ને બોલે તે તો જાણે બધું મનમાં જ. દરેકને કાંઈ ને કાંઈ ખોડ તો હોવાની જ.'

તરંગિકા જાણતી હતી કે પોતાનું કહેવું સાચું નહોતું, અને ભાભી જાણી ગઈ હતી કે નણંદના વિચાર અને વાણીમાં મેળ નથી.

'મૂકોને પંચાત ભાભી, પરણીને શું કરવું છે?'

'પરણીને શું કરવું છે ?' એનો ઉત્તર ભાભી પાસે નહોતો. પરણેલી સ્ત્રી પાસે આવા પ્રશ્નનો ઉત્તર હોતો પણ નથી.

ઘણા દિવસો વીતી ગયા પણ તરંગિકા કાંઈ નિર્ણય કરી શકી નહિ 'પુરુષોનું પોત તો પરણ્યા પછી જ પ્રકાશમાં આવે. જસુભાભી પણ કહેતાં હતાં કે 'પરણશો એટલે સમજાશે.' પરણશો એટલે સમજાશે ત્યારે સમજીને કેમ ન પરણવું ? પણ ત્યારે પરણ્યાં પહેલાં શું સમજવું ? અને કેવી રીતે સમજવું ?'

ઘણા વખત સુધી રોજ રાત્રે તરંગિકાએ વરે કેવા હોવું જોઈએ અને કેવા થવું જોઈએ એના જ વિચાર કર્યા. કન્યાએ કેવા હોવું અને કેવા થવું જોઈએ એનો વિચાર કરવાની એને જરૂર નહોતી. કન્યા તો પોતે હતી જ ને ? આ વિચારના અનુસંધાનમાં છેવટે તરંગિકા એવા નિર્ણય ઉપર આવી કે 'તમે જો દબાઈ જાઓ તો બધા તમને દબાવે. તમારો બચાવ ન કરો તો બધા તમને સંતાવે.'

બધું નક્કી થયા પ્રમાણે અપરેશ પંદરમે જ દિવસે પાછો આવ્યો અને સાથે જાન પણ લેતો આવ્યો.

પોતાના વિજયની શ્રદ્ધાવાળા દ્વંદ્વ યુદ્ધના કોઈ ખેલાડીના વિશ્વાસથી અગ્નિ અને વડીલોની સાક્ષીએ તરંગિકાએ પોતાનો હાથ અપરેશને સોંપ્યો. પણ એના મનમાંથી પરાજયનો ડંખ ગયો નહોતો. એટલે શબ્દોમાં કટાક્ષનું મિશ્રણ કરીને બોલી :

'જસુભાભી, તમારી ને મારા ભાઈની વ્યૂહરચના સફળ થઈ, રાજી થાઓ.'

'બહેન સુખી થજો અને ડાહ્યાં પણ થજો.'

'એમાં હજી મારે નવું શીખવાનું છે ?'

તરંગિકા હજી વધારે બોલી હોત પણ અચાનક શિક્ષિકા સુભદ્રાબહેને દેખા દીધી.

'બહેનને ઘર તો બહુ સારુ મળ્યું' સુભદ્રાને જોઈને જસુભાભી બોલ્યાં સુભદ્રાએ ગંભીર બનીને તરંગિકાની સામે જોયું શિક્ષિકા તરીકેનું એનું ડહાપણ બોલી ઊઠયું.

'ઘર ઉપરાંત લગ્નમાં બીજી ઘણી વસ્તુઓની જરૂર હોય છે કન્યા કયા પ્રકારનું જીવન ગાળશે તે આવાં લગ્નોમાં ખાસ જોવું જોઈએ પણ અત્યારે આ બધું કહેવાથી શો લાભ ? આર્થિક સ્વાતંત્ર્ય વિના સ્ત્રી બિચારી શું કરી શકે ?'

સુભદ્રાનું ચીલાચાલુ વક્તવ્ય સાંભળીને તરંગિકાને હસવું આવી ગયું શિક્ષિકાની આંખો તિરસ્કારથી ચમકી ઊઠી

કોઈ સાધારણ પ્રસંગે બહારગામ જતી હોય એમ તરંગિકા સાસરે ગઈ.

સાસરિયામાં આવીને તરંગિકાએ મહેમાનની જેમ પોતાનો ઘરસંસાર શરૂ કર્યો

એક દિવસ સાંજે ફરવા ગયો હતો ત્યાંથી અપરશ પાછો આવ્યો એના ઓરડામાં તરંગિકા ખુરશે માથે ખુરશીમાં બેઠી બેઠી પેપર વાંચતી હતી ને પગ હલાવતી હતી

અપરેશ આવ્યો તે તરંગિકાએ જોયું, પણ એ તો જેમ બેઠી હતી તેમ જ બેસી રહી એના મનમાં અપરશ અને કોઈ વટેમાર્ગુ વચ્ચે કશો ફરક નહોતો અપરશે તરંગિકાના માથા પરથી સરી પડેલી સાડી તરફ અને હાલતા પગ તરફ જોયું

'સાસરિયાની સભ્યતા દરેક સ્ત્રીએ શીખવી જોઈએ' તરંગિકાએ મોં ઊંચુ કર્યું અપરશના કટાક્ષને ખાઈ જવા માગતી હોય તેમ તે બોલી 'સ્ત્રીને સ્ત્રીની સભ્યતા પણ પુરુષોએ શીખવવાની હોય છે?'

અપરેશ સમસમી રહ્યો અને કશું બોલ્યા વિના ત્યાંથી જતો રહ્યો આવતી કાલે સવારે મુંબઈ જવાનું છે એ વાત તરંત્રિકા જાણતી હતી એટલે વાળી કરી તે પોતાના કપડાં ટ્રંકમાં ગોઠવતી હતી ત્યાં અપરેશ આવ્યો

'કાલે સવારની ગાડીમાં જવાનું છે એ તો તને યાદ છે ને તરંગિકા ?'

તરંગિકા બધું જાણતી હતી છતાં કોઈ કહે એ કરવું એટલે દબાઈ જવું એવા ભાવ સાથે તે બોલી

'ના, આવતી કાલે નહિ, પરમ દિવસે જઈશું'

અપરશે કપડાંથી ચિકાર ભરેલી ટ્રંક જોઈ અને આવતી કાલે ન જવાનું કાંઈ કારણ ન જોયું એટલે એ જરા હસ્યો

'પરમ દિવસે નહિ, આવતી કાલે જ જવું છે'

'ના, તમારી ઈચ્છા પ્રમાણે કશું જ નહિ થાય, પરમ દિવસે જ જવું છે'

'ભલે તારી મરજી–પરમ દિવસે બસ !' અપરશે વિચાર્યું કે આમ શરૂઆતમાં જ મતભેદ વધી પડે તે ઠીક નહિ

'ના ના, એમ ઢીલાપોચા ન થાઓ હું તો અમસ્થી તમારી પરીક્ષા કરતી હતી' તરંગિકા વિજયિનીની છટાથી બોલી 'પરમ દિવસે નહિ, આવતી કાલે જ જઈશું'

'ભલે તારી મરજી' કહી અપરશ ગયો.

અપરેશ આમ હાર કબૂલ કરીને જતો રહ્યો એ તરંગિકાને ગમ્યું નહિ એને કેટલીક વાતો કરવી હતી એણે જોયું કે અપરેશ બાજુના ઓરડામાં બેસી કેટલાક મિત્રો સાથે ગપ્પાં મારી રહ્યો હતો તરંગિકાએ એને બે ત્રણવાર બોલાવ્યો છતાં તે ન આવ્યો જીવનમાં પહેલીવાર એનું હૈયું જરા ભારે થયું

મુંબઈમાં રવજી તેજપાળના માળામાં કોઈને પણ પૂછો તો કહે કે અપરશનું કુટુંબ આખાયે માળામાં સુખી ગણાય બારણે મોતીનાં તોરણ ટીંગાય ને બારીએ રંગીન નાયલોનના પડદા લટકે દીવાલ ન દેખાય એટલી છબીઓ અને જાજમ ન દેખાય એટલા ફર્નિચરવાળુ દીવાનખાનુ તરંગિકા આવ્યા

પછી બીજે જ દિવસે વીજળીને ટેબલ પંખો આવ્યો. તરંગિકાએ જરા નજીવો ઇશારો કર્યો એટલે ત્રીજે જ દિવસે ઊંચી કિંમતનો રેડિયો આવ્યો. તરંગિકા એટલે જાણે કે પાડોશની સ્ત્રીઓનું સાચી પોલકાનું પ્રદર્શન. અપરેશ એક શરાફી પેઢીનો ભાગીદાર અને તરંગિકા અપરેશની ભાગીદાર, એટલે સાંજે પેઢી પરથી મોટર આવે અને બન્ને ફરવા જાય. બન્નેને આમ રોજને રોજ સાથે ફરવા જતાં જોઈને કોઈ કમળા ટગર ટગર તાકી રહે અને કોઈ વિમળા મોઢું મચકોડી છાનો નિ:શ્વાસ નાખે.

લક્ષ્મીકાકીને મળીને અપરેશ ઘેર આવ્યો ત્યારે એને લાગ્યું કે તરંગિકા આજે લહેરમાં છે, એનો સ્વભાવ બદલાયો છે. સાચી વાત તો એ હતી કે તરંગિકાના મનમાં ભૂતકાળનું અભિમાન ઊછાળા મારતું ત્યારે જ એ લહેરમાં દેખાતી. અપરેશ બિચારો એના આવા સ્વભાવથી અજાણ્યો હતો, એટલે આવતાં-વેંત એણે હરખમાં ને હરખમાં બોલી નાખ્યું :

'અહીં આપણી જ્ઞાતિના એક લક્ષ્મીકાકી રહે છે, તે તમને બહુ સંભારે છે.'

મુંબઈ આવ્યા પછી પહેલે જ દિવસે આ બન્ને વચ્ચે 'તું' 'તમે'નું યુદ્ધ થયું હતું. સ્ત્રીઓ પુરુષોને 'તમે' કહે ત્યારે પુરુષો સ્ત્રીઓને 'તું' શા માટે કહે ? એ પ્રશ્ન તરંગિકાએ પૂછયો. એનો જવાબ અપરેશ ન આપી શક્યો. એટલે તે દિવસથી તરંગિકા માટે 'તમે' શબ્દ ખાસ ધ્યાન રાખી વાપરતો.

'એમ ?' તરંગિકા યુદ્ધ માટે ટટાર થઈ.

'આપણે અહીં આવ્યા પછી તમને તેમને ત્યાં લઈ જવાનું મને અનેકવાર એમણે કહ્યું હશે.'

'હા ?' તરંગિકાએ એકાક્ષરી પણ વેધક ઉચ્ચાર કર્યો.

'એટલે મેં આજે અમે જરૂરી આવીશું એમ કહ્યું છે. બહુ ભલાં બાઈ છે.'

'પણ કોઈને આવું વચન આપવાનો તમને શો અધિકાર છે ? વચન આપતાં પહેલાં તમારે મને પૂછવું જોઈતું હતું.' બંદૂકમાંથી ગોળીઓ છૂટવી શરૂ થઈ હતી. 'આવી સરમુખત્યારશાહી હું સહન કરવાની નથી સમજ્યા ?'

'સરમુખત્યાર શાહી !' અપરેશ ધ્રુજી ઊઠયો : પોતાની પત્નીમાં પણ આવો નજીવો વિશ્વાસ ન મૂકી શકાય ?'

'હા, હા, સાડી સત્તરવાર સરમુખત્યાર શાહી.' તરંગિકાને નહોતું બોલવું તો પણ તે બોલતી હતી.

અપરેશને લાગ્યું કે તરંગિકાના મૂળ સ્વભાવમાં કશું જ પરિવર્તન થયું નથી. કપાળે વળેલો પરસેવો લૂછતો તે બાઘાની જેમ બેસી રહ્યો. સૂચન પ્રમાણે મોટર દરરોજ કરતાં એક કલાક વહેલી આવી. અપરેશ તૈયાર થયો.

હમણાં મને આવવાનું કહેશે એમ તરંગિકા ધારતી હતી પણ અપરેશ ચૂપચાપ મોટરમાં બેસી ગયો. તરંગિકા બારણાં સુધી દોડી આવી. 'ઊભા રહો, આવું છું,' એના ગળા સુધી આવ્યું પણ બહાર નીકળી શકાયું નહિ.

'કાંઈ નહિ, બીજીવાર વાત' મનને જ સંભળાવવા તે બબડી.

લક્ષ્મીકાકી દીનાનાથ વકીલનાં બા અને પુષ્પાનાં દાદીમા. એમણે નક્કી કર્યું હતું કે પુષ્પાને અપરેશ સાથે જ પરણાવવી. પણ થોડા દિવસની બીમારીમાં પુષ્પા અચાનક ગુજરી ગઈ એટલે લક્ષ્મીકાકીના હાથ હેઠા પડયા, છતાં અપરેશ પરનું એમનું વહાલ જેવું જ રહ્યું. 'પુષ્પા તો ગઈ પણ અપરેશ જેને પરણે તે મારી પુષ્પા' એમ તે મન મનાવતાં હતાં.

અપરેશને એકલો જોયો એટલે લક્ષ્મીકાકી બોલ્યાં: 'તરંગિકા ન આવી ?'

અપરેશ શું કહે ? લક્ષ્મીકાકી આગળ કોઈ-વાર નહિ ને આજે તેને જૂઠું બોલવું પડયું.

'એની તબિયત જરા નરમ છે એટલે ન આવી શકી.'

'શું થયું છે ?' ડોશીના મોં પર દુઃખ તરી આવ્યું. 'ખાસ કંઈ નથી. બપોરે જરા માથું દુઃખતું

હતું ને શરીર જરા ગરમ થયું હતું.'

અપરેશની વહુનું માથું દુઃખે ત્યારે લક્ષ્મી-કાકીને દુઃખ થાય જ.

'ચાલો, મારે જોવા આવવું છે.' ડોશીમા તૈયાર થયાં.

"ના, ના, તમારે આમ તસ્દી લેવા જેવું કાંઈ નથી.'

પણ આ તો લક્ષ્મીકાકીનો જીવ. એને જંપ ન વળ્યો. તે અપરેશને ઘેર આવ્યાં. બારણામાં આવીને જોયું તો તરંગિકા રેડિયોમાં આવતાં ફિલ્મી ગીતની તરજ સાથે પોતાના કંઠનું મિશ્રણ કરી રહી હતી.

'બહેન, શરીર બહુ બગડયું છે!' લક્ષ્મી-કાકીએ તરંગિકાના કપાળ પર હાથ ફેરવા માંડયો.

'શરીર બગડયું છે? મારું? એ વળી કોણે કહ્યું? મને તો કંઈ થયું નથી.'

લક્ષ્મીકાકીનો હાથ પાછો પડયો. તરંગિકાની આંખોના તેજ એમનાથી જીરવાતાં નહોતાં. એમણે અપરેશ તરફ જોયું: પણ એ તો ઊંધું ઘાલી છાપું વાંચતો હતો. પુષ્પા આજે જ મરી ગઈ હોય એમ ડોશીને થયું.

લક્ષ્મીકાકી ગયાં.

તમે શું કહ્યું હતું લક્ષ્મીકાકીને? તરંગિકાએ પરીક્ષા લેવા માંડી.

અપરેશે માથું હલાવ્યું.

'જૂઠું શા માટે બોલ્યાં?'

'પરણ્યા પછી બોલવું પડે'

'એટલે શું મારે લીધે જૂઠું બોલવું પડયું?' તરંગિકાનો અવાજ અસાધારણ તીખો થયો: 'જશ તમારી ને અપજશ મને?'

'આખી જિંદગી તમે આમ લડયાં જ કરશો?' અપરેશ બિચારો હતાશ થઈ ગયો હતો.

'હું લડું છું કે તમે લડો છો? તમારો વાંક તો તમને દેખાતો જ નથી.' તરંગિકાના અવાજમાં કંપ હતો: 'તમારું રળેલું હું ખાઉં છું એટલે મારે આવા મેણાટોણાં ખમવા પડે છે ને?'

વીજળી પડી હોય એવું અપરેશને લાગ્યું. લગ્ન પછી સ્વપ્નાંના જે ઊંચા ઊંચા મિનારા એણે ચણ્યાં હતાં તે એક પછી એક ધરાશાયી થઈ રહ્યા હતાં. ભગ્ન હૃદયમાંથી નીકળી શકે એવું શોકભર્યું સ્મિત એના મોં પર આવ્યું. એણે કબાટ ખોલીને ચાવીનો ઝૂમખો બહાર કાઢયો. આ બધું શું થાય છે તે જોતી તરંગિકા ઊભી હતી તેની પાસે ધીમે જઈ એનો હાથ પકડયો. ક્ષણભર પત્નીની કાળી આંખો ને રતુમડા મોં પર આંખ ઠેરવી. આ નવું નાટક શું છે તે તરંગિકા સમજી નહિ, પણ અપરેશે એની હથેળીમાં ચાવીનો ઝૂમખો મૂકયો ને મૂઠી વળાવી.

અપરેશ જતો રહ્યો ત્યારે તરંગિકાને સમજણ પડી. 'એમાં ખોટું શું છે? ગમે તે રીતે પણ જેમ થવું જોઈએ તેમ જ થાય છે.' એણે ઝૂમખો કેડે ભરાવ્યો.

બીજે દિવસે ચા પી પછી અપરેશ દસ વાગ્યે જમવાને વખતે દેખાયો. સાંજે પાંચ વાગે અપરેશ આવે પછી છ વાગ્યા સુધી બે જણ ઘર, ગામ, હવા, પાણી, ધૂળ–રાખ એવી વાતો કરતાં કરતાં લડે ને લડતાં લડતાં વાતો કરે, ને પછી ફરવા જાય. ફરીને પાછાં ઘેર આવે ને ઊંઘી જાય. આખો એક અક્ષરેય બન્નેમાંથી કોઈ ઉચ્ચારે નહિ. ને એમને એમ સવારે પડે.

આમ અઠવાડિયું થયું પણ કાર્યક્રમ બદલાયો નહિ. તરંગિકાએ મનમાં વિચાર કર્યો કે વાત કરતાં કરતાં ભલે લડી પડાય પણ અપરેશ બોલે જ નહિ એ કેમ સહન થાય? જેમ અપરેશ આઠ દિવસથી મૂંગો હતો તેમ તરંગિકા પણ કાંઈ બોલી નહોતી. છતાં આ અબોલામાં તે પોતાને નિર્દોષ માનતી હતી. અને 'કોઈને અમારી કયાં દરકાર છે' એમ મનમાં ને મનમાં બબડતી હતી.

આજે રવિવાર હતો અને અપરેશ રવિવાર પાળતો એટલે ઘેર હતો. બપોર સુધી કોઈ કશું બોલ્યું નહિ ત્યારે તરંગિકાને રડવાનું મન થયું. ગમે

તેમ કરીને બોલવું તો જોઇએ જ એમ વિચારીને તેણે કબાટ ખોલ્યો અને કપડાં આમથી તેમ ફેંદવા માંડ્યા.

'અરે, મારી ગુલાબી સાડી ક્યાં ગઈ ? તમે જોઇ છે ?' કહીને એણે અપરેશની સામે જોયું.

અપરેશ તરંગિકાના પ્રશ્નનો ઉત્તર શા માટે આપે ?

પોતાના પ્રશ્નની આવી ઉપેક્ષા થતી જોઇને તરંગિકા સળગી ગઈ. તેણે બહાર કાઢેલાં કપડાં કબાટમાં પાછાં ઘાલ્યાં ને બારણાં પછાડ્યાં.

બીજે દિવસે કાગળ આવ્યો કે તરંગિકાને તેડવા એનો ભાઈ આવે છે. તરંગિકાએ અપરેશને બોલાવવાના ઘણાં લાગ શોધ્યા ને ફાંફાં માર્યા પણ અપરેશની જીભનું તાળું એ ખોલી શકી નહિ. ત્રીજા દિવસે તરંગિકાનો ભાઈ આવ્યો. તરંગિકાએ મનમાં ને મનમાં બળાપો કર્યો કે એના ભાઈએ અત્યારે આવવું જોઈતું નહોતું.

રાતના દસ વાગ્યા ને કાલે સવારે તરંગિકા જવાની હતી, અપરેશ જેવો ને તેવો જ હતો.

'શું આમ ને આમ જ જવું પડશે ? બોલ્યા સિવાય તો મારાથી નહિ જવાય.' તરંગિકાને લાગ્યું કે હમણાં એ ટુકવો મૂકશે.

અગિયાર વાગ્યા પણ અપરેશ અગાસીમાંથી નીચે ન આવ્યો તરંગિકાથી રહેવાયું નહિ. તે અગાસીમાં ગઈ.

'મંદ મંદ શીતળ વાયુ વાતો હતો. આકાશમાં આજે તારાઓની ભીડ ધારે હતી એટલે એના ભારથી આકાશ નમી પડ્યું હતું. અમૃતની ધારે ચંદ્રિકા વરસતી હતી. એક શેતરંજી પર અપરેશ સૂતો હતો તેની આંખો ચંદ્ર પર સ્થિર થઈ ગઈ હતી.

'હું આવતી કાલે જવાની છું ને આપણે બોલ્યાં વગર જ છુટાં પડીએ તે મને નથી ગમતું એટલું લાંબું નહિ બોલી શકાય એમ લાગવાથી તરંગિકાએ 'હું કાલે જાઉં ?' એટલું પૂછવાનો વિચાર કર્યો પણ એનું ગળું રુંધાઇ ગયું હતું. એટલું યે એ ન બોલી શકી. હથેળીઓએ મોં દાબી તે જતી રહી.

નીચે એને કેમેય ઊંઘ ન જ આવી.

સવારે તરંગિકાનો ભાઈ બેગ લઈ નીચે ઊતર્યો. ચાવીનો ઝૂમખો આપતાં તરંગિકાએ આંખ ઊંચી કરી ને એની ને અપરેશની આંખો ભેળી થઈ ત્યારે દૃષ્ટિ પહેલી પાછી ખેંચી લેનાર તે હતી.

અપરેશને ઝળઝળિયાં આવ્યાં ને તરંગિકાને ડૂમો ભરાયો, ગાડી ચાલી.

તરંગિકા પિયર આવી પણ ત્યાં એને ગમતું હોય તેમ લાગ્યું નહિ. એનું મન મુંબઈમાં ગૂંચવાઈ ગયું હતું. માતાના વહાલપમાં ઊણપ ને જસુભાભીની વાતો રસહીન લાગતી.

'શરીર સાચવજો' એટલું ય ન કહેવાયું. એકલી પડતી ત્યારે આપોઆપ એની આંખો ભીની થઈ જતી. 'એમને યે મારા જેમ દુઃખ થતું જ હશે ને !' એ અગ્નિ એના અંતરમાંથી હોલવાતો નહોતો.

'મેં જ આ દુઃખ ઊભું કર્યું છે.' એક વાર કપાળે ફરેલો અપરેશનો હાથ એનાથી ભૂલાતો નહોતો.

અપરેશનો કાગળ તો આવશે એવી તરંગિકાને આશા હતી. એક અઠવાડિયું ગયું ને બીજું યે ગયું પણ કાગળ ન આવ્યો. તરંગિકા અકળાઈ ગઈ. હવે મારે અહીં રહેવું નથી, મને કાંઈ બહાનું જડે તો હમણાં જ ચાલી જાઉં. કોઈ બનાવટી કાગળ લખે કે અપરેશ બીમાર છે તો કોઈની વાટ જોયા વિના ગાડીએ બેસી જાઉં.' આવા આવા વિચારે એ ઘેરાઈ જાય. અપરેશ પાસે હતો ત્યારે એને જે દુઃખ થતું તેથી ઘણું યે વધારે દુઃખ અપરેશ દૂર હતો અને સતાવતો નહોતો તેથી થતું હતું.

સોળમે દિવસે કાગળ લેવા તરંગિકાએ દોટ મૂકી. કાગળ મુંબઈથી આવ્યો હતો પણ રામલાલ શેઠનો હતો. તરંગિકાની વેદના પરાકાષ્ઠાએ પહોંચત, પણ રામલાલે લખ્યું હતું કે 'કાલે તે અપરેશને મળ્યા હતા અને તેને અપરેશની તબિયત બરાબર લાગી ન હતી.'

'બા, ત્યારે ત્યાં એમની સારવાર કોણ કરતું હશે?' તરંગિકા આ વાક્ય ઉતાવળે બોલી ગઈ.

ભાઈને ઘણું અગત્યનું કામ હતું પણ તરંગિકાને જવું જ હતું એટલે એણે તરંગિકાને ટિકિટ કઢાવી આપી-ગાડીએ બેસાડી.

મુંબઈ પહોંચતાં ગાડીએ ભવના ભવ કર્યા.

અપરેશ આંખો બંધ કરી બેસી રહ્યો હતો, ત્યાં બારણું ખખડયું ને તરંગિકા દેખાઈ. અપરેશ ઊભો થયો.

એણને એક ખૂણામાં ફેંકી તરંગિકાએ દોટ મૂકી. 'શરીરની કેવી ધૂળધાણી કરી નાખી છે?' કહીને તે અપરેશના પગ પાસે બેસી ગઈ. એનો આખો જીવ એની આંસુભીની આંખોમાં આવ્યો હતો.

અપરેશની પણ એ જ સ્થિતિ હતી.

ચાર આંખમાં આંસુ ભેગાં થઈ વહી રહ્યાં

'મારી ખાત્રી હતી તરંગિકા, કે તું આવશે જ.' 'તું' મા મીઠાશ હશે કે નહિ એ જુદી વાત છે પણ તરંગિકાને તો લાગી.

'તરંગિકા, તને ઘણું દુઃખ થયું નહિ? પણ હું શું કરું?'

પણ હવે તરંગિકાને માત્ર સાંભળવું જ હતું. બોલવું નહોતું.

—અને એક વરસ પછી તરંગિકા હિંડોળા પર હીંચકતી હતી ને નાનકડો બબુડો એના ખોળામાં કિલકિલાટ કરતો હતો, ત્યારે અચાનક એને દિક્ષિકા સુભદ્રાના શબ્દો યાદ આવ્યા: 'પરણીને શું કરવું છે?'

—પણ એનો ઉત્તર તરંગિકાને મળી ગયો હતો, બાળક રૂપે.

●

પૃષ્ઠ ૪૧૦ થી ચાલુ]

કુસુમ કે પ્રવીણચંદ્ર—કોઈનેય મળ્યા વિના.

એને તો ફક્ત એક જ પ્રશ્ન મૂંઝવતો: 'મોહિની વિધવા ન હોત તો....?'

તેના દેશમાં ગયાં પછી પિતાની તબિયત સુધારા ઉપર આવી ગઈ. પણ હવે તેમની વૃદ્ધાવસ્થા હોવાથી એમને આ વખતે તો શકુન્તને પરણાવીને જ કલકત્તા મોકલવો હતો. બધી તૈયારી કરી રાખી હતી, ફક્ત શકુન્ત કન્યાને જોઈને સંમતિ આપે એટલી જ વાર હતી.

પાંચેક ધોરણ અંગ્રેજી ભણેલી, સંસ્કારી, નમણી હંસાને શકુન્તે જોઈ—અને ના ન પાડી શકયો.

લગ્ન થઈ ગયાં. પતિપત્ની કલકત્તા આવ્યાં.

બે મહિને શકુન્તનું ઘર ખુલ્લું દેખતાં જ મોહિની અંદર દોડી આવી

'શકુન્તભાઈ!' હર્ષથી બોલી જવાયું.

શકુન્ત અંદર હતો હંસા દ્વારમાં જ મળી.

'શકુન્તભાઈ!' ગળામાં ભરાયેલા ડૂમા સાથે બોલતી એ દ્વાર સાથે અથડાઈ પડી.

શકુન્ત બહાર દોડી આવ્યો 'મોહિની!'

મોહિની ઊભી થઈ: 'શકુન્તભાઈ અભિનંદન, ભાભીશ્રી અભિનંદન!'

લગ્નના માંગલિક અભિનંદન ઉપર આંસુનો અમાંગલિક અભિષેક કરતી એ પગથિયાં ઊતરી ગઈ.

શકુન્ત અને હંસા એક બીજા સામું જોઈ રહ્યાં.

હંસા કશું જ સમજી શકી નહિ.

# સાદાઈ અને સરળતા

જે. કૃષ્ણમૂર્તિ

આકાશ ખુલ્લુ અને સ્પષ્ટ હતુ એક બાજુથી બીજી બાજુ પર સહેલાઈથી ઊડતાં હોય એવા મોટાં વિશાળ પાંખોવાળા પક્ષી ત્યાં ન હતાં ને ન હતુ ત્યાં કોઈ પસાર થતુ વાદળ કુતૂહલથી જલતુ ઉત્સુક હરણ બીઞ માડી રહ્યુ હતુ અને અમને આવતા જોઈ ફલાંગ મારી ચાલ્યુ ગયુ એક રોપાની નીચે ધરતીના જેવા જ રંગવાળો ચપટા કાનવાળો અને ચળકતી આંખોવાળો એક દેડકો હલનચલન વિના પડયો હતો પશ્ચિમ દિશાએ પર્વતો આથમતા સૂર્યની સામે સ્પષ્ટ અને ચોખ્ખા દીસતા હતા ખૂબ નીચે એક ઘર આવેલુ હતુ ત્યા એક સરોવર હતુ જ્યા કેટલાક માણસો તરતા હતા ઘરની આસપાસ એક સુંદર બગીચો હતો એ સ્થળ સમૃદ્ધ અને એકાંત જણાતુ અને ગૃહસ્થ માણસોના કોઈ ચોકકસ વાતાવરણ જેવુ એનુ વાતાવરણ હતુ દૂરના ધૂપવાળા રસ્તા પર એક તૃણહીન ખેતરમાં એક કંગાળ ઝૂંપડી નજરે પડતી હતી એટલે દૂરથી પણ ગરીબી ગંદકી અને વેરાન જણાઈ આવતા હતા તે ઊંચા શિખરેથી જોતા બંને ઘર વચ્ચે ઝાઝુ અંતર જણાતુ નહિ સુંદરતા અને વિરૂપતા એકબીજાને સ્પર્શી રહ્યાં હતા

બિનકતની સાદઈ કરતા હૃદયની સાદાઈ-સરળતા–વધારે મહત્ત્વની અને મર્મપૂર્ણ છે થોડી વસ્તુઓથી સંતોષ માનવો એ મુકાબલે સહેલુ છે એશઆરામ તજી દેવો અથવા બીડી પીવાની કે એવી જ બીજી ટેવોનો ત્યાગ કરવો એ હૃદયની સરળતાનુ સૂચન નથી જે દુનિયા વસ્ત્રો પાછળ, મોજશોખ અને આનંદનાં સાધનો પાછળ ગાંડી બની છે તે દુનિયમા લંગોટી પહેરવી એ મુકત માનવી હોવાનુ સૂચન નથી એક માણસે દુનિયાનો અને એની રીતોનો ત્યાગ કર્યો હતો છતા એની વાસનાઓ અને એના વિકારો એને વીંધી રહ્યાં હતા એણે સાધુનો વેશ પહેર્યો હતો છતા એણે શાંતિ અનુભવી ન હતી એની આંખ નિરંતર કાંઇ શોધી રહી હતી અને શંકાઓથી તથા આશાઓથી એનુ મન ચીરાઈ રહ્યુ હતુ બહારથી તમે નિયમન અને ત્યાગ કરી શકો ક્રમે ક્રમે તમારા ધ્યેયે પહોંચવાનો માર્ગ તમે નકકી કરી શકો તમે આ કે પેલી વસ્તુનો ત્યાગ કર્યો છે તમારા વર્તમાનમા તમે સંયમી બન્યા છો તમે પરમત સહન કરનારા અને માયાળુ છો એવા એવા સદ્ગુણના ધોરણ મુજબ તમે વિકાસ સાધ્યો છે કે કેમ એ તમે માપી શકો એકાગ્રતાની રીત તમે શીખ્યાં છો અને ધ્યાન કરવા તમે જંગલમાં, મઠમાં કે કોઇ અંધારા ઓરડામા બેસો છો પ્રાર્થનામા અને સાવચેતીથી તમે તમારા દિવસ પસાર કરો છો આ રીતે બહારથી તમે તમારુ જીવન સાદુ બનાવો છો અને વિચાર પૂર્વક નકકી કરેલી આ ગોઠવણ વડે આ દુનિયાનું ન હોય એવુ સુખ સંપાદન કરવા તમે આશા સેવો છો

પણ બહારના સંયમો અને પ્રમાણો વડે સત્ય પ્રાપ્ત થાય છે ખરૂ ? એશ આરામને તજવા બહારની સાદાઈ જો કે જરૂરની તો છે જ, છતાં આ બાહ્યાચાર વડે સત્યના દ્વાર ઊઘાડી શકાશે ? આરામ અને સફળતામા ગરકાવ રહેવાથી મન હૃદય ભારગ્રસ્ત બને છે અને મુસાફરીમાં તો બોજાથી મુકત હોવા જોઈએ આપણે બધા આ બહારના દેખાવની કેમ આટલી બધી ચિંતા કરીએ છીએ ? આપણા આશયને બાહ્ય સ્વરૂપ આપવા આપણે આટના બધા ઉત્સુક કેમ બનીએ છીએ ? શુ એ આત્મવંચનાનો ભય છે કે લોકમતનો ડર છે ? આપણો આશય પ્રામાણિક છે એની ખાતરી કરી લેવાની આપણને શા માટે ઇચ્છા રહે છે ? આપણે નિશ્ચિત થવા માગીએ છીએ, કાંઈક થવામા આપણી મહત્તા રહેલી છે એની આપણને ખાતરી જોઈએ છે એ જ શુ આ આખા પ્રશ્નનુ કારણ નથી ?

કાંઈ પણ થવાની ઇચ્છામા જ ગૂંચવાડાની શરૂઆત છે કાંઇક થવાની હરહમેશ વધે જતી ઇચ્છાથી પ્રેરાઈ આપણે બહારથી અને અંદરથી સંશય કે ત્યાગ કરીએ છીએ કાંઇક કેળવીએ છીએ કે કાંઇકથી દૂર રહીએ છીએ સમય જતા બધી વસ્તુઓ જતી રહેશે એમ જાણવાથી આપણે કાલાતીતને વળગી રહીએ છીએ આસકિત કે અનાસકિત વડે કાંઇક થવાનો કે નહિ થવાનો પ્રયાસ બહારની કોઇ પણ ક્રિયા, નિયમન કે પરિશીલન વડે કદી પણ નાબૂદ થઇ શકે નહિ, પણ આ મથનને સમજવામા આવે તો બહારના તેમજ અંદરના સંયમમાંથી તથા એના ઘર્ષણમાથી સ્વાભાવિક અને સહજ રીતે મુકત થવાય અનાસકિત વડે સત્ય પ્રાપ્ત થતુ નથી કોઇપણ સાધન વડે એ પ્રાપ્ત થઇ શકે નહિ સઘળાં સાધન અને સઘળા સાધ્ય આસકિતના જ પ્રકારો છે અને સત્યના આવિર્ભાવ માટે એ સઘળાના અંત આવવો જોઇએ

શિ.

"ગાંધીજીનો અક્ષરદેહ" ભા. ૬
(પ્રકાશક: નવજીવન, અમદાવાદ ૧૪
પાનાં ૫૮૩ મૂલ્ય રૂ. ૧૬-૫૦)
૧૯૦૬ – ૧૯૦૭

'ગાંધીજી અને એચ. ઓ. અલીનું બનેલું' એક પ્રતિનિધિ મંડળ ૧૯૦૬માં ઈંગ્લેંડ ગયું હતું અને દક્ષિણ આફ્રિકાના હિંદીઓનો કેઈસ બ્રિટિશ સરકાર સમક્ષ રજૂ કરવાનો તેમનો ત્યાં જઈને કઈ રીતે બર આવ્યો ત્યાંથી આ ભાગની શરૂઆત થાય છે. ટ્રાન્સવાલ ૧૯૦૭માં સ્વતંત્ર સંસ્થાન બન્યુ અને એક વટહુકમ દ્વારા ટ્રાન્સવાલ એશિયાટિક રજિસ્ટ્રેશન કાયદો પસાર કર્યો. આ કાનૂન સુધાર વટહુકમ વિરુદ્ધ ગાંધીજીએ જે લડત આપી તેનો ચિતાર અહીં રજૂ થતાં પત્રોમાંથી મળી રહે છે. 'ઈન્ડિયન ઓપીનિયન ઉતારાઓમાંથી ગાંધીજીની સત્યાગ્રહની લડતનો ખ્યાલ હૂબહૂ મળી રહે છે.

'ગાંધીજીનો અક્ષરદેહ' ભા. ૭
(પ્રકાશક : નવજીવન, અમદાવાદ ૧૪
પાનાં ૫૩૪ મૂલ્ય ૧૬-૫૦)
જૂન ડિસેમ્બર ૧૯૦૭

ઉપરોક્ત કાયદો પસાર થઈ ગયો તેથી ગાંધીજી પણ લડત માટે સાબદા બન્યા. શક્ય હોય તો સમાધાન માટે ગાંધીજીએ બારણા ખુલ્લાં રાખ્યાં હતાં. 'ઇન્ડિયન ઓપિનિયન' દ્વારા શબ્દયુદ્ધ ચાલુ જ હતું. વીરપુરુષો તેમજ મતાધિકાર માટે લડતા પશ્ચિમના નેતાઓની પ્રેરણા લઈને પણ ગાંધીજીએ આ સન્નાગ્રહમાં પાંચ હજાર જેટલા હિંદીઓની સહીવાળી અરજી તૈયાર કરી સત્તાવાળાઓનું ધ્યાન સારી પેઠે આ પ્રશ્ન પરત્વે કેળવ્યુ. અને અન્યાયી કાનૂનનો ભંગ કરવા દેશવાસીઓને પ્રેરણા આપતા રહ્યા અને કોર્ટના મુકદ્દમાઓમાં સત્યાગ્રહીઓનો બચાવ કરતા રહ્યા

'ગાંધીજીનો અક્ષર દેહ' ભા. ૮
(પ્રકાશક: નવજીવન અમદાવાદ ૧૪
પાનાં ૫૪૦ મૂલ્ય રૂ. ૧૬-૫૦)
જાન્યુ. ઓગસ્ટ ૧૯૦૮

દક્ષિણ આફ્રિકામાં જામતી જતી ગાંધીજીની સત્યાગ્રહની લડત આ વર્ષમાં આગળ ધપે છે. કાયદાની અદાલતોમાં ચાલતા મુકદ્દાઓ, ફરમાવાતી સજાઓ, ગાંધીજીનો જેલવાસ અને તેમની પછવાડે અનેક હિંદીઓની જેલયાત્રાનો ચિતાર આ ગ્રંથમાં મળે છે. રાજકારણના ક્ષેત્રે સમજાવટની કળા કેવો ભાગ ભજવી શકે તેનો આદર્શ જે ગાંધીજીએ અપનાવ્યો તેનું અહીં દર્શન થાય છે. આજ અરસામાં ગાંધીજીએ રસ્કિનના 'અનટુ ધીસ લાસ્ટ'નો તથા 'સોક્રેટિસના મુકદ્દમા'નો ગુજરાતી અનુવાદ કર્યો. અહીં બનતા બનાવો જાણે નાટકનું દૃશ્ય જોતા હોઈએ તેવો અનુભવ કરાવે છે.

'ગાંધીજીનો અક્ષરદેહ' ભા. ૯
(પ્રકાશક: નવજીવન અમદાવાદ ૧૪ પાનાં ૭૨૦
મૂલ્ય રૂ. ૧૬-૫૦)
૧૯૦૮–૧૯૦૯

ટ્રાન્સવાલમાં સત્યાગ્રહની લડત તીવ્ર સ્વરૂપ ધારણ કરે છે અને ગાંધીજી વધુ વાટાઘાટ માટે લંડન જઈને પ્રયાસો કરે છે તેનું અહીં તાદૃશ ચિત્રણ રજૂ થાય છે. હિંદી સ્ત્રીઓ પણ ઘરના ખૂણેથી બહાર નીકળી લડતમાં મદદરૂપ બનવા લાગે છે. અહીં હજાર જેટલા સત્યાગ્રહીઓને જેલની સજા થઈ. કેટલાક ગોરા લોકો પણ ગાંધીજીની નીતિથી તે પ્રત્યે માનથી જોતા થયા હતા. અને તેમના તરફથી વકીલાત કરવી શરૂ કરી હતી. ગાંધીજીએ આ બધો સમય દરમ્યાન કેટલી ભારે કામગીરી બજાવી હતી અને સેંકડો લોકો સાથે સંપર્ક જીવંત રાખી શકયા હતા અને અનેક રોકાણો વચ્ચે પણ પત્રવ્યવહાર અને લખાણોમાં નિયમિત રહી શકતા હતા તેનું દ્યોતક છે.

'ગાંધીજીનો અક્ષરદેહ' ભા ૧૦

(પ્રકાશક. નવજીવન પ્રકાશન
મંદિર અમદાવાદ ૧૪
પાનાં ૭૧૦ મૂલ્ય રૂા ૧૬–૫૦
૧૯૦૯ – ૧૯૧૧

ઈંગ્લંડમાં ચાર માસ નિષ્ફળ રીતે ગાળ્યા પછી ગાંધીજી દક્ષિણ આફ્રિકા પાછા ફર્યા હવે તેમણે કેપટાઉનમાં જનરલ સ્મટ્સ સાથે દીર્ઘ વાટાઘાટો શરૂ કરી, અને ૧૯૧૧ના માર્ચમાં ચાલેલા પત્ર વ્યવહારથી મે માસમાં સમાધાન થયુ આ ગ્રંથ પણ અગાઉના ત્રણ ભાગ પેઠે લડતનો જ ચિતાર આપે છે. હિંદીઓને થકવી દેવા માટે બ્રિટિશ સરકારે જે સખ્તાઈ અને દમન આચર્યા અને ગાંધીજીએ એવી જ મક્કમતાથી એનો સામનો કર્યો, અને સત્યાગ્રહ લડતનું સફળતાપૂર્વક સંચાલન કર્યું 'અવિરતપણે ચાલતી જાહેર પ્રવૃત્તિમાં પણ ગાંધીજીએ પોતાની આંતરિક સંપત્તિ વિકસાવવાનું જારી રાખ્યુ. આથી જવાબદારીનો જે ભારે બોજ તેઓ સતત રીતે વહી રહ્યા હતા તેને વહન કરવાની અને મનની સંપૂર્ણ પ્રસન્નતા સાચવી રાખવાની શક્તિ તેમને સાંપડી'

'ગાંધીજીનો અક્ષરદેહ' ભા ૧૧

(પ્રકાશક નવજીવન પ્રકાશન
મંદિર અમદાવા- ૧૪ પાનાં ૬૩૦
મૂલ્ય રૂા. ૧૬ –૫૦
૧૯૧૧ – ૧૯૧૩

દક્ષિણ આફ્રિકાની ગાંધીજીની પ્રવૃત્તિઓ ચાલુ જ રહે છે ૧૯૧૨ માં ગોપાલકૃષ્ણ ગોખલે દ આફ્રિકાની મુલાકાતે આવવાથી જે શુભેચ્છા જન્મી તેથી ગાંધીજીનું કાર્ય સરળ બનશે એવી આશા બંધાણી જનરલ સ્મટ્સ સાથે થએલી સમજુતીનો સરકારે ભંગ કર્યો, અને હિંદી સ્ત્રીઓના લગ્નની કાયદેસરતાને પડકાર કર્યો આ ગાળા દરમ્યાન વધુ મોટી લડતની તૈયારી સાથે હિંદ પાછા ફરવાની તાલાવેલી પણ તેમને જાગે છે, અને તેનો ઉલ્લેખ તેમણે આ સમય દરમ્યાન લખેલી ડાયરીમાં કર્યો છે પરંતુ દક્ષિણ આફ્રિકાની પોતાની કામગીરી સોંપી શકાય તેવી વ્યક્તિની શોધ પણ તેઓ કરતા રહે છે.

'ગાંધીજીનો અક્ષરદેહ' ભાગ ૧૨

(પ્રકાશક: નવજીવન, અમદાવાદ
પાના ૬૭૫ રૂા ૧૬–૫૦)
૧૯૧૩–૧૪

આ ગ્રંથ સાથે ગાંધીજીનું દ આફ્રિકા ખાતેનું જીવન પૂરુ થાય છે સત્યાગ્રહના સંગ્રામનો અંતિમ અને ઉગ્ર તબક્કો અહીં નિહાળી શકાય છે ટ્રાન્સવાલની મહાન કૂચ આ તબક્કામાં યોજાઈ લડત સફળ બની, અને ત્યાંની સરકારને નમતુ જોખવુ પડ્યુ. અને સોલોમન કમિશનની નિમણૂક કરી દક્ષિણ આફ્રિકાનો ગાંધી યુગ આ ગ્રંથની સમાપ્તિ સાથે પૂરો થાય છે અને ગાંધીજી પોતે હાથમાં લીધેલુ કાર્ય પાર પાડી વતનમાં ફરતાં આત્મસંતોષ અનુભવે છે

ગાંધીજીનો અક્ષરદેહ ભાગ ૧૩

(પ્રકાશક: નવજીવન, અમદાવાદ
પાનાં ૬૦૮ રૂા ૧૬–૫૦)
૧૯૧૫–૧૯૧૭

ગાંધીજી હિંદમાં આવ્યા અને અમદાવાદમાં આશ્રમ સ્થાપવાનુ નક્કી કરે છે સત્યાગ્રહની ફિલસૂફીનો ભારતમાં પ્રયોગ કરવા ગાંધીજી દિક્ષણશાસ્ત્રી બને છે અંગ્રેજો પાસે જે કાંઈ સારૂ હતુ તે અપનાવવા માટે ગાંધીજી હંમેશા તૈયાર હતા, અને અંગ્રેજોની ન્યાયબુદ્ધિમાં તેમને વિશ્વાસ હતો ચંપારણની લડત આવી જ માન્યતા ઉપર તેમણે લડી હતી અને વિજય મેળવ્યો હતો. આ સમય દરમ્યાન ગાંધીજીએ જે જે વ્યક્તિઓ સાથે પરિચય કેળવ્યો તેમાં પંડિત મદનમોહન, લાલા લજપતરાય, વિનોબા, મશરૂવાળા, કાલેલકર, જમનાલાલજી, કૃપલાણી, રાજેનબાબુ, દીનબંધુ અને મહાદેવ દેસાઈને મુખ્ય ગણી શકાય આ સૌએ જીવનભર તેમને એકનિષ્ઠાથી સહકાર આપ્યો

ગાંધીજીનો અક્ષરદેહ ભાગ ૧૪

(પ્રકાશક નવજીવન, અમદાવાદ
પાના ૫૨૦ રૂા ૧૬–૫૦)
૧૯૧૭–૧૯૧૮

ગાંધીજીનું સત્યાગ્રહ શસ્ત્ર વધુ ધારદાર અને તેજસ્વી બને છે. ખેડા સત્યાગ્રહ અને અમદાવાદના મિલમજૂરોની હડતાલ રાષ્ટ્રવ્યાપી મહત્વ ધારણ કરે છે, સ્વરાજ્યના શ્રી ગણેશ માંડતા ગાંધીજીનું વાચકને અહીં દર્શન થાય છે, અને હિંદ જેવડા મહાન રાષ્ટ્રનું નેતૃત્વ લેવા તેમને તૈયાર થતા નિહાળી શકાય છે.

ગાંધીજીનો અક્ષરદેહ ભા. ૧૫
(નવજીવન, અમદાવાદ
પાનાં ૫૩૨ કિં. રૂા. ૧૬–૫૦)
૧૯૧૮–૧૯૧૯

ગાંધીજી ભારતમાં આવ્યા પછી રાષ્ટ્રીય લડતમાં પ્રાણ પૂરવા ઓતપ્રોત થઈ ગયા. રૌલેટ કાયદો અને જલિયાંવાલાબાગની ઘટનાએ તેમની પ્રવૃત્તિને અસાધારણ જોર આપ્યું. આ ગાળા દરમ્યાન તેમણે દેશભરનું પર્યટન કર્યું. તેમને પંજાબ અને દિલ્હીમાં રોકીને ગિરફતાર કરવામાં આવ્યા અને પરિણામે દેશભરમાં હિંસક તોફાનો ઠેર ઠેર ફાટી નીકળ્યાં. આ હિંસાના પ્રાયશ્ચિત તરીકે તેમણે ઉપવાસ પણ જાહેર કર્યા. ગાંધીજીની સવિનયભંગની લડત હવે પૂરબહારમાં શરૂ થઈ ગઈ.

ગાંધીજીનો અક્ષરદેહ ભા. ૧૬
(નવજીવન, અમદાવાદ
પાનાં ૫૫૩ મૂલ્ય રૂા. ૧૬–૫૦)
૧૯૧૯ – ૨૦

અમદાવાદમાં 'નવજીવન' અને 'યંગ ઇન્ડિયા' અનુક્રમે ગુજરાતી અને અંગ્રેજીમાં પ્રગટ કરી લોકોને પોતાની વિચારસરણી તેમજ સત્યાગ્રહની ફિલસૂફી સમજાવવાનું મહાન કાર્ય ગાંધીજી ઉપાડે છે. દેશને પરદેશી ધૂંસરીમાંથી મુક્ત કરવા 'સ્વદેશી'ની જોરદાર હિમાયત આ સમય દરમ્યાન શરૂ થાય છે, પંજાબના રમખાણોની હંટર કમિટિની તપાસ પણ આ ગ્રંથમાં સામેલ થએલી જોઇ શકાય છે અને તેમાં ગાંધીજીની ઐતિહાસિક જુબાનીનો સમાવેશ થાય છે. ખિલાફત પ્રશ્ન વિષે વાચકને ઊંડી સમજણ મળી રહે છે.

'જીવન – વિચારણા'
લેખક શ્રી ધૂમકેતુ: સંપાદકો: શ્રી અનંતરાય રાવળ અને દક્ષિણકુમાર જોશી પ્રકાશક ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ પાનાં ૩૯૬ કિંમત આઠ રૂપિયા

'સત્વવંતી વિચારગોષ્ઠિ' એવા શીર્ષક નીચે શ્રી અનંતરાય રાવળે સ્વ. ધૂમકેતુના પ્રસ્તુત પુસ્તક વિષે જે કહ્યું છે તેનો ઉલ્લેખ જરૂરી બને છે.

'ધૂમકેતુનો આત્મા પ્રધાન અંશે સર્જક કલાકારનો. સર્જકની સંવેદનશીલતા, કલ્પના, ભાવના પ્રીતિ, અને સૌંદર્યભક્તિએ તેમને નવલિકા, નવલકથા, અને નાટક જેવા સાહિત્ય પ્રકારોની સેવા સાધનામાં રત રાખ્યા. વિચાર વગરના જીવન માટે અછાનો તિરસ્કાર એકથી વધુ વખત વ્યક્ત કરનાર સર્જક ધૂમકેતુનું અંદરનું કાકું વિચારકનું પણ ખરૂં. પરિણામે એમની પાસેથી મળેલાં ઢગલાબંધ વિચારાત્મક લખાણોમાંથી સાહિત્યવિષયનો સંચય 'સાહિત્ય વિચારણા' નામથી પ્રગટ થઈ ગયો છે...ઘટના અવધાન અને સદ્ભાવ સાથે એને વધાવનાર કો કોઈનવું કે પ્રેરક વિચારબિંદુ, કો સમાજ અને રાષ્ટ્રના નવ વિધાન માટેની કે જાત ઘડતર માટેની કાર્યપરિણામી પ્રેરણા, કો લેખકની વિચારણાની પુષ્ટિ કે પૂર્તિ; પણ ખરો લાભ તો વાચકને થશે એકરંગદર્શી પ્રકૃતિના આત્મમસ્ત સાહિત્યકારના સત્સંગનો.

'આટલું તો સ્પષ્ટ છે કે ધૂમકેતુની સમગ્ર વિચારણા જીવન પરિધિને અનેક સ્થળે સ્પર્શતી વ્યાપક પટની વિહારિણી છે. તથા એનો પાયો તાત્વિક રીતે સંગીન છે... પેલા આકાશવીરોએ ચંદ્રની બીજી બાજુ જોઇ, તેના જેવું–વાર્તા, નવલકથાદિના સર્જક 'ધૂમકેતુ'ની નિબંધકાર–વિચારક તરીકેની બીજી બાજુનું, તેમના મિજાજ અને વિચાર–ભાવના–દેહનું, તેમની વિચારવાની રીત તથા લખવાની શૈલી સાથે જે નિકટ દર્શન વાચકોને આ પુસ્તકમાં થશે તે તેમને બે પૂંઠા વચ્ચે ધૂમકેતુની વ્યાપક જીવન વિચારણા એકત્ર સુલભ કરી આપનારનો આભાર માનવા પ્રેરશે'

પુસ્તકને પાંચ ભાગમાં વહેંચવામાં આવ્યું છે.

(૧) સમાજ અને રાજ્ય (૨) શિક્ષણ અને સંસ્કૃતિ (૩) ધર્મ (૪) જીવન ઘડતર (૫) પ્રાસંગિક નોંધો. પરંતુ ગમે તે પાનેથી વાંચી શકાય તેવું આ પુસ્તક ગુજરાતના ચિંતન સાહિત્યમાં મૂલ્યવાન ઉમેરો કરે છે.

હાર્દિક શુભેચ્છાઓ સાથે

તારનું સરનામું : "NEWPRESS" ટે. નં. ૧૯૫

## જે. આર. શાહ એન્ડ કું.

મરચન્ટસ એન્ડ મીલર્સ,



કારખાનાં -

ધી ન્યુ કોટન જીનીંગ એન્ડ પ્રેસીંગ ફેકટરી
ઓઈલ સીડઝ ઈન્ડસ્ટ્રીઝ

રેલ્વે સ્ટેશન સામે,
વેરાવળ ( સૌરાષ્ટ્ર )

---

With Best Compliments From



# RAJNIKANT & Co.

Dealers, Commission Agents & Exporters, Of Oil, Oil Seeds, Cotton.

*phones ( Office : 19/20*
*Resi : 195*

*Grams : NEWPRESS.*

*P. O Box No 22*
*VERAVAL.*
*(Saurashtra )*



ATTENTION HOUSEWIVES !
NEW
SUPER-ACTIVATED
GLOWHITE
MAKES CLOTHES DAZZLING WHITE!
GLOWHITE
Scientific formula
New Super activated GLOWHITE makes all your clothes dazzl ng white—at half the cost. You use less Just 5 paise worth for a bucketful of clothes See how Super act vated GLOWHITE actua ly whitens your clothes—gives them a new dazzling wh teness you ve never known before!
Handy, pilfer-proof pack
Super activated GLOWHITE now comes to you in a handy, pilfer proof aluminium pack. So conven . . . so economical!
BUY NEW SUPER-ACTIVATED GLOWHITE TODAY!
AMAR DYE CHEM LIMITED, Rang Udyan Bombay 18



ની આગેકૂચ...
સૌરાષ્ટ્રમા પહેલુ પગલુ ભર્યું
હવે દેશભરમા વખણાય છે
પટેલ માવજી કાનજી એન્ડ બ્રધર્સ
જેલગેટ, રોડ, રાજકોટ

# વૈષ્ણવજન

વર્ષ : ૯ ] ડિસેમ્બર – ૧૯૭૦ [ અંક : ૯


## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બાસી તારીખે આ પ્રસિદ્ધ થાય છે

પદરમી તારીખ સુધીમા અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલકમા હશે તો મોકલાશે

ગમે ત્યારે ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમા પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સમત છે જ તેમ માનવુ નહિ

[લેખકોને]

વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ સાફ મૌલિક, ટૂંકું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવુ

લવાજમ

દેશમા [વર્ષનું] ૮ રૂપિયા
પરદેશમા સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ–૨


પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાધી સપાદક નવીન ગાધી ૨ રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા રેઇસકોર્સ રોડ રાજકોટ

સ્ટીલ કાસ્ટિંગ્ઝ રોલ્ડ પ્રોડક્ટ્સ
રિબ્ડ ટોરસ્ટીલ
ઈ.ઓ.ટી. અને બીજાં ક્રેઈન્સ
ઈલેક્ટ્રિક આર્ક-ફર્નેસ બોડીઝ
ફાઉન્ડ્રી અને કેમિકલ
પ્લાન્ટ ઈક્વીપમેન્ટ


















મુકુંદ આયર્ન એન્ડ સ્ટીલ વર્કસ લિમિટેડ, કુર્લા, મુંબઈ-૭૦

ULKA M 2 GUJ

## આંતર–દેવતા

પ્રત્યેક વ્યક્તિમા પ્રભુ એક વિશેષ રીતે અને રૂપમા વસે છે તેથી જેવી રીતે તે આખા જગતનો દેવતા છે, તેવી જ રીતે તે પ્રત્યેકનો આંતર દેવતા પણ છે એ જ આંતર–દેવતાની કીમિયાઇ કળાથી જ તો કવિની કવિતામા, કળાકારના ચિત્તમા, પ્રત્યેક વ્યક્તિની કૃતિમા એક જાતની સંપૂર્ણતા દેખાય છે એક નિષ્ણાત–ગુરુ–કળાકાર એક નાના વિદ્યાર્થીના ચિત્તમા એક એવી રેખા દોરી દે છે કે, તેનુ ચિત્ર એક અલૌકિક સૌન્દર્યના રંગમા રંગાઈ જાય છે એવી જ રીતે દરેક વ્યક્તિની અંદર જે દિવ્યત્વ છે અને તે પ્રત્યેકમા છે–તેને વિકસાવે છે આ આંતર દેવતા આ વિશેષત્વોના સમૂહથી એક અનંતમા વસનાર વ્યક્તિનું સર્જન થયા જ કરે છે, એવી વિરાટ વ્યક્તિમા પ્રત્યેક વ્યક્તિનો અંશ છે, તેથી જ તો પ્રભુના હૈયામા પ્રત્યેક વ્યક્તિ સંબંધી એક એવી અમર આશા છે કે તે ધીરે ધીરે પોતાના છંદ પ્રમાણે આ વિરાટ વ્યક્તિ તરફ વિકાસ પામે, એ વિરાટ વ્યક્તિનુ તે સતત દર્શન કરે, એટલે જ તો, પ્રત્યેક સર્જકને–અને માણસ સ્વભાવે સર્જક છે કારણ કે આત્માની વૃત્તિ જ કે વિશેષત્વ કોઇ સુંદર અને સત્ય તથા શુભ કરવાની છે– પોતાની કૃતિની યોગ્યતાનું માપ આ આંતર–દેવતાની દૃષ્ટિએ જ કાઢવુ પડે છે તે સર્જકને પૂછે છે 'તે તારી કૃતિ દ્વારા, પૂર્ણતા માટેની મારી પ્યાસને કેટલીક છિપાવી સંતોષી છે?' પણ દુઃખની વાત તો આ છે કે આપણે પોતની કૃતિઓની યોગ્યતાનુ માપ દુનિયાની દૃષ્ટિથી કરીએ છીએ અને દુનિયાની દૃષ્ટિથી તો પ્રત્યેક વ્યક્તિ કે વસ્તુનું માપ તેની ઉપયોગિતા પ્રમાણે થાય એટલે કે એને કંઈ મદદ કરી વ્યક્તિને પોતાની કૃતિ દ્વારા વિરાટ પુરુષ કે પૂર્ણતા સાથે યોગ સાધવામા પ્રત્યેક સર્જકના આંતરિક અક્ષય અસંતોષનું કારણ જ આ છે, અને તે સમજ્યો ન હોય કે તેની કૃતિએ જેવો યોગ આ વિરાટ પુરુષ કે પૂર્ણતા સાથે સાધવો જોઇએ તે હજી યે સાધ્યો નથી બાકી છે, તેથી જ તો તેના અસંતોષને દૈવિક અસંતોષ કહે છે–માનસિક અસંતોષ નહી, તે તો કોઈ પણ રીતે મટી શકે છે આત્મિક અસંતોષ દુન્યવી રીતે કે સાધનોથી નથી મટતો

આ વિરાટ સંપૂર્ણતા વ્યક્તિ અને વિશ્વના હૃદયમા બિરાજે છે, એવો વિશ્વાસ ગુરુદેવ કવિવર ધરાવે છે પણ જો તેના દર્શન કરવા હોય તો સર્જક શક્તિ દ્વારા પોતાના અહમ્‌ને પોતાની સર્જેલી કૃતિમા શોધવુ પડે છે ત્યારે જ તો, અહંકારના આવરણ પાછળ જે વિરાટ સંપૂર્ણતા કે વિભૂતિ બિરાજે છે તે દેખાશે પણ અહમ્‌નો સંપૂર્ણ ક્ષય ન થવો જોઇએ અને તે થતો પણ નથી એક સાચા સર્જકની કૃતિ તેના સાચા અહમ્–અસ્મિતા–નુ સ્વરૂપ છે. અને માણસનુ સાચુ સ્વરૂપ તેનો આત્મા છે

— ગુરુદયાલ મલ્લિકજી





# નામનો મહિમા

રહના નહિ દેસ બિરાના હૈ ॥ ધ્રુ૦ ॥
યહ સંસાર કાગદકી પુડિયા બૂંદ પડે ઘુલ જાના હૈ ॥
યહ સંસાર કાંટેકી બાડી ઉલઝ ઉલઝ મરિ જાના હૈ ॥
યહ સંસાર ઝાડ ઔ' ઝાખર આગ લગે બરિ જાના હૈ ॥
કહત કબીર સુનો ભાઇ સાધો સતગુરુ નામ ઠિકાના હૈ ॥

આ ભજનમાં કબીર સાહેબે નામનો મહિમા દર્શાવ્યો છે શરૂઆતમા એવો ભાવ બતાવ્યો છે કે આ સંસાર અનિત્ય છે આ સંસાર તો પરાયો દેશ છે અહીં રહેવું ઉચિત નથી આ સંસાર તો કાગળના પડીકા જેવો છે તેના પર પાણીનું ટીપું પડતાં જ તે ઓગળી જાય છે આ સંસાર કાંટાની વાડી જેવો છે જેમાં ચાલવાથી ઘણી બેચેની થાય છે માણસને આ સંસારમા બધે ઝાડ-ઝાખરા જેવું છે અને તેમા આગ લાગતા-દાવાનળ સળગતાં બધું ખાખ થઇ જાય છે

પરંતુ આ ભજનમા ભક્ત કબીર સાહેબે સંસારની અનીત્યતા જ બતાવી નથી, પણ સાથે સાથે નામ નિત્ય છે, સનાતન છે એ પણ દર્શાવ્યુ છે નામનું રહસ્ય બહુ જ ગહન છે. માણસને કયા નામમાં ઈશ્વરનો સાક્ષાત્કાર થશે એની તો તેના અંતરને પણ જાણ હોતી નથી જ્યાં સુધી તેને એ નામની અંતસ્ફૂરણા થતી નથી ત્યાં સુધી માણસ આ સંસારને પરાયા દેશ જેવો માની એક ઠેકાણેથી બીજે ઠેકાણે ભટકયા કરે છે ગુરુદેવે પણ એક કાવ્યમા કહ્યુ છે કે યાત્રિકને બધા જ અણજાણ્યા બારણાં ખખડાવવા પડે છે અને એમ કરતાં કરતા તે પોતાના-પ્રભુને બારણે-સાચા ઠકાણે પહોચે છે સૂફી સાધુઓ પણ કહે છે 'રહેના નહી દેશ બિરાના હૈ વહા જાના હૈ વહા એટને કે આખરે માનવીનું નિત્ય સ્થાન તો ઇશ્વર સાથેનો નીકટનો સંબંધ સાધવાથી જ નિશ્ચિત થાય છે, અને તે સંબંધ-વૈયક્તિક અને અંતર્ગત સંબંધ-સ્થાપિત કરવા માટે નામ જ એક માત્ર આધાર છે

નામ એ પ્રભુનો પ્રત્યેક વ્યકિતની સાથે અંતર્ગત અને વૈયક્તિક જે સંબંધ છે તેનું પ્રતીક છે. આમ તો પ્રભુ સર્વનો છે, પરંતુ મનુષ્યના અંતરમાં એવી એક અદમ્ય ઝંખના હમેશાં થયા કરે છે કે પ્રભુની સાથે મારો જે વૈયક્તિક સંબંધ છે તે સાધવો જોઇએ. અને તે સાધવા માટે પ્રભુના ખાસ વિશિષ્ટ નામની તેને પ્રતીતિ થવી જોઇએ. ભક્તો એમ માને છે કે, દરેક વ્યક્તિનાં બે નામ છે. એક નામથી તેને જગત ઓળખે છે અને બીજા નામથી પ્રભુ. જે નામથી પ્રભુ આપણને ઓળખે છે તે જ નામમાં પ્રભુનો વ્યક્તિ સાથેનો સંબંધ પ્રતિબિંબિત થયેલો હોય છે. તેથી જ્યાં સુધી આપણને તે વિશિષ્ટ નામના સંબંધની ઓળખ થતી નથી ત્યાં સુધી બીજા બધાં નામો સાચો આધાર બની શકતાં નથી. પ્રભુ સાથેનો એ વૈયક્તિક સંબંધ સમજવો સહેલો નથી. અને તેનો સાક્ષાત્કાર માણસને કઈ ઘડીએ થશે એ કહી શકાય એમ નથી. માણસને જ્યારે એ નામની પ્રતીતિ થાય છે ત્યારે એ નામ તેને માટે ખૂબ જ વૈયકિતક સબંધવાળું બની જાય છે. જેમ હિંદુ સંસારમાં આપણે જોઇએ છીએ કે પતિ-પત્ની એક બીજાને નામથી સંબોધતાં નથી એ નામનું ઉચ્ચારણ એમના સંબંધમાં બાધારૂપ બની જાય છે. તે તો તેમના અંતરમાં સ્પંદતું હોય છે. એવો જ ભાવ આપણને જે નામ માટે ઉદ્‌ભવે તે જ આપણું સાચું ઠેકાણું બની જાય છે, અને ત્યારે જ આપણે પ્રભુને પોતાના ગણી તેની સાથે વૈયકિતક સંબંધ બાંધી શકીએ છીએ.

ગુરુદયાલ મલ્લિકજી

## જીવન ગતિમય કેમ બને ?

જેવી રીતે એક પક્ષીને પોતાના જીવન માટે એક માળો અને આકાશ જોઈએ છે તેવી જ રીતે એક સીમાબદ્ધ ઘર અને એક સર્વકાલિન અને સાર્વભૌમ તથા સૌને માટે આદર્શરૂપ અસીમ આકાશ જોઈએ. માળામાં રહીને પક્ષીને આરામથી ખાવા પીવાનું અને સુવાનું મળે છે, પણ આકાશમાં ઉડવાથી એને જીવનમાં ગતિ અને ગીત પણ મળે છે. એવી જ રીતે માણસને કમાવા, ખાવાપીવા, એશઆરામથી અમુક સંતોષ મળે છે, પણ જો જીવનમાં તેણે સાચો અને સતત આનંદ અનુભવવો હોય તો તેને અનંત તરફનું કોઈ આકર્ષણ અને તેને સમજવા માટે અનંત તડપન જોઈએ, તો સાચે જ તેનું જીવન ગતિમય બની જશે....

ગુરુદેવ



# પરિભ્રમણ

'આશુતોષ'

## મહાનગરનો રોગ

દંડકારણ્ય યોજનાના એક અધિકારી શ્રી જગમોહન કલકત્તાને જે રીતે વર્ણવે છે તે બધા જ મોટા શહેરોને અક્ષરશ: લાગુ પડે છે અને તેને વિષે આપણને વિચાર કરી મૂકતા કરી મૂકે છે "શહેરો મહાકાય વૃક્ષો જેવાં છે જ્યાં સુધી મૂળમાંથી ઊખેડવામાં ન આવે ત્યાં સુધી તેમનો નાશ થતો નથી હા, તે સુકાઈ જાય છે ખરાં. કલકત્તા વિષે વિચાર કરું છું ત્યારે મને એક મહાન વૃક્ષનો ખ્યાલ આવે છે જેના મૂળિયા સાબૂત છે પણ ડાળીઓ અને પાંદડાં સુકાઇ ગયા છે – ખરી પડ્યાં છે અને પોષણના અભાવે માત્ર ભૂમિ સાથે ચોંટી રહેવા પૂરતું જકડાઈ ગએલ છે કલકત્તાને આજે નવા પોષણની જરૂર છે જેથી તે નવપલ્લવિત બને આજે એક તક સાંપડી છે. મધ્યસ્થ સરકારે તેનો વહીવટ હાથમાં લીધો છે. અચ્છા બાગબાન તરીકે તે શહેરની ખાતર બરદાસ્ત કરી શકે છે નવા માળીને માથે ફરજ આવી પડી છે કે કોહાઈ ગએલા વૃક્ષની માવજત કરવા તેણે હિંમત, દીર્ઘદષ્ટિ અને સમર્પણની ભાવનાથી ચીલા ચાલુ રાહે ન જતાં, બીજું જ નિદાન કરવું. આજે આ શહેર એક પડકાર રૂપ છે અને સાથે સાથે તક પણ આપે છે. આ શહેરે સમગ્ર રાષ્ટ્રને સાવચેતીનો સૂર આપ્યો છે આ શહેર વસવાટને યોગ્ય રહેશે કે જીવ લઈને નાસી છૂટવા જેવું અથવા રાષ્ટ્રનાં અરમાનો સાકાર બને એવી સામાજીક પ્રક્રિયાનું તે પારણું બનશે કે જીવતાં માનવીઓનું કબ્રસ્તાન તે આપણી પોતાની શક્તિઓ ઉપર અવલંબે છે. ઈતિહાસ અંધ નથી અને બીજાઓ અંધ રહે તે માફ કરતો નથી. ઈતિહાસે જે તક આપી છે તેનો સદુપયોગ કરવાની આ વાત છે નવા વિચારોને આપણે અપનાવી શકીએ, નવી ક્ષિતિજો વિસ્તારીએ, શહેરના વહીવટમાંથી સડો અને નાદારી દૂર કરીએ, આર્થિક ઢાંચાને પુનર્જીવન આપી શકીએ, અને શહેરમાંથી સાધનો ઊભા કરી શહેરના આર્થિક માળખાનો પાયો વિસ્તારી શકીએ કેટલાંક જૂનાં સાંસ્કૃતિક અને બૌદ્ધિક મૂલ્યોને પુન: સ્થાપી શકીએ, શહેરની સુષુપ્ત માણસાઈને ઢંઢોળી શકીએ, ગરીબ અને પદ દલિત વર્ગનો વિશ્વાસ મેળવી શકીએ અને શહેરના વિખૂટા પડી ગએલા માનવ વર્ગોને એક તાંતણે બાંધી શકીએ તો જ ઈતિહાસે આપેલી તકનો ઉપયોગ કરીને સર્વનાશ થતો અટકાવી શકીશું. પરંતુ કોઇ જાદુઈ ચમત્કાર બનવાની આશાએ આજે માત્ર મૂક પ્રેક્ષક બની રહીશું તો ઈતિહાસના પાનામાં એવા નામશેષ બની જઈશું કે ભવિષ્યની પેઢી આપણને ગુનેગાર ઠરાવીને કહેશે કે વીસમી સદીના ઉત્તરાર્ધના વડવાઓમાં અગમ દૃષ્ટિનો અભાવ હતો."

કેટલું સરસ નિદાન ! કલકત્તાની પેઠે તે મુંબઈ, દિલ્હી કે મદ્રાસને પણ એક સરખું લાગુ પડે છે. આ ત્રણ શહેરો જ શા માટે—ભારતના દરેક શહેર માટે આ શબ્દો સુવર્ણાક્ષરે અંકિત કરવા જેવા છે.

## કેળવણી દ્વારા ખેતી ?

મધ્ય પ્રદેશમાં કેળવણી ક્ષેત્રે અભિનવ પ્રયોગ થઇ રહ્યો છે તે જેટલો મૌલિક છે તેથી વિશેષ તો આકર્ષક અને હેતુ પ્રધાન છે. પ્રાથમિક કક્ષાએ પાંચમા ધોરણથી ખેતીને ફરજીયાત વિષય રાખીને અને આ હેતુ માટે દરેક શાળાને એક એકર જમીન ફાળવીને રાજ્ય સરકારે કેળવણીમાં ક્રાંતિકારી પગલું ભર્યું છે છત્તીસગઢમાં તો પાંચ હજાર જેટલી શાળાઓ અને ૮૦૦ જેટલી માધ્યમિક શાળાઓએ 'ખેતી'ને ફરજીયાત વિષય તરીકે અપનાવી લીધો છે. ૧૦ થી ૧૫ વચ્ચેની ઉંમરના બે લાખ વિદ્યાર્થીઓ આનો લાભ લે છે. આ વિદ્યાર્થીઓના કબજામાં ૭૦૦ એકર જમીન રહેલી છે. ચોખા અને કમોદ આ જીલ્લાની મુખ્ય પેદાશ છે. વિદ્યાર્થીઓ કમોદ ઉપરાંત બાગાયત અને શાકભાજીમાં પણ પરોક્ષ જાણકારી મેળવે છે. શાળાઓને નાણાકીય મુશ્કેલી ન નડે તે માટે રાજ્ય સરકારે ૫૫ કરોડ જેવડી જંગી રકમ ફાળવવા ઉપરાંત ખેત પેદાશો વેચીને નાણાં ઊભા કરવાની છૂટ આપી છે. દેખીતી રીતે જ આ હેતુ માટે નિષ્કારણ,

ખાતર, પાણી, હળ, બળદ ઈત્યાદિ તો રાખવું જ પડે, પરંતુ શિક્ષકો અને વિદ્યાર્થીઓને આ પ્રવૃત્તિમાં રસ જાગૃત થાય તો ઉત્પાદન ક્ષેત્રે ગજબનો વેગ આવી શકે. કુમળી વયના બાળકો પાસેથી વધુ પડતો શારીરિક શ્રમ લેવા સામે સાવચેતી રાખવામાં આવી છે અને વિદ્યાર્થીઓએ ખેતર ઉપર એક કલાકથી વધુ સમય આપવાનો હોતો નથી. જેમ જેમ દરેક શાળાની ઊપજ વધતી જાય તેમ તેમ તે વધુ સાધનો વસાવે અને ઉત્પાદન વધારવા આયોજન કરે. ગુજરાત સરકારે તાત્કાલિક આ યોજના અપનાવી લેવાની જરૂર છે કેમકે અન્નસ્વાવલંબન ગુજરાતે હાંસલ કર્યું નથી.

## સફરજન રાજ્ય

ખેતીવાડી ક્ષેત્રની ઉપરની વાતને ટેકો મળે તેવા સમાચાર હિમાચલ પ્રદેશમાંથી સાંપડે છે. હવે તો સ્વાયંત્ત રાજ્ય બન્યું હોવાથી હિમાચલને નાણાંની જરૂર ઊભી થશે અને તેને પહોંચી વળવા આ રાજ્યના બાહોશ લેફ્ટેનન્ટ ગવર્નર ડૉ. બહાદુરસિંહે સફરજનને કેન્દ્રમાં રાખ્યું છે. અને ૧૫ થી ૨૦ વર્ષના સમયમાં કેવળ સફરજનના ઉત્પાદનથી રાજ્યની તિજોરી તરબતર કરી દેવાની ખંતીલી યોજના રજૂ કરી છે. આ રાજ્યની આબોહવા તેમજ, લોકોની રુચિ જોતાં વનપ્રદેશ અને ફળફળાદિ માટે હિમાચલ રાજ્ય બહુ આદર્શ છે. આજે પંદર લાખ એકર જમીનમાંથી માત્ર ૮૫ હજાર એકર જમીનમાંથી ઊપજ મેળવાય છે. જો કે આ વધારીને પાંચ લાખ સુધી લઈ જઈ શકાય તેમ છે. આટલી બધી જમીનમાં બાગબગીચા ઊભા કરવા પુષ્કળ નાણાં જોઈએ સફરજનના ૧૦૦ વૃક્ષો સાથેનો એક એકરનો પ્લાન્ટ ત્રણસો રૂપિયાનું રોકાણ માગે છે એ હિસાબે ૧૪ કરોડ રૂપિયાની જરૂરત રહે છે. અત્યારે લગભગ અઢીસો બગીચાઓમાંથી ૧૦ લાખ વૃક્ષો મળી શકે તેમ છે અને તેને ૨૦ હજાર એકર જમીનમાં વાવી શકાય આને માટે ૬૦ લાખ રૂપિયાની જરૂર રહે જે રાષ્ટ્રીયકૃત બાંયેની એજન્સી પાસેથી પાકી શકે. જુદી જુદી જાતના ફળ ઝાડાદિની ઊપજ એકરદીઠ રૂા. બે હજારથી માંડીને પંદર હજાર રૂપિયા સુધી થાય છે. અત્યારે ચાલુ સ્થિતિમાં વીસ હજાર એકરમાંથી સફરજનના પાકની પાંચ કરોડ રૂપિયાની વાર્ષિક આવક થાય છે, જેમાંથી રાજ્ય સરકારને ટેક્સ રૂપે ૨૦ લાખ રૂપિયા મળે છે. જો આ રીતે પાંચ લાખ એકર જમીનને સફરજનની ખેતીથી આવરી લેવામાં આવે તો બે દસકા જેટલા સમયમાં બગીચાના માલિકોને વાર્ષિક ૮૦ કરોડ રૂપિયા મળતા થઈ જાય, અને રાજ્ય સરકારને ટેક્સ તરીકે ત્રણ કરોડ રૂપિયા મળે. દર વર્ષે માત્ર એક કરોડ રૂપિયા રોકવામાં આવે તો પંદર વીસ વર્ષમાં ભારતનું સૌથી સમૃદ્ધ સફરજન પેદા કરતું રાજ્ય બની શકે અને તેના વેચાણમાંથી જ વાર્ષિક સો કરોડ રૂપિયા મેળવી શકે.

## ચાર્લ્સ દ'ગોલ

દ' ગોલ ફ્રાન્સના વિરાટ અને વિચક્ષણ રાજપુરુષ થઈ ગયા. ભારતમાં આજની ઘડીએ જે વામણી પ્રતિભાઓ દેશના રાજકારણને ડહોળી રહી છે તેવી સ્થિતિ બીજા વિશ્વયુદ્ધ પછી ફ્રાન્સની હતી. બીજા વિશ્વયુદ્ધમાં ફ્રાન્સનો કારમો પરાજય થયો ત્યારે તેને ફરીથી બેઠું કરવામાં દ' ગોલે પરદેશમાં રહીને પણ દેશ પ્રત્યે નિષ્ઠા બતાવી. વીશી સરકારના જનરલ પેતાએ તો દ'ગોલને દેહાંતદંડની સજા ફરમાવી હતી પણ ઈતિહાસે કરવટ બદલી ત્યારે દ'ગોલ ફ્રાન્સનો ભાગ્યવિધાતા બની શક્યા. અલ્જીરિયાને આઝાદી આપવાના પ્રશ્ને લશ્કરે બળવો કર્યો ત્યારે ફ્રાન્સને નેતાગીરી આપી બતાવી. પાંચમા પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે ૧૯૫૮માં સત્તા ધારણ કરી ત્યારથી વિકેન્દ્રીકરણના પ્રશ્ને મતદારોએ તેમની વિરુદ્ધ મત આપ્યો ત્યાં સુધી તેમણે બ્રિટન, અમેરિકા અને રશિયા ત્રણેને એક આંગળીએ નચાવ્યા, યુરોપ કૉમન માર્કેટમાં બ્રિટનને પગપેસારો કરવા ન દીધો; નાટો અને સેન્ટો જેવી લશ્કરી જોડાણવાળી સંસ્થાઓ પ્રત્યે સૂગ ચાલુ રાખી; ફ્રાન્કનું અવમૂલ્યન કરવા ના પાડી દીધી અને અમેરિકાને કહ્યું કે ડોલરનું મૂલ્ય ઘટાડો! અક્કડ અને અતડા લાગતા દ'ગોલમાં સામાને જીતવાની કળા અવશ્ય હતી; કોઈની શિખામણ તેમને ખપતી ન હતી તેમ પોતાના ઇરાદાઓ બાબતે જ કોઈને કળવા દેતા તેમના અંગત વર્તુળમાં બહુ ઓછાને પ્રવેશ મળી શકતો. દ'ગોલ જ્યાં ત્યાં સુધી 'એલીસી' મહેલમાં ઓસ્ટર્લિટ્ઝ અને વર્દૂનની

ખ્યાતનું ભવ્ય ફ્રાન્સ જીવતું જાગતું હતું. દ'ગોલને માનવીની નિર્બળતા ખૂંચતી અને તેથી જ બહુજ ઓછાનો વિશ્વાસ તેઓ કરતા. મૃત્યુ પછી પણ પોતાની સ્મશાન યાત્રામાં જગતના પુરુષોને એકઠા થવાની જે અનિચ્છા તેમણે દર્શાવેલી તે તેમના સ્વભાવનું દ્યોતક છે. ફ્રાન્સમાં નેપોલિયન પછી દ'ગોલ બીજો જ એવો માનવી છે જેને ફ્રાન્સ હમેશાં યાદ કરશે. ફ્રાન્સને પ્રથમ હરોળની મહાસત્તા તરીકે જોવાની તેમની પ્રબળ ઝંખનાને તેઓ જીવ્યા ત્યાં સુધી તેમણે પંપાળી અને આજે ફ્રાન્સની જે કાંઈ મહત્તા છે તે તેમને આભારી છે.

### અકેલી મત જઈયો

દિલ્હી નગરીનું આયોજન ફૂદકે ભૂસકે આગળ ધપી રહ્યું છે અને જમુના નદીના કાંઠે સ્વર્ગ ખડું કરવા રાતદિવસ કામ ચાલી રહ્યું છે. જમનાનો આ કાંઠો આંખને જોવો ન ગમે તેવો સાધુઓ અને ભિખારીઓના અખાડા જેવો બે વર્ષ પહેલાં હતો. આજે ત્યાં ઉદ્યાનો, વૃક્ષવેલીઓ, ફૂલઝાડ ઉપર રાત્રે અનેક રંગની રોશનીમાં ઝગમગતા વીજળીના દિવાઓથી ઈન્દ્ર પુરીમાં આવ્યાનો ભાસ ત્યાં જઈ ચડનારને થાય છે. આ જમુના કિનારાને સૌંદર્યમંડિત કરવાની યોજના ત્રણ તબક્કામાં વહેંચવામાં આવી છે ૧૭ લાખ રૂ.ની પ્રથમ યોજના બુદ્ધ વિહારથી નિગમબોધ ઘાટ સુધી, બીજી યોજના ત્યાંથી યમુનાપુલ સુધી અને ત્રીજી બુદ્ધ વિહારથી વઝીરાબાદ સુધીના વિસ્તારને આવરી લે છે. બીજા અને ત્રીજા તબક્કાનું ખર્ચ અનુક્રમે ૧૨ લાખ અને ૧ કરોડ રૂ.નું થશે અને તેને માટે લોકો પાસેથી પણ ફાળાની આશા રાખવામાં આવી છે પણ જમુના નદીનો કાંઠો આજે તો જોવા જેવો બની રહ્યો છે. ઉદ્યાનો, સુશોભિત માર્ગો પચરંગી ફુવારાઓ અનેઠેકઠેકાણે મૂર્તિઓ (જેમાં એક જમુનાજીના તો પાણીની વચ્ચે પ્રકાશપુંજથી પ્રકાશિત રાખવામાં આવી છે અને બીજી વેદ વ્યાસજીની છે) તેમજ ઠેકઠેકાણે સંગીતની સુરાવલિયો વીજળિક યંત્રોમાંથી રાહદારીના શ્રવણપથ પર પડે છે. આખે રસ્તે નદીના પાણી સુધી પથ્થરના પગથિયાં બનાવવામાં આવ્યા છે. ફૂલમાંથી બનાવેલું એક વિશાળ ઘડિયાળ ૨૦ ફૂટ ઊંચે ટેકરી ઉપર સહુ કોઈનું ધ્યાન ખેંચે તે રીતે મૂકવામાં આવ્યું છે. ૩૦,૦૦૦ રૂપિયાની કિંમતના આ ટાવરના ભાગ સ્વિત્ઝર્લૅન્ડથી આવ્યા છે પણ બહારથી જોનારને તે ફૂલ અને ઘાસથી મઢેલું લાગશે. ભારતની રાજધાની તરીકે દિલ્હી અવનવા શણગાર સજી રહ્યું છે. હવે પછી કોઈ એમ ન કહેશો કે "અકેલી મત જઈયો જમુના કે તીર" કોઈને એકલા જવું હોય તો પણ છૂટ છે.

### વૃથા બકવાટ

શાસ્ત્રીજી તથા સુભાષચંદ્રના અવસાન ઉપર જાતજાતની અનુમાન તથા ટિકા ટિપ્પણ કરીને તેમ જ જુદા જુદા દેશો ઉપર એક યા બીજી રીતે દોષારોપણ કરીને જાણે ગબારા ફેંકવાનો એક નવો ધંધો અખબારોને મળ્યો છે. આમાં જુદા જુદા રાજકીય પક્ષો જુદી જુદી રીતે વાતને ચગાવે છે અને સદ્‌ગત નેતાઓના મૃત્યુમાંથી કોઈ ધંધાકીય નફો મેળવવા વાતનું વતેસર કરે છે શ્રી શાસ્ત્રીજીના પુત્રે તાજેતરમાં એક પત્ર લખીને આ વૃથા બકવાટ અને પ્રચાર બંધ કરવા સૌને શિખામણ આપી દેશની ઉત્તમ સેવા કરી છે. એક તરફ આપણા મિત્ર જેવા દેશો સાથે સંબંધમાં ફાચર મારવા પણ આ ગંદો પ્રચાર હાથો બને છે તેનો હવે આ રીતે અંત આવે તો સારૂં. બીજી દૃષ્ટિએ જોઈએ તો ભારતના લોકો વિશે અન્ય દેશોમાં હલકી છાપ ઊભી થાય છે. ગાંધીજીને આપણે હાથે જ ગોળીએ મારનાર કયા મોઢે શાસ્ત્રીજી તથા સુભાષ વિષે બોલવા હક્કદાર થઈ શકીએ ? જો ખરેખર જ આપણને આપણા રાષ્ટ્રપિતા માટે માન તલપૂર જેટલું માન હોત તો તાજેતરમાં બેલાઘાટમાં જે બન્યું (ગાંધીજીની પ્રતિમાનું મસ્તક કોઈએ ઉડાવી દીધું) તે ન બનત અથવા જે પુરુષે આ હીણપતભરેલું કામ કર્યું તે જીવતો ન રહી શકત. એક બાજુ સમાજમાં જ દેશદ્રોહીઓ અને ખૂનીઓની સંખ્યા વધારવી છે અને બીજી તરફ શાસ્ત્રીજી તથા સુભાષબાબુ માટે મગરનાં આંસુ સારવા છે ! ભારત કેવો દેશ હોવો જોઈએ અને અહીંના પ્રજાજનોની લાયકાત શી હોવી જોઈએ તે કોણ નક્કી કરશે ?

### યેહૂદી મેનુહીન

આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા યહૂદી મેનુહિન સંગીત અને વાયોલીન વાદનના સમર્થ જ્ઞાતા છે. તેમને

ચોથું પંડિત નહેરુ પારિતોષિક તાજેતરમાં આપીને પારિતોષિક સમિતિએ યોગ્ય વ્યકિતની વરણી કરી છે. ઘણીજ નાની વયથી મેનુહિન સંગીતના ક્ષેત્રે ચમકયા છે અને જે જે દેશમાં તેઓ ગયા છે ત્યાં ત્યાં લોકોના દિલ જીતી લીધા છે. ભારતના સંગીતથી તેઓ ખૂબ જ પ્રભાવિત થયા છે એટલું જ નહિ પણ તેઓ ભારતીય સંગીત પ્રત્યે પક્ષપાત પણ રાખે છે, તેવી જ રીતે તેમણે ચંદ્રયાત્રીઓની સિદ્ધિને તેમજ ભારતની યોગસિદ્ધિને એકસરખાં બીરદાવ્યાં છે, અને ચંદ્રયાત્રામાં યોગીના દર્શન કર્યા છે. આજ તેમની સાચી આંતરરાષ્ટ્રીય સમજણની પારાશીશી છે. વળી પારિતોષિકની રકમ તેમણે ભારતમાં જ કોઈ ભાવિ કલાકારની સાધનામાં મદદરૂપ થાય અને તે પરદેશ જઈ શકે તે હેતુ માટે વાપરવા આપી દીધી છે. મેનુહિન કલા પારખુ તો છે જ પણ તેમનો કલાકાર આત્મા દેશ અને જાતના સીમાડાને પેલે પાર ત્યાં વિહરી શકે છે જ્યાં જગતના સર્વ માનવો એકતાંતણે બંધાઇને રહી શકે છે.

### શંભુ મહારાજ

કલાની વાત નીકળી એટલે શંભુ મહારાજ યાદ આવી ગયા! કથકના અજોડ નૃત્ય સ્વામી! જેમના નર્તને અનેક હૈયાઓને નાચતાં કરી મૂકયા હતા અને જેમની પાસેથી કલાની દિક્ષા પામી, અનેકો નૃત્યની ઉપાસના કરતાં થઇ ગયા હતા. લખનૌ ઘરાનાના આ કલાકાર ભારતના જૂનામાં જૂના નૃત્યકાર હતા અને તેમના મૃત્યુએ એક આજીવન કલાકારને આપણી વચ્ચેથી ઉપાડી લીધા છે. ભારત સરકારની સંગીત નાટક અકાદમીએ ૧૯૫૫ માં તેમને એવોર્ડ આપ્યો હતો અને ૧૯૫૮ માં "પદ્મશ્રી" થી નવાજ્યા હતા. છેલ્લે તેઓ દિલ્હીમાં ભારતીય કલાકેન્દ્રમાં કથકનૃત્યની તાલીમ શિષ્યગણને આપતા હતા.

### દિવાળી અને ફટાકડા

દિવાળી દિવસોમાં ફટાકડા તોબાહ પોકરાવે છે. એટમ બોમ્બ અને હવાઇ જેવા ફટાકડા ત્રાસરૂપ બનીને વિનાશ પણ સર્જાવી શકે છે. જાહેરમાં ફટાકડા ફોડનારાઓ રાહદારીઓની ભાગ્યે જ પરવા કરે છે. વળી મુંબઈ જેવા શહેરો જ્યાં માળાઓમાં ઉપર નીચે અનેક ભાડૂતો રહેતા હોય છે ત્યાં ઉપરથી સળગતા ફટાકડા ફેંકી નીચે કોઈને ઇજા પહોંચાડે તો તેવી ક્રૂર મશ્કરી કરવા સુધીનો આનંદ સૌ કોઈ માણી શકે છે. કાન ફોડી નાખે તેવા અવાજો આખી રાત ચાલુ રાખવાથી જ દિવાળી ઉજવાય છે એમ માનનાર વર્ગ મોટો છે. સવાલ એ છે ફટાકડા શા માટે ફોડવામાં આવે છે? એ આનંદ બીજી કોઈ રીતે અનુભવી શકાય નહિ? એક મુંબઈગરાએ સખત ફરિયાદ કરી છે કે આપણી ચોતરફ એટલો ઘોંઘાટ અને કર્કશ કોલાહલ વિદ્યમાન છે કે દિવાળીના ફટાકડા અને ધડાકાનો ઉમેરો તેમાં ન થાય તો સારૂ. વળી દારૂખાના પાછળ દરવર્ષે કરોડો રૂપિયા ખર્ચાય છે, દિવાળીના તહેવારોને નવી દિશા ચીંધવા તેમજ સૌમ્ય અને સાદગીભરી ઉજવણી કરવા સમૂહચિંતન કરવું જોઇએ. સમાજમાં રત્નો છૂપાએલા હોય છે જ, અને અવશ્યપણે આ બાબતમાં સૂચનો મળી રહેશે. તેની હરિફાઈ યોજવામાં આવે ઈનામો સાથેની–તો પણ ખોટું નથી.

●

જેમ એક નદી બન્ને કાંઠા પર રહેતાં લોકોને પાણી ભરવા દે છે પણ તેનું ધ્યેય તો, દરિયાને મળી તેમાં ભળી જવાનું હોય છે, તેવી જ રીતે આપણા જીવનની બધી પ્રવૃત્તિઓ સેવા પ્રેરિત અને સર્વકલ્યાણકારી હોવી જોઈએ પણ તે બધાની પાછળ પ્રભુને પિછાનવા અને ઓળખવાનું ધ્યેય હોવું ઘટે. અને જેમ નદી અંતમાં દરિયામાં વિલીન થઇ જાય છે તેવી રીતે જ પ્રભુમાં લીન થઇ ખોવાઈ જવું જોઇએ. એમાં જ માણસના પ્રાણને આરામ મળશે, તેના મનને આનંદ મળશે અને તેના આત્માને શાંતિ.

ગુરુદેવ

# માનવજાતિનો ઇતિહાસ — દસ શબ્દોમાં

આના તોલ ફ્રાંસ

મારા ગુરુ ઝેઝ મહાપંડિત હતા. તેમણે મને એક અતિ સુંદર કહી શકાય એવી આ વાર્તા કહી :

' ઈરાનના સિંહાસન પર બિરાજમાન થયાં પછી બાદશાહ ઝેમેરીના નિમંત્રણથી એના દરબારમાં પધારેલા આખા રાજ્યના મહાપંડિતો–વિદ્વાનોને બાદશાહે કહ્યું કે 'જગતના શક્તિશાળી સમ્રાટો ભૂતકાળમાંથી થોડુંક શીખ્યા હોત તો એમણે ભયંકર ભૂલો કરી ન હોત ! મારાથી એવી ભૂલો ન થાય એ માટે હું જગતના બધાં જ મહાન સમ્રાટોના–વ્યક્તિઓના જીવન કવનનું અધ્યયન કરવા ઇચ્છું છું. મારી ઈચ્છા છે કે આપ સહુ એકઠા થઈને માનવજાતિનો એક મહાન ઈતિહાસ લખો. પણ હા, એમાં કોઈ પણ બાબત રહી ન જાય એનું ખાસ ધ્યાન રાખજો.'

'જહાંપનાહ, આપની ઈચ્છાને સંતોષવાની અમે પૂરેપૂરી કોશિશ કરીશું.' વિદ્વાનોમાંથી એકે પ્રતિનિધિ તરીકે બાદશાહને ખાતરી આપતાં કહ્યું



વીસ વર્ષ વીતી ગયાં.

એક દિવસ પેલા વિદ્વાનોનો પ્રતિનિધિ બાર ઊંટોના કાફલા સાથે બાદશાહની પાસે હાજર થયો. દરેક ઊંટ પર પાંચસો ગ્રંથ મૂકેલા હતા.

'જહાંપનાહ !' પ્રતિનિધિએ બાદશાહને ઝૂકીને સલામ કરતાં કહ્યું. 'સર્વ વિદ્વાનોએ લખેલો આ મહાન ઈતિહાસ આપના ચરણોમાં રજૂ કરું છું. અમે આપની ઇચ્છાનું પૂરેપૂરું પાલન કર્યું છે માનવજાતિનો આ મહાન ઈતિહાસ છ હજાર ગ્રંથોમાં લખવામાં આવ્યો છે. એમાં જરાય કચાશ રાખી નથી

'આ ઈતિહાસમાં માનવજાતિના આચાર વિચાર સંસ્કાર, વિશાળ સામ્રાજ્યોની ચડતી પડતી, સદ્‌ભાગ્યે નાશ પામતાં રહી ગયેલી પ્રાચીન વંશાવળીઓ, મહાન સમ્રાટોના–વ્યક્તિઓના કાર્યો તેમ જ રાજકીય ઘટનાઓનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. એક ઊંટ પર એની પ્રસ્તાવના છે અને બીજા પર એની અનુક્રમણિકા છે.'

'પંડિત મહાશય, આ મહાન કાર્ય માટે આપ સહુએ જે પરિશ્રમ કર્યો છે એ બદલ હું આપ સહુને અભિનંદન આપું છું ને આપ સહુનો આભાર માનું છું.' બાદશાહે કહ્યું. 'પણ હું અત્યારે રાજ્યની ચિંતાઓમાં ગળાડૂબ થયેલો છું ને પ્રૌઢાવસ્થામાં પ્રવેશી ચૂક્યો છુ. કોઈ ઈરાની કવિની કવિતામાં કહીએ તો હું મારી જીવનયાત્રાની મધ્યમાં પહોંચી ગયો છું. આ મહાન ઈતિહાસ વાંચવાનો મને અવસર મળી શકે એવી મને આશા નથી. મારું આયુષ્ય એટલું લાંબું હોય એમ મને લાગતું નથી હા, આ મહાન ઇતિહાસ મારા પુસ્તકાલયને શોભાવશે ખરો. મારી ઈચ્છા છે કે માનવીના અલ્પાયુને નજરમા રાખીને આપ મારા માટે આ મહાન ઇતિહાસને સંક્ષિપ્તમાં લખો.'



ઇરાનના વિદ્વાનોએ બીજા વીસ વર્ષ સુધી સખત પરિશ્રમ કરીને એ ઈતિહાસને પંદરસો ગ્રંથોમાં લખ્યો ત્રણ ઊંટ પર એ પંદરસો ગ્રંથો મૂકીને પ્રતિનિધિ બાદશાહની સામે હાજર થયો.

'જહાંપનાહ !' પ્રતિનિધિ બાદશાહને સલામ કરતો બોલ્યો : 'આપ અમારા નવા કાર્યને જુઓ. અમને આશા છે કે એ આપને પસંદ પડશે. અમે અગત્યની કોઈ પણ બાબત જવા દીધી નથી'

'આપનું કહેવું બરાબર છે, પંડિત મહાશય !' બાદશાહના અવાજમાં વૃદ્ધત્વ જણાતું હતું. 'પણ હું એને વાંચી શકીશ નહિ, કારણ કે હું વૃદ્ધ થયો છું ને મારે હજુ બીજા ઘણાં કાર્યો કરવાના છે. હા, આપ હજુ એને વધુ સંક્ષિપ્તમાં લખો, અને લખાવામાં વધુ સમય ન કાઢો તો કદાચ હું વાંચી શકું.'

વિદ્વાનોએ ઘણાં જ ઓછા સમયમાં–દસ વર્ષમાં એ ઈતિહાસની સંક્ષિપ્ત આવૃત્તિ કરી.

'જહાંપનાહ ! આપના કહેવા પ્રમાણે ઈતિહાસને ઘણો જ સંક્ષિપ્ત કરવામાં અમને સફળતા મળી છે,' સંક્ષિપ્ત ઈતિહાસનાં પાંચસો ગ્રંથોને એક હાથી પર મૂકીને લાવેલા પ્રતિનિધિએ હર્ષ પામતાં બાદશાહને જણાવ્યું.

'આપ એને હજુ સંક્ષિપ્ત કરી શકયા નથી પંડિત મહાશય !' બાદશાહે નિરાશાભર્યા સ્વરે કહ્યું. 'હું મૃત્યુની ઘણી જ નજીક જઈ પહોંચ્યો છું. હું મરતાં પહેલાં આ મહાન ઈતિહાસને વાંચી શકું એવી આપની ઈચ્છા હોય તો આપ એને હજુ સંક્ષિપ્તમાં બહુ જ સંક્ષિપ્તમાં–લખો.'

પાંચ વર્ષ પછી પ્રતિનિધિએ બાદશાહના મહેલમાં પ્રવેશ કર્યો. એ લાકડીના ટેકે ધીમે ધીમે ચાલતો હતો. એની સાથે એક ટટ્ટુ હતું. એની પીઠ પર એક મોટો ગ્રંથ મૂકેલો હતો.

'અરે, આ પંડિત મહાશય !' બાદશાહના ખાસ સેવકે પ્રતિનિધિને જોતાં જ કહ્યું : 'જલદી ચાલો, બાદશાહ સલામત જીવનના અંતિમ શ્વાસ લઈ રહ્યા છે.'

પ્રતિનિધિ બાદશાહની પાસે ગયો. મૃત્યુશય્યા પર પોઢેલા બાદશાહે પ્રતિનિધિ અને પેલા મોટા ગ્રંથ સામે જોયું. એની આંખોનું તેજ ઝાંખું થતું જતું હતું. એ નિરાશાભર્યા સ્વરે બોલ્યો : 'પંડિત મહાશય, હું માનવજાતિના ઈતિહાસને વાંચ્યા વિના જ મરી જઈશ.'

'જહાંપનાહ !' બાદશાહની જેમ મૃત્યુની નજીક પહોંચેલા પ્રતિનિધિએ કહ્યું : 'આપ નિરાશ ન થાઓ. બાદશાહ સલામત ! હું આપને 'માનવજાતિનો ઈતિહાસ કેવળ દસ શબ્દોમાં કહીશ. 'માનવી જન્મે છે, દુઃખ ભોગવે છે અને મૃત્યુ પામે છે.'

●

## બે સુવાકયો

સેવાગ્રામમાં દેશના બધા રચનાકાર્યકર્તાઓની પરિષદ મળી ત્યારે ત્યાં ગયો હતો. ત્યાર પછી લગભગ ૩॥ વરસે હમણાં સેવાગ્રામ જવાનું થયું. તે વખતે બાપુજીની એ જૂની કુટી અને એ આસન વગેરેનાં દર્શન કરવાનું મળ્યું. બાપુ કયાંક બહાર ગયા છે અને હમણાં આવશે, એવી તૈયાર રૂપમાં એમની કુટી અને આસન રાખવામાં આવ્યાં હતાં. પાસે પાવડી અને લાકડી પણ હતી

કુટીની દીવાલ પર ટાંગેલાં બે સુવાકયો જોવાં મળ્યાં. તે કદાચ નવાં હતાં; ૧૯૪૮ પહેલાંનાં ત્યાં હોય તો જોયેલાં યાદ નથી. તે બાપુને પ્રિય હશે તે પરથી ત્યાં ટાંગ્યાં હશે માનું છું. વાકયો બહુ મનનનાં અને હરઘડી યાદ રાખવા જેવાં છે તે વાચકોને માટે ઉપકારી લાગ્યો છું તે અંગ્રેજી પરથી નીચે ઉતારું છું—

"તમે ખરા હો ત્યારે તમારા મિજાજ પર કાબૂ રાખવાનું તમને પાલવી શકે, અને જો તમે ખોટા હો તો તમને મિજાજ ખોવાનું પાલવી ન શકે." જી. સી. લેરીમર

'જૂઠનું રહસ્ય શબ્દોમાં નથી હોતું, પણ છેતરપિંડીમાં રહેલું છે. ચૂપકી રાખીને વાતને ઢાંકવા સારુ દ્વિ-અર્થી શબ્દો વાપરીને, અમુક શબ્દ પર ખાસ ભાર મૂકીને બોલવા વડે, ચૂપકીમાં ખાસ અર્થ રહેલો છે એમ બતાવવા આંખના અણસારા વડે,-આમ અનેક રીતે જૂઠું બોલાય; અને જૂઠું બોલવાની આ બધી રીતો ચોખ્ખા શબ્દોમાં બોલતાં જૂઠાણાં કરતાં કયાંય વડે એટલી બધી ખરાબ અને હીન છે.'

રસ્કિન

# પ્રાર્થનાનો પ્રભાવ

કુરંગીબહેન દેસાઈ

અમારા એક માનાર્હ સ્નેહી છે અમે તેમ જ બીજા અનેક સ્નેહીઓ તેમને ચાચાજી કહીએ છીએ

ગુરુદેવ ટાગોર અને મહાત્મા ગાંધી બન્નેના અંતેવાસી બનીને તેમણે સત્યં, શીવં અને સુંદરમ્ એ ત્રણેને જીવનમા ઉતારવાનો સતત્ પુરુષાર્થ ચાલુ રાખ્યો છે તેમની સ્નેહની મૂડી અખૂટ છે વર્ષો સુધી એકાદ મિત્રને ન મળ્યા હોય, પણ એ મિત્રને દુઃખની ઘડી આવ્યાનું જાણે કે તરત ત્યાં પહોંચ્યા જ હોય

તેઓ નથી કોઇ સંસ્થાના કાર્યકર્તા, કે નથી કોઇને ઉપદેશ આપનાર ગુરુ છતા તેમનાં સત્કાર્યો અવિરતપણે ચાલુ જ હોય છે કોઇ માંદાની સેવા, કોઇ પરિસંવાદ માટે યોજાએલા સંમેલનની પૂર્વ-તૈયારી, કોઇ વિદ્યાર્થીને આર્થિક મદદ માટેનો પ્રયત્ન, કોઇ દુઃખીને સાંત્વન આપવા માટેનો પ્રયાસ, એવા અનેક પ્રકારના કાર્યોમાં જ તેઓ સતત રચ્યા-પચ્યા રહે છે

અને આવાં દેખીતાં કાર્યો કરતાં વધારે ફળદાયી છે એ દરેકની પાછળ રહેલો તેમનો સ્નેહ ભર્યો તીવ્ર ભાવ તેઓ જ્યાં જાય છે ત્યાં નિર્મળ અને નિઃસ્વાર્થ સ્નેહની લ્હાણી કરતા જાય છે

આવા શુદ્ધ પવિત્ર સ્નેહને પરિણામે હમણાં તેમના જીવનમા એક ઘટના બની એ ઘટનાએ મને અકર્મમાં કર્મ કોને કહેવાય તેનુ દૃષ્ટાંત પૂરુ પાડ્યુ. એ ઉપરાંત સમાજકલ્યાણ સૂક્ષ્મ રીતે થયા કરે છે તેનો પણ સ્પષ્ટ ખ્યાલ મને આજ પ્રસંગથી આવ્યો

ગયે વર્ષે ચાચાજી અમેરિકા ગયા હતા જીવનમા અપરિગ્રહને જેઓ પૂરેપૂરો ઉતારે છે, તેમની જરૂરિયાતો પૂરી પાડનાર કોઇને કોઇ નીકળી આવે છે ગજવામાં મહિનાને અંતે એક પણ પૈસો સિલક ન હોવો જોઇએ, એ વ્રત વર્ષોથી આચરનાર ચાચાજીને અમેરિકાની સમાજ કલ્યાણની કેટલીક સંસ્થાઓએ ત્યાં જવાનો, એક વર્ષ રહેવાનો ને પાછા આવવાનો બધો જ ખર્ચ પૂરો પાડયો

અમેરિકાના પશ્ચિમ વિભાગના એક નાના ગામમાં ચાચાજીનું ભાષણ ગોઠવ્યુ હતું ભાષણને અંતે એક અંધ બહેન તેમને મળવા આવ્યાં એ બહેનને દોરનાર ૮૦ વર્ષના એક વૃદ્ધા હતા બહેનોએ તેમને પોતાની ઓળખાણ આપી. તેમની સાથે હાથ મેળવ્યા તેમના વ્યાખ્યાનમા પોતાને પડેલો આનંદ પણ વ્યક્ત કર્યો આટલા ઔપચારિક પરિચય પછી એ બને બહેનો ગયાં

થોડા દિવસ પછી પેલા અંધ બહેન તરફથી ચાચાજીને એક પત્ર મળ્યો એ પત્રનો સાર કંઇક આવો હતો

'હુ એક ત્યક્તા છુ. મારા અંધ થયા પછી મારા પતિ મને ને મારા બાળકને છોડીને ચાલ્યા ગયા છે થોડો વખત મેં તેમની તપાસ કરી આટલામાં પાસે ક્યાંય તેઓ નથી તેની ખાત્રી કરી. થોડા વખત પર ઉડતા સમાચાર મળ્યા કે ખૂબ દૂર એક ગામમાં તેમને નોકરી મળી છે તેઓ પાછા આવે એવી મારી ખૂબ ઇચ્છા છે પણ મારા અંધાપાને લીધે મારી જે સેવા-ચાકરી તેમને કરવી પડે તે જો કરવાની તેમની તૈયારી હોય તો તેઓ જાત જ શુ કામ! આથી તેમનો ચોક્કસ પત્તો મળે તોપણ પત્ર લખવાનો કંઇ અર્થ નથી

'થોડા વખત પહેલાં મને એક સ્વપ્ન આવ્યુ તેમા એક પ્રેમાળ ચહેરો દેખાયો લાંબી સફેદ દાઢીથી ભવ્ય દેખાતો એ ચહેરો કોઈ પૌર્વાત્ય ગૃહસ્થનો હોય એવુ જણાયુ સ્વપ્નમાં જ મને જાણે કોઈએ કહ્યુ, કે 'તારી મૂંઝવણનો રસ્તો કાઢનાર આ વ્યક્તિ છે.'

'આવા અસામાન્ય સ્વપ્નથી હુ પ્રભાવિત થઇ. થોડા જ દિવસમા પછી મે મારા સ્વપ્નની વાત મારી

પાડોશમાં રહેતાં વૃદ્ધ માજીને કરી. એ માજીએ મને તરત જ કહ્યું, કે તેં જેવું વર્ણન કર્યું તેવા જ દેખાવના એક ગૃહસ્થનું વ્યાખ્યાન પાસેના શહેરમા ગોઠવાયું છે. ગોઠવનાર એ ગામના કવેકર્સ છે.

"આ જાણતાં જ મને તમારું વ્યાખ્યાન સાંભળવાની તીવ્ર ઇચ્છા થઇ. પેલાં માજીએ બહુ પ્રેમથી મારી સાથે આવવાનું સ્વીકાર્યું. અમે બંને તમારા વ્યાખ્યાનમાં આવ્યાં. તમને સાંભળ્યા. છેલ્લે તમારી સાથે હાથ મિલાવતી વખતે એમાં રહેલાં ઉમળકાથી મને એવું સાંત્વન મળ્યું કે મારી કથની તમને જણાવવા હું પ્રેરાઇ છું.

'તમારી ફરીવાર મુલાકાત કરવાની ઇચ્છા તો છે જ. પણ મારી પાસે મોટરનું સાધન નથી કે તમે જ્યાં હો ત્યાંથી મારે ઘેર લાવી શકું. અંધ દશાને લીધે હું પણ એકલી તમને મળવા આવી શકતી નથી. છતાં કોઇવાર મુલાકાત થઇ શકશે તો ખૂબ આનંદ થશે.'

ચાચાજીએ આ પત્રના જવાબમાં એ બહેનને ઘટતું સાંત્વન આપ્યું. પોતે એ વિસ્તારમાં હશે તો જરૂર એમને મળવાનો યત્ન કરશે એમ પણ જણાવ્યું અને છેલ્લે લખ્યું :

'હું કોઇના કોયડા ઉકેલવાની શકિત ધરાવતો હોઉં એમ માનતો નથી. પરંતુ દરરોજ પ્રાર્થનાના સમયે તમને તથા તમારા પતિને સ્મરણમાં રાખીશ. તમે પણ પ્રાર્થના કરજો.'

આ પત્રોત્તર પછી થોડા દિવસે ચાચાજી એક બીજા ગામની શાળામાં ગયા. તેમની દાઢીને લીધે બાળકો તેમને સેન્ટા કલોઝ* કહેતાં. બાળકોની સાથે વિનોદ કરીને તેમને આકર્ષવાની નૈસર્ગિક શકિત ચાચાજીમાં છે. કેટલાક બાળકોએ તેમનો ફોટો લીધો.

આ બાળકોમાં પેલાં અંધ બહેનનો છોકરો પણ હતો. એ છોકરાએ ઘેર જઇને પોતાની શાળામાં આવેલા હીંદી મહેમાનનું વર્ણન બહુ ઉત્સાહથી મા આગળ કર્યું. માતાએ વર્ણન પરથી ધાર્યું કે આ મહેમાન ને પેલા વ્યાખ્યાતા એક જ વ્યક્તિ હશે. તેમની સાથેના સંબંધની એક કડી વધતાં એ બહેનને ખૂબ જ આનંદ થયો.

તેમનો પુત્ર તો ચાચાજીનો ફોટો પાસે ને પાસે જ રાખતો હતો. ધીમે ધીમે એ છોકરાને એ ફોટા સાથે દોસ્તી વધતી ગઇ. તેણે માને વારંવાર કહેવા માંડયુ કે, 'મા, તું આ અમારા સેન્ટા કલોઝને લખને કે એ આપણે ઘેર મળવા આવે.'

માની તીવ્ર ઇચ્છા તો આવી રીતે નિમંત્રણ આપવાની હતી જ. તેમાં દીકરાનો આગ્રહ ભળ્યો. *ઉત્કટ તે બહેને, દુન્યવી વિવેકમાંથી ઉપજતો સંકોચ* છોડીને, ચાચાજીને પોતાને ત્યાં આવવાનું હાર્દિક નિમંત્રણ આપ્યુ.

યોગાનુયોગ એવો થયો કે એ જ વખતે ચાચાજીના એક મિત્ર એ વિસ્તારમાં ફરવા જવાના હતા. ચાચાજીએ એ મિત્રની મોટરમાં આ બહેનને ત્યાં જવાનું ગોઠવ્યું ને તે પ્રમાણે તે બહેનને પત્ર દ્વારા જણાવ્યુ.

ગોઠવણ મુજબ, નક્કી કરેલે દિવસે, જ્યારે ચાચાજી પોતાનાં એ બે મિત્રોને ઘેર પહોંચ્યા ત્યારે તેમણે અત્યંત આશ્ચર્ય સાથે જોયું તો મા–દીકરા ઉપરાંત એક મધ્યમ વયના સદ્‌ગૃહસ્થ પણ તેમને આવકાર આપવમાં સામેલ હતા ! અરસપરસ પરિચિત થતાં જણાયુ કે, એ ગૃહસ્થ અંધ પત્નીને લાચાર સ્થિતિમાં મૂકી જનાર એના પતિ પોતે જ હતા !

વાતચીત દરમિયાન પેલા ભાઇએ પોતાનો અનુભવ વર્ણવતાં કહ્યું: 'છેલ્લા થોડા દિવસોથી મને મારા કુટુંબના વિચારો આવ્યા કરતા હતા. એ લોકોને અહીં રાખીને બીજે ચાલ્યા જવામાં હું તેઓને અન્યાય કરી રહ્યો છુ, એવો ચણચણાટ મનમાં થયા કરતો હતો. પણ અંધ પત્નીની સાથે જીવન વિતાવવાની મુશ્કેલીઓ યાદ લાવીને હું મારા મનને મૂગું કરી દેતો હતો. પરંતુ,

---

* સેન્ટા કલોઝ, નાતાલને દિવસે આકાશમાંથી ઉતરી આવી, બાળકોને ભેટ આપનાર એક કલ્પિત વ્યકિત છે. તેમને પણ મોટી સફેદ દાઢી હોવાની કલ્પના છે.

છેલ્લા ત્રણેક દિવસથી તો મને ન સમજાય તેવું ખેંચાણ ઘર તરફ થવા લાગ્યું. છેવટે ગઇકાલે તો હું ઘેર આવી જ પહોંચ્યો. મારી પત્નીએ મને તમારી વાત કરી. તે પરથી મને ખાત્રી થઇ છે કે મને અહીં ખેંચી લાવનાર તમે જ છો. અહીં આવીને મેં નકકી કર્યું છે કે હવે મારે આ ગામમાં જ નોકરી કરી ને કુટુંબની સેવા પણ બરાબર કરવી. મારી આંખ ઉઘાડવા માટે તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.'

ચાચાજીએ આનંદ ને નમ્રતામિશ્રિત અવાજે કહ્યું: 'ભાઇ, ઉપકાર તો ભગવાનનો માનવાનો. આપણે નિમિત્ત બનીને છીએ કર્તા-કારવતા ઇશ્વર જ છે તમે તમારા કુટુંબ સહિત સુખી_થવાનો માર્ગ લીધો છે તો ઇશ્વર જરૂર તમને મદદ કરશે.'

## શેતરંજની રમતના લાભો

શ્રી વિનોબાજી અને બાબુભાઈ મહેતા હમણાં પવનારમાં વિદ્યા મંદિરમાં રહેતા સફાઇ કરતાં થાકે ત્યારે શેતરંજ રમે છે એમ ભૂમિપુત્રમાં વાંચીને અહસકારના જમાનાનાં ૧૯૨૧ના મારા સાથી ભાઇ બાબુભાઈ મહેતાને આ વિષે પુછાવ્યું હતું.

વિનોબાજીને ૭૬મું વર્ષ ચાલે છે અને ભાઈ બાબુભાઇ મહેતાને ૮૧ વર્ષ થયાં છે. ભાઈ બાબુભાઇ મહેતાએ મને નીચે પ્રમાણે કાગળ લખ્યો છે. તે ખાસ કરીને શેતરંજ રમનારને આશ્વાસન રૂપ થઇ શકશે એમ સમજીને નીચે ઉતાર્યું છે

"હવે શેતરંજની રમત વિષે લખું છુ. મારી વૃદ્ધાવસ્થા થઈ છતાં મને શેતરંજ રમતા આવડતું ન હતું તેથી વિનોબાજીએ મને રમતા શિખવાડયુ અને તે પછી માત્ર રોજ એક કલાક રમે છે."

શેતરંજ રમતના લાભ તે નીચે પ્રમાણે વર્ણવે છે.

(૧) આ ખેલમા રાજા, વજીર, હાથી, ઊંટ, ઘોડાં એ બધા લાકડાના હોય છે. એ જેમ મિથ્યા હોય તે પ્રમાણે સૃષ્ટિનું મિથ્યાત્વ સમજવું.

(૨) ગણિત કે વિજ્ઞાનનો અભ્યાસ કરતી વખતે જેમ મનમાં રાગ, દ્વેષ, ઉઠતા નથી તે પ્રમાણે આ ખેલમાં મનથી ઉપર ઉઠવાનું શિક્ષણ મળે છે.

(૩) બુદ્ધિનું બળ વધે છે, (મહારાષ્ટ્રમાં શેતરંજની રમતને બુદ્ધિબળની રમત કહેવાય છે)

(૪) રમનારાઓમાં બંધુભાવ, સહકાર્યની વૃદ્ધિ થાય છે

(૫) આનંદમાં વધારો થાય છે.

વિનોબાજી ઋષિ રહ્યા એટલે જે કોઇ કામ તેઓ હાથમાં લ્યે છે. તેની ખ્યાતિ થયા વગર રહેતી નથી. ઋષિખેતી કરતાં કૂવામાંથિ જયપ્રકાશજી અને વિનોબાજી સામસામા રહેંટ ચલાવતા હતા તો તેની મહતા વધી ગઈ હતી.

શરીરશ્રમનો સફાઇનો જેટલો મહિમા જીવન જીવીને વિનોબાજીએ વધાર્યો છે તેટલો જ મહિમા હવે શેતરંજનો થઇ જાય તો નવાઇ નહિ."

જુવાનીના કાળમાં આશ્રમ રાષ્ટ્રીયશાળામાં શિક્ષક તરીકે નાના મોટા વિદ્યાર્થીઓ સાથે દુતુતુની રમત બહુ કુશળતાપૂર્વક વિનોબા રમતા હતા એ દશ્ય નજર આગળ ખડું થઇ જાય છે.

ઉત્તમ કરણી કરે તો નરકા નારાયણ બને એ કહેવત સર્વથા સાચી છે.

જોત જોતામાં વિનોબા કર્મયોગ કરતાં કરતાં સંત વિનોબા બની ગયા

-છગનલાલ ન. જોષી

# લેખકની ફરજ

—વિલિયમ ફોકનાર

અમે સૌ (મારા સમકાલીનો) પરિપૂર્ણતાના અમારા સ્વપ્ન સુધી પહોંચવામાં નિષ્ફળ ગયા છીએ. આથી હું અમને સૌને અશક્યને શક્ય કરવામાં મળેલી શાનદાર નિષ્ફળતાની ભૂમિકા પર રહેવા માગું છું. મારા મતે મેં લખેલું તમામ સર્જન જો પુન: સર્જવાનો સમય આવે તો હું એ વધુ સારી રીતે લખી શકું એવી મને ખાતરી થઇ ગઈ છે...કળાકાર માટે આ આદર્શ સ્થિતિ કહેવાય. એટલા માટે જ એ પોતાનું સર્જન ચાલુ રાખે છે, વારંવાર લખતો જ રહે છે. દરેક વખતે એ માને છે કે આ વખતે તો એ જરૂર કરી શકશે, અલબત્ત એ કરી નહિ શકે. અને એથી જ એ સ્થિતિ આદર્શ છે. એકવાર જો તે આ કરી લે તો તેને પોતાનું ગળું કાપવા સિવાય પરકાષ્ટાની એ આત્મઘાતક અવસ્થામાં કૂદકો મારવા સિવાય કશું જ કરવાનું નહિ રહે. હું નિષ્ફળ કવિ છું, કદાચ દરેક નવલકથાકાર પહેલાં કવિતા લખે છે, તેમાં ન ફાવતાં લોકપ્રિય સાહિત્ય સ્વરૂપ ટૂંકી વાર્તા તરફ વળે છે, અને એમાં યે નિષ્ફળ જતાં આખરે એ નવલકથા લેખન હાથ ધરે છે.

લેખક જે કંઇ કરે તેનાથી એણે સંતોષ ન માનવો જોઇએ. તમે જે કરી શકો તેમ હો તેથી વધારે કરવાનું સ્વપ્ન રાખો તમારા સમકાલીનો કે પુરોગામીઓ કરતાં સારા બનવાની ઝાઝી ચિંતા ન કરો. તમારા પોતાના કરતાં જ સારા બનવાની કોશિશ કરો. કળાકાર ઊર્મિ અને વિચારોની દુર્ધર્ષ ભૂતાવળથી દોરાય છે. આ આવેગો તેને કેમ પસંદ કરે છે તે એ નથી જાણતો. એ કેમ બને છે તે વિચારવાનો સમય પણ તેની પાસે નથી હોતો; તે પોતાનું સર્જન પૂરું કરવા માટે કોઇને કે બધાંને લૂંટશે, ભીખશે કે ચોરી કરશે એ વિશે નીતિ–અનીતિના તમામ ખ્યાલોથી તે પર હશે.

લેખકની એક માત્ર જવાબદારી પોતાની કળા તરફ છે. જો એ સારો કળાકાર હશે તો તે સંપૂર્ણપણે નિષ્ઠુર જ રહેશે. તેની પાસે સ્વપ્ન હોય છે, તે એને એટલું તો બેચેન કરે છે કે તેનાથી છૂટકારો મેળવવા, તેને આકાર આપી દેવા એ મથે છે. ત્યાં સુધી એને જંપ નથી વળતો, એ બધું જ બાજુએ મૂકી દે છે. સન્માન, ગૌરવ, શિષ્ટતા, સલામતી કે સુખ, આ તમામ જ્યાં સુધી પુસ્તક પૂરું ન થાય ત્યાં સુધી કોરે મૂકાઈ જાય છે. જો કળાકારને પોતાની માને લૂંટવી પડશે તો તે તેમ કરતાં પણ નહિ અચકાય.

કલાકારને બહુ ભારે કિંમત આપ્યા વિના જે કાંઇ શાંતિ, એકાંત અને આનંદ મળી શકે એ જ ઉત્તમ વાતાવરણ છે. ખોટા વાતાવરણને લીધે તેનું લોહી ઉકળી જશે, એ વધુ સમય નિરાશ કે ત્રસ્ત બની રહેશે. મારો પોતાનો અનુભવ એ છે કે મારા વ્યવસાય માટે માત્ર કાગળ, તમાકુ, અનાજ અને થોડો વ્હીસકી એટલાં સાધનોની જરૂર પડે છે.

લેખકને આર્થિક સ્વાતંત્ર્યની જરૂર નથી. તેને જે કંઈ જરૂર છે તે પેન્સિલ અને કાગળોની જ. નાણાંની ગમે તેવી મોટી ભેટ પણ ઉદાત્ત સર્જન જન્માવે તેવો મને અનુભવ નથી. લેખક તેના લેખનમાં જ રત હોય છે. જો લેખક પ્રથમ કક્ષાનો ન હોય તો તે પોતાને સમય નથી કે આર્થિક સ્વતંત્રતા નથી એવા બહાનાં કરી પોતાની જાતને જ છેતરે છે. સારા કળાકારનો કોઈ નાશ નથી કરી શકતું એક માત્ર મૃત્યુ જ તેમના જીવનનો અંત લાવે છે. સારા લેખકોને સભ્યતાની કે શ્રીમંતાઇની ચિંતા કરવાનો સમય જ હોતો નથી. સિદ્ધિ એ નારી જેવી છે, જો તમે એના તરફ ઢળતા જશો તો એ તમારા પર સવાર થઇ જશે. એથી તેની ઉપેક્ષા જ કરવી જોઇએ. તો એને તમારી પાછળ ઘસડાવું પડશે.

લેખકની ફરજ પોતાનું કામ શકય તેટલી ઉત્તમ રીતે કરવાની છે. એ સિવાયની બીજી કોઈ ફરજ એને બંધનકર્તા નથી. મારી જ વાત કહું તો જનતાની દરકાર રાખવાનો મને સમય જ નથી. મારે તો મારા ધોરણ પર પહોંચવાનું છે.

# નવીનાઓ

દુનિયા ઝડપભેર આગળ વધી રહી છે વસ્તી વધતી રહી છે માણસનું મગજ અનેક કલ્પના ભરીને આગળ પગલાં પાડી રહ્યુ છે અનેક નવી નવી કંપનીઓ રોજ રોજ ખૂલતી રહી છે. માલનું ઉત્પાદન વધતું રહ્યુ છે, એ માલના વેચાણ માટે અજબ તરેહની તરકીબો અજમાવાઇ રહી છે સારી ભણેલી ગણેલી યુવતીઓને કંપનીઓ આકર્ષક પગારે માલના વેચાણ માટે રાખે છે એ યુવતીઓ પાસે જુદી જુદી રીતે કામ લેવડાવી શકે છે આ યુવતીઓ—નવીન નારીમણિઓનો સમૂહ આજે નાના મોટા શહેરોમાં ઝડપભેર ફાલી રહ્યો છે.

અમર કવિ ભારતીજીએ પોતાની કવિતામાં નવીન નારીમણિઓની કલ્પના કરી છે એમના સાક્ષાત્કાર કરવાનું સૌભાગ્ય ભારતીજીને મળ્યુ નથી, પણ આ વિષયમાં મારુ નસીબ ખરખર ઝળક્યુ છે કારણ કે હમણાં થોડા દિવસોથી મને મારા ઘરમા જ નવીન નારીમણિઓને મળવાનો અવસર બરાબર મળી રહ્યો છે

એક દિવસ સાંજે આફિસથી છૂટી હુ ઘેર પા I આવ્યો તો રસો ાંમાં કે લીક મહિલાઓનો અવાજ મારા કાને પડયા, એક મ હલ કહી રહી હતી

'ગરમ પાણીન તાપમાન એ છામાં ઓછુ ૧૧૦ ડિગ્રી સેન્ટિગ્રેડ હોવું જોઈએ ત્યારે જ કોફી બહુ જ સરસ બને છે'

તમે અજબ વાતો ક I છો પાણીનુ તાપમાન ૧૦૦ ડિગ્રીથી અધિક ક્યારેય ન હોઈ શકે તમે ઇતિહાસ લઈને બી એ પાસ થયા છો-તમે તાપમાનના બાબતમાં શુ જાણો ' બીજી સ્ત્રીએ કહ્યુ

'ચ ર મિનિટ અને ત્રીસ સે ન્ડથી વધાર વખત પ ણી ફિલ્ટરમાં જો રહ્યુ તો કે ફીની મજા મારી જશે' ત્રીજી સ્ત્રી બોલી

મારી પત્ની સરયૂ બોલી આ બધુ હુ શુ જાણુ ? મારી બાએ જે મને શિખવાડયુ છે તે જ પ્રકારે હુ અત્યાર સુધી કોફી બનાવતી આવી છુ'

હવે મે જોયુ તો રસોડામાંથી સરયૂ ત્રણ નવીન નારીમણિઓની સાથે બેઠક રૂમમાં આવી રહી છે ત્રણે રમણીઓ સુંદર પોષાકમાં સજ્જ છે અને દેખાવે બી. એ કે એમ એ. લાગતી હતી

મે મારી પત્નીને એક બાજુ બોલાવી પૂછયુ 'તેઓ કોણ છે ? કોઈ ભણેલી ગણેલી લાગે છે'

પત્નીએ કહ્યુ 'આ બહેનો એક નવી કોફી કંપનીની પ્રતિનિધિઓ છે પોતાની કંપનીમાં બનતી કોફીના નમૂનાનો પાવડર મન દઈને કહે છે કે સારી કોફી કેમ બનાવવી તે અમે તમને શીખવાડીશુ."

'ઘણુ સારુ, ત્યારે અત્યાર સુધી રસોડામાં આ જ કામ ચાલી રહ્યુ હતુ શુ ?' મે સરયૂને પૂછયુ

'હા' પત્નીએ જવાબ આપ્યો

બી એ એમ એ ભણેલી યુવતીઓ કેમ આવા વ્યવસાયમાં પડીને ઘર ઘર ભટકે છે?" મે પૂછયુ.

'શા માટ ન ભટકે ? પત્નીએ કહ્યુ 'એ દરેકને મહિને બસો રૂપિયા મળે છે જો મને પણ આવુ કામ મળે તો હુ પણ ખુશીથી કરુ !'

સરયૂ સાથે લમણાઝીક કરવી નકામી માની હુ ચૂપ રહ્યો

બીજે દિવસે મારી પત્નીએ આગલે દિવસે શીખેલી નવીન ઢબની કોફી મને બનાવીને દીધી હુ ત પીને આફિસ ગયો ઓફિસમાં મને ખૂબ જ માથામાં દર્દ થવા લાગ્યુ, એટલે પરેશાન થઈને બે વાગ્યે જ હુ ઘર પાછો ફર્યો

રોજ બપોરે મારી પ ની મીઠી નીદર કરે છે પરંતુ આજ પાછળના વરંડામા કૂવા પાસે ત્રણ સ્ત્રીઓ સાથે વાત કરી રહી હતી

ત્યાં જઈને જોયું તો એ ત્રણ સ્રીઓ મારા ઘરનાં વાસણોને કોઈ પાવડર લગાવી રહી હતી. મારી પત્ની એક ખુરશી પર બેસી તે કાર્યને જોઈ રહી હતી–જાણે કોઈ મોટી શેઠાણીની જેમ!

મને જોઈને તે મારી પાસે દોડી આવી ને કહેવા લાગી: 'વાસણોને ચમકદાર બનાવવા માટે કોઈ કંપનીએ નવી ચીજનો પાવડર બનાવ્યો છે આ બહેનો એ કંપની તરફથી પાવડરનો નમૂનો લાવી છે અને કેવી રીતે તેનો ઉપયોગ કરવો તેનો પ્રત્યક્ષ–પાઠ દ્વારા શીખવી રહી છે.'

આવી ભણેલ ગણેલ યુવતીઓનું આવું કાર્ય જોઈને હું તો આશ્ચર્યચકિત થઈ ગયો.

થોડા દિવસો પછી એક રવિવારે હું થોડા મિત્રોને મળી સાંજે ઘેર પાછો ફર્યો. સરયૂ બહાર ફળિયામાં બેસીને કોઈ નવલકથા વાંચી રહી હતી. ત્યાં પણ ત્રણ નવીન નારીમણિઓ સરયૂની સાડીઓ ધોઈ રહી હતી.

મેં સરયૂને એ વિશે પૂછયું તો જાણવા મળ્યું કે કોઈ સાબુની કંપનીની પ્રતિનિધિઓ છે. અને કંપનીના સાબુથી કપડાં કેવા સ્વચ્છ અને ચમકદાર થાય છે તે સાડીઓ ધોઈને બતાવી રહી છે.

હવે તો નવીન નારીમણિઓનું ધાડું અમારે ત્યાં રોજબરોજ આવવાનું સામાન્ય થઈ પડયું. એક દિવસ એક સિલાઈ મશીન કંપનીની નારીમણિઓ આવી ને મારે ત્યાંના બધાં ફાટેલ તૂટેલ કપડાંને સાંધી દીધા. પછી વનસ્પતિ કંપનીની નારીમણિઓ આવી. પોતાની કંપનીના વનસ્પતિમાં પાપડ અને વડી તળીને દઈ ગઈ. તે દિવસે સરયૂ ખૂબ ખુશ હતી, કેમ કે હું સવારે શાકભાજી લાવી શકયો ન હતો– એટલે નારીમણિઓના આવવાથી એને ઘણો ફાયદો થયો હતો.

ત્રીજે દિવસે સુગંધી તેલ બનાવતી કંપનીની રમણીઓ એવા સમય પર આવી જ્યારે સરયૂ અને મારી મામી સિનેમા જવાની તૈયારી કરતા હતા. પોતાની દીકરીઓને વાળ ઓળીને ચોટલા ગૂંથવાનું કામ સરયૂએ એ રમણીઓ પાસે કરાવી લીધું.

એક દિવસ સરયૂ બપોરે નાસ્તા માટે શું બનાવવું એની ચિંતામાં હતી. ત્યાં નવીન નારીમણિઓની પધરામણી થઈ. ઢોસા બનાવવા માટે કોઈ કંપનીએ યંત્ર બનાવ્યું હતું. આ મહિલાઓ એ કંપની તરફથી આવી હતી તેઓએ મશીન પર માત્ર પાંચ જ મિનિટમાં દસ મજાનાં ઢોસા બનાવી દીધાં.

આ દળકટક રોજરોજ આવતા હોવાથી મારી પત્નીને ઘરના કામમાંથી સારી એવી નવરાશ મળતી હતી, તેથી એ આળસુ થઈ ગઈ હતી. એક દિવસ સરયૂને મેં કહ્યું 'જરા એક કપ કોફી બનાવી દેજે.'

'ઘરમાં કોફીનો પાવડર નથી. કોઈ કંપની તરફથી નવીન નારીમણિઓનું ટોળું આવવું હશે, એની પાસે કોફી બનાવડાવી લઈશ.' જવાબ મળ્યો.

'કોફી નહિ તો કંઈ નહિ લીંબુનો શરબત બનાવી દે તો ચાલશે.' હું બોલ્યો.

'વાસણ માંજ્યા વિનાના પડયાં છે, નવીન પાઉડરવાળા હમણાં કોઈ આવી જશે. એમની પાસે વાસણ સાફ કરાવી લઉં, પછી શરબત!'

'જહન્નમમાં જાય એનું શરબત! મારું પેન્ટ કાઢી દે. મારે બહાર જવું છે.' હું ગુસ્સામાં બોલ્યો.

'પેન્ટ ફાટી ગયું છે. હું બે દિવસથી કોઈ સિલાઈ મશીનવાળાની પ્રતિનિધિની પ્રતીક્ષામાં છુ—જો તેઓ આવી જાય તો એની પાસે તમારું પેન્ટ રિપેર કરાવી લઉં.' સરયૂ ઠંડે કલેજે બોલી.

હું મનમાં ને મનમાં નવીન નારીમણિઓને ગાળો દેવા લાગ્યો.

---

તમારામાં કંઈ દોષ હોય તો તેનો ત્યાગ કરતાં ડરવું નહિ —કોન્ફ્યુશિયસ

શ્વેત વસ્ત્ર પર પડેલો નાનો સરખો પણ કાળો ડાઘ, તેની વિરુદ્ધતાને લીધે બહુ જ કદરૂપો લાગે છે; તેમ જ પવિત્ર પુરુષની નજીવી ભૂલો પણ તેની આજુબાજુની પવિત્રતાની સમીપમાં બહુ જ ગંભીર દેખાય છે.

—રામકૃષ્ણ પરમહંસ

# કેલેન્ડરનો ઇતિહાસ

તમે અત્યારે જે અંગ્રેજી કેલેન્ડર વાપરો છો તે ગ્રેગોરિયન કેલેન્ડર છે અને તે ઇ. સ ૧૮૫૨થી શરૂ થયુ છે

કેલેન્ડરમાં જોશો તો જણાશે કે એના અનુક્રમે સાત વાર છે પહેલો વાર રવિ, બીજો સોમ, ત્રીજો મગળ, ચોથો બુધ, પાંચતો ગુરુ, છટ્ટે શુક્ર અને સાતસો શનિ. આ નામો ઉપરથી તમે જોશો કે એમનો સંબધ ખગોળશાસ્ત્ર અને સૂર્યમાળા સાથે છે એના લેટિન નામ પણ બરાબર આ ક્રમને મળતા આવે છે Solis એટલે રવિ, Lund એટલે સોમ (ચદ્ર) Martis એટલે મગળ (યુદ્ધદેવ) Mercurii એટલે બુધ, Jovis એટલે ગુરુ, Veneris એટલે શુક્ર અને Satur શનિ

કેલેન્ડરમાં ફક્ત એક વાર ફેરફાર થયો છે પ્રથમ જુલિયન કેલેન્ડર ચાલતુ હતુ તે બદલીને ગ્રેગોરિયન કેલેન્ડર અમલમાં આવ્યુ હતુ આ ફેરફારમાં તારીખનો આંકડો ફર્યો હતો, પરંતુ વાર કે વારનો ક્રમ ફર્યો ન હતો. કેલેન્ડરમાં વારનો ફેરફાર કદી થયો નથી

રોમન સામ્રાજ્યમાં અને પેલેસ્ટાઇનમાં જે કેલેન્ડર ચાલતુ તે 'જુલિયન કેલેન્ડર' તરીકે ઓળખાતું રાજા જુલિયસ સિઝરના સમયમાં અને એની સત્તાથી જે કેલેન્ડર અમલમાં આવ્યુ તે જુલિયન કેલેન્ડર કહેવાયુ એ કેલેન્ડર રોમ શહેરની સ્થાપનાના ૭૦૮માં વરસે ઇ સ પૂર્વે ૪૬માં ચાલુ થયુ હતુ

આ કેલેન્ડર લગભગ આખી સુધરેલી દુનિયામાં ઇસવી સનના ૫ દરસા સૈકા સુધી ચાલુ રહ્યુ, પરંતુ એ બરાબર ખરૂ કેલેન્ડર ન હતું એ કેલેન્ડરમાં એક વર્ષ ૩૬૫ ¼ દિવસનું માની લેવામાં આવ્યુ હતુ. જ્યારે ખરી રીતે તે આ મુદત કરતા અગિયાર અને કેટલીક સેકન્ડો જેટલુ ઓછુ હતુ વરસ દિવસે આ ભુલ આમ નજીવી જેવી લાગે છે, પરંતુ વરસો જતાં એ ભૂલ મોટી થતી ગઇ. પરિણામે જુલિયન કેલેન્ડર મુજબ દર વરસે કેટલોક વખત ખોટી રીતે ગુમ થવા લાગ્યો આનું પરિણામ એ આવ્યુ કે વસત ઋતુમાં રાતદિન સરખા માર્ચની ૨૧મી તારીખે થાય અને થતા તેને બદલે તે માર્ચની ૨૦, ૧૯, ૧૫, ૧૪ એમ નજીકની તારીખે ગણાવા લાગ્યું. સોળમા સૈકાની શરૂઆત સુધીમાં આ મુદત ૨૧ માર્ચથી પાછળ હઠીને ૧૧ માર્ચ સુધી આવી લાગી.

૧૩મા સૈકા સુધી ખગોળશાસ્ત્રીઓ જુલિયન કેલેન્ડરની આ ભૂલ બતાવતા રહ્યા, યુરોપના કેટલાક દેશોએ કેલેન્ડરની આ ભુલ સુધારી લેવા ઇચ્છા કરી. પરંતુ કશુ થયું નથી કારણ કે કેલેન્ડરના આ સુધારામાં બધાં દેશોની સમ્મતિની જરૂર પડે છે, અને તો જ બધાં દેશોમાં એકસરખાપણું રહે.

છેવટ રોમના પોપ સાહેબનો આશરો લેવામાં આવ્યો ૧૩મા ગ્રેગોરી નામના પોપના આશ્રય હેઠળ કેલેન્ડરમા સુધારો કરવામાં આવ્યો અને કુલ દસ દિવસનો તફાવત ચૂકતે કરાયો ૧૫૮૨ના માર્ચની ૧ લી તારીખે પોપસાહેબે ફરમાન કાઢ્યુ કે ૧૮૫૨ના ઓકટોબરની ૫મી તારીખને ૧૫મી તારીખ ગણવી એ પોપના નામ ઉપરથી આ સુધરેલા કેલેન્ડરને ગ્રેગોરિયન કેલેન્ડર તરીકે ઓળખવામાં આવ્યુ

આજે તમે તમારા ઘરમાં જે કેલેન્ડર વાપરો છો અને આખું જગત વાપરે છે તે આ ગ્રેગોરિયન કેલેન્ડર છે, અને દસ દિવસનો સુધારો ઇ સ. ૧૫૮૨ ના ઓકટોબરની ૫મી તારીખે કરવામા આવ્યો હતો ૫ મી ઓકટોબરનો દિવસ ૧૫મી ઓકટોબરનો લખવામાં આવ્યો, બસ આટલો જ ફેરફાર થયો હવે રાત દિવસ સરખા થવાનો દિવસ તા ૨૧ માર્ચનો બરાબર આવી મળે છે વારમાં કશો ફેરફાર કરવામાં આવ્યો ન હતો ૫મી તારીખે શુક્રવાર હતો તે ૧૫મી તારીખે શુક્રવાર જ રહ્યો માસ એનો એ હતો

ઓક્ટોબર જ. માત્ર તારીખ ફરી હતી.

સ્પેન, પોર્ટુગલ અને ઈટાલીએ આ કેલેન્ડરને તરત જ અપનાવી લીધું. ફ્રાન્સે પણ એજ વર્ષમાં ડિસેમ્બર ૧૦મી તારીખને ડિસેમ્બરની ૨૦મી તારીખ ગણીને અપનાવ્યું. જર્મનીના રોમન કેથોલિક સંસ્થાનોએ ૧૫૮૩માં અપનાવ્યું. પરંતુ જર્મનીના પ્રોટેસ્ટન્ટ સંસ્થાનોએ ઈ. સ. ૧૭૦૦ સુધી જૂનું કેલેન્ડર જ રાખેલું. કારણ કે તેઓ પોપને માનતા ન હતા.

ઈંગ્લેન્ડ પણ પ્રોટેસ્ટન્ટ થયું હોવાથી ૧૭૫૨ સુધી જૂનું કેલેન્ડર ચલાવ્યું. સ્વીડન અને ડેનમાર્કે પણ ૧૭૦૦ સુધી જૂનું ચલાવેલું.

આ ગાળા દરમિયાન એક દેશ જૂનું કેલેન્ડર મુજબ ચાલે અને બીજે નવા મુજબ ચાલે છતાં વારમાં ફેર ન હતો. જો શનિવાર હોય તો બધા જ દેશોમાં શનિવાર રહેતો; પરંતુ ૧૭૦૦ પછી જે દેશોએ નવું કેલેન્ડર અપનાવ્યું તેમણે દસને બદલે અગિયાર દિવસો વધારે ગણવાના થયા.

ઈંગ્લેંડને યુરોપ ખંડના બીજા દેશો સાથે વ્યાપારના વ્યવહારમાં ભારે મુશ્કેલી પડવા માંડી. છેવટ એના વ્યાપારીવર્ગે ચળવળ ઊપાડી, જેને પરિણામે ઈંગ્લેંડને નવું કેલેન્ડર સ્વીકારવું પડયું. વળી આ કેલેન્ડર વધુ માનીતું થયું.

ઈતિહાસના અભ્યાસમાં કેટલાક ગ્રંથોમાં જ્યાં તારીખ અને વરસના આંકડા અપાયા હશે ત્યાં વાર O. S. અને N. S. અક્ષરો જોશો. એ ઉપરથી : તારીખ Old-Style કેલેન્ડરની છે કે New-Sty કેલેન્ડરની છે તે મુકરર થાય છે.

બ્રિટિશ પાર્લામેન્ટે નવું કેલેન્ડર ૧૭૫૨ સપ્ટેમ્બર માસની બીજી તારીખે મંજૂર કર્યું. ત ૩ ને તા. ૧૪ મી ગણવામાં આવી. એ ગુરુવાર હતે જૂના તેમ જ નવા પ્રમાણે વાર એનો એ રહ્યો. હ ઈંગ્લેંડની તારીખ ખંડના બીજા દેશોની તારીખ સા મળતી થઈ.

રશિયા અને ગ્રીસ હજુ જૂનું કેલેન્ડર વાપર હતાં. રૂમાનિયા, સર્વિયા અને તુર્કીએ સને ૧૯૧૯ નવું કેલેન્ડર સ્વીકાર્યું; સોવિયેટ રશિયાએ ૧૯૨૨ સ્વીકાર્યું અને સપ્ટેમ્બર ૩૦ મી તારીખને ઓક્ટો ૧૪ મી તારીખ ગણી. એ રવિવાર હતો. જૂના કેલે મુજબ તા. ૩૦ રવિવાર હતો તે નવા કેલેન્ડર મુજ તા. ૧૪ ઓક્ટોબર પણ રવિવાર હતો. એટલે વા બરાબર મળતા આવી ગયા. હવે વધારવાના દિવસે અગિયારથી વધીને ચૌદ થયાં હતા. આ બધા ફેરફારો તારીખ ફરતી ગઈ છે પરંતુ કોઈવાર કોઈ વારને તેના અનુક્રમને મુદ્દલ બાધ આવ્યો નથી.

## માનવજીવનનું ઊર્ધ્વગમન મહત્ત્વની વસ્તુ છે

માનવીની બધી સંસ્થાઓનો કાળાન્તરે હ્રાસ થાય છે, એવું ગાંધીવાદનું નહીં થાય એવી કોઈ ખાતરી આપી શકે તેમ નથી. નિત્યવિવેક, જાગૃતિ, સંશોધન, માર્જન મારફતે જ જીવન અને સંસ્થાઓ પ્રગતિશીલ અને નીરોગી રહે છે. તે ક્રિયા બંધ પડે તો સડવું અનિવાર્ય છે. બૌદ્ધોનું પતન થયું તો શંકરાચાર્ય આવ્યા, સ્માર્તોનું પતન થયું તો ચૈતન્યો પેદા થયા, વૈષ્ણવો જડ બન્યા તો સાધુ સંત અને નાનક, કબીર વગેરે થયા, તે જડ બન્યા ત્યારે બીજા સુધારકો પેદા થયા આ રીતે માનવજીવન વધતું જ જાય છે. ગાંધીવાદીઓ અપ્રગતિશીલ, નકામા, જડ અથવા ભ્રષ્ટ બની જશે તો બીજા નવા પેદા થવાના જ. સંસ્થાઓ, પંથ વગેરે તૂટી જાય તો ભલે; તે મહત્ત્વની વસ્તુ નથી. માનવજીવનનું ઊર્ધ્વગમન મહત્ત્વની વસ્તુ છે. એ ઉદ્દેશની પૂર્તિ કરનાર માર્ગદર્શક તેમ જ સંસ્થાઓ હંમેશાં નિર્માણ થતી જાય, ત્યાં સુધી બધું સલામત છે.

तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥

કિશોરલાલ મશરૂવાળા

# અપ્સરા

ઇન્દુલાલ ગાંધી

શકુન્ત  તમે અત્યાર સુધી અહીં જ છો ?

અન્નપૂર્ણા  ત્યારે ક્યાં જાઉં ? તમે તો ઉતાવળા ઉતાવળા ભાષણમાં ચાલ્યા ગયા ભલા માણસ મને આવવું છે? એમ પૂછવું તો હતું !

શકુન્ત  તમને કહેવાનો ઠીક લાગ મળ્યો કેમ જાણે બાઈસાહેબ મારી સાથ રાજ ફરવા આવતાં હોય ?

અન્નપૂર્ણા  રાજ નથી આવતી પણ આજ તો જરૂર આવત ને તમે ભાષણ આપવાના હો ત્યાં આવ્યા વિના મારાથી કેમ ચાલે ?

શકુન્ત  બોલવું હોય તેટલું બોલો, હું નિરાંતે સાંભળ્યા કરીશ તમે આજે આવ્યાં હોત તો પુરુષો પ્રત્યેનો તમારો રોષ તમારે હંમેશને માટે જળી જવો પડત આટલી ઠંડી છે છતાં સાંભળનારાની એટલી જબ્બર સંખ્યા હતી ! અને બોલનારા બધાં મહાભારત ના યુધ્ધે ચડયાં હતાં

અન્નપૂર્ણા  પણ તમને આવતાં કંઈક વાર લાગી

શકુન્ત  આજની સભાએ ભારે કરી બોલનારા બધા કેળવાયેલા અને એક જ વિષય ઉપર બોલવાનું ભારે ચમ્મત પડી

અન્નપૂર્ણા  હું જયાબહેનને જ પૂછવા જઈશ એમણે કહ્યું કે સ્ત્રીઓ વિરૂધ્ધની કાપડિયાની હતી દલીલોનો શકુન્તે બહુ સચોટ જવાબ આપ્યો પણ તમને આવતાં આટલી બધી વાર કેમ લાગી ?

શકુન્ત  જયાબહેન આવ્યાં હતાં ત્યારે તમારે આવવું હતું ને ! સ્ત્રીઓની સંખ્યા પણ પુષ્કળ હતી અને ઘોંઘાટ પણ એટલો થતો હતો !

અન્નપૂર્ણા  સ્ત્રીઓ હોય ત્યાં ઘોંઘાટનું પૂછવું નહિ પણ તમે મારી વાતને કેમ ઉડાવો છો ? તમને મોડું કેમ થયું તે તો કહો

શકુન્ત  પહેલાં મને કોફી પાઓ પછી હું એ વાતનું મંગલાચરણ કરું એ ઈતિહાસ અત્યંત સુંદર છે

અન્નપૂર્ણા  હું કોફી મૂકું છું મને એ સુંદર ઈતિહાસની પ્રસ્તાવના તો જયાબહેને કહી છે હવે કથા સાંભળવી બાકી છે પણ તમે તો વાત કહેવાને બદલે પુસ્તક વાંચવા માંડયું

શકુન્ત  આ લોકોને એક જાતની કુટેવ પડી છે

અન્નપૂર્ણા  કયા લોકોને ? કઈ જાતની ?

શકુન્ત  આ નવલકથાકારોને પહેલું પ્રકરણ જરા માનસશાસ્ત્રના અભ્યાસનું ચીતરવું, પછી પ્રવાસ, અને તે પછી પ્રણયકલહ ઉપર ઉતરે છે પ્રેમનો કક્કો ન જાણતાં હોય છતાં !

અન્નપૂર્ણા  પ્રેમનો કક્કોય ન જાણતા હોય છતાં ? તમને દલીલોથી હું નહિ જીતી શકું પણ ટીકાકારોના લક્ષબિંદુ પ્રમાણે તમારામાં ય થોડી ઘણી ઈર્ષ્યા તો છે

શકુન્ત  ઈર્ષ્યા ? શી વાત કરો છો ?

અન્નપૂર્ણા  સાચું જ દરેક લખનાર અને બોલનાર હંમેશાં આ ટેવને છાની રીતે પંપાળતાં આવ્યા છે બસ, મારા જેવું કોઈથી લખાય નહિ મારા જેવું કોઈથી બોલાય નહિ !

શકુન્ત  તમે તો મને ઉધડા લેવા માંડયો !

અન્નપૂર્ણા  આડું અવળું, શબ્દોથી ખીચોખીચ ન સમજાય એવું બોલીને તમે હજાર માણસને આંજી શકયા પણ હું એમ અંજાઈ જાઉં એવી નથી સમજ્યા ?

શકુન્ત  હું લોકોને આંજી નાખવા ખાતર જ બોલું છું ? એવું તમે મારામાં શું જોયું. જેમાં હું છાની રીતે અહં ને સાચવી રાખતો હોઉં ? હું બોલું

છું બીજા બોલે છે એ કરતાં કંઈક ઉતાવળું ને વેગભર્યું. સાંભળનારા હસે છે, કોઈક તાળીઓ પાડે છે, કેટલાંક કચવાય છે પણ ખરાં! હસનારાં મારા શબ્દોમાંથી કટાક્ષ તારવે છે. તાળીઓ પાડનારા નક્કર દલીલોથી રીઝે છે ને કચવાનારા આ બધામાં આડકતરી ટીકાનાં દર્શન કરે છે. પણ તમે તો મને એ બધાંથી જુદા જ રૂપે નીરખ્યો. અન્નપૂર્ણા, તમે આવું હડહડતું સત્ય ક્યાંથી લઈ આવ્યા?

અન્નપૂર્ણા: અરે, તમારી લુચ્ચાઈ!

શકુન્ત: લુચ્ચાઈ? કોણે કહ્યું?

અન્નપૂર્ણા: હવે રહેવા દો મિસ્ટર! વાતો રમાડવાની તમારી ટેવથી હું મુદ્દલ અજાણી નથી. તમે ધાર્યું હશે કે આમ આડીઅવળી વાતો કરીને હું અન્નપૂર્ણાને પેલા સુંદર ઈતિહાસની કથા ભુલાવી દઈશ, પણ હું તમારો કેડો એમ છોડવાની નથી.

શકુન્ત: અરે, એ વાતને તો હું ચાવી જ ગયો સારું ત્યારે પણ જવા દોને–એ કથામાં કાંઈ માલ જેવું નથી. નાહક તમને પુરુષો ઉપરથી શ્રદ્ધા ઊઠી જશે ને ખાસ કરીને મારા ઉપરથી તો ચોક્કસ.

અન્નપૂર્ણા: એમ અત્યારથી ઢીલાપોચા શું થાઓ છો? પુરુષો પ્રત્યે સ્ત્રીઓને અશ્રદ્ધા રાખવાના ઘણાં કારણો છે. પહેલું તો એ કે તમને સ્ત્રીઓ વિશે સાફ સાફ વાત કરતાં જ નથી આવડતી. સ્ત્રીઓને તમે ધુતકારો છો ત્યારે પણ તમારા મોં પર મધુર સ્મિત રમતું હોય છે, આંખની કીકીઓ નાચતી હોય છે અને પગ મોરની જેમ થનક થનક ગેલ કરતાં હોય છે. શકુન્ત! આવાં તો હજારો કારણો છે. હવે પેલી વાત શરૂ કરો.

શકુન્ત: તમે તો મને અત્યારથી ડરાવવો શરૂ કર્યો! મારી જીભ ડગલું ય નહિ ભરે.

અન્નપૂર્ણા: તમારામાં પણ મેં કહ્યા તેવા પુરુષના દુર્ગુણો પ્રવેશવા માંડ્યા કે શું?

શકુન્ત: માફ કરજો હવે મારે એવું નથી સાંભળવું.

અન્નપૂર્ણા: ત્યારે પેલો ઈતિહાસ.

શકુન્ત: કહું છું. નિરાંતે સાંભળજો. જાણે એમ બન્યું કે જ્યારે મારું ભાષણ ચાલતું હતું ત્યારે સ્ત્રીઓના ટોળામાંથી કોઈ અજાણી સ્ત્રીએ ઊભાં થઈ મને બોલતો અટકાવ્યો અને પોતે કોમળ પણ અંતરને વીંધીને આરપાર નીકળી જાય એવા તીક્ષ્ણ અવાજે બોલવા માંડ્યું: "અમને સ્ત્રીઓને તમારી આ શાબ્દિક સહાનુભૂતિ જરાય માન્ય નથી. બહાર બોલો છો એવું ઘરમાં વર્તન ન રાખો ત્યાં સુધી આવી સભાઓમાં સ્ત્રીઓ વિશે બોલવાનો અધિકાર તમને આપ્યો છે કોણે?

અન્નપૂર્ણા: કોઈ માથાની નીકળી! પછી?

શકુન્ત: પછી શું? પુરુષોમાં ઘોઘાટ શરૂ થયો ને એ બિચારીની દલીલ હવામાં ઊડી ગઈ. સભા ખલાસ થયા પછી એને ધારી ધારીને જોઈ લેવા હું હૉલના દરવાજા આગળ પાએક કલાક થોભ્યો. પહેલાં તો મને શ્રદ્ધા નહોતી કે હું એને જોઈ શકીશ, પણ થોડીવારે સ્ત્રીઓના જૂથ વચ્ચે થઈને એ નીકળી. અન્નપૂર્ણા, મને બીક લાગે છે કે તમે આને મારા મનની નબળાઈ ગણશો, પણ સાચે જ એ વખતે હું ભાન–સાન ખોઈ બેઠો હતો. અંધકાર સોંસરવો પ્રકાશ નીકળે તેમ તે નીકળી. તેણે તદ્દન સફેદ વસ્ત્રો પહેર્યાં હતાં. વાળ છૂટા હતા એટલે કેટલીક ઉડતી લટો એના રૂપાળાં મોં પર નાચકૂદ કરી રહી હતી. અપ્સરા જેવી તે મારી નજીકમાં થઈને નીકળી. એની ચાલમાં જરાય બાલિશતા નહોતી. એનું પગલું મર્યાદાપૂર્વક ઉપડતું હતું. તેની મોહક આંખો ચારેકોર ફરતી હતી. મને જોયો અને તેની આંખમાં નવું તેજ આવ્યું. ખરી રીતે એ તેજ નહોતું, વીજળી હતી. એ વીજળી હું ઘૂંટડે ઘૂંટડે પચાવી ગયો. અન્નપૂર્ણા, તમે મને ગમે તેવો ધૂની માણસ સમજજો, પણ એ જાદૂઈ સૃષ્ટિ ભૂલવાનો અનેક પ્રયત્ન કરું છું છતાં ભૂલાતી નથી....અને....અને નહિ જ ભૂલી શકાય કદાચ.

અન્નપૂર્ણા: પછી શું બન્યું?

શકુન્ત: આવી નફ્ફટ પ્રેમ-વાર્તા તમને સાંભળવાની ગમે છે એ નવાઈભર્યું નથી?

અન્નપૂર્ણા: તમને લાગ્યું હશે, મને એની

ા અસર નથી થવાની.

શકુન્ત : અન્નપૂર્ણા ! તમે ય અદ્દભુત છો !

અન્નપૂર્ણા : હોઈશ કદાચ, પણ પેલી શ્વેતા- ી અપ્સરા જેવી તો નહિ.

શકુન્ત : હવે તો તમે મને ઉડાડવા માંડયો.

અન્નપૂર્ણા: ને તમે મને ! કારણ કે આમ ી જુદી વાતો કરીને તમારે પેલી પ્રેમવાર્તાનો સંહાર ચાવી જવો લાગે છે.

શકુન્ત : વાર્તા જેટલો ઉપસંહાર આકર્ષક . અમે મળ્યાં. એણે મને જોયો ને મેં એને જોઇ. એ ાન કહેવાય? મારે તો એની સાથે કેટલીક ભાવના- ંની વાતો કરવી હતી. પણ ચારેકોર પથરાયેલા ળાટ વચ્ચે એવું મનોરમ એકાંત અમને ક્યાંથી ? તે છતાં ફરી મેં એને શોધવા પ્રયત્ન કર્યો, લોકોના ધોધમાર પ્રવાહ વચ્ચે એ મૂર્તિ કોણ ક્યાંય અલોપ થઇ ગઇ. હું આંખોનાં તેજ રી પાથરી આખા જનસમુદાયને જોઈ રહ્યો પણ વળ્યું નહિ આખરે હતાશ થઈ ઘરભણી વળ્યો. ક !

અન્નપૂર્ણા : એક સ્રી જોઇ છે તેમાં આમ ઘેલા શું થયા છો ? એવા રૂપ કોઇ બીજીમાં નહિ ?

શકુન્ત : રૂપનો પ્રશ્ન નથી અન્નપૂર્ણા, એમાં ઃવાય બીજું પણ ઘણું હતું. શું હતું તે ે મારી પાસે પૂરતા શબ્દો ય નથી. એ એવુ હતું જે ચિત્તને બાંધી રાખે, ઉર્મિઓને નચાવે પનાને થંભાવી દે. અરે...અરે...તમે એને જોઈ હોત તો.

અન્નપૂર્ણા : તો મને ય તમારી જેમ ગાંડપણ એમ ?

શકુન્ત : તે મારાથી કેમ કહી શકાય? પણ ચોક્કસ કે તમારી રસદષ્ટિમાં એ સ્રી વિશે જુદું સ્થાન રાખવું પડત.

અન્નપૂર્ણા : તમે મને ય સાથે ઘસડવા માંડી ? શકુન્ત, એ સૃષ્ટિ તમે એકલાએ જ ભલે કરી, મારે એ નથી જોઈતી.

શકુન્ત : હવે આપણી વાતો ખૂટે તો સારુ... ચાલો, અંધારું થવા આવ્યું છે. હું જરા બહાર લટાર મારી આવું.

અન્નપૂર્ણા : અત્યારે ક્યાં જવું છે આટલી કડકડતી ઠંડીમાં ?

શકુન્ત : ત્યારે મારાથી અહીં થોડું જ રહેવાશે? અજાણ્યું ઘર, એકલી સ્રી, મોહક વાતાવરણ...

અન્નપૂર્ણા : ચૂપ મારી સામે ફાવે તેમ બોલવાનું નહિ.

શકુન્ત : ત્યો ત્યારે રામ રામ ?

અન્નપૂર્ણા : પાછા જરૂર આવજો. હું જયા- બહેનને બોલાવી લાવીશ. વાતો કરવાની ગમ્મત પડશે.

શકુન્ત : ચોક્કસ નહિ, આવું—ન પણ આવું.

અન્નપૂર્ણા : તમે ક્યાં જાઓ છો તેની મને ખબર છે શકુન્ત, મને શંકા છે કે તમે બધું ભુલી જશો. પેલા આનંદી દિવસો, સ્વપ્નાઓ.

શકુન્ત : હું કશું જ નહિ ભુલું. પણ એ બધાં સ્મરણોને તાજાં કરવાનું અત્યારે હોય? હું બધાંય ને તો ઠીક પણ તમને તો નહિ જ ભુલી શકું.

અન્નપૂર્ણા : મને ખબર છે તમે અત્યારે પેલી અપ્સરાને શોધવા ..

શકુન્ત . ના, હા... કદાચ તમે અદેખાં થશો નહિ, માણસને જીવનમાં અનેક આદર્શો મૂર્તિમંત કરવાના હોય છે.

અન્નપૂર્ણા, હુ પણ આદર્શોને મૂર્તિમંત કર- વામાં માનું છું.

શકુન્ત : આ પ્રસંગના અનુસંધાનમાં એક વાતનું કુતૂહલ તો મને અત્યારે પણ છે.

અન્નપૂર્ણા : કુતૂહલ ? એટલે ?

શકુન્ત : એટલે એમ કે એનો અવાજ બરા- બર તમારા અવાજને મળતો આવતો હતો, હા, લહેકો જરાક જુદો હતો ખરો, પણ અવાજમાં ઘણું સામ્ય હતુ.

અન્નપૂર્ણા : હવે કદાચ: "આદર્શોને મૂર્તિમંત" કરવા તૈયાર થયેલી પ્રત્યેક સ્ત્રીના હૃદયનો અવાજ લગભગ સરખો હોય છે. હં, જાઓ છો? આવજો તમે પાછા નહિ આવો ત્યાં સુધી હું ઊંઘીશ નહિ.

× × ×

જયા : આજે કંઈ ખૂબ આનંદમાં છો?

અન્નપૂર્ણા : એ આનંદમાં ભાગ લેવા તમને નિમંત્રણ મોકલવું હતું ત્યાં તમે આવ્યાં. અહીં આવો બેસીને નિરાંતે ગપ્પાં હાંકીએ.

જયા : પણ તમે આટલા હસો છો શું?

અન્નપૂર્ણા : હસું નહિ ત્યારે રડું? શકુન્તલા અપ્સરા શોધવા નીકળે એ ઓછા આનંદની વાત નથી? હવે તમે જ કહો, મારે શું કરવું?

જયા : કેટલા લુચ્ચાં છો તમે? હજી પેલી વાતનો અંત નથી આવ્યો?

અન્નપૂર્ણા : એમ એક અંકમાં ખેલ પૂરો થતો હશે? છેલ્લો અંક તો હજી અધરાત પછી પૂરો થવાનો છે.

જયા : એટલે જ પેલા આભૂષણો તમે મારે ત્યાં રાખ્યાં છે એમ કહોને! તમે ય વેશ ભજવનારા જબરાં નીકળ્યાં!

અન્નપૂર્ણા : વિચાર કરી બધું પાધરું ઉતરે તો તો ઠીક, નહિતર મારી ફજેતીનો પાર નથી.

જયા : તમારી આ અટપટી યોજનાનું મૂળ તમે મને હજી સમજાવ્યું નહિ. આ બધો ગોટાળો શો છે?

અન્નપૂર્ણા : બધું છે વિચારવા જેવું. તમે એ સાંભળશો ત્યારે નવાઈ પામશો. કેટલાંક વર્ષો પહેલાંની વાત છે. માબાપને તો હું ખોઈ બેઠી હતી નાનપણમાં, ને ભાઈ–ભાભીની સાથે મોટી થઈ હતી. કોલેજનાં નાટકોમાં ઊર્મિશીલ પાત્રો ભજવવાં મને ગમતાં. એ દિવસોમાં મારું આખું જીવન નાટકમય બની ગયું હતું. નવાં નોખાં વેશપરિધાનોમાં મેં એટલી બધી પ્રવીણતા મેળવી હતી કે મને કોઈ પહોંચી શકે તેમ નહોતું–એક વખત એવું બન્યું કે:

× × ×

રોહિણી : અન્નપૂર્ણાબેનથી તો હું ગળે આવી ગઈ છું. મધરાત થઈ તો ય ઘેર આવવાની વાત નહિ, પાડોશમાં આપણી કેવી કેવી વાતો થાય છે તે જાણો છો?

નીલકંઠ : પાડોશીઓનું કામ જ વાતો કરવાનું. એ આપણી વાતો કરે છે, આપણે એમની વાતો કરીએ છીએ. અન્નપૂર્ણાને આજે મોડું થયું છે તે હું જાણું છું, પણ એ સાંજે અહીંથી જઈ ત્યારે જ તને કહીને ગઈ હતી ને કે આજે નાટકનું ગ્રાન્ડ રિહર્સલ છે એટલે હું મોડી આવવાની છું, પછી નાહકની ચિંતા કરવાનો શો અર્થ છે રોહિણી.

રોહિણી : તમારી બેનનું તમને બહુ પેટમાં બળે છે એ હું જાણું છું, પણ આવા નાટકચેટક મને પસંદ નથી. હજારો આંખોની સામે તખ્તા ઉપર નાચતાં કોણ જાણે કેમ આજકાલની છોકરીઓને શરમ જ આવતી નથી?

નીલકંઠ : એમાં શરમાવા જેવું શું છે? મનોરંજન અને માનવતાની સરખી વહેંચણી થતી હોય એવાં નાટકોમાં ભાગ લેવામાં શો વાંધો છે એ જ મને તો સમજાતું નથી. કોલેજના વાર્ષિક સમારંભોમાં પગે ઘૂઘરા બાંધીને તું ક્યાં નહોતી નાચતી?

રોહિણી : એ દિવસો જુદા હતા. અત્યારે સમય ફરી ગયો છે. તે વખતના વિદ્યાર્થીઓ કેટલા સંસ્કારી હતા. ચાર વખત બોલાવીએ ત્યારે એક વખત માંડ જવાબ આપતા. અત્યારે તો એ એટલું બધું બોલે છે કે બિચારી છોકરીઓને બોલવાનો વખત જ મળતો નથી.

નીલકંઠ : સમય અને સંસ્કાર એના એ જ છે રોહિણી. પણ આપણે માનસિક રીતે પાછળ રહી ગયાં છીએ. એટલે આપણને આ બધું નવું નવું લાગે છે. મારા મત પ્રમાણે કહું તો પહેલા કરતા

આપણે વધારે ઉદાર થયાં છીએ. ખોટી શરમ-સંકોચમાંથી આપણે બહાર નીકળી ગયા છીએ.

રોહિણી: હું સમજી ગઈ. એ દૃષ્ટિએ તમને અન્નપૂર્ણાબેનનું વર્તન ગમતું હોય એમાં નવાઈ નહિ.

નીલકંઠ: ન ગમતું હોય તો પણ મારાથી શું થઈ શકે? ચોવીસ વર્ષની તો થઈ. હવે એ આપણા ઘરમાં કેટલા દિવસ રહેવાની હતી?

રોહિણી: કેટલા દિવસની શી વાત કરો છો? આખો જન્મારો અહીં જ રહેવાનું છે. તમારા મોઢે ચડાવેલા બેનબાને પરણાવવાની વાત તો કરી જુઓ તમને ખબર પડશે?

નીલકંઠ: શું કહ્યું તે? શું અન્નપૂર્ણા પરણવાની ના પાડે છે?

રોહિણી: માત્ર ના નથી પાડતા પણ ક્યારેય એવી વાત ન ઉચ્ચારવાની મને અનેકવાર ધમકી પણ મળી ગઈ છે.

નીલકંઠ: એ કેમ ચાલે? તને ખબર તો છે રોહિણી, કે અંતકાળે આપણે બા—બાપુજીને વચન આપ્યું હતું કે સારું ઠેકાણું જોઈને અમે અન્નપૂર્ણાને પરણાવી દઈશું અને એટલા માટે તો એક લાખ રૂપિયા જેટલી રકમ પણ જુદી કાઢી રાખી છે

રોહિણી: એક લાખ રૂપિયાની એને ક્યાં પડી છે? એને તો ભલી એની કૉલેજ અને ભલા એનાં નાટકો. બીજી કોઈ વાતમાં એને રસ જ નથી. અન્નપૂર્ણાબેન જ્યારે કૉલેજથી ઘેર આવે છે ત્યારે એમની સાથે એમના મિત્રોનું સરઘસ કેવડું મોટું હોય છે એ તમે જાણો છો બાજુના બંગલાવાળા તો કહે છે કે:—

નીલકંઠ: આ વાત તો તે મને ક્યારેય કહી નથી રોહિણી?

રોહિણી: અન્નપૂર્ણાને તમે બધી જાતની સ્વતંત્રતા આપી છે, પછી મારે એમાં કહેવા જેવું છે શું? હું રહી ગરીબ માબાપની દીકરી, મોટા ઘરની નણંદ સામે ભાભીથી ભાગ્યે અક્ષરેય શી રીતે બોલી શકાય? સાચું કહેજો, હું અત્યારે જે કાંઈ બોલું છું તેમાં પણ નાને મોઢે મોટી વાત કરતી હોઉં એમ તમને નથી લાગતું! તમારી બેન સામે એક હરફ સરખો ઉચ્ચારવાની મારી તો હિંમત જ ચાલતી નથી.

નીલકંઠ: તું જ વિચાર કરી જો રોહિણી, કે જો અન્નપૂર્ણાને આપણે બે શબ્દો નહિ કહીએ તો બીજું કોણ કહેવાનું હતું? લોકનિંદાની વાત જવા દઈએ, પણ એના ભવિષ્યની ચિંતા તો આપણે માથે ઊભી જ છે ને? અન્નપૂર્ણા અત્યારે આવે ત્યારે હું એની સાથે આ વાતની ચોખવટ કરી લેવાનો છું.

રોહિણી: કઈ વાતની ચોખવટ?

નીલકંઠ: એના લગ્નની—કોઈ પણ રીતે ચાર-છ મહિનામાં આપણે એના લગ્નની ઉપાધિમાંથી મુક્ત થઈ જવું જોઈએ.

(મોટરના હોર્નનો અવાજ)

રોહિણી: આ આપણી જ ગાડીનું હોર્ન. અન્નપૂર્ણાબેન આવી ગયાં (બૂમ પાડી) ગોવિંદા, એ ગોવિંદા!

નીલકંઠ: તું યે શું બૂમો માર્યા કરે છે? આખા દિવસનું વેતરું કરીને એ બિચારો ઊંઘી ગયો હશે, હું જ દરવાજો ઉઘાડવા જાઉં છું.

રોહિણી: એનાં અન્નપૂર્ણાબેન ન આવ્યાં હોય ત્યાં સુધી ગોવિંદો ઉંઘે જ નહિ. એ આઠ દસ વર્ષના છોકરાને પણ તમારી જેમ જ અન્નપૂર્ણાબેન વિના ચેન પડતું નથી; ગોવિંદા, એ ગોવિંદા!

નીલકંઠ: એ બિચારાને ઉંઘવા દે. હું જ જાઉં છું.

રોહિણી: અન્નપૂર્ણાબેન ન આવ્યાં હોય ત્યાં સુધી ગોવિંદો ઉંઘે જ નહિ. ગોવિંદા, જા દરવાજો ઉઘાડ, અન્નપૂર્ણાબેન આવ્યાં.

(બારણું ઉઘાડવાનો અવાજ)

(ઉતાવળે પગલે)

અન્નપૂર્ણા: અરે, મને થયું કે આખા બંગલામાં એકલો ગોવિંદો જ જાગતો હશે. મારા માટે પણ

તમે યે જાગો છો ને શું ? ભાભી, આજે તો ખૂબ જ મોડું થઈ ગયું નહિ ? જા ગોવિંદા, તું સૂઈ જા. હં ભાભી તમે મને કાંઈક જમવાનું આપો ભૂખ એવી કકડીને લાગી છે કે ન પૂછો વાત !

રોહિણી : બેસો, હું રસોડામાંથી કાંઈક ખાવાનું લઈ આવું.

નીલકંઠ : આ ઘરમાં ગોવિંદો અને તારી ભાભી સિવાય બીજું પણ કોઈક રહે છે એની તને ખબર છે ને અન્નપૂર્ણા ?

અન્નપૂર્ણા : ઓહ મોટાભાઈ, તમે પણ હજી જાગો છો ? ત્યારે આજે તો મેં આખા ઘરને ઉજાગરો કરાવ્યો ખરું ને મોટાભાઈ ? તમે ને હું આ ઘરમાં રહીએ છીએ છતાં બને અજાણ્યાં મહેમાનો જેવાં જ છીએ.

નીલકંઠ : મહેમાનો જેવા એટલે ?

અન્નપૂર્ણા : મહેમાનો જેવા એટલે એટલે એમ કે સવારે તમે ઊઠો છો તે પહેલાં હું કૉલેજ જતી રહું છું ને રાતે ઓફિસેથી આવીને તમે સૂઈ જાઓ છો ત્યારે હું પાછી ઘેર આવું છું. કદાચ અઠવાડિયામાં એકાદ વખત આપણે સાથે ચા પીતા હઈશું ખરું ને મોટાભાઈ ?

નીલકંઠ : ધીમે ધીમે તારી જાહેર પ્રવૃત્તિઓ એટલી બધી વધતી જાય છે અન્નપૂર્ણા કે કદાચ મહિનાઓ સુધી તું તારા ભાઈ—ભાભીને મળવા ઘેર પણ નહિ આવી શકે કદાચ હમણાં હમણાં.

અન્નપૂર્ણા : (વચ્ચે) હમણાં હમણાં તો મારી તબિયત પણ ઘણી સારી થઈ ગઈ છે. એકાદ વર્ષ પહેલાં હું જરાતરા માંદી સાજી રહેતી હતી ત્યારે તમે જ મને નહોતું કહ્યું કે આખો દિવસ ઘરમાં બેસીને દોઢડાહ્યા થઈએ એના કરતાં બહારની પ્રવૃત્તિઓમાં રસ લઈએ તો મન વધારે પ્રફુલ્લિત રહે, ખરું ને મોટાભાઈ ?

નીલકંઠ : બરાબર યાદ નથી આવતું. કહ્યું હશે કદાચ. પણ એનો અર્થ એવો તો ન થશે જોઈએ કે બહારની પ્રવૃત્તિઓ વધે એટલે ઘરની પ્રવૃત્તિઓ તરફ ધ્યાન જ ન આપવું ? ઘરમાં તારી ભાભી એકલી હોય અને તું બહાર રખડયા કરે એ કાંઈ સારું ન કહેવાય. તારી ભાભીને એકલાં એકલાં કેટલી મૂંઝવણ થાય એની કલ્પના તને આવે છે ?

અન્નપૂર્ણા : કોઈને એકલું લાગે એવું આ ઘરમાં કાંઈ છે જ નહિ. ત્રણ ત્રણ કામવાળીઓ છે, બે રસોયણો છે, ગોવિંદો છે પછી મારા ભાભીને અહીં એકલું શા માટે લાગે છે એ જ મને તો સમજાતું નથી. અને ભવિષ્યમાં એમની વ્યવહારુ બુદ્ધિનો વિજય થાય તો પછી એમને એકલાં તો રહેવું જ પડશે ને ?

નીલકંઠ : વ્યવહારુ બુદ્ધિનો વિજય ? એટલે ? હું કાંઈ સમજ્યો નહિ અન્નપૂર્ણા !

અન્નપૂર્ણા : મારાં ભાભીને રસોડામાંથી આવવા દો એ પોતે જ એમની લાક્ષણિક શૈલીમાં બધી વાત કરશે.

રોહિણી : લ્યો આ બટેટાંવડાં, સાંજે બનાવ્યાં હતાં, એટલે ઠરી ગયાં છે, પણ છે ભારે સ્વાદિષ્ટ. હં, પણ અન્નપૂર્ણાબેન, તમે હમણાં મારી લાક્ષણિક શૈલીની શી વાત કરતાં હતાં ?

અન્નપૂર્ણા : કેમ ? બસ ભૂલી ગયાં ? પેલી સિંહલદ્વીપની રાજકુંવરી અને ઘોઘાના રાજકુંવરની. આ બટેટાંવડાં જેવી જ કાંઈક સ્વાદિષ્ટ વાત હતી ને ?

રોહિણી : ના, ના, મને કશું જ યાદ નથી.

અન્નપૂર્ણા : એમાં કશું યાદ રાખવા જેવું યે નથી રોહિણી ભાભી, સિંહલદ્વીપના રાજાની કુંવરીનાં વખાણ સાંભળીને ઘોઘાનો રાજકુંવર નૌકા શણગારીને લંકા પહોંચે છે ને રાજકુંવરીને મળે છે, પણ રાજકુંવરી ઘોઘાના કુંવરને ઓળખતી નથી એટલે નિરાશ થઈને ઘોઘોકુંવર ઘોઘા પાછો આવે છે. લ્યો, હાંઉં. મોટાભાઈ ! વાર્તા પૂરી થઈ ખાધું પીધું ને રાજ કર્યું.

નીલકંઠ : મને તારી વાતમાં એક અક્ષરની યે સમજણ પડી નથી અન્નપૂર્ણા, આ બધું શું છે ?

અન્નપૂર્ણા : કશું જ નવું નથી મોટાભાઈ, યુગયુગાંતરોથી જે થતું આવ્યું છે તેવી જ આ વાત

છે. મારા રોહિણી ભાભીના ભાઈના સાળાનો એક છોકરો છે મેં તો નજરે જોયો નથી પણ મારાં ભાભીના કહેવા પ્રમાણે બહુ મજાનો માણસ છે. નાકે નેણે નમણો છે, નમ્ર છે, વિવેકી છે, ભણ્યો છે પણ સારું એટલે ચાર–છ મહિનામાં નોકરી ધંધાએ પણ ચડી જશે રોહિણીભાભીની ઈચ્છા છે કે–

નીલકંઠ: રોહિણી, આ વાત તેં મને તો કયારેય કરી જ નથી શું એનું નામ?

રોહિણી: એનું નામ છે ચ્યવન, હું તમને બધી વાત કરવાની જ હતી પણ બેન જ્યાં સુધી પોતાનો નિર્ણય મને ન જણાવે ત્યાં સુધી તમને વાત કરવાનો કશો અર્થ નહોતો આરા તો બે–ત્રણ મુરતિયા

નીલકંઠ: પણ તું હમણાં તો મને એમ કહેતી હતી રોહિણી, કે અન્નપૂર્ણા પરણવાની જ ના પાડે છે, એની પાસે કોઈ મુરતિયાની કે લગ્નની વાત થઈ શકતી જ નથી અને તેં તો મને એમ પણ કહ્યું હતું કે–

અન્નપૂર્ણા. (વચ્ચે) કહ્યુ હશે ભાઈ, ઘણુ યે કહ્યુ હશે મારા ભાભીએ તમને પણ જે કાંઈ કહ્યુ હશે તે મારા ભલા માટે જ કર્યું હશેને! માબાપ વિનાની ભાઈ–ભાભીને આશરે પડેલી અભાગીબેનના આંસુ ઉકેલવાની ઈચ્છા તમને ન થાય ત્યારે બીજા કોને થાય? પણ ભાઈ, ભાભી, મને કહો તો ખરાં, હું કોને પરણું?

નીલકંઠ: કેમ કોને પરણું–?. આ તું શું બોલે છે અન્નપૂર્ણા! તારે જોઈએ છે શું?

અન્નપૂર્ણા: મારે જોઈએ છે એક જીવંત પ્રેમમૂર્તિ, જેને હું મારા અંતરને સિંહાસને સ્થાપી શકું, પ્રેમના પૂજનથાળ ભરી ભરી જેને હું મારો આર્ઘ અર્પી શકું, મારા હૃદયની વરમાળા જેના કંઠે આરોપી શકું, હું ક્યાં જઉં? શું કરું? જ્યાં જ્યાં નજર નાખું છું ત્યાં ત્યાં સાથે રમી શકે એવા માટીના રમકડાં નિહાળું છું. મારે રમવા માટે રમકડાં નથી જોઈતાં, મારે તો જીવનનો સાચો બેરુ જોઈએ છે, મિત્ર જોઈએ છે, સાથી જોઈએ છે. જેના ચરણે આત્માનું અર્પણ કરી શકું એવો પ્રતાપી પુરુષ જોઈએ છે. સ્વામી નહિ. પૌરુષપૂર્ણ પ્રિયતમ જોઈએ.

× × ×

અન્નપૂર્ણા: જયાબેન અંતે એવા પુરુષને હું મેળવી શકી ના. ના, મેળવી શકી એ શબ્દપ્રયોગ બરાબર નથી, મેં એવા પુરુષને શોધી કાઢયો. હીરાના પારખુ જેમ પથ્થરની ખાણમાંથી હીરો કાઢે એમ મેં શકુન્તને શોધી કાઢયો. પણ તમામ હીરા અણઘડ હોય છે, એને ઘડવા પડે છે, પહેલ પાસા પાડવા પડે છે. શકુન્તને મારી રીતે ઘડવા હું તૈયાર થઈ.

જયા: મને લાગે છે કે તમે બન્ને પરણી ગયાં હોત તો સારું હતું.

અન્નપૂર્ણા: ધાર્યું હોત તો આ વર્ષે અમે પરણી ગયાં હોત, પણ મારા વિચારોને એ બંધબેસતું આવ્યુ નહિ શકુન્તમાં એક મોટું અપલક્ષણ છે. કોઈ અત્યંત રૂપાળી એવી નવી સ્ત્રી જુએ એટલે એને આંજી નાખવાના પ્રયત્નો માંડે કપડાંની સફાઈથી, વાણીની છટાથી કે નટના મોહક હાવભાવથી એ સ્ત્રીને પોતા તરફ આકર્ષી લેવા દોડે, પછી એ સ્ત્રી ધનપતિની પુત્રી હોય, કરોડપતિની પત્ની હોય કે પછી રસ્તે બેસનારી નાચનારી હોય આવી કુટેવ છોડાવવા તમે મારે સ્થાને હો તો કયો રસ્તો લ્યો?

જયા. મને તો કંઈ ન સૂઝે

અન્નપૂર્ણા: સાચી વાત છે. પહેલાં તો મને ય કંઈ ઉપાય સૂઝ્યો નહિ છ મહિના સુધી મેં વિચાર્યા કર્યું, ને છેવટે એક નિર્ણય પર આવી. મારે એનો સાથ છોડી દેવો. પણ આમાં મને મિત્રદ્રોહના દર્શન થયાં. જેને હું એકવખત પતિ તરીકે સ્વીકારવા તૈયાર થઈ હતી તેને ખાડામાં હડસેલી દેતાં મને શરમ ઉપજી, કદાચ પરણ્યા પછી એ કુટેવ મારા જાણવામાં આવી હોત તો? તોપણ મારે જ એ કુટેવ સાફ કરવી પડત આ વિચારે હું એમનો સાથ છોડી શકી નહિ ને એમની કુટેવને મોહિની પીરસાવવા માટે ભરસભામાં અપ્સરાનો વેશ ભજવવો પડ્યો

જયા: વેશપલટાની એ કળામાં તમે મુદ્દલ

અસફળ નથી થયાં, નવાઈ જેવું તો એ હતું કે એટલી મેદનીમાંથી કોઈ તમને ઓળખી જ ન શક્યું: પુરુષો આશ્ચર્યથી જોઈ રહેલા, સ્ત્રીઓ છાની ઈર્ષ્યાથી. પૂર્ણાબેન? સાચું કહું? મને પણ જરાક તમારા પ્રત્યે—

અન્નપૂર્ણા : (વચ્ચે) મારે એ નથી સાંભળવું.

જયા : તમારા આ કાર્યમાં મારી ભાગીદારી છે એટલે મારા તરફથી વખાણ અને નિંદા સાંભળવા તમે બંધાયેલા છો.

અન્નપૂર્ણા : નિંદા અને પ્રશંસાને હું એક સિદ્ધિની બે બાજુ જેવાં ગણું છું. મારી આ વેશલીલામાં જો તમે મને સાથ ન આપ્યો હોત તો મારા બધાં તરંગ મિનારાઓનો ભાંગીને ભૂક્કો થઈ જાત, ને મારી એક પ્રતાપી પુરુષને સુધારવાની અને પોતાનો કરવાની વર્ષોની સાધના—

જયા : તમે અચાનક રડવા જેવાં કેમ બની ગયાં?

અન્નપૂર્ણા : ભલાં થઈ એવું ખોટું આળ મૂકશો નહિ! હું કદી રડી જ નથી. અમસ્તો, એક નકામો વિચાર આવી ચાલ્યો ગયો.

જયા. છૂપાવો છો શા માટે? હું તમારા હૃદયને પૂરેપૂરું વાંચી ગઈ છું. અન્નાપૂર્ણાજિન! તમે કંઈક અકથ્ય દુઃખ અનુભવી રહ્યાં હો એવું મને લાગે છે.

અન્નપૂર્ણા : એવું કશું વિચારશો જ નહિ, અને મને દુઃખ શું હોય? જ્યાં તમારા જેવી બહેનપણી છે, શકુન્ત જેવો મિત્ર છે, પથ્થરથી યે કઠોર એવું મારું હૃદય છે!

જયા : પથ્થરથીયે કઠોર હૃદય લઈને તમે જીવી શકો છો?

અન્નપૂર્ણા : હૃદયને પથ્થર જેવું ન કર્યું હોત તો ક્યારનું યે કચડાઈ છિન્નભિન્ન થઈ ગયું હોત.

જયા : માફ કરજો, પણ તમે આ બધું શકુન્તને ઉદ્દેશીને કહેતાં હો એવું લાગે છે.

અન્નપૂર્ણા : મારે બીજા કોને ઉદ્દેશીને કહેવાનું હોય? મેં એમને મિત્ર તરીકે સ્વીકાર્યા ત્યારે મારી આંખમાં મોહ નહોતો, એની તેજમય કાંતિને જોઈને કાંઈ હું તેની પાછળ પાગળ નહોતી ગઈ. મને એની વિદ્વતાએ છેતરી, બોલવાની ટેવે મુગ્ધ કરી. એવો પ્રતાપી પુરુષ કુદરતની મોજણીઓ સાફ કરનારો નીકળશે એવી મને કલ્પના તે વખતે ક્યાંથી આવે?

જયા : મારી ભોળી બેન!

અન્નપૂર્ણા : મારા ભોળપણ ઉપર પગ મૂકીને ચાલનારા પ્રત્યે મને દ્રોહ નથી. અંતર જેના તરફ ધસડાયું હોય તેના માટે જીવન સર્વસ્વનું બલિદાન વિસાતમાં નથી. શકુન્તનું રૂંવાડે રૂંવાડું હું પિછાનું છું. એના શરીરના અણુએ અણુમાં હું પ્રવેશી ચૂકી છુ, છતાં હું તેના અંતરને પામી શકી નથી. કોઈવાર તે અત્યંત દુઃખી હોય તેમ દેખાય છે તો કોઈવાર કારણ વગર એકલા એકલા હસ્યા જ કરે છે. આવું હોય ત્યાં તેમના સંતોષ અસંતોષને ઓળખવાનું કેમ બની શકે? તમે આને પ્રેમની ઘેલછા કહો તો તે પણ સાચું નથી. પ્રેમ કે સૌંદર્ય તરફ ધનડાતા માણસના વિચારોમાં ને ક્રિયાઓમાં જે સ્વાભાવિક ફેરફારો જાણ્યે અજાણ્યે થવા પામે છે તેનાથી તેઓ તદ્દન અજ્ઞાત છે.

જયા : તમારે ઘણું સહન કરવું પડ્યું છે.

અન્નપૂર્ણા : તેમાં આજનો ઉમેરો અસહ્ય છે. હું એ યાદ કરું છું ને શરમાઉં છું. સાધારણ રીતે સ્ત્રીઓને પ્રસન્ન રાખવા પુરુષો મથતા દેખાય છે. મારે ત્યાં એથી ઉલટો ક્રમ છે. કોઈ બજારુ સ્ત્રી પણ જે કામ કરવા તૈયાર ન થાય એવું પગલું મેં ભર્યું છે, છતાં સિદ્ધિ છેલ્લા પ્રદેશ પર લટકી રહી છે. અરે, જ્યાબેન! એ કલ્પના કેટલી ભયંકર છે.

× × ×

(બારણું ઉઘડવાનો અવાજ)

અન્નપૂર્ણા : મને ખાતરી છે કે તમે જ હશો.

શકુન્ત : મને ઓઢવા એક કામળી આપો.

અન્નપૂર્ણા : મેં નહોતું કહ્યું કે આટલી ઠંડીમાં બહાર રખડવા જશો નહિ.

શકુન્ત : ઠંડી લાગવી હશે તો લાગશે, ને હું ...

મરી જાઉં તેમાં કોઈને શું ? તમે નીચે બેસો. એક નવાઈની વાત સંભળાવું. અન્તપૂર્ણા અમે નિશાળમાં ભણતાં ત્યારે મહેતાજીએ એક વાર્તા કહેલી. એક રાજકુંવર હતો. એક દિવસ મૃગયા રમતાં રમતાં તેણે કોઈ અજાણ્યા સરોવર કાંઠે નહાવા બેઠેલી અપ્સરા જોઇ. ચંદ્રનાં કિરણોમાંથી ઘડી હોય એવું એનું રૂપ હતું. રાજકુંવરને અપ્સરા જોઇને મૂર્છા આવી. પેલી અપ્સરા તો બીકની મારી નાસવા લાગી. કુંવર મૂર્છામાંથી ઉઠયો ત્યારે પેલી અપ્સરા અલોપ થયેલી લાગી. કુંવરે તેની શોધ લેવા ચારેકોર રખડયા માંડયું. અંતે સંધ્યાની કિરણવેલ પર ચઢીને આકાશ માર્ગે દોડી જતી એણે દીઠી. કુંવરે વગડો જાગી ઉઠે એવા સાદે તેને બોલાવવા માંડી, પણ અપ્સરા નીચે ઉતરે તો ને !

જતાં જતાં અપ્સરાએ કહ્યું કે "મને નીચે ઉતારવી હોય તો આખા વગડામાં ગુલાબના ફૂલ પાથરજે ને આકાશ સુધી તેજદોરીની નિસરણી ગૂંથજે."

કુંવરે ગુલાબનાં ફૂલ તો પાથર્યાં. પણ એટલે ઉંચે નિસરણી કેમ કરીની પહોંચે ? કુંવરે પંડિતોની સભા બોલાવી. દેશ દેશના બુદ્ધિવાનોને પૂછાવ્યુ, પણ તેજ દોરીની નિસરણીનો તોડ કોઈથી થઈ શકયો નહિ આખરે કુંવર થાકયો. તેણે અપ્સરાનું મોં જોવાની આશા છોડી સંસાર તેને કડવો ઝેર થઈ પડયો. રાજપાટ ત્યાગી તે વગડા ભણી ચાલી નીકળ્યો. આખો વગડો ફૂલથી મહેક મહેક થતો હતો. કુંવર પથ્થરનું ઓશીકું કરી ધરતી પર સૂતો. મધ્યાહ્નનો સૂરજ કુર નજરે તેને જોઇ, રહ્યો. કુંવરની આંખોનાં તેજ ઠેઠ સૂરજની કીકીઓ સુધી પહોંચ્યાં ને તેજની એક અદ્‌ભૂત નિસરણી ગૂંથાઇ ગઈ, તે નિસરણી પર થઈને પેલી અપ્સરા નીચે ઉતરી. રાજકુંવર તેને જોઇ હરખપેલો થઈ ગયો. બંને પ્રસન્નવદને રાજધાનીમાં આવ્યા.

અન્નપૂર્ણા : પણ તમારે કહેવું છે શું ?

શકુન્ત : તમે સમજ્યા નહિ ? મને પણ પેલી અપ્સરા મળી હતી. તેણે કહ્યું કે આંખોનાં તેજની શાહીને પાંપણની પીંછીએ જે કોઈ મારું ચિત્ર દોરી આપે તેને હું પરણવાની છું.

અન્નપૂર્ણા : તમે હવે કલ્પના જોડે રમવા માંડયું !

શકુન્ત : મને ખાતરી છે કે તમે મારી એક પણ વાત સાચી નથી માનવાનાં. હું નાહક બધા ઉભરા તમારી આગળ ઠલવવા દોડયો આવું છું.

અન્નપૂર્ણા : નાહક જ ! અરે, મિસ્ટર ! તમે જેની પાછળ રખડયા કરો છો એ બિચારી તમારા માટે જયાબેનને ત્યાં ત્રણ ધક્કા ખાઇ ગઈ.

શકુન્ત : ત્રણ ધક્કા ? જયાબેનને ત્યાં ? એ એ અહીં આવે ! મારા માટે ? તમે સ્વપ્નામાં તો નથી ?

અન્નપૂર્ણા : તમે વાતને ઠીક ચગાવવા માંડી. માણસને જાગતાં ય સ્વપ્ના આવતા હશે ?

શકુન્ત : અરે, અરે, કદાચ સાચુ કહો છો ! એ જ હતી ? મે કહી હતી તેવી અપ્સરા ? તમે એને જોઈ ?

અન્નપૂર્ણા . હું જાતે જોયા વિના માનુ ખરી ? શકુન્ત, તમે કલ્પ્યું કે જોયું છે એવું જ એનું રૂપ હતુ. મને તો તમારા જેવું સુંદર વર્ણન નહિ આવડે, પણ એ દશ્ય હુ કદી નહિ ભૂલી શકું. હુ ને જયાબેન બેઠા હતાં. જરાય અવાજ વગર સામેનું બારણું ઉઘડયું ને પેલી તેજસ્વી આકૃતિ બહારના અંધકારને વીંધીને ધીમે ધીમે અમારી નજીક આવવા લાગી. એના પગલામાં એટલી ચપળતા હતી ! વાળ તમે જોયા હતા તેવા છૂટા હતાં. પાંપણો ઢળેલી હતી ને બિડાયેલી પાંખડીઓની જેમ હોઠ બીડેલા હતાં. હૃદયના ધબકારા સંભળાય એવી અપાર શક્તિ હતી. આવીને તે અમારી સામે ઊભી રહી. કોઈ કંઈ બોલ્યું નહિ. અમે મીણના પૂતળાંની જેમ એને જોઈ_જ રહ્યાં.

શકુન્ત : તમે એને કંઈ પૂછ્યું જ નહિ ?

અન્નપૂર્ણા : ધીરા પડો અમે કંઈ બોલવાનો વિચાર કરીએ તે પહેલાં તેણે બોલવા માંડયું. વાણીમાં અપૂર્વ મીઠાશ હતી. શબ્દે શબ્દે જાણે જલતરંગ વાગતું હોય તેમ લાગ્યુ. તે શું બોલે છે એ સમજવાનું અમને ભાન રહ્યું નહિ. તે આવું સરસ કેવી રીતે બોલી શકે છે એ જ અમે જોઈ રહ્યાં.

શકુન્ત  કેવી મૂર્ખાઈ કરી ?

અન્નપૂર્ણા  સાંભળો તો ખરા ! એના કેટલાક છેલ્લા શબ્દો હુ યાદ રાખી શકી છુ એણે કહ્યુ કે સ્ત્રીઓના પ્રતિનિધિરૂપ કહેવાતા એ પુરુષને માર જરા જોઈ લેવો છે સ્ત્રીઓ પ્રત્યે જાહેર પક્ષપાત બતાવનાર ઘણેભાગે પુરુષસુલભ એવી પેલી સનાતન ઝખનાના જ પૂજારી હોય છે એવા અસ્થિર હૃદયને સહાનુભૂતિ અર્પી પપાળવુ એમાં પણ હુ સ્રી સ માન-નો વિનાશ જોઈ રહી છુ

શકુન્ત  આ બધા એના શબ્દો છે ?

અન્નપૂર્ણા  એટનો વિશ્વાસ તમારે મારા ઉપર રાખવો જોઈએ જતાં જતાં અણે ઉમેર્યુ કે પુરુષોને આપણે ચાહીએ, તેના દુખની વચ્ચે આવીએ, પણ પૂજા તો ન જ કરીએ આપણી પૂજા પ નરદેવને પિશાચ બનાવી દે છે

શકુન્ત  મારામાં તેને એવી પિશાચવૃત્તિનાં દર્શન

અન્નપૂર્ણા  તે તો કોણ જાણે, પણ

(અન્નપૂર્ણાબેન, અન્નપૂર્ણાબેન" એવો બહારથી અવાજ)

અન્નપૂર્ણા  આ અવાજ જનાર્દનનો છે શકુ ત મને લાગે છે કે અત્યારે પણ તમારા પેલા મનોમૂર્તિ પધાર્યા હોવા જોઈએ

શકુન્ત  ફરી અત્યારે ? આવી ઠંડીમાં ? બહાર કેટલુ અધારુ છે ? અન્નપૂર્ણા ! ચાલો હુ તમારી સાથે આવુ છુ

અન્નપૂર્ણા  તમે નિરાંતે બેસો હુ જ તેને અહિંયા બોલાવી લાવુ છુ

શકુન્ત  (મનમાં) અન્નપૂર્ણા ને જનાર્દને આ શુ તોફાન માંડ્યુ છે ? શુ એ સાચે જ અહીં આવી ચડી ? સ્વર્ગના પવિત્ર મૃગીને માત જેવા પામરને બારણે એ શા માટે હેમા ખાય ? એનો દમકતો સફેદ પાલવ, નવધેલી ચાલ રસતીખોર આંખો મારી નજર સામેથી ખસતાં જ નથી દેવી ! મારા અમાનુષી સ્વભાવ, અપાર તૃષ્ણા અસ્થિર મનોવૃત્તિ તારા પવિત્ર સ્પર્શને ય લજવે એવાં ક્રુર છે એરેરે, મારી પામરતા શબ્દાડમ્બરથી, ભારેખમ વિદ્વતાથી, અર્થશૂન્ય આકર્ષણથી ઓહ, તમે ? પધારો (ધ્યાનમાં હોય તેમ) હજાર હજાર વર્ષથી હુ તમારી રાહ જોઈ રહ્યો છુ

અન્નપૂર્ણા  પુરુષોને સ વનન ઉપરાંત બીજુ ઘણુ શીખવાનું છે

શકુન્ત  મારામાં અસખ્ય ત્રુટિઓ છે, હુ પામર માણસ એને કેમ પૂરી શકુ ? એ બધીનું સમારકામ તમારા સિવાય

અન્નપૂર્ણા  આમ પામરતા જાહેર કરીને તમે આશ્વાસનનીયે આશા રાખી હોય તો વ્યર્થ સમજજો કલ્પનાના માનવી ! તમે મને હજી ઓળખી નથી

શકુન્ત  જુઓને, હુ અનિમેષમાં માનનારો પુરુષ નથી આંખોએ આપણા બ નેનો પરિચય અરસ પરસને સોંપી દીધો, ને પછી બહારના આ કેવળ લાગણીવેડા

અન્નપૂર્ણા  લાગણીવેડા એ પરિચય બધન માટે સારો ઉપચાર છે, તમને ખબર નહિ હોય, પણ

શકુન્ત  પણ ?

અન્નપૂર્ણા  એવુ કાંઈ ખાસ તો નથી, પણ અત્યાર સુધી જેમને જેમને મ મારા અતર નજીક આવવા દીધા છે, જેમને આંખની ઓળખાણ ઉપરાંત કેટલીક એવી પણ છૂટ

શકુન્ત  એવી છૂટ ? તમારી જોડે ?

અન્નપૂર્ણા  મિત્રો મિત્રો વચ્ચે એવુ તો બને જ છે કયારેક હસતાં હસતાં બ ને જણ તમાચાની લેવડદેવડ કરી લે કયારેક હાથને ગળાની આસપાસ વીંટીને અ ગે અ ગને ભટકાવવાના પ્રસંગો પણ બને છે અને હોઠહોઠના બુચકારા પણ

શકુન્ત, તમે આ શુ બોલો છો ? આવી ભયકર મૈત્રી લાગણીવેડામાંય કાંઈક મર્યાદાનો અશ તો હોવો જોઈએ ને ?

અન્નપૂર્ણા  મર્યાદા ! એ પણ અનિમેષ જેવો એક ભ્રમ નથી ? આપણે આજની દુનિયાના વતનીઓ

મરી જાઉ તેમાં કોઈને શુ ? તમે નીચે બેસો એક નવાઈની વાત સભળાવુ. અન્નપૂર્ણા અમે નિશાળમાં ભણતાં ત્યારે મહેતાજીએ એક વાર્તા કહેલી એક રાજકુંવર હતો. એક દિવસ મૃગયા રમતાં રમતાં તેણે કોઈ અજાણ્યા સરોવર કાંઠે નહાવા બેઠેલી અપ્સરા જોઈ. ચંદ્રનાં કિરણોમાંથી ઘડી હોય એવુ એનુ રૂપ હતુ રાજકુંવરને અપ્સરા જોઈને મૂર્છા આવી પેલી અપ્સરા તો બીકની મારી નાસવા લાગી કુંવર મૂર્છામાંથી ઉઠયો ત્યારે પેલી અપ્સરા અલોપ થયેલી લાગી કુંવરે તેની શોધ લેવા ચારેકોર રખડયા માંડયુ. અંતે સંધ્યાની કિરણવેલ પર ચઢીને આકાશ માર્ગે દોડી જતી એણે દીઠી કુંવર વગડો જાગી ઉઠે એવા સાદે તેને બોલાવવા માંડી, પણ અપ્સરા નીચે ઉતરે તો ને !

જતાં જતાં અપ્સરાએ કહ્યુ કે "મને નીચે ઉતારવી હોય તો આખા વગડામાં ગુલાબના ફૂલ પાથરજે ને આકાશ સુધી તેજદોરીની નિસરણી ગૂંથજે"

કુંવરે ગુલાબનાં ફૂલ તો પાથર્યાં પણ એટલે ઉંચે નિસરણી કેમ કરીની પહોંચે ? કુંવરે પંડિતોની સભા બોલાવી દેશ દેશના બુદ્ધિવાનોને પૂછાવ્યુ, પણ તેજદોરીની નિસરણીનો તોડ કોઈથી થઈ શકયા નહિ આખર કુંવર થાકયો તેણે અપ્સરાનુ મો જોવાની આશા છોડી સંસાર તેને કડવો ઝેર થઈ પડયા રાજપાટ ત્યાગી તે વગડો ભણી ચાલી નીકળ્યો આખો વગડો ફૂલથી મહેક મહેક થતો હતો કુંવર પથ્થરનુ ઓશીકુ કરી ધરતી પર સૂતો મધ્યાહ્નનો સૂરજ ક્રૂર નજરે તેને જોઈ રહ્યો કુંવરની આંખોનાં તેજ ઠેઠ સૂરજની કીકીઓ સુધી પહોંચ્યા ને તેજની એક અદ્ભૂત નિસરણી ગૂંથાઈ ગઈ તે નિસરણી પર થઈને પેલી અપ્સરા નીચે ઉતરી રાજકુંવર તેને જોઈ હરખ ઘેલો થઈ ગયો બંને પ્રસન્નવદને રાજધાનીમાં આવ્યા

અન્નપૂર્ણા પણ તમારે કહેવુ છે શુ ?

શકુન્ત. તમે સમજ્યાં નહિ ? મને પણ પેલી અપ્સરા મળી હતી. તેણે કહ્યુ કે આંખોનાં તેજની સાહીને પાંપણની પીંછીએ જે કોઈ મારુ ચિત્ર દોરી આપે તેને હુ પરણવાની છુ

અન્નપૂર્ણા. તમે હવે કલ્પના જોડે રમવા માંડયું !

શકુન્ત. મને ખાતરી છે કે તમે મારી એક પણ વાત સાચી નથી માનવાનાં હું નાહક બધા ઉભરા તમારી આગળ ઠલવવા દોડયો આવુ છુ.

અન્નપૂર્ણા નાહક જ ! અરે, મિસ્ટર ! તમે જેની પાછળ રખડયા કરો છો એ બિચારી તમારા માટે જયાબેનને ત્યાં ત્રણ ધક્કા ખાઈ ગઈ

શકુન્ત ત્રણ ધક્કા ? જયાબેનને ત્યાં ? એ એ અહીં આવે ? મારા માટે ? તમે સ્વપ્નામાં તો નથી ?

અન્નપૂર્ણા તમે વાતને ઠીક ચગાવવા માંડી માણસને જાગતાં ય સ્વપ્ના આવતા હશે ?

શકુન્ત અરે, અરે, કદાચ સાચુ કહો છો ? એ જ હતી ? મે કહી હતી તેવી અપ્સરા ? તમે એને જોઈ ?

અન્નપૂર્ણા હુ જાતે જોયા વિના માનુ ખરી ? શકુન્ત, તમે કલ્પ્યુ કે જોયુ છે એવુ જ એનુ રૂપ હતુ મને તો તમારા જેવુ સુંદર વર્ણન નહિ આવડે, પણ એ દશ્ય હુ કદી નહિ ભૂલી શકું. હુ ને જયાબેન બેઠા હતા જરાય અવાજ વગર સામેનુ બારણુ ઉઘડ્યુ ને પેલી તેજસ્વી આકૃતિ બહારના અંધકારને વીંધીને ધીમે ધીમે અમારી નજીક આવવા લાગી એના પગલામાં એટલી ચપળતા હતી ! વાળ તમે જોયા હતા તેવા છૂટા હતા. પાંપણો ઢળેલી હતી ને બિડાયેલી પાંખડીઓની જેમ હોઠ બીડેલા હતા હૃદયના ધબકારા સંભળાય એવી અપાર શક્તિ હતી આવીને તે અમારી સામે ઊભી રહી કોઈ કંઈ બોલ્યુ નહિ. અમે મીણના પૂતળાંની જેમ એને જોઈ_જ રહ્યા

શકુન્ત તમે એને કંઈ પૂછ્યુ જ નહિ ?

અન્નપૂર્ણા ધીરા પડો અમે કંઈ બોલવાનો વિચાર કરીએ તે પહેલા તેણે બોલવા માંડ્યું. વાણીમાં અપૂર્વ મીઠાશ હતી શબ્દે શબ્દે જાણે જલતરંગ વાગતુ હોય તેમ લાગ્યુ. તે શું બોલે છે એ સમજવાનુ અમને ભાન રહ્યુ નહિ તે આવુ સરસ કેવી રીતે બોલી શકે છે એ જ અમે જોઈ રહ્યા

શકુન્ત . કેટલી મૂર્ખાઈ કરી ?

અન્નપૂર્ણા   સાંભળો તો ખરા ! એના કેટલાક ઉડતા શબ્દો હુ યાદ રાખી શકી છુ  એણે કહ્યુ કે સ્ત્રીઓના પ્રતિનિધિરૂપ કહેવાના એ પુરુષને મારે જરા જોઈ લેવો છે  સ્ત્રીઓ પ્રત્યે જાહેર પક્ષપાત બતાવનાર ઘણેભાગે પુરુષસુલભ એવી પેઢી સનાતન ઝંખનાના જ પૂજારી હોય છે  એવા અસ્થિર હૃદયને સહાનુભૂતિ અર્થે પંપાળવુ એમાં પણ હુ સ્ત્રી સન્માનનો વિનાશ જોઈ રહી છુ.

શકુન્ત  આ બધાં એના શબ્દો છે ?

અન્નપૂર્ણા  એટલો વિશ્વાસ તમારે મારા ઉપર રાખવા જોઈએ  જતાં જતાં અણે ઉમેર્યુ કે પુરુષોને આપણે ચાહીએ, તેના દુખની વચ્ચે આવીએ, પણ પૂજા તો ન જ કરીએ  આપણી પૂજા પતિદેવને પિશાચ બનાવી દે છે

શકુન્ત  મારામાં તેને એવી પિશાચવૃત્તિનાં દર્શન

અન્નપૂર્ણા  તે તો કોણ જાણે, પણ

(અન્નપૂર્ણાબેન, અન્નપૂર્ણાબેન'' એવો બહારથી અવાજ)

અન્નપૂર્ણા  આ અવાજ જયાબેનનો છે  શકુંત મને લાગે છે કે અત્યારે પણ તમારા પેલાં મનોમૂર્તિ પધાર્યા હોવાં જોઈએ

શકુન્ત  ફરી અત્યાર ? આવી ઠંડીમાં ? બહાર કેટલુ અંધારુ છે ? અન્નપૂર્ણા ! ચાલો હુ તમારી સાથે આવુ છુ

અન્નપૂર્ણા  તમે નિરાંતે બેસો, હુ જ તેને અહિંયા બોલાવી લાવુ છુ

શકુન્ત  (મનમાં) અન્નપૂર્ણા ને જયાબેને આ શુ તોફાન માંડયુ છે ? શુ એ સાચે જ અહીં આવી ચડી ? સ્વર્ગના પગથિયાં મૂકીને મારા જેવા પામરને બાળવા એ શા માટે હેરાન થાય ? એનો ઢળકતો સફેદ પોશાક, ગર્વભેરી ચાલ  મસ્તીખોર આંખો મારી નજર સામેથી ખસતાં જ નથી, દેવી ! મારા અમાનુષી સ્વભાવ, અપાર તૃષ્ણા  અસ્થિર મનોવૃત્તિ તારા પવિત્ર સ્પર્શને પણ લજવે એવાં ક્રુર છે  એરેરે, મારી પામરતા શબ્દાડંબરથી, ભારેખમ વિદ્વત્તાથી, અર્થશૂન્ય આદર્શોથી ઓહ, તમે ? પધારો (ધ્યાનમાં હોય તેમ) હજાર હજાર વર્ષથી હુ તમારી રાહ જોઈ રહ્યો છુ

અન્નપૂર્ણા  પુરુષોને સંવનન ઉપરાંત બીજુ ઘણુ શીખવાનુ છે

શકુન્ત  મારામાં અસંખ્ય ત્રુટિઓ છે, હુ પામર માણસ એને કેમ પૂરી શકુ ? એ બધીનુ સમારકામ તમારા સિવાય

અન્નપૂર્ણા  આમ પામરતા જાહેર કરીને તમે આશ્વાસનનીયે આશા રાખી હોય તો વ્યર્થ સમજજો  કલ્પનાના માનવી ! તમે મને હજી ઓળખી નથી

શકુન્ત  જુઓને, હુ જાતિભેદમાં માનનારો પુરુષ નથી  આંખોએ આપણા બંનેનો પરિચય અરસપરસને સોંપી દીધો, ને પછી બહારના આ કેવળ લાગણીવેડા

અન્નપૂર્ણા  લાગણીવેડા એ પરિચય બંધન માટે સારો ઉપચાર છે, તમને ખબર નહિ હોય, પણ .

શકુન્ત  પણ ?

અન્નપૂર્ણા  એવુ કાંઈ ખાસ તો નથી, પણ અત્યાર સુધી જેમને જેમને મેં મારા અંતર નજીક આવવા દીધા છે, જેમને આંખની ઓળખાણ ઉપરાંત કેટલીક એવી પણ છૂટ

શકુન્ત  એવી છૂટ ? તમારી જોડે ?

અન્નપૂર્ણા  મિત્રો મિત્રો વચ્ચે એવુ તો બને જ છે  કયારેક હસતાં હસતાં બંને જણ તમાચાની લેવડદેવડ કરી લે  કયારેક હાથને ગળાની આસપાસ વીંટીને અંગે અંગને ભટકાવવાના પ્રસંગો પણ બને છે  અને હોઠેહોઠના બૂચકારા પણ ..

શકુન્ત, તમે આ શુ બોલો છો ? આવી ભયંકર મૈત્રી લાગણીવેડામાં પણ કાંઈક મર્યાદાનો અંશ તો હોવો જોઈએ ને ?

અન્નપૂર્ણા  મર્યાદા ! એ પણ જાતિભેદ જેવો એક ભેદ નથી ? આપણે આજની દુનિયાના વતનીઓ

કોઈ પણ ભેદને શા માટે નમતું આપીએ ? મેં તો અત્યાર સુધીમાં અનેક યુવાન મિત્રોની છાતી પર માથું રાખી મહાલી લીધું છે, કૈંકને પુજારા છે ને કૈંકને પુજારી બનાવ્યા છે મને રમકડું માનનાર ઘણા જણે તો મારા સ્વભાવની દુર્ગંધથી હારી જઈને આપઘાત પણ કર્યો છે

શકુન્ત ત્યારે તો તમે કોઈ ભયંકર સ્ત્રી

અન્નપૂર્ણા (વચ્ચે) ગેઈને ભયંકર ગણવું ને કહેવું એ તો ચાલુ સ્થિતિનું ભારે સ્પતિવાક વિશે પણ છે હું તો એવાં વિશેષણોને ફગાવીને સાચા સ્વરૂપે વિહારનારી સ્ત્રી છું પ્રિયતમ! હવે મારી ઓળખાણ પડી ? કેટલાક પુરુષો સ્ત્રીઓને ખાઈ જાય છે ને કેટલીક સ્ત્રીઓ પુરુષોને હું પુરુષોને ખાઈ જનારી સ્ત્રી છું (ક્રુર હસી) રૂપ એ મારું શસ્ત્ર છે સ્મિત પર પ્રલયનું નૃત્ય ને નેત્રમાં વિનાશની વીજળી છે, અજાણ્યા પુરુષ ?

શકુન્ત મારે, મારે કશું નથી સાંભળવું.

અન્નપૂર્ણા એમ અત્યારથી અકળાશો તો કેમ ચાલશે ? હું તમને મારા રૂપમાં સ્નાન કરાવવા આવી છું હજારો પુરુષો એ સ્નાનથી પાવન થયા છે ને તમારી જેમ હજી અસંખ્ય પતંગિયાં મારા માર્ગ ઉપર દૃષ્ટિ પાથરી બેઠા હશે

શકુન્ત ત્યારે તો તમે તમે

અન્નપૂર્ણા હું બજારમાં બેસનારી સ્ત્રી છું એ તમે જાણી ગયા ? સારું કર્યું એ ઓળખાણની પણ જરૂર હતી તે વિના ઓ પ્રિયતમ ! હું તમારા હૃદયને શી રીતે જીતી શકું ?

શકુન્ત મારા હૃદય સુધી પહોંચવાની હવે તમારે જરૂર નથી તમારું ચારિત્ર્ય

અન્નપૂર્ણા (વચ્ચે) ભલા માણસ ! તમારે ચારિત્ર્યને કરવું છે શું ? મારું રૂપ તમને સંતોષ આપવા બસ નથી ? આવો, અહીં મારી પાસે આવો તમારા બાહુના બંધન મને ગમશે.

શકુન્ત મહેરબાની કરીને મને અડકશો નહિ તમે બજારુ સ્ત્રી.

અન્નપૂર્ણા બજારુ સ્ત્રી ? ખરા છો તમે અમારા ચારિત્ર્યના વિચાર કરી કરી ને જ તમે સુકાઈ જાઓ છો તમારા પોતાના ચારિત્ર્યના વિશે તમને કદી વિચાર આવ્યો છે ? મેં કહ્યું એમાં સમજણ પડી ? રૂપ એ કાંઈ ચારિત્ર્ય નથી, ચારિત્ર્ય વગરનું આકર્ષણ એ પ્રેમ નથી. મોહ એ માણસ માત્રની નબળાઈનું ઝેર છે

શકુન્ત મારે એ ઝેર નથી પીવું. તમે અહીંથી જતાં રહો !

અન્નપૂર્ણા હું અહીંથી હવે જઈ શકું નહિ તમે મને હૃદયથી પૂજી છે, કલ્પનાની મનોમૂર્તિ માની છે હજારો સ્ત્રી પુરુષ વચ્ચે મને અપ્સરા તરીકે ઓળખાવી છે હવે મને શા માટે તરછોડો છો ?

શકુન્ત મારા ઘરમાં રહીને લોકોની નજરે મને હલકો પાડવો છે ? હું અન્નપૂર્ણા સિવાય

અન્નપૂર્ણા વળી અન્નપૂર્ણા તરફ લલચાયા ? દમયંતી હંસના વચને નળ તરફ દોરવાઈ હતી તેમ હું અન્નપૂર્ણાના વચને અહીં આવી છું મારા નળરાય

શકુન્ત હું નળ નથી તમે દમયંતી નથી. અન્નપૂર્ણા હંસ નથી નાહક મારો માર્ગ શાને રોકી ઊભાં છો ? હું ને અન્નપૂર્ણા ઓ અન્નપૂર્ણા ! અન્નપૂર્ણા !

અન્નપૂર્ણા અન્નપૂર્ણા અહીં કદી નથી આવવાની શકુન્ત ! તમારી અન્નપૂર્ણા હું છું, કલ્પના હું છું ને પેલી અપ્સરા પણ હું જ છું !



# સ્નેહમૂર્તિ ચાચાજી

ઉષાકાંત દેસાઈ

શ્રી ગુરુદયાલ મલિકજીનો જન્મ ડેરા ઇસ્માઇલ ખાન (પશ્ચિમ પાકિસ્તાન)મા ૭મી મે ૧૮૯૬ના રોજ થયો હતો તેમનો દેહાંત ૭૪ વર્ષની ઉમરે ૧૪ મી એપ્રિલ ૧૯૭૦ ના રોજ ચેમ્બુર–મુબાઇમા થયો.

. અસખ્ય માનવીઓ જન્મી, પોતાનું જીવન વિતાવી અતિમ મૃત્યુ પામે છે. આવા અસખ્ય માનવીઓ પોતાની આજુબાજુના સગાં સબધીઓ સિવાય સમાજ અને દેશને પોતાની કાંઈ યાદ આપી જતા નથી સ્વાભાવિક રીતે જ તેઓ વણુપારખ્યા અણુજાણુ રહી જાય છે અને એમને વિશે કોઇ કશુ લખવા પ્રેરાતુ નથી

બીજા અનેક માનવીઓ એ ચાર ક્ષેત્રોમા કુશળતા પ્રાપ્ત કરી ફતેહ પામતા હોય છે પ્રસગો પાત્ત આવા મનુષ્યોની વાહ, વાહ, બોલાતી હોય છે, કેટલીકવાર કેટલાક પ્રસગોમાં આવા માણુસોની કુનેહ ખીલે છે અને પરખાય છે, તો કેટલીક વાર તેઓ પ્રસગોને નિમિત્ત બનાવી, પોતાની કાર્યદક્ષતાથી સમાજને દોરે છે પરંતુ આવા મનુષ્યોનું કાર્યક્ષેત્ર મર્યાદિત હોય છે, જો કે સમયાનુસાર તેની પણ જરૂરિયાત તો છે જ ,

કેટલાક બીજા, જેઓની સખ્યા બહુ મોટી નથી તેઓ કુટુબ, સમાજ, દેશ વગેરેના બધનોથી પર હોય છે તેઓ સિદ્ધાત અને અભિરુચિથી મનુષ્ય, મનુષ્ય વચ્ચેના નાતજાતના, દેશપરદેશના ભેદથી પર હોઇ વિશ્વબંધુત્વની ભાવના ધરાવતા હોય છે આ શરૂઆતમા ભલે વિચારપૂર્વક તેઓને સ્ફૂરતું હોય પણુ પછી એમના જીવનમાં તે અત્યત સરળ અને સહજ બની જાય છે, જેથી તેઓના ચિત્ત અને મન હમેશાં નિર્મળ સમભાવી અને ઉદાર હોય છે સત્ય એ એમને સહજ હોય છે અને સત્યમાંથી નિકળતા, આગળ કહો કે સત્ય તરફ લઇ જતા બીજા લક્ષણો, જેવા કે અહિસા, અસ્તેય, નિરહકાર લોકકારુણ્યની ભાવના વગેરે તેઓનાં જીવનમાં સ્વભાવિક રીતે વણ્યા એવા હોય છે આવા લોકો પોતાનું સગ્ર જીવન માનવ સમાજ સમક્ષ રજૂ કરે છે ગગાના નીર જેવુ સતત વહેતુ, પાવન કરતુ, જીવન દેતુ, એમાથી જુદા જુદા મનુષ્યો પોતાની શક્તિ પ્રમાણે પ્રેરણા મેળવે છે

શ્રી મલિકજી આ નાની–ઉજ્જવળ પક્તિના માનવી હતા એમનું જીવન એક રીતે પ્રભુ–પ્રેરિત હતુ એમના માતાજી જ્યારે ડેરા ઇસ્માઇલખાનમા પ્લેગ ફાટી નીકળ્યો, ત્યારે એમના ભાભીની સેવા કરવા રોકાઇ રહ્યાં ભાભી સારા થયા પરતુ મલ્લિકજીના મા જેઓ પ્રભુને પ્રાર્થના કરતા હતા 'હે કૃપાનિધાન, મારી ભાભીને તુ એના બાળક માટે દીર્ઘાયુ કર અને જો તારી એવી ઇચ્છા હોય તો મને બોલાવી લે' તે અનુસાર તેઓ પ્રભુને શરણુ થયા આ પૂર્વે મલ્લિકજીને અને એમના નાના બહેનને તેમને મા એ શિકારપુર એમના કાકાને ત્યા મોકલી દીધા હતાં. આ વખતે મલ્લિકજીની ઉમર સાત વર્ષની હતી એક દિવસે સવારના બરોબર ૭મી મેના દિવસે ઊઠીને તરત જ મલ્લિકજીએ રડવા માંડયુ કારણુ કે એમને લાગ્યુ કે એમની મા આ દુનિયામાં નથી અને બન્યુ હતુ પણુ તેમજ અગિયાર વર્ષની નાની વયે એમને પોતાના માના અવસાનથી બે વિચારો આવ્યા એક, સાચી લાગણી પૂર્વક કરેલી પ્રાર્થનામા ખૂબ બળ રહેલું છે બીજુ, મનુષ્યની અદર એક એવી શક્તિ છે કે જે કાળ અને સ્થાન પાર કરીને જે કાંઇ થતું હોય છે તે જોઇ શકે છે. આ રીતે નાનપણુથી જ પ્રભુ અને પ્રાર્થનામાં મલ્લિકજીનો વિશ્વાસ વધતો ગયો

સાત વર્ષની વયે એમને જે બીજો અનુભવ થયો તેથી તેઓ નિશ્ચય પર આવ્યા કે ગરીબોનો કોઇ દિવસ અનાદર કરવો નહી કારણુ ગરીબોનો અનાદર એટલે માનો અનાદર અને માનો અનાદર એટલે પ્રભુનો અનાદર વાત એમ હતી કે એક વખો

વૃદ્ધ ભિખારણને તેમણે ઘરમાંથી લઇ થોડું ખાવાનું આપ્યું. પેલી બાઇએ બેસીને પ્રેમથી ખાધું. એની આંખોમાં આંસુ હતાં—આભારનાં આંસુ. મલ્લિકજીને અચાનક કાંઇક થયું અને લાગણીના આવેશમાં તે પેલી ભિખારણને વળગી પડયા. ભિખારણ પણ તેમને વળગી પડી અને ઘણા પ્રેમથી 'મારો દિકરો' કહેતાં જ ત્યાં મરી ગઈ.

અગિયાર વર્ષની ઉંમરે અણજાણ ફકીર બાબાનો આદેશ કે 'જ્યારે તું કાંઇ પણ કરે, બોલે, વિચારે, ત્યારે તારા દિલને એક સવાલ પૂછજે કે મારી માને આ ગમશે કે નહીં?' આ એમના જીવનમાં વણાઇ ગયું, જેથી કાંઇ અનિષ્ઠ વિચારતાં, કરતાં કે બોલતાં એમને શરમ ને સંકોચ થઇ આવતાં અને એને લીધે અનેક દોષોમાંથી તેઓ બચી ગયા.

આવા બનાવોમાંથી તેઓએ હંમેશા તાત્પર્ય ગ્રહ્યું. ગાંધીજીના જીવનમાં આ એક વસ્તુ જોકે જુદી રીતે જોવા મળે છે, જેવી કે તેઓ પણ દરેક અનુભવમાંથી સત્ય ગ્રહી લેતા અને તેથી તેઓ હંમેશાં દિન પ્રતિદિન પ્રગતિને પંથે જ રહેતા.

મલ્લિકજી સંસ્કારે સહૃદયી અને નાનપણથી જ ભાવનાશીલ હતા. એટલે આવા બનવો એમને સમભાવી અને પ્રેમમય બનાવતા ગયા અને પ્રભુ અને પ્રાર્થનામાં એમનું મન વધુને વધુ ખેંચાતુ ગયુ

આવાજ ભાવનાપ્રધાન જીવને એમને ગુરુદેવ કવિવર રવિન્દ્રનાથ ઠાકુરના પરિચયમાં આણ્યા. હજુ તો તેઓ ૧૮ વર્ષના હતા ત્યારે એટલે કે ૧૯૧૪ની સાલમાં જ્યારે તેઓ ભણતા હતા ત્યારે 'બોમ્બે ક્રોનિકલ'માં ટાગોરની છબી જોતાં જ પ્રભાવિત થઇને તેમને એવી પ્રેરણા થઇ કે આ વ્યકિત સાથે એમનો સંબંધ બંધાશે અને તે તેમને અગમ્ય આનંદ આપશે. તેમણે તરત જ ટાગોરને પત્ર લખી શાંતિનિકેતન જવાની રજા માંગી. તે વખતે તો એ રજા ના મળી પણ તે મળી પાંચ વર્ષ પછી. જ્યારે ગુરુદેવના પ્રથમ મિલનમાં ગુરુદેવે પોતેજ એમને કહ્યું કે હું, તમને જન્મજન્માતરથી ઓળખું છું. મારા આશ્રમમાં તમારે માટે એક આસન ખાલી છે, તમે હવે એના પર બેસી જાઓ. આ ઘટનાના થોડાક વખત પછી તેઓ શાંતિનિકેતનમાં એક શિક્ષક તરીકે જોડાયા અને લગભગ ૨૩ વર્ષ સુધી રહ્યા.

શાંતિનિકેતનમાં તેઓએ ગુરુદેવનો વિશ્વાસ અને પ્રેમ સંપાદન કર્યો હતો એના અનેક દાખલા મળે છે અને જ્યારે ગુરુદેવની તબિયત બહુ જ બગડી ગઇ હતી અને મૃત્યુ નજદીક હતું તે સમયે એટલે ૧૯૪૧ના જુલાઇમાં તેમણે મલ્લિકજીને બોલાવીને કહ્યું હતું, 'ગુરુદયાલ, હું હવે એક લાંબી રજા પર જાઉં છું, કોઇ, કોઇ વખતે જ્યારે તું ભજન ગાતો હોઇશ ત્યારે હું, એ સાંભળવા જરૂર આવીશ.'

શ્રી. મલ્લિકજી સુંદર ભજનો ગાતા. ભજનો એમને પ્રસંગોપાત સ્ફૂરતા. જેમાં તેઓ તલ્લીન બની જતા—પ્રભુની પ્રસાદી રૂપે મળતા અને ગાતા. પૂજ્ય ગાંધીજીને પણ એમનાં ભજનો ખૂબ ગમતાં, અને અનેકવાર પ્રાર્થનામાં એમની પાસે ગવડાવતા. શ્રી. સી. એફ. એન્ડ્રુઝની પ્રથમ મુલાકાતે જ બંને વચ્ચે પ્રેમસંબંધ બંધાઇ ગયેલો તે શ્રી. એન્ડ્રુઝના મરણ પર્યન્ત રહ્યો.

શ્રી. મલ્લિકજી જેઓ હજારોના હૈયામાં ચાચાજીને નામે વસેલા છે તેઓની ખાસ ખૂબી શું? તેઓએ અનેકના જીવનમાં સ્વજન તરીકે ભાગ લીધેલો છે તેમને ઊંચનીચનો બિલકુલ ભેદ નહોતો. કોઇ પણ વાત તેઓ અતિ શાંતિથી સાંભળતા—સાંભળ્યાં પછી એનો જવાબ ખૂબ ટૂંકો છતાં એટલો દિલસ્પર્શી હોય કે જે સામાને સાન્ત્વન, ઉત્સાહ આપવામાં ખૂબ મદદગાર નીવડે. તેઓ કોઇનું ભૂંડું બોલતા નહીં. કોઇ બોલે તેને પણ સુંદર વળાંક આપી કાઇક એવી ઢબે સમજાવતા કે દ્વેષ ના રહે. જ્યાં સુધી એમને તમો સીધો પ્રશ્ન ના પૂછો ત્યાં સુધી તેઓ પોતાના વિશે કોઇ વાત ન કરતા. એમને અનેક જાતની શારીરિક પીડાઓ થતી હતી, પરન્તુ એના વિષે ના કાંઇ બોલવું ના એનાથી દબાઇ રહેવું. હમેશાં આનંદનુ મોજું પ્રસારવું એ એમના જીવનનું અંગ બની ગયેલું, અનેક વસ્તુઓ પર એમણે વિચાર કર્યો હોય; અનેક વસ્તુઓ અને માનવીઓ વિશે તેઓ જાણતા હોય—પણ ઉત્તરમાં

સારાની પ્રશસા, નરસા તરફ સમજ અને રહેમ શ્રી જે એસ કૃષ્ણમૂર્તિ જ્યારે મુબાઈમા વ્યાખ્યાન આપતા હોય અને મલ્લિકજી તે દરમિયાન મુબાઈમા હોય તો અચૂક સાભળવા જતા એકવાર એમને મે પ્રશ્ન કર્યો કે અમે તો આ વ્યાખ્યાનોમાંથી કાઇક મેળવી છીએ પણ તમારે શુ મેળવવાનું છે! તેઓએ સ્નેહપૂર્ણ ભાવે જવાબ આપ્યો કેમ નહી, અને પછી ડૉ ઍની બેસે ટે જે મિટિંગમા કૃષ્ણમૂર્તિ માટે ભવિષ્ય ભાખેલુ, જ્યારે તેઓ હાજર હતા તેનુ આબેહૂબ વર્ણન કર્યું અને ત્યારબાદ પોતાની એક તેમની સાથેની તનસ્પર્શી મુલાકાત વર્ણવી

ચાચાજીને બાળકો બહુ ગમતા કોઇનુ દુ ખ તેઓ જોઈ શકતા નહિ એને માટે એમની આંખો માંથી આસુ પડતા અનેક મનુષ્યોએ જોયા હશે એ ગગાજળમા પવિત્ર આંસુ દ્વારા તે લોકોનુ દુ ખ ધોતા અને એ દ્વારા પ્રભુને પ્રાર્થના પહોચાડતા અને એમની એ પવિત્ર–નિગ્નિસ્વાર્થ પ્રાર્થના અનેકને માટે ફળતી પણ જોવા મળતી તેમનામા અહકારનુ તો નામ જ નહોતુ તેઓ ઘણી ભાષાઓ જાણતા–અને સારી રીતે વાચી લખી પણ જાણતા, સ્વભાવે જ તેઓ શિક્ષક હતા બાળક જેવા નિર્દોષ અને સરળ હતા મસ્ત કવિ હતા ભક્તિગીત સ્ફુરતા તેવા ગાતા–લખતા સભળાવતા પ્રભુના બદા હતા ઓલિયા ફકીર હતા દરેક મનુષ્યમા તેઓ પ્રભુનો અશ જોતા એટલે પ્રેમ અને આદરથી દરેકને સત્કારતા

એમના જીવનના અનુભવોની કોઇક ઝાંખી શ્રી મુકુન્દભાઇ કલાર્થી તથા સૌ નિરજનાબ્હેન કલાર્થીએ લખેલી 'પ્રભુ કૃપા કિરણમા જોવા મળે છે અતિ આગ્રહ અને આગ્રહણીય સ્નેહ વગર તેઓ શ્રી મલ્લિકજી પાસે આટલ પણ એમને વિષે જાણવાનુ ના મેળવી શકયા હોત સમજુ સમાજ આ 'કાવ્યમય–અલક્ષ્ય મનુષ્યની થોડી ઘણી પહેચાન આપવા બદલ એમનો હમેશા ઋણી રહેશે

શ્રી મલ્લિકજીના ૭૪ વર્ષના જીવનમા–જે કોઇ થોડા ઘણા બનાવો જાણવા મળે છે–તેના ઉપરથી શુ માનવુ? શુ એ બધા અકસ્માતો હતા? શુ એ કોઇ મત્રવિદ્યાના વિધાનો હતા?–કે પ્રભુ પ્રેરિત જીવન સકેત સમા હતા? એમના જીવનની ધારા જોતાં એમ લાગે છે કે મગનમન, સમભાવી, સેવામય સસ્કારના સથવારે એમનુ જીવન પ્રાર્થનાના બળે પ્રભુમા શ્રદ્ધા કેળવતુ ચહ્યુ પ્રસગો આવ્યા બન્યા તે એમની નમ્ર પણ પવિત્ર ભાવનાના પ્રતાપે ઉજ્જ્વલ બન્યા આવા પ્રસગોમા તેઓ પ્રભુનો સકેત જોતા અને પોતાને નિમિત્ત ગણતા એમને ક્વેકર સોસાયટીમા દાખલ થવાનુ સૂઝ્યુ અને બે વર્ષ બાદ, આ ૩૦૦ વર્ષ પૂર્વથી ચાલતી સસ્થામા, જેમા ખ્રિસ્તી ધર્મ બહાર ની કોઇ વ્યક્તિને આજ સુધી દાખલ કરવામા આવી ન હતી તેમા તેમનો સભ્ય તરીકે સ્વીકાર થયો અને એ રીતે સસ્થા પ્રગતિનો માર્ગે ચાલી તેમાં પ્રભુએ પોતાને નિમિત્ત બનાવ્યા છે એમ તેઓ માનતા ૧૯૬૨મા આ ક્વેકર સોસાયટીએ એમને અમેરિકા નોતર્યા ત્યા એમના જીવનના પ્રસગો આલેખશે ત્યારે આ પરિપક્વ ભક્તિનુ અનેરુ વ્યક્તિત્વ જોવા જાણવા મળશે

ચાચાજીના જીવનની કક્ષા એટલી ઊચી ગઇ હતી કે એમને અદીઠની ઝાંખી અને કદાચ દર્શન પણ થયા હતા એવે શુભ પ્રસગે એમનુ મન પુલકિત બની જતુ અને પ્રાર્થના ભર્યું ગીત ગૂજી ઊઠતુ–તો કેટલીકવાર પવિત્ર અશ્રુ અજલિ અર્પીને સમાધાન મેળવતુ મૌન એમને પ્રિય હતુ જીવન સાધના અતિ શુદ્ધ બનતા સિધ્ધિની ઝાંખી થઈ એનુ ભાન થતા જ એને ગર્વનુ સાધન ગણી–ગુરુપદનુ પગથિયુ સમજી પ્રભુથી દૂર જવાની સભાવના વિચારી પ્રભુને કરગરીને કહેવા લાગ્યા નથી જોઇતુ આ–નથી જોઇતુ આ–દયામય લઇ લે પાછુ '

આ જીવન જે હમેશા હસતુ, દુ ખ સહેતુ, બીજાના દુ ખ હળવાં કરવામા મગ્ન રહેતુ તે ઉત્તરોત્તર વિકસતુ થતુ ગયુ ગીત પ્રેમ આનદની લ્હાણ જ્યા જ્યા સ્પર્શ્યુ ત્યા ત્યા દેતુ ગયુ ભારતમાતા તો છે રત્નગર્ભા મલ્લિકજી ચાચાજી પણ આપણા દેશના રત્ન સમા ચમકતા રહેશે

શિ.

'નવનીત'

(દિવાળી વિશેષાંક : ગુજરાતી આવૃત્તિના સંપાદિકા શ્રી કુન્દનિકા કાપડીઆ; ૩૪૨, તારદેવ મુંબઈ ૩૪. પાનાં ૨૭૦ કિંમત રૂ. ૨–૫૦)

'નવનીત'નો દીપોત્સવી અંક એટલે વિવિધ સામગ્રીથી ભરપૂર એક સુંદર પુસ્તક. કાવ્યોની સંખ્યા આઠ છે, વાર્તાઓ ત્રણ. જ્યારે ઇતર લેખો કે જે આ અંકની ખરેખર સાચી સમૃદ્ધિ છે તે સારો અવકાશ રોકે છે. આઠ કાવ્યોમાં શ્રી સુંદરમ્‌થી રમેશ પારેખ સુધીનું ગુજરાતી કવિતાનું પ્રતિનિધિત્વ આવી જાય છે. શ્રી ઘનશ્યામ દેસાઇની "વેર" તથા શ્રી સુધીર દલાલની "મિત્ર" બન્ને સામાજીક વિષયની નવલિકાઓ જીવનની વિટંબણાનો હુબહુ ચિતાર આપે છે. "મારા બાળપણની સૌથી તીવ્ર યાદ"માં શ્રી પન્નાલાલ પટેલ, ધનસુખલાલ મહેતા, મૃણાલિની દેસાઈ, ગિરિશંકર રાવળ તથા "જન ગુમાસ્તુ" માં શ્રી ગગનવિહારી મહેતા, ગુલાબદાસ બ્રોકર અને બચુભાઈ રાવતના અંગત સ્મરણો દિલમાં ગૂઢ સંવેદના જગાવી જાય છે 'અને હું જીવું છું" માં શ્રી સુરેશ દલાલ સ્મૃતિઓની સફરે, વાચકને સાથે લઇ, ભમરાની જેમ ફેરવે છે, 'દિવ્યં દદામિ તે ચક્ષુ' (વીરેન્દ્રસિંહ); 'વિધાયક મનનો વૈભવ' (ત્ર્યંબક મહેતા) 'ચીનથી આપણે કેમ હાર્યા ?' (મિત્રે, ડળી) 'ખરો પ્રકાશ તો અંદરનો' (અમિતાભ) 'રસોડામાં રીંછ' (મેટ હેરિસન) 'ધર્મનું ભાવિ શું ?' (આનંદ રોમન્બી) સંસ્મરણોની નાજુક સવારી (પી. ડી. ટંડન) "પાશ્ચાત્ય દેશોમાં હરિનામ કીર્તન" (રવીન્દ્ર પ્રતાપરાય) "ભારતના અણુ પહેલવાનો" (સતીશ વર્મા) "પંખીઓનો પાદરી" (હેડરિક કોલ્સ) આટલી બધી જાતજાતની વાનગીમાંથી હરકોઇને પસંદ પડે તેવી રોચક, ઘણીવાર આશ્ચર્યજનક તો બુદ્ધિને કસે તેવી વિષયની મારજત પણ 'નવનીત'માં જોઈ શકાય છે દિવાળી માટેની મીઠાઈ પછી પણ આનંદથી આરોગીએ છીએ તેમ દિવાળી અંક માટેની કેટલીક સામગ્રી પછીના અંકોમાં મળતી રહેવાનું વિદાન સંપાદિકાએ વચન આપ્યું છે. 'નવનીત'નો દિવાળી વિશેષાંક વિષય અને વસ્તુ વૈવિધ્યની દૃષ્ટિએ સર્વ શ્રેષ્ઠ બન્યો છે.

'નવચેતન'

(તંત્રી શ્રી ચાંપશી ઉદ્દેશી, નારાયણનગર સરખેજરોડ, અમદાવાદ ૭ પાનાં ૩૩૨ કિંમત બે રૂપિયા)

નિજાનંદમા મસ્ત એવું ગુજરાતી ભાષાનું આ વિશિષ્ટ માસિક ટૂંક સમયમાં કારકિર્દીના ૫૦ વર્ષ પૂરાં કરશે તે હકીકત કોઈ પણ તંત્રીને ગૌરવ અપાવે તેવી છે. શ્રી ચાંપશીભાઇ ભાવના અને સિદ્ધાંતોને વરેલા આદર્શવાદી તંત્રી છે. તેમના તંત્રીપદ નીચે ચાલતા 'નવચેતન' માસિકના પ્રકાશન પાછળ ચોક્કસ ધ્યેય અને હેતુ છે. જીવનનાં જે મૂલ્યોને-સનાતન મૂલ્યોને તેમણે પ્યારાં ગણ્યાં છે તેનો સાથ સાહિત્યમાં પણ તેમણે છોડયો નથી "નવચેતન"નો દિપોત્સવી અંક ૩૩૨ પાનામાં મૂલ્યવાન સામગ્રી પીરસી જાય છે. "એક આદમી જેને હું ઓળખું છુ"માં શ્રી જસવંત મહેતાએ શ્રી ગુલાબદાસ બ્રોકરનો અચ્છો પરિચય કરાવ્યો છે. 'થોડોક કાવ્ય વિચાર' માં શ્રી મનસુખલાલ ઝવેરીએ ચિંત્ય વિચારો રજૂ કર્યા છે "ભારતીય કલામાં સ્વસ્તિક" વિષે શ્રી કાંતિલાલ સોમપુરાએ અભ્યાસયુક્ત અને ચિત્રયુક્ત સામગ્રી આપી છે. શ્રી પ્રવીણ દરજીએ "ગુજરાતી નવલકથાના વિકાસ"માં સંક્ષેપમાં મોટા વિષયને ન્યાય આપવા પ્રયત્ન કર્યો છે. 'ગુજરાતી નાટકોમાં હાસ્યરસ" ઉપર પ્રા. નરોત્તમ વાળંદનો લેખ ધ્યાન ખેંચે છે. શ્રી પ્રાગજી ડોસા વિષે ધનસુખલાલ મહેતા તથા પરમસુખ પંડયા અને શ્રી હરિલાલ ગૌદાની વિષે દિનકરરાય ઠાકરના પરિચયલેખો તેમજ "ગુજરાતના શિલ્પમાં જળચર અને ખેચર" વિષે શ્રી હરિલાલ ગૌદાનીના લેખો ઉલ્લેખનીય છે. શ્રી ચાંપશી-

કાછની કલમે લખાએલી રેડિયો નાટિકા 'ભવભવનાં સાથી' તેમ જ ઇતર વાર્તાઓનું ઉચ્ચ ધોરણ અંકને મૂલ્યવાન બનાવે છે. આટલાં પાનાં હોવા છતાં અંકની કિંમત બે રૂપિયા જેટલી સામાન્ય રાખી છે.

'પથિક'

(તંત્રી માનસંગજી બારડ, પ્રેમદરવાજા બહાર
અમદાવાદ ૨ પાનાં ૧૮૪ કિંમત રૂા ૨-૫૦)

'પથિક'નો દીપોત્સવી અંક એકથી વધુ કારણોસર ધ્યાન ખેંચતો બન્યો છે. જે સંજોગોમાં આર્થિક વિટંબણા સામે આ માસિક ટકી રહ્યું છે અને ટાંચા સાધનો છતાં પ્રથમ કક્ષાના સામયિકોની હરોળમાં સ્થાન પ્રાપ્ત કરે તેવી સિદ્ધિ મેળવી શક્યું છે તે તેના ભેખધારી તંત્રીના અણનમ જુસ્સાને આભારી છે. આ અંકમાં ડૉ. હસમુખ સાંકળિયા, અધ્યા. કે. કા. શાસ્ત્રી, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી, ડૉ. મંજુલાલ મજમુદાર, શ્રી શંભુપ્રસાદ દેસાઈ, પ્રા. નરોત્તમ વાળંદ, પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઇ, ડૉ. હરિભાઈ ગૌદાની, શ્રી જોરાવરસિંહ જાદવ, જેવા પ્રસિદ્ધ લેખકોની કલમે લખાયેલા ઇતિહાસ, પુરાતત્વ, વિવેચન, લોકકથા, સાહિત્ય અને વિવેચનના લેખો ઉપરાંત વાર્તા અને કવિતાના ક્ષેત્રે જાણીતા નામો ચમકે છે. આર્ટ પ્લેટોમાં મુખપૃષ્ઠ ઉપરની તેમજ અંદરની શ્રી પોમેલની છબીઓ કલાદષ્ટિએ દાદ માગતી બની છે. દિવાળી અંકના સંપાદનમાં વિદ્વાન તંત્રીની દરેક વિષયને ન્યાય આપવાની જહેમત પાને પાને દેખાઈ આવે છે. સાહિત્યિક દષ્ટિએ મૂલવણી કરવામાં આવે તો પણ ચિરંતન તત્ત્વોથી ભરપૂર ઘણી સામગ્રી આ અંકમાં સંગ્રહ થએલી છે. 'પથિકે' કેટલાક વિશિષ્ટ અંકો પણ કાઢયા છે જેવાં કે "કચ્છ અંક," "સૌરાષ્ટ્ર અંક" અને દરેકમાં ત્રણ ચાર શ્રેણી સુધી આપ્યા છે. આ વિશિષ્ટ અંકોએ વિવેચકોનું પણ ધ્યાન ખેંચ્યું છે અને ખાસ કરીને ઇતિહાસ, સંશોધન, પુરાતત્ત્વ અને લોકકથા–લોક સાહિત્યમાં અભિરુચિ રાખનાર વાચકો માટે 'પથિક'નું વાચન અનિવાર્ય બન્યુ છે.

'સાધના'

(રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ અંક; તંત્રી શ્રી વિષ્ણુ
પંડ્યા, રેડક્રોસ રોડ, અમદાવાદ ૧
પાનાં ૧૯૦ રૂા. ૨.૫૦)

આ વર્ષે 'સાધના'એ દીપોત્સવી અંકમાં રા. સ્વ. સં ઉપર પ્રકાશ ફેંકતા તેમજ સંઘને વિવિધ દષ્ટિથી વિલોકતા લેખો આપી રાષ્ટ્રજીવનની એક મહત્ત્વની વિચારસરણી ઉપર જાણકારી મેળવવા સૌને તક આપી છે. વળી ચિંતન, સંસ્મરણ, સંગઠન પરિચય, સાંપ્રત વિચાર દર્શન, વ્યક્તિ દર્શન, ઇતિહાસ, મુલાકાત ઇત્યાદિ વિભાગો યોજીને આ અંકનું સંપાદન સુગ્રથિતરૂપે થયું છે. આ અંકના લેખકો વિશિષ્ટ અને ખ્યાતનામ વ્યકિતઓ છે. થોડાંક નામોનો ઉલ્લેખ અનિવાર્ય છે. શ્રી કે. કા. શાસ્ત્રી, શ્રી રામશંકર અગ્નિહોત્રી, વસંત ગજેન્દ્ર ગડકર, શ્રી નારાયણ ભંડારી, પ્રા. ધર્મવીર ઇત્યાદિ. આજે દેશનું રાજકારણ કઈ દિશામાં જાય રહ્યું છે તેનો કયાસ કાઢવાનું રાજકારણી પુરુષો માટે પણ મુશ્કેલ બન્યું છે. ત્યારે એક ચોક્કસ આદર્શ અને દિશાને વરેલી રાજનીતિ જેના મૂળમાં છે તેવા રાષ્ટ્રના એક વગદાર પક્ષના મંતવ્યો સમજી લેવા મતદારોએ પણ થોડુંક જ્ઞાન મેળવી લેવુ પડશે. દીપોત્સવી અંકની છપાઇ, સુઘડ અને સ્વચ્છ બની છે. દરેક લેખનું ધોરણ ઉચ્ચ હોવા ઉપરાંત જે જ્ઞાન વિમર્શ આ અંકના વાચનથી થાય છે તેનું ચોક્કસ મૂલ્ય છે. કદની દષ્ટિએ અન્ય સામયિકોથી 'સાધના' દીપોત્સવી અલગ ચોકો જમાવે છે. જે તેને નિજી આકર્ષણ આપે છે.

લોહાણા સંતો

(લેખક શ્રી કનૈયાલાલ વાધાણી,
ભાવનગર પાનાં ૧૨૦ કિંમત રૂા. ૨-૨૫)

શ્રી કનૈયાલાલ વાધાણી ભકતજનનું હૃદય ધરાવે છે. શ્રી કરસનદાસ માણેકે 'આમુખમાં લખ્યું છે તેમ "સંતોના જીવને એમના પર કામણ કર્યું છે. સંતોની જીવન જાન્હવીમાં સ્નાન કરતા એ હરિનામ સ્મરણ કરે છે" સંતો એક યા બીજા સ્વરૂપે માનવજાતમાં હંમેશા જન્મ ધારણ કરતા રહ્યા છે. સંતોને 'લોહાણા'નું વિશેષણ લગાડવાથી વસ્તુત; કાંઇ ફેર પડતો નથી. સંતો પોતાને દુન્યવી બંધનો હોતાં નથી પરંતુ આપણી જાતનું ગૌરવ કરવા આ વિશેષણનો ઉપયોગ આપણે કરતા હોઇએ છીએ. દા. તરીકે પૂ. યોગીજી મહારાજ અથવા અવધૂત અખંડાનંદજી–આખી દુનિયામાં તેમને કોણ નથી ઓળખતું ? આવા પાવનકારી બાર સંતોની આ કથા છે અને તે વાંચવાથી સો કોઇને આધ્યાત્મિક પ્રેરણા મળશે એ ચોક્કસ. "સંશયવાદી વૈજ્ઞાનિક" અને શ્રદ્ધાવાદી આસ્તિક બન્ને વર્ગોને તેમાં લાભ છે" એવું શ્રી માણેકનું કથન યથાર્થ લાગે છે. આવું સુંદર હેતુલક્ષી પુસ્તક આપવા બદલ વયોવૃદ્ધ શ્રી કનૈયાલાલ ભાઇને હાર્દિક અભિનંદન.

# પ્રવાસ અને કાકાસાહેબ

નરોત્તમ પલાણ

**૧. ગુજરાતી સાહિત્ય અને પ્રવાસ કથા**

ઈ. સં. ૧૮૨૦માં ગુજરાત મધ્યે અંગ્રેજી કેળવણીની શરૂઆત થઇ અને સાહિત્ય ક્ષેત્રે અર્વાચીન યુગ મંડાણો. દલપત–નર્મદ આ યુગના પ્રથમ સંતાનો. તેમને હાથે સાહિત્યમાં અનેક નવા પ્રસ્થાનો થયાં; નર્મદ પોતાની આત્મકથા 'મારી હકીકત'માં સુરતથી મુંબઇ પગપાળા જતો તેનું ટૂંકું પ્રવાસ–વર્ણન આપે છે. પણ ગુજરાતી સાહિત્યનું પ્રથમ પ્રવાસ-પુસ્તક, ઈ. સ. ૧૮૬૬માં નંદશંકરને હાથે પહેલી નવલકથા સર્જાણી તે જ વર્ષમાં શ્રી કરસનદાસ મૂળજીને હાથે 'ઇંગ્લાંડ'માં પ્રવાસ છે.

કરસનદાસ મૂળજી મૂળે તો સુધારક હતા. 'સત્યપ્રકાશ'ના તંત્રી તરીકે અને મહારાજ લાઇબલ કેસથી તેઓ જાણીતા છે. તેમણે પોતાના ઇંગ્લાંડના પ્રવાસની હકીકત સુંદર વર્ણનશૈલીમાં અને ઘણાં રંગીન ચિત્રો સાથે આપી છે. તે પછી ઇ.સ. ૧૮૮૯માં કવિ શિવલાલ ધનેશ્વર પદ્યમાં 'પ્રવાસ વર્ણન' આપે છે. "કચ્છની ભાગોળેથી માંડી મહાબળેશ્વર સુધીના પ્રવાસમાં આવતાં અનેક સ્થળોને કવિએ કલામય રીતે વર્ણવ્યાં છે. ગુજરાત કાઠિયાવાડની ભૂમિનું તથા તેનાં નગરોનું આટલું સુંદર વર્ણન આ પહેલું જ છે." (સુન્દરમ્: અર્વાચીન કવિતા.)

ઇ. સ. ૧૮૯૨માં કવિ કલાપીને હાથે આપણા સાહિત્યમાં એક સમૃદ્ધ અને કાવ્યમયતાની ભરી પ્રવાસ-કથા ઉમેરાણી તે 'કાશ્મીરનો પ્રવાસ'. હિમાલયનું નયન મનોહર સૌંદર્ય કલાપી દ્વારા આપણી ભાષામાં પ્રવેશ્યુ તે ઇ. સ. ૧૯૨૪માં કાકાસાહેબના હાથે 'હિમાલયનો પ્રવાસ'માં એની સોળે કલાએ મુખરિત થઇ ઊઠયું.

ઈ. સ. ૧૯૨૮માં 'સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં' મેઘાણીભાઇ દ્વારા એનાં આગવાં વ્યક્તિત્વને કારણે નોંધપાત્ર પ્રવાસપુસ્તક બની રહે છે તો ઇ. સ. ૧૯૪૨માં સુન્દરમનું 'દક્ષિણાયન' પણ પ્રવાસકથાનું એક ઊંચું શિખર સર કરી જાય છે.

આ સિવાયના પ્રવાસપુસ્તકોમાં હરિહર દ ધ્રુવનું 'પ્રવાસ પુષ્પાંજલિ', ધૂમકેતની 'પગદંડી', વિજયરાયનું 'ખુરશી અને તરી', સ્વ. સુમતિબહેન દ્વારા 'દક્ષિણ-યાત્રા' સ્વામી આનંદ 'બરફ રસ્તે બદ્રીનાથ', ચંદ્રવદન મહેતા 'ભમીએ ગુજરાતે', રસિક ઝવેરી 'અલગારી રખડપટ્ટી' વગેરે નોંધપાત્ર છે.

**૨. પ્રવાસ અને કાકાસાહેબ–**

આપણા સાહિત્યમાં કાકાસાહેબ 'સદા બહાર' વ્યક્તિ છે. તેઓ સદાય તાજા રહે છે એનું રહસ્ય એમની રખડપટ્ટીમાં રહેલું છે. અમેરિકન નવલકથાકાર હેમિંગ્વે વિશે કહેવાય છે કે એની કલાને કોઈ દિવસ પુસ્તક જ્ઞાનની જરૂર નથી પડી કારણ કે તે સતત ભ્રમણશીલ રહ્યો છે. કાકાસાહેબને પણ 'પ્રકૃતિ' રૂપી પુસ્તક સૌથી વધારે પ્રિય છે. કદાચ કાકાસાહેબ જ એવી સર્વ પ્રથમ વ્યક્તિ છે, જેણે પ્રકૃતિને એમાં સર્વાંગ સુંદર રૂપમાં ગુજરાતી સાહિત્યમાં ઉતારી. 'હિમાલયનો પ્રવાસ' આપણે ત્યાં પ્રવાસ સાહિત્ય ઓછું હોવા છતાં ય ગૌરવ લઈ શકાય તેવો ગ્રંથ છે. 'રખડુ મનીષી' 'રખડુ રસજ્ઞ' કહી કાકાસાહેબને નવા-જવામાં આવે છે, તે સૌથી વધારે સિદ્ધ 'હિમાલયનો પ્રવાસ' કરી આપે છે.

**૩. 'હિમાલયનો પ્રવાસ'ની અલંકાર સમૃદ્ધિ–**

'હિમાલયનો પ્રવાસ' કાકાસાહેબની કવિતા છે' કહીને ઉમાશંકરે કરેલું બહુમાન એની અલંકારોને પણ આભારી છે. સાવ સહજ અને ઘણા જ ઉપ-કારક બની આવતા ઉપમા, ઉત્પ્રેક્ષા આદિ અલંકારો કાકાસાહેબનાં સર્જનને તરલ તથા આસ્વાદ્ય બનાવે છે. ઘણીવાર દેખીતી રીતે ચમત્કૃતિ વિનાના લાગતા અલંકારો પણ કાકાસાહેબને હાથે ઔચિત્ય ધારણ કરી રસ જમાવતા અનુભવાય છે.

'હિમાલયનો પ્રવાસ'ની અલંકાર સમૃદ્ધિનો વિચાર કરીએ તો એના અલંકારો વિવિધક્ષેત્રમાંથી અવતરેલા જણાય છે: ગંગાણી જતાં રસ્તામાં ઝાડ ઉપર કોમળ છાલ જોઇને "શકુન્તલાને તપશ્ચર્યા કરતી જોઈ દુષ્યન્ત જેમ અસ્વસ્થ થયો હતો તેમ આપણું

મન અસ્વસ્થ થઈ જાય છે." અથવા "ઇન્દ્ર અને વિશ્વામિત્ર વચ્ચે બેહાલ થનાર ત્રિશંકુના જેવી બિચારા પોટલાની દશા થઇ" જેવા પૌરાણિક સૃષ્ટિમાંથી તો નદીમાં નાહીને અયોધ્યામાં પાછા ફરતા મંદિરોમાં ઘંટારવ થતા હોય અને યાત્રાળુઓની આવનજાવનનું ચિત્ર "પાષાણ જેવી જડ સ્મૃતિ હોય, તો તેના ઉપર પણ આવું સ્મરણ અશોકના શિલાલેખની પેઠે હમેશને માટે જડાઈ જવાનું" જેવા ઐતિહાસિક પ્રસંગોમાંથી આવે છે.

"જુવાને અયોધ્યાદર્શનની ઝંખના રહી હતી તે તૃપ્ત થઈ એટલે અમે બન્ને વરસાદ પછીનાં વાદળાંની પેઠે હલકા થઈ ગયા." જેવા અલંકારોમાં પ્રકૃતિથી માનવીનું વર્ણન થયું છે તો કયારે માનવીથી પ્રકૃતિનું. જેવાં કે: "આસપાસ દરેક ખીણમાં ધોળાં ધોળાં વાદળાં આળસુની પેઠે સૂતા હતા." અથવા "ખીણમાંના ઊંઘણશી વાદળાં નિશાળિયાની પેઠે આંખો ચોળતાં ઉત્તરના હિમપ્રદેશોની શાળા તરફ જવા લાગ્યાં હતાં." "વેદકાલીન ઋષિઓની કોઈ મહાસભા બેઠી હોય એવી રીતે-બરફ આચ્છાદિત શિખરો."

કાકાસાહેબના અલંકારોમાં પશુપંખીની દુનિયા કંઇક વિશેષ ભાવે જોવા મળે છે: "જંગલમા જેમ ગેંડો નિર્ભયપણે એકલો ફરે છે તેમ શ્રમણે બધે વિહાર કરવો જોઇએ." — "પ્રયાગરાજમાં, હિન્દી ન જાણના મદ્રાસીઓ 'વિચિત્ર રિવાજ અને પોશાકને લીધે રોઝ જેવા જયાં ત્યાં ફરતા દેખાય છે.'—"ગંગા-નદી પોતાનું ઘાટ રૂપી બંધન વારંવાર તોડયા જ કરે છે. અને માની લાત ખાઇને પણ જેમ વાછરડું ગાયને ધાવવા દોડે છે તેમ લોકો પણ ફરી ફરીને નવા નવા ઘાટો બાંધ્યે જાય છે," "જંગલમાં કોઇ નાગણ જાય તેમ રેલવે–" "દેવપ્રયાગ પંચપ્રયાગમાં એક છે જાણે પહાડી ખડક પર બાંધેલો પક્ષીઓનો માળો."

આ ઉપરાંત ગ્રામ્યજીવન, લોકજીવન તો ક્યારેક "ભૂતકાળમાં પ્રવેશ કરવા માટે ભૂતની પેઠે પગ અવળા હોવા જોઇએ." જેવામાં ભૂતપ્રેત સૃષ્ટિ પણ અલંકાર તરીકે 'હિમાલયનો પ્રવાસ'માં ડોકાઈ છે. આ અલંકારો એને કરવાનું કામ છે તે તો સફળ રીતે બજાવી જાય છે પણ એ ઉપરાંત ય ઉપમાન તરીકે આવતી વાત પણ ખુદ રસાનંદ કરાવનાર બની રહે છે કાકાસાહેબની બહુશ્રુતતા અને ચિંતન પણ અલંકાર દ્વારા ઝબકી જઇ સર્જનના ઊંડાણનું સુભગ દર્શન કરાવે છે

કહેવું હોય તો કહી શકાય કે કાકાસાહેબે એના અલંકારો દ્વારા, પ્રવાસપુસ્તકો દ્વારા અને સર્જન દ્વારા આપણી દૃષ્ટિની સીમાને વિસ્તારી છે અને મરી જતા એક અંગને જીવતું રાખ્યું છે.

## શિશિરની સવારે

તાપણું જ એક માત્ર શિશિરનું આચ્છાદન
સંગોપાઈ જાય તન એના ઉષ્ણ બાહુમાં:
શીતલના તણો દંશ પામી માનવીનું હૈયું
નવી ચેતનાનો સ્પર્શ પામે છે,
ધરતીના ઊના ઊના નિસાસા
ધૂમ્રમેર બની અને વાયુતણા વક્ષ:સ્થલે
વેલી જેમ વિંટળાઈ નિરાંતે વિરામે છે.

શિશિરમાં કેટલાયે ચિતાઓનું પ્રગટન!
ચોકે ચોરે એના ઐશ્વર્યને કરે છે છતું
આયુષ્યનાં ઈંધણાંનો હુતાશન.
પૃથ્વી પરે પહેલીવાર આવી હવ્યવાહને
પ્રગટાવી ક્રાંતિ–
શતશત શિખાઓએ, જલાવી દીધી એને
ભીરુતાની ભયભીત ભ્રાંતિ.

ઈન્દુલાલ ગાંધી



શિશિરની સવારે] [શ્રીમન -,

# વૈષ્ણવજન

વર્ષ : ૯ ] જાન્યુઆરી – ૧૯૭૧ [ અંક : ૧૦

## અનુક્રમણિકા



### સૂચના

**[ગ્રાહકોને]**

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

અમે તે મહિને ગ્રાહક થઇ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

**[લેખકોને]**

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક' લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

**લવાજમ**

દેશમાં [ વર્ષનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક - ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તુ મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઇએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશુ"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# ચૈતન્યકણિકા

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

## બુદ્ધિની સમતુલા

માણસ અન્ય પ્રાણીઓથી જુદો તરી આવે છે એનું મુખ્ય કારણ એની બુદ્ધિ છે માનવી પોતાના જીવનને બુદ્ધિ પ્રમાણે ઘડે છે પણ બુદ્ધિ એ બહુ અદ્ભુત તત્ત્વ છે જો એના ઉપર સત્ત્વગુણનું વર્ચસ્વ ન હોય, નીતિનો અંકુશ ન હોય તો એ બુદ્ધિ વ્યભિચારી બની જાય વળી બુદ્ધિની બીજી ખૂબી એ છે કે માનવી તેને પોતાના જીવનથી વિખૂટી પાડીને, પોતાની શિથિલતા નબળાઈ ઈત્યાદિ ઉપર એક પ્રકારનો ભદ્ર અંચળો ઓઢાડીને બેફામ વાપરી શકે છે આ પ્રમાણેની ચાલબાજી માણસ બુદ્ધિને જોરે કરી શકતો હોવાથી ઘણીવાર નિરંકુશ બની ગયેલી બુદ્ધિ માણસને અધઃપાતને માર્ગે ઘસડી જાય છે અને એકવાર માણસને બુદ્ધિનો વ્યભિચાર કરવાની ટેવ પડી જાય પછી તમાથી ઊપજતા ઐહિક, ક્ષણિક આનંદને તેમ જ સુખને છોડવાનુ તેને ગમતુ નથી, ખરી રીતે એની નાગચૂડમાંથી એ છૂટી શકતો નથી ! કારણ કે એનામાં એવી ખોટી માન્યતા જડ ઘાલી બેસે છે કે, તે પોતાની નીતિશિથિલતાને, પ્રમાદાવસ્થાને, અજ્ઞાનતાને બુદ્ધિના ભભકભર્યા આવરણ નીચે ઢાંકી શકે છે અને સમાજમાં પ્રતિષ્ઠા પામી શકે છે પરંતુ આ મોહાવસ્થા છે માણસ ભલે બુદ્ધિની ચાતુરીથી પોતાનો મોભો–Status– જાળવતો હોય, પરંતુ અંદરખાનેથી તે નીચે પડતો જ જાય છે અને કુદરતનો એવો ક્રમ છે કે અનીતિમય માર્ગે જતા જતા માનવી એક દિવસે ઠોકર ખાય જ છે, તે સાવ ખાલી થઈ જાય છે અને ત્યારે જ એની આંખ ઊઘડે છે, પછી પસ્તાવો થાય છે માટે પોતાનુ શ્રેય ઈચ્છનાર માનવીએ પોતાની બુદ્ધિ વ્યભિચારી ન બની જાય, નીતિની માઝા ન ઓળંગે એનુ પ્રથમથી જ સભાનતાપૂર્વક ધ્યાન રાખવુ જોઈએ

કટોકટીનો સમય આવે છે ત્યારે સામાન્ય માણસ ડગી જાય છે પરંતુ જો તે નીતિનો માર્ગ પકડી રાખે, પોતાની બુદ્ધિની સમતુલા જાળવી રાખે, તો અવશ્ય તે યોગક્ષેમ પામી શકે





## દો દિન કા જગ મેં મેલા

દો દિન કા જગ મેં મેલા
સબ ચલાચલી કા ખેલા ॥
કોઇ ચલા ગયા કોઈ જાવે,
કોઈ ગઠડી બાંધ સિધાવે,
કોઇ ખડા તિમાય અકેલા ॥ સબ૦

કર પાપ કપટ છલ માયા,
ધન લાખ કરોડ કમાયા,
સંગ ચલે ન એક અધેલા ॥ સબ૦

સુત નાર માત પિતુ ભાઇ,
કોઈ અંત સહાયક નાહીં,
કયોં ભરે પાપ કા ઠેલા ॥ સબ૦

યહ નશ્વર સબ સંસારા,
કર ભજન ઇશ કા પ્યારા,
બ્રહ્માનંદ કહે સુન ચેલા ॥ સબ૦

[ આ ભજનમાં ભકત બ્રહ્માનંદે આ સંસારની અસારતાનું સુંદર આલેખન કર્યું છે. આ જગતમાં કોઈ સ્થાયી નથી સૌને એક દિવસ તો જવાનું જ છે. તેથી માનવી સાવધ થઇને મોહમાયાથી દૂર રહીને સત્કાર્યો રૂપી મૂડી ભેગી કરે તો જ એના જીવનનું સાફલ્ય થવાનું છે. સંસારની બીજી બધી વસ્તુ અહીં જ છોડી જવાની છે, કોઈ સાથે આવનાર નથી માટે માણસ ઈશ્વરનું શુદ્ધ દિલે સ્મરણ કરી શાશ્વત આનંદને પામવા હમેશાં પ્રયત્ન કરવો જોઇએ. આમ કરીએ તો જ આ મનુષ્યજન્મ સાર્થક બને ] .

# પરિભ્રમણ

'આશુતોષ'

## બિથોવન

બસો વર્ષે પણ સંગીતકાર બિથોવનને યાદ કરવો પડે છે. વિચિત્ર સ્વભાવનો આ ધૂની માણસ પોતાની શ્રવણેન્દ્રિય પણ ગુમાવી બેઠો અને પછી જ સ્વર અને સંગીતની સાધના તેને માટે સહજ બની. તેના સ્વભાવમાં ધ્રુવના બે છેડા જેવી, દુઃસાધ્ય વિચિત્રતાઓ હતી જેને તે નફરત કરતો તેના તરફ બીજી ક્ષણે સ્નેહ વર્ષાવતો. તેની શ્રવણશક્તિ ઉંમર વધવાની સાથે મંદ પડતી જતી હતી. ત્રીસ વર્ષની ઉંમરે તેની બહેરાશ માનસિક ઉદ્વેગ અને સામાજિક આફતનું કારણ બની ગઈ. વિધિની કેવી વિચિત્રતા કે શ્રવણેન્દ્રિય કે જેની આધારશિલા ઉપર મહાન સંગીતની રચના તે કરવાનો હતો તે જ કુદરતે ઝૂંટવી લીધી! છતાં મોઝાર્ટની શૈલીને સુધારીને તેણે સ્વકીય તત્વ સંગીતમાં દાખલ કર્યું જે વિચારો તેને ઉદ્‌ભવતા તેની નોંધ કરી લેવાનું તેણે રાખ્યું હતું અને સંગીતની તરજો પછી નિરાંતે ગોઠવતો. આમાં તેની મનઃસ્થિતિ અને શારીરિક સ્વસ્થતા મહત્વનો ફાળો આપતા. એકત્રીસ વર્ષની વયે જ્યારે તેને લાગ્યું કે તેના બહેરાશનો કોઈ ઉપાય રહ્યો નથી અને તે બહેરા થવા સર્જાયો છે ત્યારે એક ભયંકર માનસિક ઝંઝાવાતે જીવન પ્રત્યેના દૃષ્ટિકોણમાં પરિવર્તન આણ્યું. સમાજ પ્રત્યે તેનો અભિગમ બદલાયો, જીવનની ફિલસૂફી આમૂલાગ્ર બદલાઈ ગઈ, સમાજમાં હરવા ફરવામાં તેને વેદના અને શરમ લાગવા માંડી. જીવનમાં તે એકલવાયો થઈ પડ્યો અને તેથી જ તેની કલામાં સ્વકીય અનુભૂતિનો રણકો છે તેમ સાચા કલાકારની સંવેદના વ્યક્ત થઈ છે. જે તુમુલ યુદ્ધ તેના આંતરિક જીવનમાં આવી પડ્યું તેને પરિણામે તેના સર્જનમાં વિરોધાભાસી દ્વન્દ્વને પ્રવેશ મળતો ગયો. નસીબને આધીન થવાની તેની શરૂની ભાવના પાછળના વર્ષોમાં પ્રતિકારનો સ્વાંગ સજે છે. ૧૮૦૧ થી ૧૮૧૨ સુધીના ગાળામાં તેની શ્રેષ્ઠ રચનાઓ તેણે જગતને આપી છે. 'સીમ્ફની' નામે ઓળખાતી તેની કૃતિઓમાં સંગીતપ્રધાન જીવનસંઘર્ષના ચિત્રણમાં પણ બિથોવનના માનસિક દ્વન્દ્વનો ચિતાર સહજતાથી ખડો થાય છે. તદ્દન બધીર અવસ્થામાં હાથની મુઠ્ઠીઓ ઉછાળતો, બરાડા પાડતો અને પગ પછાડતો બિથોવન વાર્તેતવમાં તો જીવનના પાછલા વર્ષોમાં સંગીતની અદમ્ય પ્રેરણાને અભિવ્યક્તિ શી આપવા પોતાની જાત સાથે જ ઝઝૂમી રહેતો હતો. મૃત્યુની છેલ્લી પળોમાં પ્રકૃતિના બળ દેવતાઓએ વીજળીના ચમકારા અને મેઘગર્જનાના ગડગડાટને બિથોવનના બહેરા કાન સાથે અથડાવવા પ્રયત્ન કર્યો ત્યારે મૃત્યુશય્યા ઉપરથી આંખો ઉઘાડી, જમણો હાથ અદ્ધર કરી, મુઠ્ઠી વાળી, મુખ ઉપર સામાને ડરાવતા ભાવો થોડીક ક્ષણો માટે પાથરી તેણે વિદાય લીધી હતી. બિથોવનનું સંગીત એ જીવનસંઘર્ષનું સંગીત છે અને તેથી જ દુનિયાના માનવીને તેનું આકર્ષણ છે.

## આત્મા વિનાના ખોળિયા

ભારતનો આત્મા આજે ક્યાં વસે છે? આઝાદી પછીના કુલીબંધ વર્ષો વીત્યા લોકશાહીના નામે આજે ભારતના દરેક રાજ્યમાં નાટકો ખેલાય છે પક્ષાંતરનું પ્રમાણ હાસ્ય જનક સ્થિતિએ પહોંચ્યું છે. સત્તા માટેની સાઠમારી અને રાજકારણના ગંદવાડની અસર આમજનતાના વિશાળ વર્ગ ઉપર અને વધુ તો ઉછરતી પેઢી ઉપર વિપરીત રીતે થઈ રહી છે. આઝાદી પહેલાં કોઈ ખોટું કાર્ય થતું તો તેનો સ્વીકાર થતો, ભૂલનો એકરાર થતો. આજે તો ખોટું બોલનારા અને આચરનારા લાજવાને બદલે ગાજે છે અને એક ખોટાના બચાવમાં સો બીજાં ખોટાં કૃત્યો થાય છે. ભાવિ પેઢીના હાથમાં દેશનો કારભાર સોંપવો હોય તો શૈક્ષણિક સંસ્થાઓમાં નૈતિક તેમજ આધ્યાત્મિક ભૂમિકાનો પાયો નખાવો જોઈએ. આજના શિક્ષણમાં આ મોટી ખામી છે, આ વાતનો કોઈ પણ સ્તરે ઉપર સ્વીકાર થયો છે પણ તેનો અમલ દેશના કોઈ રાજ્યમાં થયો નથી.

બિન સાંપ્રદાયિકતાનો અર્થ એવો નથી કે આજની પેઢીના બાળકને પાયાની કેળવણીથી વિમુખ રાખવો. આજથી દસ વર્ષ પહેલાં કેન્દ્ર સરકારે નૈતિક અને ધાર્મિક શિક્ષણની જરૂરિયાત માટે એક કમિટિની રચના કરી હતી જેના અધ્યક્ષપદે મહારાષ્ટ્રના ત્યારના રાજ્યપાલ શ્રીપ્રકાશ હતા આ કમિટિએ ઘણા ઉપયોગી સૂચનો કર્યા હતાં પણ પછી આ રિપોર્ટને સરકારે અભેરાઈ પર ચગાવી દીધો લાગે છે જો નિયમન ન કરવામાં આવે તો મનુષ્યની વૃત્તિઓ બેફામ વિચારવા માંડે અને મનુષ્ય માનસિક સ્વાસ્થ્ય ગુમાવી બેસે અને સમાજમાં અધેર વ્યાપે આટલા માટે જ મનુષ્યના મનને કાબૂમાં રાખવા, આંતરિક સંયમની જરૂર રહે છે આંતરિક સંયમ એટલે જ ધર્મ લોકશાહીમાં જો લોકો આંતરિક સંયમ કળવે નહીં તો પછી લોકશાહીને ઉંટું રહેતું નથી, બધા જ ડિકટેટર બની બેસે એટલે લોકશાહીનું મહત્વનું એ છે કે બાળક, આસપાસના વાતાવરણ અને શિક્ષણમાંથી જ સંયમ કેળવતા શીખે અને ઉચ્છ બળતા ત્યાગે બાળકના મનનો વિકાસ થતો જાય ત્યાં જ આ ગુણ તેનામાં વિકસવો જોઈએ ૧૬/૧૭ વર્ષની ઉંમરે તેની સમાજમાં આ રીતે વર્તવાની સ્વાભાવિકતા હોવી જોઈએ મહાભારત, રામાયણ કે ગીતાજીમાંથી પ્રસંગો અને શ્લોકો ચૂંટીને દરરોજ વર્ગના વિદ્યાર્થી સમક્ષ વિવરણ સાથે શીખવવામાં આવે તો શિસ્તની ભાવના ખીલતી જશે સમૂહ પ્રાર્થના અથવા રાષ્ટ્રગીત પછી દરરોજ ૧૦ મિનિટ માટે કોઈ પણ ધર્મના સૂત્રને પસંદ કરી, વિદ્યાર્થી સમક્ષ તેનો સ્પષ્ટીકરણ કરવામાં આવે તો આજે દેખાતી અશિસ્ત અને અજંપો કાબૂમાં આવશે ધર્મના શિક્ષણને દેશવટો આપ્યો હોવાથી આપણે આપણી જાતે જ અપણું નખ્ખોદ વાળ્યું છે અને એક એવી પેઢી તૈયાર કરી છે જે આમા વિનાના ખોળિયા જેવી છે અને હવે પૂરા દાગ વાળવો નિશાળના વર્ગમાં ઈશ્વર અને ધર્મની સ્થાપના થવી જ જોઈએ, કેમકે તે વિના મનુષ્યનો નહી— પશુનો જ ઉછેર થઈ શકે અને આવા પશુઓ લોકશાહીમાં નય નૂક સિવાય કોઈ [ સિદ્ધિ હાંસલ કરી શકશે નહિ

મહાબંદરની શતાબ્દી

તાજેતરમાં કલકત્તા બંદરની શતાબ્દી ઉજવાઈ ભારતનું એક મોટું બંદર એટલે કલકત્તા તેની ગઈકાલ મહાન હતી, તેની આજ પ્રશ્નાર્થચિન્હ જેવી છે અને ભવિષ્યની આગાહી થઈ શકે તેમ નથી જોબ ચાર્નોકે ૧૬૯૦ની સાલમાં તેના હોડકાને આ બંદરે લાંગર્યું ત્યારથી તેની શરૂઆત ત્રણસો વર્ષ થયે કલકત્તા હુગલી નદીને કાંઠે આવેલું બંદર છે, દરિયાઈ બંદર નથી આ મર્યાદા હોવા છતાં અને દરિયો સવાસો માઈલ દૂર હોવા છતાં તેનો વિકાસ થયે જ ગયો છે વળી હુગલી નદીમાં ઠેકઠેકાણે ભયસ્થાનો રહેલાં છે નવેમ્બરથી એપ્રિલ સુધી, ગંગાનો પ્રવાહ ઓછો થતાં, હુગલીના પ્રવાહમાં ઓટ આવે છે મોટી સ્ટીમરો કલકત્તા સુધી આવી શકતી નથી નદીને કારણે બંદરી વ્યવસ્થાનો ખર્ચ ખૂબ જ આવે છે અને બંદર તરીકે કલકત્તા અતિ ખર્ચાળ છે આને કારણે નિકાસનું પ્રમાણ વર્ષોવર્ષ ઘટતું જાય છે ૧૯૬૫-૬૬ની સરખામણીમાં ૧૯૬૯-૭૦ વર્ષ દરમ્યાન બંદરની નિકાસમાં ૫૦ ટકા ઘટાડો થયો છે બંદરની આવક ઘટી છે અને ખર્ચ વધ્યું છે કલકત્તાની ઉપયોગિતા વધારવા ફરક્કા યોજના અને હાલ્દીઆ ખાતે મોટી સ્ટીમરો માટે બીજું બંદર ઊભું કરવાની યોજના આકાર લઈ રહી છે આ બન્ને જેટલા વહેલા તૈયાર થાય તેટલું ફાયદામાં છે મુંબઈની સરખામણીમાં માલ સામાનની હેરફેર ઘણી ઓછી થાય છે મજૂરોના ઝઘડા અને હડતાલે પણ વિપરીત અસર કરી છે દુનિયાભરમાં કલકત્તાનું સમારકામ વખણાતું પણ હવે મુંબઈ, કલકત્તા અને પારાદીપ વચમાં ભાગ પડે છે પરંતુ મહાબંદર તરીકે કલકત્તાનું અસ્તિત્વ હજુ પણ ટકી શકે તેમ છે, જો અહીંથી જહાજોને વધુ સારી સેવા મળે અને બંદરી ખર્ચ ઘટાડીને નુકસાની રાહત આપવામાં આવે તો શતાબ્દી પ્રસંગે આત્મનિરીક્ષણ કરવાની તક પણ ઝડપી લેવી જરૂરી હતી

હાથી-દર્શન

સૌરાષ્ટ્રના વિદ્યાર્થીઓ અને પ્રજા માટે મૈસુર તેના હાથીદર્શન માટે પ્રખ્યાત છે જંગલી હાથીઓને પકડવાની વિધિ અત્યંત રોમાંચક અને નાગરીક હોય છે અને તે નિરખવા માટે ઘણા પરદેશી પ્રવાસી લોકો ભેગા થાય છે ખાતાપુરા જંગલના કાકનકોટ વિસ્તારમાં

જાન્યુ.ના બીજા સપ્તાહમાં "ખદ્દા" કાર્યક્રમ જાહેર રીતે યોજવામાં આવશે. કકનકોટ વિસ્તારનું કુદરતી સૌંદર્ય કુદરતની બક્ષિસ છે અને ૪૦૦ ચોરસ કિ. મિ વિસ્તારમાં હાથીઓને પકડવાની રમત રમાય છે. આ પકડાએલા હાથીઓને નદીના પાણીમાંથી બીજે કાંઠે હંકારી જવામાં આવે છે તે દૃશ્ય જોવા જેવું હોય છે. જંગલી હાથીઓને ચારેકોરથી ઘેરીને, વિચિત્રવિચિત્ર અવાજો કરીને, તાપણાના ધૂમાડાથી ગુંગળાવીને અમુક ધારેલે સ્થળેથી નદીમાં ધકેલવામાં આવે છે. નદીને સામે કાંઠેથી ભાગી જવાનો રસ્તો છે એમ માની હાથીઓ સામે કાંઠે ઝટકામાં આવી પડે છે. તેમની પાછળ પાળેલા હાથીઓ ઉપર મહાવત જઈ ચડે છે. આ કાર્યક્રમ માટે મહિનાઓથી તૈયારી ચાલતી હોય છે અને હાથીઓને ઘેરી લેવામાં આવે છે અને તેઓ ચોક્કસ નાનકડા વર્તુળભણી હાંકવામાં આવે છે, એને ૨૪થી૩૨ કિલોમિટર વિસ્તારમાંથી હાથીઓને ડરાવી–ભડકાવી ત્રણ કિલોમિટર વિસ્તારમાં ફસાવીને, પાંજરામાં પૂરવામાં આવે છે. અત્યાર સુધીમાં આવા ૩૪ પ્રસંગો ગોઠવી બે હજાર જેટલા હાથીઓને પકડી લેવામાં આવ્યા છે. ૧૯૬૦ની સાલ પછી મ્હૈસૂર રાજ્ય સરકારે આમજનતાને હાથીદર્શનની છૂટ આપી છે અને તેમાં તેને અઢળક નાણું મળે છે. અને ખર્ચ પણ એટલો જ થાય છે. એક હજાર મજૂરો, ત્રીશ અમલદારો, બસો જેટલા મદદનીશો ઉપરાંત ડઝનબંધ પાળેલા હાથીની સેવાઓનો ઉપયોગ આમાં થાય છે.

## શરમાળ બિલાડીઓ

લોકસભામાં ઉત્તર પ્રદેશની બિલાડીઓ ચમકી ગઈ છે અને તેઓ ઉંદરથી બીએ છે તેવો આક્ષેપ કરવામાં આવ્યો હતો પ્રશ્ન પૂછનાર એક અપક્ષ સભ્ય હતા ખેતી અને અન્નખાતા રાજ્ય પ્રધાનશ્રી શિન્દે જવાબ આપી રહ્યા હતા. ખેતરમાં ઉંદરો મોટા પ્રમાણમાં પાકને નુકસાન કરે છે અને બિલાડીઓ આક્રમક થઈ શકતી નથી એ મુળભૂત મુદ્દો હતો, અને શિન્દેએ કહ્યું કે સરકાર આ પ્રશ્ને જાગૃત છે. બિલાડીઓનું કોઈ પ્રતિનિધિ ત્યાં હાજર ન હતું જેથી એકપક્ષી આક્ષેપના તથ્ય વિષે સ્પષ્ટતા થઈ નહિ. આમાં વાંક બિલાડીઓનો કે ખૂબ ઝડપે વંશવૃદ્ધિ કરતા ઉંદરોનો? બિલાડી મારીને ખાઈ ન શકે એટલી ઝડપથી ઉંદરો વધી રહ્યા હોય તો ? પ્રશ્ન પૂછનાર બાબુરાવ પટેલ જેવી તેવી વ્યક્તિ નથી. અને પ્રશ્નો પૂછવામાં તેમના જેટલું દાક્ષિણ્ય અન્ય કોઈએ દાખવ્યું નથી, તેમનો બીજો સવાલ ઉંદરોની નિકાસને લગતો હતો. શા માટે ચીન ખાતે ઉંદરોની નિકાસ થતી નથી? એક ઉંદર દીઠ હોંગકોંગનો એક ડોલર મળે છે. આ સૂચન વખતે જે સભ્યો હસ્યા હતા તેમને શ્રી પટેલે વાતને મજાકમાં નહીં ગણવા સૂચન કર્યું હતું. જો બિલાડીઓ ખરેખર શરમાળ હોય તો એક સમિતિ નીમવી જોઈએ, અને ભારતના કયા રાજ્યમાં આવી બિલાડીઓ વસે છે તે નક્કી કરવું જોઈએ અને પછી ઉંદરોને પકડવા રોજગાર વિનિમય કચેરી દ્વારા, લાખ માણસોની ભરતી કરી (S S C પાસની જરૂર નથી) એક ફોજ ઊભી કરવી જોઈએ જે આખી રાત પાંજરાઓ સાથે ખેતરોમાં રહીને ઉંદરો પકડવાનું કામ કરશે. પકડાએલા ઉંદરોને પૂર્વ નિર્ધારિત સ્થળે નિકાસ માટે એકઠા કરી, પગ બાંધીને સ્ટીમર દ્વારા પરદેશ ચડાવવા જોઈએ રસ્તામાં વંશવૃદ્ધિ થાય તો પણ વધુ હૂંડિયામણ મળશે! સ્ટેટ ટ્રેડીંગ કોર્પોરેશન દ્વારા આવું જાહેર સાહસ હાથ ધરવામાં આવે તો ખોટ જવાનો સંભવ નથી– કેમકે ઉંદરો કદારે પણ ખૂટવાના નથી. ચોથી યોજનામાં તાત્કાલિક આમેજ કરવા જેવી આ યોજનને અગ્રતા આપવી જોઈએ–બિલાડીઓને વાંધો ન હોય તો!

## ગુજરાત અને વીજળી

હરિયાણા રાજ્યે તેના બધા જ ગામડાઓને વીજળી પૂરી પાડીને ભારતભરમાં પ્રથમ સ્થાન મેળવ્યું છે. હરિયાણાની જેમ બધાં જ રાજ્યો આવી સિદ્ધિ હાંસલ ન કરી શકે તેના ઘણા કારણો હોય છે. એક વીજળીનું જરૂરી ઉત્પાદન, અમુક ખર્ચની મર્યાદામાં જ તેટલું ઉત્પાદન; વીજળી મથકોને જરૂરી બળતણની વિપુલતા અને શક્યતા ઈત્યાદિ ગુજરાત રાજ્યે આ દિશામાં સારી પ્રગતિ કરી છે, અને ચોથી યોજનાના કુલ અંદાજી ખર્ચનો ચોથો ભાગ વીજળી માટે જ રાખ્યો છે. ગુજરાત રાજ્ય અસ્તિત્વમાં આવ્યું ત્યારે માથાદીઠ વપરાશ પચાસ યુનિટ હતો જે આજે વધીને સો ઉપર ગયો છે અને ચોથી યોજનાને અંતે ૨૦૦

સુધી પહોંચ્યો હશે. આપણે ત્યાં થર્મલ અને ગેસથી ટર્બાઈન ચલાવતાં મથકો છે. ઉકાઈ યોજના તૈયાર થતાં ૩૦૦ મેગાવોલ્ટ હાઈડલ પાવરશકિત ઉમેરાશે. ગુજરાતમાં બીજા બે વીજળી મથકો ઊભાં કરવાની યોજના છે. સૌરાષ્ટ્રમાં અણુવિદ્યુત મથક સ્થાપવાની હીલચાલ જોર પકડી રહી છે. તેલક્ષેત્રોમાંથી ગેસનો પૂરવઠો ક્યાં સુધી વેપારી ધોરણે મળતો રહેશે તે પ્રશ્ન વિચારવા જેવો છે અંકલેશ્વરના ક્ષેત્રો ખાલી થઈ જાય પછી શું? વીજળીનો વપરાશ તો વધતો જ રહેવાનો છે. કૂવાઓ ઉપર ઝડપથી વીજળી મશીનો મૂકાઈ રહ્યા છે. દર વર્ષે દસ હજાર કૂવાઓને વીજળી આપવાની યોજના છે ગામડાંઓને વીજળી પહોંચતી કરવામાં રાજ્ય ઘણું પાછળ છે, અઢાર હજારગામડાં-માંથી અડધી સંખ્યાથી પણ આપણે ઘણા દૂર છીએ. છતાં ઈલેક્ટ્રીસીટી બોર્ડ ભગીરથ પ્રયત્ન કરી રહ્યું છે અને વર્ષે હજાર ગામડાંને વીજળી આપવા પ્રયાસ કરે છે. ગુજરાતમાં ઉત્પન્ન થતી વીજળીનો ચોથો ભાગ ખેતીવાડીને ફાળે જાય છે. આજથી પાંચ વર્ષ પછી પરિસ્થિતિએ, આ હિસાબે, કેવો પલટો લીધો હશે અને તેને માટે વીજળી બોર્ડે કેવી તૈયારી કરવાની રહેશે તેનો ખ્યાલ આ ઉપરથી આવી રહે છે.

## મૂછનું મહત્ત્વ

ભારતીય નૌકાદળે રહી રહીને મૂછનું મહત્વ સ્વીકાર્યું છે તે આનંદની વાત છે મૂછ અને દાઢી માટે નૌકાદળમાં સખત નિયમો હોય છે અને નાવિકોને તેની છૂટ હોતી નથી રાજસ્થાન અને ઉત્તર પ્રદેશના (ગુજરાતનું કોઈ નથી!) નાવિકોની અત્યાર સુધી ફરિયાદ રહેતી હતી કે તેઓ રજા પર ઘેર જાય છે ત્યારે નમૂછિયા સ્થિતિમાં સ્રીઓ નારાજ ઉપેક્ષિત રહેતાં તેમને શરમ થાય છે. પૈસા પુછડી વગરના ઉંદરની જેમ સૌ કોઈ તેમને "નમૂછિયા" કહીને ચીડવે છે! વળી મૂછના અભાવે તેઓ ન'તી તેને વળ દઈ શકતા, કે મૂછે તાવ દઈને નથી ચેલેન્જ આપી શકતા કે મરદની મૂછે તો લીંબુ લટકતા હોય! સંભવ છે કે કોઈ સુંદરીઓને આકર્ષવામાં અને પ્રેમપાત્ર મેળવવામાં આ નાવિકોને મૂછના અભાવે નિષ્ફળતા મળી હોય પરંતુ નૌકાદળના વડા એસ. એમ. નંદાએ ખાત્રી આપી છે કે નાવિકો દાઢી ન રાખે તો પણ એકલી મૂછ ખુશીથી રાખી શકશે. આ સમાચારથી નાવિકોને ખુશી ઉપજે એ સ્વાભાવિક છે અને હવે પછી તેઓ ઘેર જશે ત્યારે તેમની મૂછે લીંબુ લટકતા જોઈ લલનાઓ વારી જશે અને વધુ લોકો નાવિકો તરીકે ભરતી થવા આગળ આવશે. અફસોસ એક જ વાતનો છે કે આમાં ક્યાંય ગુજરાતી નાવિકોનો નિર્દેશ જોવા મળતો નથી. એનો અર્થ એમ ભાગ્યે જ ઘટાવી શકાય કે ગુજરાતી સ્રીઓને મૂછ પ્રત્યે સૂગ છે અગર તો ગરવી ગુજરાતણ 'કલીન શેવ' વધુ પસંદ કરે છે. જે રીતે ગુજરાતમાં હિપ્પીઓની સંખ્યા વધી રહી છે અને કોલેજોમાં મૂછ–દાઢીનું પ્રમાણ વધી રહ્યું છે તે જોતાં ગુજરાતની સ્રીઓ રાજસ્થાન અને ઉત્તર પ્રદેશની સ્રીઓ કરતાં પાછળ તો નથી જ!

## સાંસ્કૃતિક આયાત-નિકાસ

અવારનવાર સરકાર તરફથી સાંસ્કૃતિક વિનિમય માટે પરદેશખાતે પ્રતિનિધિઓ મોકલાય છે અને પરદેશથી પણ સાંસ્કૃતિક મંડળો આપણે ત્યાં આવે છે. આનું પરિણામ એ આવે છે કે પશ્ચિમના નગ્ન નૃત્યો અહીં આકર્ષણ જમાવે છે જ્યારે ભારતના કથકલી અને મણીપુરી પેરિસ તથા અમેરિકામાં લોકપ્રિય થતાં જાય છે "હરે રામ હરે, કૃષ્ણ"ની ધૂન મંડળીઓ અમેરિકાથી આવીને ભારતના શહેરોમાં ફરે અને કૃષ્ણ તથા રામનામનો પ્રચાર કરે સ્વામી સંપ્રદાયના સાધુઓ લંડન ટ્રેફલ્ગર સ્કવેરમાં શિક્ષાપત્રીનો પ્રચાર કરે. બિટલ્સ અને હિપ્પીઓ હવે તો દેશદેશમાં પહોંચી ગયા છે પશ્ચિમના પોપ સંગીત પાછળ આપણે ઘેલા–થાઓ ઉપર વેલણ પછાડતાં જે સંગીત જન્મે તે જ આપણે સાંભળીએ અને રવિશંકરના સિતાર પેરિસવાસીઓ સાંભળે! પન્નાલાલ ઘોષની બંસરી જાણે ભુલી ગયા! મુંબઈ, દિલ્હી, કલકત્તા અને હૈદરાબાદમાં નાઈટ ક્લબોમાં જઈને નવસ્ત્ર દેહો જોતાં ધરાઈએ નહીં અને અમેરિકાથી સાધુઓનો પોરસેલ્વ રીઓ ઝંઝપખાવ વડે તેમાં નરસિંહ મહેતાના દર્શન થાય! આપણા કરસનદાસ માણેકના ભજન કીર્તનની કોઈને

ખબર નથી—તેમનું કીર્તનકેન્દ્ર વધાર ખાય અને આપણા યુવક-યુવતીઓ દિલ્હીમાં સંગેરીના બેલેનૃત્ય પાછળ ગાંડાગાંડા ! એમ લાગે છે જગતના દેશો સાંસ્કૃતિક વિનિમયની યાત્રા હજુ વધારે તો આખી દુનિયાનું "ઇમોશનલ ઇન્ટીગ્રેશન" એવું થઇ જાય કે કોણ ભારતીય, કોણ હબસી કે કોણ પેરિસવાસી એ કળવું મુશ્કેલ બની જાય.

## સી. વી. રામન

એક વૈજ્ઞાનિક તરીકે તો દુનિયાએ રામનને જાણ્યા છે અને બહુમાન કર્યું છે પરંતુ વન અને વનસ્પતિ તથા બાગાયતના વૃક્ષ અને ફૂલના રંગોનું રહસ્ય જાણનાર રામનની કવિ દૃષ્ટિનું મૂલ્યાંકન એટલું થયું નથી. ફૂલછોડ સાથે આત્મીયતાથી વાત કરી શકનાર, હરહંમેશ તેની સાથે રહેનાર અને પોતાના બગીચામાં અનેક જાતના વનસ્પતિના છોડ-વૃક્ષો સાથે પ્રેમની ભાષામાં વાત કરી, તેમનાં રહસ્યો મેળવી દુનિયા સમક્ષ ધરનાર માનવતાવાદી રામન— પાર્થિવ વૈજ્ઞાનિકની અપાર્થિવ બાજુ આપણે ઓછી જોઈ શક્યા છીએ. વિજ્ઞાનને ધર્મ તરીકે સ્વીકાર્યા પછી રામનની પરિભાષામાં પરિવર્તન થયું હતું. ઈશ્વરની સર્જેલી આ સૃષ્ટિમાં તેઓ એટલા ઓતપ્રોત થઇ ગયા હતા કે નિસર્ગની આરાધના કરીને જ તેમણે તેના સૃષ્ટાને અંજલિ આપી છે. આ રીતે સી. વી. રામન એક મોટા ધર્માત્મા હતા.

*

## મનુષ્યનું સૌન્દર્ય

મનુષ્યનું સૌંદર્ય એની નીતિમાં રહેલું છે, પશુની સુંદરતા એના શરીર ઉપરથી મપાય છે. ગાયને જોઇ આપણે એમ કહીએ કે એની ચામડી જુઓ, એના વાળ જુઓ, એના પગ જુઓ, એના શિંગડાં જુઓ, પણ માણસને માટે એમ ન કહેવાય કે સાડા-પાંચ ફૂટ ઊંચો માટે સુધરેલો અને સાડા ચાર ફૂટ ઊંચો માટે કુધરેલો. સાડા પાંચ ફૂટ ઉપર એક ઇંચ વધારે હોય તો એ વધારે સુધરેલો ન કહેવાય. મનુષ્યના સુધારાનો આધાર તો એના હૃદય ઉપર છે, એની ધનસંપત્તિ ઉપર નથી. અહીં આશ્રમમાં આપણે હૃદયના ગુણો કેળવવાને જ ધર્મ માન્યો છે આપણે ખાઇએ પીએ છીએ, ઇંટચૂનાના મકાન બંધાવીએ છીએ પણ તે લાચારીથી. માટીના મકાનની આપણે અવગણના નથી કરી. માટીના મકાનની અંદર રહીને આપણે શરમાઇએ નહિ. આપણે તો વૈભવમાં પડયા હોઇએ તો શરમાઇએ. વૈભવ વધારીએ તો આપણને શરમનો શેરડો પડવો જોઇએ. હા, સેવાને માટે આપણી પાસે ધન હોય ખરું. એવા ધનનો સંગ્રહ આપણે લાચારીથી કરવો પડે છે. પણ કેટલાક લોકો તો પોતાના લાભને જ ધર્મ માનીને ધનનો સંગ્રહ કરે છે. એ વસ્તુ બરાબર નથી. જેટલો બહારનો પ્રપંચ વધારીએ છીએ તેટલો અંદરનો વિકાસ મોળો પડે છે, એટલી ધર્મની હાનિ થાય છે.

— ગાંધીજી

# સોનું અને સુગંધ

સોનું અને સુગંધ બંનેનો નિવાસ પૃથ્વી છે, પણ પૃથ્વીનાં પડ ઉખેડવાથી સોનું મળે, સુગંધ ન મળે. કમળમાં નૈસર્ગિક સૌરભ છે. માનવ સોનાનું કમળ ઘડે, પણ એમાં સૌરભ ન મૂકી શકે. સુગંધ નિસર્ગદત્ત છે, કૃત્રિમ રીતે ઉપજાવાતી નથી. માનવને સુવર્ણની અપેક્ષા તો રહે છે, પણ જીવનમાં સુવાસની કિંમત સોનાથી અદકી છે.

સુવાસ માનવના સંસ્કારમાં રહે છે. કુલક્રમાગત સંસ્કારોને માનવ જન્મથી પ્રાપ્ત કરે છે, જન્મ્યા પછી વિકસાવે છે, એ એના જીવનને સુવાસિત કરે છે. માનવ પોતાના પુત્રપરિવારને સોનાનો વારસો આપે છે તેમ સંસ્કાર સૌરભનો વારસો પણ આપે છે. સોનું પેટીમાં રહે છે, સંસ્કાર સૌરભ માનવના હૃદયમાં રહે છે. એ એનું અમૂલ્ય આંતરદ્રવ્ય છે.

સોનું અને સુગંધ એકત્ર હોય એવી વ્યક્તિ વિરલ છે. પુરુષ સોનું રળવામાં સુગંધને લગીર વીસરી જાય; પણ સ્ત્રીએ તો એ સુગંધને, સંસ્કાર સૌરભને જમાનાઓ સુધી જાળવી રાખેલી છે. આ કાર્યવિભાગ પ્રાચીન છેઃ 'પુરુષ મેળવે અને સ્ત્રી કેળવે.' પુરુષ યુદ્ધમાં, વણજવહેવારમાં, નોકરીમાં રોકાઈ રહ્યો ત્યારે સ્ત્રીએ કુલસંસ્કાર જાળવ્યા અને કેળવ્યા. અને સંસ્કારી સંતતિ જણી અને કેળવી. રસ્કિને આ કાર્યવહેંચણીનો ઉલ્લેખ કરીને Kings Treasuresમાં પુરુષનો સુવર્ણના ઉપાર્જનનો અને Queen's Gardnessમાં સ્ત્રીનો સૌરભ–રક્ષણનો ધર્મ ઉપદેશ્યો છે.

એવા પણ પુરુષો થઇ ગયા છે કે જેઓ સોના સાથે સુગંધને જાળવી શક્યા છે. એવી પણ સ્ત્રીઓ થઈ ગઈ છે જેણે સુગંધ જાળવવાં અને ખીલવવાં, કમાવાની આવી પડેલી ફરજ અદા કરી છે. પણ હવે સ્ત્રીએ બુદ્ધિના ક્ષેત્રમાં, કાર્યશક્તિના પ્રદેશમાં પુરુષની બરોબરી કરી છે. એટલે જ પ્રશ્ન થાય છે કે હવે હૃદયનિષ્ઠ સંસ્કારને કોણ રક્ષશે ? નર અને નારી બંને સોનું રળે ત્યાં સુગંધનું શું થશે ? જ્યાં વર્ષો પહેલાં માત્ર પુરુષો જ દેખાતા એવાં અનેક ક્ષેત્રોમાં નારી નરની પડખો પડખ, નરનાં જેવું અને જેટલું કાર્ય કરવા લાગી છે. નારીની આવી આધુનિક પ્રગતિને સમાજ કે રાજ્ય રોકે તે શક્ય નથી, શક્ય હોય તો ન્યાય નથી, ઈષ્ટ પણ નથી. નવાં ક્ષેત્રોમાં પોતાની શક્તિ અને સમય વાપરનારી નારી ગૃહિણી તરીકેનાં પોતાનાં કર્તવ્યો પણ, અગાઉની રીતે કરે એવી આશા આપણે ન રાખી શકીએ. નોકરીમાં શક્તિનો વ્યય કર્યા પછી ગૃહકાર્ય માટે પૂરતી શક્તિ શેષ ન રહે તો તે ક્ષન્તવ્ય ગણાય. આવી નારી પ્રત્યે સમભાવ દર્શાવવો જોઈએ અને ગૃહકાર્યમાં સહકાર આપવો જોઈએ.

પણ પ્રશ્ન માત્ર બહારની ફરજનો અને ઘરનાં કામકાજનો નથી, એની વહેંચણીનો, વ્યવસ્થાનો કે એમાં સહકારનો નથી. પ્રશ્ન છે એ કે, સ્ત્રી અને પુરુષ બંને સોનું રળવામાં રોકાશે ત્યારે સુગંધની–સંસ્કાર સૌરભની જાળવણી ને ખીલવણી કોણ કરશે ? પુરુષ તો બિચારો ક્યારનો આ સંસ્કાર રક્ષણની જવાબદારી સ્ત્રી ઉપર નાખીને પરવાર્યો છે. હવે પ્રશ્ન આ છેઃ સોના પાછળ જેને દોડવું પડે છે એવી-સ્ત્રી સુગંધથી વંચિત તો નહિ રહે ને ? બુદ્ધિનો અને શક્તિનો વિકાસ સાધીને એનો દ્રવ્યોપાર્જનમાં ઉપયોગ કરતી નારીમાં હૃદયગુણનો હ્રાસ તો નહિ થાય ને ? હૃદયનિષ્ઠ સંસ્કૃતિમાં નારી આજ સુધી નરથી પોતાની વિશિષ્ટતા જાળવી રહી છે. આત્મીયભાવરૂપી હૃદયગુણ નારીએ આજ સુધી નરથી વધારે કેળવ્યો છે.

આત્મીયભાવને વિકસાવવો, પરાર્થે સ્વસમર્પણ કરવું એ ગુણ માનવમાત્રમાં આવશ્યક છે; પણ લગ્નરૂપ સંબંધથી જે સમાજવ્યવસ્થા ઘડાય છે તેમાં પારકાને પોતાનાં કરવાં એ ધર્મ માત્ર નારીને જ પ્રાપ્ત થાય છે, પુરુષને નહિ. જે જન્મથી સ્વજનો નહિ તેને પરણ્યાં પછી સ્વજનો ગણવાં–સ્વજનોથી પણ વધારે ગણવાં

એવી આવશ્યકતા વ્યાપક રૂપે નારીનાં જીવનમાં જ ઉત્પન્ન થાય છે. આ હૃદયગુણ નારીએ આજ સુધી જાળવ્યો છે, વિકસાવ્યો છે. તેમા નોકરી કરવાને કારણે ઊણપ ન આવે એ સમાજને માટે ઇષ્ટ છે આજ સુધી નારી પારકાંને પોતાનાં કરતી આવી છે તેને બદલે ભવિષ્યમાં પુરુષે પારકાંને પોતાનાં કરવાં પડે એવો સમાજ વ્યવસ્થામાં ફેરફાર થાય તો તે જુદી વાત છે. એ ગુણ પુરુષે પણ કેળવવો જોઈએ પણ સ્ત્રીઓએ તો કેળવ્યો છે જ; – અને એટલે જ એનો હ્રાસ ન થાય એ જોવાની જરૂર છે.

●

## પ્રસાદ

મારી કૃપાના 'કહેવાના કોમળ સ્વરૂપનો જ તને ખ્યાલ છે

એ સ્વીકારતી વખતે પણ એમાં તેં તારો અહંકાર ભેળવ્યો હોય છે એટલે જગતના શેતરંજમાં હાર પામે છે ત્યારે એને પણ તું તારી ગણે છે.

નકામો દુખી થાય છે

દુ:ખી કરે છે

કારણ કે તને મારી કૃપાના તુ જેને કોમળ સ્વરૂપ માને છે એનો પણ તને પૂરો ખ્યાલ નથી

હું કોમળ સ્વરૂપે તારી પાસે આવુ એવી તારી નિત્ય પ્રાર્થના હોય છે અને એમાથી તને જીવનરસ મળી રહેશે એવો ખ્યાલ છે

પણ વાત જુદી જ છે

મારું કરાળ સ્વરૂપ સવિશેષે તને જીવનમા રસ અને ગતિ આપવા સમર્થ છે

તું એની સાથે તારી જાતને ખોટી ઘર્ષણમા મૂકે છે તો પણ જીવનની અખૂટ વીજળીક શક્તિ તને મળે છે

પણ વિચાર કર

એને જો તું નિર્વૈરભાવે સ્વીકારી લે તો એમાથી કેટલી શક્તિ ઘનીભૂત થઈને મળે ?

આ રીતે વિચારીશ ત્યારે તને લાગશે કે

મારા તરફથી તો નરી કોમળતા જ વરસી રહી છે

—રામપ્રસાદ દવે



# અંતરનો સાદ

કુરંગીબહેન દેસાઇ

અમારા એક સ્નેહી હતા. અગમ્ય માર્ગના વણ-થાક્યા એ પ્રવાસી. એમની પાસે આધ્યાત્મિક માર્ગ-દર્શન મળે તેવા અનુભવોનો ભંડાર ભરેલો હતો. એક વાર તેમના એ ભંડારમાંથી તેમણે અમારી આગળ ચમકાવેલું અનુભવરત્ન મને યાદ છે તે પ્રમાણે તેમના જ શબ્દોમાં વાચકો આગળ રજૂ કરું છું.

"૧૯૨૫ની સાલ હશે. તેવામાં હું નવોસવો પ્રોફેસર થયેલો હતો. મને મારું કામ ગમતું તો બહુ, પણ મારો દમનો વ્યાધિ મને મારા વિદ્યાર્થીઓ આગળ બોલવામાં વિઘ્નરૂપ થતો. મેં દમ મટાડવા કંઈક દવા કરી. પણ ઈષ્ટ મિત્રની પેઠે એ તો મારો સાથ છોડવા તૈયાર જ નહોતો.

એક વખત અમારી સંસ્થાના પ્રતિનિધિ તરીકે હું એક કૉન્ફરન્સમાં ગયો. ત્યાં મને દમથી પીડાતો જોઈને બીજા પ્રતિનિધિઓમાંથી એકે સૂચના કરી કે, 'આ કૉન્ફરન્સમાં એક ફ્રેન્ચ ડૉક્ટર આવ્યા છે, ઘણા હોશિયાર છે. તમે તેને બતાવો.' મેં સૂચના પ્રમાણે ફ્રેન્ચ ડૉક્ટરની મુલાકાત લીધી પહેલી જ મુલાકાતે મને એ સદ્‌ગૃહસ્થ કંઈક અસામાન્ય જણાયા. મારા રોગની હકીકત તેમણે સાંભળી અને તરત તો એટલી જ સલાહ આપી કે, "છાતી પર પવન લાગે તેમાંથી બચવા દાઢી રાખો"! * વધુ તપાસ માટે તેમણે મને પછીથી બોલાવ્યો. કૉન્ફરન્સ પૂરી થયા પછી પોતે જે ગામમાં ને જે હોટલમાં રહેવાના હતા તેનાં નામ મને આપ્યાં. અમારી પહેલી મુલાકાત પૂરી થઈ.

નક્કી થયા પ્રમાણે કૉન્ફરન્સ પૂરી થયા પછી હું પેલા ગામમાં ને પેલી હોટેલમાં ગયો. ત્યાં જાણવા મળ્યું કે હોટેલમાં તો કોઈ ફ્રેન્ચ ડૉક્ટર હતા જ નહિ!

વધુ તપાસ કરતાં હોટેલના મેનેજરે મને એ ડૉક્ટર વિષેની અદ્‌ભુત હકીકત કહી. એક દિવસ ડૉક્ટર પોતાના ઓરડામાં હજામત કરતા હતા. તેટલામાં તેમને કંઈક સંગીત જેવું સંભળાયું. કોણ જાણે કેમ, એ સંગીતથી આકર્ષાઈને તેઓ કુતૂહલપૂર્વક બારી



* મને આ અનુભવ કહેનારા સદ્‌ગૃહસ્થ તે આપણા પૂ. ચાચાજી હતા.

બહાર જોવા લાગ્યા. ચોકીવારમાં કરતાલ-મંજીરાં સાથે હરિનામનું સંકીર્તન કરતું, રામનામની ધૂન બોલાવતું, અમરનાથના યાત્રાળુઓનું વૃંદ ત્યાં આવતું દેખાયું. સંગીતમાં ન સમજનારા, હિંદની એક પણ ભાષા ન જાણનારા, વિજ્ઞાનના અભ્યાસી ડૉક્ટરનો વ્યવહારુ ધંધો કરનારા આ પાશ્ચાત્ય સજ્જન મંત્રમુગ્ધ બની ગયા હોય તેમ આ સંકીર્તન ને આ ધૂન સાંભળી જ રહ્યા. ત્યાં ધીરે ધીરે યાત્રિકવૃંદ ત્યાંથી પસાર થયું—આઘે ગયું ને તેમનો હરિનામ જપ સંભળાતો બંધ થયો

જાણે સ્વપ્નમાંથી જાગ્યા હોય તેમ ડૉક્ટર ઝબક્યા. અધૂરી હજામત અધૂરી જ રહી. રાતનાં કપડાં પણ શરીર પર એમનાં એમ રહ્યાં. બાહ્ય સભ્યતાના કાયમના પૂજારી એ ફ્રેન્ચ સદ્‌ગૃહસ્થ પોતાની પેટીમાંથી માત્ર ચેકબુક લઈને અધૂરી હજામતે અને રાતને વેશે નીચે ઉતર્યા—જાણે ઊંઘમાં જ ચાલતા ન હોય? નીચે ઉતરી લોકોની મશ્કરી ભરી નજર પર ધ્યાન સુદ્ધાં દીધા વિના મેનેજરની ઓરડીમાં ગયા ને બોલ્યા: 'આ મારી ચેકબુક લ્યો. તમારા જેટલા પૈસા થતા હોય તેટલા લઈ લેજો. ચેકબુક અને મારો બધો સામાન મારા સગાંને મોકલજો. તેમનું સરનામું મારા કોટમાં રહેલી નોટબુકમાંથી શોધી લેજો. હું જાઉં છું. હિમાલયને પેલે પાર. મને બુદ્ધ ભગવાનનો આદેશ મળ્યો છે. હમણાં અહીંથી પેલા માણસો ગાતાં ગાતાં ગયાં તેમના ગીતમાં મને ભગવાને આવાહન કરેલું મેં સાંભળ્યું.' આટલું કહીને સ્વપ્નવત્ દશામાં ડૉક્ટર ચાલવા લાગ્યા. હોટેલની બહાર નીકળીને અદૃશ્ય થઈ ગયા

આ હકીકત સાંભળીને હું તો સ્તબ્ધ બની ગયો, ને ભગવાનની લીલા પર મુગ્ધ થઈ ગયો. જ્યાં અંતરનો સાદ સંભળાય ત્યાં કોઈ પણ કેવી રીતે તેને અવગણી શકે? મનમાં એ જાગ્રત આત્માનો વિચાર કરતો હું ત્યાંથી ચાલ્યો ગયો

આ પછી કંઈક વરસ વીતી ગયાં. લગભગ પંદર-સત્તર વર્ષના ગાળા પછી એક વખત જ્યારે હું શાંતિનિકેતનમાં હતો, ત્યારે ગુરુદેવ ટાગોર પર એક તાર આવ્યો. કોઈક, ઉચ્ચાર કરવો ન ફાવે તેવા ચીની જેવા નામની સહીવાળો તાર હતો. તારમાં અમુક તારીખે એ ભાઈ શાંતિનિકેતનમાં આવવાના સમાચાર હતા. તે વખતે અતિથિઓનું સ્વાગત કરવાની જવાબદારી મારી હતી. હું આ ભાઈને તેડવા સ્ટેશને ગયો. ટ્રેનમાંથી એક બૌદ્ધ સાધુ ઊતર્યા—ઊંચા, કદાવર દેહયષ્ટિ ધરાવતા, ગૌરવર્ણના અને ઓજસ્વી પહોળા કપાળથી શોભતા તેમને જોતાં જ મને પેલા એકવાર જોયેલા, અને અણધાર્યા અદૃશ્ય થઈ ગયેલ ફ્રેન્ચ ડૉક્ટર યાદ આવ્યા. તેમને આદરપૂર્વક નમસ્કાર કરીને હું તેમને મારી સાથે શાંતિનિકેતન લાવ્યો. આ પેલા ડૉક્ટર જ છે કે કેમ તેની ખાતરી કરવાની ઉત્સુકતા તો હતી, પણ સાધુને પૂર્વાશ્રમ વિષે પૂછવું ન જોઈએ એ વિનય રાખીને મેં કશું પૂછ્યું નહિ

શાંતિનિકેતનમાં આ બૌદ્ધ સાધુએ બે દિવસ ગુરુદેવના મૌન સાન્નિધ્યમાં ગાળ્યા. ત્રીજે દિવસે તેમને વિદાય આપવા હું પાછો સ્ટેશને ગયો

મેં કહ્યું: 'મને કોઈવાર સ્મરણમાં રાખશો ને?' તેમણે જવાબ દીધો: 'હું તમને ભૂલ્યો જ નથી.'

આ જવાબથી તેમના પૂર્વાશ્રમ વિષે મને પૂરી ખાતરી થઈ ગઈ અને છેલ્લે મેં જ્યારે તેમને પ્રણામ કર્યા ત્યારે તેઓએ એક જ વાક્ય ઉચ્ચાર્યું:

'તમારા પ્રણામ હું તથાગતને પહોંચાડીશ.' તેમની આ સંપૂર્ણ નિરહંકારિતાને મેં ફરીથી મનોમન નમન કર્યું!

---

મુમતાઝ મહાલની સાથે શાહજહાન મહેલના ઝરૂખામાંથી જમુના નદીને નીચેના પથરાઓમાં ઉછળતી ઉછળતી જતી જોઈ રહ્યો હતો

બાદશાહે મુમતાઝને કહ્યું, "તારા ચહેરાની ખૂબસુરતી જોવા આ નદી આટલે દૂરથી ધસમસતી દોડી આવે છે!"

"અને આપનો પ્રભાવ જોઈને એ પથરાઓમાં માથું પટકે છે!" મુમતાઝે જવાબ આપ્યો

# સંગીત : શાસ્ત્રીય ને હળવું

ઓછા પરિશ્રમે વધુ ધન મળે એવી વૃત્તિ મનમાં જન્મ્યા પછી આપણે જેમ શ્રમનું ગૌરવ, મૂલ્ય અને સિદ્ધિ ભૂલ્યા છીએ તેમ તરત સમજણમાં ન ઊતરે એવા શાસ્ત્રીય સંગીત પ્રત્યે પણ આપણી ઉદાસીનતા વધુ ને વધુ ગાઢ બનતી ગઈ છે.

આને લીધે બન્યું છે એવું કે આપણે બાલગલિયા પ્રેરક એવા હળવા સિનેમા સંગીત તરફ વળી ગયા છીએ, આપણી તકલાદી કર્ણેન્દ્રિયો એ સંગીત સાંભળવા ટેવાઈ ગઈ છે. આપણે એ જ સામાન્ય સંગીતને સર્વોત્તમ માનીને એનું અનુસરણ કરવા માંડ્યું છે.

—ને ઊંચા સંગીતની સાથે ઓતપ્રોત એવી સાચી કલાની પણ આજે એ જ સ્થિતિ થઈ છે. જેનાથી પ્રજા સુસંસ્કૃત ગણાય એવી આ બે સંસ્કારની પ્રવૃત્તિઓથી આપણે હજારો માઈલ દૂર ફેંકાઈ ગયા છીએ.

કલાનું શુદ્ધમાં શુદ્ધ સ્વરૂપ સંગીત છે, સૌન્દર્યનું સીધામાં સીધું આલેખન સંગીતમાં છે. સંગીતનો આત્મા અને સ્વરૂપ બંને સાદા છે ને બહારની ઉપાધિથી એ ઓછામાં ઓછાં ઘેરાયેલાં છે.

એટલા માટે જ સાચા કવિઓ, જેઓ ઋષિઓ દ્રષ્ટાઓ હોય છે તેઓ વિશ્વને સંગીતના રૂપમાં વ્યક્ત કરવા પ્રયત્ન કરે છે.

ચિત્રકારને ચિત્રપટ માટે પીંછી અને રંગની પેટી જોઈએ છીએ. તેની પીંછીનો પહેલો લસરકો તેની કલ્પનાને સંપૂર્ણ આકાર આપી શકતો નથી, અને જ્યારે ચિત્ર પૂરું થાય છે ત્યારે ચિત્રકાર તો બીજાના ઉપભોગ માટે એ તૈયાર ચિત્રને પડતું મૂકીને ક્યારનો અલોપ થઈ ગયો હોય છે, અને ભીંત ઉપર લટકેલા ચિત્રને તો અનેક હોડ અને બેકદર આંખોની સામે હાજર રહેવું પડે છે.

પણ સંગીતકારથી આમ બનતું નથી, એ પોતાના સાધનોથી જરાય દૂર જઈ શકતો નથી. તેનાં તમામ સાધનો તેની પાસે તૈયાર હોય છે. તેનો સૂર ગળામાંથી આવે છે એમ આપણને બાહ્ય દૃષ્ટિએ દેખાય છે ખરું, પણ એ સૂરને સીધો સંબંધ તો જીવન સાથે જ હોય છે.

તેનો ભાવ અથવા વિચાર અને ભાવનિર્દેશન બંને ભાઈ–બહેનનાં જેવાં છે. ઘણીવાર તો તેઓ જોડકાંની જેમ સાથે જ જન્મે છે.

સંગીતમાં હૃદય પોતાની જાતને સ્વચ્છ અને સ્પષ્ટ કરે છે. વિદેશીય સાધનોની અપેક્ષાને લીધે તેને અટકવું પડતું નથી.

પ્રત્યેક કલાને જેમ સંપૂર્ણતા માટે થોભવું પડે છે તેમ સંગીતને પણ સંપૂર્ણતા માટે થોભવું પડે છે. છતાં ડગલે ડગલે તે પોતાનું સૌન્દર્ય, પ્રતિભા અને ગૌરવ શ્રોતાઓને ચખાડે છે.

ક્યારેક તો સંગીતનું નિર્દેશન થવા માટે શબ્દો પણ અંતરાયરૂપ થઈ પડે છે. કારણ કે વિચાર દ્વારા તેનો અર્થ બેસાડવો પડે છે, પણ સંગીતનો કોઈ સ્પષ્ટ અર્થ ઉપર આધાર રાખવો પડતો નથી. શબ્દો જે નથી દર્શાવી શકતા તે સંગીત દર્શાવી શકે છે, આટલી સંગીતની વિશિષ્ટતા છે.

જ્યારે ગાનાર જતો રહે છે ત્યારે સંગીત એની મેળે જ શમે છે : એ કલા પોતાના કલાબાજના આનંદ અને જીવન સાથે સનાતન સંબંધથી વરેલી છે.

આ થઈ અલૌકિક અને દૈવી એવા શાસ્ત્રીય સંગીતની વાત. એ સંગીત એને ઊંડી રીતે સમજનારાને અપૂર્વ આનંદનો પરિચય કરાવે છે, ને એની સૂક્ષ્માતીત કલાને આપણી શ્રવણેન્દ્રિય પાસે હાજર કરે છે.

હળવા સિનેમા સંગીતમાં આવી કશી જ ફળપ્રાપ્તિ થતી નથી. પરદેશી સ્વરચોસલામાં મૂકેલા ગમે તેવા શબ્દો કશી જ સ્થાયી અસર સાંભળનાર ઉપર કરતા નથી. જે સાંભળતા રાગિણીનું આખે આખું સ્વરૂપ નજર સામે તાદૃશ થતું જોઈએ એવું કાંઈ જ એ કૂદકૂદિયા સંગીતમાંથી ઊભું થતું નથી.

જો આપણા સિનેમા સંગીત-દર્શકો જૂના શાસ્ત્રીય સંગીતની સાથે નવા સંગીતને કુશળતાપૂર્વક ગૂંથી લે, સાચા સ્વરોની જ અવનવીન રચનાઓ શરૂ કરે, મૂળ રાગિણીને જીવતી રાખીને જ આગળ વધે તો જ શાસ્ત્રીય સંગીતના સાચા સ્વરો લઈને આપણે લોકોની કર્ણેન્દ્રિય સુધી પહોંચી શકીએ.

# મરેલી જિંદગી

અનુ૦ દિલીપ ગાંધી

સાત વાગ્યા હશે ને હું કપડાં બદલીને કલબ જવાની તૈયારીમાં હતો, ત્યાં તેનો ફોન આવ્યો. આશ્ચર્ય તો મને એની એ વાત પર થયું કે તે સ્ટેશન પાસેની ભારત હોટલમાં બેઠો છે. થોડાક — કોઈ લોકો એની હત્યા કરવા ઈચ્છે છે. તે બનાવટ કરીને હોટલમાં આવી ગયો છે અને હત્યા કરનારાઓ બહાર જ એની પ્રતીક્ષા કરતા ઊભા છે. હું તેની પૂરી પૂરી વાત જાણવા માગતો હતો પણ તેણે ફોન મૂકી દીધો. કદાચ એમ પણ હોય કે હત્યા કરવાવાળા કોઈએ તેને ફોન કરતાં જોઈ પણ લીધો હોય !

હું કાર લઈ ભારત હોટલ પહોંચ્યો અંદર ગયો. મુખ્ય હૉલમાં થોડાક લોકો ચા પી રહ્યા હતા મે કેબિન તરફ જોયું. એક ખૂણાવાળી કેબિનમાં તે બેઠો હતો. તેના હરણના ચામડાવાળા બૂટ જોઈને હું તેને ઓળખી ગયો આગળ વધીને મેં કેબિનનો પડદો હઠાવ્યો. તો તે એકદમ ચોંકીને ઊભો થઈ ગયો હું જો તરત ન બોલ્યો હોય તો તેણે કાંટો મારી છાતીમાં ખોસી જ દીધો હોત !

મારા કહેવાથી તે બેસી ગયો પરસેવાથી તે રેબ-ઝેબ હતો. બે ત્રણ દિવસની દાઢી વધેલી હતી. ટેબલ પર એક કપ ચા રાખેલી હતી, જે ઠંડી થઈ ગઈ હતી. અને તેમાં એક માખી પડેલી હતી — કદાચ હમણાં —અત્યારે જ પડી હતી. કેમ કે તે જીવતી હતી અને બહાર નીકળવાની કોશિશ કરી રહી હતી. બાજુની એક મોટી પ્લેટમાં અરધું ખાધેલું આમલેટ પડ્યું હતું. તેણે બતાવ્યું કે આમલેટનો ઓર્ડર એટલા માટે દીધો હતો કે જેથી તેને કાંટો અને છરી મળે, જેનાથી તે જરૂરત પડે તો પોતાની રક્ષા કરી શકે.

'તારી હત્યા કરવા વાળા કોણ લોકો છે ?' મેં પૂછ્યું.

'બહાર સડક પર ઊભા છે' તે બોલ્યો.

'તું તેને ઓળખે છે ?'

'ના.'

'તો પછી તને કેમ ખબર પડી કે તેઓ તારી હત્યા કરવા માગે છે ?' મેં પૂછ્યું.

'તેઓ મારી હત્યા કરશે એ હું જાણું છું.'

'તારે એમની સાથે કશો ઝઘડો થયો છે ?'

'ના.'

'તો પછી શા માટે તેઓ તારી હત્યા કરશે ?'

'તો પછી તેઓ બહાર શા માટે ઊભા છે?'

'ગમે તે કારણે ઊભા હોય. તારી પાસે એ વિચારવાનું કોઈ કારણ તો હોવું જ જોઈએ કે તેઓ તારી હત્યા કરવાના છે ?' મેં પૂછ્યું.

'તેઓ મારી તરફ જોઈ રહ્યા હતા અને તેમાંના એકની પાસે ચાકૂ છે.'

તેની વાત મારી સમજમાં ન આવી પણ હું ચૂપ થઈ ગયો કારણ કે વેઈટર આવી ગયો હતો. વેઈટરને મે ચા લાવવા માટે કહ્યું, પણ તે મના કરતાં બોલ્યો : 'બીજી કશાક પીશું', અહીંથી ચાલો.'

મે વેઈટરને બિલ લાવવાનું કહ્યું. વેઈટર ચાલ્યો ગયો

'કાર લાવ્યો છે ને ?'

'હા' હું બોલ્યો.

'તું કાર બરાબર હોટલની બાજુમાં જ લઈ આવ, ત્યાં સુધી હું અહીં જ બેઠો છું.'

'કાર પાસે જ છે.'

તેણે બારીનો પડદો જરા ખસેડી જોયું: 'બિલકુલ દરવાજા પાસે જ લઈ આવ.'

'તું મારી સાથે ચાલ.' કહેતો હું ઊભો થયો.

વેઈટર બિલ લઈ આવ્યો હતો. તેણે એક એકની બે નોટ પ્લેટમાં રાખી અને હાથથી લઈ જવાનો ઈશારો

કરતાં તે ઊભો થયો. રૂમાલથી મોં લૂછી તે મારી સાથે કેબિનની બહાર આવ્યો. બહાર આવતાં જ એક ક્ષણ માટે તે અટકયો. ફરી પરસેવાના બિન્દુ તેના ચહેરા પર દેખાયા. પછી અચાનક ઝડપથી તે હોટલની બહાર આવી અને કારનો દરવાજો ખોલી અંદર ઘુસી ગયો.

'તે લોકો કયાં છે ?' મેં હાથમાં સ્ટિયરિંગ પકડતાં પૂછયું.

તે ચૂપ રહ્યો.

'અહીં તો કોઈ જ નથી.' મેં ફરીવાર પૂછયું.

તે ફરી ચૂપ રહ્યો.

કાર ચાલુ કરતા હું બોલ્યો: 'તેં બતાવ્યું નહિ કે તે લોકો કોણ છે ? હમણાં સડક પર તેઓ હતા ?'

'તેઓ હોટલની અંદર જ હતા.' એનો સ્વર ઘણો જ ભયભર્યો હતો.

'હોટલની અંદર ? કયાં ?'

'હોટલમાં ચા પી રહ્યા હતા.'

મને ધ્યાનમાં આવ્યું કે અમે જ્યારે કેબિનની બહાર નીકળ્યાં હતાં ત્યારે બે ચાર લોકો એક ટેબલ પર ચા પી રહ્યા હતા. પરંતુ તેમાંના કોઈએ અમારા તરફ ખાસ ધ્યાનથી જોયું હોય તેમ મને લાગ્યું ન હોતું.

'કોણ ? જે કાઉન્ટર પાસે હતા તે ?' મેં પૂછયું.

'હા.'

'તેં પોલીસને ફોન ન કર્યો ?'

'ના.'

'કેમ ?'

'તો તાબુતિઓ જરૂર મારી ત્યારે હત્યા કરી હોત.'

'અહીં બાજુબાજુમાંથી ફોન કરીએ તો ?'

'ના, એની જરૂર નથી.' રૂમાલથી મોં લૂછતાં તે બોલ્યો: 'સીધા ઘેર જઈએ !'

❁

અમે ઘેર આવ્યા. કારને ગેરેજમાં રાખી અમે ડ્રોઇંગ રૂમમાં આવ્યા. તેને સોફા પર બેસાડયો. એક ગ્લાસ પાણી પીને તે જરા આશ્વસ્ત થયો. મેં બીજીવાર તેની પાસે બધી વાતો પૂછી. પણ તે એ જ વાત કહેતો રહ્યો કે તે લોકો તેની હત્યા કરવા માગતા હતા. કારણ કયું તે નહોતો બતાવી શકતો, મેં ખૂબ જ ભાર દઇ પૂછયું તો પણ તે કંઇ પણ બતાવવાને અસમર્થ હતો.

મેં રામુને અવાજ દઈ બોલાવ્યો. તે આવ્યો તો મેં તેને ચા લાવવાનું કહ્યું.

રામુના ગયા પછી તેણે મને પૂછયું: 'આ કોણ છે?'

'રામુ, મારો નોકર.'

'પહેલાં તો કોઈ બીજો હતો ?'

'એ હમણાં રજા પર છે.'

તે ચૂપ થઈ ગયો. પરંતુ ફરી તેના ચહેરા પર પરસેવો વળવા લાગ્યો. મને લાગ્યું કે તે ગભરાઈ રહ્યો છે.

'શું વાત છે ?' મેં પૂછયું.

થોડીવાર સુધી ચૂપ રહ્યા પછી તે મારી પાસે આવી ધીમેથી બોલ્યો: 'મને લાગે છે કે આ પણ પેલા લોકોનો માણસ છે.'

'કોણ ?'

તેણે દરવાજા તરફ ઇશારો કર્યો. હું સમજી ગયો કે તે રામુને વિષે કહી રહ્યો છે.

'તે મારો નોકર છે.' હું બોલ્યો: 'છેલ્લા એક માસથી તે મારે ત્યાં છે. હું તેને ઓળખું છું.'

તે ચૂપ રહ્યો. લાગ્યું કે તેને મારી વાત પર વિશ્વાસ આવતો નહોતો. એટલામાં રામુ ચા લઈ આવ્યો. તે ગભરાયેલો સોફા પર બેસી રહ્યો. રામુ ચા બનાવવા જઈ રહ્યો હતો, પણ મેં તેને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું. તે ચાલ્યો ગયો.

મેં પોતે ચા બનાવી અને એક કપ તેને આપ્યો, પણ તેણે ચા લેવાનો ઇન્કાર કરી દીધો. મેં જરા દબાણ કર્યું તો તેણે મારો કપ લઈ લીધો. હું તેના સામું જોતો રહ્યો. હોઠ સુધી કપ લઈ જતાં જતાં તે અટકયો અને ફરીવાર મારી સામે મૂકી દીધો.

હવે મને તેના પર ગુસ્સો આવી રહ્યો હતો. કંઈ પણ કહ્યા વિના મેં કપ ઊઠાવી ચા પીવા શરૂ કર્યો.

થોડીવાર સુધી શાંત રહ્યા પછી તેણે ચાનો કપ ઉઠાવ્યો.

સપ્ટેમ્બરનો મહિનો હતો. ગરમી બિલકુલ નહોતી. તો પણ તે પરસેવાથી રેબઝેબ હતો. મેં ઊઠીને પંખો ચાલુ કર્યો.

મારી સમજમાં એ નહોતું આવતું કે તેને શું થઈ ગયું છે 'રાતે તું અહીં જ રહી જજે.' મેં તેને કહ્યું.

તે સંમત થયો.

અંદર જઈ હું તેના માટે કપડાં લાવ્યો. પણ તે બદલવાને માટે રાજી ન થયો.

'જમવું છે ને ?' મેં પૂછયું.

'ના'

આ વખતે મે દબાણ કર્યું નહિ. અને તેને ત્યાં જ બેસી રહેવાનું કહી હું અંદર ચાલ્યો ગયો ઓઢવા પાથરવાની વ્યવસ્થા કરી હું જમ્યો. પાછો ફર્યો ત્યારે તે રૂમમાં આમથી તેમ આંટા મારતો હતો. અને ચારે બાજુ એવી રીતે જોતો હતો કે જાણે કોઈ છૂપાવાનું સ્થળ શોધી રહ્યો હોય !

'શું વાત છે ?' મેં પૂછ્યું.

તે લોકો અહીં પણ આવી ગયા છે.' કહેતા તેણે મને બારી બહાર — સામેના મકાન તરફ ઇશારો કર્યો. તે મારા પાડોશી મિ. ચેટરજીનું મકાન હતું. મકાનમાં લાઇટ ચાલુ હતી, પણ કોઈ જોવામાં આવતું નહોતું.

'કયાં આવી ગયા છે ?'

તેણે ફરી તે જ સ્થળ બતાવ્યું. 'તે મકાનમાં.'

'તને કેમ ખબર પડી ?'

'તે લોકો મારી હત્યા કરવાની યોજના બનાવી રહ્યા છે'

'તેં સાંભળ્યું ?'

'હા. હજુ પણ તેઓ વાત કરી રહ્યા છે. મને લાગે છે કે તેઓ કન્નડમાં બોલે છે.'

તે મકાનમાં થોડાક લોકોનો જોરશોરથી વાત કરવાનો અવાજ આવી રહ્યો હતો. પણ કંઈ સ્પષ્ટ સંભળાતું નહોતું.

આ વખતે મને તેના પર ખૂબ જ ગુસ્સો આવ્યો. 'તારું મગજ ખરાબ થઈ ગયું છે. તેઓ બંગાળીમાં બોલે છે.'

તે ચૂપ થઈ ગયો.

'અને કદાચ ત્યાં કોઈ હોય તો પણ શું થયું ? તારે ડર રાખવાની જરાય જરૂર નથી. લે, હું બારી બંધ કરી દઉં છું બસ ! ચાલ, અંદર ચાલ, ને સૂઈ જા.'

તે મારી સાથે અંદર આવ્યો. મારા રૂમમાં જ તેના સૂવાનો પલંગ રાખ્યો હતો દશ વાગવા આવ્યા હતા.

'બત્તી બૂઝાવી નાખું ?' મેં પૂછયું.

'બૂઝાવી નાખ.'

બત્તી બૂઝાવીને હું મારી પથારીમાં પડયો. તે થોડીવાર સુધી પલંગ બેઠો રહ્યો. પછી સૂઈ ગયો. પણ વારેવારે આમથી તેમ પડખાં બદલતો રહ્યો. હું ચુપચાપ તેને જોતો રહ્યો પછી મેં આંખો બંધ કરી દીધી.

લગભગ એકાદ કલાક થયો હશે ત્યાં તો તેના ડૂસકાંનો અવાજ આવ્યો. મેં ઊઠીને લાઈટ સળગાવી. જોયું તો પલંગ પર બેઠો બેઠો તે નાના બાળકની જેમ રડતો હતો.

'શું થયું ?' મેં પૂછ્યું.

'મને છોડી દે, મને મારીશ નહિ, કહેતો મે મારી સામે હાથ જોડતો હતો.

'હું તને મારીશ ?' શા માટે ? હું તેને સમજાવવા લાગ્યો.

'ના,' તું મને મારી નાખશે. મને છોડી દે—તું જે કહીશ તે હું કરવા તૈયાર છું.' એવી

આંખોથી આંસુ વહેવા લાગ્યા.

મેં તેને બધી રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તે એની એ વાત કહેતો રહ્યો કે તું મને મારી નાખશે. હું ચૂપ થઈ ગયો.

થોડીવાર પછી તે આપોઆપ રડતો બંધ થયો. થોડીવાર સુધી શાંત બેઠાં પછી તે બોલ્યો : 'મને અહીંથી જવા દે.' કહેતા ફરી તેણે મારી સામે હાથ જોડયા.

હું ઊઠીને ઊભો થયો. તે પણ ઊભો થયો અને દરવાજા તરફ આગળ વધ્યો.

'બુટ પહેરી લે.' મેં કહ્યું.

એણે મારી તરફ ધૂરકીને જોયું. હું દૂર ખસી ગયો, પરંતુ તેણે પહેર્યા નહિ– હાથમાં લઈ લીધા. હું કશું બોલ્યો નહિ. તેનાથી થોડો આગળ ચાલીને મે દરવાજાનું ફાટક ખોલ્યું.

તે બહાર નીકળ્યો. બૂટ હાથમાં જ રાખી તેણે મને હાથ જોડયા પણ બોલ્યો કશું નહિ. હું દરવાજો બંધ કરવા લાગ્યો. અને તે સડકની સામી બાજુએ ચાલ્યો ગયો.

હું એક ક્ષણ ત્યાં જ ઊભો રહ્યો. પછી દરવાજો ખોલીને બહાર જોયું ! તે થોડેક દૂર–સડકની સામી બાજુએ–માથું ઝૂકાવીને બૂટ પહેરતો હતો.

---

## આનંદ તો આત્માનો ખોરાક છે.

એક સંગીતકાર મધુર સ્વરે વીણા વગાડી રહ્યો હતો. માણસો એની વીણા સાંભળીને મુગ્ધ થઇ ગયા. સંગીતકારે વીણા વગાડવાનું બંધ કર્યું એટલે બધા પ્રેક્ષકો એની પ્રશંસા કરતા કરતા વિખેરાઇ ગયા. પણ ત્યાં ઊભેલી એક ડોશીમા કહે : 'આ માણસે નકામું તુંબડું બગાડયું. એનો શાક તરીકે ઉપયોગ કરત તો ખાવા કામ આવત !'

આપણે શાલીગ્રામના પથ્થરને પૂજીએ છીએ એમાં આપણને એક પ્રકારનો આનંદ મળે છે. એ શાલીગ્રામના પથ્થરનો ઉપયોગ મસાલો વાટવામાં નહીં કરીએ.

અમુક વસ્તુ એવી હોય છે કે જેની કદર પ્રેમ, લાગણી કે આનંદથી થઇ શકે છે, પૈસાથી કે ઉપયોગથી નહિ.

ઘર રહેવાના ઉપયોગમાં આવે છે. પણ ફકત દીવાલો જ ચારે બાજુ હોત તો આપણે અકળાઇ જાત. એટલે આપણે બારીબારણાં કર્યાં. બારી બહાર જોઇએ એટલે ઘરની સીમિતતામાંથી આપણે અનંતતા, મહાનતાનું દર્શન કરી શકીએ છીએ.

મધ્ય યુગનું એક કાવ્ય છે :

'હે પંખી, તું તારો હુંફાળો માળો છોડીને, ખોરાક છોડીને આમ ઊંચા આકાશમાં શા માટે નકામું ઊડયા કરે છે ?'

પંખી, કહે : 'હું જ્યારે મારા માળાની હદમાં પુરાઇ રહું છું ત્યારે મને બધું સુખ મળે છે ખરું, પરંતુ જ્યારે હદની બહાર આમ ઊંચે અનંત આકાશમાં ઊડું છું ત્યારે મારા આત્માને આનંદ થાય છે; ત્યારે મારા આત્માને હું પામુ છું.'

ગુરુદેવ પણ કહે છેઃ 'જ્યારે હું ગાઉં છું ત્યારે હું જગતનો અર્થ સમજી શકું છું. ગીતરૂપી પાંખો વડે ઊંચે ઊડીને હું તારો સ્પર્શ પામુ છું.'

—ગુરુદયાલ મલ્લિકજી

# વિચારોની શિખરમાળા

જગત બુદ્ધિવાદથી નથી કંટાળ્યું, પણ બુદ્ધિવાદ પોતાને તથા પોતાના વંશવેલા ચાલુ રાખવા જે સાહિશાદ્યું માગે છે, એથી કંટાળ્યું છે હિન્દુસ્તાનમાં બુદ્ધિવાદીઓ કેટલા? શ્રમજીવીઓ કેટલા? છતાંએ શ્રમજીવી શા માટે બુદ્ધિવાદથી કંટાળે છે? સાહિત્ય શા માટે એને અપ્રિય બને છે? કારણ સાહિત્ય એને કાંઈ આપતું નથી. એમાં તો માત્ર ધોળા ઉપર કાળા મંકોડા જ દેખે છે. ન સમજાય એવાં ચિત્રો જુએ છે. સમજ્યા પછી સળગી મરે એવાં વર્ણનો ને કથા પ્રસંગો સાંભળે છે. શા માટે એને આ બધી સાહિત્ય પરિષદો અકારી ન લાગે? આટલાં બધાં માસિકો પ્રત્યે તિરસ્કાર ન ઊભો થાય? પૈસા ક્યાંથી ઊભા થાય છે, અગર ક્યાંથી ભેગા કરવામાં આવે છે એ એના સમજમાં નથી ઉતરતું એમ નથી. એને બરાબર ખબર છે કે આ તો છૂટાછેડા પછી પણ સ્ત્રીને સાહિશાદ્યું આપવું પડે તેવું છે; પણ એ કરે શું? મનમાં ને મનમાં પેઢી દર પેઢી આ તિરસ્કાર કેળવે જાય એટલું જ. અને આશ્ચર્યની વાત તો એ છે કે સાહિત્ય પ્રત્યેનો આ તિરસ્કાર ભણતર પ્રત્યે વળ્યો છે; ગામડાના લોકોએ ભણેલાની દુર્દશા બરાબર સમજી છે, કેળવાયેલો ને સમજુ વર્ગ પણ કવિપણા પ્રત્યે અદૃષ્ટ તિરસ્કાર બતાવતાં અચકાતો નથી. વસ્તુતઃ આ કાંઈ ન ઉકેલાય એવો કોયડો નથી. સાહિત્ય બુદ્ધિજન્ય વ્યાપાર બની ગયેલ છે.

× × ×

વધારે શાસ્ત્રો સૌ જોતાં છે જે શાસ્ત્ર થાકેલા હારેલા જનસમાજને શુદ્ધ રસની, નિર્ભેળ આનંદની સામગ્રી પૂરી પાડી શકે ને સમય આવે એને રમાડી પટાવી સીધે રસ્તે લઈ જઈ શકે ને એની સ્થો, પછી ને શાસ્ત્ર બુદ્ધિમાંથી જન્મ્યું હોય કે બાહુમાંથી.

× × ×

મોટા લેખકનું પુસ્તક વાંચતાં જ આપણે બોલી ઊઠ્યું 'ઓહો, આ તો જાણે મારો જ પ્રસંગ, એમાં શું? જો લેખકના કોઈ ઓળખીતાનો પ્રસંગ હશે તો કહેશે 'ઓહો, આ તો મેં એમને કહેલો! આ તો અમે સાથે જ સાંભળેલું, સાથે જ જોયેલ ને? થઈ રહ્યું, લેખકની મૌલિકતા પરની શ્રદ્ધા જ ઊઠી ગઈ ભલા આદમી! અકબરના રાજ્ય અમલને અકબર જલાલુદ્દીન એકલાની સાથે જ લાગે વળગે છે એમ નહિ, એમ હોત તો તો લેખક કે ઇતિહાસકાર એને સ્પર્શત પણ નહિ. ને સ્પર્શે તે દિવસે સાહિત્યને ઇતિહાસને એ અભડાવે છે; પણ અકબરનું રાજ્ય એટલે મોગલવંશનો વૃત્તાંત ને મોગલવંશનો વૃત્તાંત એટલે ભારતના ઇતિહાસનો એક ખંડ ને ભારતનો ઇતિહાસ એટલે જગતના રાજ્ય પ્રકરણના ઊંચા નીચા પગથિયાને રાજ્ય પ્રકરણ એટલે માનવ જાતના વિકાસને વિનાશની રૂપરેખા—સ્પષ્ટ ને સંકલનબદ્ધ, તારું જીવન એટલે પણ તેમ જ.

આવી સંકલનાના છૂટા છૂટા અંકોડાને શોધવા ને એને સંકલિત કરવા એનું જ નામ મૌલિકતા.

એકેય ઇન્દ્રિયના અનુભવ વગરનું સર્જન શક્ય નથી.

× × ×

કોણ જાણે કેમ પણ મને જ્યારે Art for arts sake સંભળાય છે ત્યારે હસવું આવે છે.

Art for arts sake એ વાક્ય છે ભારે, મગજમાં કોઈ ઉદાત્ત કલ્પના (જે વસ્તુતઃ તરંગ છે) ઊભી કરે છે, એની ના નહિ, પણ સહેજ વિચાર કરનારા મગજને ગોટાળામાં નાખી દે છે. આ ગોટાળો કરનાર વર્ગ, Art for arts sake બોલનાર વર્ગ મુખ્યત્વે સાહિત્યપૂજકોનો છે, એ ત્યારે ભૂલી જ ગયા હોય છે કે કલા એ કેવળ લખાણમાં જ નથી; સાહિત્યકારોએ કલાત્મક સર્જનોનો ઇજારો રાખ્યો નથી. શિલ્પીઓ, સ્થપતિઓ, ચિત્રકો, ફિલસૂફો, જીવનદર્શીઓ, આત્માર્થીઓ બધા જ કલાના સર્જકો છે. એમના વિચારને આચારમાંથી સ્વયંભુ કલા પ્રગટે છે. ખેડૂત,

ભંગી, લુહાર કલાકાર ન હોઈ શકે એ વાતનું પ્રતિપાદન આજે તો થઈ શકે તેમ નથી

મે એક લુહારને જોયો છે કાળાકાકા અમે એને કહેતા કાળા ને બેસી ગયેલા કરચલીઆળા મુખ પર ભલાઈ, શાંતિ ને વિચારની ઝલક ચમકતી મે જોઈ છે એની કોઢમાં કલાકો સુધી બેસી રહી લોકો એની વાર્તા ને ભજનો સાંભળતા 'મારા વાના, ને મારા નાથ'ની વાત કરતાં તો એ ઓછો ઓછો થઈ જતો ભઠ્ઠીના એ તાપમાં ઘણાની બૂરાઈ ઓગળી જતી હશે

હરિ ભંગી છે પણ એને જ્યાર કામમા આનંદ લેતો જોઉં છું ત્યાર મને લાગે છે કે અધૂરું અધૂરું પણ કલાનું હાર્દ એ પારખી શકયા છે

કેટલાયે ખેડૂતોને ખરે બપોરે હળ હાંકતાં બળદને ડચકારીને બુલંદ અવાજે ગાતા સાંભળ્યા છે કોમના કિચૂડાટ સાથે પ્રકૃતિસંગીતમાં ધ્યાન મગ્ન થા કોસિયાઓને જોયા છે, ત્યારે ત્યારે થયું છે કે કલા એટલે વિશુદ્ધ દર્શન, કર્તાની વીંટાળી સૃષ્ટિમાં સૌંદર્યનું દર્શન, આ વિશાળ સૃષ્ટિમાં પ્રેમ છે, ઔદાર્ય છે, કરૂણા છે, ત્યાગ છે, ને એ છે અટલે જ સૌંદર્ય છે—ને અટલે જ કલા છે પણ આ બધુ યે છે છતાંયે એવુ બીજુ કાંઈક છે જે કલાના પ્રાગટ્યને રૂકાવટ કરે છે, આ રૂકાવટને અટકાવી સભર આનંદભરી સૃષ્ટિનો બધાને પરિચય કરાવવો એ જ કલાદર્શીનો પથ, એ જ કલાદર્શીની ગાથા

સંવ દાદી ભાષામાં કહીએ તો, માણસ જીવવાનો છે ત્યાં સુધી કામ કરવાનો છે કામને લીધે એ અંદર ને બહારથી ઘસાય નહિ, ચીમાય નહિ, એ લ બનામાં રસ લેવાની—રસ જોવાની શકિત ઊભી કરી, માનવ જીવન વધુ શાંત, વધુ સુખદ બનાવવુ એ કલાદર્શીઓનો આદર્શ જીવનના એક એક ક્ષેત્રમાં આ કલાને સ્થાન છે

અધ્યાત્મશાસ્ત્ર કહે છે કે આવી કલાનું આચાર ને વિચારમાં દર્શન કરવુ એ પ્રત્યેક પ્રગતિશીલ માનવીનું પરમ કર્તવ્ય

ને કવિઓએ કોલ દીધો કે એ પરમરસાનંદમાં પ્રત્યેક માનવીને ડૂબાવવો, કાવ કીચડમાં જઈ પશુ બનતો અટકાવવો એ અમ સાહિત્યસ્વામીઓનું પરમ કર્તવ્ય

કવિઓ અને કલાકારો પોતાની જાતને દ્રષ્ટા તરીકે ઓળખાવે છે બીજા ઘણાંયે ન જોઈ શકે એવુ ઘણુંયે પોતે જોઈ શકે છે, એમ પોતે કહે છે, પણ જગત એને પૂજે છે એ એટલા ખાતર નહિ તો તો હરિને તથા પેલા ખેડૂતને આપણા કલામર્મી તરીકે નવાજવા જોઈએ, પણ આપણે ખચિત એમ નથી જ કરતા, કરીએ પણ નહિ—કારણ કે એ ખેડૂત કે હરિ રસાનંદમાં પોતાની જાતને ડૂબાવી શકે છે જ્યારે સાચો કલાકાર સમગ્ર સૃષ્ટિના દુખોને સુખસાગરમાં ડૂબાવી દે છે કલાકારની એ વિશિષ્ઠતા છે, ને એ લે જ જગતે કલાકારોને પૂજ્યા છે, એના જન્મદિને ઉત્સવો ઉજવ્યા છે, ને મૃત્યુએ આંસુ પાડયા છે કારણ કે જગતને ખાતર જીવ્યો છે, જગતને ખાતર મર્યો છે

વ્યકિત એની આજુબાજુની સૃષ્ટિમાં રસ લેતી થાય, એની સાથે હસે, એની સાથે રડે, એની સાથે રમે એનું નામ રસદર્શન ને એવા રસદર્શનનું વિશુદ્ધ રંગે આલેખન એ કલાપ્રાગટ્ય, શૂન્યથી અનંતનો પથ આવાં જ રસદર્શનોથી ભરલો છે, એટલે બધાં જ શાસ્ત્રોની માફક કલા પણ માનવજીવનને વફાદાર છે

× × ×

એટલે જ જ્યારે કલાને ખાતર કલા એ હુ સાંભળુ છુ ત્યારે મને હસવુ આવે છે, એ ભારે ઉદાત્ત તરંગ છે, પણ કેવળ પોકળને ઘમંડ !

માનવ સમાજ—માનવજીવન—ને માનવ જગત એ મોગમાં મોગ સત્ય છે કે જેને આપણે હરકોઈ પ્રવૃતિમાં ન વિસારી શકીએ, ન એને ઊંચે ટીંગાડી શકીએ

કોઈ મને એમ કહે કે 'હુ બેસવા ખાતર જ બેઠો છુ' તો મારે સમજવુ કે એ અમસ્તો બેઠો છે, હુ એમ કહુ કે આ રોજનીશી માત્ર લખવાને ખાતર લખુ છુ તો તમે સમજવાના કે હુ કાંઈ આદર્શ કે વિચારસરણી વગર લખ્યે જાઉં છુ ચિત્રકાર જ્યારે મને એમ કહે, 'મને ચીતરવાની ઊર્મિ થઈ આવી છે

ને ચીતરું છું ત્યારે એ હાથે એકાદ સુંદર ચિત્ર થશે એમ મને લાગે છે; પણ મને જ્યારે એ કહે કે 'ચીતરવાને ખાતર ચીતરું છું.' ત્યારે મને કહેવાનું મન થઈ જાય છે કે 'એ ધંધા વગરના, આ પાણીનું માટલું ભરી આવ.' આના જવાબો મળે ત્યારે પ્રત્યેક સમજુ માણસ સ્વીકારે છે કે 'એ અમસ્તો બેઠો છે.'

× × ×

કોઈ પણ હેતુહીન ક્રિયાએ જગતને ફાયદો કર્યો નથી. પ્રત્યેક ક્રિયા એના હેતુથી જુદી છે, સાધન અને સાધ્ય જેટલી. પણ ભૂલકણા આદમનો છોકરો સાધ્ય તો બહુ દૂર બહુ કઠીન લાગતાં સાધનને જ પૂજવા માંડ્યો ને પછી કહેવા માંડ્યો કે 'સાધન સાધનને ખાતર જ છે.'

મને એટલે જ વારંવાર હસવું આવે છે કે આ ગરબડ શી ? આ ગોટાળો શું ?

× × ×

જો શાસ્ત્રો જીવનને વફાદાર ન રહેતાં હોય તોયે જીવન નાશ પામવાનું નથી. શાસ્ત્રો નાશ પામશે ખરાં, માનવજીવન, માનવસમાજ ને માનવજગત એ એવાં મોટાં સત્યો છે કે જેને આપણે આપણી જાતને ગમે એટલી છેતરીએ, તો પણ ન વિસારી શકીએ—એ તો સદાયે આપણી સામા Face to face ઊભા જ હોય. બધાં જ કોયડા એમાંથી ઊભા થયા છે, ને એમાં જ શમી જવાના છે.

એટલે કલાની તરફેણ કરવા જતાં જ્યારે જ્યારે આપણે સાધનને જ સાધ્ય બનાવી દઈએ ત્યારે ત્યારે મને લાગે છે કે મારા જેવા દાંતડાળાઓએ 'હસવું', ડાહ્યાએ ગંભીર મુખે પ્રવચનો આપવાં ને ગાંડાઓએ મારા દાંત પર હુમલો કરવો.

× × ×

સાધ્યના સ્પષ્ટ ને વિશદ દર્શનને માટે સાધનોનો વધુ સરળ, વધુ વ્યવસ્થિત, વધુ આકર્ષક ઉપયોગ આપણે કરી શકીએ. પણ એ આકર્ષકતામાં જ મુગ્ધ થઈએ ત્યાં આપણે સાધ્યની મૂર્તિ આડે ધુમ્મસ છાઈ દઈએ છીએ.

× × ×

બૂટ બનાવતી વખતે એનું ચામડું એની વાધરી, એની એડી, ને એની શોભા, એ બધાંનો ખ્યાલ રાખવા કરતાં પગનો ખ્યાલ રાખવો એ વધુ જરૂરી છે. અગર તો શોભા, ચામડું, વાધરી, એડી કે તળિયાંની વિચારણા પાછળ પેલો પગ તો ઊભો જ છે. પણ જો એ પગ ભૂલાયો તો એનું સર્જન હેતુ શૂન્ય થવાનું, ના અરે, ભૂલ્યો કલાને ખાતર કલાનું સર્જન થવાનું !

× × ×

કલાનું આવું કોઈ ધોરણ ન હોય ત્યાં તો વ્યક્તિગત રસવૃત્તિ એ જ કલાકૃતિની રચના માટે ધોરણ થઈ પડવાનું ને એવાની સમુદાયને કિંમત શી ?

## સાચો વૈષ્ણવજન

જે સમાજમાં પૈસાથી જ માણસનું માપ કઢાય છે તે સમાજમાં કલજુગ પ્રવર્તે છે. માનો કે નિમાજ પઢતી વખતે કોઈ ફાટેલ-તૂટેલ કપડાંવાળો ભાઈ નિમાજ પઢવા આવ્યો અને તેની પછી ખુદ બાદશાહ આવે તો પણ પેલાને હઠાવીને બાદશાહને સ્થાન આપવામાં ન આવે. જ્યારે આપણે ત્યાં તો પૈસાદારનું સ્થાન આગળ કરીને અહમ્‌ને આપણે પોષીએ છીએ !

આપણે તો રોજ એવી પ્રાર્થના કરવી જોઈએ કે જેથી બાળકના જેવો આપણો સ્વભાવ રહે; જેમાં મોટા નાનાનો, નાતજાતનો, પ્રાંતીયતાનો તેમ જ બીજા કોઈ પણ પ્રકારનો ભેદભાવ ન રહે બાપુજીએ પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું સ્વતંત્રતા અને એકતા માટે. વળી બાપુજી તો ગાતા : 'વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે.' પીડ 'પરાઈ.' પોતાનું દુઃખ નહિ પણ પરાઈ પીડા જે જાણે તે જ સાચો વૈષ્ણવજન, સાચો ધર્મી. સાચા દિલથી એક-બીજાની સાથે ભળી શકો તો જ અહંકાર ઓછો થાય. —ગુરુદયાલમલ્લિક

# શાહનામા–એ–ફિરદૌસીનાં સ્ત્રીપાત્રો

મણિભાઈ વોરા

## ૩. તેહમીના

અઢી–ત્રણ હજાર વર્ષ પૂર્વે ઈરાનના શાહપદે કૈકાવસ હતો. ઈશાની પ્રાંત–ઝાબુલીસ્તાનના રાજા ઝાલને રૂદાબાથી, વિશ્વવિખ્યાત પરાક્રમી પુત્ર રૂસ્તમ થયો. પહેલવાન–રુસ્તમ સફર, શિકાર અને પ્રકૃતિ–શોખીન હતો. એક વખત પૂર્વપ્રદેશના સમનગાન નજીકના અરણ્યમાં શિકાર મેળવી, ખાઈ પી, પોતાના વફાદાર અશ્વ રક્શનને ચરવા છૂટો મૂકી રાત્રિ ગાળવા સૂતો. પ્રાતઃકાળે ઊઠી જોતાં રક્શન ન મળે. ઘોડો ચોરાઈ ગયો લાગ્યો. ક્રોધથી ધૂંવાફુંવા રુસ્તમ ઘોડાનું જીન ઉપાડી બાજુના શહેર તરફ ચાલ્યો. ફિરદૌસી નોંધે છે કે* કયારેક માણસ જીન પર હોય છે, કયારેક જીન માણસ પર.

ઈરાનનું ગૌરવ, મુલ્ક મશહૂર રૂસ્તમ શહેરમાં ચાલીને આવે છે એ ખબર થતાં શાહે સમનગાન અને અમીરો તેને આવકારવા સામા આવ્યા. ક્રોધથી ભભૂકતા રૂસ્તમને શાહે મીઠા વચન કહ્યાં: "ધૂંવાફૂંવાથી કામયાબ થવાતું નથી, સાપ પણ નરમ બને તો જ દરમાંથી બહાર નીકળી શકે." અને શાહે આપેલ સુંદર ઉતારામાં રૂસ્તમે નિવાસ કર્યો.

થાક, ઉત્તમ ભોજન અને સારી પેઠે મદ્યપાનથી રૂસ્તમ પોતાના કમરામાં આડો પડ્યો હતો ત્યાં વીજના ચમકાર સમી એક યુવતી દાખલ થઈ. રૂસ્તમે આશ્ચર્યથી પૂછ્યું. "તમે કોણ છો ?" સુંદરીએ જવાબ વાળ્યો: "હું શાહે સમનગાનની એકની એક પુત્રી તેહમીના છું. કદિય પરદામાંથી–બહાર નહીં નીકળેલી એવી હું મહાન રૂસ્તમ સિવાય કોઈને ય નહિ વરવાનું પણ લઈને બેઠી છું. આજે એ વીરનરને મળવા ઉપસ્થિત થઈ છું."

અન્યોન્ય મન મળતાં રૂસ્તમે તેહમીનાના પિતા પાસે રાજકુમારીના હાથની માગણી મૂકી, શાહે સ્વીકારી અને રૂસ્તમ–તેહમીના લગ્નથી જોડાયાં. થોડો સમય સાથે રહ્યાં અને સ્વભાવથી જ મુક્ત રૂસ્તમ એક દિવસ ચાલી નીકળ્યો. તેહમીનાથી છૂટા પડતાં તેણે પોતાની મહોરવાળો બાજુબંધ: "પુત્રી અવતરે તો આ મહોર તેની વેણીએ બાંધજે, પુત્ર અવતરે તો તેના બાહુએ બાંધજે" કહી. દુષ્યંતે શકુન્તલાને અભિજ્ઞાન અર્થે વીંટી આપી હતી તેમ આપ્યો.

વીરનરને જીવન સમર્પણ કરી કાયમના એકલવાયા જીવનમાં તેહમીના તણાવા લાગી, સમય જતાં પૂનમના ચાંદ જેવા પુત્રને જન્મ આપ્યો. રૂસ્તમને જાણ કરીશ તો પુત્રને લઈ જશે એવી દહેસતથી પુત્રી અવતર્યાની જાહેરાત કરી અને તેહમીના પુત્રના લાલનપાલનમાં પડી. સ્નાયુબદ્ધ તેજસ્વી દેહવાળો બાળક સૌને આનંદ આપતો થઈ પડ્યો એટલે તેનું નામ સોહરાબ–આનંદ આપનાર પડ્યું.

રૂપગુણ સંપન્ન તેહમીનાનો બધો સમય સોહરાબની યોગ્ય તાલીમાર્થે જવા લાગ્યો. ખેલકૂદ, પટ્ટાબાજી અને સોહરાબ અદ્ભુત કિશોર બન્યો. સોહરાબને સવાયા રૂસ્તમ બનાવવા તેહમીનાએ પોતાનું જીવન ખર્ચી નાખ્યું. યુવાનીને ઉંબરે આવતાં સોહરાબ સિંહનો શિકાર કરતો થયો અને ઉમદા ચારિત્ર્યવાન યુવાનની કીર્તિ પામ્યો. એક દિવસ સોહરાબે માતા પાસે પોતાના વંશની માહિતી માગી અને તેહમીનાએ ગૌરવપૂર્વક: "તું હાથી સામા દેહવાળા મહાન રૂસ્તમનો પુત્ર છો. ઝાલ, સામ અને નરીમાનનો વંશજ છો." કહી સોહરાબને પરિસ્થિતિ સમજાવી: તુરાનનો શાહ અફરાસિયાબ ઈરાનનો શત્રુ છે, રૂસ્તમનો દુશ્મન છે, ચેતીને રહેજે." છાતી કાઢીને સોહરાબે ઉત્તર વાળ્યો: "ઈરાનનો શાહ રૂસ્તમ સિવાય અન્ય કોઈ હોય શકે જ નહિ" કહી પિતાની મદદે જવા સોહરાબ તૈયાર થયો. તેહમીનાએ પુત્રને ધીરજ

---

* ગહી પુશ્તે ઝીનો, ગહી ઝીન બેપુશ્ત. — શાહનામા.

ધરવા સમજાવ્યો પણ સોહરાબ ચાલી નીકળ્યો. વીરપતિનો વિયોગ સહી લેનાર તેહમીનાએ વીરપુત્રનો વિયોગ સહેવા કાળજાને કઠિન બનાવ્યું.

રૂસ્તમને તો પુત્રી અવતાર્યાની વાત કરી છે, સોહરાબને નહિ ઓળખી શકે તો ? એવા વિચારથી તેહમીનાએ પોતાના ખાસ વિશ્વાસુ માણસને સોહરાબ સાથે મોકલ્યો કે જે રૂસ્તમને ઓળખી શકે અને પિતા-પુત્રની ઓળખાણ કરાવી શકે.

તુરાનના શાહ અફરાસિયાબને સોહરાબની પ્રવૃત્તિ વિશે જાણ હતી ખંધા તુરાની રાજાએ સોહરાબની મદદ માગી, તે જાણતો હતો કે સોહરાબ રૂસ્તમનો પુત્ર છે અને બાપ દીકરો ભેગા થાય તો આખું ઈરાન સર કરી શકે, પોતાનું રાજ નાશ પામે. આથી સોહરાબ અને રૂસ્તમ સામસામા પડે તેવી તેની ચાલ હતી.

તુરાની લશ્કર સાથે સોહરાબ આગળ ચાલ્યો. ઈરાનનો પ્રથમ કિલ્લો દિઝે સમીદ જીતાયો. યૌવનના પ્રથમ વેગમાં તણાતા સોહરાબના જીવનમાં અહીં એક નાજુક પ્રસંગ બની ગયો કિલ્લાના રખેવાળની દીકરી ગુર્દાફરિદ પુરુષ વેશે સોહરાબ સાથે લડવા આવી. સોહરાબની તેગના ઘાએ ગુર્દાફરિદનું બખ્તર ચીરાયું અને માથાનો ટોપ ઊડયો! પાણીના રેલાની માફક પ્રગટ થયેલા ગુર્દાફરિદના લાંબા કેશ જોઈ સોહરાબ ચમકયો! ગુર્દાફરિદ બોલી. "અરે, વીરનર, રણમેદાન છોડી જા. જગત કહેશે કે તેં સ્ત્રી સામે વીરતા બતાવી તો તારું શું માન રહેશે?" સોહરાબ અને ગુર્દાની ચાર આંખો થઈ. જિંદગીમાં પ્રથમવાર અને છેલ્લીવાર સોહરાબે એક સ્ત્રીને રસથી નિહાળી. તે રણમેદાન છોડીને ચાલી નીકળ્યો.

સોહરાબની સરદારી નીચેના તુરાની લશ્કરનો સામનો કરવા ઈરાની લશ્કરની સરદારી રૂસ્તમે લેવા ના પાડી ત્યારે અમીરોએ "હવે તમે વૃદ્ધ થયા છો. તાકાત રહી નથી. ભૂતકાળ ઉપર જીવો છો." વગેરે વચનો સંભળાવ્યા અને રૂસ્તમનો અહંકાર જાગૃત થઈ ઊઠયો. લશ્કરની સરદારી સ્વીકારી - અને "હું રૂસ્તમ તરીકે નહિ પણ એક અજાણ્યા યોદ્ધા તરીકે લડીશ અને મારી ખરી તાકાત બતાવી આપીશ.".

તુરાની અને ઈરાની લશ્કરો સામસામા આવ્યા. તુરાની લશ્કરને મોખરે નવજુવાન સોહરાબને નિહાળી સામાન્ય વેશમાં રહેલા રૂસ્તમને કંઈક પરિચિત જેવું લાગ્યું. મરીચિના આશ્રમમાં સર્વદમનને જોતાં દુષ્યંતને થયેલો ભાવ અને અશ્વમેધના અશ્વને રોકી રાખનારે બાળ લવકુશને જોતાં રામને થયેલો ભાવ રૂસ્તમને થઈ આવે છે પણ પોતાને ત્યાં પુત્રી અવતરી છે તે ખ્યાલમાં અને પોતે સામાન્ય વેશમાં છે તેથી કોઈ ઓળખી નથી શકતા તેથી સોહરાબ અને રૂસ્તમ ઝનૂનપૂર્વક સામસામા આવ્યા

સામાન્ય વેશમાં રહેલા રૂસ્તમે દ્વન્દ્વ યુદ્ધનો પડકાર ફેંકયો, નવજુવાન સોહરાબે ઝીલ્યો અને મધ્ય એશિયાના એ મેદાનમાં બાપદીકરો દ્વન્દ્વયુદ્ધે ઉતર્યા, બન્ને લશ્કરો પ્રેક્ષક તરીકે ગોઠવાયા. વિધિની વિચિત્રતા કે તેહમીનાનો પતિ અને તેહમીનાનો પુત્ર એકબીજાને મળી ધન્ય બનત તેને બદલે પ્રતિસ્પર્ધી તરીકે મળ્યા "યકી સાલેખુર્દે દીગર નવજુવાન" એક વર્ષોનો અનુભવી, બીજો ઉગતો જુવાન!

રૂસ્તમના દિલમાં સામે ઊભેલા છોકરાને જોઈ વાત્સલ્ય ભાવ ચમકે છે, સોહરાબના હૃદયમાં પીઢ યોદ્ધાને જોઈ પૂજ્યભાવ પ્રગટે છે! પણ નસીબ!! પહેલા દિવસની સાંજે ભીમકાય રૂસ્તમને સોહરાબે જમીન પર પટકયો, પૂરો કરી નાખવાની તક હોવા છતાંય ખેલદિલીથી તેને ઊભો થવા દીધો બીજે દિવસે સોહરાબની સામે મેદાને પડતાં રૂસ્તમ વિચારે છે,' કયા નસીબવાનનો આ પુત્ર છે? મારા દિલમાં રહેમ કેમ આવે છે? એના શરીર અને પ્રાણ જુદા કરવાની ઈચ્છા કેમ થતી નથી! શો હશે ઈશ્વરી સંકેત?"×

સોહરાબને પણ થાય છે: "ગુમાની બરમ કે ઉ રૂસ્તમ ?" – રખે આ વીરનર રૂસ્તમ હોય એવી

---

× ન દાનમ દરીન શયે યઝદાં ચીસ્ત?
ચુનીન તર્કે હરખુન્દે કસ્ત?
હમી રહેમત આંદ, બેનુ બર દિલમ,
ન ખાહમ કે જાનત ઝેતન?
—બગુસ્લમ
—શાહનામા

શંકા થાય છે, એ સાચું હોય તો મારે પિતા સાથે યુધ્ધે ન ઉતરવું જોઈએ" અને સોહરાબે પૂછ્યું પણ ખરું: "તમારા નામ વિશે મેં ઘણી તપાસ કરી પણ કોઈ કહેતું નથી. તમે રૂસ્તમ હો તો તમે જ કહી દો." રૂસ્તમે વિચાર્યું કે હું રૂસ્તમ છું એમ કહીશ તો મારા નામથી જ આ હથિયાર મૂકી દેશે અને પછી બડાઈ કરી શકશે કે હું રણમેદાનમાં રૂસ્તમ સામે ઊભો હતો! ખરેખર તો રૂસ્તમ સામે કોઈ ઊભી જ ન શકે,' અને કંઈ કહ્યા વિના રૂસ્તમે સોહરાબને પડકાર્યો તેની છાતીમાં તેગ ભોંકી દીધી. મરતા સોહરાબે પીઢ વીરને કહ્યું: "તું પાણીમાં માછલું થઈને વહી જઈશ કે રાત્રિમાં અંધકાર બની ઓગળી જઈશ તોય મારા પિતા રૂસ્તમ તારા ઉપર મારું વેર લેવાનું ચૂકશે નહિ"

હવે રૂસ્તમે પોતાની ઓળખાણ આપી અને મૃત્યુ નજીક જઈ પહોંચેલા સોહરાબની આંખમાં પ્રસન્નતા દેખાણી: "મારા બાજુ ઉપર તમારી મહોર જૂઓ અને જૂઓ કે પિતા તરફથી પુત્રને શું જોવાનું મળ્યું?" રૂસ્તમે વ્યાકુળતા પૂર્વક સોહરાબનું બખ્તર ચીરી નાખ્યું અને પોતાનો બાજુબંધ જોઈ સંતાપનો પાર ન રહ્યો. માથાં પછાડી રૂસ્તમ લોહીનાં આંસુથી રોવા લાગ્યો. લશ્કરો દિગ્મૂઢ બન્યા. સોહરાબે છેલ્લો અવાજ કાઢ્યો: 'બનવાનું બની ગયું, મને પુત્ર કહો અને શોક છોડો.'

નાના ડુંગર જેવડા દેહવાળો રૂસ્તમ, રણમેદાન ઉપર જ સોહરાબનું માથું ખોળામાં લઈને બેઠો, સોહરાબે ચિરવિદાય લીધી.

સમનગાનમાં તેહમીનાને આ સમાચાર મલ્યા અને એના કલ્પાંતથી આભ તૂટી પડ્યું. સોહરાબના વસ્રોને બાથમાં લઈ તેહમીના બેભાન બની તૂટી પડી. થોડા સમયમાં તેનું અવસાન થયું.

આદર્શ રાજકન્યા, વીરનારી તેહમીના વીરપત્ની અને વીરમાતા બની, જગતને એક મહાન કરુણ પ્રસંગની ભેટ આપી અમર કીર્તિને વરેલી છે. શાહનામાના સ્રી પાત્ર તેહમીનાની તુલના મહાભારતના નારી રત્નોમાંની સુભદ્રા સાથે થઈ શકે તેમ છે. વીરનર અર્જુનની પત્ની અને વીરપુત્ર અભિમન્યુની માતા, મહાભારતમાં પણ એક કરુણ પ્રસંગની સર્જક છે. તેહમીનાના રૂસ્તમ સાથે પ્રેમલગ્ન, સુભદ્રાના અર્જુન સાથે પ્રેમલગ્ન યૌવનને ઉંબરે પહોંચેલો સોહરાબ અને અભિમન્યુ. સોહરાબનો ગુર્દાફરિદ સાથે માત્ર નયનોનો સ્નેહ, અભિમન્યુનો ઉત્તરા સાથે રાત્રિનિવાસ. દ્વન્દ્વયુદ્ધ અને કોઠાયુદ્ધ. તેહમીના વિલાપ અને સુભદ્રા વિલાપ. લખાયેલી નહિ હોય ત્યારે આ બન્ને કથા એક તો નહિ હોયને ?

---

ઇબન-ઈ-નસર અલ-કુશુરી માંદા હતા અને તેમને સફરજન ખાવાની મરજી થઇ. સફરજનની એ ઋતુ ન હતી. એટલે સંત હુસેન મનસુર અલ-હલ્લાજે હાથ ઊંચો કરી હવામાં મૂઠી ભરી અને એક સફરજન ઉતાર્યું. તેમણે કહ્યું "સ્વર્ગના બગીચામાંથી આ આવ્યું છે."

પણ એક ટીકાખોરે કહ્યું "સ્વર્ગનું ફળ તો બગડે નહીં', પણ આમાં તો એક ઈયળ છે!"

મનસુરે જવાબ આપ્યો, "અમરધામમાંથી તે આ નાશવંત સંસારમાં આવ્યું, એટલે રસ્તામાં જ તેમાં સડો પેઠો છે!"



# સૌરાષ્ટ્રના એકાવન વૈષ્ણવજનો

કૃષ્ણલાલ પી. મહેતા

સૌરાષ્ટ્રની આગવી સંસ્કૃતિના સ્તંભરૂપ, માનવ જીવનને પ્રકાશ આપનાર નામી અનામી અગણિત સંતજનો પૈકી નજર સમક્ષ દેખાય આવતા એકાવન વૈષ્ણવજનોનું આજે સ્મરણ કરીએ :

| નામ : | વર્ણ : | સ્થળ : |
|---|---|---|
| ૧. ભકત સુદામા | બ્રાહ્મણ | પોરબંદર |
| ૨. સિદ્ધનાથ | સાધુ | ઢાંક |
| ૩. પરબત મહેતા | નાગર | માંગરોળ |
| ૪. નરસિંહ મહેતા. | નાગર | જૂનાગઢ |
| ૫, ભોજો ભગત | કણબી | ફતેહપુર-અમરેલી |
| ૬. વિંઝાત ભગત | મહેર | વિસાવાડા |
| ૭. વેલનાથ (વેલો બાવો) | કોળી | જૂનાગઢ |
| ૮. ખીમા ભગત | ક્ષત્રિય | પીપાવાવ-પાલીતાણા |
| ૯. દવા ભગત | લોહાણા | ભાણવડ |
| ૧૦. ગુણાતીતાનંદ | કણબી | પીપલાણા |
| ૧૧ શ્રીદેવચંદ્રજી | કાયસ્થ | જામનગર |
| ૧૨. સંત પ્રાણનાથજી | લોહાણા | જામનગર |
| ૧૩. દયાનંદ સરસ્વતી | બ્રાહ્મણ | ટંકારા |
| ૧૪. મોરાર ભગત | ખત્રી | ખંભાલીઆ |
| ૧૫. દાસી જીવણ | ચમાર | ઘોઘાવદર-ગોંડલ |
| ૧૬. જલારામ બાપા | લોહાણા | વીરપુર |
| ૧૭ આપા ગીગા | કાઠી | સતાધાર |
| ૧૮. ભક્ત લાલજીમહારાજ | વણિક | સાયલા |
| ૧૯. ભગત વીસામણ | ગઢવી | પાળીઆદ |
| ૨૦ રૈદાસ | ચમાર | સરસઈ-જૂનાગઢ |
| ૨૧. સગાળશા | વણિક | બિલખા |
| ૨૨. મુંડિયા સ્વામી | સાધુ | ધોરીવાવ |
| ૨૩. મહંત આણંદાબાવા | સોની | જામનગર |
| ૨૪. વજ ભગત | કારડિયા રજપૂત | વલ્લભીપુર |
| ૨૫. સેવાદાસજી | સાધુ | ધ્રાંગધ્રા |
| ૨૬. આપા દાના | કાઠી | ચલાળા |
| ૨૭. સંત મોહનદાસ | સાધુ | શિંગડા |
| ૨૮. બ્રહ્મચારી મહારાજ | બ્રાહ્મણ | આલીધ્રા-સોરઠ |
| ૨૯. વાલાપીર | હરિજન | ધોળકા |
| ૩૦. લાલનશા | મુસલમાન | જૂનાગઢ |
| ૩૧. યોગી હરનાથ | સાધુ | ગિરનાર |
| ૩૨. ઝાલા ભગત | રબારી | ? (ધોરાજી) |
| ૩૩. નગા ભગત | આહિર | ખાન કોટડા |
| ૩૪ સુમરો હોથી | સુમરા-મુસ્લિમ | નેકનામ-પડધરી |
| ૩૫. મહાત્મા મૂળદાસ | લુહાર | ઉના-આમોદ્રા |
| ૩૬. ચારિત્ર્ય વિજય | વણિક | સોનગઢ |
| ૩૭. કેશવદાસ કવિ | કાયસ્થ | પ્રભાસપાટણ |
| ૩૮. ઇસર બારોટ | બારોટ | જામનગર |
| ૩૯ પ્રેમાનંદ સખી | બ્રાહ્મણ | ગઢડા |
| ૪૦ કચરા ભગત | વાણંદ | મોટા કાજલીઆરા |
| ૪૧. અમૃતલાલ પઢિયાર | બ્રાહ્મણ | ચોરવાડ |
| ૪૨. શ્રીમદ્ રામચંદ્ર | વાણિયા | વવાણીઆ |
| ૪૩. નથુરામ શર્મા | બ્રાહ્મણ | બિલખા |
| ૪૪. મોહનદાસ ગાંધી | વાણિયા | પોરબંદર |
| ૪૫. યોગીજી મહારાજ | લોહાણા | ગોંડલ |
| ૪૬. કાનજી સ્વામી | વણિક | સોનગઢ |
| ૪૭. દલપતરામ કવિ | બ્રાહ્મણ | વઢવાણ |
| ૪૮. ત્રિકમાચાર્ય | બ્રાહ્મણ | આભપરો-બરડો |
| ૪૯. રણછોડદાસજી | લોહાણા | રાજકોટ |
| ૫૦. દ્વારકેશલાલજી | ગોસાંઈબાલક | પોરબંદર |
| ૫૧. ઉદયરાય માંકડ | નાગર | અલીયાબાડા |

# આપણું જૂનું લોક-મનોરંજન

તરુબહેન દેસાઈ

અગાઉ જ્યારે આપણે ત્યાં આટલી વિપુલ સંખ્યામાં નાટક-સિનેમાઓ નહોતાં, રામલીલાઓ નહોતી, નાની નાની સંગીત-મંડળીઓ નહોતી ત્યારે તરગાળા અને ભાંડ-ભવાયાના આખી રાતના પ્રયોગો જ આપણું સૌનું સહિયારું મનોરંજન હતું.

અનાજની લણણી પછીના દિવસોમાં એટલે કે ખાસ કરીને ખેડૂતોનો મોટો વર્ગ ખેતરના કામમાંથી પરવાર્યો હોય ત્યારે આવી સેંકડો મનોરંજન મંડળીઓ ગામડે ગામડે પહોંચી જતી અને પોતાના પ્રયોગો ભજવી બતાવતી.

આ મનોરંજન પૂરું પાડતી જાતિઓ વિશે ઐતિહાસિક સ્પષ્ટિકરણ ક્યાંક ક્યાંક મળે છે. આ જાતિઓ જંતરમંતર કરનારી પણ મનાય છે. પણ એવી બધી લોકોક્તિઓને સાચી માનવાની જરૂર નથી. આપણી ગળથૂંથીમાં જ જ્યાં વહેમ અને ભય ભારોભાર અપાય છે ત્યાં ગમે તેવી લોકવાયકાઓ સહેલાઈથી પ્રવેશ મેળવી શકે છે.

ભાંડ અને ભવાયાનો પ્રચાર ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ સિવાય બીજે બહુ ઓછો છે; અથવા નથી જ એમ કહીએ તો પણ ચાલે. ઉત્તર હિંદુસ્તાનમાં રામલીલાઓ છે, રાધાકૃષ્ણની ગોપમંડળીઓ છે પણ એને ભાંડ-ભવાયા સાથે સરખાવી શકાય નહિ. મુખ્યત્વે એ બધા મનોરંજન મંડળીઓ સંગીત પ્રધાન હોય છે; કથા-વસ્તુ સાથે એની લીલાઓ ઝાઝો મેળ લેતી હોતી નથી.

આ ભાંડ-ભવાયા વિશે ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ આ પ્રમાણે છે:

આપણે ત્યાં ભાંડ અને ભવાયા એક સાથે બોલાય છે. તેમ જ ઉલ્લેખાય છે તેથી તેમની વચ્ચે કાંઈક સામ્ય હોવું જોઈએ. ભાંડ લોકો બહુરૂપીની જેમ ગમે તેની નકલ કરવામાં હોશિયાર મનાય છે. પશુ પક્ષીથી માંડી ગમે તેવા અવાજની નકલ તેઓ સહેલાઈથી કરી શકે છે, ભૂંડી મજાકની વાતો કરી જાણે છે

ભવાયાનો ધંધો તો જાણીતો છે. આ બે ધંધામાં નકલ કરવા પૂરતું સામ્ય તો જરૂર છે, ભાંડ શબ્દ જૂની ખડી બોલીના 'ભણ' સાથે સંબંધ ધરાવે છે અને તેથી તેનો મૂળ સંબંધ સંસ્કૃત રૂપક 'ભાણ' અને રૂપરૂપક 'ભાણિકા' સાથે પણ હોઈ શકે.

ભાણ અને ભાણિકામાં અધમ કોટિનાં તત્ત્વો ઘણાં હોય છે, અને તેને, સંસ્કૃત નાટકોની ભવાઇ પણ એક રીતે કહી શકાય એટલા અધમ તો છે. એટલે 'ભવાઈ' અને 'ભાણ'ની વચ્ચે આ રીતે વિકાસક્રમનો સંબંધ જળવાતો હોય એવું તો સ્પષ્ટ દેખાય જ છે,

ભાણ અને ભાણિકા જેવા ખેલો કરનારા ભાંડ કહેવાયા અને તેઓજ 'ભાવ' કહેવાતા તે આપણે ઉપર જોયું. આ તે વખતે આ ભાંડ અને ભવાયા વચ્ચે ધંધાને લગતો તફાવત નહિ હોય. સમય જતાં આ બંને શબ્દો જુદાજુદા સમુહને માટે વપરાવા માંડયાં હશે, અને લોકોમાં પ્રચલિત બન્યા હશે. અને જેમણે 'ભાણિકા' જેવા ખેલોના પણ અપભ્રષ્ટ રૂપો જેવા ખેલો કરવા ચાલુ રાખ્યા તે 'ભાવ' ઉપરથી ભવાયા કહેવાયા. અને જેમણે મોની તેમ જ શબ્દોની નકલ વગેરે કરવા માંડયું તેઓ ભાંડ કહેવાયા.

ભવાયા-તરગાળાના પ્રયોગો ગામડાઓ માટે આજે નવા નથી પણ શહેરોમાં વસનારી મોટા ભાગની વસતિને આ પ્રયોગોનું જ્ઞાન બહુ ઓછું હોય છે, ગુજરાત અને સૌરાષ્ટ્રમાં આ એકની એક મંડળીઓ પોતાના પ્રયોગો નવી નોખી રીતે ભજવતી હોય છે.

ચાર રસ્તાનો ચોક હોય ત્યાં ફરતાં ખાટલા ઢાળીને પ્રેક્ષક સમૂહ ગોઠવાઈ ગયો હોય છે. વચ્ચે ચાર પાંચ મશાલો બળતી હોય છે પ્રવેશ-પ્રવેશે અહીં પ્રવેશ જેવું તો શું હોય પણ પ્રેક્ષકો સામેથી ખસી

[અનુ. પૃષ્ઠ ૫૦૦

# પ્રેમાનંદનાં આખ્યાન કાવ્યોની તખ્તાલાયકી

અઢારમી સદીના ગુજરાતના સંસ્કાર જીવનનો અધિષ્ઠાતા મહાકવિ પ્રેમાનંદ હતો. એના સમકાલીન કવિ તરીકે શામળ ભટ્ટને ગણી શકાય, પણ એના પ્રત્યે પ્રતિસ્પર્ધીભાવે પ્રેમાનંદે બહુ ઓછું જોયું હતું. એના સ્વતંત્ર વિચારના પુત્ર વલ્લભે ઘણી વખત શામળ ઉપર ઊઘાડી ચર્ચાના અનાવશ્યક આક્રમણો કર્યાં હતા. તેમાં પણ પ્રેમાનંદની સહાનુભૂતિ નહોતી. શામળ કાલ્પનિક કથાઓ દ્વારા લોકહૃદય સુધી પહોંચ્યો હતો, અને એની કથાઓનું ક્ષેત્ર સંકુચિત હતું. પ્રેમાનંદે ભાગવતના કથા પ્રસંગોની ભવ્યતાને ગુજરાતી ભૂમિ ઉપર ઉતારી છે. સીધી સાદી ગુજરાતી વાણીમાં એણે કરેલું પાત્રાલેખન અત્યારે પણ એટલું જ સજીવ અને ભવ્ય લાગે છે એણે સંસ્કૃત અભ્યાસ પૂરતું રાખ્યું હતું; પંડિતાઈના પ્રદર્શન માટે સંસ્કૃતની છાયા સ્વીકારી હોય એવું ક્યાંય દેખાતું નથી.

આખ્યાનોની સર્વરસચતુર કથા શૈલી દ્વારા એણે પુરાણ પ્રસંગોને લોકોના હૃદયમાં રમતા કરી દીધા હતા. કથા-પ્રવાહને રોકી રાખે એવા વચ્ચે વચ્ચે વર્ણનો આવ્યા કરે છે, છતાં સાહિત્યની દૃષ્ટિએ પણ એ આખ્યાનો એટલાં જ મૂલ્યવાન ગણાય છે. સમાજના દરેક વર્ગની વચ્ચે બેસીને આવા વ્યાખ્યાનો દ્વારા બોધ આપવાની પ્રથા અત્યારે પણ અસ્વીકાર્ય નથી લાગતી. શ્રોતાઓનાં ચિત્ત એક સરખી રીતે ખેંચી રાખે એવો ગંભીર વાણીપ્રવાહ પ્રેમાનંદમાં હતો એમ કહેવાય છે. ત્યારે પણ કથાકાર કથાકારની વચ્ચે અણબનાવ, અસંતોષ, દ્વેષ વગેરે હતાં. ત્યારે પણ આપણું સંસ્કાર-જીવન બિચારું અને અપરાક્રમી જ હતું છતાં સ્થિરબુદ્ધિ પ્રેમાનંદના કવિજીવનને એની વિરોધી અસર કદી પહોંચી નહોતી; કારણ કે કવિતાપ્રદેશનાં એના ચિત્ત પરિભ્રમણો ઉચ્ચગામી હતાં. કથાના ચિત્રોની પરિપૂર્ણતા બતાવવા માટે એણે કરેલાં લાંબાલચ વર્ણનો જરાક થકવી દે એવા તો છે, નારીશરીરની સૌંદર્ય ચર્ચા પણ અત્યુક્તિવાળી લાગે છે છતાં એના રુચિતંત્રમાં અવિવેક નહિ જેવો જ દેખાય છે. શૃંગારિક વિષયોમાં પણ એની શૈલી સમતોલન જાળવી શકે છે. સ્ત્રી પુરુષોનો જબ્બર શ્રોતાસમૂહ પ્રેમાનંદની વાણી ઉપર મુગ્ધ હતો તેનું મને તો આજ કારણ લાગે છે. આકર્ષણનો મુખ્ય આધાર વસ્તુની રમણીયતા અને રસની જમાવટ ઉપર હોય છે અમુક પ્રકારના વાણી કૌશલમાં અને ચોટવાળી શબ્દમુદ્રામાં માનવ-મનને વશ કરવાની અસાધારણ શક્તિ રહેલી છે પ્રસંગે પ્રસંગે સાંભળનારને પ્રસન્નચિત્ત અથવા શાંતકરુણ કરી દે છે ને ઉચ્ચ ચિંતન રસમાં ડુબાડી દઈ શકે છે. આમાં નબળા મનની જાતુરી શબ્દતરંગાવલિને ક્યાંય અવકાશ હોતો નથી." સ્થિરબુદ્ધિની જાગૃતિ એ કોઈ પણ કલાકારનો બહુ મોટો ગુણ ગણાય છે. પ્રેમાનંદની કવિતામાંથી પણ એ જ મુદ્દો જડી આવે છે

ગુજરાતી ભાષાને સર્વોચ્ચપદ અપાવવાની એની લગની અપ્રતિમ હતી ભાષાને સુમધુર કરવા માટે સંસ્કૃત શબ્દોના ઘણા ગુજરાતી અપભ્રંશોને એણે ચલણી બનાવી દીધા છે માનવ સ્વભાવ જેવી જ કવિતાની વાણી ગંભીર, કોમલ અને પરિવર્તનશીલ હોવી જોઈએ એમ માનીને એનો પ્રત્યેક પંક્તિમાં એણે ઉપયોગ કર્યો છે ને જૂની કવિતાની પ્રતિભા જાળવી છે. અર્વાચીન ઘણા કવિઓએ કવિતાના આ આત્મીય કાર્યકારણની ખેવના કરી જ નથી એટલે કવિતા વધુ લોકભોગ્ય થતી નથી પ્રેમાનંદની રીતે જ કવિ-કવિતાની સમસ્યાનો ઉકેલ આમ વિચારી શકાય જેમ જેમ કવિઓ સામાન્ય લોકસમુદાયમાં વધુ ભળે તેમ તેમ તેમની કવિતા સમાજની નાડ અને લાગણી વધુ સારી રીતે પારખે ને ઝીલે. વળી તેઓ નિત્યવ્યવહારની અને ઘરગથ્થુ ભાષામાં લખે અને અતિ સંસ્કૃતમય વાણીનો મોહ ઓછો રાખે તો જ ભાષાશૈલી નક્કર અને સુવાચ્ય બને અને લોકહૃદયનો સંપર્ક પામે. એ સાદાઈમાં પણ કલ્પના-ઝણકારો વગેરે ન ભૂલે અને નિમ્નશ્રેણીની માનવતાને જગાડવાનો આદર્શ તો ચપટીકશી છે: પ્રેમાનંદે વર્ણવેલા

નળરાજાના હંસ સરખું – એને સાંભળનાર, સાચવનાર જ એનો લાભ મેળવી શકે, બીજા નહિ.

ઘણા અદ્યતન કવિઓએ પ્રેમાનંદને પૂરેપૂરો નહિ વાંચ્યો હોય. ઉપેક્ષા કરી શકે એમ કહેવાનો આશય નથી પણ એ અતિ જૂના ઊંડિયામાંથી અમૃત નહિ નિચોવી શકાય એવી અશ્રદ્ધા તો જરૂર સેવી હશે. પ્રેમાનંદમાં રાજારાણીના વર્ણનો, વૈભવની પ્રશસા કે ધનપતિઓની ચરણચંપી જ છે એવું શા માટે માનવું જોઈએ ? દ્રૌપદીના માનભંગમાં ને સુદામાના દારિદ્રયમાં નારી સન્માન અને શામળવાનું અનેરું નિરૂપણ છે. અજાચકવ્રતધારી સુદામાં બાલસખા કૃષ્ણને રાજા દ્વારે હાથ લંબાવવા જાય એ એને રૂચતું નથી એ થઈ બેઠો લક્ષ્મીપતિ, મારી તૂંબડી ને લાકડીમાં કોઈ ડંખીલી સ્પર્ધા નથી, મિત્રપ્રેમભરી સંસ્મૃતિ જ છે. માત્ર પ્રેમાનંદે એ આખા ચિત્રને એટલી સ્વભાવિકતાથી ઊતાર્યું છે કે એની સહનશીલતાભરી દરિદ્રતાની ઈર્ષ્યા કરવાનું આપણને પણ મન થાય. સામી બાજુએ એની શ્રદ્ધાલુબ્ધ ઋષિપત્નીનું રેખાચિત્ર પણ એટલું જ સાહજિક છે. અજાચક પતિ પ્રત્યેના એના હળવા ઠપકામાં મુલાયમ સ્ત્રી હૃદયની સાત્વિકતા જ દૃષ્ટિગોચર થાય છે. એ ઋષિને જાચકવૃત્તિ સ્વીકારવાનું સમજાવે છે એમાં એનો સાચો આધાર કૃષ્ણથી પણ વિશ્વવ્યાપક પરમાત્મ સત્તા છે. એને એમાં અપાર શ્રદ્ધા છે એ સુદામાના વણિક વાસનામય જીવનની માત્ર સહકારી નથી. એને તો ધન કરતાં પણ સ્વામી કૃષ્ણકૃપાનો અધિકાર મેળવે એવી ઊંચી મંગલ અંતરેચ્છા છે. આવી તિતિક્ષાવૃત્તિ અને સ્થિતપ્રજ્ઞતા કુશળતાપૂર્વક પ્રેમાનંદે એ આખા પાત્રમાં ઊતાર્યા છે. એમાં એને શબ્દોને કયાય સંસ્કૃત અવતંસો નથી પહેરાવવા પડયાં, શોધીને અજોડ રૂપવાળી અગુજરાતી નથી કરવી પડી. તમામ આખ્યાનો સરળ લોકબોલીમાં, માણભટ્ટની છટાથી અને સ્વભાષા પ્રેમની ખુમારીથી ગુજરાત આગળ ગાયાં છે

૧૯૩૭માં કરાચીની સાહિત્ય પરિષદમાં 'મામેરુ' તખ્તા ઉપર મૂકાયા પછી, એ જ જાતનાં પ્રેમાનંદનાં બીજાં હાસ્યકરુણમિશ્રિત આખ્યાનો પણ સુંદર રીતે તખ્તા ઉપર મૂકી શકાય એવી શ્રદ્ધા અનેકના મનમાં જન્મી હશે. સુદામાચરિત્ર, નળાખ્યાન ને ઓખાહરણની રચનામાં નાટ્યતત્ત્વ વધુ પ્રમાણમાં દેખાય છે. અને એ નાટકાભાસ શ્રાવ્ય કરતાં દ્રશ્ય વધુ છે એટલે તો એના આખ્યાનોને 'નાદસૌન્દર્યભાસી' કહેવામાં આવે છે. એ વાંચવા કરતાં સાંભળવામાં વધુ તલ્લીન થઈ જવાય છે. વૃત્તવૈવિધ્ય કે દેશી ઢાળોની મનોગમ્ય ગૂંથણી નાદ દ્વારા જે વાતાવરણ સર્જે છે તે ચિત્ત વાચનથી કોઈ રીતે માણી શકાય જ નહિ. આ સ્થૂલ રસાનંદ જ આખ્યાનોનું સાચું સ્વરૂપ છે. નાટક રચનામાં પણ આજ તત્વની પકડ અને સંભાળ રાખવી પડે છે.

વળી આખ્યાનોને તો ગીત નાટકો તરીકે જ રજૂ કરી શકાય, એટલે એનું શબ્દ દર્શન પણ સંગીતથી ઢંકાયા વિનાનું સ્પષ્ટ અને કર્ણમધુર હોવું જોઈએ. આ પ્રમાણે ખૂબ ચીવટથી અને શ્રમથી તૈયાર થયેલી ગતિભરી વસ્તુગુંફનવાળી નાટકૃતિઓ, આખ્યાનોથી અનેકગણું મહત્ત્વ ધરાવશે એમાં શંકા નથી. નળાખ્યાનમાં હંસને પકડવા ઈચ્છતી દમયંતીનું તલસ્પર્શી વર્તન જુઓ, નાટકનું પહેલું ચિત્ર અહીંથી શરૂ થાય તો પણ આગલી કન્યાના સ્વનિને દશ્યમાન થતાં વાર ન લાગે દમયંતી મનમાં વિચારે છે:

> પંખી ધીરે કમળને કાજે,
> હાથ આપ્યા મને મહારાજે
> જોગવાઈ જગદીશે મેલી,
> મારી કમળ જેવી હથેલી.
>
> શરીર સઘળું કહાં એ સંતાડું,
> પણ–પંકજ એહેને દેખાડું.

અને પછી –

> મસ્તક મૂકયું પલાશનું પાન,
> વિકાસી હથેલી કમળ સમાન.
> મધ્ય મૂકયુ જાંબુનું ફળ,
> જાણે ભ્રમર લે છે પીમળ.
> પોતે નાસિકાઓ ગણગણતી,
> ભામા ભમરાની પેરે ભમતી
> હંસે હરિવદની જાણી,
> ન હોયે પંકજ પ્રમદાનો પાણિ.

અને હંસ પકડાયા પછીની દમયંતીની સ્થિતિ–

એહુ કર જોડીને નમયંતી,
હંસ પ્રત્યે કહે દમયંતી.

હું પૂછું છૌં બીહતી બીહતી,
નળની કથા કહો અથઈતિ.

છે બાળક, વૃદ્ધ, જોબનધામ
શે અર્થે નળ ધરાવ્યું નામ ?

પ્રત્યેક ચિત્ર આવું જ કુમાશવંતુ ને રસિક–કરુણ બની શકે એટલી વસ્તુની પ્રતિભા પ્રેમાનંદે વેરી દીધી છે. અને અટલે જ આખ્યાનો નાટ્ય સાહિત્યની વધુમાં વધુ નિકટ બેસી શકે તો સારું એમ થયાં કરે છે. આજનાં ટૂંકા નાટકો 'અમને ભજવો, અમને ભજવો' એવી કાકલૂદી ચોમેરથી કર્યા કરે છે, પણ વસ્તુની એકધારી ને વૈવિધ્યવાળી ગતિ વિનાનાં એ નાટકો પણ સારો આદર પામી શકવાનાં નથી, કારણ કે એનાં ટૂંકા દૃશ્યોમાં મુખ્ય પાત્રોનું ભાવનિરૂપણ આછું બને અને ઓછું ખીલી શકે છે. તેમાંય રુડ યોજના રંગદર્શી ન હોય તો તો નાટકનું આવી જ બન્યું સમજો.

આખ્યાનોને સળંગ ગીતનાટકોમાં પરિવર્તિત કરી શકીએ તો ગુજરાતી સંગીતને અને અભિનયને પણ સારો લાભ થવા સંભવ છે. હાથ પગનાં ખોટાં ચાળા–ચટકાં હવે વિદાયમાન થાય તો સારુ એમ લાગ્યાં કરે છે. શબ્દોના ભાવપૂર્વક ઉચ્ચાર, કંઠનું માધુર્ય અને મોની રેખાઓ, આંખોની કવિતા વગેરે સૂક્ષ્મ અને સ્થિર છે એનું વ્યાપક પ્રાગટ્ય હાથપગના નિક્ષેપ દર્શાવી શકે છે અને મૂક માનસિક ચિંતનને ક્રિયાવાન બનાવે છે. વાદ્ય અને સંગીતના– સુમેળવાળી વ્રજવાસીઓની રાસલીલાઓ મેં જોઈ છે. એમાં આવા હાથપગના નિક્ષેપ, પેલી ક્રિયાને વધુ ગતિવાળી અને ચોટવાળી બનાવતાં હતાં. ભાવનાકૂળ આછું નૃત્ય, ઝાંઝરીનો તાલ–ઠેકો અને હાથની પ્રમાણસર મુદ્રાઓ અપૂર્વ ભાવપ્રદીપ્ત કરતાં હતા. અલબત્ત કૃષ્ણ કે રાધા ગાતાં અટકીને ભાવાવેશના મૌનમાં પડતાં ત્યારે આ બધા મૂક અભિનયોની અસર ચોગણી વધતી અને એકતાનપણું જમાવતી. ઉદ્દેશ કે પ્રમાણ વગરના માત્ર નખરાં ખરેખર હવે તો નથી જ ગમતાં.

નાટકનું ક્ષેત્ર એ વસ્તુત એક સંપૂર્ણ સંસાર છે એટલે નાટ્યકાર પણ સર્વાંગ સંપૂર્ણ સૂક્ષ્મ સૃષ્ટિનો સંચારી ને સંસાર નિષ્ણાત હોવો જોઈએ. પ્રેમાનંદના આખ્યાનો માટે પણ એમ જ કહી શકાય. પોતાના આખ્યાનોનો એણે સંસારાનુભવોથી વેગળાં રાખ્યાં નથી ભાગવતના દૃષ્ટાંતોમાંથી એકાદ ધ્વનિ ઉંચકીને એણે પ્રત્યેક કથાને સાદ્યન્ત ગુજરાતી વેશ પહેરાવ્યો છે. તાંદુલ આપવા માટે આનાકાની કરતો સુદામો કે ચિત્રલેખાને છાનીમાની સ્વપ્નકથા કહેતી ઓખામાં ગુજરાતીના જ ભરી છે પ્રેમાનંદના સર્જનોની આ જ વિશિષ્ટતા છે.

*

[૪૯૭ થી ચાલુ]

જઈ બીજી વખત નટ રંગભૂમિ પર ઊતરે એને બીજો પ્રવેશ ન કહી શકાય ? જર્મન નાટકોમાં આવું હોય છે એટલે એ રીતે એક અંકના પચાસેક પ્રવેશ ગણાય છે

વારે ઘડીએ વેશપલટા થતાં આવે, સંભાષણની વચ્ચે અશ્લીલ શબ્દોચ્ચારનાં છાંટણાં તો હોય જ. આવા ઢંગધડા વિનાના શબ્દોચ્ચારો અજાણ્યાને પહેલી જ વાર અકળામણરૂપ લાગે પણ ધીમે ધીમે બધું ગમવા માંડે ! આવા પ્રયોગોના જુનવાણી પ્રેક્ષકો કહે છે તેમ અગાઉના પ્રયોગોની સરખામણીમાં હવે તો આ અશ્લીલતા અંશ માત્ર જ રહી છે બે ત્રણ દાયકા પહેલાં આવા અશ્લીલ શબ્દોચ્ચારો જ પ્રયોગનું મુખ્ય આકર્ષણ ગણાતું.

ભવાયા કરતાં તખ્તાગાની નાટ્ય રચના સંસ્કારી કહેવાય છે. એમની મજાક પણ બોધપ્રધાન ગણાય છે. આ બંનેના પ્રયોગો સવાર સુધી ચાલે છે,

ઠેઠ સંસ્કૃત સાહિત્યના જન્મની સાથોસાથ જન્મેલી કવિ બાણ અને કાલિદાસથી યે જૂની આ લોક નાટ્ય–પદ્ધતિ હજી આજે યે આપણે ત્યાં જીવી રહી છે, માત્ર જીવી જ રહી છે મરવાને વાંકે

# 'આત્મવિસ્મૃતિની ક્ષણો

માઇકેલ ફીલ્ટર

જિંદગી જ્યારે અચાનક ટુકડા ટુકડા થઈને વેરવિખેર થઇ ગઇ હોય છે અને આપણે એકલા પડી ગયા હોઈએ ત્યારે આપણે જે વીતેલી વાતોને યાદ કરીએ છીએ એ કેટલી વિચિત્ર હોય છે. આ વાતો મહાન કે મહત્ત્વપૂર્ણ હોય એ જરૂરી નથી. આ તો બહુ સાધારણ વાતો હોય છે, જેને પહેલાં આપણે યાદ પણ નથી કરી હોતી: જેમ કે કેવી કોમળતાથી કોઈએ આપણા હાથને સ્પર્શ કર્યો હતો, પણ કેવી વ્યથાને પરિણામે આપણે એ કોમળતાનો અનુભવ નહોતો કરી શક્યા. કેવી રીતે કોઈ આશાભર્યા કંઠનો અવાજ આપણે સાંભળ્યો હતો, છતાં યે એને સાંભળવાની આપણે પરવા નહોતી કરી.

જોને પોતાના ખંડની બારીમાંથી માર્ગ પર ફેલાયેલી રંગીન, જીવંત જિંદગીને જોઈને એવો જ અનુભવ કર્યો એ ઘણી મહત્ત્વની બાબતોનો વિચાર કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો, પણ એના પર એનું મન સ્થિર થઈ શકતું નહોતું. એને તો ત્રણેક અઠવાડિયા પહેલાં એની નાની પુત્રીએ એને જે વાત કરી હતી એ જ યાદ આવી રહી હતી

એ રાત્રે જોન ઑફિસના શેર–હોલ્ડરોની સભા માટેનો વાર્ષિક અહેવાલ ઘેર લઈ આવ્યો હતો. અત્યારે એના ભાવિનો, એની પત્ની અને પુત્રીના ભવિષ્યનો આધાર એ અહેવાલની સફળતા પર હતો જમના પહેલાં એકવાર એને એ વાંચી લેવા માગતો હતો. આ કામ ખૂબ જરૂરી હતું.

એણે અહેવાલનું એક પાનું ઉથલાવ્યું ત્યાં એની નાની પુત્રી માર્ગી પોતાની બગલમાં એક પુસ્તક દબાવીને આવી અને બોલી: 'આ જુઓ બાપુજી.'

જોને ઊંચી દૃષ્ટિ કરીને કહ્યું: 'નવી ચોપડી છે? વાહ ઘણી સારી લાગે છે.'

'બાપુજી, આમાંથી વાર્તા વાંચીને તમે મને સંભળાવશો?'

'નહિ, હમણાં નહિ. એણે જવાબ આપ્યો.

માર્ગી એમ જ ઊભી રહી. જોને અહેવાલની એકાદ કંડિકા વાંચી ત્યાં માર્ગીનો આશાભર્યો કોમળ અવાજ સંભળાયો:

'પણ બાપુજી, માએ તો મને કહ્યું છે કે તમે મને વાર્તા વાંચી સંભળાવશો.'

જોને અહેવાલમાંથી પાછી ઊંચી નજર કરીને કહ્યું: 'હમણાં નહિ માર્ગી, જા તારી મા તને વાર્તા સંભળાવશે હું હમણાં બહુ કામમાં છું.'

'નહિ' માર્ગીએ મધુરતાથી કહ્યું: 'મા તો તમારાથી યે વધારે કામમાં છે. તમે શું એક વાર્તા પણ નહિ વાંચી સંભળાવો? જુઓ બાપુજી, આ વાર્તામાં કેટલું સુંદર ચિત્ર છે, છે ને?'

'હા, ઘણું સુંદર ચિત્ર છે.' એણે કહ્યું: 'જો, આજે રાત્રે મારે ઘણું કામ છે. કોઈ બીજી વાર તને હું વાર્તા વાંચી સંભળાવીશ હોં!'

માર્ગી ત્યાં જ ઊભી રહી. પુસ્તકનું એ ચિત્રવાળું પાનું ખુલ્લું રાખીને કાંઇ બોલ્યા વિના એ ઊભી રહી. સારો એવો સમય વીતી ગયો એ કંઈ જ બોલ્યો નહિ. એણે અહેવાલનાં બે પાનાં વાંચી નાખ્યાં.

'પણ બાપુજી, આ ખૂબ જ સરસ ચિત્ર છે અને વાર્તા પણ ખૂબ મજાની લાગે છે.' માર્ગીએ કહ્યું.

'મને ખબર છે.' એણે ઉત્તર આપ્યો. 'પણ હમણાં નહિ, કોઇ બીજી વાર – હવે અહીંથી તું જા.'

'બાપુજી, બીજી કોઈવાર મને આ વાર્તા વાંચી સંભળાવશો ને?'

'જરૂર.' એ બોલ્યો.

એણે પિતાની પાસે પડેલી ટીપાઈ પર ચોપડી મૂકી દીધી અને કહ્યું: 'ફુરસદ મળે ત્યારે આ વાર્તા જરૂર વાંચજો પણ હું સાંભળી શકું એટલા જોરથી વાંચજો હોં!'

'જરૂર' એણે કહ્યું: 'હું પછીથી વાંચીશ.'

આ વાતને જોન અત્યારે યાદ કરી રહ્યો હતો. જે રીતે એ નાની બાલિકાએ પોતાની નાની નાની દુર્બળ આંગળીઓથી પોતાને સ્પર્શ કર્યો હતો, જે રીતે એ બોલી હતી: 'હું સાંભળી શકું એટલા જોરથી જરૂર વાર્તા વાંચજો.' એ એને યાદ આવ્યું.

આટલા માટે જ એણે મેજ પરથી એ પુસ્તક ઉઠાવ્યું અને એ સુંદર ચિત્રવાળું પાનું જોયું.

અને વાર્તા વાંચતાં એના હોઠ અસહ્ય પીડા અનુભવવા લાગ્યા એણે કંઈ વિચારવાનું છોડી દીધું થોડીવાર સુધી એણે એ ડ્રાઈવરવાળી ઘટનાનો—એ ડ્રાઈવર જેના તરફ તેને ભારે ગુસ્સો આવ્યો હતો; અને જે પોતાની જૂની મોટરને સડક પર ઉથલી પડવાને લીધે એને હાથે થયેલી નિરુદ્દેશ્ય હત્યાના અપરાધ માટે જેલમાં હતો. વિચાર કરવાનું માંડી વાળ્યું.

આત્મવિસ્મૃતિની આ ક્ષણોમાં એ પોતાની પત્નીનું સ્મરણ પણ નહોતો કરતો જે એ દિવસે એ દુઃખભરી સવારે દુઃખથી મૂંગી થઈ ગઈ હતી અને માર્ગીના શબના અંતિમ સંસ્કારમાં જવા માટે સ્ટેન કપડાં પહેરીને દરવાજામાં ઊભી હતી, પણ પોતે તૈયાર છે એમ પણ બોલી શકતી નહોતી

કેમ કે જોન વાંચી રહ્યો હતો 'કોઈ એક સમયની વાત છે. એક નાનકડી છોકરી કાળા જંગલમાં એક લાકડાં કાપનારની ઝુંપડીમાં રહેતી હતી એ એટલી સુંદર હતી કે એને જોઈને વૃક્ષોની ડાળો પર બેઠેલાં પક્ષીઓ પોતાનાં ગીત ગાવાનું ભૂલી જતાં હતાં અને એક દિવસ એણે આ શું જ્યારે ..'

એ આ વાર્તા પોતાને સંભળાવી રહ્યો હતો પણ એટલા જોરથી તો તે જરૂર વાંચી રહ્યો હતો કે જેથી માર્ગી પણ એ સાંભળી શકે. કદાચ એ સાંભળી રહી હોય કોણ જાણે .?

*

## અહંભાવનો નાશ કર્યા વિના પ્રભુ કવી રીતે મળે ?

સૂફી લોકોમાં એક વાત પ્રચલિત છે. પ્રભુનો એક ભક્ત હતો, જગતની સેવા કરીને તેણે અહમ્‌ને બને તેટલું ગાળી નાખ્યું હતું. તેને તક મળી અને તે પ્રભુને દ્વારે પહોંચ્યો. અંદરથી કોઈએ પૂછ્યું. 'કોણ ?' ભક્તે જવાબ આપ્યો, 'હું છું' પ્રભુનું દ્વાર ખુલ્યું નહિ ! જંગલમાં તે પાછો ફર્યો, ધ્યાન, તપ, જપ, સેવા ફરીથી કરવા લાગ્યો વળી તક મળી અને તે પ્રભુને દ્વારે પહોંચ્યો અંદરથી પ્રશ્ન આવ્યો 'કોણ ?' ભક્તે ઉત્તર આપ્યો. 'તું'. અને તરત જ બારણું ખુલી ગયું ! અહંભાવનો, હુંકારનો નાશ કર્યા વિના પ્રભુ કેવી રીતે મળે ?

વળી પ્રભુની પાસે જવું હોય તો એકલા એકલા નહિ જવાય એક-બીજાની સાથે સાથે જવું જોઈએ પ્રભુ તો કહે છે 'એકલા નહિ બબ્બેની જોડીમાં આવો, સાથે સાથે આવો.' કારણ કે, 'God creates souls in pairs'—પ્રભુ તો જોડિયા આત્માને સર્જે છે તેથી સૌની સાથે ભેદભાવ તજીને એક બીજાને મદદરૂપ થઈ, એકલપણાનો ભાવ તજી દઈ ને, વ્યક્તિને બદલે સમષ્ટિની સાથે તાદાત્મ્યભાવ કેળવીને આપણે આપણું જીવન વ્યતીત કરીએ તો જ પ્રભુનો સાક્ષાત્કાર થાય અને જીવનની સાર્થકતા અનુભવી શકીએ. — ગુરુદયાલ મલ્લિક

'હવે મારે આ સંગીતનું શું કરવું ? એવી લાંબી લાંબી સ્વરદોરીમાં ને સહસ્રલક્ષ શ્રુતિઓમાં એનો ગાયક કંઠને રઝળાવે છે કે એમાંથી શબ્દો સંભળાતા તો નથી, દેખાતા પણ નથી !'

શ્રોતાઓના સમૂહમાં બેઠો બેઠો કવિ વિચાર કરે છે કે, 'મારી મંજુલ મંજુલ શબ્દાવલિઓનો એકાદ સળંગ ટુકડો જો આ ગાયક એક જ સ્વરદર્શનમાં ગૂંથીને ફેંકે તો કાવ્યરચનાની મહેનત લેખે લાગે, નહિતર આખી કવિતાનું કરુણમાં કરુણ અવગાન જ થવાનું !'

ગાયક ગીતના શબ્દોને ગળે આલાપની કારમી ભીંસ દઈને વિચારતા હોય છે કે 'શબ્દો તો સંભળાય અને નયે સંભળાય : મારે તો ઘૂંટી ઘૂંટીને તૈયાર કરેલું સ્વરોનું અપ્રતિમ માધુર્ય જ શ્રોતાઓની સામે ધરવું રહ્યું. શબ્દો તો સ્વરના ચોકીદાર તરીકે છે ગુલાંટ ખાતી વખતે એક સ્વરમાંથી બીજા સ્વરમાં ન સરી પડાય એટલા ટેકા માટે ગીતની બે–પાંચ લીટીઓ ભલે પાછળ પાછળ ખેંચાતી આવે !'

મેઘાણીભાઈનાં ગીતોનો એક કાર્યક્રમ હતો. જુદા જુદા અનેક કંઠોએ એ ગીતોને પોતાની રીતે પોતે લયદોરીમાં મુશ્કેટાટ બાંધી લીધાં હતાં. ગીતોની બાંધણી લોકઢાળોની હતી પણ એનું ખેંચાણ શાસ્ત્રીય હતું, શબ્દો ગામઠી હતા પણ એની આલાપચારી ભાતઅટકેની હતી, તાલ દીપચંદી હતો. પણ શબ્દોના આવશ્યક અવગ્રહોને સ્વરની સોયથી સાંધી લેવામાં આવ્યા હતા !

જાણે વેડ–ચીટી, વીંછિયાવાળી કોઈ ખડતલ કણબણે ગોરી લલનાનું ફ્રોક પહેર્યું હતું !

સ્વરો સંભળાતા હતા, ભજનની ધૂન કાનમાં ગુંજતી હતી, તબલાંનો તાલ સમજાતો હતો પણ શબ્દોનો ક્યાંય પત્તો ન હતો.

પાણીની ભરતી વખતે દરિયામાં નહાવા પડેલો માનવી જેમ મોજાંની સામે ગોથાં ખાય એમ ગીતોના શબ્દો ગોથાં ખાતા હતા.

જાણે કે એક યુદ્ધ શરૂ થયું હતું.

ગાનારનું ગળું શબ્દો સ્પષ્ટ સંભળાય એની કાળજી રાખતું હતું પણ સંગીતનો પ્રવાહ એ સ્પષ્ટતાને અવરોધતો હતો; શબ્દોની સીધી સાદી ચાલને જાણે સંગીતનો મિજાજ આડી અવળી કરી નાખતો હતો. જાણે પોતાના સિવાય બીજા કોઈને આગળ જવાનો અધિકાર નથી એમ સંગીત પુરવાર કરતું હતું.

આના કરતાં સિનેમા–સંગીત હજારગણું સારું એમ કહેવાનું મન થાય એવું છે. કારણ કે એના સંગીત સમૂહમાં વાજિંત્રોની એક મોટી ફોજ હાજર હોવા છતાં શબ્દોને ગુંગળાવી નાખવાનો પ્રયત્ન એ વાજિંત્રો કરતાં નથી.

ઘેરા ઘોંઘાટથી ભરેલા ફિલ્મી વાતાવરણની વચ્ચેથી પણ ગીતોના શબ્દો તો મોતીના દાણાની જેમ ચોખ્ખા ગણી લઈએ એ રીતે વેરાયેલા પડયા હોય છે.

શબ્દોની આટલી સ્પષ્ટતામાં સંગીતની ગેરહાજરી જરા કે દેખાતી નથી

ઊલટું ક્યાંક તો એ સંગીત જ ગીતોના શબ્દોને વધુ સ્પષ્ટ, વધુ સ્વચ્છ અને વધુ સચોટ બનાવતું હોય છે.

તો પછી આપણું ગુજરાતી સંગીત શબ્દોને શા માટે આ રીતે ઠાંઘ મારે છે ?

સીધા સાદા ને અવગ્રહોથી શોભતા શુદ્ધ લોકઢાળોને આલાપચારીની જરાકે જરૂર હોય એમ લાગતું નથી.

આ આલાપચારીને લીધે એ શુદ્ધ ઢાળોનું આખું સ્વરૂપ વિકૃત થઈ જાય છે શબ્દો ગુંગળાઈ મરે છે, ને કવિ એ શબ્દો દ્વારા જે ચિત્ર ઊભું કરવા માગતો હોય છે એ તો ઊગતાં જ આથમી જાય છે.

એક ઢાળનું ગીત જ્યારે બીજા ઢાળમાં ઢળાય છે ત્યારે એ ગીતની ને ગીતના શબ્દોની સ્થિતિ ફાંસીને માંચડે ચડતા જેવી હોય છે. ખોટા સ્વરોમાં બંધાયેલી ગીતમૂર્તિ એક પળમાં નિર્જીવ બની જાય છે.

મેઘાણીભાઈના તમામ નહિ, મોટા ભાગના ગીતોની થયેલી આ દુર્દશા સામે અમે ઉત્સવના સ્વર-નિયામકો અને સ્વરવાહકોનું ધ્યાન ખેંચીએ છીએ.

શાસ્ત્રીય સંગીત એ કંઠનો કસરત છે, ગળાનો વ્યાયામ છે, પણ લોકઢાળો તો માતાના ધાવણમાંથી ફૂટ્યા છે: એ ઢાળો થોડી મહેનતે કોઈના બુલંદ અને પ્રવાહી કંઠમાં તરત જ પોતાનું સ્થાન મેળવી લે છે ને આકાશને આંબે છે.

એ ઢાળો જે રીતે જન્મ્યા છે ને ઉછર્યા છે, એ રીતે જ એની માવજત થાય તો ભવિષ્યમાં શબ્દ અને સંગીતને યુદ્ધમાં ઊતરવાનું ક્યારેય નહિ બને એની અમે ખાત્રી આપીએ છીએ.

*

## ક્યારે પ્રકાશ પ્રકટશે ?

જીવનમાં આ એક એવી ઘડી આવી છે જ્યારે મારા અંતરની વેદના ચરમ સીમાને ઓળંગીને આગળ વધી રહી છે. આવું મેં કદી અનુભવ્યું હોય એવું સ્મરણમાં નથી. આવો અભેદ્ય અંધકાર ક્યારે ય પણ જીવનવાટમાં આવ્યો નથી. આંખો ફાડી ફાડીને જોવા છતાં સામે એક કાળા, ઘેરા કાળા રંગ સિવાય કાંઈ જ દૃષ્ટિગત થતું નથી.

હમણાં આ અંધારાં ઓસરી જશે એવી શરૂ શરૂમાં આશા હતી, પણ એ ફળી નહિ. ઘણો સમય વીતી ગયો પણ અંધારાં ઓસરવાને બદલે વધુ ને વધુ ઘેરાં બનતાં ચાલ્યાં. આ અંધારાં ક્યાંથી આવ્યાં, કેમ આવ્યાં વગેરે કશું જ સમજાતું નથી. હવે અંતરમાં પ્રકાશ જોવાની અધીરતા ઉત્કટ સ્વરૂપ ધારણ કરવા લાગી છે. હવે અકળામણ, ગૂંગળામણ ને વેદના વધવા લાગ્યાં છે. ધીરજ હવે તો સાવ ખૂટવા આવી છે. અંતર પોકાર કરી રહ્યું છે: ક્યારે પ્રકાશ પ્રકટશે–ક્યારે પ્રકાશ પ્રકટશે.

પણ આ ભૂંડો અંધકાર તો હટતો જ નથી. લાગે છે કે એણે યુગોના યુગો સુધીનો અહીં પડાવ નાખ્યો છે. હવે તો હું હાથ પગ વીંઝી વીંઝીને થાક્યો. આ અંધકાર અભેદ્ય છે એની હવે મને પ્રતીતિ થઈ ગઈ છે. મારું અંતર ક્ષુબ્ધ બની ગયું છે. છે, બધું છે, પણ એક પ્રકાશ નથી. મને પ્રકાશનું મહત્ત્વ રહી રહીને હમણાં સમજાયું જ્યારે એ મારી પાસેથી ચાલ્યો ગયો અને અંધકારની યાતના પણ હમણાં સમજાઈ જ્યારે એ સાક્ષાત્ આવી પડી.

સારી વસ્તુ સંયોગ છૂટ્યા પછી સમજાય છે.

બૂરી વસ્તુ સંયોગ દરમિયાન સમજાય છે.

હવે આ અંધકાર એક શીલા બની હૈયાની નાજુક કળીને નિર્દય રીતે દબી રહ્યો છે. ઉકળતા પાણીમાં પડીને હૈયાકળી અત્તરદાન કરી શકત, પણ આ અંધકારની શીલા નીચે એ એવી કરુણ રીતે કચરાઈ જશે કે એની સૌરભને પણ પ્રસરવાની તક નહિ સાંપડે.

હવે તો આગળ એક કદમ પણ પાડવા જેટલી તાકાત રહી નથી. આ મૂંઝવણ, આ અંતરને ઊંચું નીચું કરી નાખનાર કારમી વેદના, આ યાતના..ઓહ, આ પીડા આ બધું અસહ્ય છે.

આ અંધારાંનું મૂળ નથી જડતું, એનું ઉગમ નથી મળતું. ક્યાં જાઉં, કેવી રીતે જાઉં, શું કરું ? કોનું શરણ શોધું ?

જ્યાં મારા અંતરમાં જામ્યાં છે અંધારાં ત્યાં હવે ક્યાં શોધું અજવાળાં ? હે ! દયાસાગર, તું મારી મદદે આવ. મારા પથનો પ્રકાશ બનીને આવ. મારા જીવનરખવાળ. માત્ર તું જ આમાંથી ઉગારી શકે એમ છે. અંતરમાં જામેલાં અંધારાં માત્ર તું જ વિદારી શકે એમ છે.

# પશ્ચાત્તાપ જ આત્મશુદ્ધિ છે.

ડૉ. રામચરણ 'મહેન્દ્ર'

પશ્ચાત્તાપ કરવો એ કાંઈ ખરાબ નથી જ. ખરાબ તો એ છે કે માણસ વારંવાર એની એ જ ભૂલનું પુનરાવર્તન કરતો રહે છે. જો મનુષ્યને સાચો પસ્તાવો થાય તો તેનો અર્થ એવો છે કે તેનો આત્મા જાગૃત છે, એનામાં સત્યમાં નિષ્ઠા અને વિશ્વાસ છે. આવી વ્યક્તિમાં આધ્યાત્મિકતા જાગૃત કરીને ઉત્થાન પામવા માટે ઘણા સદ્‌ગુણો હોય છે. માયા-મોહ, અજ્ઞાન, સ્વાર્થ વગેરેની અંધારી છાયા જ માત્ર છવાયેલી હોય છે. જે કાંઈ ખરાબી છે તે બહાર છે, અંદર તો વાસ્તવિક સાત્ત્વિકતા-આત્મતત્ત્વની શક્તિ-ત્યારે પણ મોજુદ હોય જ છે. ભૂલ ઉપર પશ્ચાત્તાપ કરવાનો અર્થ એવો સમજવો જોઈએ કે આ પશ્ચાત્તાપ હવે આગળ એવી ભૂલ ફરીથી નહીં કરવાના સંકલ્પની નિશાની છે. હાર્દિક પશ્ચાત્તાપ કરનાર વ્યક્તિ આત્મ-પ્રકાશથી દેદીપ્યમાન છે કારણ કે તેનામાં પોતાનું ભાવિ સુધારવાની સદિચ્છા વર્તમાન છે.

પશ્ચાત્તાપ એક એવો અગ્નિ છે, જે મનુષ્યને અસત્, ગંદકી અને અપવિત્રતામાંથી બચાવે છે, ખોટા રસ્તે જતાં રોકે છે. આ કેવળ નિષેધાત્મક તત્ત્વ જ નથી, પરંતુ પાપના પ્રતીકાર સ્વરૂપ કાંઈક કરવાની પ્રેરણા આપનારું તત્ત્વ પણ છે.

પશ્ચાત્તાપ કરીને જ અટકી ન જશો. પણ પોતાની પવિત્ર શક્તિઓને અંદરથી જ કાર્ય કરવા દો. તમે જ્યારે પુણ્યનો પૂર્ણ આશ્રય ગ્રહણ કરશો, ત્યારે જ પાપનો પ્રતીકાર થશે.

'મુશ્કેલીઓનું વિશ્વવિદ્યાલય' એ જગતનું સહુથી શ્રેષ્ઠ વિદ્યાલય છે. એનો અર્થ એવો છે કે માનવી જે ભૂલ કરે છે એની સજા તેને થાય છે જ. સજા મળવાથી તેને ખ્યાલ આવે છે કે હું અમુક કાર્ય કરીશ તો મને તેનું આવું ફળ મળશે. પ્રત્યેક ભૂલ માટે સજા કરવાનો જે કુદરતી નિયમ છે, તે માનવીની જ્ઞાન-વૃધ્ધિનો સહુથી વધારે સ્વાભાવિક અને કુદરતી માર્ગ છે. પશુજગતનું જ નિરીક્ષણ કરો ને ! એ કેવી રીતે પોતાની ભૂલને કારણે અથડાતાં કુટાતાં મુશ્કેલી-ઓના વિશ્વવિદ્યાલયમાંથી શિક્ષણ મેળવે છે. સંગ્રહસ્થાન અને સરકસમાં વાઘ અને હાથી જેવાં ભયંકર પશુઓ પણ મુશ્કેલીઓ સહીને કેવી યુક્તિઓ અને રમત કરતાં શિખી જાય છે !

માનવજગતમાં આ જ નિયમ કંઈક વધારે સારા ને સુધરેલા રૂપમાં જોવા મળે છે. જેના દ્વારા નીર-ક્ષીર-વિવેક કરી શકાય એવું જ્ઞાન માનવીને પરમેશ્વરે આપ્યું છે. એના માનસ- જગતમાં એક દિવ્યશક્તિનું અસ્તિત્વ છે, એ છે અંતરાત્મા. એના દ્વારા માનવીને સત્-અસત્, ઉત્તમ-અધમ, સન્માર્ગ-કુમાર્ગ અને સારા ખોટાનું જ્ઞાન થાય છે. તેનો અંતરાત્મા સારા કાર્યોથી સંતુષ્ટ થાય છે. પણ જ્યારે માનવી કાંઈ અનીતિપૂર્ણ કાર્ય કરે છે ત્યારે અંતરાત્મા તેને ખૂબ જ ધિક્કારે છે. માનવી પોતાનાં દુષ્કૃત્યો ઉપર મનમાં જ પશ્ચાત્તાપ કરે છે.

"આ મેં શું કર્યું", અમુક માણસની નિંદા કરવાથી મને શું મળી ગયું ? પેલાને છેતરીને મને શો લાભ થયો, જૂઠ, દગાબાજી, મિથ્યાચાર, ચોરી, વગેરેમાંથી મને કયો ચિરંજીવ લાભ થયો ? કશો જ નહી. ધિક્કાર છે મને. હું મહાન પાપી છું. હું સારા ખોટા વચ્ચેનો તફાવતેય જાણતો નથી" આવા આવા વિચારો માનવીના અંતઃકરણને સતત ડંખ્યા કરે છે.

પશ્ચાત્તાપથી મનુષ્યની આત્મશુધ્ધિ થાય છે, સાંસારિક કલ્મષ ઓગળી જઈને આત્મભાવ પ્રગટ થાય છે. સત્પથ પ્રતિ માનસિક શક્તિઓ કેન્દ્રિત થાય છે. સાચો પશ્ચાત્તાપ કરનાર મનુષ્ય મહાજ્ઞાની અને મહાવિદ્વાન થઈ જાય છે. પશ્ચાત્તાપ એક શુભસ્થિતિ છે.

—અનુ. પ્રકાશ ગજ્જર

# આપણું વિવેચન

ગમે તે કારણ હોય પણ વર્ષોનો અનુભવ એમ સ્પષ્ટપણે ઉચ્ચારે છે કે આપણે ત્યાં વિવેચનકળા નહિ જેવી છે. અને જે છે એની અવગણના એટલી તીવ્ર છે કે એ કઈ ઘડીએ અદૃષ્ટ થઈ જશે એ કહી શકાતું નથી.

વળી કેટલાક વાચનારને એવી ટેવ પડી હોય છે કે પુસ્તક વાંચ્યા પહેલાં તેઓ સાક્ષરો કે તંત્રીઓએ કરેલી એની ચર્ચા–ટીકા પહેલાં વાંચે છે અને એ પુસ્તકના ગુણદોષનું સરવૈયું કાઢી લે છે. આ સ્થિતિ જેટલી ભયંકર છે તેટલી તિરસ્કૃત છે. કારણ કે વિવેચકે કઈ મનોદશામાં, કયા દૃષ્ટિબિંદુથી અવલોકન કર્યું છે એ વિચારવાની નવરાશ વાચકમાં હોતી નથી અમુક વિવેચકે પુસ્તકની પ્રશંસા કરી માટે પુસ્તક સારું અને એને અવખોડ્યું માટે ખરાબ. આ પ્રકારની મનોદશા, વિચાર શૂન્યતા અને માનસિક ગુલામી દર્શાવે છે

હવે આપણે ત્યાં વિવેચન કયા દૃષ્ટિબિંદુથી થાય છે એ જરા તપાસીએ. વસંત વગેરે માસિકોના આગળના વિવેચનો તપાસતાં એક વસ્તુ નજરે પડે છે કે તેમાં આવતાં વિવેચનોના વિવેચકો પુસ્તકના મુખ્ય મુદ્દાઓ રજૂ કરી, એમાં જણાતા ગુણનું વિસ્તાર પૂર્વક દર્શન કરાવી અને પોતાને જણાતા દોષની સહૃદયતા પૂર્વક સમજણ પાડી અવલોકન પૂરું કરતા આમ થવાથી વાચકને પુસ્તકના વિષય, વસ્તુ, ગુંથણી, એના ગુણદોષ વગેરેનું આછું દર્શન થતું અને જિજ્ઞાસાવૃત્તિ પુસ્તક મેળવી વાંચી સંતોષ મેળવતી પણ છેલ્લા કેટલાક વર્ષના આપણાં વિવેચનો તપાસો ટૂંકામાં ટૂંકા જાણે કંડિકાઓની જગ્યાએ વાક્યોથી અને વાક્યોની જગ્યાએ શબ્દોથી ચલાવી લેવાની અદ્‌ભુત વિવેચનકળા ગુજરાતીઓએ હાથ ન કરી હોય એમ લાગે છે. અલબત્ત, અપવાદ રૂપે અમુક દાખલાઓ મળી રહેશે. બાકી સામાન્ય રીતે ઉપર જણાવી તેવી સ્થિતિ પ્રવર્તે છે,

વળી અમુક અવલોકનકારોને અમુક લેખકોમાં હંમેશાં ગુણદર્શન જ દેખાય છે. એમના શકવર્તી પુસ્તકોમાં એમને કદાપિ દોષ દેખાતો જ નથી. અને એથી ઊલટું અમુક લેખકોમાં એમને હમેશાં મેલી વિચારદૃષ્ટિનાં દર્શન થાય છે. આ પ્રકારના વિવેચનના મૂળ તપાસતાં અંગત વેરઝેર કે અતૃપ્ત આત્મસ્પર્ધા વિના બીજું કશું નહિ મળે. મારા આ કથનનાં સત્યાસત્ય વિશે જેને શંકા હોય તેઓ જરા ધીરજથી માસિકોમાં આવતાં અવલોકનો તપાસી જોવાં, એમની શંકા દૂર થઈ જશે એમ મારી ખાત્રી છે.

યુગે યુગે વિધવિધ પ્રકારનાં વિચાર સંક્રમણો થયાં જ કરે છે. કોઈ કહેશે કે 'રામે લોકવાયકાને માન્ય રાખી પોતાની પત્નીનો ત્યાગ કર્યો, માટે પંચ ત્યાં પરમેશ્વર એ નીતિસૂત્ર આપણે સ્વીકારવું જોઈએ' હું કહુ છુ કે આથી વધુ શરમ ભરેલી સ્થિતિ કોઈપણ પતિ માટે હોઈ શકે જ નહિ ગઈ કાલે જે આદર્શ હોય, આજે તે ધૃણાપાત્ર અને હીણપત ભર્યો આચાર બની બેસે એ વાત અસંભવિત નથી, પણ ગઈકાલે એ આદર્શ હતો માટે આજે પણ આપણે એને આદર્શ તરીકે સ્વીકારીએ એ વાત વિવેકશૂન્યતા નહિ બીજું શું બતાવે છે? હા, એક વસ્તુ સાચી છે કે લોકોમાં નવ્વાણું ટકા મૂર્ખાઓનો સમાવેશ થાય છે. આ મૂર્ખ લોકો સમષ્ટિને ઊર્ધ્વ પંથે લઈ જાય એ બની શકે તેમ નથી. માટે જ નવા વિચારો આપનારાઓનો, નીતિને નામે અને આ મૂર્ખાઓને ટેકે વિવેચકોએ વિનાશ કરવો ઘટે નહિ

આ ઉપરાંત એક બીજી વાત પણ વિચારવા જેવી છે, અને તે એ કે જે વિવેચકો નીતિના પડદા પછળ સંતાઈ આવી ટીકા-ચર્ચા કરે છે, તેમાંથી સોમાં નવ્વાણું ટકા વસ્તુની સત્યતા સમજે છે. પોતે લેખકને અને ભવિષ્યની વિચારક પ્રજાને ભયંકર અન્યાય કરી રહ્યા છે એ વાત એમનાથી અજાણી હોતી નથી. પણ લોકવાયકાના ભયંકર ભૂતથી અને શિષ્ટતાની ઈંટોએ ચણેલ પોતાની કીર્તિનો મિનારો કડડડ ભુસ થઈ તૂટી જવાની બીકથી પોતાના અંતરકંપને ભૂલી જવાનો મિથ્યા પ્રયત્ન કરે છે. આ સ્થિતિ દયાજનક છે.

શિ.

'સમર્પણ'
દીપોત્સવી અંક
સંપાદકો : શ્રી હરીન્દ્ર દવે અને ધનશ્યામ દેસાઈ
ભારતીય વિદ્યાભવન, ચોપાટી, મુંબઈ ૭
પૃષ્ઠ ૨૪૦ એક રૂપિયો

ગુજરાતી ભાષામાં નીકળતા દીપોત્સવી અંકોમાં 'સમર્પણ' એક જ એવું નિરાળું વ્યક્તિત્વ ધરાવે છે જે પડતર કિંમતથી પણ ઓછી કિંમ તે–એક રૂપિયામાં અઢીસો પાનાનો દળદાર અંક આપી શકે છે અને તે પણ લેખો અને સામગ્રીની ઉચ્ચતાને જરાપણ આંચ આપ્યા વિના.

'કાવ્યધારા' વિભાગમાં ૨૫ અગ્રણી કવિઓનાં પચ્ચીસ કાવ્યો આપ્યાં છે તે નવી જૂની બન્ને પેઢીઓના સર્જનને ન્યાય આપવા ઉપરાંત ગુજરાતી કવિતાનું સારગ્રાહી પ્રતિનિધિત્વ રજૂ કરે છે 'વાર્તામેળો'માંની ચૌદ નવલિકાઓ પણ તેવી જ રીતે આજની સર્જાતી નવલિકાઓના ઉત્કૃષ્ટ રજૂ કરે છે અને જેમની નૂતન શૈલીએ આજની નવલિકાને નવો ઘાટ આપવામાં મહત્વનું પ્રદાન કર્યું છે તેવા સમર્થોને સમાવે છે– શિવકુમાર, સુરેશ, સુધીર, કુન્દનિકા, વિભૂત, રઘુવીર, ઈવાદેવ, અભેસિંહ જ્યોતિષ વગેરે, સરખામણી કરવાનો ઈરાદો નથી પણ 'વાર્તમેળો' વિભાગ આ વર્ષના તમામ દિવાળી અંકોમાં એકલા 'સમર્પણ'માંજ ગુજરાતી નવલિકાને શ્રેષ્ઠપણે ન્યાય આપે છે. આ બન્ને લલિત વિભાગો ઉપરાંતની ઈતર સામગ્રીનું ધોરણ ઉચ્ચકક્ષાનું હોવા ઉપરાંત વૈવિધ્યની દષ્ટિએ પણ નિરાળું છે. આ દીપોત્સવી અંક વાંચ્યા પછી, તૃપ્તિનો ઓડકાર આવી જાય છે

'અભ્યાસ'
માવલંકર વિશેષાંક
સંપાદક : પુ. ગ. માવલંકર, 'અભ્યાસ'
કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. પૃષ્ઠ ૮૦

ફેબ્રુ ૧૯૭૦નો દાદાસાહેબ માવલંકર વિશેષાંક મોડો બહાર પડશે એવી જાહેરાત થઈ હોવાથી, હવે ઉપલબ્ધ બનતો આ વિશેષાંક, ભારતની લોકસભાના આદ્યપિતાને સમજવા અને તેમના જીવનની સફળતા શામાં રહેલી હતી તે જાણવાની ક્રમબદ્ધ ભૂમિકા પૂરી પાડે છે. અગાઉ પણ આવા વિશેષાંકો બહાર પડયા જ છે, અને તેથી અનુસંધાન રૂપે આ અંકનું મહત્ત્વ પણ છે. દાદાસાહેબ વિષે શ્રી વિષ્ણુપ્રસાદ ઠાકોર, ચંદુલાલ શાહ, ગુલામરસુલ કુરેશી, ઈન્દુલાલ યાજ્ઞિક, કે. જી. પ્રભુ, વાસુદેવ મહેતા, રામચંદ્ર સોમણ, વણીકર, ગુલરંત ભટ્ટ, જિતેન્દ્ર કુવતા લેખો તેમના જીવનની વિધવિધ બાજુઓને રજૂ કરી, મેઘધનુષના રંગો જેવું એક સંમિશ્રણ રજૂ કરે છે. આજે લોકશાહીમાં જે રીતે આપણા રાજકીય પક્ષો વર્તે છે તેના સંદર્ભમાં, જે આદર્શ આદ્ય પુરુષોએ સેવ્યો હતો તેનું ચિંતન, વાચન અને સ્મરણ પણ આજે દુર્લભ ગણાય. જે અનેક વિટંબણાઓ સહન કરીને 'અભ્યાસ'નું પ્રકાશન તેના વિદ્વાન સંપાદક ચાલુ રાખી શકયા છે તે અભિનંદનને પાત્ર છે.

મુસ્લીમોનો ધર્મ
શ્રી ઈસ્માઈલભાઈ નાગોરી
યજ્ઞ પ્રકાશન, હુઝરાતપાગા, વડોદરા–૧
પાનાં ૩૨–પચાસ પૈસા

મુસ્લિમોના ધર્મ વિષે આપણે કેટલું જાણીએ છીએ ? અથવા જાણવા પ્રયત્ન કરીએ છીએ ? અથવા હિંદુઓમાંથી એવા કેટલા સરેરાશ નીકળી આવે જેમને આવી જાણકારી હોય ? આવું પ્રમાણ અલ્પ અથવા નહીંવત્ હશે.

યજ્ઞ પ્રકાશનની આ પુસ્તિકા અગાઉ પરિચય ટ્રસ્ટે પ્રગટ કરેલી. પ્રકાશકીય નોંધમાં જે વાત કહેવામાં આવી છે તેને ફરીથી કહેવાની આજે ખાસ જરૂર છે :

"પરિચયના અભાવમાંથી આવી ગેરસમજે

નીપજે છે, અને તેને લીધે દૂરીભાવ દઢ થતો જાય છે જે આગળ જતાં પુષ્ટ અને વૈમનસ્યનું સ્વરૂપ પકડે છે. અને ત્યારે પછી માણસ નથી લડતો– એની આંખે બંધાઈ ગયેલા ડાબલાં લડે છે આવા ભાત-ભાતનાં ડાબલાં જેટલાં ઉતારી શકીશું તેટલાં આ દુનિયામાં શાંતિ, પ્રેમ અને ભાઈચારો લાવી શકીશું....... અહીં મુસ્લિમોના ધર્મનો પરિચય કરાવ્યો છે વહાલસોયા ઈસ્માઈલ દાદાએ. જેટલા પ્રેમથી તેઓ દ્રાક્ષના વેલાની માવજત કરી જાણે છે તેટલા જ પ્રેમથી માનવ સંબંધોની માવજત કરતા રહે છે."

કોઈ પણ ધર્મને તેના સાચા સ્વરૂપમાં સમજીએ છીએ ત્યારે જ તેના પ્રત્યેની દ્વેષગ્રંથિ દૂર થાય છે એટલું જ નહીં પણ છેવટે તો દરેક ધર્મમાં એકની એક વાત આવીને ઊભી રહે છે ત્યારે આપણને આશ્ચર્ય થયા વિના રહેતું નથી કે "ઓહો-આપણા ધર્મમાં પણ આમ જ કહ્યું છે" અને ત્યારે જે 'વગરમફતનો' વિતંડાવાદ અને સંઘર્ષ ચાલી રહ્યો છે તેની મૂર્ખાઈ સમજાય છે. ભૂતકાળમાં ખ્રિસ્તી ધર્મ અને ઈસ્લામને લોહિયાળ અથડામણ થઈ હતી હિંદુ અને મુસ્લિમ ધર્મો વચ્ચે આજે પણ અથડામણ થાય છે

આવી એકાદ નાનકડી પુસ્તિકા વાંચ્યા પછી પણ લાગવા માંડે છે કે આ બધું તદ્દન નિરર્થક છે કોઈ પણ ધર્મના અસ્તિત્વ વિષે દ્વેષભાવ રાખવો વાજબી નથી

"આંખો દેખા હાલ"

યજ્ઞ પ્રકાશન, ભૂમિપુત્ર હુઝરાતપાગા વડોદરા–૧ પાનાં ૧૩૨ એક રૂપિયો

"ગ્રામદાની ગામોમાં નજરોનજર જોયેલું" એ જાતનું આ પુસ્તકનું બીજું શીર્ષક છે અને તેથી આપોઆપ તેની મહત્તા સમજાઈ જાય છે.

વિનોબાની ભૂમિદાન અને ગ્રામદાનની પ્રવૃત્તિ તેમજ ભૂમિકાથી આજે પણ લાખો લોકો અજાણ હશે. તેમાં તેમનો વાંક નથી. પરંતુ આવી પુસ્તિકા ઉપલબ્ધ હોય અને તે વાત કોઈ જાણતું ન હોય તો તેનો અફસોસ કેટલો? ભારતની બહારના લોકોએ પણ 'ગ્રામદાન' અને ભૂદાનની પ્રવૃત્તિને બિરદાવી છે, અને પાયાનો ફેરફાર કરનાર અહિંસક ક્રાંતિ તરીકે ગણાવી છે.

અહીં રજૂ થયેલ બધું જ અનુભવસિદ્ધ છે અને નજરે જોયેલુ છે તેથી તે અમૂલ્ય છે અને વધુ તો ગ્રામદાનને સમજવા તેનાં જુદાં જુદાં પાસાંની છણાવટ થઈ છે તે અભ્યાસ માગી લે છે. આપણે એ વાતનો ખ્યાલ રાખવો જોઈએ આઝાદી પછીના બે દાયકામાં સર્વરીતે સમર્થ એવી આપણી સરકાર પણ દેશની સમસ્યાઓ હલ કરવા અશક્ત નીવડી છે ત્યારે ભૂદાન-ગ્રામદાનની પ્રવૃત્તિ તો વિનોબાજી જેવા "એક લો જાને રે" સિદ્ધાંતમાં માનનારા એક વિરલ પુરુષે એકલે હાથે અને એકલે પંડે કરી છે. નથી તેમની પાસે નાણાંતંત્ર કે વહીવટી માળખું કે નથી કર્મચારીઓની ફોજો. અલબત્ત પ્રેમથી તેમને અનુસરનારો એક મોટો વર્ગ છે છતાં વિનોબાજીની સિદ્ધિ જગતના ઈતિહાસમાં, ભવિષ્યમાં, અપૂર્વ અને વિરલ ગણાશે. યજ્ઞ પ્રકાશનની આ પુસ્તિકા આ પ્રવૃત્તિના નિચોડસમી છે

*

Right desire—સાચી સાત્ત્વિક ઈચ્છા—પણ સાધનાનું એક અંગ છે પરંતુ સાત્ત્વિકતાનું માપ એ છે કે, તેમાં માત્ર વ્યક્તિગત સ્વાર્થ ન હોય એટલું બસ નથી, પણ કુટુંબ, સમાજ, સંસ્થા એ સૌનું શ્રેય હોય એવી ઉચ્ચ ઈચ્છા રાખનાર માનવી સુખની આશા શી રીતે રાખી શકે? તેણે જે કષ્ટ કે મુશ્કેલી આવી પડે તે સહન કરી જોઈએ અને દુ:ખમાં જ સુખનો તેમ જ પ્રભુના પ્રેમનો અનુભવ કરવો જોઈએ પણ આ માર્ગ કંઈ સહેલો નથી તેથીજ આપણા ઋષિઓ કહેતા હતા·

'ક્ષુરસ્ય ધારા નિશિતા દુરત્યયા, દુર્ગં પથસ્તત્કવયો વદન્તિ.'

—ગુરુદયાલ મલ્લિક

Reg. No. G. 153

શ્રી. મલ્લિકજી કૃત
અમારા પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન . | ૧–૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .. | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા . | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.. | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા ... | ૦–૧૫ |

# વૈષ્ણવજન

વર્ષ ૯] માર્ચ - ૧૯૭૨ [અંક : ૧૨


## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક સિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨


પ્રકાશક મુદ્રક માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨ રામકૃષ્ણનગર રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન સ્વરૂપ મુદ્રિકા રેઈસકોર્સ રોડ રાજકોટ

# ગુજરાત સ્ટેટ કો–ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

( રજીસ્ટર્ડ ઓફિસ : અમદાવાદ )

| | |
|---|---|
| ૪૮૯, આશ્રમ રોડ,<br>નવરંગપુરા.<br>અમદાવાદ–૯. | સહકાર, ભવન<br>ઢેબરભાઈ રોડ,<br>રાજકોટ. |

ગુજરાતના ખેડૂતોને જમીન વિકાસના કામ માટે
રૂા. એક અબજ અને ચાર કરોડનું ધીરાણ કરેલ છે.

અત્યાર સુધીમાં કરેલ ધીરાણની વિગત.

| | સંખ્યા | કરોડ–લાખ. |
|---|---|---|
| [૧] નવા કુવા | ૧,૪૮,૪૩૮ | ૩૩.૩૮ |
| [૨] જુના કુવા | ૩૧,૦૯૯ | ૨.૮૪ |
| [૩] ઓઈલએન્જીન ઇલે. મોટર્સ | ૧,૩૪,૮૯૦ | ૪૭ ૬૪ |
| [૪] ટ્રેક્ટર્સ | ૩,૧૫૩ | ૫.૭૦ |
| [૫] અન્ય | — | ૧૪ ૪૪ |

સભ્ય સંખ્યા : ૭,૩૧,૦૬૪

બેન્કની શાખાઓ : ૧૮૧

| | | |
|---|---|---|
| મગનભાઈ ર. પટેલ<br>ઉપપ્રમુખ | હરિપ્રસાદ હ. ત્રિવેદી<br>આઈ. એ. એસ. રીટાયર્ડ<br>મેનેજિંગ ડીરેકટર | ઉદયભાણસિંહજી<br>યુવરાજશ્રી ઑફ પોરબંદર,<br>પ્રમુખ. |

## 'વૈષ્ણવજન' માસિકની માલિકી તથા બીજી માહિતી અંગેનું નિવેદન

૧ પ્રસિદ્ધસ્થાન : વૈષ્ણવજન કાર્યાલય, યાજ્ઞિક રોડ, રેસકોર્સ, રાજકોટ -

૨ પ્રસિદ્ધિ ગાળો માસિક

૩:૪ ૬. મુદ્રક, પ્રકાશક, તથા માલિકનુ નામ ધીરેન ગાંધી
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૨, રામકૃષ્ણનગર રાજકોટ-૨

૫ સંપાદક : નવીન ગાંધી
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામુ . ૨ રામકૃષ્ણનગર રાજકોટ-૨

હું ધીરેન ગાંધી આથી જાહેર કરું છુ કે ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે

તા ૨૮-૨-૧૯૭૧ પ્રકાશકની સહી : ધીરેન ગાંધી

## પ્રકૃતિ સાથે એકરસ થવાની જરૂર છે.

આપણે બધા કોલેજમાં જઈ શિક્ષિત થઈએ છીએ પણ આપણે ભણેલા પણ ગણેલા નથી હોતા. આપણામાંથી કેટલા સૂર્યોદય અને સૂર્યાસ્તનું આકર્ષણ અનુભવી નિયમિત રીતે તેનું દર્શન કરવા જતા હશે? પણ બંગાળના સાંથાલ લોકો કોઈ દિવસ સૂર્યોદય સમયે પગે લાગવાનું નથી ચૂકતા. રૂઢિને વશ થઈને જ સૂર્યોદય સમયે પગે લાગે છે એવું નથી. તેઓ પોતાની ઝૂંપડી પણ એવી જગ્યાએ બાંધવાનું પસંદ કરે છે, જ્યાંથી પ્રકૃતિનું દૃશ્ય બરાબર જોવા મળે. મેં એવું સાંભળ્યું છે કે, આસામમાં નાનકડું ગામ છે; ત્યાંના લોકો સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે પાંચેક મિનિટ દર્શન કરવામાં ગાળે છે. તે ઉપરાંત પૂર્ણિમા, વસંતઋતુ વગેરે પ્રસંગે ઉત્સવ પણ કરે છે. પ્રકૃતિ સાથે એકરસ થવાથી એક અનેરી શાંતિ અનુભવાય છે. પ્રકૃતિને સમજવી એની અસરને અનુભવવી એ પ્રભુને ઓળખવા સમાન છે. કારણ કે પ્રકૃતિ પ્રભુનું હસ્તલિખિત પુસ્તક—Manuscript of God—છે.

ગુરુદયાલ મલ્લિક





# સુમરન કર લે મેરે મના

સુમરન કર લે મેરે મના।
તેરિ બિતિ જાતિ ઉમર, હરિનામ બિના ॥ ધ્રુ૦॥

કૂપ-નીર બિનુ, ધેનુ છીર બિનુ, ધરતી મેહ બિના।
જૈસે તરુવર ફલ બિન હીના, તૈસે પ્રાણી હરિનામ બિના ॥

દેહ નૈન બિન, રૈન ચંદ બિન, મંદિર દીપ બિના।
જૈસે પંડિત વેદ બિહિના, તૈસે પ્રાણી હરિનામ બિના ॥

કામ ક્રોધ મદ લોભ નિહારો છાંડ દે અબ સંતજના।
કહે નાનકશા, સુન ભગવંતા યા જગમેં નહિં કોઈ અપના ॥

આપણને આ મનુષ્યજન્મ જીવનનું સાફલ્ય સાધવા માટે મળ્યો છે. તેથી આપણે સંસારની મોહમાયામાં ઘસડાઇ ન જવું જોઇએ અને આપણા મનને ઇશ્વરાભિમુખ બનાવવા સદા મથવું જોઇએ. પણ મન તો બહુ જ ચંચળ છે તેથી તેને તો ખૂબ કાબૂમાં રાખી સમજાવીને સન્માર્ગે દોરવા જાગ્રત પ્રયત્ન કરવો જોઇએ કબીરસાહેબે એક ભજનમાં મનની ચંચળતાને અને નબળાઇઓને તથા મનને સન્માર્ગે વાળવું કેટલું દુર્ઘટ છે એ વાત 'મન તોહે કેહિ વિધ કર સમજાઉં'માં દર્શાવી છે

આ વખતના ભજનમાં નાનકસાહેબ મનને પ્રભુનું સ્મરણ કરવા કહે છે. કારણ કે જેમ કૂવો પાણી વિના નકામો છે, ગાય દૂધ વિના નકામી છે, ધરતી વરસાદ વિના નકામી છે ઝાડ ફળ ન આપે તો એ નકામું છે. તેમ, માણસ પણ 'હરિનામ' વિના નકામો છે વળી જેમ આંખ વિનાનો દેહ, ચંદ્ર વિનાની રાત્રિ, દીવા વિનાનું મંદિર અને વેદાભ્યાસ વિનાનો પંડિત ગણનાપાત્ર નથી, તેમ માણસ 'હરિનામ' વિના ગણનાપાત્ર જરાયે નથી. માટે હે મન! તું કામ, ક્રોધ, મદ, લોભ વગેરેને બરોબર જો અને તેનો ત્યાગ કર, કારણ કે જે વખતે આપણને અહીંથી જવું પડશે ત્યારે એ કશું સાથે આવવાનું નથી. આ જગતમાં આપણું કોઇ નથી. 'હરિનામ' એ જ એક સાચો સંગાથી છે.

'આશુતોષ'

### પક્ષાંતર

૧૯૬૭ની ચૂંટણી પછી સૌથી વ્યાપક બનેલો આ શબ્દ ૧૯૭૧માં સામર્થ્ય ધારણ કરી, દેશના જીવનમાં પ્રસરી રહ્યો છે અને વ્યાપી રહ્યો છે. જે લોકો એક પક્ષથી નારાજ થાય તેઓ, તેની ટિકિટ પર ચૂંટાઈ આવ્યા હોય તો પણ બીજા પક્ષમાં જઈ બેસે, મતદારોને પૂછવા વિના કેમકે એ પક્ષ સાથે તેમને વાંકું પડ્યું. દેખીતી રીતે જ મતદારોના વિશ્વાસ ભંગ આમાં અભિપ્રેત છે.

આજે આ પ્રશ્ન ખૂબ ચર્ચાઈ રહ્યો છે અને ૧૯૭૧ની ચૂંટણી પછી પણ તે ચાલુ રહે તો સોદાબાજીથી પણ પક્ષાન્તર કરાવીને સરકારો ઉથલાવી શકાય, નવી સરકારો રચી શકાય અને સ્થિરતાનું નામનિશાન કર્યાય રહે નહિ; લોકશાહીની મશ્કરી થાય. સવાલ એ છે કે આ અટકાવવું શી રીતે ?

માર્ચ ૬૭ થી ડિસેમ્બર ૭૦ સુધીમાં આપણા દેશમાં દોઢ હજાર પક્ષાંતરો થયાં છે; એકાવન પ્રધાન મંડળો રચાયાં છે અને બાર પ્રધાનો સત્તાભ્રષ્ટ થયા છે: બીજા લગભગ બારેકને મતભેદ તથા સિદ્ધાંત ખાતર જવું પડયું છે. ૬૭ની ચૂંટણી પછીના પ્રથમ વર્ષમાં જ કેવળ કોંગ્રેસે ૧૭૫ સદસ્યો ગુમાવ્યા અને ૧૩૯ ફરીથી મેળવ્યા. પ્રજાસમાજવાદી પક્ષે ૯૦ ઉપરાંત સભ્યો ગુમાવી મોટી ખોટ અનુભવી છે. ઘણીવાર લાલચ ખાતર પણ પક્ષાંતર થતું હોય છે. અભ્યાસ ઉપરથી આંકડા પ્રાપ્ત થાય છે તે મુજબ ૭૫૦ કિસ્સાઓના પ્રકરણમાં ૧૫૫ જેટલા ઉમેદવારોને પ્રધાનપદનો લાભ મળ્યો છે. એટલે કે પક્ષાંતરનો એક વેપાર શરૂ થયો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ગયે વર્ષે નવેંબર માસમાં રાજ્યપાલોની પરિષદ દિલ્હીમાં મળી હતી ત્યારે આ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો અને પક્ષાંતર ઉપર પ્રતિબંધ મૂકવો કે કેમ તેની ચર્ચા વિચારણા થઈ હતી તેમાં એક બાજુએ પ્રતિબંધ મૂકવાની અને બીજી તરફ તેની વિરુદ્ધમાં પણ દલીલો થઈ હતી અને કોઈ નિર્ણય લઈ શકાયો ન હતો. પક્ષાંતરથી ધ્રુવીકરણની પ્રક્રિયા વધુ ઝડપી બની રહી છે અને રાજકીય પક્ષોની સંખ્યા આપણા દેશમાં વધુ પડતી છે તે દષ્ટિએ જો આ રીતે પણ તેનું નિયમન થતું હોય તો થવા દેવું એમ માનનારો પણ એક વર્ગ છે. તો વળી વટહુકમ દ્વારા આ અનિષ્ટને અટકાવી દેવાની માગ કરનારો વર્ગ બહોળો બનતો જાય છે તેમને ચિંતા નૈતિમત્તાના ધોરણની છે. રાષ્ટ્રનું જાહેર જીવન આ રીતે ભ્રષ્ટાચારથી રંગાઈ જાય તો ભાવિ પ્રજાનું અને લોકશાહીનું ભાવિ હોડમાં મૂકાઈ જાય. તેઓ બધા આચાર્ય નરેન્દ્ર દેવનો દાખલો ટાંકે છે. તેમણે ૧૯૪૮માં પ્રામાણિક મતભેદને કારણે કોંગ્રેસથી જુદા પડી "સોશિયલિસ્ટ પાર્ટી" સ્થાપી જેમાં શ્રી જયપ્રકાશ નારાયણ એક મોખરી હતા. તે વખતે આચાર્ય નરેન્દ્ર દેવે પોતાના અનુયાયીઓને કોંગ્રેસની ટિકિટ ઉપર ચૂંટાઈ આવેલાઓને, રાજીનામું આપી, ફેર ચૂંટણી લડવા આદેશ આપ્યો હતો, અને એ રીતે લોકોનો વિશ્વાસ સંપાદન કરવા હાકલ કરી હતી. આચાર્યશ્રી પોતે યુ. પી. ની વિધાન સભાના સભ્ય હતા. તે વખતે ખૂબ ઉહાપોહ મચાવેલી આ ચૂંટણીમાં નરેન્દ્ર દેવ અને તેમના ૧૩ સાથીઓ હારી ગયા ત્યારે કોંગ્રેસ પક્ષ સહિત આખા દેશમાં તેમના પરાજય માટે કારમો ઘા સૌના હૈયામાં વાગ્યો હતો. સિદ્ધાંત ખાતર, સત્તા છોડી, ફેર ચૂંટણી લડવા જનારે નરેન્દ્ર દેવ હારી ગયા ત્યારે ભારતના દરેક જણને પોતાનો પરાજય તેમાં દેખાયો. છતાં એ વાતનો રંજ તેમને ન હતો એક પ્રણિશુદ્ધ સત્ પ્રણાલિકા સ્થાપ્યાનો તેમને આનંદ હતો. અને આજે ? આ એ જ આચાર્યની ખાસ ટિકિટ બહાર પાડીને અને તેમના સિદ્ધાંતોને નેવે મૂકીને આપણે યાદ કરીએ છીએ ખરા. પણ દેશ અને કાળ સાવ બદલાઈ ગયા છે. વિનોબાજી જેવાને પણ કહેવું પડે છે કે ચૂંટણીનો બહિષ્કાર

કરવાનો સમય પાકી ગયો છે.

### ભારતનું ૧૮મું રાજ્ય

હિમાચલ પ્રદેશ હવે સંપૂર્ણ સ્વાયત્ત રાજ્ય બને છે. વિસ્તારની દૃષ્ટિએ જોઈએ તો પંજાબ, હરિયાણા, અને કેરાળા કરતાં તે મોટું છે ૩૧ પર્વતીય રાજ્યો એકત્રિત કરીને ૧૯૪૮માં તેનું સર્જન થયું હતું. એક સમયે તો તેને પંજાબની સાથે ભેળવી દેવાની દરખાસ્ત પણ આવી હતી પરંતુ સાથે સાથે તેનો સાંસ્કૃતિક વારસો અને લાક્ષણિકતા જળવાઈ રહે તે બહુ જરૂરી હતું અને તેથી જ તેને સ્વાયત્ત દરજ્જો આપવાની દરખાસ્તને સંગીન ટેકો મળી રહ્યો જતે દિવસે ભારતમાં રાજ્યોની સંખ્યા વધવાની છે. સૌરાષ્ટ્ર, વિદર્ભ, કચ્છ, તેલંગણા, વિ. બોલતા કહી શકાય કે અમુક સમય પછી, લોકમાગણી નહી હોય તો પણ પુનર્રચના અનિવાર્ય બનશે કેમકે વહીવટી દૃષ્ટિએ નાના એકમો સરસ અને સરળ બની રહે છે મોટાં રાજ્યો રચીને આપણે જે અનુભવ લીધો છે તેનો પરચો તામીલનાડુએ બતાવી આપ્યો છે. યુ પી, બિહાર, મહારાષ્ટ્રમાં જે અસ્થિરતા જોવામાં આવે છે તેમાં તે તે રાજ્યના કદનો હિસ્સો પણ ભાગીદાર ગણાવી શકાય. હિમાચલ પ્રદેશ આ રીતે ૫૬૦૦૦ કિ મી જેટલા પ્રદેશનો વિકાસ સાધી શકશે વીજળી અને રસ્તાઓની ત્યાં ટાંચ છે નહેર અને સિંચાઈ યોજનાઓ નહીવત્ છે સફરજન અને ફળફૂલની પેદાશ સર્વશ્રેષ્ઠ હોવાને કારણે આ નાનકડા રાજ્યની આબાદી હવે તીવ્રગતિથી આગળ ધપતી રહેશે

### અરૂણાચલ

હિમાચલની વાત કરી એટલે અરુણાચલ ('નેફા') યાદ આવી જાય નામ ઘણું સુંદર છે, ગૌરવમય છે અને નામ તેવા ગુણ ધરાવે છે ૧૯૬૨માં ચીનાઓએ આક્રમણ કર્યું ત્યારથી સેલાપાસ અને બોમડીલા નામો યાદ રહી ગયાં છે નેફાના લોકોને ચીનાઓ તરફ બહુ જ નફરત છે પરંતુ ચીનના આક્રમણે આ પ્રદેશની તાસીરને પલટાવી નાખી છે સંરક્ષણની દૃષ્ટિએ હવે ભારત સરકાર અહીં ખૂબજ સાવચેતી રાખે છે અને આ પ્રદેશના સર્વાંગીણ વિકાસમાં રસ લે છે. ૧૯૪૭માં નેફામાં કેળવણી માટે કોઈ સંસ્થા ન હતી આજે ૪૬૦ પ્રાથમિક, ૪૦ માધ્યમિક અને પંદર જેટલી હાઈસ્કૂલો છે. ઉપરાંત એક કોલેજ પણ છે જેમાં બે હજાર વિદ્યાર્થીઓ લાભ લે છે. અત્યાર સુધીમાં ૫૮ સ્નાતકો થયા છે. આ પહાડી લોકો સ્વભાવે લાગણીશીલ અને હૃદયથી કલાકાર છે તેઓ અચ્છા નૃત્યકાર પણ છે. હાથ કારીગરીનો કસબ તેઓ જાણે છે ભગવાન બુદ્ધના ચિત્રો અને શિલ્પો બનાવે છે; ઊની વણાટકામ તથા શેતરંજી પણ તેમના ગૃહઉદ્યોગના આધારસ્તંભો છે. જમીન ઊંચી—નીચી હોવાને કારણે ટેકરીઓનો ઢોળાવ ઉપર પગથિયાં જેવા આકારના મઝાના ખેતરો આ પ્રદેશની અવર્ણનીય શોભા છે તેમને જળસિંચાઈની સુવિધાઓ ઉપલબ્ધ છે એ સમય દૂર નથી જ્યારે અરૂણાચલનું રાજ્ય એક દિવસ સ્થપાઈ જવામાં હશે શિલોંગ ખાતે રાજ્યનું વડું મથક સ્થાપવા લોકમત કેળવાઈ રહ્યો છે

### લાઓસનો મોરચો

આજથી ૧૦ માસ પૂર્વે કમ્બોડિયા ઉપરના આક્રમણમાં અમેરિકાનો હાથ હતો અને આજે પણ લાઓસ ઉપર થઈ રહેલ આક્રમણમાં હવાઈ મદદ આપીને અમેરિકા આડકતરી રીતે ઉત્તર વિયેટનામ સામેના યુદ્ધમાં ઈંધન ઉમેરી રહ્યું છે બીજા શબ્દોમાં કહીએ તો મેક આર્થરની વિદાય પછી પણ રીતરસમનો ઉપયોગ તો એ જ ઢબે થાય છે એક સમયે પ્રમુખ જોન્સન આંખમાં આંસુ સાથે, આ યુદ્ધમાંથી અમેરિકાને બહાર કાઢવા તૈયાર થયા હતા પ્રમુખ નિક્સને તો સૈન્યો તબક્કાવાર પાછા ખેંચી લેવાનો કાર્યક્રમ બહાર પાડ્યો હતો અને શરૂઆત કરીને, તેની ફલસિદ્ધિ માટે આગ્રહ વધ્યા હતા પણ હવે એમ લાગે છે કે હિંદી ચીનમાં લશ્કરી વિજય મેળવી લેવાની ઝંખના અમેરિકા ત્યાગી શકે તેમ નથી અને તેથી જે આજ અહીં તો કાલ ત્યાં, નગ્ન ઉપાડિયાં મૂકે રાખે છે આવતી ચૂંટણી સુધીમાં નિક્સન આ યુદ્ધને વિસ્તારીને ક્યાં સુધી લઈ જાય છે તે જોવાનું રહ્યું, કેમકે તેઓ લડાઈ બંધ થાય તેવું હરગીઝ ઇચ્છતા નથી

## ખાંડની મિલોનું રાષ્ટ્રીયકરણ

ખાંડના ઉત્પાદનમાં ઉત્તરપ્રદેશનું પ્રદાન મહત્વનું છે. અહીંની મિલો ત્યાંના રાજકારણમાં મહત્વનો ભાગ ભજવી શકે છે. શેરડીનું પીલાણ બંધ કરીને, આ મિલના માલિકો દેશમાં ખાંડની કટોકટી સર્જી શકે છે તો બીજી તરફ શેરડી ઉગાડનારા ખેડૂતો વધુ ભાવ માગીને માલિકોને તંગ સ્થિતિમાં મૂકી શકે છે રાજ્ય સરકારની સ્થિતિ તો સૂડી વચ્ચે સોપારી જેવી છે. ગયે વર્ષે ઉત્તરપ્રદેશની વિધાનસભામાં બહુમતિએ પ્રસ્તાવ પસાર કરવામાં આવ્યો કે ખાંડની મિલોનું રાષ્ટ્રીયકરણ કરવું. તરત જ ખાંડ ઉદ્યોગના ખેરખાંઓ મેદાને પડયા અને આ નિર્ણયનો અમલ ન થાય તે માટે ચાલબાજી ખેલવા માંડયા. શ્રી ચરણસીંગ પણ કાંઈ જ કરી શકયા નહિ ટી. એન સીંગનું અસ્તિત્વ જ મૂડીદારોના ટેકા ઉપર નભે છે આ બધી મિલો જૂની અને પુરાણી ઢબે ચાલે છે તેમને અદ્યતન બનાવીને, ઉત્પાદન વધારવાની વૃત્તિ મિલમાલિકો ધરાવતા નથી કેમકે આવતીકાલનો તેમને વિશ્વાસ નથી. આ સ્થિતિમાં ઉત્તર પ્રદેશનો આ મોટો ઉદ્યોગ મરણપથારીએ છે તેનો ઉદ્ધાર કરવા કોણ કમર કસે છે—ચૂંટણી પછી – તે જોવું રહ્યું.

## અપહરણ

સીતાજીના અપહરણ જેવા વિમાની અપહરણના કિસ્સાએ દેશભરમાં ચકચાર જગાવી દીધી છે. વાસ્તવમાં તો પાકિસ્તાનમાં જે ચૂંટણી થઈ અને તેનાં પરિણામો અણધાર્યાં આવી પડયાં તેથી પશ્ચિમની પાંખના ભૂટ્ટો સાહેબ ડઘાઈ ગયા છે પૂર્વપાકિસ્તાનમાં મુજીબુર રહેમાન અતિ ઘણા વર્ચસ્વથી ચૂંટાઈ આવ્યા છે. તેમનું હિંદતરફી અને ચીન વિરોધી વલણ તો સૌ કોઈ જાણે છે. તેથી જનાબ ભૂટ્ટો સાહેબ ફફડી ઊઠયા છે. જો ચીનનો ટેકો મળતો બંધ થઈ જાય પછી શું? ભારત પાકિસ્તાન વચ્ચે મૈત્રીનો યુગ શરૂ થાય તો પશ્ચિમ પાંખને તે કોઈ રીતે ગળે ઉતરે એવી વાત નથી. અને તેથી જ આઝાદ કાશ્મીર મુક્તિ ફોજને નામે ભારતને ઉશ્કેરણી આપી, યુદ્ધનું વાતાવરણ સર્જવાની ભૂટ્ટોની ખ્વાહેશ છે. વિમાન અપહરણનો બનાવ તેમજ તેને ફૂંકી મારવાની પાછળ પાકિસ્તાનનો આશય સ્પષ્ટ છે. તાજેતરમાં ચીન તરફથી પણ પાકિસ્તાન પ્રત્યે ભાઈબંધીની જાહેરાત ફરીથી કરવામાં આવી તેનું કારણ પણ આજ છે. ચીનની ઈચ્છા એવી હરગીઝ નથી કે ભારત બળવાન બને. ચીન સાથે મિત્રતાભર્યા સંબંધો સ્થાપવામાં પાકિસ્તાને અસાધારણ કૌશલ બતાવ્યુ છે તેની પડખે અને મદદે ચીન આવીને ઊભું રહે તેમ છે. જ્યારે ભારતને કોઈ મિત્ર દેશ આવી મદદ કરી શકે તેમ નથી. એટલે જે વિકલ્પ ભારત સમક્ષ છે તેમાં પાકિસ્તાન સાથે યુદ્ધ કરી લેવાની વાત આવી જાય છે.

## રેલવેની અક્ષમ્ય કામગીરી

ફેબ્રુઆરી માસમાં દેશના ઘણાખરા ભાગોમાં અમુક ટ્રેઈનો કોલસાની તંગીને લીધે રદ કરવી પડી તેને એક સામાન્ય બનાવ ગણી શકાય નહિ. પૂર્વ વિભાગની રેલવેના કર્મચારીઓની હડતાળ અંશતઃ આને માટે જવાબદાર હશે અને કોલસાના ક્ષેત્રો જે પૂર્વમાં જ આવેલા છે ત્યાંથી પુરવઠો પશ્ચિમના કેન્દ્રો સુધી પહોંચાડવામાં, વેગનોના અભાવે, કાર્યવાહી અટકી પડી ત્યારે જ રેલવે તંત્ર નિદ્રામાંથી જાગ્યું અને કટોકટીના ધોરણે વેગનોની ફાળવણી કરીને તેમજ હડતાળનું નિવારણ કરીને ગંભીર પરિસ્થિતિને હળવી કરવા માટે પગલાં ભર્યાં છેઃ કેટલાક સમયથી રેલવેનું તંત્ર બેઢંગી રીતે ચાલે છે. વેગનોની બાબતમાં, સંખ્યાની તંગી કરતાં ફાળવણીની પ્રક્રિયા વધુ દોષિત છે. ભારતીય રેલવેની કામગીરી પ્રશંસનીય હોવાના વધુ પડતા ઉત્સાહમાં, છેલ્લા એક વર્ષમાં તેની કાર્યક્ષમતા ઘટી છે, નફાનું પ્રમાણ ઘટ્યુ છે અને ખોટ વધી છે. માલનું વહન રસ્તાઓ દ્વારા ખાનગી ટ્રાન્સપોર્ટ મારફત પ્રતિદિન વધતું જાય છે, અને રેલવેની વહનશક્તિ પ્રમાણે, હેરફેરના માલનું પ્રમાણ ઘટી રહ્યું છે ત્યારે વેગનોની અછતનો પ્રશ્ન ગળે ઉતરે તેવો નથી. રેલવે પ્રધાન નંદાજીનું નસીબ બે ડગલાં આગળ જ રહ્યું છે. અગાઉ અકસ્માતોને કારણે તેમણે રાજીનામું આપ્યું હતું તો આ વખતે રેલવેની કાર્યક્ષમતાનો પડકાર તેમણે ઝીલી લેવો પડશે. જો દેશના એક ભાગના ઉદ્યોગો, બીજા ભાગમાંથી આવતા કોલસા ઉપર એવી રીતે નિર્ભર હોય કે દસ–પંદર દિવસની કર્મચારીઓની અંશતઃ હડતાળથી તે ખોરવાઈ પડે

તો વિકલ્પ વિચારી લેવાનો સમય પાકી ગયો છે. દેશનાં પશ્ચિમ ભાગમાં કોલસાનો બફર સ્ટોક ઊભો કરવો જ પડશે-જ્યારે વાતાવરણ શાંત અને રાજેના મુજબનું હોય ત્યારે.

### નિરાલંબા ગુર્જરી

શ્રી. ક. મા. મુનશીની વિદાય સાથે એક જૂની પેઢી આથમી જાય છે. શ્રી. ર. વ. દેસાઈ, મેઘાણી, ધૂમકેતુ, આચાર્ય, અને હવે શ્રી. મુનશી, ગુજરાતી સાહિત્યને પ્રદાન આપશે નહિ એ વિચાર દુઃખદ લાગે છે કેટલાક સર્જકોના હાથમાં ભાષા જાણે નવું કલેવર ધારણ કરે છે ટૂંકી વાર્તામાં શ્રી ધૂમકેતુની જેમ નવલકથા ક્ષેત્રે શ્રી મુનશીએ જે તેજલિસોટો સાહિત્યના ગગનમાં આંક્યો તે કદી ઝાંખો પડનાર નથી ભરૂચના ભૃગુકુળદીપક મુનશીએ, ગુજરાતનીજ નહિ, ભારતની અસ્મિતાનો ધ્વજ દુનિયામાં ફરકતો રાખવા જે જે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ હાથ ધરી, તેમાં નિજી પ્રતિભાનું પ્રતિબિંબ ઝળહળી ઊઠે એટલું જ નહિ ભવિષ્યની પેઢીને પણ પ્રેરણા મળે તે રીતે પ્રતિબિમ્બિત થયું છે સાહિત્ય અને સંસ્કૃતિની સાધનામાં મુનશીજીએ આયખું વહેંચી નાખ્યું હતું – પ્રથમ પાંચ દશાબ્દી સાહિત્યમાં અને શેષ ભારતીય સંસ્કૃતિને અમર બનાવવા "ભારતીય વિદ્યાભવન"ની રચનામાં ગાળી હતી. કોઈ એક વ્યક્તિએ અને તે પણ સાહિત્યક વ્યક્તિએ વ્યક્તિ અને સમાજને સંસ્કૃતિના ઉચ્ચ સોપાને લઈ જવા મુનશી જેટલો પુરુષાર્થ કર્યાનું જાણમાં નથી ભવનનાં બે પાક્ષિકો 'સમર્પણ' અને 'ભવન્સજર્નલ' નિયમિતતા અને ગુણવત્તા માટે અદ્વિતિય છે તેવીજ રીતે "ભારતીય વિદ્યાભવન"માં મુનશીજીનું સંસ્કારરૂપે દેહાંતર થયું હતું તેમ કહેવામાં અતિશયોક્તિ નથી. પ્રતાપી પાત્રોના સર્જનમાં જ નહી—પણ કહેલું જીવી બતાવવામાં તેઓ એટલા જ સફળ નીવડયા હતા.

### અલિયાબેટનું શારકામ

ભાવનગરથી દોઢ દૂર દરિયામાં જે શારકામ ચાલી રહ્યું છે તેમાં બહુ સફળતા મળવાના સંજોગો નષ્ટ થતા જાય છે, તો પણ અનુભવની દૃષ્ટિએ દોઢ કરોડ રૂપિયાના આંધણ પછી, દરિયાઈ શાર કામ માટેની જાણકારી મળશે તે લાભ મોટો હશે. જમીન અને દરિયામાં તેલ માટે સંશોધન કરવું એ અલગ હકીકત બની જાય છે. બન્ને એક બીજાથી ભિન્ન પ્રયોગો છે. વળી તેલ પ્રાપ્તિ માટેના કૂવાઓ ખોદતી વખતે વાસ્તવમાં તો પ્રાયઃ જ કરવાનું હોય છે. પરિણામ તો હરિને હાથ હોય છે. અંકલેશ્વર ક્ષેત્રમાં ભારતને જે સફળતા મળી તેવું પ્રમેયા દરેક કિસ્સામાં હોતું નથી એટલે અલિયાબેટની જેમ તાપીના મુખમાં તથા ખંભાતના અખાતમાં "બોમ્બે હાઈ" વિસ્તારમાં હજુ ઉંડા પાણીના શારકામનો અનુભવ બાકી છે. નિષ્ફળતા મળે તો પણ હતાશા પાલવે નહિ. "કરતાં જાળ કરોળિયો" જેવું આ ધરતીમાંથી 'કાળું' સોનું શોધવાનું કામ છે. ભારતને ખનીજ તેલની હજુ ઘણી મોટી જરૂર ઊભી છે પ્રતિવર્ષ ૧૦૦ કરોડ રૂપિયા તેલની આયાત પેટે ચૂકવવા પડે છે અને માંગ એટલી બધી વધતી જાય છે કે પૃથ્વીના પેટાળમાંથી તેલ શોધવાની પ્રવૃત્તિ વધુ વેગવંતી બનાવવી પડશે. એવું પણ બને કે જમીનમાંથી અને દરિયામાંથી તેલ શોધવાના બે અલગ ખાતાઓ અથવા એકમો કરવા પડે. અત્યારે ઓ એન જી સી તો જમીન ઉપરના શારકામમાં એટલું ગળાડૂબ છે કે તેને દરિયામાં સંશોધન માટે સમય, સામગ્રી તાલીમ પામેલા માણસો ઈત્યાદિની ખેંચ અનુભવી પડે છે.

### વનસ્પતિનો સત્યનાશ

વિયેટનામના યુદ્ધમાં ગાઢ જંગલોમાં સંતાઈને ગેરીલાઓ યુદ્ધ ખેલે છે તેમને ખોળી કાઢવા ગીચ ઝાડી, વનસ્પતિ અને વૃક્ષોનો નાશ કરવા અમેરિકા વનસ્પતિનાશક રાસાયણિક દવાઓ વાપરે છે તેના પરિણામોનું સંશોધન કરવા અમેરિકાના જાણીતા પ્રોફેસર બાયોલોજીસ્ટે ચોંકાવનારી જાહેરાત કરી છે. ત્યાં માઈલોના માઈલ સુધી જમીન ઉજ્જડ અને વેરાન થઈ ગઈ છે. જ્યાં લીલી કૂંજો અને હરિયાળી કાયમ રહેતી ત્યાં આજે રણ વિસ્તાર જેવું લાગે છે એટલું નહી' આ જમીનમાં ફરીથી પલ્લવો અંકુરી ઊઠે એવી શક્યતા નષ્ટ પામી છે જો આ સત્ય હોય તો ખરેખર ઘણું ભયંકર કહેવાય. કોઈપણ દેશ ઉપર રાસાયણિક પ્રક્રિયાથી તેની ભૂમિની ફળદ્રુપતાનો નાશ કરવાનો કોઈ રાષ્ટ્રને અધિકાર હોઈ શકે કેમ તે પ્રશ્ન યુનોમાં લેવો જોઈએ. કેમકે આ રીતે તો વિજ્ઞાનમાં આગળ વધેલાં મહારાષ્ટ્રો નાનકડાં રાજ્યોનું નિકંદન કાઢી નાખે અને તેમને કોઇ અટકાવી પણ શકે નહિ.

# ન્યાયનું તકલાદી ત્રાજવું

વિપ્લવ વૈદ્ય

૧

ઉત્તરથી દક્ષિણે વહેતી ગોમા સ્થાનકપુરથી થોડે છેટે એક મોટો વળાંક લઈ પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે. જે ઠેકાણે નદી વળાંક લે છે ત્યાં ઊંચા ટેકરા આવેલ છે. એમાંના એક ટેકરા ઉપર એક નાનકડી ઝૂંપડી—ઘાસની અને કાંટાની છજાવાળી શાંતિના મુગટ થી શોભતી હતી.

એમાં રહેતા માણસની ઉંમર આશરે પચાસેકની હશે, છતાં શરીર ઉપર ઉંમરની અસર કુદરતની પ્રફુલ્લતામાં નાહવાથી ઓછી દેખાતી હતી. લાકડીના ટેકાની ખાસ જરૂર નહિ હોવા છતાં તે હંમેશા લાકડી સાથે જ રાખતો.

સવારમાં મીઠા અનિલના ચુંબનથી ઉપસી આવતી લાલ નસો જેવા નાના વાદળાઓ અને સાંજે જ્યારે સંધ્યાના ગુલાબી ગાલ પર પક્ષીઓનું પાછું ફરતું એકાદ ટોળું કાળા તલ પેઠે શોભી રહે ત્યારે તે ઝૂંપડી બહાર નીકળી ટેકરા પર બેસી એ દેખાવો સમજવાની વૃત્તિ વગર જોયા કરતો.

, દિવસના થોડાક કલાક ગામમાં—સ્થાનકપુરમાં શેઠ મગનલાલ શાંતિલાલને ત્યાં પરચુરણ કામ કરવા જવા સિવાય તે કશુંયે કરતો નહિ. પોતાને જોઈતું ખાવાનું અને બીજી ચીજો તેને મળી રહેતા એટલે બીજી લાંબી ફિકર તેને નહોતી.

જે ઠેકાણે નદી વળાંક લેતી તે ઠેકાણે એક મોટો ધુનો પડેલો હતો નમતા બપોરે પ્રેમના સ્વપ્નો પેઠે સરકતા માછલાં જોવા તે ઘણીવાર ત્યાં બેઠેલ જોવામાં આવતો.

છેલ્લા દસબાર વર્ષથી તે ત્યાં જ રહેતો. તેના ચહેરા સામે જોનારને પ્રથમ નજરે જ ખ્યાલ આવે કે તે કેટલો મક્કમ હશે, પરંતુ કુદરતના લાંબા સંસર્ગથી તેના મક્કમ—કરડાઈભર્યા ચહેરામાં લાગણી મિશ્રિત દયાની રેખાઓ સ્પષ્ટ તરી આવતી હતી. તેની આંખો કઠોર હતી છતાં આંસુથી ધોવાઈ ધોવાઈને તે કોમળ બની હતી. સમજ્યા વિના સમજવાની ઈચ્છા કર્યા વિના, કાંઈ પણ સવાલ વિના કે સૂક્ષ્મ અર્થ તારવ્યા વિના સૌન્દર્ય જોયા કરવું, પીયા કરવું, એ જ એની જિંદગી.

મનુષ્યો—સુધરેલ મનુષ્યો જ્યારે જાણતાં કે આવી જિંદગી જીવનાર કોઈ ઉચ્ચ કવિ કે તત્ત્વજ્ઞાની નહિ, સાધારણ એટલે કે મધ્યમ વર્ગનો મનુષ્ય પણ નહિ, પરંતુ એક કોળી અને એનું નામ પાંચો હતું ત્યારે પોતાને આદર્શવાદી માનનારના હૃદયના એકાદ છાના કહોવાઈ ગયેલ ભાગમાંથી પણ દુર્ગંધ બહાર આવતી. મનુષ્યોની ઈચ્છા તેને કોળી નહિ, બીજું કંઈક જોવાની હતી, પરંતુ તે કોળી જ હતો.

એક દિવસ સવારના પવનની મીઠી લહરીએ ઘાસ હસતું હતું એ વખતે પાંચો પોતાના ઝૂંપડા પાસે દરરોજ બેસતો તે પથ્થર પર બેસી ભેગા થયેલા પારેવાને જુવાર નાખતો હતો.

એકાએક જગામાં નિરાંતે બેઠેલ બે ત્રણ સસલાને ભગાડતી એક મોટર ઝૂંપડીથી થોડે દૂર આવીને ઊભી રહી. પાંચાના મુખ પર સંધ્યાના બદલાતા રંગ પેઠે બે ત્રણ ભાવોની ફેરબદલી થઈ.

આ પવિત્ર વાતાવરણમાં કોઈ અલૌકિક સૌન્દર્યના ચિત્ર પર ઈર્ષાથી નાખેલ કાળા ડાઘા જેવા ખાખી પોશાકમાં સજ્જ થયેલ બે—ત્રણ માણસોને મોટરમાંથી ઊતરતાં જોઈ થોડી અમંગળ શંકાઓ પાંચાના માનસમાં પસાર થઈ ગઈ. પરંતુ તેમને જોતાં જ તેના મનમાં ચિંતા થઈ, કારણ કે તેનું જીવન સ્નેહ અને સૌન્દર્યના સાગરમાં તરતી નાવડી જેવું હતું. તેને બધી વસ્તુઓ પર પ્રેમ હતો. પ્રેમની વિશાળતાએ તેનામાંથી ખોટી ફિકરને દૂર કરી હતી.

આસપાસની શાંતિને ખિજવાવતાં બે પોલીસ અને ફોજદાર તેની પાસે આવી પહોંચ્યા. ભરપામેલ

પારેવાં પાંખો ફફડાવતાં ઊડી ગયાં

શાંતિની પ્રતિમા જેવા પાંચાની ગરદન પર તુરત જ એક પંજો પડ્યો અને તેના બન્ને હાથ દોરડાથી બંધાઈ ગયા પવિત્ર હવાને ગાળોના અશ્લિલ મોજાઓથી ભરી દઈ મોટર એક વધાર મનુષ્યને લઈ આવેલ માર્ગે ચાલી ગઈ

૨

શેઠ મગનલાલ શાંતિલાલ દયાળુ અને ઉદાર હતા એ શબ્દો જ એમના હૃદયને ઓળખાવવા માટ બસ છે તેમને અને શેઠ મોહનલાલ અમૃતલાલને ઘણા વખતથી ખટરાગ ચાલ્યા કરતો સત્ય અને અસત્યને, પ્રેમ અને દંભને નમ્રતા અને અભિમાનને કદી સાથે ફાવતુ જ નથી મગનલાલનો સ્વભાવ પ્રેમાળ અને નમ્ર હતો બધાની સાથ તે સ્નેહથી હળી જતા ગામની વિધવાઓને છાની રીતે તેમની પાસેથી મદદ મળતી તેમને ત્યાં કામ કરનાર માણસો કોઈપણ ભૂખ્યા-દુખ્યા માણસને શેઠને ત્યાં લઈ જતા અને જરૂર પૂરતુ બધુ તેને ત્યાંથી મળતુ તને ત્યાં જે ચૌદ-પંદર માણસો કામ કરતા તેમાં પાંચો પણ હતો મૂળથી જ શેઠની તેના પર મહેરબાની હતી પરંતુ ત્રણ-ચાર વર્ષ પહેલાં એક સાંજે પાંચાએ રોતાં રોતાં જ્યાર પોતાની બધી વાત કહી ત્યારથી શેઠ તેના તરફ વિશેષ મમતા રાખતા

પાંચાની અગાઉની જિંદગી અંધકારમય હતી અંધકાર પછી જ પ્રકાશ આવે છે ઉનાળા પછી જ આકાશ પવિત્ર અને સ્વચ્છ થાય છે આ સાધારણ કુદરતી નિયમ છે પાપ પછીની પવિત્રતા બહુ જ પ્રેમભીની હોય છે પાંચાની બાબતમાં પણ કાંઈ આવુ જ કાંઈક હતું

તેની સ્ત્રી એક છોકરાને મૂકી મરી ગઈ બાળકને ઉછેરવામાં ઉછેરતાં ઉછેરતાં તેની પાપી અંધારી જિંદગીમાં ક્યારક ક્યારક પવિત્ર પ્રકાશના કિરણો આવતાં ગયા વડીલો બાળકનો હાથ પકડી તેને એ દોર એ તો સાધારણ છે પરંતુ ઘણીવાર બાળકો પણ વડીલોને હાથ પકડી દોર છે

પાનખરનો એક સખત સપાટો આવ્યો છોકરો અચાનક લાગેલી લૂમાં બે દિવસમાં જ મરણ પામ્યો પરંતુ એ સાથે સાથે એ સપાટો પાંચાના પ્રાયશ્ચિતથી પીળા પડેલાં પાપોનાં પાનોને પણ ખંખેરતો ગયો લેતો ગયો

પાંચાએ ઘર છોડ્યું — મોહ છોડ્યો ગામના વાંક ઉપરની તેની ઝૂંપડી તેનું એક પ્રિય ધામ બની રહી અહીં આવ્યો ત્યારથી જ તે શેઠ મગનલાલને ત્યાં કામ કરતો તેમને માટે તેને અતિશય માન હતું ઘણીવાર તે શેઠ મોહનલાલ સાથે તેમના માટે બોલ્યા પણ હતો

મોહનલાલ શેઠ મગનલાલ કરતાં જરા યે ઓછાં માલદાર નહોતા, ઊલટા વધારે હતા, કારણ કે મગનલાલની મિલકત ઉદારતાના પ્રવાહમાં તણાતી જતી હતી પણ મોહનલાલને ત્યાં તો કાવાદાવાના પ્રવાહમાં તણાઈ મિલકત એકઠી થતી જતી હતી મોટાં મોટાં ફંડમાં, સાહેબ લોકને મિજબાની આપવામાં, હમણાં હમણાં કહેવાતા નેતાઓને પોતાને ત્યાં નોતરવામાં તેઓ છૂટથી પૈસા ખરચતા સાચા નેતાઓને — પ્રજાના ખરા સેવકોને બાદ કરતાં લગભગ બધા જ તેમની તરફ ખેંચાતા તેમની શેહમાં દબાતા તેમને નામ કમાવુ હતું અને કમાણા પણ હતા

ગઈ રાત્રે શેઠ મોહનલાલને ત્યાં ચોરી થઈ ?

'ભલે થઈ ' તેમનું ફળદ્રુપ ભેજુ — સડેલુ ભેજુ — વિચાર કરતુ

જ્યાર ખાતર પડ ત્યાર જ જમીન ફળદ્રુપ થાય છે ને ?

સારો પ્લૉટ ઠીક છે '

હમણાં જ એક દિવસ બજારમાં પાંચો તેમની સામે સાચા શબ્દો બોલ્યો હતો ' શેઠ તમ તો કટ લાવ ભેગુ કરી આ સભામાં નજીવા સાજના કરી દીધા '

તેમના મગજમાંથી એ ઝેર અસત્ય લઈ બહાર આવ્યું 'ખરા ચોર ન પકડાય ત્યાં સુધી '

ચોરી થઈ એ જાહેર કર્યું તે સાથ જ ચોરી કરનાર પાંચો છે એમ પણ તેમણે જાહેર કર્યું

ગામમાં ઘણાં માણસોએ તે ન માન્યું. થોડાંએ માન્યુઃ 'સાલો એ જ કામ કરતો હશે ત્યાં એકલો રહીને.' ઘણાનો મત પડયો. ભેજાની દુનિયામાં બનેલ દાખલાઓ આપી ઘણાએ તે મતને પુષ્ટિ આપી.

પરંતુ માણસો શું માને છે શું નહિ તેની શેઠને કાંઈ પડી નહોતી. હમણાં નવા આવેલ ફોજદાર તો તેમના ઓળખીતા હતાં ને ? ફોજદાર હજુ હમણાં જ બદલાઈને સ્થાનકપુર આવ્યો હતો. તે હજુ પોતાના બૈરી છોકરાંને અહીં લાવ્યો નહોતો નિયમ મુજબ તેણે શેઠ મોહનલાલને ત્યાં જ જમવાનું રાખ્યું હતું. અને તેથી......

સવારમાં ફોજદાર પાચાને પકડીને લઈ આવ્યા પોલીસ ખાતાના નિયમ – કળા મુજબ ખીમો કડિયો, નારૂભા પોચીસ, ભગવાન કુંભાર, પથો વગેરે સાક્ષીઓ પણ ઊભા થઈ ગયા.

સારા ચિત્રમાં રંગ પૂરવામાં જે કળા રહેલી છે તે કળા કેસમાં સાક્ષીઓ ઊભા કરવામાં રહેલ છે. જેમ સારો ચિતારો તેમ રંગ વધારે દીપી નીકળે, તેવી રીતે જેમ ફોજદાર સારો તેમ સાક્ષી....

ફોજદારની લાયકાતોમાંથી આ પણ એક લાયકાત છે. હજુ પણ એને ગણવામાં આવે છે. આજે જમાનો બદલાયો છે છતાં પોલીસ ખાતાએ તેની જૂની પુરાણી રીતોને, ખૂબીઓને અજમાવવામાં આવી ગાળો, હંટર, મુક્કા વગેરે તો સામાન્યતઃ હજુ ચાલુ છે.

વાંકા વાંક અંગૂઠા પકડીને ઊભા રાખવા, 'ખુરશી કરાવવી,' ઊંધાડા ઉંલે કરી કેદી પર જોડા સહિત ચડી જવું વગેરે જૂના ઈલાજો તો તેની ઉપર અજમાવવામાં આવ્યા છતાં પાંચિયો ન માન્યો તે ન જ માન્યો.

'ભાઈસા'બ, મારી નાખવો હોય તો મારી નાખો, ખોટું નહિ બોલું. દસ બાર વરસથી ચોરી તો શું પણ ચોરીનો વિચારે ય નથી કર્યો.' આ તેનો જવાબ હતો.

પરંતુ આ નવા ફોજદારે એક નવી રીતની શોધ કરી હતી. તે રીત તેઓ છેલ્લે અજમાવતા અને તે સફળ જ જતી. પાંચો પણ તેને તાબે થયા વિના ન રહી શકયો.

બહાર ચોગાનમાં સાહેબને હીંચકા ખાવા માટે ખાટ બાંધવા ત્રણ લાકડાં ઊભા કર્યા હતાં. બે ઊભાં અને એક ઉપર આડું : આ આડા લાકડા પર સાહેબે એક મોટી ગરેડી જડાવી હતી. તેના ઉપર કેદીને પગમાં હાથ નખાવી ટૂંટિયું વળાવી બાંધવામાં આવતો. બીજો છેડો પોલીસો ખેંચતા, અને કેદી ફાંસની જેમ ગરેડી પાસે પહોંચે એટલે છોડી દેતાં. ફોજદારનું હાસ્ય અને ગાળો તો ચાલુ જ...

છેવટે મહાત થઈ તૂટી ગયેલ હાડકાંવાળો પાંચો બોલ્યો. તેનો દેહ આ વસ્તુ સહન કરી ન શકયો. ગમે તેમ પણ તે જિંદગીમાં ઘણો દૂર પહોંચી ગયો હતો.

'આના કરતાં મારી જ નાખો ને બાપુ, ખોટું શું કામ બોલાવો છો, મેં ચોરી કરી નથી, પણ તમે કહો એમ, મુંથી આ સહન નથી થાતું!'

'હં,' ફોજદાર મનમાં મલકયો.

ફોજદારે થોડા દિવસમાં એક અજબ શોધ કરી જૂની ફાઈલોમાં જોયેલ જિલ્લામાં અને ભાવનગર સ્ટેટમાં ચોરી કરનાર પાંચો કોળી તે આ જ માણસ હતો અને એ રીતે પોતે શકદાર વ્યક્તિને પકડીને એ સાબિત કરી આપ્યું.

શેઠ મગનલાલે ઘણું કર્યું પરંતુ –

*

થોડાં વધારે દિવસો પસાર થયા. ન્યાયધીશે સત્ય વસ્તુ કહેવા જ્યારે પાંચાને કહ્યું ત્યારે ફોજદારે શીખવ્યાં કરતાં જુદું જ તેણે કહ્યું. પરંતુ ચાલતા મુકર્દમામાં ફોજદાર કેદીની માગણી કરે તેવી કોર્ટોમાંની એ કોર્ટ હતી, ત્યારે હજુ તો કાંઈ બગડી ગયું નહોતું. હજુ તો જુબાની જ –

ફોજદારને થોડાં વધારે દિવસો મળ્યાં ન્યાયધીશ પણ મોહનલાલ શેઠના તો –

આ દિવસો દરમિયાન દોરાની જાત વીખાવ

તેમ પાચાનું શરીર વીખાઈ ગયું. હવે તેને વધારે મારી શકાય તેમ નહોતું તેમ ફોજદારને પણ લાગ્યુ.

નદીકાંઠાની ઝૂંપડીમાં આટલા દિવસના જીવને પાચામાં એક મક્કમતા તો સીંચી હતી 'મરી જવું પણ સાચુ બોલવાનું કહેવામાં આવે ત્યારે ખોટું ન જ બોલવું.'

એ ઝૂંપડી—

એ ઝૂંપડી હવે શિયાળિયાનુ ધામ બની હતી પારવાં હવે ત્યાં જતાં પણ ફક્ત રોવા માટે જ. ક્યારેક ત્યાં ધોવા જતો રામો ધોબી નિરાંતે ત્યાં બેસી બીડી પીતો અને સવારે ગઢડિયાથી આવતી લાકડાંની ભારાવાળીઓ ત્યાં બેસી ઘડીક થાક ખાતી.

૩

અમુક દિવસો વીતી ગયા.

એક દિવસ શેઠ મોહનલાલ રાજકોટ ગયા ત્યારે થોડી 'ચીજો' લેવા તે સોનીની દુકાને ગયા.

'ઓંજે માલ તેમને પસંદ નહિ આવે, બાબુ, ઓલ્યો ઘરઘરાઉ આવ્યો છે તે શેઠને બતાવ.'

અને એ ઘરઘરાઉ માલ જોતાં જ શેઠની આંખો ફાટી ગઈ તેમના ગળાનો પડદો જ જાણે તૂટી ગયો હોય એમ બોલવા મહેનત કર્યા છતાં તેમના ગળા માથી અવાજ ન નીકળ્યો

'આ તો મારી મારે ત્યાં ચોરી થઈ હતી . કોણ આપી ગયુ આ ' મહામહેનતે અવાજ ટુકડા થતો થતો બહાર નીકળ્યો

તપાસ થઈ

બધી વાત બહાર આવી સ્થાનકપુરમાં નારુભાએ પોલીસના ટૂંકા પગારમાં પૂરુ નહિ થવાથી બૂધિ મરડી આને રાજકોટ પૈસા મોહનલાલ શેઠને ત્યાં

'જરા બેસો' સ્થાનક પુરના ડૉક્ટર પ્રેમશંકરે ફુરસદે વિઝિટ માટે બોલાવવા આવેલ શેઠ મોહનલાલના પુત્ર ચમનલાલને કહ્યુ. જેલમાં એક કેદીને ' ચમનલાલના ચહેરા તરફ તાકતાં ડૉક્ટરે આગળ ચલાવ્યુ : 'પાચાને ન્યુમોનિયા થયો છે, તેને તપાસતો આવું.'

'પણ સાહેબ, બાપાની તબિયત...'

'છૂટકો નથી, ' ડૉક્ટરે માથું ધુણાવતા કહ્યું

પાચાને ન્યુમોનિયા થયો હતો ડૉક્ટર પહોંચ્યા ત્યારે તે લવતો હતો 'બાર વરસ થયા....મારવો હોય તો મારો... .. '

ડૉક્ટરે તબિયત તપાસી તેમની આંખમાંથી આંસુ પડી ગયા ન્યુમોનિયા ઘણાં દર્દીને તેમણે તપાસ્યા હતા અને ઘણાને ...

પરંતુ પાચાની હાલત જ તેમને રોવડાવી રહી હતી. પાચો તો ભાગ્યશાળી હતો. દર્દીના દુખે આ જ ડૉક્ટર રડતા હતા.

ખેડૂત ને જમીનદાર, મજૂર ને માલિક, ગરીબ ને ધનિક, પ્રજા અને રાજપુરુષો–પ્રધાનો બાબતમાં આમ બને તો ?

' કેમ ? ' ફોજદારનો વિહ્વળ અવાજ આવ્યો.

' કેમ શુ ? તમારી ખૂબી મને પૂછવામાં આવશે ત્યારે હું તો સાચું જ કહીશ ' ડૉક્ટર ડૉક્ટર મટી માણસ બની ગયા

' પણ .. '

' પણ શુ ? ખલાસ છે. '

' મારી નાખવો હોય તો . ' પાચાએ આંખ ઊઘાડી. દરવાજા પાસે બે પોલીસ ઊભા હતા તે માણસાઈમાં ડૂબવા માંડ્યા —તરબોળ થવા માંડ્યા

ન્યાયનું તકટી ત્રાજવું હાલકડોલક થઈ ગયુ



# નિર્ભયતા

કરસનદાસ માણેક

વાત તદ્દન નાની છે, પણ જીવન તો નાની નાની વાતોનું જ બનેલું છે. જેની નાની નાની વાતોમાં પણ મોટાપણું દેખાય, એ જ માણસ મહાન! એથી ઊલટું પણ સાચું છે. માણસ વાતો ગમે તેટલા ઊંચા આદર્શની કરે, પણ જો એની રોજિંદી નાની નાની પ્રવૃત્તિઓમાં એ પામરતા બતાવતો હોય, તો તો એને પામર જ સમજવો.

નાનપણમાં એક શાસ્ત્રીને હું ઓળખતો. ગીતા આખી એમને મોઢે. એક શ્લોક પર પ્રવચન કરવા બેસે, તો પૂરો કલાક કાઢી નાખે. અને તે કલાક પણ કેવો! એની સાઠેસાઠ મિનિટ રસમય! શ્રોતાગણમાંથી ગુંજન થાય છે કે કોઈ ચસે! શાસ્ત્રીની વાણીમાં જાણે કોઈ જાદુ ન હોય!

શાસ્ત્રીજી ઘણા વૃદ્ધ હતા, એટલે ગીતામાં આત્માની અમરતા વિષે જે શ્લોકો છે, તેમાં તો તેઓ ભારે ખીલતા! દાખલા તરીકે

न जायते म्रियते वा कदाचित्
नायं भूत्वा भविता वा न भूयः।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥

એટલે કે નથી આ આત્મા જન્મતો, નથી મરતો; નાશ પામે છે તે શરીર, આત્મા નહિ વગેરે...

વળી,

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

જેવી રીતે જૂનાં કપડાં ઉતારીને માણસ નવાં કપડાં પહેરે છે, તેવી જ રીતે આત્મા જૂના શરીરને ત્યાગીને નવા શરીરમાં પ્રવેશ કરે છે.

શાસ્ત્રીજીના ઉચ્ચારો એટલા બધા મધુર અને શ્લોકોનું એમનું પઠન એટલું બધું સંગીતમય કે મોટાઓ તો ઠીક, પણ અમે છોકરાઓ સુદ્ધાં એમના પ્રવચનમાં જતા અને...શાસ્ત્રીજીને મોઢેથી વારંવાર ઉચ્ચારાતા શ્લોકો અમને ખૂબ આસાનીથી કંઠસ્થ થઈ જતા! શાસ્ત્રીજીને માટે અમારી કલ્પના એવી હતી કે એ વેદકાળના કોઈ ઋષિ જેવા છે–સમતોલ, શાંત, નિર્ભય! મૃત્યુ જ્યારે એમની પાસે આવશે ત્યારે એ કહેશે કે 'આવી પહોંચ્યો, ભાઈ! આવ, શું કાર્યક્રમ છે? આપણે તો અહીં પણ ગીતા ગાવી છે અને ત્યાં પણ ગીતા જ ગાવી છે! ચાલ!'

પણ એકવાર રાતને વખતે શાસ્ત્રીજી અમારા ઘર નીચે દૂધની દુકાન હતી ત્યાં થઈને નીકળ્યા. અમારા લત્તાના અમે પાંચદસ છોકરાઓ, જેઓ મોટે ભાગે શાસ્ત્રીજી અને એમનાં પ્રવચનોથી સુપરિચિત હતા, તેઓ તે વખતે દુકાનની બહાર નાખેલા પાટલાઓ પર બેસીને ગરમ ગરમ દૂધ પી રહ્યા હતા અને દુકાનની આજુબાજુ કૂતરાઓનો અડ્ડો થયો હતો, હંમેશની પેઠે.

હવે તમે જાણો છો, કેટલાક કૂતરાઓ બધીયે વાતોમાં તદ્દન બેપરવા હોય છે. બરાબર રસ્તાની વચ્ચોવચ બેસે! તમારી મોટર ભલે પૂરપાટ દોડતી હોય, અને રસ્તામાં બીજી કોઈ અડચણ પણ ભલે ન હોય, પણ... તમારે આ કૂતરાને ખાતર જ મોટર થોભાવવી પડે!...તમે ભૂંગળું વગાડી વગાડીને થાકો, પણ આમાંના કેટલાક તો જાણે બહેરા જ હશે! સૌરાષ્ટ્રનાં કેટલાંક ગામડાંમાં તો મેં એમ પણ જોયું છે કે તમારી મોટરનું અધીરું ભૂંગળું સાંભળીને કૂતરું એનું પૂંછડું તો ઊંચું નો ન જ થાય, પણ આંખો બંધ કરીને ઊંઘી જાય! જાણે કેમ તમને ચેલેન્જ–આહ્વાન ન આપતું હોય, કે જોઉં છું, તું શી રીતે મારા શરીર ઉપરથી તારી મોટર લઈ જાય છે ને!

હવે અમારા આ શાસ્ત્રીજીને વૃદ્ધાવસ્થાને કારણે આંખોનું કંઈક કાચું હતું અને કૂતરા તો, જે પૂરપાટ ધસતી આવતી મોટરનું ભરણિયું ભૂંગળું સાંભળીને પણ ન ખસે, તે શાસ્ત્રીજીના દક્ષિણી ઢબના લાલ ચંપલના ફટફટાટથી ઓછા ખસવાના હતા! એ તો જાણે રસ્તો મ્યુનિસિપાલિટીએ ખાસ તેમના માટે જ આગવો બનાવ્યો હોય એવી શ્રદ્ધાથી પડ્યા જ રહે! હવે બન્યું એમ કે શાસ્ત્રીજીનો પગ આમાંથી એકાદ કૂતરાની પૂંછડી પર અજાણતાં પડી ગયો અને પછી જો થઈ છે! કૂતરું તો એક નાના કકળાટિયા સાથે પોતાની પૂંછડીને પાછી પોતાની કાયામાં સંતાડીને પૂર્વવત્ ગોઠવાઈ ગયું પણ શાસ્ત્રીજી એક કારમી ચીસ સાથે નાઠા! એટલા ભયભીત થઈને નાઠા (સંભવ છે કે કૂતરાની પૂંછડીને તેમણે સાપ પણ ધારી લીધો હોય!) કે કૂતરાને જો સંસ્કૃત આવડતું હોત, અને જો એ ગીતા ભણ્યો હોત તો તે શાસ્ત્રીજીની પાછળ દોડી તેમને ઊભા રાખીને મીઠો ઠપકો આપત કે 'મહારાજ, નાસો છો શું કરવા? नैन छिन्दन्ति शस्त्राणि नैन दहति पावक। આત્માને નથી કૂતરો કરડતો કે નથી સર્પ ડસતો'

ખરેખર, મૃત્યુનો ભય જ માણસને કાયર અને પામર બનાવે છે! હકીકતમાં બધા ભય મૃત્યુ-ભય-મૂલક છે, એટલે કે બધા ભયોનું ઉદ્ભવસ્થાન મૃત્યુનો ભય જ છે, એ જો માણસ સમજી જાય અને મૃત્યુનો ભય મૂકી દે તો એ જીવનની મઝા માણી શકે પણ આવી નિર્ભયતાની વાતો કરવી જેટલી સહેલી છે, તેટલી જ એને જીવનમાં સિદ્ધ કરવી મુશ્કેલ છે

હા નિર્ભયતા-અભયવૃત્તિ-મુશ્કેલ જરૂર છે પણ કોઈ એમ માને કે જીવનમાં સર્વથા નિર્ભય બનવું એ અશક્ય છે, તો તે પણ બરાબર નથી ભયને જીતવો અશક્ય નથી માણસ ધારે તો ધીરે ધીરે પ્રયત્ન અને અભ્યાસથી અભય કેળવી શકે છે ગાંધીજી આદિ મહાપુરુષોના દાખલા તો આપણી સામે પડ્યા જ છે. પણ આપણને સૌને એવા નાના નાના માણસો પણ કોઈ કોઈ વાર મળી જાય છે, કે જેમણે ભય માત્રને સર્વથા નહિ તોપણ મોટે ભાગે તો છોડી જ દીધો હોય છે

એક ભાઈને હું ઓળખું છું, સારી રીતે વરસોથી એ માંદા રહે છે પૈસે-ટકે પણ એટલા બધા સુખી નથી કે માંદગીને લાડ લડાવે ખાસ અનિવાર્ય જણાય અને શરીર હડતાળ પાડે તો જ ખાટલો ઢાળે, બાકી તો બીમારીને ગણે જ નહિ! જ્યારે જુઓ ત્યારે એમના ચહેરા પર કોઈ બ્રહ્મનિષ્ઠની પ્રશાંત પ્રસન્નતા તરવરતી જ હોય!

એકવાર એમને નાગ કરડ્યો. વરસાદની ઋતુ હતી અને એમના ઘરના ફળિયાના દ્વાર પાસે કીચડિયા પાણીનાં ખાબોચિયાં ભરાયાં હતાં રાતનો વખત, વાદળિયા આકાશનું ઘેરું અંધારું, પાણી વચ્ચે નાના નાના પથરાઓ પર કૂદતાં કૂદતાં ફાટક વટાવી ફળિયામાં દાખલ થવાનું તેમાં એકાદ પથ્થરનું ઓશીકું કરીને આ નાગ મહાશય આરામ ફરમાવતા હશે, ત્યાં આ અમારા મામાશ્રીનો પગ જરાક એમના મોં ઉપર નહિ, તોપણ એમની મૂછ પર પડ્યો અને એમણે ફટ દઈને મામાને પગે ડંખ દીધો! અને પછી સડસડાટ વિદાય થઈ ગયો' જ્યારે મેં મામાએ એને બરાબર જોયો! પગે ડંખ થવાને લીધે મામાનું શરીર પણ એક વાર પળ અસ્થિર બન્યું પણ પછી તરત જ તે મામાના કાબૂમાં આવી ગયું

પણ ફળિયા બારણા પાસે આટલો ખળભળાટ સાંભળીને મામી, જે મામાની વાટ જોતા હતા, તે બહાર આવ્યાં અને જુએ છે તો, એક પગ એક પથ્થર પર, ને બીજો બીજા ઉપર, એવી સ્થિતિમાં ઊભેલા મામા - બંને હાથથી એક પગને દાબી રહ્યા છે'

'શું થયું?'

'સાપ કરડ્યો લાગે છે!'

'હે! સરપ! અરે શાંતિભાઈ, જીવણભાઈ જયંતી! દોડો દોડો, તમારા મામાને સાપ કરડ્યો છે!'

'શું કરવા આમ નો બધો ગોકીરો કરે છે, નમામો! એના કરતાં એક ટેક્સી ગોતી આવ કાં કથી તો આપણે દવાખાને પહોંચી જઈએ

'શું છે, શું છે, મામા શું થયું?'

'ક્યે નથી જીવણભાઇ, એ તો જરા સાપ કરડ્યો છે !'

'હે, જરા સાપ કરડ્યો છે ! અરે જરા કે વધારે ! પણ સાપ તે સાપ ! સાપ કરડ્યો છે ને તમે આમ નિરાતે બેઠા છો ! તમે તો ગજબ છો, મામા !'

'ટેકસી લેવા ગઇ છે, તારી મામી, ભાઈ. બીજુ શુ થાય ?'

'બીજુ' શુ થાય ? હવો સાંભળો ! આ મામાય છે ને ! સાપ કરડ્યો છે તે જાણે મકોડો કરડ્યો હોય એવી રીતે નિરાતે બેઠા બેઠા પૂછ્યા કરે છે કે બીજુ' શુ થાય ! તમે આમ ને આમ એક દી '

'એક દી તો ભાઇ, સૌને જવાનુ છે ! એનું તેડુ આવશે ત્યારે એક પળ પણ કોઇથી રોકવાનુ નથી ! પણ બધાય સાપ ઝેરી નથી હોતા. જીવણ ભાઇ ! સંભવ છે કે આ સાપ ઝેરી પણ હોય ! પણ ઝેરી હોય તોપણ ઝેર ચઢ્યુ નથી ત્યા લગી શું કામ ધમાધૂમ કરવી ? આ હવે આ ટેકસી પણ આવી ગઇ ! આવો છો ને તમે સાથ ?'

'આવુ તો ખરો પણ પેલો ..'

'અરે ! સાપ તો ક્યારનો ચાલ્યો ગયો–મોરો પડીને ! એ બિચારાને એમ થયુ હશે કે આપણી પૂછ દબાણી, એના બદલામા આ ભાઇને સહેજ બટકુ ભર્યું', તેમા તો એણે આખા શેરીને સિસકારી મૂકી, મારી સામે ! એટલે એ તો હવે પૂરા એક વરસ સુધી આ તરફ નહિ આવે !'

દિવસો પછી મને મામા મળ્યા ત્યારે મે પૂછ્યુ.

'તમને સાપ કરડ્યો ત્યારે કૈ ન થયુ ?'

'પહેલાં તો ચટકો વાગ્યો અને ખૂબ બળતરા થવા લાગી અને પછી નીચે નજર ગઇ તો નાગને દીઠો. એટલે થયુ કે ખલાસ ! હવે હાયવોય કરવી નકામી છે !'

'પણ તમે બીન્યા નહિ ?'

'બીન્યો તો ખરોજ, પણ થાય શુ ? રાડા-રાડ કે રડારોળ કરવાથી કૈ સાપ કરડ્યો ન કરડ્યો ઓછો જ થવાનો હતો ? એટલે પછી આપણે તો સાપના ઇલાજની વાતોમાં સાંભળ્યુ હતું તેમ ડંખને બે હાથથી ચકડાવીને ઝાલીને બેસી ગયા !'

'પણ એ વખતે મામી ન આવી પહોચ્યાં હોત અને ટેકસી ન લાવ્યા હોત, તો શુ થાત ?'

'તો હુ ધીરે ધીરે ઘરમાં જાત અને ઉકાળત એને, અને ટેકસી મગાવત બીજુ શુ ?'

'પણ મામા, તમને ખરેખર કૈ જ ન થયુ નાગ કરડ્યો ત્યારે !'

'એ તો એમ છે ભાઈ, કે મારા એક ફુઈમા હતા –'

'હા !'

'તેમને લીધે સર્પોથી તો હુ બચપણથી જ ટેવાઇ ગયો હતો !'

'એ વળી કેવી રીતે ?'

'ફુઇમાની સાથે તે વખતે હુ ગામડે રહેતો. હવે ગામડાગામમા-હુ આજથી ત્રીસ વરસ પહેલાની વાત કરુ છુ–સાપ તો ગમે ત્યાં ને ગમે ત્યારે ભેટી જાય ! હુ તો બહુ બીતો, શરૂઆતમા પણ મારા ફુઇમા જ્યારે જ્યારે સાપ મારી સામે આવે ત્યારે પોતાની લાકડી ભોય પર ઠપકારતાં જાણે કોઇ હઠીલા ડોસાને ન કહેતા હોય એમ સાપને ઠપકો આપે :

'હવે લાજો લાજો ! આવડા મોટા થઇને, આ ટચલી આંગળી જેવા છોકરાને બિવડવતા શરમાતા નથી ! .' અને સાપ એમની લાકડીના ઠપકારથી હો કે પછી એમના મેણાની થપાટથી હો ..કે પછી પોતાની મેળે, પણ સડેડાટ કરતા ચાલ્યા જતા !'

'ત્યારે તમને નિર્ભયતાનો પહેલો પાઠ તમારી ફુઇમાએ શીખવ્યો કાં ?'

'કોણ જાણે ભાઈ ! પણ ફુઇમા હતાં જબરાં ! મે તો એમને કદી પણ ભયભીત નથી જોયા !'

અને મે મામાને કદી ભયભીત નથી જોયા આપણે બધા જે જે વસ્તુઓથી બીએ છીએ...પમાર–

કાપ, નુકસાન, બેકારી, ટાઈફોઈડ, દમ, સર્પદંશ... વગેરે અનેક આપત્તિઓ સૃષ્ટિના કોઈ અગોચર નિયામકે ખાસ એમને અનુલક્ષીને જ જાણે સંકટોનું સમય પત્રક બનાવ્યું ન હોય એવી નિયમિતતાથી, તેમના ઉપર ઝીંકાયે જ જાય છે. પણ એ...એમની એક બીજી વિશેષતા કહું ? કદાચ નિર્ભયતા કેળવવામાં એ વિશેષતાએ પણ થોડોઘણો ફાળો આપ્યો હશે એ પોતે ગમે તેટલા માંદા હોય, પણ કોઈ પાડોશી કે પરિચિત માંદો છે એમ સાંભળે તો તેની સારવારમાં જરૂર પહોંચી જાય, પોતાનું શરીર સાવ પથારીવશ ન થયું હોય તો ! અમારા વર્તુળમાં તો મામા સંકટ સમયની સાંકળ જેવા મનાય છે કોઈ માંદાની પથારી પાસે રાતજગો કરવો હોય કે કોઈ મરી ગયું એને મસાણે ભેગું કરવું હોય, તો બોલાવો મામાને ! મને તો લાગે છે કે જગતને માટે સંકટસમયની સાંકળ બનવું એ જ કદાચ, નિર્ભય થવાનો સૌથી મોટો કીમિયો હશે ! જે હોય તે, પણ એક વાત નિર્વિવાદ માણસ પોતાના સ્વાર્થની સાંકડી દુનિયામાંથી મુક્ત થઈને, બીજાઓની દુનિયા સાથે જેટલે અંશે વધુ એકરૂપ થઈ જાય, તેટલે અંશે તે વધારે ઉન્નત બને; વધુ શાંત, વધુ નિર્મળ, વધુ નિર્ભય બને ! એટલે જ તો આપણાં ઉપનિષદો કહે છે ને કે,

यद् भूमा तन् सुखम् नाल्पे सुखमस्ति ।

## વિવેક વિનાનું ભણતર

આજે બુદ્ધિ વિચિત્ર બનતી જાય છે જ્ઞાન વધે છે ખરું. પણ પેટ ખાતર દરેક પ્રકારનાં પાપ કરવા માણસ તૈયાર થઈ જાય છે કેળવણીમાંથી વિવેક જતો રહ્યો છે એથી કલ્યાણકારી બુદ્ધિ વધતી નથી બુદ્ધિ વૈભવવિલાસને માર્ગે વળી છે એમાં બધાં વ્યસનો સમાયાં છે એ જ્ઞાન શા ખપનું ? જ્ઞાન તો આત્મા, જીવાત્મા અને પરમાત્માનું હોવું જોઈએ

મને તો ભણતર વધે તેમ ફાળ પડે છે ભણનારાને પૂછો કે તેં આજ સુધી ઉપયોગમાં લીધેલી અને તારા ઉપયોગની કઈ ચીજ તું બનાવીશ? તો એની પાસે કશો જ જવાબ નથી ત્યારે નવું સર્જન કરશે કોણ ? કરવું પડે ત્યારે નિરુપાયે કરશે બાકી સર્જનની તાલીમ તો મળતી નથી

આપણું મોઢું આજે પશ્ચિમ તરફ છે પશ્ચિમમાંથી જે આવે તે સારું. વેદ પણ જો પશ્ચિમવાળા સારો કહે તો આપણે વેદને સારો માનીએ.

સેવા કરવી એ આપણી સંસ્કૃતિ છે એક ગામમાં અમે ગયા. ત્યાં એક ખ્રિસ્તી બહેન ગરીબોની સેવા કરે. અમે કહ્યું કે, અમારા દેશ ઉપર તમને આટલો બધો પ્રેમ ક્યાંથી આવ્યો ? તો કહે, 'મને સેવા કરવી ગમે છે' આ સેવા કરવી તે આપણી સંસ્કૃતિ. પણ અહીંથી આપણી સંસ્કૃતિ એ લઈને જાય અને ત્યાંથી પાછી લેતા આવે ને આપણી સેવા કરે. આપણે તો સંસ્કૃતિ ખોઈને સેવા લેવાનું સ્વીકાર્યું.

ચૂંટણી માટે તૈયાર થયેલા લોકો કહે છે કે 'અમારા હાથમાં સત્તા આવે તો લોકોનું આમ ભલું કરી નાખું ને તેમ ભલું કરી નાખું,' અલ્યા, લોકોનું જ ભલું કરવું હોય તો સત્તા વિના જ કરો ને ?

રવિશંકર મહારાજ

# તમે મને બચાવી છે....

મહાદેવ સહા

પોતાના શિવપુરના મકાનમાં શરતચંદ્ર એક દિવસ સાવિત્રીસંપન્ન ચટ્ટોપાધ્યાય સાથે વાતો કરતા હતા. શરતચંદ્રે કહ્યું : "જો સાવિત્રી, મારા 'ચરિત્રહીન' પુસ્તક સંબંધમા એક વાર ઘણી મઝની ઘટના બની આ વખત કાશીમાં આ વાત સાભળી આવ્યો છું તો એ સાંભળ :

આ વખતે કાશીમાં 'ઉત્તરા'ના સંપાદક ચક્રવર્તીને ત્યાં હું ઊતર્યો હતો એક દિવસ સવારે કેટલાક બંગાળી સજ્જનો ત્યાં આવ્યા અને મને કહ્યું કે બંગાળી ભાઇઓ તમને મળવા માગે છે. આ માટે અમે એક સભાની યોજના પણ કરી છે. તમારે એમાં આવવું પડશે. એમને ખબર હતી કે કંઇક બોલવા માટે મને કહેવામાં આવશે તો હું કદાચ નહિ જાઉં એટલે માત્ર હાજરી આપવાનુ કહીને ગયા.

એમની વિનંતિની હું ઉપેક્ષા કરી શકયો નહિ જવાનું વચન પણ આપી દીધું. સભામાં માળા, ચંદન ધૂપ વગેરે કોઇ પણ વસ્તુની ઊણપ નહોતી. એમના સ્વાગતમાં સાચી લાગણી હતી. ત્યાં જવાથી મને ઘણો આનંદ થયો.

સભાના અંતે જ્યારે મોટા ભાગના લોકો ચાલ્યા ગયા હતા અને હું પણ ઊઠવાની તૈયારી કરતો હતો ત્યાં એ વિધવા મારી પાસે આવીને ઊભી રહી. એકની ઉંમર ઠીક ઠીક મોટી હતી ત્યારે બીજી વીસ-બાવીસ વર્ષની હશે. ઓછી ઉંમરવાળી વિધવા પાસે આવીને પ્રણામ કરી મારી તરફ એવી રીતે જોઇ રહી કે જાણે હું એનો ઘણો જૂનો પરિચિત હોઉં, મૃદુ સ્વરે એ બોલી : 'તમે મને બચાવી છે, તમે મારા ગુરુ છો, હું તમારી ખાસ ઋણી છું.'

મહિલાની વાત સાંભળીને હું અવાક્ થઇ ગયો. જરા અચકાઇને મેં કહ્યું : 'મેં તમને બચાવ્યા છે ? કયારે ? કયાં ? મને તો કંઇ જ યાદ નથી. આ ઉપરાંત, આ અગાઉ મેં તમને કયાંય પણ જોયા હોય એવું પણ મને યાદ નથી'

મહિલા વિધવા હતી પણ ખૂબ જ સુંદર હતી. ગોરું એનું રૂપ હતું, એવી જ હતી એના ચહેરાની કાંતિ. મને એક બાજુ બોલાવીને એણે જે પોતાની કથા કહી એ આ પ્રમાણે છે :

'મારા પિતા બંગાળની બહાર એક કૉલેજના અધ્યાપક છે. હું મારા પિતા પાસે જ હંમેશાં રહી છું. મારી ઉંમર બે વર્ષની હતી ત્યારે મારી માતાનુ અવસાન થયુ ત્યારથ. પિતાએ જ મને પાળી પોષીને મોટી કરી છે. સત્તર વર્ષની ઉંમરે મારા લગ્ન થયાં પણ આ કાશીમાં ત્રણ દિવસના તાવમાં જ મારા પતિનું અવસાન થયું. એમના મૃત્યુ બાદ હું મારા પિતા પાસે પાછી ફરી. હુ એનું એક માત્ર સંતાન હતી. મને એમણે ફરી ભણાવવા માંડી.

'પિતાનો એક વિદ્યાર્થી હતો. એ અમારા જ ઘરમાં રહેતો હતો, પિતા એના પ્રત્યે ઘણો સ્નેહ રાખતા—કોઈ પોતાના પુત્ર પ્રત્યે પણ એટલો સ્નેહ નહિ રાખતું હોય. વર્ગમાં કયા દિવસે કયું વ્યાખ્યાન કરવાનું છે એની નોંધ એ રાખતો. જરૂરી પુસ્તકો અને નોટબુકો પણ એ જ તૈયાર કરી રાખતો. હું એમની પાસે ગણિત અને સાહિત્યનો અભ્યાસ કરતી. આ રીતે દોઢ વર્ષ પસાર થઇ ગયું.

આ રીતે મળવાથી અમારા બંનેમાં સારું એવુ પરિવર્તન થયું. આ હકીકતની ખબર પડતાં એ વિદ્યાર્થીએ એકવાર પિતાજીને કહી દીધું કે એ મને નહિ ભણાવે. પિતાજીએ મને ગુસ્સે થઇને કલકત્તા મોકલી આપી. હું કલકત્તા આવી તો ખરી પણ મારું હૃદય તો ત્યાં જ રહી ગયું હતું. થોડા દિવસ થયા ત્યાં તો અમારા વચ્ચે પત્રવ્યવહાર ચાલવા લાગ્યો. એક દિવસ અચાનક એ છોકરો કલકત્તા આવ્યો. હવે અમે બંને નિયમિત રીતે મળી શકતા હતા. એમાં કોઇ રુકાવટ નહોતી. એક દિવસ

કાપ, નુકસાન, બેકારી, ટાઇફોઇડ, દમ, સર્પદંશ... વગેરે અનેક આપત્તિઓ સૃષ્ટિના કોઇ અગોચર નિયામકે ખાસ એમને અનુલક્ષીને જ જાણે સંકટોનું સમયપત્રક બનાવ્યું ન હોય એવી નિયમિતતાથી, તેમના ઉપર ઝીંકાયે જ જાય છે. પણ એ .એમની એક બીજી વિશેષતા કહું ? કદાચ નિર્ભયતા કેળવવામાં એ વિશેષતાએ પણ થોડોઘણો ફાળો આપ્યો હશે એ પોતે ગમે તેટલા માંદા હોય, પણ કોઈ પાડોશી કે પરિચિત માંદો છે એમ સાંભળે તો તેની સારવારમાં તરત પહોંચી જાય, પોતાનું શરીર સાવ પથારીવશ ન થયું હોય તો! અમારા વર્તુળમાં તો મામા સંકટ સમયની સાંકળ જેવા મનાય છે કોઇ માંદાની પથારી પાસે રાતજગો કરવો હોય કે કોઇ મરી ગયું એને મસાણ ભેગું કરવું હોય, તો બોલાવો મામાને! મને તો લાગે છે કે જગતને માટે સંકટસમયની સાંકળ બનવું એ જ કદાચ, નિર્ભય થવાનો સૌથી મોટો કીમિયો હશે! જે હોય તે, પણ એક વાત નિર્વિવાદ માણસ પોતાના સ્વાર્થની સાંકડી દુનિયામાંથી મુક્ત થઇને, બીજાઓની દુનિયા સાથે જેટલે અંશે વધુ એકરૂપ થઇ જાય, તેટલે અંશે તે વધારે ઉન્નત બને, વધુ શાંત, વધુ નિર્મળ વધુ નિર્ભય બને! એટલે જ તો આપણાં ઉપનિષદો કહે છે ને કે,

यद् भूमा तत् सुखम् नाल्पे सुखमस्ति ।

*

## વિવેક વિનાનું ભણતર

આજે બુદ્ધિ વિચિત્ર બનતી જાય છે જ્ઞાન વધે છે ખરુ પણ પેટ ખાતર દરેક પ્રકારનાં પાપ કરવા માણસ તૈયાર થઇ જાય છે કેળવણીમાંથી વિવેક જતો રહ્યો છે એથી કલ્યાણકારી બુદ્ધિ વધતી નથી બુદ્ધિ વૈભવવિલાસને માર્ગે વળી છે એમાં બધા વ્યસનો સમાયાં છે એ જ્ઞાન શા ખપનું? જ્ઞાન તો આત્મા, જીવાત્મા અને પરમાત્માનું હોવું જોઈએ

મને તો ભણતર વધે તેમ ફાળ પડે છે ભણનારાને પૂછો કે તેં આજ સુધી ઉપયોગમાં લીધેલી અને તારા ઉપયોગની કઇ ચીજ તું બનાવીશ? તો એની પાસે કશો જ જવાબ નથી ત્યારે નવું સર્જન કરશે કોણ ? કરવું પડે ત્યારે નિરુપાયે કરશે બાકી સર્જનની તાલીમ તો મળતી નથી

આપણું મોઢું આજે પશ્ચિમ તરફ છે પશ્ચિમમાંથી જે આવે તે સારુ. વેદ પણ જો પશ્ચિમવાળા સારો કહે તો આપણે વેદને સારો માનીએ.

સેવા કરવી એ આપણી સંસ્કૃતિ છે. એક ગામમાં અમે ગયા. ત્યાં એક ખ્રિસ્તી બહેન ગરીબોની સેવા કરે. અમે કહ્યું કે, અમારા દેશ ઉપર તમને આટલો બધો પ્રેમ ક્યાંથી આવ્યો ? તો કહે, 'મને સેવા કરવી ગમે છે.' આ સેવા કરવી તે આપણી સંસ્કૃતિ. પણ અહીંથી આપણી સંસ્કૃતિ એ લઈને જાય અને ત્યાંથી પાછી લેતા આવે ને આપણી સેવા કરે. આપણે તો સંસ્કૃતિ ખોઈને સેવા લેવાનું સ્વીકાર્યું.

ચૂંટણી માટે તૈયાર થયેલા લોકો કહે છે કે 'અમારા હાથમાં સત્તા આવે તો લોકોનું આમ ભલું કરી નાખું ને તેમ ભલું કરી નાખું.' અલ્યા, લોકોનું જ ભલું કરવું હોય તો સત્તા વિના જ કરો ને ?

રવિશંકર મહારાજ

# તમે મને બચાવી છે....

મહાદેવ સહા

પોતાના શિવપુરના મકાનમાં શરતચંદ્ર એક દિવસ સાવિત્રીસંપન્ન ચટ્ટોપાધ્યાય સાથે વાતો કરતા હતા.

શરતચંદ્રે કહ્યું : "જો સાવિત્રી, મારા 'ચરિત્રહીન' પુસ્તક સંબંધમા એક વાર ઘણી મઝાની ઘટના બની આ વખત કાશીમાં આ વાત સાંભળી આવ્યો છું તો એ સાંભળ :

આ વખતે કાશીમાં 'ઉત્તરા'ના સંપાદક ચક્રવર્તીને ત્યાં હું ઊતર્યો હતો એક દિવસ સવારે કેટલાક બંગાળી સજ્જનો ત્યાં આવ્યા અને મને કહ્યું કે બંગાળી ભાઈઓ તમને મળવા માગે છે. આ માટે અમે એક સભાની યોજના પણ કરી છે. તમારે એમાં આવવું પડશે. એમને ખબર હતી કે કંઈક બોલવા માટે મને કહેવામાં આવશે તો હું કદાચ નહિ જાઉં એટલે માત્ર હાજરી આપવાનું કહીને ગયા.

એમની વિનંતિની હું ઉપેક્ષા કરી શક્યો નહિ. જવાનું વચન પણ આપી દીધું સભામાં માળા, ચંદન ધૂપ વગેરે કોઇ પણ વસ્તુની ઊણપ નહોતી. એમના સ્વાગતમાં સાચી લાગણી હતી. ત્યાં જવાથી મને ઘણો આનંદ થયો.

સભાના અંતે જ્યારે મોટા ભાગના લોકો ચાલ્યા ગયા હતા અને હું પણ ઊઠવાની તૈયારી કરતો હતો ત્યાં એ વિધવા મારી પાસે આવીને ઊભી રહી. એકની ઉંમર ઠીક ઠીક મોટી હતી ત્યારે બીજી વીસ-બાવીસ વર્ષની હશે. ઓછી ઉંમરવાળી વિધવા પાસે આવીને પ્રણામ કરી મારી તરફ એવી રીતે જોઇ રહી કે જાણે હું એનો ઘણો જૂનો પરિચિત હોઉં, મૃદુ સ્વરે એ બોલી : 'તમે મને બચાવી છે, તમે મારા ગુરુ છો, હું તમારી ખાસ ઋણી છું.'

મહિલાની વાત સાંભળીને હું અવાક્ થઇ ગયો. જરા અચકાઇને મેં કહ્યું : 'મેં તમને બચાવ્યા છે ! ક્યારે ! ક્યાં ? મને તો કંઇ જ યાદ નથી આ ઉપરાંત, આ અગાઉ મેં તમને ક્યાંય પણ જોયા હોય એવું પણ મને યાદ નથી'

મહિલા વિધવા હતી પણ ખૂબ જ સુંદર ગોરું એનું રૂપ હતું, એવી જ હતી એના ચહેરાની કાંતિ. મને એક બાજુ બોલાવીને એણે જે પોતાની કથા કહી એ આ પ્રમાણે છે :

'મારા પિતા બંગાળની બહાર એક કૉલેજના અધ્યાપક છે. હું મારા પિતા પાસે જ હંમેશા રહી છુ. મારી ઉંમર બે વર્ષની હતી ત્યારે મારી માતાનું અવસાન થયુ ત્યારથ. પિતાએ જ મને પાળી પોષીને મોટી કરી છે. સત્તર વર્ષની ઉંમરે મારા લગ્ન થયાં પણ આ કાશીમાં ત્રણ દિવસના તાવમાં જ મારા પતિનું અવસાન થયું. એમના મૃત્યુ બાદ હું મારા પિતા પાસે પાછી ફરી. હું એનું એક માત્ર સંતાન હતી. મને એમણે ફરી ભણાવવા માંડી.

'પિતાનો એક વિદ્યાર્થી હતો. એ અમારા જ ઘરમાં રહેતો હતો, પિતા એના પ્રત્યે ઘણો સ્નેહ રાખતા—કોઈ પોતાના પુત્ર પ્રત્યે પણ એટલો સ્નેહ નહિ રાખતું હોય. વર્ગમાં કયા દિવસે કયું વ્યાખ્યાન કરવાનું છે એની નોંધ એ રાખતો. જરૂરી પુસ્તકો અને નોટબુકો પણ એ જ તૈયાર કરી રાખતો. હું એમની પાસે ગણિત અને સાહિત્યનો અભ્યાસ કરતી. આ રીતે દોઢ વર્ષ પસાર થઇ ગયું.

આ રીતે મળવાથી અમારા બંનેમાં સારું એવું પરિવર્તન થયું. આ હકીકતની ખબર પડતાં એ વિદ્યાર્થીએ એકવાર પિતાજીને કહી દીધું કે એ મને નહિ ભણાવે. પિતાજીએ મને ગુસ્સે થઇને કલકત્તા મોકલી આપી. હું કલકત્તા આવી તો ખરી પણ મારું હૃદય તો ત્યાં જ રહી ગયું હતું. થોડા દિવસ થયા ત્યાં તો અમારા વચ્ચે પત્રવ્યવહાર ચાલવા લાગ્યો. એક દિવસ અચાનક એ છોકરો કલકત્તા આવ્યો. હવે અમે બંને નિયમિત રીતે મળી શકતા હતા. એમાં કોઇ રુકાવટ નહોતી. એક દિવસ

અમે નક્કી કર્યું કે ભને જે થવુ હોય તે થાય, આપણે ભાગીને ક્યાંક જઇએ અને સદાને માટે મળી જઇએ

'એ રાતે હુ જાગતી રહુ અને એ રાત્રે બે વાગ્યે ગાડી સ્ટનને આવે એમ નક્કી થયુ નીચે જે ખંડમાં હું રહુ છું એનું બારણું એ ખખડાવે એટલે હું એની સાથે નીકળી પડુ

'એ દિવસની વાત હુ સહેલાઈથી નહિ ભૂલુ. બધો સમય એક પ્રકારની વિચિત્ર બેચેની, ચિંતા, અને ઉત્તેજના રહી. આજે મે મારા મામાના દીકરા ભાઈને લાઇબ્રેરીમાંથી એક નવલકથા લાવવા માટે કહ્યુ ઊંઘ ન આવી જાય એ માટે ચોપડી વાંચીને જાગવાનો મે નિશ્ચય કર્યો હતો

મારા ભાઈએ જે નવલકથા લાવીને મને આપી-એના ઉપર 'ચરિત્રહીન' એવુ નામ છાપેલુ હતું એ વાચીને મારુ હૃદય ધડકવા લાગ્યુ-પ્રકૃતિનો કેવો પરિહાસ

'ભોજન બાદ બધા સૂવા માટે ચાલ્યા ગયા પુસ્તક સાથે રાખીને મે પણ મારા કમરાનાં બારણાં વાસી દીધા

'પુસ્તક મેં પૂરું કર્યું ત્યારે ગતના બે થવા આવ્યા હતા એટલીવારમાં તો મે મારું કર્તવ્ય નિશ્ચિત કરી લીધુ હતુ તમારી કિરણમયીએ મને બચાવી લીધી

'યથાસમયે બારણા પર ટકોરા પડ્યા હું સમજી ગઈ કે એ આવી ગયો છે બારણું ખોલીને મે એને કહ્યુ કે હુ નહિ આવી શકું. મને ક્ષમા કરે.

'થોડીવાર સુધી એ લાચાર બનીને ઊભો રહ્યો પછી લાંબો નિશ્વસ નાખીને એ ચાલ્યો ગયો

'એ દિવસે જો હું તમારું 'ચરિત્રહીન' નામનું પુસ્તક ન વાચત તો આજ ક્યાં હોત, મારી શુ દશા થાત એનો વિચાર પણ હું કરી શકતી નથી તમે જ મારી રક્ષા કરી છે હું તમારી ચિરકૃતજ્ઞ છુ'

*

## જ્ઞાનદીપક પ્રગટાવવો

માધવરાવ પેશ્વાના જન્મદિને બ્રાહ્મણને દાન દેવ તા હતા કોઈએ ધન, કોઈએ અન્ન, કોઈએ વસ્ત્ર, તો કોઈએ ભૂમિ માગી, ત્યાં તેર-ચૌદ વર્ષનો તેજસ્વી બ્રાહ્મણકુમાર આવી ચડયો તેણે કહ્યુ ' રાજન્, આમાનુ કઈ મને ન ખપે મને તો માત્ર જ્ઞાનદાન જ આપો'

પેશ્વાએ પૂછ્યુ 'બીજુ કઈ નહિ અને જ્ઞાનદાન કેમ ?'

'રાજન, મે જોયુ છે કે જેમને ધન-દાન, મળ્યુ છે તે ક્રમશ નાશ પામ્યું છે અન્નદાન પણ ખવાતો ખવાતાં ખૂટી પડ્યુ છે. વસ્ત્રદાન પણ જીર્ણ-શીર્ણ થઈ ગયુ છે ભૂમિ દાન પણ નિરર્થક નીવડ્યુ છે એકમાત્ર જ્ઞાનદાન જ અચળ-અવિરળ રહ્યુ છે ખરચતા ખૂટે નહિ અને વાપરતા વધે એવુ આ એક જ દાન છે એટલુ જ નહિ પેઢી દર-પેઢી સુધી પહોંચે એવુ આ સર્વશ્રેષ્ઠ દાન છે હું અનાથ હોવાથી અભણ રહ્યો છુ, માટે, મારી એ જરૂરિયાત પૂરી પાડશો તો આપનો આજીવન ઋણી થઈશ '

પેશ્વાએ પ્રસન્ન થઈ તેને અભ્યાસની સગવડ કરી આપી, કાશી જઈને, ભણીગણીને, તે મોટો ન્યાયાધીશ બન્યો એ નામાંકિત ન્યાયમૂર્તિ હતા, પ્રસિદ્ધ રામશાસ્ત્રી.

# સ્વસ્તિક

ડૉ. રામાનંદ તિવારી

મંગલકામનાની ભાવના આપણી સંસ્કૃતિના અનેક સ્વરૂપોમાં વ્યાપક રીતે વ્યક્ત થઈ છે. ભૂમિ અને ભવનો પર તો માંગલિક પ્રસંગોએ સ્વતંત્ર રીતે તેમ જ અન્ય આલેખનોની સાથે સ્વસ્તિકનું અંકન પણ કરવામાં આવે છે. તે ઉપરાંત કલાચિત્રો, શિલ્પ અને વસ્ત્રોની કલ્પનાઓ (અ ડિઝાઇન્સ) અલંકારોની આકૃતિઓ અને સજાવટ તથા શૃંગારના બીજા અનેક સ્વરૂપોમાં સ્વસ્તિકનો ઉપયોગ થાય છે. વસ્તુત એ આપણી મંગલમય સંસ્કૃતિનું એક અત્યંત વ્યાપક પ્રતીક છે. પૃથ્વીના આધારભવનોના આકાર તથા સજાવટ-શૃંગારના ઉપકરણો ઉપરાંત અંગસજાવટમાં પણ સ્વસ્તિકનું માંગલિક અંકન કરવામાં આવે છે. આમાં સૌથી વધુ પ્રચલિત અને મહત્ત્વપૂર્ણ એવા વિદાય-પર્વ વગેરે માંગલિક પ્રસંગોએ સ્ત્રીના પગે અળતાની સાથે સાથે સ્વસ્તિકનું પણ અંકન કરવામાં આવે છે. પગ એ ગતિનું સાધન છે. પગ ઉપર સ્વસ્તિકનું અંકન એ જીવનની મંગલમય ગતિનું સૂચક છે. સ્ત્રીઓના અંગની સજાવટમાં એનું વિશેષ મહત્ત્વ છે. સ્ત્રી સૃષ્ટિની આદિશક્તિના અવતારરૂપ છે. એ જ જીવનની જનની, ધાત્રી અને સંચાલિકા છે. લૌકિક અને સામાજિક જીવનમાં સ્ત્રીની ગતિ સંસ્કૃતિની નિયતિ છે. આ ગતિ પ્રતિ મંગલાભિમુખ થવામાં જ સમાજ અને સંસ્કૃતિનું કલ્યાણ છે. સાંસ્કૃતિક દૃષ્ટિએ નારીની સ્થિતિ એ આપણા ઉત્કર્ષનો એક માપદંડ છે. એ જ આપણા સમસ્ત શ્રેયનો અંતિમ બિંદુ છે. લોકજીવનનાં સમસ્ત શ્રેયોને નારીના ચરણોમાં અર્પિત કરીને આપણે આપણી સંસ્કૃતિના ઉત્કર્ષોની વાસ્તવિકતાનો પરિચય મેળવી શકીએ છીએ. આદિશક્તિની સમુચિત અર્ચના પણ આ જ છે. સ્ત્રીના ચરણોમાં અળતાની સ્વસ્તિકનું અંકન કરવાની પ્રથાનો મર્મ એ જ છે કે આપણે નારીના ચરણોમાં સમસ્ત શ્રેયોને અર્પણ કરી આદિશક્તિની અર્ચના કરીએ છીએ તથા આદિશક્તિના લૌકિક અવતાર નારીની મંગલમુખી ગતિમાં સમાજ અને સંસ્કૃતિના મંગલની કામના કરીએ છીએ. મેંદીનાં આલેખનોમાં હાથ પર પણ સ્વસ્તિક દોરવામાં આવે છે. હાથ ક્રિયાનું સાધન છે. જે રીતે ચરણોમાં સ્વસ્તિકનું અંકન જીવનની મંગલમયી ગતિનું સૂચક છે તે રીતે હાથ પર તેનું આલેખન જીવનના કાર્યોમાં કલ્યાણના સમન્વયનું પ્રતીક છે.

ગતિ અને કર્મ જીવનના વ્યાવહારિક રૂપ છે. તેમની પ્રેરણા ને ધારણા મનમાં છે. મસ્તક મનનું અગ્રસ્થાન છે. એ બુદ્ધિનું પણ નિધાન છે. એટલે મસ્તકમાં સ્વસ્તિકના પ્રતીકરૂપે માંગલિક ભાવનાની ધારણા મંગલમય સંસ્કૃતિનો બીજમંત્ર છે.

ભારતીય પરંપરામાં જીવનના આરંભકાળથી જ માંગલિક સંસ્કારોની પ્રતિષ્ઠા કરવામાં આવે છે.

આ રીતે હાથ, પગ અને માથા પર સ્વસ્તિકનું આલેખન જીવનની ગતિ ક્રિયા અને ધારણામાં મંગલ ભાવનાના સમન્વયનું સૂચક છે. ભૂમિ ને ભવન પર થતું સ્વસ્તિકનું આલેખન પાર્થિવ જીવનમાં મંગલની સ્થાપનાનું પ્રતીક છે. સ્વસ્તિકના આલેખનની પ્રથાથી જાણે કે આપણી ભૂમિ તથા દેહ તેમ જ આપણું મન—બધું જ માંગલિક દેવતાનું પવિત્ર મંદિર બની ગયું લાગે છે. સ્વસ્તિકના આલેખનની વ્યાપક પ્રથા ભારતીય સંસ્કૃતિમાં મંગલ ભાવનાની વ્યાપકતાનું પ્રતીક છે. સ્વસ્તિકની આકૃતિ અને તેની સાથે સાથે જે જે રંગોમાં તેનું આલેખન કરવામાં આવે છે તેનું પણ એક સાંસ્કૃતિક રહસ્ય છે. પૂજા, પાઠ, કથા, સંસ્કાર વગેરે પ્રસંગોએ જમીન પર ઘણુંખરું સફેદ રંગમાં સ્વસ્તિકનું આલેખન કરવામાં આવે છે. સાધારણ રીતે પુરોહિત તેને માટે ચોખાના લોટનો ઉપયોગ કરે છે. આમાં સગવડ ઉપરાંત તેનું એક સાંસ્કૃતિક રહસ્ય પણ છે. ઘઉં અથવા

ચોખાનો લોટ પીળો હોવા ઉપરાંત આપણા જીવનનો આધાર પણ છે. જે રીતે દૈહિક જીવનને માટે લોટ આવશ્યક છે તે રીતે સાંસ્કૃતિક જીવનનો આધાર એક વ્યાપક માંગલિક ભાવના છે. તે ઉપરાંત શ્વેત રંગ પ્રકૃતિના સત્ત્વ ગુણનું લક્ષણ છે. સત્ત્વ જ મંગળનો આધાર છે એટલા માટે ભાવાના પ્રયોગમાં સત્ શ્રેયનું વાચક બન્યું શ્વેત રંગના માધ્યમમાં સ્વસ્તિકનું આલેખન સત્ દ્વારા ભૂમિ પર થતી મંગલની પ્રતિષ્ઠાનું સૂચક છે. સ્ત્રીઓના હાથ ને પગ પર લાલ રંગમાં સ્વસ્તિકનું આલેખન કરવામાં આવે છે. લાલ રંગ એ અનુરાગ ને શક્તિનો સૂચક છે. સ્ત્રી આદિશક્તિનો અવતાર છે અને અનુરાગની દેવી છે. એટલે તેના હાથપગ પર લાલ રંગમાં થતું સ્વસ્તિકનું આલેખન સમુચિત જ છે. સ્ત્રીની શક્તિ અને તેના અનુરાગના આધારમાં સમન્વિત બનીને જ મંગલની ભાવના સંસ્કૃતિની વિભૂતિ બની શકે છે. તેની શક્તિ, અનુરાગમયી ગતિ અને ક્રિયા જ સાંસ્કૃતિક મંગલનો માર્ગ છે. બીજી બાજુ શક્તિના તેજ ને અનુરાગની મધુરતાની સાથે નારીનાં ચરણોમાં જીવનનાં તમામ શ્રેયો સમર્પિત કરવાથી જ મનુષ્યની સાંસ્કૃતિક સાધના કૃતાર્થ થઇ શકે છે.

ચૌલ બાદ બાળકના કપાળ પર હળદરથી સ્વસ્તિકનું અંકન કરવામા આવે છે. હળદરનો રંગ પીળો અથવા લાલ ને પીળાનું મિશ્રણ છે જ્યોતિષ-શાસ્ત્ર અનુસાર બૃહસ્પતિનો રંગ પીળો છે પીળો પોખરાજ એમનું રત્ન છે. બૃહસ્પતિ વિદ્યાના દેવ છે. એટલે પીળો રંગ વિદ્યાનું પ્રતીક છે. એટલા માટે વસંતપૂજાના પ્રસંગે પીળાં ફૂલોથી સરસ્વતીની અર્ચના કરવામાં આવે છે. રંગના વિજ્ઞાન અનુસાર બપોરના પીળા તડકામાં સૂર્યના સપ્ત વર્ણનું સંપૂર્ણ મિશ્રણ છે. રંગ ચક્રની મધ્યમાં સ્થિત હોવાને કારણે પણ પીળો રંગ પ્રકૃતિના રંગોની સમતુલા અને સમન્વયનું સૂચક છે. પ્રકૃતિની શક્તિઓના સમન્વય દ્વારા જ વિદ્યાની સમુચિત સાધના સંભવિત છે. હળદરના પીળા રંગમાં લાલ રંગની છાંટ એ વાતનું સૂચક છે કે અનુરાગની છાંટ વિદ્યાની સાધનાને સરળ ને સફળ બનાવે છે. દક્ષિણ ભારતમાં અવશિષ્ટ પ્રાચીન ભારતીય પ્રથા અનુસાર મકાનોનાં બારણાંને લીંપી કન્યાઓ અનેક રંગના સ્વસ્તિકો તથા અનેક આધારો પર અન્ય આકારો અંકિત કરે છે આ પણ સંસ્કૃતિથી સમૃદ્ધ સાંસ્કૃતિક વિધાનમાં સપ્ત વર્ણોથી સૂચિત પ્રકૃતિની વિવિધ શક્તિઓના મર્યાદાપૂર્વક કરેલા સમન્વયનું પ્રતીક છે પૃથ્વીની ગતિથી વિપરીત પ્રાંતીય રેખાઓની ગતિ પણ સાંસ્કૃતિક મર્યાદાની સૂચક છે. અધ્યાત્મની આ દિશા અને મર્યાદા સાંસ્કૃતિક અધ્યવસાયનો માર્ગ છે. ઠીક સમતા, સમન્વય, સામંજસ્ય તથા સંસ્કારનો સૂચક એવો સ્વસ્તિક ભારતીય સંસ્કૃતિની સામાન્ય કલ્પનામાં માંગલિક ભાવનાની પ્રતિષ્ઠાનું એક સરળ અને સુંદર પ્રતીક છે.

*

ખલીફા ઈમામ હુસેનના પિતા હજરત અલીના જીવનનો એક પ્રસંગ છે. ઈશ્વરની સાથે તલ્લીન થયેલો ભક્ત આ દુનિયાને તદ્દન ભૂલી જાય છે એનો આ રુચોટ પુરાવો છે.

એક વખત તેમના પગમાં એક મોટો કાંટો વાગ્યો આથી પગમાં ખૂબ દર્દ થવા લાગ્યું. બે-ત્રણ આરબોએ પગમાંથી કાંટો કાઢવાની ઈચ્છા દર્શાવી પરંતુ હજરત અલીએ ના પાડી અને કહ્યું, 'હમણાં એ કાંટો કાઢશો નહિ જ્યારે જ્યારે હું નમાઝ પઢું ત્યારે ખેંચી લેજો, મને એ વખતે દર્દ નહીં થાય.'

અને સાચે જ, જ્યારે તેઓ નમાઝ પઢતા હતા ત્યારે કાંટો કાઢી નાખવામાં આવ્યો અને કાંટો ક્યારે કાઢ્યો એની એમને ખબર પણ ન પડી.

અબ્બાસ અહમદાબાદી

# શાહનામા–એ–ફિરદૌસીનાં સ્ત્રી પાત્રો

મણિભાઈ વોરા

## મનીઝા – ૪

ઈરાન અને તુરાન વચ્ચે ઈરમાન પ્રદેશમાં રાની પશુઓથી ત્રાસિત પ્રજાએ શાહ કૈખુશરૂને એ જંગલી જાનવરોથી બચાવવા અરજ કરી. આ મહાન કાર્ય માટે ઈરાની દરબારમાં બીડું ફેરવાયું. શાહના મિત્ર સરદાર બિઝહાને બીડું ઉપાડ્યું અને ભયગ્રસ્ત પ્રદેશમાં જઈ કામ શરૂ કર્યું. વિકરાળ પશુઓનો સંહાર કરી ઈરમાનની જનતાને સુખી કરી લાંબા સમયનું સાહસપૂર્ણ કામ પૂરું કરી વીર બિઝહાન તુરાનની સરહદે પહોંચ્યો. અહીં તેણે તુરાનના શાહની કુંવરી મનીઝાના સૌંદર્યના વખાણ સાંભળ્યા. એ સુંદર યુવતીને જોવાની ઇચ્છાથી તે અફરાસિયાબના રાજ્યમાં ગયો.

રાજકુમારી મનીઝા પોતાની દાસીઓ સાથે એક રાજવાડીમાં ઉત્સવ ઊજવી રહી હતી ત્યાં તેને જોઈ શકે એવી રીતે દૂરના એક વૃક્ષ નીચે બિઝહાન ઊભો રહ્યો. કુંવરીની નજર તેના પર પડતાં એ દેવ જેવો યુવાન કોણ છે તે જાણવા ઉત્સુક બની, અને તેની આયાને તપાસ અર્થે બિઝહાન પાસે મોકલી. આયાએ આવીને કહ્યું કે તે તો ઈરાનનો અમીરઝાદો બિઝહાન છે. શિકાર અર્થે નીકળેલા છે, અને અહીં મનીઝાના દર્શન અર્થે જ આવેલો છે. મનીઝા તો સૌ પ્રથમ દર્શને જ તેના તરફ પ્રેમાકર્ષણથી ખેંચાઈ હતી. તેણે બિઝહાનને પોતાના તંબુમાં આવકાર્યો અને તેઓ એક બીજાના પરિચયમાં આવ્યા. રાત્રિ થતાં બિઝહાને જવા માટે મનીઝાની રજા માગી. રાજકુમારી તેને જવા દેવા ખુશી ન હતી. તેણે દારૂમાં કંઈક ઔષધ મેળવીને બિઝહાનને આપ્યું કે તેની અસરથી તે યુવાન બેભાન થઈ સૂઈ ગયો. કુંવરી અને દાસીઓએ બિઝહાનને ઊંચકી નેબાસ પહેરાવી પાલખીમાં નાખી મનીઝાના આવાસમાં પહોંચાડી દીધો. બીજે દિવસે ભાન આવતાં બિઝહાન રોષે ભરાયો. પણ મનીઝાનાં મીઠાં વચનો અને આદરપૂર્વક વર્તનથી તે શાંત થયો અને કેટલોક સમય તે કુંવરીની સાથે રહ્યો.

થોડા સમયમાં મનીઝાના પિતા અફરાસિયાબને જાણ થઈ કે કુંવરીના મહેલમાં કોઈ ઈરાની યુવક છૂપાયેલ છે. તેના રોષનો પાર ન રહ્યો. તુરત જ તેને શાહ સમક્ષ હાજર કરવા ફરમાન છૂટ્યું. બિઝહાનને કેદ કરી મોતની સજા ફરમાવી, પણ ડાહ્યા વજીર પિરાને શાહને અરજ કરી કે ઈરાની શાહના માનીતા સુભટના મૃત્યુથી ઈરાન–તુરાનનો સંબંધ વિશેષ બગડશે અને શાહ કૈખુશરૂ બિઝહાનના મૃત્યુને અવશ્ય બદલો લેશે. આથી તુરાની શાહે બિઝહાનને નજીકના જંગલમાં એક અંધારા ભોંયરામાં નાખી તેનું દ્વાર વિશાળ પત્થરોથી બંધ કરી દેવા આજ્ઞા કરી અને મનીઝાને મહેલમાંથી ભિખારણ વેશે કાઢી મૂકી. આમ રીતે વીર બિઝહાન અંધારે ભોંયરે પૂરાયો અને રાજકુંવરી મનીઝા ભટકતી ભિખારણ બની.

મુશ્કેલીમાં ધીરજ રાખી પોતાના પ્રેમી પતિને ભોંયરાના બંધ દ્વાર આગળથી આશ્વાસન ધીરજના શબ્દો કહેતી અને એક અલ્પ બાકોરાં દ્વારા તે જે કાંઈ ખોરાક પોતે મેળવતી તે ભોંયરામાં ઉતારી પહોંચાડતી. આ રીતે બિઝહાનને જીવતો રાખવા મનીઝાએ ઘણું કષ્ટ વેઠી પ્રયાસો શરૂ કર્યા. જંગલમાં બિઝહાન મનીઝાની કરુણ દશા ભૂખે દુખે દિવસો કાઢતા નળ દમયંતી જેવી હતી.

ઈરમાન પ્રદેશે જંગલી પશુઓનો નાશ કરવા ગયેલો બિઝહાન સ્વદેશે પાછો ફર્યો નહિ, ત્યારે ઈરાનમાં સૌને ચિંતા થઈ. તેનું શું થયું તે વિષે કોઈને કાંઈ ખબર ન પડી. છેવટે વસંત સંપાતના દિવસે દૈવી પ્યાલામાં જોવા કૈખુશરૂને ભલામણ કરી. નવરોઝના દિવસે 'જામેજમશેદ'માં રાજાએ જોયું, અને તેને દેખાયું કે બિઝહાન તો તુરાનની કોઈ

અંધારી ગુફામાં કેદ છે, દુઃખી છે, અને તેને કોઇ દુઃખી યુવતી પ્રેમ અને મમતાપૂર્વક સેવા કરી જીવાડી રહી છે. બન્ને મૃત્યુને ઝંખતાં રૂદન કરે છે. આમ દેખાતાં શાહ કેખુશરૂએ તુરત જ રૂસ્તમ પહેલવાનને બોલાવી લશ્કર અને દ્રવ્ય આપી બિઝહાનને છોડાવી લાવવા તુરાન તરફ વિદાય કર્યો.

રૂસ્તમે ઇરાની લશ્કરને સરહદ ઉપર જ રોખી પોતે સોદાગર વેશે તુરાનમાં દાખલ થવા યોજના કરી. રાજધાનીમાં પહોંચી તુરાની વઝીર પિરાનને ભેટ સોગાદથી ખુશ કર્યો, અને પોતે ઇરાની વેપારી તરીકે શહેરમાં રહેવા લાગ્યો, થોડા દિવસમાં ઇરાની શાહુકારની પ્રતિષ્ઠા વધવા લાગી, તેના ખબર મનીઝાને થતાં જ તે તેની પાસે ગઇ અને પોતાનું દુઃખ વ્યક્ત કર્યું, અને પૂછ્યુ 'તમે શાહ કેખુશરૂ, ગેવ, રૂસ્તમ, ગુદર્ઝ વગેરે ને ઓળખો છો?' અન્યની હાજરીમાં સોદાગરે કહ્યુ, 'હુ કોઈને જાણુતો નથી.' મનીઝા રડી પડી અને તેને આજીજી કરી, " તમે ભલા થઇને ઈરાન જાઓ, અને ગેવ, રૂસ્તમ, શાહ કેખુશરૂને મળો, અને બિઝહાન મૃત્યુ પામે તે પહેલા તેને છોડાવવા કાંઇક કરો. " રૂસ્તમે તેને દિલાસો આપ્યો, તેના કેદી પ્રેમી માટે થોડુ ખાવાનુ આપ્યુ ભોજનની એક વાનીમાં સોદાગરે પોતાની મુદ્રા મૂકી દીધી હતી.

મનીઝા આ ખોરાક લઇ હમેશ મુજબ ભોંયરે આવી અને છિદ્ર દ્વારા ખાવાનું અંદર ઉતાર્યું ઇરાની વેપારી સાથે થયેલ વાતચિત પણ બિઝહાનને કહી સંભળાવી. ચિંતાગ્રસ્ત બિઝહાન ખોરાક ખાવા લાગ્યો, ત્યાં એકાએક તેમાંથી વીંટી નીકળી આવી. તેને બરાબર જોતાં તે મુદ્રા રૂસ્તમની માલુમ પડી બિઝહાન આનંદમાં આવી જતાં હસ્યો. તેનું હાસ્ય મનીઝાના કર્ણપર પડતા ધ્રાસકો પડયો કે દુઃખી બિઝહાન ગાંડો થઇ ગયો શુ !

મનીઝાએ ચિંતાગ્રસ્ત અવાજે શું છે તે પૂછ્યુ. બિઝહાને કહ્યું 'તું સોગંદ લે કે વાત ખાનગી રહેશે તો જ કહું.' આ સાંભળી મનીઝા વિશેષ દુઃખ પામી. બિઝહાનને મનીઝામાં વિશ્વાસ નથી, તે કાંઇક મનીઝાથી ખાનગી રાખે છે, કે બિઝહાનનું મગજ સમતુલા ગુમાવી બેઠું છે ! વગેરે દુઃખદ વિચારથી સ્વાર્પણ કરી ચૂકેલ યુવતીને આંખે અંધારા આવ્યાં. જગત શુન્યકાર ભાસ્યું. થોડીવારમાં ભોંયરામાં બિઝહાનને મનીઝાના ત્યાગ અને ભોગનો ખ્યાલ આવ્યો અને પોતે ઉચ્ચારેલ વાણી માટે માફી માગી અને કહ્યું કે 'જે સોદાગરે ભોજન આપ્યું છે તે રૂસ્તમ પોતે જ છે. જાઓ ખાત્રી કરો કે તે વિખ્યાત અશ્વ રક્શનો માલિક વીર રૂસ્તમ છે કે નહિ!' મનીઝા તુરતજ સોદાગર રૂપે રહેલા રૂસ્તમ પાસે દોડી ગઇ રૂસ્તમે તેને બધું ખાનગી રાખવા ભલામણ કરી, અને જે સ્થળે બિઝહાન કેદ છે તે સ્થાન ઉપર રાત્રે અગ્નિ પ્રગટ કરવા કહ્યુ જેથી તે ત્યાં સહેલાઇથી પહોંચી શકે.

રાત્રિ થતાં સંકેત મુજબ મનીઝાએ અગ્નિ પ્રગટ કર્યો, અને રૂસ્તમ તેના વફાદાર ઘોડા રક્શ પર સ્વાર થઈ સાથમાં સાત યોધ્ધાઓ લઇ ભોંયરાં પાસે પહોંચી ગયો. યોધ્ધાઓએ ભોંયરાંના દ્વાર પરની શિલાઓ ખસેડવા ખૂબ પ્રયાસ કર્યો, પણ શિલા હગી નહિ. ત્યાર રૂસ્તમે પોતાની તાકાતથી તે શિલા દૂર કરી પૃથ્વી હલબલી ગઈ, દ્વાર ખુલ્યું અને બિઝહાનને બહાર કાઢવામાં આવ્યો વધેલા વાળ અને નખ, ફિક્કો ચહેરો, ભૂત જેવા દિદાર ધરાવતા વીર બિઝહાનને જોઇ મહાન રૂસ્તમની આંખમા પણ આંસુ આવ્યાં. બિઝહાન–મનીઝાને પોતાને ઉતારે લઈ ગયો અને બીજે દિવસે સંકેત મુજબ ઇરાની ફોજે તુરાન પર આક્રમણ કર્યું. બિહિશ્તુનના પહાડ પાસે યુદ્ધ થયું જેમા રૂસ્તમને વિજય મળ્યો. અફ્રાસિયાબ જીવ લઇને નાસી છૂટયો.

બિઝહાન–મનીઝાને માન સાથે રૂસ્તમ ઇરાનમાં લાવ્યો. શાહ કેખુશરૂએ બિઝહાન અને તેની મનીઝા ને સ્વદેશે સન્માનપૂર્વક આવકાર્યાં અને આનંદ ઉત્સવ શરૂ થયા. મનીઝાએ પોતાના પતિ માટે ભોગવેલ યાતના અને આપેલ ભોગ માટે તેના પ્રત્યે સૌનો આદરભાવ વધ્યો શાહ કેખુશરૂએ મનીઝાને કિંમતી આભૂષણો શાહીભેટ રૂપે મોકલ્યાં અને બિઝહાનને આવી જીવનસાથી રમણી મળવા બદલ અભિનંદન આપ્યાં. બિઝહાનને તો મનીઝા માટે અખૂટ પ્રેમઆદર હતો જ.

ઇરાની રમણીઓમાં મનીઝાનું સર્વાંગ સુંદર ચરિત્ર તેને અનન્ય સ્થાન આપે છે સત્યવાનને પુનઃજીવન અપાવનાર સતી સાવિત્રી સાથે જ મનીઝાને સરખાવી શકાય.

# બાપુએ દલાલી દીધી !

મૂળરાજ અંજારિયા

એકવાર ગાંધીજી શાંતિનિકેતન ગયા ત્યારે 'આમ્રકુંજ'માં એમનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યુ માટીની ઝૂંપડી (શ્યામલી)મા એમને ઊતારો આપવામાં આવ્યો.

. ઝૂંપડીની સાદાઇ અને કળા બાપુને સ્પર્શી ગઇ અને એમણે મુક્ત કંઠે ગુરુદેવ પાસે એનાં વખાણ કર્યાં એટલે ગુરુદેવ બોલ્યા : 'આ ઝૂંપડી તમને ભેટ આપી દઉં, પણ એક શરતે વરસમા એકવાર અહીં આવવાનું વચન આપો:'

થોડી અહીંતહીંની વાતો પછી બપોરના ભોજનનો સમય થયો બાપુ જમવા લાગ્યા એટલામાં કલકત્તાથી ત્રણ્ચાર મારવાડી ગૃહસ્થો બાપુની મુલાકાતે આવી ચડયા સાથે સુધાકાંત બાબુ હતા શ્રી ભગવતીપ્રસાદ ચંદોલા બધાને 'શ્યામલી'માં બાપુ પાસે લઇ ગયા

બાપુ અદબ–પલાંઠી વાળી છો પર બેઠા હતા. સામે પાટલા પર ભોજનની થાળી હતી. બાપુએ જમી લીધું હતું એટલે વાતચીત શરૂ કરી :

'બોલો, કેમ આવવુ થયુ ?'

'આપના દર્શન માટે.'

'હું એ નહિ માનું. એમ કહો કે ગુરુદેવના દર્શને આવ્યા હતા. ને સંજોગવશાત્ હું પણ અહીં નીકળી પડયો !' વ્યંગ કરતાં બાપુએ કહ્યું.

બાપુએ સહૃદયતાથી, પાછુ, પૂછયુ 'ક્યારે આવ્યા ?'

'કાલે'

'કયા ઊતર્યા છો ?'

'જોબપુરમા'

'કોઇ ગ્લાનની મુશ્કેલી કે અગવડ તો નથી પડતી ને ત્યાં ?' કહી પછી તેમના કુટુંબના ખબર-અંતર પૂછ્યા

'શેઠજી (શ્રી સૂરજમલ નાગરમલ) કેમ છે ?'

'મઝામાં છે.'

આ પછી મારવાડી ભાઇઓએ શ્રી ચંદોલાને કહ્યું કે અમે હરિજનફાળામાં કંઇક આપવા માગીએ છીએ. શ્રી ચંદોલાજીએ બાપુને વાત કરી.

'હા, હા, પૈસા લેવા એ તો મારું કામ જ છે.' બાપુએ કહ્યું.

એટલે એક જણે ચારસો કે પાંચસો રૂપિયા બાપુને ચરણે ધર્યા બાપુએ એ રૂપિયા એવી ઝડપ, એવા લોભથી લીધા કે મોં પરના ભાવ જોવા જેવા હતા

'ને આ તમો બધા તરફથી કે તમારા એકલા તરફથી ?' બાપુએ રૂપિયા આપનારને પૂછયુ. ઝૂંપડીમાં હાસ્યનુ મોજુ ફેલાઇ ગયુ.

એટલે ખિસ્સામાથી દસ–દસ અને પાંચ-પાંચની નોટો કાઢી બાકીનાઓએ પણ આપવા માંડી ફરી પાછું હાસ્ય ફેલાઈ ગયુ

બધા બહાર નીકળ્યા આગળ બાપુ, પાછળ અતિથિ, તે પાછળ સુધાકાન્ત બાબુ અને તેમની પાછળ ચંદોલાજી

વરડામાં ચંપલો પડી હતી. સુધાકાન્ત બાબુએ ભૂલથી બાપુની ચંપલ પહેરવા માંડી.

'અરે, તમે તો બાપુની ચંપલ પહેરી લીધી' ચંદોલાએ ધ્યાન ખેંચ્યુ

એટલે બાપુ તરત હસનાં હસનાં બોલી ઊઠયા : 'એ તો પોતાની દલાલી ગણી પહેરી જતા જણાય છે, દલાલી ગણી !?'

વાતાવરણ પાછું આનંદમય થઈ ગયું.

# પ્રસાદ

રામપ્રસાદ દવે

મેં તારું હૃદય આનંદથી ભરી દીધું હતું તે યાદ છે

તું કહીશ કે 'એ તમે જ હતા એની ખાતરી શી?'

સાંભળ, જે દુઃખનો ભાર ક્ષણ પહેલાં તને પહાડ જેવો લાગતો હતો એ તારો ભાર અકબંધ હતો છતા મેં તારા મુખ પર હાસ્ય અને હૃદયમાં આનંદ ફેલાવ્યો હતો એ પહાડ જેવો ભાર તને ફૂલ જેવો હલકો લાગ્યો એ મારે લીધે હતું.

'તો દુખ પણ તમારે લીધે હશે'

હા, એમાં પણ તને મંઝિલ તરફ વહેલો લઇ જવા આ ખાડા ટેકરાનો માર્ગ મારે ક્યારેક પસંદ કરવો પડે છે

'ને મૃત્યુદેવ પાસે પણ કાળઅકાળે તમે લઇ જશો?'

આ તારા દેહથી કામ કરવા તું અસમર્થ બનીશ ત્યારે મારે મૃત્યુદેવતા પાસે તારુ નવું કલેવર તૈયાર કરવું પડશે કારણ કે મંઝિલ પર લઇ જવાની જવાબદારી મારી છે

'પણ મને તો ક્યારેય એવું નહિ લાગે કે મારું શરીર સાવ અસમર્થ થઇ ગયુ છે.'

'હું હજી ક્યાં તને લઇ ગયો છું પણ લઇ જઇશ એ પહેલાં તારે હૈયે આ દેહની નિરર્થકતા વસી ગઇ હશે.

*

જ્યારે મેં તને તારામાં શેતાનનું સ્વરૂપ બતાવ્યુ હતું ત્યાર તું છળી ગયો હતો એ તને યાદ છે?

પછી એ સ્વરૂપની સાથે તું એવો ભળી ગયો કે એ જ સ્વરૂપ સાચું અને સમુદ્દારક છે એમ તને લાગવા માંડ્યું.

હવે એ વ્હોરેલા ભારને નીચે તું રડે છે અને તને માર્ગ સૂઝતો નથી.

તું મનમાં ને મનમાં કેમ મૂંઝાય છે કે તું મને બોલાવીશ ને હું નહિ આવું.

બોલાવી તો જો

તું એ માટે તૈયાર થાય એ પહેલાં ખાતરી કરી લેજે કે તારો અવાજ અંતરથી ઊઠે છે ને? અને જો એ અંતરથી હોય તો તને ખાતરી હોવી જોઇએ કે હું ચોક્કસ આવીશ. તારી ખાતરી જેટલી ઓછી એટલે મારા આવવામાં વિલંબ લાગશે.

મારે તો તારી પાસે આવવું છે.

પણ યાદ રાખ.

તારી ઇચ્છા શક્તિ એ મારું વાહન છે.

*

મને ઓળખ

હું બીજી ઘણુ છુ પણ પ્રથમ તો તારી કલ્યાણ માટેની કામના છું.

પણ એ કલ્યાણ શેમાં સમાયેલું છે એ વિષેના તારા ને મારા ખ્યાલ જુદા છે.

તારા ખ્યાલ અધુરા અને એથી હાનિકારક છે.

એ તારે જાણવું હોય તો તું તારો ભૂતકાળ ઉકેલી જો

તું ભૂતકાળમાં જેને કલ્યાણ માનતો હતો અને જેની કામના કર્યા કરતો હતો તે કેટલું હાનિકારક હતુ તે વિષે તારી જાતને કોઇવાર ખાતરી થઇ છે કે નહિ?

વર્તમાનના ગિરિશૃંગો ઉપર બેસી ભૂતકાળની ગર્તાઓ જોવી અને એમાંથી જીવનનો મર્મ ઉકેલવો એ પણ તારો ધર્મ છે.

કારણ કે માણસનું મન પારકાના ઉપદેશ બિંદુઓથી તો માત્ર તાત્કાલિક શાતા મેળવે છે.

પણ એના ચિંતન ને કાર્યમાંથી એ જ્યારે સત્યનો સાક્ષાત્કાર પામે છે ત્યારે એમાંથી મળેની શાતા એને ઘણા કાળ સુધી જીવનના ભાથા તરીકે કામ આવે છે.

# આપે તે દેવ

શ્રીમન્ નારાયણજી

આચાર્ય વિનોબાજીનાં મા ભક્ત હૃદય અને પુણ્યાત્મા હતાં. પોતાનાં બાળકોનાં ઘડતર માટે પહેલેથી જ જાગ્રત હતાં. એકવાર એમની જ પ્રેરણાથી ઘરને આંગણે પપૈયાનો છોડ રોપ્યો. સમય જતાં ઝાડ થયું, અને તેમાં ફળ પણ આવ્યાં. માએ ખાસ કહ્યું હતું કે પપૈયાનાં ફળ પૂરેપૂરાં પાકે પછી જ ઉતારવાં જોઈએ.

થોડા સમય પછી એક ફળ પાકી જતાં, વિનોબાજી ખુશ થતાં થતાં તોડી લાવ્યાં. અને હરખભેર તે બતાવતાં, જલદી જલદી ફળનો સ્વાદ માણવા ચપ્પુ માગ્યું; પરંતુ આચાર્યના મા રૂક્મિણીદેવી અનોખા સ્વભાવનાં હતાં. એમણે ગંભીર થઈને કહ્યું, "બેટા આ તો તારા ઉગાડેલા ઝાડનું પહેલું ફળ છે ને? એ તો પાડોશીને આપવું જોઈએ; બીજું ફળ પાકે ત્યારે તમે ભાઈઓ વહેંચી-ખાજો." વિનોબાજીની ધીરજે માઝા મૂકી. આંખમાં આંસું ઝળક્યાં, ત્યારે, માએ તેમને છાતી સરસા ચાંપીને કહ્યું "વિન્યા, જે બીજાને આપે છે તે જ દેવ અને પોતાને માટે રાખે તે રાક્ષસ." વિનોબાજીના હૃદયમાં માનું આ વાક્ય હમેશા ગુંજતું રહ્યું છે; આ જ વિચાર 'ભૂદાન-ગંગાની મૂળ ગંગોત્રી છે: ગ્રામદાનનો પ્રવાહ પણ એ જ મૂળ ઝરણનો પ્રવાહ છે. આજે પણ વિનોબાજી માતાના સ્મરણથી ગદ્ગદ્ થઈ જાય છે.

બૃહદારણ્યક ઉપનિષદ્‌માં એક માર્મિક પ્રસંગ છે. પિતા પ્રજાપતિની સન્મુખ દેવો, મનુષ્યો અને અસુરોએ અખણ્ડ બ્રહ્મચર્યની સાધના કરી. એક દિવસ દેવોએ પ્રજાપતિને વિનંતી કરી, "આપ અમને કંઈ ઉપદેશ આપો." પ્રજાપતિએ સૌને મંત્ર રૂપે માત્ર 'દ' અક્ષર આપ્યો. મનુષ્યો અને અસુરોએ ઉપદેશની માગણી કરી ત્યારે પણ કેવળ 'દ' અક્ષર તરફ જ સંકેત કર્યો.

પ્રજાપતિએ પૂછ્યું: "મારા ઉપદેશનો ભાવાર્થ"

ત્યારે દેવોએ કહ્યું: "હા જી, આપનો આદેશ છે કે "દમન કરો"

મનુષ્યોએ ઉત્તર આપ્યો: "આપનો ઉપદેશ છે કે "દાન કરો"

અસુરોએ જવાબ આપ્યો: "જી, આપનું કહેવું છે કે "દયા રાખો"

પ્રજાપતિ ખુશ-થયા અને કહ્યું કે "તમે બધા બરાબર સમજ્યા. પોતાના દેવત્વનું અભિમાન ન થાય માટે દેવો સારૂ 'દમન' જરૂરી છે. નિરન્તર દાન કરવાથી 'મનુષ્યત્વ'ની સાર્થકતા છે, અને અસુરોના વિકાસ માટે 'દયા' સિવાય બીજો કોઈ માર્ગ નથી. આ પ્રસંગ દ્વારા ઋષિ આપણું ધ્યાન ખેંચે છે કે પ્રજાપતિ આપણું 'હૃદય' જ છે. એ શીખવે છે ઇન્દ્રિય-દમન, મુક્ત-દાન-અને દયા-કરુણા. વિનોબાજી પણ પ્રાચીન ભારતીય પરમ્પરાના એક તેજસ્વી ઋષિ છે; તેમનો અર્વાચીન પ્રજાને સંદેશ છે-સત્ય-પ્રેમ-કરુણા.

આ વિશાળ સંસારના બધાજ ધર્મોમાં દાનનું મહત્વ છે. દરેક પ્રજાના હજારો માણસો દાન કરે છે, પણ આજકાલ દાન કરવાની પદ્ધતિમાં 'સ્થૂલ' તત્વ દેખાય છે. આપણા પૂર્વજો કહેતા કે "જમણા હાથે દાન આપીએ તેની ડાબા હાથને પણ ખબર ન પડવી જોઈએ." પરંતુ ખેદની વાત છે કે આજકાલ તો 'દાન' કરવું તે પણ એક પ્રકારનો વ્યવસાય થઈ પડયો છે, એમાં પણ વ્યાપારી વૃત્તિ ઘુસી ગઈ છે.

શ્રીમંતો ઈન્કમટેકસથી છૂટવા દાન કરે છે, સાથે સાથે પ્રચાર કાર્ય પણ થાય છે સંસ્થાઓ સાથે નામ જોડાઈ જાય છે. દાનની સાથે સાથે નામ આપવાની શરતો પણ વિચિત્ર બનતી જાય છે. કોઈ મહાવિદ્યાલયનું મકાન ચણવાનું ખર્ચ દશ લાખનો અંદાજ હોય તો તેમાંથી એક લાખની રકમ આપીને દાતા પોતાનું કે પોતાના કોઈ સ્વજનનું નામ આપવાની શરત કરે છે; આ તો સેંકડે દશ ટકાનો ભાવ થયો.

ઠીક ઠીક સમય પહેલાં ડૉ. સી. વી. રામન પોતાની સંસ્થા માટે મુંબઈમાં ફાળો કરવા ગયેલા મુંબઈમાં જુહુ પર શેઠ ગોવિન્દદાસજી સેકસરિયાને મળવા ગયા; હું પણ સાથે હતો. સેકસરિયાની આજ સેંકડે દશ ટકા ની શરત હતી. ડૉ. રામન તો સાંભળીને અકળાઈ ગયા, કંઈક ચકિત થયા અને ત્યાંજ નિશ્ચય કર્યો કે મુંબઈમાં બીજા કોઈની પાસેથી પોતાની સંસ્થા માટે દાન માગવાની ભૂલ ફરીવાર ન કરવી. આટલાં વર્ષો પછી મુંબઈમાં દાનના ભાવ ઘણા નીચા ગયા હશે, બીજા શહેરોમાં પણ આવી જ પરિસ્થિતિ હશે. મૂડીવાદી માનસ બધે સરખું જ હશે. પ્રધાનો મારફત જે દાન દેવાય છે, તે તો એક પ્રકારનું 'ઈન્વેસ્ટમેન્ટ' જ છે ને ! જે રકમનું દાન થાય છે, તેનાથી પાંચ દશગણી સમ્પત્તિ સરકારની મદદથી કમાઈ લેવાની અપેક્ષા હોય છે.

*

ધર્મગુરુઓ પણ દાનનો પ્રભાવ બતાવીને કંઈ ઓછું શોષણ કરતા નથી ઘણા સમય પહેલાં યુરોપમાં મોટી રકમોનું દાન લઈને પોપ તેમને પ્રમાણપત્ર આપવાનો ધંધો કરતા હતા, એ જ પ્રમાણે બીજા ધર્મોનું પણ સમજવું ભારતમાં પણ એવા મઠાધીશોની ખોટ નથી. જે દાન લઈ પોતાના યજમાનોને સ્વર્ગ સુધી પહોંચાડી દેવાનો ઈજારો રાખીને બેઠા હોય છે.

પરંતુ આવી ધાર્મિક સંસ્થાઓના શા હાલ છે? સને ૧૯૫૮ની વાત છે. ત્યારે હું કોંગ્રેસનો મહામંત્રી હતો. માંદગીને કારણે ઋષિકેશ ગયો હતો; ત્યાં 'પશુલોક'માં મીરાંબહેનની ગંગા કિનારે બનાવેલી ઝુંપડીમાં રહેતો સાથે મારા પૂજ્ય પિતાજી પણ હતા. પિતાજીએ એકવાર 'ગીતા-ભવન' અને 'પરમાર્થ-નિકેતન' જોઈ લેવાની અને કંઈક સત્સંગ પણ થાય તેવી ઈચ્છા બતાવી. અમે બન્ને પહેલાં તો 'ગીતા-ભવન' સંસ્થામાં ગયા. ત્યાં પહોંચતા સંસ્થાના વ્યવસ્થાપકે આદરપૂર્વક અમારું સ્વાગત કર્યું. પછી હાથ જોડીને કહ્યું કે 'અમને આપની મદદની અત્યારે બહુ જ જરૂર છે.'

મેં સહજ ભાવે પૂછયું કે 'શું બાબત છે?'

જવાબ મળ્યો કે 'અમારી સંસ્થા દ્વારા અહીં ત્રણસો ઓરડાઓ તૈયાર થઈ ચૂક્યા છે, પરંતુ 'પરમાર્થ-નિકેતન'વાળાના ઓરડાઓની સંખ્યા તેથી પણ વધી જાય છે. તેથી પાડોશમાં આવેલી જમીન અમને અપાવવાની વ્યવસ્થા કરી આપો તો સારું. ઓરડા તૈયાર કરવા માટે રકમનું દાન અમને કેટલાયે દાતા તરફથી મળી ચૂક્યું છે, પૈસાની ખોટ નથી.'

મેં ધીમેથી પૂછ્યું "આ બધા ઓરડાઓનો ઉપયોગ થાય છે?" જવાબ મળ્યો કે 'જી હા. વર્ષમાં લગભગ ત્રણ મહિના તો ભરચક હોય છે બાકી ઘણો ખરો વખત તો ખાલી જ પડયા રહે છે ઉનાળામાં ભરેલા હોય"

*

હું મુંઝવણમાં પડયો. વિચાર તો હતો કે અહીં કંઈક ભજન-કીર્તન સાંભળશું અને ગંભીર આધ્યાત્મિક ચર્ચા કરીશું પણ તેના બદલામાં અહીં પણ દુનિયાદારીની જ વાતો. અને વધુમાં ઈર્ષાની વાતો સાંભળી મન ગમગીન થઈ ગયું.

મે કહ્યું ' "મહારાજજી, હું તો મંદવાડ પછી અહીં આરામ માટે આવેલ છું. જમીન વગેરેને માટે સરકારી કર્મચારીઓની સાથે આપ સીધેસીધી વાત કરી લેવાની કૃપા કરશો '

જવાબ મળ્યો કે ' સાહેબ, આપના એક શબ્દથી જ અમારું કામ તો સફળ થઈ જશે, અમને નિરાશ ન કરો "

થોડીવાર મૂંગા રહી અમે ત્યાંથી રવાના થયા. પરમાર્થ-નિકેતનના સ્વામીજીને પિતાજી બહુ સારી રીતે ઓળખતા હતા ત્યાં જવાની ઈચ્છા બતાવી. ત્યાં પહોંચતાં જ અમારો ભાવભર્યો આદરસત્કાર થયો, પણ એક જ મિનિટ થઈ ન થઈ ત્યાં તો પાછી એ જ જમીનની વાતો શરૂ થઈ ગઈ

"બાબુજી, ગીતા-ભવનવાળા વચલી જમીન લેવા માટે ખૂબ પ્રયત્ન કરે છે. પણ અમારી પાસે ઘણાં દાતાઓની સૂચિ છે, આ જમીન તો અમને જ મળવી જોઈએ"

પિતાજીએ કહ્યું કે "મને તો આ બાબતમાં કંઈ જ રસ નથી" અને નમ્રતાપૂર્વક જણાવ્યું કે "શ્રીમન્ તો અહિ જરા શાન્તિ મળે તે ખાતર આવેલ છે, એને હેરાન ન, કરશો."

વ્યવસ્થાપકે સલાહ આપી કે જો શ્રીમન્જી ગુલઝારીલાલજી નંદાને જરા ઈશારો જ કરી દે તો અમારું કામ પતી જશે.

"માફ કરો" કહીને પિતાજીએ ચાલવા માંડ્યું. તત્કાળ નિશ્ચય કરી લીધો કે ભવિષ્યમાં આ તરફ આવવાની ભૂલ ન કરવી. થોડા સમય પછી જાણવા મળ્યું કે નંદાજીએ આ જમીન ન તો ગીતા–ભવનને અપાવી કે ન તો પરમાર્થનિકેતનને ત્યાં તો વળી ભારત–સાધુ–સમાજની ઇમારત ઊભી કરવાની યોજના થઈ રહી છે કહેવાની જરૂર નથી કે સાધુ—સમાજ ને પણ દાતાઓની કમી નહિ જ પડી હોય.

*

વાલ્મીકિ રામાયણને અંતે એક બહુ વિચિત્ર કથા આવે છે. અયોધ્યા પાછા ફર્યા પછી ભગવાન રામચંદ્રજીએ ઘણાં વર્ષો રાજ્ય કર્યું. એમનો નિયમ હતો કે હમેશાં સવારના દરબારમાં કોઈને પણ રોકટોક વિના જવાની છૂટ હોવી જોઈએ. એક દિવસ સવારે દરવાજાની સામે એક કૂતરો ભસતો ભસતો આવી ચડ્યો માથામાં ઘા પડેલો અને લોહી ટપકતું હતું. આ શ્વાનનું નામ હતું સારમેય.

દરવાને પૂછ્યુ : "મહારાજ, આને અંદર દાખલ થવા દઉં ?" ભગવાન રામે ઉત્તર આપ્યો, "હા, આવવા દો, સારમેય લોહી લોહાણ થયેલો જોઈને રામે તેનું કારણ પૂછ્યું. દુઃખ દર્દથી પીડાતા કૂતરાએ કહ્યુ : "મહારાજાધિરાજ, ત્રણ દિવસથી હું ભૂખ્યો છું. છાનોમાનો રસ્તામાં પડ્યો હતો ત્યાં એક બ્રાહ્મણે મને વચમાંથી દૂર ખસી જવા કહ્યું. હું અશક્ત હતો, તેથી ઊઠી ન શક્યો, તેથી બ્રાહ્મણે મારા માથામાં લાકડી મારી અને મને ઘાયલ કર્યો.

આ સાંભળીને રામે દરવાનને હુકમ કર્યો કે બ્રાહ્મણને દરબારમાં તરત હાજર કરો. તે આવતાં જ રામચંદ્રજીએ પ્રશ્ન કર્યો કે :

"તમે આ કૂતરાને શા માટે માર્યો ?'

બ્રાહ્મણે જવાબ આપ્યો : 'મહારાજ, હું પણ કેટલાયે દિવસથી ભૂખ્યો છું. રસ્તા વચ્ચોવચ આ કૂતરો પડ્યો હતો. બૂમો પાડવા છતાં પણ ખસ્યો નહિ, તેથી મને ગુસ્સો ચડ્યો, અને ગુસ્સામાં એના માથાપર ઘા કર્યો એવું મારે ન કરવું જોઈએ, પણ પણ ભૂલ થઈ ગઈ'

રામચંદ્રજીએ કૂતરા તરફ ફરીને પૂછ્યું. "હવે આ બ્રાહ્મણને શી સજા કરું"? કૂતરાએ કહ્યું: "મહારાજાધિરાજ, એને મઠાધીશ બનાવી દો."

રામચંદ્રજીએ પ્રશ્ન કર્યો. શું એ સજા કહેવાય ?"

કૂતરાએ જવાબ આપ્યો : "જી હા, આગલા જનમમાં હું પણ એક મઠાધીશ જ હતો. મારા પાપકર્મોથી જ આ ભવમાં મારા આ હાલ થયા છે."

આ પ્રસંગ વાંચીને હું તો સ્તબ્ધ થઈ ગયો. કેવો બોધદાયક આ પ્રસંગ છે! ભગવાન કરે ને બધા જ મહંત અને મઠાધીશો આ પ્રસંગ ધ્યાનમાં લેતો કેવું સારું ?

ખરું પૂછો તો દાન કરવું એ તો એક આધ્યાત્મિક ભાવના છે. સ્થૂળ કે ભૌતિક તો નહિ જ. જે વ્યક્તિ સાત્ત્વિક અને ત્યાગી છે; જેના હૃદયમાં પ્રાણીમાત્ર માટે સહાનુભૂતિ છે અને દરેકમાં પ્રભુનાં દર્શન કરી શકે છે તે જ સાચા અર્થમાં દાન દેવાને યોગ્ય છે. આ પ્રકારે જ કરેલું દાન દાતાને અને લેનારને બન્ને પવિત્ર બનાવે છે. રામ–રથનું વર્ણન કરતાં ભક્ત—કવિ તુલસીદાસજી કહે છે કે, "ઈશ્વર–ભજન એ ચતુર સારથિ છે, વૈરાગ્ય એ ઢાલ છે અને સંતોષ તલવાર છે. દાન પરશુ છે. બુદ્ધિ પ્રચંડ શક્તિ છે અને ધનુષ્ય એ શ્રેષ્ઠ વિજ્ઞાન છે. જે એવો ધર્મમય રથ ધરાવે છે, તે કયા દુશ્મનને હરાવી ન શકે !

આ પ્રકારનું પવિત્ર દાન કરવા માટે ઉત્તમ પ્રકારની વિવેક બુદ્ધિ જરૂરી છે. વિવેક વિના સંસાર રૂપી સાગર પાર ન ઉતરાય અને પ્રભુની કૃપા વિના આવો વિવેક પ્રાપ્ત થવો પણ દુર્લભ છે.

એકવાર સ્વામી શરણાનન્દજી મહારાજનાં દર્શનનો લાભ મળ્યો. તેઓ મારા પિતાજીના મિત્ર છે. ઘણી આત્મીયતાથી વાતો કરી તેઓ સ્વતંત્ર ચિંતક છે, તેમના વિચારો સીધા સાદા અને ઊંડાણવાળા અર્થગંભીર છે

પ્રશ્ન કર્યો "મહારાજ, ટૂંકમાં આપ શું ઉપદેશ આપી શકો?"

જવાબ મળ્યો "જીવો જાગતા રહો અને આનંદથી પ્રસન્ન રહો" પછી જરા હસીને શાન્તિપૂર્વક સમજાવ્યું "આપણે સૌ જીવીએ તો છીએ જ, પણ સાથે સાથે જાગૃતિપૂર્વક વિવેકથી કામ લેતા રહેવું જોઇએ. પછી તો આપોઆપ વિવેક યુક્ત જીવનમાં પ્રસન્નતા પ્રગટશે"

દાનનો મહિમા આપેલા આંકડાથી માપી શકાય નહિ. કોઇ ગરીબ માણસ યોગ્ય ભાવનાથી એક પૈસાનું દાન આપે તો તે દાન શ્રીમંતોની આપેલી લાખો અને કરોડોની રકમથી પણ ચઢિયાતું છે.

બાઈબલમાં પ્રસંગ છે કે–ઈસા મસીહની ઝોળીમાં એક વૃદ્ધ, ગરીબ બાઈએ એક જ પેન્સ નાખેલો. ઈસા મસીહે સામે ઊભેલા જનસમુદાયને પૂછયું :

"તમને ખબર છે? આ પાત્રમાં સૌથી મહત્ત્વનું દાન કોણે કર્યું છે?" લોકો આમ તેમ નજર ફેરવવા લાગ્યા શ્રીમંતો વિચાર્યું કે ઈસામસીહનો ઈરાદો એમના તરફ સંકેત કરવાનો હશે પરંતુ જરા અટકીને એમણે ઉમેર્યું : "પેલા ખૂણામાં ચૂપચાપ જે વૃદ્ધબાઈ બેઠી છે, તેનું દાન સૌથી વિશેષ છે" એની પાસે માત્ર એક જ પેની હતી, અને તેણે શ્રદ્ધાપૂર્વક પાત્રમાં નાખી છે"

ઋષિ વિનોબાજીએ પણ દાન અને દયાનું પ્રગટીકરણ બહુ સુંદર રીતે વર્ણવ્યું છે. જે પ્રમાણે પાણીનો પ્રવાહ ઉંચી જગ્યાએ નીચે પ્રવાહિત થતો રહે છે, તે જ રીતે દયા અને પ્રેમ વહેતા રહેવા જોઈએ. સંસારમાં ઘણા ખરા લોકો પોતાનાથી વધુ સુખી લોકો તરફ જ નજર કરે છે અને પોતે મનથી દુઃખી થાય છે, જો એ જ લોકો ઉપર જોવાને બદલે નીચે નજર કરી પોતાનાથી પણ વધુ દુઃખી અને ગરીબોનો વિચાર કરી શકે, તો તેમના દિલમાંથી કરુણા અને સહાનુભુતિનું ઝરણ આપોઆપ પ્રગટશે. એકવાર થયા પછી વહેવાનો ઝરણનો સ્વભાવ જ છે. આમાં નિઃસ્વાર્થ ભાવના હશે, દાનમાં કૃત્રિમતા નહીં જ હોય, આવી શુદ્ધ અને પવિત્ર દાનની ભાવના જગતભરમાં સુવાસ ફેલાવી શકે.

વિનોબાજી કહે છે કે "ધનને સાચવી રાખવાથી તેનો નાશ થાય છે, તેથી સાચા અર્થમાં તેને દ્રવિત કરી 'દ્રવ્ય' બનાવવું જોઈએ : જ્યારે તેમાં વહન-શક્તિ પ્રગટે છે ત્યારે જ તેને દ્રવ્ય કહેવાય અને ધન પણ ધન્ય થઇ જાય"

અંતમાં સાચો દાની તો ભગવાન સ્વરૂપ છે, જે સ્વાભાવિકપણે ભક્તો તરફ પ્રેમ અને આશીર્વાદની વર્ષા કરે છે. કવિવર તુલસીદાસજીએ તો એક મહત્ત્વના દાનની પ્રશંસા કરી છે જે સન્ત પુરુષો જ આપી શકે; તેઓ સદ્‌ગુણોનું દાન કરે છે. તેમની નજરે બીજાના દુર્ગુણો ન ચડતાં માત્ર ગુણો જ દેખાય છે, અને તેમનો વિકાસ કરે છે આસામના સન્ત માધવદાસજીએ ચાર પ્રકારના મનુષ્યો કહ્યા છે. 'અધમ' કે જેને માત્ર બીજાના દોષ જ દેખાય. 'મધ્યમ' કે જેને ગુણ અને દોષ બન્ને દેખાય. ત્રીજો પ્રકાર 'ઉત્તમ' કે જેને બીજાના ગુણ જ દેખાતા હોય; અને ચોથો પ્રકાર તે 'ઉત્તમોત્તમ' જે બીજાના નાના-નાના સદ્‌ગુણોનો વિસ્તાર કરી શકે છે. આ ચોથા પ્રકારના મહાનુભાવો સાચા અર્થમાં 'દાતા' છે. એમના સત્સંગના બળથી જ સંસારમાં સુવાસ ફેલાયા કરે છે; સાચા અર્થમાં મનુષ્ય પોતાના જીવનમાં સુખ અને પ્રસન્નતા માણી શકે છે

*

અનુ૦ મંગળાબહેન જોશી

# સત્ય અને હું

મહાત્મા ભગવાનદીન

એક દિવસની વાત છે જમનાલાલજી મને એક પુસ્તકમાંથી ગાંધીજી અને વિનોબાજી વચ્ચે થયેલી વાતચીતનો પ્રસંગ સંભળાવવા લાગ્યા. એ પ્રસંગ નીચે મુજબ છે :

જ્યારે રાવણે સીતાનું હરણ કર્યું ત્યારે લંકા જતી વેળાએ સીતાએ રસ્તામાં એક પછી એક પોતાનાં ઘરેણાં ફેંક્યાં, જેથી રામચંદ્રજીને ભાળ લાગે કે રાવણ કયે રસ્તે તેમને ઉઠાવી ગયો. રામે લક્ષ્મણને આ ઘરેણાં બતાવી પૂછ્યું ત્યારે લક્ષ્મણે જવાબ આપ્યો :

नाहं जानामि केयूरे नाहं जानामि कुण्डले
नूपुरे त्वभिजानामि, नित्यं पादाभिवन्दनात्।

એટલે કે કેયૂર અને કુંડલ જે શરીરના ઉપરના ભાગનાં ઘરેણાં છે તે હું નથી ઓળખી શકતો, પણ નૂપુરને હું ઓળખી શકું છું; કારણકે રોજ સીતાજીની પાયવંદના કરતી વખતે હું એ નૂપુરોને જોતો !'

એકવાર સાબરમતી આશ્રમમાં આ વિષય ઉપર ચર્ચા ચાલી. બાપુ તો ક્રાંતિકારી હતા જ. તેમણે કહ્યું કે, 'મને લક્ષ્મણનું આ વાક્ય સારું નથી લાગતું.' પછી તેમણે મને પૂછ્યું, 'તારો આ વિષયમાં શો અભિપ્રાય, છે ? તું તો શાસ્ત્ર બહુ સારી રીતે જાણે છે' મેં કહ્યું કે, 'તમે જે દૃષ્ટિએ આ વાક્ય નાપસંદ કરો છો એ દૃષ્ટિએ તો એ પસંદ કરવા જેવું નથી જ. લક્ષ્મણ બ્રહ્મચારી હતો એટલે એણે સીતાનું મો જોયું જ નહોતું. જો બ્રહ્મચારી એવી મર્યાદામાં રહે કે તેણે સ્ત્રીનું મોં જોવું નહિ તો એ વાત ખોટી છે. પણ હું આ વાક્યનો બીજો અર્થ કાઢું છું. આમાં લક્ષ્મણે સીતાના માત્ર ચહેરા તરફ ન જોયું એટલો જ અર્થ નથી. આમાં તો રામ લક્ષ્મણને પૂછી રહ્યા છે. એનો અર્થ એ કે રામ પણ એ ઘરેણાં ઓળખી શક્યા નહિ. એટલે કે પતિ પણ પત્નીનાં ઘરેણાં ઓળખી શકતો નથી.

'આનો અર્થ એ કે શું રામ કે શું સીતા, બન્ને અનાસક્ત હતાં. બન્ને એકબીજાંની આકૃતિ નહોતાં જોતાં બલ્કે બન્ને એકબીજાંને બ્રહ્મના સ્વરૂપે જોતાં. પણ લક્ષ્મણ તો સીતાનાં ચરણોની પૂજા કરતો, પાદાભિવંદન કરતો, એટલે એ ઉપાસનાની દૃષ્ટિએ ચરણાકૃતિ જોતો ત્યારે તેમાં પગ પર પહેરેલાં ઘરેણાં પણ આવી જતાં. એ ઘરેણાં સાથેની ચરણાકૃતિને મૂર્તિ સમજી તેની ઉપાસના કરતો.' જ્યારે મેં આ અર્થ કાઢી બતાવ્યો ત્યારે બાપુએ કહ્યું, 'તું તો શાસ્ત્રવચનોનો બહુ સારો બચાવ કરી જાણે છે,' તેમણે કહ્યું, 'એ ઠીક છે. જ્યાં સુધી થઈ શકે ત્યાં સુધી એમ જ થવું જોઈએ. શાસ્ત્રવચનોનો સારો અર્થ જ કાઢવો જોઈએ. એટલે જ્યાં બ્રહ્મચારીના મનમાં એ ભાવના આવી કે સામેથી જે સ્ત્રીઓ આવે છે અને હું જોઈ ન શકું તો તે એની એક નિર્બળતા ગણાશે'

આ સાંભળી મને હસવુ આવી ગયું અને મેં જમનાલાલજીને કહ્યું કે, 'આવી સીધીસાદી વાતમાં પણ આ બે દાર્શનિકો શા માટે મૂંઝવણમાં પડ્યા ? એમણે એમ કાં ન વિચાર્યું કે આ તો બધી વાલ્મીકિની કલ્પના છે ! ઘર છોડીને જંગલમાં જાય ત્યારે સાથે ઘરેણાં લઈ જાય એવા રામ મૂરખ નહોતા અને સીતાજી પણ જંગલમાં સાથે ઘરેણાં લઈ જાય એવાં મૂર્ખ નહોતાં. છતાં માની લઈએ કે સીતાજીએ ઘરેણાં પહેર્યાં હતાં બધી સ્ત્રીઓ ઘરેણાં પહેરે છે. પણ કોણ એવી દૃષ્ટિએ એ ઘરેણાં જુએ છે કે એક દિવસ મારે આ ઘરેણાં ઓળખવાં પડશે કે એ મારી ભાભીનાં છે કે મારી પત્નીનાં છે.' એ સાંભળી જમનાલાલજી બોલ્યા, 'આ તમે મોટી વાત કહી. હું મારી પત્નીનાં આભૂષણોની ક્યાં નોંધ રાખતો રહું છું ?'

સાચે જ જો સીતાજીએ આભૂષણો પહેર્યાં

હોય અને રાવણ જ્યારે તેમને ઉપાડી ગયો ત્યારે તેમણે એ દૃષ્ટિએ ઘરેણાં ફેંક્યાં હોય કે જ્યારે તેમના પતિ અને દિયર આ ઘરેણાં જોશે ત્યારે તેમને એમનો પતો લાગશે, તો રામચંદ્રજી માટે કોઈ પણ મામૂલી ગામડિયા માણસની માફક એ સ્વાભાવિક હતું કે એ ઘરેણાં ઉપાડી પોતાના ભાઈને પૂછે કે, 'ભાઈ, તું આ ઘરેણાં ઓળખી શકે છે?' ભાઈ પણ એ જવાબ આપે કે, 'બધાં તો નહિ, માત્ર પગનાં આભૂષણો ઓળખી શકું છું, કારણ કે સીતાજી મારાં મોટાં ભાભી હતાં એટલે ક્યારેક ક્યારેક હું એમને પાયવંદન કરતો.' જરા નોંધી લેજો કે લાખમાંથી એક માણસ પણ લક્ષ્મણના ચરિત્રમાંથી શીલ નહિ શીખે કે રામચંદ્રજીની અનાસક્તિમાંથી પણ કશું નહિ શીખે. સીધાસાદા વર્ણનની માણસના મન ઉપર જેટલી અસર થાય છે તેટલી મીઠું મરચું ભભરાવીને કરેલા વર્ણનની નથી થતી.

આ તો થઈ ઝીણું કાંતવાની વાત! તો જુઓ, હું તો લક્ષ્મણ પાસે એવું કહેવડાવું કે 'મોટાભાઈ, મેં તો ક્યારેય એમના પગ પણ નથી જોયા અને હું બ્રહ્મચારી એમના પગ જોઈને કરું પણ શું? મેં તો એમના પગની નીચેની ધૂળ જ જોઈ હતી અને તે પણ એ ખ્યાલથી કે કદાચ એમના તરફથી એ મારી તરફ ન આવે અને તેમના પગ નીચેની રજકણ મારા શરીરના કોઈ ભાગને ન ચોંટે.'

હવે કહો, હું ગાંધીજી અને વિનોબાજી કરતાં ચડિયાતો તત્ત્વજ્ઞાની ખરો કે નહિ? પણ મારું આ તત્ત્વજ્ઞાન વ્યવહારમાં રતીભાર પણ કામ લાગશે? મારો તો એવો દાવો છે કે મારી આ વાત યુવાનોના ચરિત્રને નીચે પાડવામાં મદદ કરશે.'

અહીં આપણે એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે જ્યારે જ્યારે આપણે શાસ્ત્રો કે ધર્મગ્રંથોનું સમર્થન કરીએ છીએ, ત્યારે ત્યારે કાવ્ય અને તેના અલંકારનું સમર્થન થાય છે, એટલે કે અસત્યનું સમર્થન થાય છે.

છેવટે એક વાત કહીને મારું કહેવાનું પૂરું કરું. ૨૭ વર્ષની વયે જ્યારે હું ઘર છોડી બહાર નીકળી ચૂક્યો હતો, ત્યારે કામશાસ્ત્રના વાતો મેં એવા કાવ્યગ્રંથોમાંથી જાણી છે કે જે ધર્મગ્રંથો લેખાય છે. એ ગ્રંથો વાંચવા પહેલાં મને એ વસ્તુઓનું ભાન સુદ્ધાં નહોતું!

હે કવિઓ અને તત્ત્વજ્ઞાનીઓ! ઈશ્વરને ખાતર ઝીણું કાંતવાનું છોડી દો. જેમ દેહને ચીરવાથી આત્મા હાથ નથી લાગતો, તેમ વ્યવહારને ચીરવાથી સત્ય હાથ નહિ લાગે. સત્ય જો જાણવું જ છે તો આજે પણ સંસ્કૃતિથી દૂર રહેતી નાગા જાતિઓ વચ્ચે જઈ રહો, એસ્કિમોને મળો, આદિવાસીઓને મળો, ગોંડ-ભીલોને મળો.

*

## ગ્રાહક બન્ધુઓને

ઘણા ખરા ગ્રાહકોનું લવાજમ એપ્રિલ ૧૯૭૦ થી માર્ચ ૧૯૭૧ સુધીનું હતું. આ અંક સાથે તેઓનું લવાજમ પૂરું થાય છે.

નવા વર્ષનું લવાજમ રૂપિયા આઠ મનીઓર્ડરથી વેણુવજ્ન કાર્યાલય ૨, રામકૃષ્ણનગર રાજકોટને સરનામે એપ્રિલ ૧૦–૧૯૭૧ સુધીમાં મોકલી આપશો જેથી અંક મોકલવાનું ચાલુ રાખી શકાય.

કેટલાક ગ્રાહકોએ ગયા વર્ષનું લવાજમ પણ ભર્યું નથી તેઓ બે વર્ષનું સાથે મોકલી આપે.

વ્યવસ્થાની સરળતા ખાતર મનીઓર્ડરથી અથવા ચેકથી લવાજમ મોકલવા વિનંતિ છે. વી. પી. થતું નથી તો ધટતું કરશો એવી આશા સાથે.

—સંપાદક

# દેરાણી-જેઠાણી

ઇન્દુલાલ ગાંધી

'દેરાણી-જેઠાણી રમે સોગઠે રે લોલ !'

આ લોકગીતમાં સંયુકત કુટુંબની મધુર એકસંપીનું એક જુદું ચિત્ર આપણને જોવા મળે છે. આ ચિત્રને ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી જોઈએ તો અમાંથી બે અર્થ નીકળે : એક તો સોગઠાંની રમતમાં નિર્ભેળ મનોરંજન અને બીજો અર્થ થાય છે સ્પર્ધા. કુટુંબમાં દેરાણી કરતાં જેઠાણી વહેલી પરણીને આવી હોય છે એટલે જે માનમરતબો, મોભો પોતાનો અત્યાર સુધી સચવાઈ રહ્યો છે તે બધું નવી પરણીને આવેલી દેરાણી ન પડાવી લે એટલી જાગ્રતિ જેઠાણીને રાખવી પડે છે.

આમાં આપણે ઈર્ષા – અસૂયાનો અણગમતો રંગ ન ઉમેરીએ તો પણ આપણો નારી – સહજ સ્વભાવ આવો વિચાર અનાયાસે પણ કરી લેતો હોય છે. પણ જો જેઠાણી સમજુ હોય, વ્યવહારુ હોય– સંયુકત કુટુંબની એકસંપી તૂટવી ન જોઈએ એવી કાર્યદક્ષ ને ઉદાર હૃદયવાળી હોય તો મોટીબહેનની જેમ દેરાણીનો વિશ્વાસ મેળવીને તેને પોતાની હૂંફમાં લે છે અને જાણે બંને સગી બહેનો હોય એ રીતે કુટુંબમાં વર્તે છે.

સંયુકત કુટુંબને સારી રીતે અને સુખશાંતિ-પૂર્વક ચલાવવાનો આજ એક ધોરી માર્ગ છે. દેરાણીએ પણ જેઠાણીને મોટીબહેન સમજીને, એના સ્વમાનને જરાકે આંચ ન આવે એવી રીતે એની સાથે વર્તવું જોઈએ આમ થશે તો ઘરની તમામ માયા, મમતા લાડ–કોડ એને જેઠાણી પાસેથી મળી રહેશે. 'પારકાને પોતાના' કરવાની જે જૂની કહેવત આપણામાં પ્રચલિત છે તેનો સાચો અર્થ દેરાણીએ અહીં સમજવાનો છે: જેઠાણીનાં બાળકોને એને પોતાનાં બાળકો ગણવા જોઈએ એનાં સગાવહાલાં પોતાનાં સગાવહાલાં છે એવું માત્ર ઉપર ઉપરથી નહિ પણ અંતરની સાચી લાગણીથી વ્યકત થવું જોઈએ કોઈ કુટુંબમાં કદાચ એવું પણ બને કે જેઠાણી સાસુ જેવો કડપ રાખતી હોય, વાતવાતમાં વાંક કાઢતી હોય, મેણાં ટોણાં મારતી હોય ત્યારે પણ દેરાણીનું મોઢું તો હસતું જ હોવું જોઈએ. સામા જવાબો વાળવાના હોય ત્યારે પણ શબ્દોમાંથી વિવેક તો ન જ જવો જોઈએ કે કડવાશ ન આવવી જોઈએ આમ સહન કરવું એ એક આકરી કસોટી છે, પણ સહનશીલતાનું અંતિમ ફળ સારું જ આવે છે એમ અનુભવે જણાયું છે. જેઠાણીનો સ્વભાવ આકરો હોય, ઉગ્ર હોય તોય દેરાણીની સહનશીલતા સામે એને અંતે નમવું પડે છે. અગ્નિને ઘીથી નહિ પણ પાણીથી શાંત કરી શકાય છે.

આના અનુસંધાનમાં મારા પાડોશની એક વાત હું તમને કરું જેઠાણી દસ વર્ષથી પરણીને આવી છે, ત્રણ બાળકો છે ઘરમાં સાસુ–સસરા નથી. નણંદ છે પણ સાસરે છે, જેઠાણીએ સારું ઘર જોઈને દિયરને પોતાને હાથે જ પરણાવ્યો. દેરાણી ઇન્ટર સુધી ભણેલી છે પોતે ઝાઝું ભણેલી નહિ એટલે આટલું ભણેલી દેરાણી પાસે રસોઈ સિવાય ઘરનું બીજું કામ શી રીતે કરાવાય? આવા સંકોચથી ઠામ–વાસણ-કપડાં અને બીજો ઢસરડો પોતે જ કર્યા કરતી હતી.

દેરાણીએ થોડા દિવસ તો આ બધું જોયા કર્યું. અંતે એનાથી સહન ન થયું ત્યારે એણે ઉપકાર કરતી હોય તેમ નહિ પણ પોતાની ફરજ છે એમ માનીને અંતરની ઊંડી લાગણીથી જેઠાણીને કહ્યું : 'મોટીબહેન, આજથી રસોઈ તમે કરજો, બાકીનું બધું હું કરી નાખીશ હું વધારે ભણેલી છું એટલે આવું કામ મને કયાં સોંપાય એમ માનીને તમે કશું બોલતાં નથી પણ મારા ભણતરમાં એવું કશેય નથી શીખડાવવામાં આવ્યું કે ભણેલાંથી ઘરનું કામ થાય જ નહિ'

દેરાણીની વાત સાંભળીને જેઠાણીની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં પેટની જણી દીકરી હોય તોય માનું આટલું પેટમાં ન બળે દેરાણીને

પોતાની નજીક ખેંચી અત્યંત વાત્સલ્ય અને મમતાથી જેઠાણી બોલી : 'ના બહેન' આવું ગદ્ધાવૈતરું હું તમને નહિ કરવા દઉં. તમે તમારા મા બાપને ઘેર કશું કામ કર્યું નથી એટલે ફાવશે પણ નહિ. અને તમે ય કયાં ઓછું કામ કરો છો ? રસોઈ કરો છો, બજારમાંથી ચીજ–વસ્તુ લઈ આવો છો, બધાનાં ભાણાં સાચવો છો અને મારા ત્રણ બાળકો તો તમારા કેટલા બધા હેવાયાં થઈ ગયા છે ! એ તમામને તમે નવડાવો-ધોવડાવો છો. સારી રીતે જમાડીને શાળાએ મોકલો છો. તમારા આવ્યા પહેલાં તો હું યે એની આટલી બધી સંભાળ નહોતી રાખતી'

આજે આવાં ચિત્ર બહુ ઓછાં જોવા મળે છે સંયુક્ત કુટુંબમાંથી વિભક્ત કુટુંબની ભાવના ધીમે ધીમે જોર પકડતી જાય છે : નાનોભાઈ પરણીને આવે છે એટલે આઠ દહાડા પછી જુદા થવાની વાત કરે છે આનો તમામ દોષ જેઠાણી – દેરાણી માથે આવે છે : "બૈરાઓની વચ્ચે કડવાશ થઈ એટલે જુદા થવું પડયું ' આ વાત રોજની થઈ ગઈ છે. સાસુનો સ્વભાવ આકરો હોય પણ જો દેરાણી–જેઠાણીની વચ્ચે સગી બ્હેનો જેવો સુમેળ હોય તો કુટુંબ-વ્યવસ્થાને કશી આંચ આવતી નથી ભાઈઓ જુદા થવાની પાછળના કારણો તપાસીશું તો જણાશે એ કારણો તદ્દને ક્ષુલ્લક હોય છે: અંતરની અસહિષ્ણુતા વૃત્તિ જ કુટુંબની અભેદ્ય દીવાલમાં ફરી કદીજ ન પૂરાય એવી તરડ પાડે છે. અને અન્ન જુદાં થાય છે એટલે મન પણ જુદાં થઈ જાય છે.

એટલે આપણે શરૂઆતમાં જોયું તે પ્રમાણે 'દેરાણી–જેઠાણી રમે સોગઠે રે લોલ ! ' એમાં ખોટી હોંસાતુંસી, અદેખાઈ કે હરીફાઈ નહિ પણ આનંદ–કલ્લોલ અને હેતપ્રીતની જ ભાવના હોવી જોઈએ આ ભાવના જ આપણા સંસારને સ્વર્ગ બનાવી શકે છે.

●

એક શ્રીમંત વિદ્યાર્થીએ હોસ્ટેલના નોકરને સંબોધીને કહ્યું : 'લે, સરસ કામ કરવા બદલનું આ તારું ઈનામ.' નોકરે નવાઈ પામી પૂછયું : 'શાનું ઈનામ આપો છો ?' સામેથી જવાબ મળ્યો : ત્રણ ત્રણ દિવસથી તું મારો અભ્યાસખંડ સરસ રીતે સાફ કરી શણગારે છે એનું.' 'પણ... આ મિથ્યા માહિતી તમને આપી કોણે ? મેં તો તમારો ખંડ કદી સાફ કર્યો જ નથી ને !' 'ત્યારે સાફ કરનાર કોણ હશે ?' વિદ્યાર્થીએ વિચાર્યું. તે દિવસે જમવા ન જતાં, તે ખૂણે સંતાઈને ઊભો રહ્યો. એટલામાં તો આચાર્ય પોતે ઝાડુ લઈને આવી પહોંચ્યા, અને આઘું પાછું જોયા વિના મંડી પડયા વાળવા નજરોનજર નિહાળીને શ્રીમંત વિદ્યાર્થી પગે પડી ગયો. અનુભવી આચાર્યે કહ્યુ : 'તને જે કામ ન ફાવે કે ન આવડે તે કરી આપવાની યા શીખવવાની મારી ફરજ છે. કલાકારે માત્ર સુંદર ચિત્રો જ નથી ચીતરવાનાં, પળેપળના જીવનમાં પણ એવી જ કલાદૃષ્ટિ દાખવવાની છે આવી સુઘડતા રાખીએ તો જ જીવન દીપી ઊઠે ' આ પ્રસંગે બક્ષેલી કલાદૃષ્ટિ જીવનભર જળવાઈ રહી. આચાર્ય હતા ખ્યાતનામ કલાકાર નંદલાલ બસુ.



# પ્રાર્થના

સ્વામી રામદાસજી

'પ્રાર્થના કરવી'— એ વાક્યમાં જ ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર છે. નહિતર કોની પ્રાર્થના કરાય? એટલે ઈશ્વરની પ્રાર્થના કરી તેનો અનુભવ લેવા પહેલાં જ 'ઈશ્વર છે' એમ આપણે સ્વીકારી લેવું પડે છે. સંતો, મહાત્માઓ તથા પયગંબરોએ પરાપૂર્વથી ઈશ્વરના અસ્તિત્વ વિશે આપણામાં શ્રદ્ધા પ્રગટાવી છે. ઈશ્વરના અસ્તિત્વનો એક વખત સ્વીકાર કર્યા પછી સ્વાભાવિક પ્રશ્ન ઊઠે છે કે, ઈશ્વર ક્યાં વસે છે? પરંતુ કેવળ વિચાર કર્યાથી અંતરને સંતોષ મળતો નથી. એ તો જ્યાં સુધી ઈશ્વરને સગી આંખે દૃષ્ટોદૃષ્ટ મળાય નહિ અને તેને વસ્તુતઃ અનુભવાય નહિ, ત્યાં સુધી ઈશ્વર વિશેનો સાચો મેળ મળતો નથી. તેની સાથે સીધો સંબંધ બાંધી શકાય તો ઈશ્વર વિશેની સંપૂર્ણ પ્રતીતિ થાય છે. પ્રાર્થના દ્વારા ઈશ્વર સાથે સીધો સંબંધ બાંધી શકાય છે અને પરિણામે ઈશ્વરની પૂરી પ્રતીતિ થાય છે.

ઈશ્વર સાથે અનેક રીતના સંબંધ બાંધી શકાય છે. તમારી માતા, તમારો પિતા, તમારો મિત્ર અગર તમારો માલિક હોય તેવી અનેક રીતથી તેની સાથે સંબંધ કેળવી શકાય છે. જે રીતનો સંબંધ બાંધો તે રીતની ભાવના તેના તરફ રાખી પ્રાર્થના કર્યાથી દિનપ્રતિદિન તેના સાંનિધ્યમાં પહોંચી શકાય છે. દાખલા તરીકે તમે તેના સેવક બની પ્રાર્થના કરશો તો અંતરમાં એવો જ ભાવ ઉત્પન્ન થશે કે, 'હે માલિક! મને સાચા માર્ગે દોરી સત્યના પંથે પ્રેરજે, જેથી હું સત્યનો માર્ગ ન ચૂકું.' પ્રત્યેકના હૃદયમાં વસી રહેલો ઈશ્વર આવી પ્રાર્થના જરૂર સાંભળે છે, એટલું જ નહિ, પણ તમને સત્યના માર્ગે દોરશે અને જગતનાં સૌ પ્રલોભનો સામે ઝૂઝવાનું અથાગ બળ પણ આપશે. આવી પ્રબળ શક્તિ કેવળ પ્રાર્થના દ્વારા મેળવી શકાય છે. પ્રાર્થના દ્વારા ઈશ્વર અને આપણી વચ્ચેના સતત સંબંધની યાદ આપણને રહે છે. ખરી રીતે, ઈશ્વરની અને આપણી વચ્ચે એક અસ્ખલિત સ્રોત વહે તો છે જ, પરંતુ તેનું ભાન આપણે ગુમાવી દીધું છે. આ જ્ઞાનને પુનઃ જાગૃત કરવાનું કામ પ્રાર્થના દ્વારા સધાય છે. બાળકોની આંખમિચામણીની રમતમાં, મા સાક્ષાત્ સામે ઊભી હોય તોપણ બાળક તેને જોઈ શકતું નથી, કારણ તેની આંખ મીંચેલી છે. તેવી જ રીતે ઈશ્વર સન્મુખ હોવા છતાં, મીંચેલી આંખો તેને જોઈ શકતી નથી. આંખો ઉઘાડતાં જ જેમ બાળક સામે ઊભેલી માને સન્મુખ જુએ છે તેમ આપણી આંખનાં પડળ ખૂલતાંવેંત જ સાક્ષાત્ મા અર્થાત્ ઈશ્વર દેખાય છે. વસ્તુતઃ મા તો સામે ઊભેલી જ હતી, પરંતુ આંખો બંધ હોવાથી તેને જોઈ શકતાં નહોતાં. માટે આંખોને જરાક ઉઘાડશો તો ઈશ્વર સામે ઊભેલો દેખાશે. તે તો સૃજનજૂનો તમારી સમક્ષ ખડો છે, પરંતુ આપણે તે વીસરી ગયા છીએ, અને તેથી ઈશ્વર અને આપણે જુદા છીએ એવો ભ્રમ આપણામાં પેસી ગયો છે, અને પરિણામે નાહક દુઃખી દુઃખી થઈ રહ્યા છીએ. એક વખત હૃદયમાં ઊગે કે ઈશ્વર સન્મુખ છે એવું જ્ઞાન મળતાં જ, માવતર વિનાના રડતા બાળકને મા મળતાં જે આનંદ થાય છે તેવો જ આનંદ અને શાંતિ પ્રાપ્ત થાય છે. આ જ્ઞાન મેળવવા પ્રાર્થનાની આવશ્યકતા છે.

નિયમિત રીતે પ્રાર્થનાના અભ્યાસથી આપણે દિનપ્રતિદિન ઈશ્વરના સાંનિધ્યમાં જઈ રહ્યા છીએ તેમ લાગે છે. આપણા મનમાં પવિત્ર ભાવના જાગે છે અને રોજના વ્યવહારમાં પણ શુદ્ધિ આવતી અનુભવાય છે. રામદાસની સાધના-અવસ્થામાં ઈશ્વરનું પવિત્ર નામસ્મરણ તેનો મુખ્ય આધારસ્તંભ હતો. નિત્યના સતત નામસ્મરણથી, ઈશ્વરના સાંનિધ્યનો આનંદ મળતો હતો એટલું જ નહિ પણ રામદાસ અને ઈશ્વર જુદા નથી, એવી તદાકારવૃત્તિ જન્મતી હતી. ઉપવાસ, એકાંતવાસ, ને સંતોનો સત્સંગ—આ

સૌ સાધનાનો હેતુ ઈશ્વરનું સતત ચિંતન રહે, અને સૌ વૃત્તિઓને ઈશ્વરમય કરવા સારુ છે પ્રાર્થના દ્વારા વૃત્તિઓનો ઈશ્વર સાથે યોગ સધાય છે અને એ વાર તે રસાસ્વાદના અનુભવ પછી ઘડીભર ઈશ્વરનું વિસ્મરણ અસહ્ય લાગે છે આ અનુભવ ઈશ્વરના સૌ ભક્તોનો છે

શરૂઆતમાં પ્રાર્થના દ્વારા થતો અનુભવ ઈશ્વરને 'મળ્યા ન મળ્યા' જેવો લાગે છે અંતરમાં એક પ્રકારનું યુદ્ધ અને ખેંચા-ખેંચી જેવું લાગે છે વૃત્તિ તદાકાર થતાં થતાંમાં તો સ્થિરતા ઓસરી જાય છે અને હૃદયમાં એક પ્રકારનો પરિતાપ થાય છે જળમાંથી બહાર કાઢેલી માછલી સમો ફફડાટ સાધક અનુભવે છે ફરી ફરી વૃત્તિને સ્થિર કરી તદાકાર કરવા તે ઇચ્છે છે એક ઘડીભર અનુભવેલા રસાસ્વાદની પુનઃ તૃષા તેને જાગે છે અને આખરે વિરહના આવા અનેક અનુભવો પછી ઈશ્વરના સતત ચિંતનની સ્થિતિ પ્રાપ્ત થાય છે આ સ્થિતિનું વર્ણન ખરેખર અવર્ણનીય છે

ઈશ્વરપ્રાપ્તિની ઇચ્છા ઘણાઓ કરે છે ખરા, પરંતુ તેની ખરી લગની કેટલાને છે? ઈશ્વરના વિરહમાં જીવનના નિષ્ફળતા કેટલા અનુભવે છે? વાસ્તવિક રીતે જોતાં જ જણાય છે કે ઈશ્વરનું વિસ્મરણ આપણા માટે સ્વાભાવિક બની ગયું છે

પ્રાર્થનામાં, ઈશ્વર પાસે જગતના પાર્થિવ સુખો કદી યાચવા નહિ ઈશ્વરના સાનિધ્યમાં બધી નિધિ અનાયાસે આવી મળે છે પરંતુ ઈશ્વરની પ્રાપ્તિ કરતાં દુનિયાનાં ક્ષણભર ઐશ્વર્યો આપણને વધુ પ્રિય છે એટલે ઈશ્વર પાસે તેની યાચના કરીએ છીએ

ભગવદ્ગીતામાં અનન્યભાવે ઈશ્વરનું ચિંતન કરનારના સૌ જવાબદારી ઈશ્વરે સ્વીકારી છે અર્થાત્ ઈશ્વરપ્રાપ્તિ જેનું ધ્યેય છે અને જે ઈશ્વરના ચિંતનમાં સતત મગ્ન છે તેઓની ખબર ઈશ્વર રાખે છે રામદાસની સાધના અવસ્થામાં જ્યારે તે ઠેકઠેકાણે ફરતો હતો, ત્યારે ખાવાપીવાનો અને રહેવાનો તેને કાંઈ આધાર નહોતો તે તો ઈશ્વરના સતત ચિંતન, સ્મરણ અને તેના ઉપરના દૃઢ વિશ્વાસ ઉપર નિર્ભય હતો પરંતુ જ્યાં જ્યાં તે જતો ત્યાં ત્યાં ઈશ્વરના સંગાથનો હાજરાહજૂર અનુભવ તેને સતત રહેતો હતો અને તેવા વિષમ સંયોગોમાં પણ તે તેની આશ્ચર્યકારક રીતે સંભાળ લેતા હતા માટે ઈશ્વર પાસે સંસારના ક્ષુલ્લક વસ્તુઓની કદી યાચના કરવી નહિ

સૌથી શ્રેષ્ઠ પ્રાર્થના તો એક જ છે કે 'હે ઈશ્વર! મને તારો બનાવ અગર તું મારો થા' વસ્તુતઃ આપણે ઈશ્વરના બનીએ કે તે આપણો થાય તેમાં કાંઈ ફેર નથી તેની પાસે સતત આ યાચના કરો

असतो माम् सद्गमय
तमसो माम् ज्योतिर्गमय
मृत्योर्माम् अमृतम् गमय ॥

---

## પ્રભુ પાસે માગવું એ પ્રભુના પ્રેમનું અપમાન છે

જ્યાં સુધી આપણે પ્રભુ સાથેનો આપણો સાચો સંબંધ સમજતા નથી હોતા ત્યાં સુધી ઘણી ઘણી ઈચ્છાઓ આપણે માટે સેવીએ છીએ અને પ્રભુ પાસે, આપણા પરમ પિતા પાસે એવી માગણી કરીએ છીએ, 'હે પ્રભુ તું મારી આટલી ઈચ્છા પૂરી કરજે' ખરી રીતે આમ માગીને આપણે પ્રભુ પ્રત્યેના આપણા પ્રેમનું અપમાન કરીએ છીએ જ્યાં સાચો પ્રેમ હોય ત્યાં માગણી એ અંતરાય રૂપ છે, એ પ્રેમમાં કચાશ બતાવે છે કારણ, સાચા પ્રેમમાં તો એવી અદ્ભુત શક્તિ રહેલી છે કે એને તો આપણને શાની જરૂર છે એ પહેલાંથી જ જાણ હોય છે અંગ્રેજીમાં યથાર્થ જ કહ્યું છે

'Love anticipates'

—ગુરુદયાલ મલ્લિક

# પાકાં ટમેટાં

લાલબહાદુરસિંહ

પાકાં ટમેટાંમાં એક અદ્‌ભુત ગુણ એ છે કે તેનાં વિટામિનો બીજાં શાકભાજીઓની માફક દેવતા ઉપર રંધાતાં એકદમ નાશ પામતાં નથી તેની બીજી એક વિશેષતા એ જોવામાં આવી છે કે તેનો મુરબ્બો કે અથાણું જો સંભાળીને રાખવામાં આવે તો મહિનાઓ સુધી તે પહેલાંની માફક જ વિટામીનયુક્ત રહી શકે છે હોટલો, રેસ્ટોરાંઓ અને ઘરોમાં વપરાતી ટમેટાંની ખાટી મીઠી ચટણી જેને 'સોસ' કહે છે તે પણ પોષક તત્ત્વો અને વિટામિનથી ભરેલી હોય છે ખારી પૂરી, ભૂંજેલા ચણા, પકોડા, સમોસા વગેરે સાથે આ ચટણી ખાવાનો રિવાજ ઘણો પ્રચલિત છે. આ ચટણી રુચિકર અને ક્ષુધાને વધારનારી છે

ટમેટાંમાં 'એ', 'બી' અને 'સી' એમ ત્રણેય વિટામિન છે મનુષ્યના શરીરના બંધારણ માટે, બાળકોની શારીરિક વૃદ્ધિ અને માંદગી પછી નબળાઈ ગયેલા શરીરની તાકાત મેળવવા વિટામિન 'એ'ની જરૂર રહે છે. વિટામિન 'એ' ચામડી અને શ્વાસનળીને સ્વસ્થ, સ્વચ્છ અને ભીની રાખે છે સાથે સાથે તે શરીરને બળવાન પણ બનાવે છે જેથી રોગના જંતુઓ માણસના શરીરમાં પ્રવેશ ન કરી શકે જેમનામાં વિટામિન 'એ'ની ખામી હોય તે ખામી ટમેટાંના સેવનથી દૂર કરી શકાય છે વિટામિન 'બી' હૃદય, યકૃત, ફક્ક અને પાચનક્રિયાને સ્વસ્થ ને સુદૃઢ રાખે છે અને વિટામિન 'સી' લોહીને શુદ્ધ અને આંતરડાંને સ્વસ્થ રાખે છે. આ ઉપરાંત હાડકાં ને દાંતને મજબૂત કરવામાં પણ એ મદદ કરે છે આ રીતે ટમેટાંમાં ત્રણેય પ્રકારનાં વિટામિન ભરપૂર પ્રમાણમાં હોવાને કારણે માણસને માટે એ બહુ લાભદાયી છે શરીર નરમ હોય ત્યારે પણ જો ટમેટાં લીધાં તે થ નો રોગના આક્રમણની ખરાબ અસર માણસને તનાવી શકતી નથી

ટમેટાંનો પ્રયોગ કેટલાક રોગોમાં પણ થાય છે તાવમાં ટમેટાંનો રસ (અં. સૂપ) બહુ ફાયદો કરે છે આ બનાવવાની રીત નીચે પ્રમાણે છે:

પાકાં ટમેટાંને લઈ તેમને ઉકાળવાં. પછી કપડછાણ કરી તેનો રસ કાઢી લેવો. આ રસમાં લસણ, જીરું વગેરેનો વઘાર કરવો અને યોગ્ય પ્રમાણમાં મીઠું નાખી તાવના દરદીને એ સૂપ આપવો. આ સૂપ ભોજનની અરુચિને દૂર કરે છે અને ભૂખનો વધારો કરી શરીરના તાવને શાંત કરે છે. સાથે સાથે શરીરમાં પોષણક્રિયા પણ કરે છે.

ટમેટાંનો પ્રયોગ પેટનાં દર્દો, આંત્રપુચ્છશોથ (અં. એપેન્ડિસાઈટીસ) અને અતિસાર (અં. ડાયેરીઆ) વગેરે રોગોમાં ઘણો ફાયદો કરે છે. મનુષ્યના જીવનના રક્ષણ માટે જે જે તત્ત્વોની જરૂર છે તે તમામ ટમેટાંમાં છે. એમાં લોહતત્ત્વ અને ચૂનાનું તત્ત્વ (અં. આયર્ન એન્ડ કેલ્શિયમ) પૂરતા પ્રમાણમાં છે એટલા માટે તેનામાં શક્તિ વધારવાની અને હાડકાં મજબૂત કરવાની ક્ષમતા છે ટમેટાંમાં પ્રોટીન, પોટેશિયમ, ફોસ્ફરસ, ગંધક, ક્લોરીન વગેરે દ્રવ્યો પણ બીજાં શાકભાજીની સરખામણીમાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે.

જેઓની દૃષ્ટિ ક્ષીણ થઈ ગઈ હોય, આંખે અંધારાં આવતાં હોય તેમને માટે ટમેટાંનો નિયમિત પ્રયોગ બહુ લાભકારી નીવડે છે પાંડુરોગના દર્દીને જો લાલ ટમેટાંનો રસ આપવામાં આવે તો તેની દુર્બળતા દૂર થઈ જાય, તેની ભૂખ વધે અને ધીરે ધીરે તેનો રોગ_ખમ દૂર થઈ જાય. ટમેટાંનું શાક સાફ દસ્ત લાવે છે અને તેનાથી કબજિયાત નથી થતી. કહેવાય છે કે જાડા શરીરવાળા માણસો જો નિયમિત રીતે ટમેટાં ખાય તો તેમની સ્થૂળતા દૂર થઈ જાય. સાંધાના દર્દના અને દરાજના દર્દીઓને માટે પણ ટમેટાંનો પ્રયોગ લાભદાયી બને છે.

# અવલોકન

શિ.

'જીવનમાંગલ્ય'

લેખક શ્રી ચાંપશી વિ ઉદ્દેશી નવચેતન

કાર્યાલય, અમદાવાદ ૭

પાના ૧૭૧, મૂલ્ય રૂાં ૨-૫૦

શ્રી ચાંપશીભાઈનો આ બીજો તાત્વિક વિચારો પ્રેરનારો લેખસંગ્રહ છે. આ અગાઉ 'જીવનઘડતર' બહાર પડી ચૂક્યું છે જેને અપૂર્વ સફળતા મળી ચૂકી છે. એ જ શ્રેણીમાં આ બીજું સુંદર પુસ્તક ઉપલબ્ધ બને છે.

શ્રી ચાંપશીભાઈ સ્વભાવે ક્રાંતિકારી નથી એટલે કે જૂનું તોડીને નવું કરવામાં નહીં પરંતુ જૂનામાંથી જે સત્વશીલ અને મંગલમય હોય તેના ઉપર નવાની માંડણી કરવામાં તેઓ જરૂર માને છે ભાષામાં ઝડઝમક કે આંજી નાખે તેવા વાક્ય પ્રયોગોનો તેમને મોહ નથી. છતાં આ પુસ્તકના ૪૦ લેખોમાં તેમની સૌમ્ય અને સાત્વિકભાષા હૃદય સોંસરવી ઊતરી જાય છે. પોણોસો વર્ષનો જીવનસંઘર્ષ, અને અનુભવ નિચોડ કેવો હોય તે જોવું જાણવું હોય તો આ પુસ્તક અવશ્ય વાંચવું જોઈએ. જે વિષયસૂચિ અહીં રજૂ થઈ છે તેના તરફ દૃષ્ટિપાત ફેંકતાં કોઈપણ વયના, કોઈપણ ક્ષેત્રના અને ગમે તેવી રસરુચિ ધરાવતા પાઠકને અચૂક પ્રેરણા મળે તેવી ચિંતન-સામગ્રી અહીં ગ્રથિત થઈ છે અને તેનો આસ્વાદ નાનાથી માંડીને મોટા તેમજ થોડું ઘણું વાંચી શકનારથી માંડીને વિદ્વાન સુધી એક સરખો લઈ શકે છે, બે પૂંઠા વચ્ચેનું આખું પુસ્તક અને પાનેપાનું ચિંત્ય સામગ્રીથી ભરપૂર છે અને તેમાં કોઈ એક લેખની કે અમુક લેખોની પસંદગી કરવી પણ મુશ્કેલ બને તેવું ઉચ્ચ ધોરણ ઠેઠ સુધી જળવાઈ રહ્યું છે. "જૂનું-નવું નહીં પણ સારૂં-નરસું" "અંતર દીવડી શ્રદ્ધા" "૭૯મે વર્ષે મને કેવું લાગે છે?" "ના કહેતાં પણ શીખો" "બાંધછોડ-દાંપત્યની ગુરુ ચાવી", "મહોરાયુગ" "અસ્થિરતા-ભારતનું ભયંકર કેન્સર" "લખવું શા માટે-વાંચવું શા માટે" — આટલાં ઉદાહરણો બસ થઈ પડશે. વિદ્વદ્વર્ય ચાંપશીભાઈ આવાં વધુ પુસ્તકો ગુજરાતને આપી, ચિંતનસાહિત્યને સમૃદ્ધ બનાવે એ અભિલાષા.

'કોંગ્રેસ' — ભંગાણ, જોડાણ, ભાવિ,

સંપાદક શ્રી સોપાન

સુકાની નૂતન પુસ્તક શ્રેણી

જાન્યુ. ૭૧ મૂલ્ય ૧-૫૦

'સુકાની' હવે પુસ્તકશ્રેણીમાં બહાર પડતાં, ચિરંતન મૂલ્ય ધરાવતું સાહિત્ય શ્રી સોપાનના સંપાદનથી મળવાનો લાભ થયો છે જાન્યુઆરી ૭૧ અંકમાં કોંગ્રેસના ભંગાણ વિષે અદ્યતન રાજકીય સમીક્ષા રજૂ થઈ છે તેની પુસ્તક રૂપેની રજૂઆત માત્ર શાસ્ત્રીય નથી પણ સંદર્ભગ્રંથની ખોટ પાડે તેવી સમર્થ રીતે લખવામાં આવી છે. પુસ્તકને તબક્કાઓમાં વહેંચી નાખવામાં આવ્યું છે. 'ભૂતકાળની ભૂમિકા,' બેંગલોરની બેઠક પહેલાં, મોરારજીભાઈની વિદાય, આક્ષેપો અને આત્માનો અવાજ, રાષ્ટ્રપતિની ચૂંટણી પછી, એકતાનો અંતિમ પ્રયાસ, એમ લગભગ સો પાનામાં કોંગ્રેસ વિષે ૧૯૭૧ની ચૂંટણી સુધીની સમીક્ષા સરલ શૈલીમાં વિષદ રીતે રજૂ થઈ છે. રાજકારણમાં રસ લેતા સૌ કોઈને માટે આ પુસ્તકનું વાચન અનિવાર્ય ગણાશે. પ્રવાહી પરિસ્થિતિને કારણે તેમજ ૧૯૭૧ની મધ્યસત્રી ચૂંટણી આવી પડવાથી આ પુસ્તકનો બીજો ખંડ છાપવો જરૂરી બન્યો છે અને તેનું પ્રકાશન માર્ચમાં થવાની જાહેરાત આ પુસ્તકમાં થઈ છે તેથી દેખીતી રીતે જ સંપૂર્ણ ચિત્ર મેળવવા માટે બન્ને ખંડો વાંચ્યા પછી જ અવકાશ રહે છે. તો પણ જે વાત ભૂતકાળ બની ગઈ તે ઓછી ઐતિહાસિક નથી. કોંગ્રેસ સત્તા ઉપર આવે અથવા રહે તો પણ જે આંચકો તેની પ્રતિષ્ઠાને લાગ્યો છે અને વ્યક્તિઓની પ્રતિભાનું ખંડન થયું છે તે પાછાં મળનાર નથી. 'સુકાની'એ પુસ્તક શ્રેણીમાં રાજકારણ, અર્થકારણ, જાહેર જીવનના સળગતા સવાલોનો પરિચય, તેનું પૃથક્કરણ તથા સર્વાંગી સમીક્ષા પ્રગટ કરીને એક તંદુરસ્ત રચનાત્મક પ્રયોગ હાથ ધરેલ છે.

વૈષ્ણવજન કાર્યાલય
૨, રામકૃષ્ણ નગર
રાજકોટ-૨

# ગ્રાહક બન્ધુઓને

ઘણાખરા ગ્રાહકોનું લવાજમ એપ્રિલ ૧૯૭૦ થી માર્ચ ૧૯૭૧ સુધીનું હતું. આપને બધા મળીને કુલ બાર અંકો મળી ગયા હશે.

નવા વર્ષનું લવાજમ રૂપિયા આઠ મનીઓર્ડરથી ઉપરને સરનામે એપ્રિલની દસ તારીખ સુધીમાં મોકલી આપશો જેથી અંક મોકલવાનું ચાલુ રાખી શકાય

કેટલાક ગ્રાહક મિત્રોએ ગયા વર્ષનું લવાજમ પણ ભર્યું નથી તેઓ બે વર્ષનું લવાજમ રૂપિયા સોળ મોકલી આપશે તો આભારી થશું.

વ્યવસ્થાની સરળતા ખાતર મનીઓર્ડરથી અથવા ચેકથી લવાજમ મોકલી આપવા વિનંતી છે. વી. પી. થી વધુ ખર્ચ થાય છે એટલે મ. ઓ થી લવાજમ મોકલવાની સહુ કાળજી રાખે એવી ફરી વિનંતી છે

આશા રાખીએ છીએ આપ ગ્રાહક તરીકે ચાલુ રહી પૂરો સહકાર આપશો. — સંપાદક

# માનવીની ભવાઇ

અંધાર આ શો જગમાં છવાયો ?
'કાલોઽગ્નિ લોકક્ષયકૃત' શું આવ્યો ?

સંહારના ભીષણ નાદ ગાજે,
શાંતિ તણો દેહ પીંખાય આજે

શ્રદ્ધા ખૂટી માનવ ઉરમાંથી
ક્રોધે સહુની થઇ આંખ રાતી,
વૈરાગ્નિ આ શો ભડક્યો ભયાનક
જલી રહી માનવતા અવાચક

બન્યો રિપુ માનવ માનવીનો,
સ્વાર્થે ભરીને મદમસ્ત નેનો,

'જાણે વિજેતા જગનો જ હું છું,
કોઇ ન મોટો મુજથી ગણું છું.

વિજ્ઞાનને કિંકર મેં બનાવ્યો
આકાશ વાયુ જલમાં ઉડાવ્યો !

ત્રિલોક મારે ચરણે નમાવું.
મારી પ્રશસ્તિ જગમાં કરાવું'

હસે વિધાતા - મૂઢ માનવીને,
આ શા રચ્યા તાંડવ મૂર્ખ તે છે,

વિરાટ જ્યારે કરશે પ્રકોપ,
સૃષ્ટિ તણી હસ્તી થશે અલોપ

હિંસા તણી ભૂખ હજુ ના ધરાઇ ?
ભૂખો મરી શી કરતા ભવાઈ ?

લાજે વિધાતા, મનુવંશ લાજે
જોઈ લીલા માનવીની જ આજે

વડવાગ્નિ વૈરનો વિશ્વે આવીને કોણ ઠારશે ?
શમાવા આગ હિંસાની અંજલિ કોણ છાંટશે ?

હરિલાલ ભરૂચા